# બહુરૂપી બજાર

અથવા

# તલેસ્માતી ભેદોનો ભંડાર.

## ભાગ ૩-૪.

( અદ્દભૂત અને ભેદ ભરેલા બનાવોથી ભરપૂર વાર્તા. )

લખનાર:—

**મથરાદાસ ગોકલદાસ રાજા,**

તે 'અલ-મન્સુર', 'લટકતું હાડપીંજર', 'ચિતોડ ચાતકિની',
'અઈયારા અમીરન' ઈત્યાદીના કર્તા,

મુંબઈ.

શ્રી 'સરસ્વતી' પ્રીન્ટીંગ પ્રેસ, નાગદેવી સ્ટ્રીટ, મુંબઈ.

**આવૃત્તિ બીજી.**



સંવત ૧૯૮૧.] [ઇ. સ. ૧૯૨૫.

કિંમત રૂ. ૫-૦-૦

**પ્રીન્ટર:—મગનલાલ જગજીવનદાસ.**

ઠેકાણું:—શ્રી સરસ્વતી પ્રેસ, નંબર ૨૨, નાગદેવી સ્ટ્રીટ, મુંબઈ, ૩.

પબ્લીશર—**મથરાદાસ ગોકલદાસ રાજા.**

ઠેકાણું:—નં. ૧૯-૨૧, ઓવલવાડી, વીઠલવાડી-મુંબઈ નં. ૨.

## મનોવેધક બનાવોથી ભરપૂર રસીલી વાર્તાનાં પુસ્તકો.

---



| | | |
|---|---|---|
| બહુરૂપી બજાર અથવા તલેરમાતી ભેદોનો ભંડાર | ભાગ ૧-૨ | કિં રૂ ૩-૧૨-૦ |
| ” ” ” ” | ભાગ ૩ | કિં રૂ ૩- ૮-૦ |
| ” ” ” ” | ભાગ ૪ | કિં રૂ ૧- ૮-૦ |
| ” ” ” ” | ભાગ ૫-૬ | કિં રૂ ૨- ૮-૦ |
| વીણા-ચિતોડ આતકિની (ઐતિહાસીક) | | કિં રૂ ૧- ૪-૦ |
| અલ-મન્સુર | | કિં રૂ ૧- ૪-૦ |
| જય-વિજય અથવા લટકતુ હાડપીંજર | | કિં રૂ ૧- ૦-૦ |
| આઈયારા અમીરન | | કિં રૂ ૦- ૪-૦ |

**મળવાનાં ઠેકાણાંઃ**—મથરાદાસ ગોકળદાસ રાજા,
નં ૧૯-૨૧, ઓવલવાડી, વીઠ્ઠલવાડી,

મેસર્સ એન એમ ત્રીપાઠીની કુંપની, પ્રીન્સેસ સ્ટ્રીટ તથા
જાણીતા બુકસેલરો—મુંબઈ.

# બહુરૂપી બજાર

અથવા

# તલેસ્માતી ભેદોનો ભંડાર.



## ભાગ ત્રીજો.



## પ્રકરણ ૧ લું.

### એ વળી ભેદ શો ?



વાંચનાર, આ નવીન પ્રકરણમા આપણે આર્યોમા તીર્થનુ ધામ ગણાતા શ્રી વીશ્વેશ્વરના મહીમા અને પ્રતાપથી પંકાયલા પુણ્યધામ કાશીપુરીની યાત્રા કરીએ અહા હા ! શી કાશીપુરીની શોભા ! જ્યા ત્યા સોનેરી કળશો સૂર્યના તાપમા ઝળકી રહ્યા હતા ઘટનાદનો અવાજ અને ચોઘડીયાના ઘોર મારતા પડઘા સાભળી કોના અંતકરણમા ભોળા શંભુજી પ્રત્યેનો ભક્તિભાવ બેવડા ઉમળકાથી ઉછળ્યા વગર રહે ! મોક્ષદાયીની ગંગાનો પ્રવાહ વહી રહ્યો હતો સંધ્યાકાળનો સમય હતો સૂર્યદેવ અસ્તાચળ પર્વતની પોતાની ગુફામા વિરામ પામવાને પધારી ચુક્યા હતા, તેથી લાગ જોઈ અંધકાર દૈત્યે ચારે તરફ પોતાનો અમલ બેસાડી દીધો હતો. આની કંઈ દરકાર ન કરતા ગંગાજી શાંતિથી ધીમે ધીમે વહી મંદ હવાને બીનારાવાળી કરી રહ્યા હતા આ

સમયે ગ ગાજીના તટ ઉપર નવયૌવનમા ખીલી રહેલી સોળેક વર્ષની વયની એક સુદરી હથેલીપર કોમળ કપોલ ટેકવી ક ઈ ઉંડા વિચારમા નિમગ્ન થઈ વહી રહેલા જળતર ગો તરફ એકટસે જોઈ રહી હતી આ યુવતીના શરીરનો બાધો તેમજ દરેક અવયવ ઘાટ-દાર હતા તેની ચામડીનો ર ગ જરા શામળો હતો છતા તેની લાવણ્યતા અને કોમળતામા કોઈ પ્રકારે લેશ પણ ખામી જણાતી નહોતી થોડી થોડી વારે તે રમણી મસ્તક ઉંચુ કરી ચારે તરફ નજર ફેરવતી અને પાછી વિચારમા પડી જતી હતી તેની સામેજ ગ ગાજીમા એક ન્હાનકડી નાવ કીનારા પાસેજ બાધેલી હતી, જેમા સાતેક માણસો નજરે પડતા હતા તથા એક તરફ થોડોક સફરનો સામાન અને ચાર ભાલા પડયા હતા થોડી વાર ત્યા બેસતા અ ધકાર વધતા તે સ્ત્રી ઉભી થઈ, એટલે નાવપરથી બે સીપાઈઓએ કીનારે આવી તેને પોતાના હાથનો ટેકો આપી નાવ પર બેસાડી નાવમા અરધો ભાગ છાપરાથી ઢાકી અ દર એક ઓરડા જેવુ કરવામા આવ્યુ હતુ, જેમા તે યુવતી ન બેસતા તેના છાપરાપર જઈ બેઠી, અને કોઈના આવવાની રાહ જોતી હોય તેમ કીનારા તરફ આતુરતાથી જોવા લાગી થોડી વારમા એક પુરૂષ હાથમા એક ન્હાની ગાસડી સહ ત્યા આવી પહોચ્યો, જેને જોતાજ બે ખલાસી કીનારે ઉતરી ગયા, અને તેઓમાથી એકે તેના હાથમાથી ગાસડી લઈ લીધી, જ્યારે બીજાએ પોતાના હાથનો ટેકો આપી તેને નાવપર ચ્હડાવ્યો તે પુરૂષે છાપરા ઉપર તે સ્ત્રીની પાસે જઈ નાવને સામે પાર હ કારવાની ખલાસીઓને આજ્ઞા કરી, અને પછી તેણી સ ગે ઈશારતમાજ થોડી વાર વાતચીત કીધી, જે ક ઈ આપણા સમજવામા આવી નહી, પણ એટલુ તો જાણવામા આવ્યુ કે તે યુવતી મુ ગી તેમજ બહેરી હતી નાવ હ કારતાજ યુવતી છાપરાપરથી ઉતરી નાવની અ દર ઓરડામા બેઠી, એટલે પેલો પુરૂષ પણ પોતાની ગાસડી સહીત તેની પાછળ ગયો નાવમા બે ઓરડીઓ હતી, જેમાની આગલી ઓરડીમા એક સુદર સેતર જી પાથરેલી હતી અને અ દરની બીજી ઓરડીમા એક ન્હાનો પલ ગ બીછાવેલો હતો, તથા કેટલોક સામાન પડેલો હતો યુવતી હાથની ઈશારતથી પુરૂષને ક ઈ સમજાવતા શેતર જીપર બેસી ગઈ, એટલે પુરૂષે લાકડાની એક પાટી અને ચાકનો કટકો તેની પાસે

મૂક્યો. યુવતી પેલા પુરૂષે આણેલી ગાસડી લઈ તે છોડીને જોવા લાગી. તેમાંથી નીકળેલી પીત્તળની એક નકસીદાર પેટી તેણીએ ઉઘાડી તો તેમાંથી કાગળના ચાર પાંચ કટકા મળ્યા, જેનાપર કંઈ લખેલ હતું તે તેણીએ વાંચીને પછી તે પાછા જતનથી તેમ મુકી દીધા, અને પછી બીજી ચીજો જોવા લાગી. બે ચાર જાતના રૂમાલો અને કેટલાક અસલી સીક્કાઓ જોવા પછી તેણીએ ગાસડી-માંથી નીકળેલો ટીનના પતરાનો એક દાબડો ઉઘાડ્યો, જેમાંની અજાયબીભરી કંઇક વસ્તુ નમીને જોતાંજ તે ચમકીને જરા પાછળ હટી ગઈ. એકાએક તેણીના શરીરમાં ધ્રુજારી છુટી, તેમજ મુખપર ફીક્કાશ છવાઈ જવા સાથે આંખો મીંચાઈ ગઈ. તરતજ તે પુરૂષે તે દાબડાને બંધ કરી એક બાજુએ મુકી દીધો, એટલામાં નાવના બહારના ભાગમાંથી બુમ સંભળાઈ—"કીસનજી!" જે સાંભળતાંજ તે ઉઠીને બહાર ગયો. વાંચનાર, આ પુરૂષનું નામ કીસનજી અથવા કીસનરાય હતું. તેના શરીરનું કદ સાધારણ પણ જરા ભરાવદાર અને દેખાવડું હતું. મુખમાંના ઉપલા દાંત જરા ખરબચડા હતા તેથી બેએક દાંત સહજ હોઠની બહાર જણાતા હતા. તે બહાર આવતાં હલેસાં મારનાર ખલાસીઓએ હલેસાં મારવા બંધ કરી દીધા. નાવની ઓરડીના દરવાજા ઉપર ત્રણ સીપાઈઓ પહેરો ભરતા હતા તેમને કીસનરાયે પૂછ્યું—"કેમ, શું છે?"

"કીનારા ઉપર ઘણા માણસો છે!" કીનારા તરફ હાથ કરી બતાવતા એક સીપાઇ બોલ્યો—"જુઓ, જુઓ! તેઓ આપણી નાવ જાય છે તે તરફજ ચાલ્યા આવે છે!" કીનારા તરફ એકટસે જોઈ કીસનરાય બોલ્યો—"કદાચ તેઓ આપણા દુશ્મનો પણ હોય! નાવને કીનારા તરફ લઈ ન જતાં મધ્ય પ્રવાહમાં આગળ હંકારો, એટલે કંઈ હરકત નથી!" આમ કહી તે યુવતી પાસે આવ્યો, એટલે તેણીએ ઈશારતથી પૂછ્યું—"શું છે?" જવાબમાં કીસનરાયે પાટીપર ચાકથી લખી કીનારા ઉપ-રના માણસો વિષે તેને વાકેફ કીધી. એટલે તેણીએ પાટીપર લખ્યું—"આપણી નાવને પ્રવાહમાં જવા દો, અને સીપાઈઓને બંદુક તૈયાર રાખી ફરમાવો કે કોઈ તરીને આપણી નાવ પાસે આવવાની તજવીજ કરતો જણાય તો તેનાપર ગોળી છોડવી!"

"બહુ સારૂ !" એમ ઈશારતથી જણાવી કીસનરાય ઉઠીને પાછો બહાર આવ્યો, અને સીપાઈઓને આજ્ઞા કરી પાછો અંદર આવી યુવતી પાસે બેઠો, એટલે તેણીએ પોતાના પાલવને છેડેથી એક કુંચી છોડીને કીસનરાયને આપતાં પેલા ટીનના દાબડાને પોતાની પેટીમાં મુકી દેવાનું ઈશારતથી જણાવ્યું તરત જ કીસનરાય દાબડો લઈ પાસેની બીજી ઓરડીમાં ગયો જ્યાં એક ન્હાનો પલંગ બીછાવેલ હતો તથા કેટલોક સામાન એક તરફ ગોઠવેલો પડયો હતો સામાનની અંદર પડેલી એક પેટી તેણે પેલી ચાવી વડે ઉઘાડીને તેની અંદર દાબડો મુકી દઈ તે પાછી બંધ કરી દીધી, અને તેની ચાવી યુવતીને સોંપી આ સમયે બહારથી બંદુક ફુટવાનો અવાજ આવ્યો, એટલે કીસનરાય તરતજ બહાર નીકળ્યો, એટલે એક સીપાઈએ પાણીમાં હાથ કરી બતાવતાં કહ્યું "જુઓ, જુઓ ! કેટલાક માણસો તરીને આ તરફ આવતા જણાય છે !"

"પરંતુ આપણી બંદુકના અવાજ સાંભળીને તેઓ પાછા ફરી ગયા છે !" આમ કહી કીસનરાય પાછો અંદર ચાલ્યો ગયો, અને બહારની તમામ હકીકત તેણે પાટી ઉપર લખીને યુવતીને જણાવી એટલે તે પણ ઉઠીને બહાર આવી કીનારા તરફ જોવા લાગી આમ લગભગ એક કલાક વહી ગયો જે માણસો કીનારાપર ભેગા થયલા જણાતા હતા તેમજ તરીને તેમની નાવ તરફ આવતા હતા, તેઓ હવે દેખાતા નહોતા આમ ભય દૂર થતાં તેઓ ઓરડામાં આવી બેઠા, એટલે યુવતી કીસનરાયની ગાંસડીમાંની વસ્તુઓ પાછી જોવા લાગી ત્રણ ચાર જાતના મસ્રુના કિંમતી પોષાકો સિવાય બીજી જાણવા જોગ કંઈ પણ વસ્તુ તે ગાંસડીમાં નહોતી, એટલે તેણીએ ગાંસડી પાછી બાંધી એક બાજુએ મુકી દીધી વળી પાટી ઉપર લખીને તેમની વચ્ચે વાતચીત ચાલી "પીત્તળની પેટીમાંની ચીઠ્ઠીઓ ક્યાંથી મળી ?" યુવતીએ પૂછ્યું

"એ પેટીમાંજ હતી !" કીસનરાયે જવાબ આપ્યો

"અને પેટી કયાં હતી ?" યુવતીએ પૂછ્યું

"તેના પલંગ નીચે ! ઘરમાં કોઇ નહોતુ ! ઉતાવળમાં જે હાથમાં આવ્યું તે ગાંસડી બાંધી ઉપાડી આવ્યો !"

"ઠીક! આપણને તો ટીનના દાબડા સાથે કામ હતુ વળી પેટીમાથી મળી આવેલી ચીઠ્ઠીઓથી પણ બીજા ઘણા કામ પાર પડશે!" યુવતીએ આનદસહ જણાવ્યુ આમ તેમણે ઘણીવાર સુધી વાતચીત કરી રાત એક પ્રહર કરતા વધુ વીતી ગઈ, એટલે યુવતી પાસેની ઓરડીમા બીછાવેલા પલગ ઉપર નિદ્રા લેવાને પડી કીસનરાય પણ ત્યા બળતો દીપક ઓલ્હોલવી શેતરજીપરજ એક તરફ સુઈ ગયો, અને રાત્રીભર નાવ વગર થોભવે ચાલી જ્યારે રાત થોડીક બાકી રહી હતી ત્યારે પેલી યુવતી પોતાની શય્યામા બેઠી થઇ, અને પાસેની બારીમાથી નમીને બહાર પાણીમા જોવા લાગી આ સમયે આકાશ તદન સ્વચ્છ હતુ ચદ્રના પ્રકાશ સાથે તારાઓ અને નક્ષત્રો પણ પોતાના ચળકાટથી પૃથ્વિદેવીને દીપાવી રહ્યા હતા થોડીવાર સુધી બારીમાથી બહાર જોયા પછી તે યુવતી ધીમેથી પલગપરથી ઉતરી અને પોતાની પેટીમા કીસનરાયે આણેલ દાબડો મુકાવ્યો હતો તે પેટીમાથી કહાડી લઇ એક બીજી પેટી ઉવાડીને તેમાથી એક મીણબત્તી કહાડી દાબડો લઈને તે પલગ ઉપર આવી બેઠી મીણબત્તીમાથી મીણ કહાડીને તેણીએ દાબડાના સાધાઓમા ભરી તેમા પવન પણ સચરી ન શકે, એમ તે બધ કીધો, અને પછી તે કીનારા તરફ જોતી બારીએ બેઠી પ્રભાત થતા નાવ એક એવા સ્થાનમા જઈ પહોચી, જ્યા કીનારા ઉપર થોડીક વસ્તી જણાતી હતી, અને એક મ્હોટુ શીવાલય પણ હતુ, તેમજ સ્નાન માટે ગગાજીમા ઉતરવાને ત્યા કાળા પથ્થરની પગથીઓ પણ જણાતી હતી નાવ શીવાલયની બરોબર સામે નદીમા આવી પહોચતા યુવતીએ પેલો દાબડો પાણીમા ફેકી દીધો, અને પછી નિશ્ચિંત થઈ પોતાની શય્યાપર સુઈ ગઈ તેની આ સર્વ હીલચાલ નાવપરના કોઈ પણ માણસના જાણવામા આવીજ નહી થોડી વારમા તે વસ્તીવાળો ભાગ પાછળ રહી ગયો, અને નાવ ઘણે દૂર વધી ગઈ પ્રભાતનો પૂર્ણ પ્રકાશ થતા યુવતીની આજ્ઞા મુજબ નાવને જગલને કીનારે કીનારેજ આગળ હકારવામા આવી યુવતી બારીમા બેઠી જગલની શોભા નીહાળતી હતી પ્રભાતના સોહામણા સમયે ધીચ જગલ રમણીક લાગતુ હતુ જાતજાતના રગબેરગી પક્ષીઓ કલરવ કરતા ઝાડો-

પર ઉડી રહ્યા હતા જંગલની શોભા નીહાળતી યુવતી બેઠી હતી, એટલામાં ત્યાંની એક વસ્તુપર નજર પડતાં ચમકીને ઉઠી બહાર આવી તેણે નાવ કીનારે લંગારવાની ખલાસીઓને ઈશારતથી આજ્ઞા કરી તરતજ નાવ કીનારે લઈ જવામાં આવી, એટલે પોતાના સીપાઇઓને ઈશારતથી કંઈ સમજાવી કીસનરાય સહીત તે કીનારાપર નીચે ઉતરી લગભગ એક કલાક સુધી કીનારાપર રહી સ્નાન, વગેરે કરીને યુવતીએ નાવપર આવી સહેજ ભોજન કીધું, અને પછી તેણીએ પુરૂષનું સ્વરૂપ ધારણ કીધું ચુસ્ત પાયજામો, માથાપર મ્હોટો ફેંટો અને કસબી સેલાની ભેટ બાંધી તેણીએ ઢાલ, તલવાર, ખંજર અને એક નાની પીસ્તોલ, વગેરે હથીયારો સજ્યા અને પાછી નાવપરથી ઉતરવાને તૈયાર થઈ, જે જોઈ કીસનરાયે અજાયબ થઈ તેણીને ઈશારતથી પૂછ્યું-' હવે મારે શું કરવું ?'' જવાબમાં યુવતીએ ચાક અને પાટી મંગાવી તેપર લખીને જણાવ્યું-" આ નાવમાં બેસીને તમે તમારે સ્થાને પહોંચી જાઓ' ત્યાં હું તમને આવી મળીશ"

"હું તમને એકલા છોડનાર નથી'" કીસનરાય પાટીપર લખ્યું-" તમે જાણો છો કે તમારે માટે મેં કેટલી મુશ્કેલી વેઠી છે, અને અધમ કામ કરવાને પણ આનાકાની કરી નથી'"

"એ ખરૂં છે, પરંતુ હું મુંગી અને બહેરી હોવાથી મારી સાથે જીંદગી સુખ આરામથી ભોગવી શકશો નહીં' મારી તરફના તમારા અનહદ સ્નેહભાવના બદલામાં હું તમને એક મ્હોટા અમીર જેવી સુખી સ્થિતિના બનાવી દઉં છું તમે કોઈ સૌંદર્યવાન યુવતી સંગે લગ્ન કરજો'" યુવતીએ જવાબમાં લખ્યું કીસનરાયે એક ઉંડો નિશ્વાસ નાખ્યો અને લખ્યું-" અરેરે' તમે આજે મને આમ શિખામણ આપવા તૈયાર થયા છો' મારા અંતઃકરણમાંના દ્રઢ પ્રેમનો કંઈ પણ ખ્યાલજ કરતા નથી' તમારી દોલતની મને લેશ પણ દરકાર નથી' તમે મુંગાબેહેરાં છો તે માટે મને જરા પણ દુઃખ નથી' બસ, હવે તો મને માન્ય રાખો' ના કહો એટલે આ સ્થાનેજ તમારી દૃષ્ટિ સમક્ષ આ દેહનો અંત આણી સદાની જંજાળમાંથી મુક્ત થાઉં' 'અજબકુંવર સાથે મારે ખરો સ્નેહ નહોતો અને હું કંઈ કરી શક્યો નહીં'

એવા વચનો લોકોને મુખેથી સાભળીને જગમા હાસી કરાવવા કરતા હુ મરવુ વધુ પસદ કરીશ !" આ વાચીને મુગી યુવતી અજબકુવર ઉપર કઈ અસર થઈ નહી તેણીએ કઈક ખીજવાટ સહ પાટીપર લખ્યુ-"હજી હુ મારા મનના ધારેલા કામો પૂર્ણ કરીને નિશ્ચિત થઈ નથી, એટલે આ સમયે તો તમારી કઈ માગણી માન્ય કરી શકુ તેમ નથી' છતા એટલુ તો સમજાયુ છુ કે તમારો મારા તરફનો પ્રેમ દૃઢ છે !"

"ત્યારે તમારા ધારેલા કામો પૂર્ણ થાય ત્યા સુધી મને તમારી સાથેજ રાખો' સાથે રહીને તમારા દરેક કામમા હુ તમને મદદ કરીશ, અને સમય આવતા તમારે માટે પ્રાણ પાથરવાને પણ આનાકાની નહી કરૂ '" કીસનરાયે જણાવ્યુ અને આગ્રહ ભરી નજરે તેણી તરફ જોયુ જવાબમા તેણીએ લખીને જણાવ્યુ-"ઠીક ! તમારી એ ઈચ્છા હુ મજુર રાખુ છુ ! સીપાઈઓને સમજાવીને કહો કે તેઓ નાવને પાછી લઈ જાય અને તેમા સામાન છે તે સભાળીને રાખે કેમકે, પેલો દાબડો પણ એમાજ છે' ' તરતજ કીસનરાયે બહાર આવીને સીપાઈઓને તમામ હકીકતથી વાકેફ કીધા, અને પછી અદર આવી તે પણ હથીયાર સજી તૈયાર થયો તરતજ તેઓ બને કીનારે ઉતર્યા કીસનરાયે ઈશારત કરવાથી ખલાસીઓએ નાવ લગર ઉપાડી પાછી ફેરવી, અને કીસનરાય તથા અજબકુવરી જગલ તરફ ચાલ્યા થોડેક ગયા પછી તેઓ એવે સ્થાને જઈ પહોચ્યા, જ્યા ઘણા પગવાટ હતા, એટલે અજબકુવરી ઉભી રહીને ચારે તરફ જોવા લાગી એક તરફ એક સુકુ ઝાડ જોતા તેની પાસે જઈને કઈ નીશાની શોધતી હોય તેમ તે ચારે તરફ બારીકીથી જોવા લાગી ત્યાની જમીન ખરબચડી અને પથરીલી હતી આસપાસ જોતા થોડેક દૂર ગોઠવેલા પથ્થરના એક ઢગલાપર નજર પડતા તેની પાસે જઈ તેણી તેપર થાક ખાવાને બેઠી અને કીસનરાયને પણ પોતાની પાસે બેસવાની ઈશારત કરી તેઓ બનેને ત્યા બેઠાને હજી બહુ સમય થયો નહોતો—હજી તો તેમનો થાક પણ ઉતર્યો નહોતો, એટલામા સામી તરફથી લાલ પોશાક પહેરેલ એક ઘોડેસ્વાર તેમની તરફ આવતો જણાયો, અને તે પાસે આવતા જણાયુ

કે, એક લાવણ્યસંપન્ન યુવતી પુરૂષની માફક હથીયારો સજી ઠાઠમાઠથી ઘોડાપર બેસી પોતાની બહાદુરીના કીરણો પ્રકાશી રહી હતી કીસનરાય અને અજબ બેઠા હતા ત્યા આવી પહોચતા પોતાના અશ્વને ઉભો રાખી અજબ તરફ કઈ ભેદ ભરી નજર નાખી તે હસી પડી, એટલે અજબે પણ કીસનરાય તરફ કટાક્ષથી ઈશારત કરતા મુખ મલકાવ્યુ, અને ઉઠીને સ્વારની પાસે ગઈ તરતજ યુવતી પણ ઘોડાપરથી નીચે ઉતરી અને પોતાની પાસેની થેલીમાથી એક ચીઠ્ઠી અને લાલ માણેકની એક વીંટી કહાડી અજબના હાથમા આપ્યા, જેથી તેણીને બેહદ આનદ થયો, અને વીંટીને માન આપતી હોય તેમ પોતાના મસ્તકે લગાડી તેણીએ આગળીએ પહેરી લીધી, અને ચીઠ્ઠીને ખીસામા છુપાવી ઝડપથી પેલી યુવતીના ઘોડાપર સ્વાર થઈ ઘોડાને એડ મારી જગલમા દોડાવી તે જોતજોતામા તેમની નજર આગળથી અદશ્ય થઈ ગઈ કીસનરાય તો આ સઘળો તમાસો જોઇને દીગમૂઢ બની ગયો અજબને જતી અટકાવવાને તે તેની પાછળ દોડી અથવા કઈ પણ કરી શક્યો નહી અરે, તેના મુખમાથી એક શબ્દ પણ નીકળી શક્યો નહી, એટલામા તે યુવતી તેની પાસે આવી હસીને બોલી "તમારી સાથે બેઠેલી યુવતી મારા અશ્વ ઉપર સ્વાર થઈ જતી રહી તેથી તમે શા માટે ઉદાસ થઇ ગયા ? શુ તમા બને વચ્ચે કઈ સબધ હતો ?"

"હા ! સબધ હતો તે હવે વધુ ગાઢો થનાર હતો પણ તમે એને ક્યા નાહસાડી દીધી ?" કીસનરાયે ખીજવાટસહ પૂછ્યુ

"શુ એની સગ લગ્ન કરવાની મનમા હોશ હતી ?" તે યુવતીએ મુખ મલકાવીને ટકોરમા પૂછ્યુ

"હા !" કીસનરાય બોલી ઉઠ્યો "એને માટે મે અનેક મુસ્કેલીઓ માથે ઉડાવી મારા બાપદાદાની જાગીરો પાયમાલ કરી અને એ રમણીની ગુલામગીરી કરવાને હુ તયાર થયો !"

"કોની ગુલામગીરી ?" યુવતીએ તેની પાસે બેસતા પૂછ્યુ

"અજબકુવરીની ! વળી બીજા કોની ?" કીસનરાય બોલ્યો.

"શુ નામ લીધુ ?" તે સ્ત્રીએ ચમકીને પૂછ્યુ,

"અજબકુવરી !"

"ઠીક ! ઠીક !" યુવતી હસીને બોલી-"પણ વારૂ મારી એ સખીને તમે ક્યારથી ઓળખોછો ?"

"એની તમને શી પંચાત ? તેને નહસાડી દઈ હવે બધી પૂછગાછ કરી નકામુ માથુ પકવવાની વાત !" કીસનરાય ગુસ્સે થઈ બોલ્યો "હુ તો એને છેક બાળકપણથીજ ઓળખુ છુ ! હવે શુ કહેવુ છે ? તમને તો મારી જીંદગીમા આજે પહેલી વારજ જોઉં છુ, છતા એ તમારી સખી ક્યારથી થઈ ?"

"વાહરે જુઠ્ઠા ! તુ બેવકૂફ, ગવેડો અને મૂર્ખનો સરદાર છે ! તુ મનેજ નથી ઓળખતો તો મારી સખીને ક્યાથી ઓળખતો હઈશ !" યુવતી મશ્કરી કરવા લાગી, જે કીસનરાયથી સહન કરી શકાઈ નહી ગુસ્સામા ઉશ્કેરાઈ જઈ કમ્મરે લટકતી મ્યાનમાથી તલવાર ખેંચતા તે બોલ્યો-"હરામખોર અબળા ! મને બેવકૂફ બનાવી મશ્કરી કરેછે ! જીભ સભાળ નહીંતો એકજ ઝટકે તારૂ મસ્તક છેદી નાખીશ !" આથી લેશ પણ ન ગભરાતા તે હસીને બોલી—"બસ ! બસ ! મારા ભડવીર ભીમ ! તમો બહાદુરની વળી મશ્કરી થાય ! તમે રૂઠો તો જોતજોતામા આકાશ પાતાળ એક કરી પૃથ્વિને રસાતાળ કરી નાખો ! ધીરા મહેરબાન ! અબળાપર આટલો બધો રોષ !" હવે કીસનરાયનો ગુસ્સો કાબુમા રહ્યો નહી તેણીના ઉપર તેણે તલવાર ઉગામી, પણ તેણીએ સ્ફુર્તીથી ખસી જઈ ઘા ચુકવી નાખ્યો, અને તેની છેક પાસે જઈ તેના હાથનુ કાંડુ પકડી એવા જોરથી આચકા માર્યા કે તેના હાથમાથી તલવાર છુટી જમીનપર જઈ પડી તેણીની ચપળતા અને તાકત જોઈ કીસનરાય તો દીગમૂઢ સરખો તેણીનુ મુખ જોઈ રહ્યો, એટલે તે કરડાકીમા બોલી-" સ ! આવીજ બહાદુરી અને મરદાનગીથી મારી સખી સાથે પરણવાની ધારણા હતી ? જા ! બાયલા !" આમ કહી તે પશ્ચિમ દિશા તરફ ચાલી, એટલે કીસનરાય પણ જમીનપર પડેલી પોતાની તલવાર ઉપાડી મ્યાનમા નાખીને ગુસ્સાસહ તેની પાછળ ચાલ્યો કીસનરાય પાછળથી પોતાનાપર તલવારનો ઓચીંતો ઘા ન કરે તે માટે આડી નજરે પાછળ જોતી તે સાવચેતીથી ચાલી જતી હતી આમ તેઓ કેટલીક વાર સુધી જંગલમા ચાલ્યા ગયા, એટલામા એક તરફ એક મ્હોટી વાવ

જણાતા યુવતી તેની તરફ ચાલી આ વાવની આસપાસ એક મથોડા કરતા હેજ નીચો કાળા પથ્થરનો ચબુતરો હતો, જેનાપર ચઢવાને ફરતી પગથીઓ હતી યુવતી વાવની પાળ ઉપર બેસી ધીમે પણ મધુર અવાજે ગાવા લાગી બપોરનો વખત હોવાથી સૂર્યનો તાપ ઉગ્ર હતો, પરંતુ આસપાસની ઘટાદાર ઝાડીની છાયાથી ત્યા થ ડક સારી હતી યુવતીના મધુર ગાયને કીસનરાયના મન ઉપર જાુદીજ અસર કરી તેણીનાપર ઉપજેલો ગુસ્સો, અજબ નહાસી જવાથી ઉપજેલુ દુ ખ, વગેરે સઘળુ ભૂલી જઈ તેણીના ગાયનના રસમા તે એવો બનો તલ્લિન થઈ ગયો કે તેણીની પાસે બેસી આતુરતથી તેણીનુ મુખ જોવા લાગ્યો બે ત્રણ મધુર આલાપ લઈને યુવતી ગાતી બધ થઈ જઈ કીસનરાય પ્રત્યે બોલી-" તુ મારી પાછળ શા માટે આવેછે? હવે અજબકુવરી તન કદી મળશે નહી ' '

" અરે, એ જશે ક્યા?" કીસનરાય બોલી ઉઠયો-" એની એક એવી વસ્તુ મારી પાસે છે કે મારી પાસે આવ્યા વગર એને છુટકોજ નથી!"

" એ તારી વાત તુ જાણે! હુ શામાટે એમા માથુ ફોડુ!" એમ કહી તે નમીને વાવમા જેતા મ્હોટેથી બોલી-" ઓ કુપદેવ, તરસ લાગી છે માટે પાણી તો પીવરાવા!" આ સાભળીને કીસનરાય મનમા વિચારવા લાગ્યો કે, આ કોઈ અજબ સ્ત્રી છે! કુવા ઉપર હુકમ ચલાવી પોતાને પાણી પીવરાવવાનુ કહેછે! કદાચ ગાડી તો નહી હોય!" આવો વિચાર કરતો તે યુવતી તરફ જેતો હતો એટલામા વાવમાના પાણીમાથી એક હાથ બહાર નીકળી આવ્યા, જેની હથેલીમા સ્વચ્છ પાણીથી ભરેલુ ચાદીનુ એક પ્યાલુ હતુ કીસનરાય ગભરાટમા ધ્રુજતો તે તરફ જોઈ રહ્યો એ હાથ પાળની છેક પાસે આવ્યો એટલે તે સ્ત્રીએ તેમાથી પ્યાલુ લઈને પાણી પી તે પાછુ હાથમા મુકી દીધુ, એટલે હાથ વાવમા ઉતરી ગયો આ અજાયબી ભરેલો દેખાવ જોઈને કીસનરાય મનમા વિચારવા લાગ્યો-" આ યુવતી ગાડી નહી, પણ હુ પોતેજ ગાડો છુ કે આટલી વાર સુધી એને ઓળખી શક્યો નહી! ખરેખર! એ કોઈ અપ્સરા અથવા ગધર્વ કે દેવકન્યા માનવી સ્વરૂપ ધારણ કરી પૃથ્વિપર ફરવા આવી

હશે ! ” આમ વિચારતા વળી અજબકુવરી સાથે તેને સબધ ક્યાથી હશે, એ વિષે તે વીમાસણમા પડયો, એટલામા તે સ્ત્રી એકદમ ઉભી થઈ વાવમા કુદી પડી, અને પાણીમા અદ્રશ્ય થઈ ગઈ કીસનરાયની અજાયબીનો હવે પાર રહ્યો નહી તે ગભરાઈને બ્હેબાકળા સરખો ચારે તરફ જોવા લાગ્યો તેને એટલી બધી ધાસ્તિ લાગી કે ત્યા ઉભા રહેવાની પણ તેની હિમત ચાલી નહી, અને તે ગગાજીના કીનારા તરફ ચાલ્યો કીનારે કીનારે જઈ શહેરમા પોતાને ઘેર પહોચી જવાની તેની ધારણા હતી, પણ તે પાર પડી નહી કેમકે, તે જગલમા ઘણા પગવાટ હોવાથી રસ્તો ભૂલી જઈ તે બીજી તરફ ચાલ્યો ગયો આમ આડે રસ્તે તે લગભગ એક કોસ ગયો, એટલામા તેને બહુ તરસ લાગી, જેથી તે પાણી માટે શોધ કરવા લાગ્યો, પણ તે જંગલમા ઝરો કે નદી નાળુ કઈ જણાયુ નહિ આમ બહુ વાર ભટક્યા પછી તે એક નિર્મળ ઝરા આગળ જઈ પહોચ્યો, જે બને તરફ કીનારે સુદર ઘટાદાર ઝાડોની છાયામા ઢકાઈ ગયો હતો કીસનરાય હાથ મુખ, વગેરે ધોઈ પાણી પી કીનારે થાક ખાવાને બેઠો. ખળખલ વહેતા ઝરાના નિર્મળ જળમા પડતી લહેરો નીહાળતો કીસનરાય કીનારાપર બેઠો હતો, એટલામા પાણીમા એક રેશમી વસ્ત્ર તણાતુ તેની નજરે પડ્યુ, જે પાણીમા ઉતરી તેણે ઉપાડી લીધુ, અને તેને બારીકીથી જોવા લાગ્યો કેમકે, નાવમાથી ઉતરતી વખત અજબકુવરીએ પણ તેવુજ સેલ્લુ પોતાની કમ્મરે બાંધ્યુ હતુ, પણ આ તેજ હશે કે કેમ તે વિષે તે વિમાસણમા પડયો અજબ તો ઘોડેસ્વાર થઈ જતી રહી હતી, એટલે તેનુ સેલ્લુ ઝરામા ક્યાથી તણાયુ હશે, એ કઈ તે અટકળી શક્યો નહી સેલ્લુ બારીકીથી જોયા બાદ તેની ખાત્રી થઈ કે તે અજબનુજ હતુ આથી અજબને ફરી મળવાની તેને આશા ઉપજી, અને તે આશામા તે ઝરાને કીનારે કીનારે ચાલ્યો કેમકે, તેણે ધાર્યુ કે ઘોડેસ્વાર અજબ જરૂર આ ઝરાને કીનારે જઇ પહોચી હશે, અને કોઈ કારણે તેનુ સેલ્લુ પાણીમા પડી તણાઈ આવ્યુ હશે આમ મનમા અનેક તર્ક દોડાવતો તે ઝરાને કીનારે લગભગ એક ગાઉ સુધી ચાલ્યો ગયો, ત્યા સુધી બને કીનારા તરફ તેવીજ સોહામણી વૃક્ષઘટા હતી, પણ પછી કેટલેક દૂર એક સફેદ

ઘર જણાયું તે ઘરમા કદાચ અજબકુવરીનો મીલાપ થશે એવી આશા ઉપજતા તે ઉતાવળે તે તરફ ચાલ્યો, અને થોડી વારમા તે ઘર પાસે જઇ પહોચ્યો

આ ઘર ઝરાની વચમા એક પુલ ઉપર બાધવામા આવ્યુ હતુ ઝરાનો પટ પચ્ચીસેક હાથ પહોળો હોવાથી બને બાજુના કીનારાપર પથ્થરના મજબુત થાભલાઓ બાધીને ઝરાની પહોળાઈ જેટલી ગુફા બાધવામા આવી હતી, જેની ઉપર એક મજલાનો સુદર નાજુક મહેલ હતો મહેલમા કોઈ છે કે કેમ તે જોવાની ધારણાથી કીસનરાય લગભગ ત્રીસેક પગથીયા ચ્હડી ઓટલાપરનો દરવાજો ઉઘાડો હોવાથી બેધડક અદર ગયો મહેલના ચારે ખુણામા ચાર ઓરડાઓ હતા ચારે તરફ કટેરાવાળો ખુલ્લો ઓટલો હતો, અને વચમા એક દીવાનખાનુ હતુ જોકે તેમા કોઈ તરેહનો શણગાર નહોતો, તોપણ તે સ્વચ્છ હતુ દ્વારમા પગ મુકતાજ દીવાનખાનાની વચ્ચે બેઠેલા એક સાધુ ઉપર તેની નજર પડી આ સાધુની ઉમ્મર લગભગ નેવુ વર્ષની જણાતી હતી તે એક મૃગઝાલા ઉપર પદ્માસન મારી બંને હાથ જાધ ઉપર મુકી આંખો બધ કરી ઈશ્વર સ્તવનમા નિમગ્ન હતો સાધુના દહાડી તથા મસ્તકપરના લાબા રૂની પુણી જેવા શ્વેત વાળ જટા બાવેલી ન હોવાથી વીખેરાઈ ગયા હતા દહાડી છેક નાભી સુધી ઝુલતી હતી ગળામા જનોઈ હતી કમ્મરે મુજ વીટાળેલી હતી, જેને આધારે કોપીન હતી તે સિવાય તેના અગ ઉપર બીજુ કઈ વસ્ત્ર નહોતુ તેના મુખ ઉપર ઘડપણ નેમજ તપોબળ ઝળકી રહ્યા હતા સાધુને ધ્યાનગ્રસ્ત થયેલ જોઈ કીસનરાય કેટલીકવાર સુધી તેની તરફ જોતો સામે ઉભો રહ્યો દીવાનખાનામા આસપાસ નજર ફેરવતા સાધુની પાછળ ભીંતે બે મ્હોટી છબીઓ કપડાથી ઢાકેલી જણાઈ, જે સિવાય બીજી કઈ વસ્તુ ત્યા નહોતી આ સાધુ કોણ હશે તે વિષે મનમા અનેક વિચાર દોડાવતો તે ધીમે પગલે દરેક ઓરડી અને પરસાળ ફરી વળ્યો પણ ક્યાય એક તણખલુ સરખુ પણ તેની નજરે પડ્યુ નહી. એક ઓરડી બધ હતી, જેનુ દ્વાર ઉઘાડવાને તેણે તજવીજ કીધી, પણ તે અદરથી બધ હોવાથી તેની મહેનત ફોકટ ગઈ, એટલે થાકીને તે

બહાર કટેરામા આવી નીચે વહેતા ઝરાની રમણીકતા જોતો ઉભો કેટલીક વાર પછી તે પાછો દીવાનખાનામા ગયો, પણ હજી સાધુ આંખો બંધ કરી ધ્યાનમાંજ બેઠો હતો, એટલે તે પણ સાધુની સામે એક તરફ બેસી ગયો થોડી વારે જે ઓરડી બંધ હતી તેની અંદરથી એકાએક શંખનો અવાજ આવ્યો આથી તેને બહુ અજાયબી ઉપજી પરંતુ શંખના અવાજથી સાધુની સમાધી છુટી ગઈ, અને આંખ ઉઘાડતાજ સામે બેઠેલા કીસનરાય ઉપર તેની નજર પડવાથી તેણે ગંભીર અવાજે પૂછ્યું — "તું કોણ છે, અને અત્રે શા માટે આવ્યો છે?"

"મહાત્માજી, હું ભૂલો પડેલો મુસાફર છું ' અત્રે આપના દર્શન થતા આશા ઉપજી છે '" કીસનરાય જણાવ્યું

"એક માનવી તરફની કંઈ આશા રાખવી વ્યર્થ છે '" સાધુ ગંભીર અવાજે બોલ્યો—"પણ વારુ, તારું ઘર ક્યાં છે, અને આ ભયાનક અરણ્ય, જેમા માનવીનું આવવું અને ફરી સહી સલામત બહાર નીકળવાનું મુશ્કેલ છે ત્યા કેમ આવી ચ્હડયો?'

"સાધુ મહારાજ ' દાસ કાશીપુરીનો રહીશ છે ' મારા ઘરની પડોસમા રહેતી એક યુવતીના સબંધમા આવતા મારા ભાગ્યે મને અત્રે આણ્યો છે ' તે સ્ત્રીનો સાથ આ જંગલમા છુટી ગયો અને પછી માર્ગમા એવા વિચિત્ર અને અદ્ભુત બનાવો મારા દીઠામા આવ્યા કે તેનું સ્મરણ હજી વીસરાયું નથી તેમજ ધાસ્તિથી અંતઃકરણ ધ્રુજે છે '" કીસનરાયે દબાયલે અવાજે જવાબ આપ્યો

"ઠીક ' તારી કહાણી લંબાણ લાગેછે, જે સાંભળવાનો હાલ મને અવકાશ નથી ' જરા બેસ ' મારા કાર્યમાથી નિવૃત્ત થાઉં તો પછી તારી સાથે હું સ્વસ્થ ચીત્તે વાત કરૂ ' અત્રે એકલા ગભરાઈશ નહી ' હું પાંચ ઘડીમા પાછો આવું છું '" સાધુએ જણાવ્યું, અને આસનેથી ઉઠી તે ત્યાથી ચાલ્યો ગયો દરવાજાના ખડખડાટ ઉપરથી કીસનરાયે જાણ્યું કે, જે ઓરડીનો દરવાજો બંધ હતો તેની અંદરજ તે ગયો કીસનરાય ત્યા એકલો પડતા સાધુ આવે ત્યા સુધી શું કરવું તેની મુંઝવણમા આસપાસ નજર ફેરવવા લાગ્યો દીવાલપર ટાંગેલી પરદાથી ઢાંકેલી એ છબીઓપર નજર જતા તે જોવાની તેને જીજ્ઞાસા ઉત્પન્ન

થઈ તરતજ તે ઉઠીને એક છબી પાસે ગયો, અને કોઈ આસપાસથી સતાઇને જોતુ તો નથી તેની ખાત્રી કરવા આમતેમ જોઈને તેણે ધીમેથી તે છબી ઉપરનો પરદો ઉંચો કરી જોયુ પણ છબી ઉપર નજર પડતાજ ધાસ્તિમા તે એક ચીસ પાડી ઉઠયા–તેના હાથમાનો પરદો છુટી જઈ પાછો છબી ઉપર ઢંકાઈ ગયો, અને હાફ્તો હાફ્તો તે પાછે પગલે હઠીને પોતાને ઠેકાણે આવીને બેસી ગયો બીજી છબીમા શુ છે તે જોવાની તેનાના હિંમત રહી નહી વાચનાર! છબીમા બે સ્ત્રી અને એક પુરૂષની આકૃતીઓ ચીતારેલી હતી, જેમને કીસનરાય ઓળખતો હતો બે સ્ત્રીઓમાથી એક તો અજબ હતી અને બીજી તેને નહસાડનાર ગંગા કીનારે ઘોડેસ્વાર થઈ આવેલી લાલ પોશાકવાળી યુવતી હતી પુરૂષનુ ચીત્ર કીસનરાયનુ પોતાનુ હતુ તે જાણે જમીન ઉપર પડયો હોય અને લાલ પોશાકવાળી સ્ત્રી તેના માથાના વાળ જોરથી પકડી બેઠી હોય તેમજ અજબ તેની છાતીપર ચ્હડી તેના હૃદયમા આબદાર ખંજર ભોકતી હોય એવો દેખાવ તે છબીમા હતો કીસનરાય આથી ગભરાઈ જાય તેમા શી નવાઈ? ભુતકાળમા બનેલા કેટલાક બનાવો જાણે તે સમયજ બનતા હોય તેમ તેની નજર સામે તરવા લાગ્યા પોતાના પીતાની થયલી સ્થીતિનુ સ્મરણ થતા તેની આખમા ઝળઝળીયા ભરાઈ આવ્યા, અને કંઈ ઉંડા વિચારમા નીચુ મસ્તક કરી તે ઘણીવાર સુધી બેસી રહ્યો આખરે એક ઉંડો નીસાસો નાખી ઉંચુ જોઈ તે મનમા બબડયો–"અરેરે! શુ પૂજ્ય પીતાજીના પ્રાણ પણ આ અબળાઓને હાથેજ ગયા? નહી! કદી એમ હોયજ નહી! ત્યારે આ છબી એવી શા માટે ચીતરનામા આવી હશે? બીજી છબી પણ એવીજ ભયાનક અને મારી સાથે સબંધ ધરાવતી બાબતનીજ હશે!" તે મુઝાયો–ત્યા બેસવાની હિંમત ન ચાલવાથી બહાર ઝટેનામા આવી ફરવા લાગ્યા સાજ પડી ગયલી હોવાથી ચારે તરફ અંધકાર પ્રસરવા લાગ્યો હતો મહેલમા પણ અંધારૂ થવા માડયુ હતુ, પણ બાવાજીના આવ્યા સિવાય ત્યા દીપકની ગોઠવણ કોણ કરે તેમ હતુ? કીસનરાય તો છબી જોતાથી ઉપજેલી દહેસત અને તેથી આવતા અનેક વિચારોમા એટલો બધો લીન થઈ ગયો હતો કે પોતાની આસ-

પાસ શુ થાયછે તેનુ પણ તેને ભાન રહ્યુ નહોતુ બહુ વાર સુધી આમ બેસી રહેવા બાદ તેને સાધુજીનુ સ્મરણ થયુ, અને તેને મળવાની આશાએ તે દીવાનખાના તરફ વળ્યો તો તેના બારણા અંદરથી બંધ થઈ ગયલા હતા, જે હડસેલીને ઉઘાડવાની તેણે તજવીજ કરી-સાધુજીને મ્હોટી બુમો પાડી પણ સર્વ નિરર્થક ! તેની ધાસ્તિનો પાર રહ્યો નહી ગભરાટમા ધ્રુજતો તે કટેરામા જમીનપર બેસી ગયો શુ કરવુ અને કયા જવુ, તે કંઈ તેને સુઝ્યુ નહી આવી હાલતમા તેણે એક પ્રહર રાત કટેરા-માજ પસાર કરી જંગલમા ચારે તરફ હીંસક પ્રાણીઓનો અવાજ સંભળાતો હોવાથી મહેલની નીચે ઉતરવાની પણ તેની હિંમત ચાલી નહી-અરે ! કટેરામા બેસતા પણ તેને ધાસ્તિ લાગવા માડી, જેથી દીવાનખાનાની બાજુવાળી ઓરડીમા જઈ તેના બારણા અંદરથી બંધ કરી તે આરામ લેવાને જમીનપર પડયો તે આખા દિવસનો ભૂખ્યા હતો, જે દરમ્યાન તેણે અનુભવેલા અજાયબી ગભરાટ, ધાસ્તિ અને મીમાસણ ઉપજાવે એવા વિચિત્ર બનાવો તેની નજર આગળજ તર્યા કરતા હતા, એટલે તેને નિદ્રા કેમ આવે ? આમ મધરાતનો સમય થવા આવ્યો, એટલામા ઓરડીની જમીનપર આળોટતા કીસનરાયને કાને કોઈ બે સ્ત્રીઓ વાત કરતી હોય તેનો ઝીણો અવાજ સંભળાયો, જેના શબ્દો તે બરોબર સાભળી શકતો હોવાથી નીચે મુજબ વાતચીત તેના સાભળવામા આવી —

"કીસનરાયે શુદ્ધ પ્રેમને તો એક મશ્કરીજ મા !"

"તો તેના ફળ પણ તે ભોગવશેજ !"

"એ અભાગીયાને એવી તે દૂર્મતી કયાથી સુઝી કે કુમળી કળી સરખા પોતાના ન્હાના ન્હાના ત્રણ બાળકો અને સતી સ્ત્રીને ત્યાગી એક અબળાની પાછળ પોતાના ઘરબાર છોડી આવ્યો !"

"વળી સાધુજીએ પણ ફરી તેને મળવાનુ વાજબી ન વિચાર્યું તેનુ પણ કોણ જાણે શુ કારણ હશે ?"

"એ તો ગમે તે હો પણ કીસનરાય બહુજ હોશીયાર અને ચાલાક છે, તેથી પોતાના મનમા કરેલો ઠરાવ તે પૂર્ણ કરે તો તેમા કંઈ અજાયબી પામવા સરખુ નથી !"

"એમ થવુ જરા મુશ્કેલી ભરેલુ છે કેમકે, મહારાણીજી તેને જીવતો છોડી દે, એવી મન આશા નથી તે તો એના લોહીનાજ તરસ્યા છે તોપણ એટલુ છે કે જો નાવપર પહોંચી જઈને કીસનરાય પેલો ટીનના દાબડો પોતાના હાથ કરે તો પછી કોઈ પણ તેનો વાળ વાંકો કરી શકનાર નથી!"

"પણ એમ થઈ શકે તેમ નથી તો! અરે તુ થોડી વારમાજ જોઈશ કે કીસનરાય એક કેદી બની જશે' બસ બહેન, હવે વધુ વાત કરવાનો સમય નથી' દુર્ગરાય આવતોજ હશે!' '

આ પછી કીસનરાયે વધુ સાંભળ્યુ નહી પણ આ વાત ચીતે તેને વધુ ગભરાટમા નાખી દીધા વાસ્તિવમા ધ્રુજતો તે ઉઠીને ઉભો થયો અને ત્યાથી નહાસી જવાને ઓરડીનો દરવાજો ઉઘાડી બહાર આવ્યો, તો ચારે તરફ સુનકાર જણાયુ તે હજી મહેલની પગથીઓ ઉતરતો હતો, એટલામા પાછળથી કેટલાક માણસોએ આવી તેને ઓચાનો પકડી તેના નાકમા કઈ ભુકી સુંઘાડી દીધી, જેની અસરથી તે તરતજ બેહોશ થઈ ગયો

---

## પ્રકરણ ૨ જુ

### શરૂઆતમાંજ નિષ્ફળતા.

કીસનરાય જ્યારે શુધ્ધિમા આવ્યો, ત્યારે તેણ પોતાને એક બાગદીમા જમીનપર પડેલા દીઠા આસપાસ નજર ફેરવતા ત્યાનો અજબ દેખાવ જાઈ તે વિસ્મયતાસહ ઉભા થઈ ગયો બાગદીના મધ્ય ભાગમા એક રત્નજડીત સિંહાસન ઉપર એક નવયૌવના સુંદરી કિંમતી વસ્ત્રાભુષણ સજીને દમામથી બેઠી હતી પગથી તે માથા સુંધીના તેના સર્વ અવય વોમા અમૂલ્ય રત્નના આભુષણો ઝગઝગી રહ્યા હતા આ યુવતીના સૌદર્યનુ લબાણ વર્ણન ન કરતા અત્રે એટલુજ જણાવવુ પડતુ છે કે, કીસનરાયે પોતાની આખી જીંદગી દરમ્યાન આવી લાવણ્યસંપન્ન સ્ત્રી જોઈજ નહોતી આથી તે માનવી લોકની છે યા કોઈ દેવ કે ગંધર્વકન્યા યા અપ્સરા છે,

તેની તે પોતાના મનમા ખાત્રી કરી શકયો નહી આગલે દીને સાજે ઝરાની ઉપરના વિચિત્ર મહેલમા તેને મળેલ સાધુ પણ સિંહાસનની જમણી બાજુએ ગોઠવેલા સોનાના એક બાજઠ ઉપર મૃગ છાલા બીછાવી બેઠો હતો તેની બેઠક પછી એક તરફ સહેજ ગોળાકારમા વીસ જડીત આસન હતા, જેના ઉપર લાલ રંગનો પોશાક અને આભુષણો પહેરીને વીસ યુવતીઓ ઢાલ તલવાર, વગેરે હથીઆર સજીને બેઠી હતી ડાહાબી બાજુએ એક ન્હાના રત્નજડીત સિંહાસન ઉપર અજબકુંવરી પણ તેમના સરખોજ પોશાક પહેરી ઢાલ તલવાર સજીને બેઠી હતી, જેને જોઈ કીસનરાયની અજાયબીની સીમાજ રહી નહી, પણ તેને હિંમત આવી કે હવે તેની જીંદગીનો ત્યા કોઈ રીતે અંત આવે તેમ નથી જે લાલ પોશાકવાળી યુવતીએ પોતાના અશ્વપર બેસાડી અજબને કીસનરાય પાસેથી નહસાડી દીધી હતી તે પણ તેની પાસેના આસનપર બેઠી હતી તે પછી બીજા વીસ જડીત આસનો ઉપર સામી બાજુની માફકજ વીસ યુવતીઓ તેવાજ ઠાઠમાઠથી બેઠી હતી સિંહાસનની સામેના ભાગમા સાધારણ પોષાકવાળી બીજી વીસ યુવતીઓ કમ્મરે તલવાર અને પીઠે ઢાલ લટકાવી અને જમણા હાથમા એકેક છડી લઈ મસ્તક નમાવી બે હારમા ઉભી હતી, તેમની વચમા કીસનરાયને ઉભો રાખવામા આવ્યો આ દરબારનો અજબ ઠાઠમાઠ જોઈને કીસનરાયની આંખોજ અંજાઈ ગઈ ત્યાની જે વસ્તુ ઉપર નજર પડતી તેની સુંદરતા અને વિચિત્રતા તેની દૃષ્ટિ પોતાની તરફ ખેંચી લેતી કીસનરાય પણ એક મ્હોટા અમીરનો પુત્ર હોવાથી તેણે ઘણી રાજ્યદરબારો જોઈ હતી, પણ અત્રે તેણે જે અમૂલ્ય વસ્તુઓ જોઈ તેવી તેણે સ્વપ્નમા પણ ક્યાય જોઈ નહોતી ત્યાની સઘળી વસ્તુઓ નીરખ્યા બાદ કીસનરાયની નજર છેવટે અજબકુંવરી ઉપર જઈને ઠરી ગઈ વચ્ચેના મ્હોટા સિંહાસન ઉપર બેઠેલી યુવતીએ કીસનરાયને પગથી તે માથા સુધી જોઈને પછી અજબકુંવરી તરફ નજર ફેરવી, એટલે તરતજ પોતાને આસનેથી ઉઠી સિંહાસનની આગળ આવી તે હાથ જોડીને બોલી—" જો આજ્ઞા હોય તો ફરમાવ્યા મુજબ કામ આગળ ચલાવીએ ! " આના જવાબમા તે અપૂર્વ સુંદરી, જેણીને આપણે મહારાણી ગણવી

જોઈએ, તેણીએ ગભીરતા સહ પોતાનુ મસ્તક હલાવી તેમ કરવાની મના કરી, અને અજબકુવરીની બાજુમા બેઠેલી યુવતી તરફ જોયુ અજબને બોલતી સાભળી ક્રીસનરાયની અજાયબીનો પારજ રહ્યો નહી જે મીઠો અવાજ તેણે આજ સુધી સાભળ્યો નહોતો, અને જે સાભળવાની તેણે કદી સ્વપ્ને પણ આશા રાખી નહોતી તે આજે તેણે સાભળ્યો વળી સૌથી વધુ અજાયબી તો ક્રીસનરાયને એ લાગી હતી કે અજબકુંવરી તેની પડોશના ઘરમાજ રહેતી હતી, તેથી તેને છેક બાળકપણથી તે ઓળખતો હતો, અને જે દીને તેની સાથે નાવપર બેસીને તે નહાસી આવી હતી તે દીન પહેલા તેને કદી ઘરમાથી બહાર જતી તેણે દીઠી નહોતી, અથવા તેના માબાપે તેને કદી પોતાની નજર આગળથી દુર કરી નહોતી બીજુ તે જન્મથીજ મુગી હતી, છતા આજે તેના મુખમાથી ઝીણો મધુર અવાજ નીકળ્યો, એથી ક્રીસનરાયના અતકરણ ઉપર કેવી અસર થઈ હતી તે તેના સિવાય બીજો કોણ જાણી શકે તેમ છે? અજબકુવરીએ પોતાના પીતાના ઘરમાથી કદી બહાર પગ મુક્યો નહોતો છતા આ અજાણી સુદરીઓ સાથે તે આવા ગાઢા સબધમા કયાથી આવી હશે, અને એ સુદરીઓ પણ કોણ હશે, તે જાણવાને તે આતુર થઈ રહ્યો, એટલામા અજબકુવરીની પાસે બેઠેલી યુવતી મહારાણીની ઈશારત થતા આસનેથી ઉઠી અને આગળ આવીને દમામથી ક્રીસનરાય પ્રત્યે બોલી-"ક્રીસનરાય, બાવાજીના મહેલમા પરદાથી ઢાકેલી છબી તમે તેમની આજ્ઞા વિના જોઈ લીધી છે, એથી મહારાણી શ્રીના તમે ગુન્હેગાર થયા છો! એવા ગુન્હેગારનુ મસ્તક છેદી નાખવાનો અમારો હમેશનો નિયમ છે!" આ સાભળી ક્રીસનરાય સ્તબ્ધજ બની ગયો, પણ જરા વધારે સાવધ થઈ તે હિમતથી બોલ્યો-"આવી નજીવી ભૂલ માટે આવી સખ્ત શીક્ષા! આ તો ન્યાય નહી પણ જુલ્મ-નિર્દયત્તા! પણ આ કોણ છે?" આમ પૂછતા તેણે અજબ તરફ હાથની ઈશારત કરી

"મહારાશ્રીના ન્હાના બહેન!" તેણીએ જણાવ્યુ આ સાભળી ક્રીસનરાય દઢ અવાજે બોલ્યો-"ત્યારે તો તમે મને શીક્ષા કરી શકો તેમ નથી! તમારા મહારાણીની બહેનજ મને બચાવશે!" તરતજ દરબારમાની સઘળી સુદરીઓ મ્હોટેથી

હસી પડી, અને પેલી યુવતી કીસનરાય પ્રત્યે બોલી-" એ આશા રાખશોજ નહી ! મહારાણીજીની એક આજ્ઞા માનશો તોજ તમારા પ્રાણ ઉગરશે અને તમને મ્હો માગ્યુ ઈનામ પણ મળશે ! "

" તે શું વળી ? " કીસનરાયે પૂછ્યુ

" કુમાર ઇંદ્રજીત અને આનંદસિંહના પ્રાણ મહારાણીજીને સોપો ! " તેણીએ જણાવ્યુ આથી કીસનરાયને બેહદ ગુસ્સો ઉપજ્યો મ્હોટી ગર્જના કરી તે બોલી ઉઠયો-" જીભ બંધ કર હરામખોર ! પ્રતાપી કુમાર ઇંદ્રજીતસિંહ અને આનંદકુમારની તમો દુશ્મન હશો, એવુ મે સ્વપ્ને પણ ધાર્યું નહોતુ ! ગોકળગાયના સુંદરતારૂપ શ્વેત કોટલામા છુપાયલી ઝેરી વીંછણો તમ સરખી હજારો સુંદરીઓ તેજસ્વી કુમારોના નામપરથી કુરબાન છે ! વ ત્રીઓ ! મારા હથીયાર તમે લઈ લીધા છે, છતા પણ જોઉ છુ કે મને મારવાને અથવા મારા ઉપર સ્હેજ પણ જુલમ ગુજારવાને તમોમાથી કોણ શક્તિવાન છે ? ' તેના આ વચનોથી દરબારમાની સર્વ સુંદરીઓ ગુસ્સામા લાલચોળ બની ગઈ, પણ અજાયબી જેવુ તો એ હતુ કે મહારાણીની મુખમુદ્રા ઉપર ગુસ્સાની સ્હેજ પણ નીશાની જણાઇ નહીં પેલી સ્ત્રી પોતાની કમ્મરે લટકતી મ્યાનમાથી તલવાર ખેંચી ગુસ્સામા ગાજી ઉઠી-" અરે ! વાહરે તારી હિંમત ! ગંગા કીનારે તલવાર ઝુંટવી લીધી હતી તે યાદ છે કે ? તમારા હાથ પગ છુટા છે તેથી એમ નહીં સમજશો કે અમે ડરી જઈશું ! અરે ! અત્રેની દરેક યુવતીમા તમ જેવા વીસ પુરૂષો જેટલુ બળ છે ! જોતજોતામા તમને ચાચડની માફક ચોળી નાખીશુ ! "

" તમારી શક્તિ માટે એટલો ફાંકો છે તો કુમારોના પ્રાણ મારી પાસે શા માટે માગો છો ? " કીસનરાયે પૂછ્યુ

" તેનો જવાબ આપવાને અમે બંધાયલા નથી ! " તેણીએ જણાવ્યુ-" બસ ! અમારી માગણી મંજુર રાખો નહીતો તલવારના એકજ ઝટકાએ શીર ધડથી જુદુ થઈ પડશે "

" પણ મને મારવા પહેલા તમારી મહારાણીની આ બહેનની જીંદગી મારા હાથમા છે તેનો કંઈ વિચાર કીધો ? " કીસનરાય ભાર દઈને બોલ્યો, એટલે અજબકુંવરી મલકાતે મુખે તેની પાસે આવી બોલી-"અહોહો ! તમે લાવ્યા હતા તે દાબડો હું નાવ

માજ રાખી આવી છુ, એમ સમજશો નહી! અરે! તે તો પેલા સીકા ઉપર પડયો છે!" કીસનરાયે પાછળ ફરી જોયુ તો ખરેખર તે દાબડો સીકાપરજ હતો તેના હોશ ઉડી ગયા પોતાની જીંદગી બચવાની હવે તેને આશા રહી નહી, એટલામા કંઈક યાદ આવતા હિંમતથી તે દ્રઢ અવાજે બોલ્યા-" જોઉં છુ કે, મારો વાળ વાંકો કરવાની પણ કોણ હિંમત કરે છે?"

'અભાગી! હવે અત્રે તમને બચાવનાર પણ કોણ છે?" તે યુવતીએ પૂછયુ, જેના જવાબમા કીસનરાય અજબ તરફ જોતા ગંભીર અવાજે બોલ્યો-" સર્વશક્તિમાન કીરતાર! કોઈના લોહીથી લખાયલુ પેલુ પુસ્તક જે ઓરડીમા રાખેલુ છે, તેના તાળાની કુંચી મારૂ રક્ષણ કરશે!" આ સાભળતાજ અજબ ચમકી ગઈ! તેના મુખ ઉપર ફીકાશ છવાઈ ગઈ, અને તે બોલી ઉઠી-'ઓહ ગજબ! કુંચી તે સ્થાને રહી ગઇ! ઠગારા! દગલબાજ! જોરજુલમથી મને પો-તા-ને-હા-આ-થે-" કંઠ રૂંધાઈ જવાથી તે વધારે બોલી શકી નહી, અને આખે અંધારા આવતા ત્યાજ જમીનપર બેસી ગઈ! ફક્ત અજબનીજ આવી હાલત થઈ નહોતી, પણ મહારાણીની તમામ સુંદરીઓના મુખ ઉપરનુ તેજ એકાએક ઉડી ગયુ તેઓ સઘળી દીગમૂઢ સરખી કીસનરાય તરફ એકટસે જોઈ રહી પોતાના કહેવાથી સર્વપર ધારેલી અસર થયેલી જોઈ કીસનરાયને હિંમત આવી, અને થોડીવાર સુધી ફત્તેહ ભરી આનંદી નજરે તેમની તરફ જોઈ રહ્યા પછી તે બોલ્યો-" એ આખુ પુસ્તક મે વાચ્યુ છે, અને તેમા મારા એક મિત્રને મારો મદદગાર પણ બનાવ્યો છે! ત્રણ દીનમા હુ તેને નહી મળુ તો પછી તે એ સબંધી કામ આગળ શરૂ કરશેજ!" આ સાભળી તે સર્વની બેચેનીમા વધારો થયો મહારાણીની આખમા પણ ઝળઝળીયા ભરાઈ આવ્યા, અને જાણે પોતાના જીવન માટે આશા છોડી બેઠી હોય તેમ નિરાશા ભરી નજરે તેણીએ બાવાજી તરફ જોયુ ઈશારતથી તેણીને ધીરજ આપી બાવાજી કીસનરાય તરફ જોઈ મુખ મલકાવીને બોલ્યા-" ધન્ય બેટા! ખુબ કામ બનાવ્યુ! હુ તારાથી બહુ પ્રસન્ન થયો છુ! મારો શિષ્ય બનાવવા માટે તારા સરખા ચતુરનેજ હુ શોધતો હતો!" આટલુ કહી તે આસનેથી ઉઠી

ફીસનરાયનો હાથ ધરી તેને એક તરફ લઈ ચાલ્યો. તેણે ફીસનરાયનું કાંડું એટલું મજબુતીથી પકડયું કે તેથી તેના હાથમાં પિડા થવા લાગી. જાણે પથ્થર સરખા કઠણ અથવા લોખંડનાજ હાથમાં તેનું કાંડું સપડાયું હોય એવું તેને લાગ્યું. ફીસનરાયને લઇને બાવાજી એક ઓરડા આગળ જઈ પહોચ્યો, જેનો બંધ દરવાજો તેણે પોતાની કમ્મરેથી એક કુંચી કહાડી તેનાથી ઉઘાડીને તેમાં ફીસનરાયને હડસેલી દીધો. અને તરતજ બારણું પાછું બંધ કરી દઈ બહારથી તાળું લગાવી દીધું. આ વખતે દિવસ ગમે તેટલો ચ્હડયો હતો, પરંતુ આ ઓરડીમાં ફીસનરાયને રાત સરખોજ અંધકાર જણાયો. તેમાં ક્યાંયથી જરા પણ અજવાળું પડે એવો માર્ગ નહોતો. આથી તે ઓરડી કેવડી મ્હોટી હતી તે પણ ફીસનરાય જાણી શકયો નહી. ત્યાંની પથ્થરની જમીન એટલી બધી શરદીવાળી હતી કે તેમાં થોડીવાર રહેતાજ ફીસનરાયના સાંધસાંધા ઝલાઈ ગયા. ત્યાં લગભગ એક કલાક સુધી રહેવા પછી ફીસનરાયને તેની ભીંતો દેખાવા લાગી. ભીંતોમાંથી કોઈ પ્રકારનો ચમકાટ નીકળતો દેખાયો, જે ધીમે ધીમે વધતો જણાયો, અને થોડીવાર પછી તો ત્યાં સારૂં અજવાળું પડવા લાગ્યું, જેથી ઓરડીમાંની દરેક વસ્તુ બરોબર દેખાવા લાગી. આ ઓરડી કંઈ વધુ મ્હોટી નહોતી. તેના ચારે ખુણામાં હાડકાઓના ઢગલા પડેલા હતા. ચારે તરફની દીવાલમાં એક પુરૂષ કરતા ઉંચે એક માણસનું માથું જઈ શકે એટલા મ્હોટા ચાર બાકોરા હતા, જેમાંના એકમાં કંઈક વસ્તુ ચમકતી હોય એમ જણાતા તે તરફ બારીકીથી જોવાથી ફીસનરાયે જાણ્યું કે તે ચમકતી વસ્તુ પોતાની તરફ જોઈ રહેલી મ્હોટી મ્હોટી બે આંખો હતી. ગભરાયલા ફીસનરાયને આથી બહુ ડર ઉપજ્યો, જેમાં વખત જતા વધારો થયો કેમકે, માણસને હેબતાવી નાખે એવા બનાવો ત્યાં બન્યા. તે ઓરડીની શરદીવાળી જમીન ધીમે ધીમે ગરમ થતી જોતજોતામાં એટલી બધી ગરમ થઈ ગઈ કે ફીસનરાય જ્યાં પગ મુકતો ત્યાં દાઝી જતો. આથી તેના ગાત્ર શીથિલ થઈ ગયા, એટલામાં બાકોરામાં ચમકતી બે આંખો તરફ તેનું ધ્યાન ખેંચાયું. આંખોને બદલે હવે તેમાંથી એક હાથ નીકળીને તેની

નરફ લખાતો આવતો હતો આ હાથ પોતાના શરીર સુધી પહોચી ન શકે તે માટે કીસનરાય એક ખૂણામા ભરાયો, પણ તેની બેહદ અનયથી અને ધાસ્તિ વચ્ચે તે હાથે લબાઈને તેનો હાથ મજબૂતીથી પકડી લીધો, જે સાથેજ તેના આખા શરીરમા વીજળીની અસર સરખી ઝણઝણાટી પેદા થઈ અને જોતજોતામા તે બેહોશ થઈ ગયો જ્યારે તે ફરી શુદ્ધિમા આવ્યો ત્યારે ગગાજીને કીનારે જે સ્થળે તે નાવ ઉપરથી અજબકુવરી સાથે ઉતર્યો હતો તેજ સ્થળે તેણે પોતાને પડેલો દીઠો અને તેની પાસે પાકા કેળાની એક લૂમ પડેલી હતી આ વખતે હજી મધ્યાન્હનો સમય પણ થયો નહોતો કીસનરાયને આથી કેવી અનયબી ઉપજી હશે તે જાણવાને તેની સાથે ન રહેતા તેને આ સ્થીતિએ પહોચાડનાર મહારાણીની દરબાર તરફ આપણે નજર ફેરવીએ કીસનરાયને પેલી વિચિત્ર ઓરડીમા હડસેલી તે બહારથી ફરી બધ કરીને સાધુજી ફરી મહારાણીની દરબારમા ન જતા એક બીજીજ બારાદરીમા ગયો, જ્યા ઘણાક માણસો વાતચીત કરતા બેઠા હતા બાવાજીને જોતાજ તેઓ ઉભા થઈ તેને નમન કરી હાથ જોડીને આતુરતાથી તેની તરફ જોઈ રહ્યા, એટલે બાવાજી ગભીર અવાજે બોલ્યો 'કીસનરાયને હુ ઠેકાણે મુકી આવ્યો છુ ' એ એક ચાલાક અઘચાર નીકળવાથી આપણે તેને કઈ કરી શકયા નથી! હાલ તો જે સ્થાને તે નાવપરથી ઉતર્યો હતો ત્યા તેને પહોચાડી દેજો '" આટલુ કહી બાવાજી ત્યાથી વિદાય થઈ મહારાણીની દરબારમા આવ્યો આ સમયે ત્યાનો ઠાઠ આપણે કીસનરાય સાથે ગયા હતા ત્યારે જોયો તેવો નહોતો મહારાણી, અજબ અને ગગા કીનારેથી અજબને નહસાડનાર પેલી સ્રી વાતચીત કરતી ગાલીચાપર બેઠી હતી ત્યા પહોચતાજ બાવાજી ગભીર અવાજે બોલ્યો–' કીસનરાય આવો ચાલાક હશે એમ હુ જાણતો નહોતો ' તે ભોળો અને એકમાર્ગિ હોવાથી તેની પાસેથી આપણુ કામ સહેલાઈથી પાર પાડી શકાશે એમ રતનકુવરે જણાવ્યુ હતુ, એથી ઉલટુ જ નીકળ્યુ અને આપણી તમામ ખટપટ વ્યર્થ ગઈ '"

વાચનારને જણાવવાની જરૂર છે કે, અજબને કીસનરાય પાસેથી નહસાડનાર યુવતીનુ નામજ રતનકુવર હતુ રતનનુ નામ સાભળીને વાચકો ચમકી ગયા હશેજ, પણ તેને માટે વિચાર કરવામા વખત નહી ગુમાવતા હાલ તો મહારાણી, રતન, અજબ, વગેરેની વાતચીત સાભળીએ।

"હવે તો આપણા પ્રાણ ઉગરે અને કીસનરાયના પજા-માથી છુટીએ એવો કોઈ રસ્તો કહાડવો જોઈએ।" રતને જણાવ્યુ

"હુ તો આ સમયે ફરીથી શીખામણ આપુ છુ કે, આ પચાતમાં તમે ન પડો।" બાવાજી ગભીર અવાજે બોલ્યો– "ઇદ્રજીત અને આનદકુમાર જેવા પ્રતાપી વીર પુરૂષોને કબ-જામા લઈ તેમના હકની વસ્તુ હાથ કરવાનુ કામ મુશ્કીલ છે। જુઓ, શરૂઆતમાજ તમે કેવા ફસાઈ ગયા? કીસનરાય કદાચ કોઈ કારણે મરણ પામે તો પેલા પુસ્તકનો આપણને કદી પત્તો લાગે નહી। બસ। પછી તમારા પ્રાણ ઉગરવાનો એકે માર્ગ છે કે?"

"અફસોસ। પછી તો કઈજ ઉપાય નથી।" અજબ બોલી

"હુ દાબીને ન્હેત અને તેમ કદી થવા દેત નહી, પણ શુ કરૂ? મહારાણીએ ભૂલાવામા નાખી મારી પાસે પ્રતિજ્ઞા લેવરાવી એટલે હવે આ પચાત છોડવાને સમજાવવા સિવાય હુ બીજુ કઈ કરી શકુ તેમ નથી।" સાધુએ ભાર દઈને જણાવ્યુ

"હજી એકવાર હુ તજવીજ કરીશ અને જો તેમા ફત્તેહ નહી મળે તો પછી આપ કહેશો તેમજ કરીશુ।" મહારાણીએ બાવાજી તરફ જોઈ કહ્યુ "જેવી તમારી ઈચ્છા।" બાવાજીએ કહ્યુ

"આ કામ તમો બે સિવાય બીજા કોઈથી પાર પાડી શકાય તેમ નથી।" અજબ અને રતન પ્રત્યે આતુરતાથી જોતા મહારાણી ગળગળે સાદે બોલી, એટલે અજબ હિમતથી બોલી–"અને તે માટે અમારા પ્રાણનો પણ ભોગ આપતા અમે ડરીશુ નહી।"

"કીસનરાયની પાસેથી પુસ્તક મેળવવાનુ કામ રતને પાર પાડવુ।" મહારાણી બોલી, અને તે પછી તેણીએ અજબ પ્રત્યે કહ્યુ–"અને કીશોરીને કેદ પકડી આવવાનુ કામ તને સોપુ છુ।"

"એ બધુ ખરૂ। તમે ગમે તે કામે જાઓ પણ બે બાબતો ઉપર પૂરતુ લક્ષ આપજો।" બાવાજી વચમા બોલી ઉઠયો

"તે શું વળી ?" અજબે આતુરતાથી પૂછ્યું રતને પણ બાવા જીના મુખ તરફ આતુરતાથી જોયું, એટલે બાવાજીએ જણાવ્યું— "એક તો એ કે, કુમાર ઇંદ્રજીતસિંહ અને આનંદસિંહને આગળી અટકાડશો નહી ! બીજી બાબત એ કે, કીસનરાયને ખબર ન પડે એવી રીતે તમે કામ કરજો, નહાતો તે તમારા પ્રાણ લીધા વીના કદી છોડશે નહી !" આટલું કહી તે અજબને સંબોધી બોલ્યો— "હવે કીસનરાય તમારી શરમ રાખશે એમ સમજશો નહીં ! તમારી અસલ હકીકત તેના જાણવામાં આવી છે, એટલે હવે તે તમારો મિત્ર નહી પણ ભયંકર દુશ્મન થયો છે ! આપણો જડ-મૂળથી નાશ કરવાનો પ્રયાસ કીધા વિના તે રહેનાર જ નથી !"

"ખરૂં છે સાધુજી ! કામ બહુ સંભાળથી લેવાનું છે, પણ ચાલાક અજબ અને રતન બહુ હોશીયારીથી કામ લેશે એમાં તો કંઈ શક જેવું નથી !" મહારાણીએ કહ્યું, અને અજબ અને રતન તરફ ફરી જણાવ્યું-"બસ ! ત્યારે તમે બંને હવે સીધાવો અને કામ પાર પાડી ફત્તેહની વધાઈ લઈ પાછી ફરજો !"

"ઈશ્વર સૌ સારૂં જ કરશે !" અજબે કહ્યું

"મહારાણી આપ નીશ્ચિંત રહો ! જુઓ તો ખરા કે અમે કેવી ચાલાકીથી કામ પાર પાડી આવીએ છીએ !" રતને હિંમતથી જણાવ્યું મહારાણીની આજ્ઞા લઈ તેઓ બંને ત્યાંથી રવાના થઈ, એટલે મહારાણી પણ સાધુજી સંગે મહેલની અંદર જતી રહી

———— o ————

## પ્રકરણ ૩ જું.

———— o. ————

### દગો !

મહારાણી પાસેથી નીકળ્યા પછી અજબ અને રતન ક્યાં ગઈ તે જાણવાને તેમની પાછળ જવાનું મારી વાળી આપણે રતન-પુરની તળેટીમાં પડેલી રાજા કુલીનસિંહની છાવણીની જરા સહેલ કરી આવીએ રાજા કુલીનસિંહ પોતાના તંબુમાં આનંદકુમાર, ચતુર, બદરીનાથ, હમીર બળ અને શાંતીનાથ જોશી સાથે રતનપુર સંબંધી વાતચીત કરતો બેઠો હતો સર્વને મુખે રતનપુરના ભેદી બાયરાની હકીકત સાંભળ્યા પછી તેણે ચતુરને પૂછ્યું-" વારૂ હવે

રત્નપુરના સબધમા આપણે કેવી રીતે કામ લઈશું?" આના જવાબમા ચતુરે જણાવ્યુ–" મહારાજ, રાજા અને દીવાન આપના પજામા કેદ છે, એટલે હવે વિજય મેળવવામા શી ઓછ રહી છે!"

"અમારો તો એવો વિચાર છે કે, જો રાજા રત્નસિહ ખરા અતકરણથી અમારૂ દાસત્વ સ્વિકારે તો રત્નપુરના રાજ્ય ઉપર ખડણી ઠરાવીને તેમનેજ ગાદી સોપવી!" રાજાએ જણાવ્યુ

"પણ મહારાજ, રાજા રત્નસિહ પોતાના છુટકારા માટે આપની દરેક માગણી હાલ તો કબુલ કરશે પણ પાછળથી તેની દાનત બગડતા તે આપનો દુશ્મન બની નહીં જાય તેની ખાત્રી શી?" હમીરે શક બતાવ્યો

"એવો સમય આવે એ સભાવીત લાગતુ નથી!" ચતુરે જણાવ્યુ–" રાજા રત્નસિહ એકવચની, સત્યવાદી અને વીરપુરૂષ છે! અને કદાચ તેની મતી બદલાઈ ગઈ તોપણ આપણે તેની શા માટે દરકાર કરવી જોઈએ?"

"ત્યારે રાજા રત્નસિહને અત્રે હાજર કરો!" રાજાએ ફરમાવ્યુ તરતજ બળ જઈને રાજા રત્નસિહને તેડી લાવ્યો રાજાની આજ્ઞાથી તેને એક આસન ઉપર બેસાડયા બાદ રાજાએ પૂછયુ– "કહો રાજાજી, હવે આપની શી ઈચ્છા છે?"

"જીવિતપર્યંત આપ મહારાજ સાથે રહીને સેવા કરૂ, બસ એજ ઇચ્છા છે!" રત્નસિહે હાથે જોડીને જવાબ આપ્યો

"આપની દાનતમાં તો કોઈ પ્રકારનો ફેરફાર નહીં થાય?" રાજા કુલીનસિહે તેને પૂછ્યું

"આપ સરખા પ્રતાપી અને મહાબળી મહારાજ સાથે દગો રમનાર ખરેખરો અભાગી છે!" રાજા રત્નસિહ દઢ અવાજે બોલ્યો–" આપની સામે લડીને જીતવાની આશા રાખનાર મૂર્ખનો સરદાર છે! વીર મહારાજ! આપનો એકેક અઇયાર દસ દસ વીશાળ રાજ્યનો જોતજોતામા નાશ કરી નાખવાની શક્તિ ધરાવે છે! અમારા રત્નપુરના કીલ્લાની મજબૂતાઈ માટે અમને સપૂર્ણ ખાત્રી હતી, પણ હવે અમારા જાણવામા આવ્યું કે તેમ માનવામા અમે મ્હોટી ભૂલ કરી હતી! મહારાજ! સે કડો વર્ષ થયા જે ભોયરાને લગતી હકીકત ભેદ માફક છૂપી રહેતી આવી હતી, અને એને લગતી પુરેપુરી હકીકત હજી સુધી અમારા

જાણવામા પણ આવી નથી તે ભેદી ભોયરૂ આપના અઈયારોએ જોતજોતામા જીતી લીધુ !" રત્નસિહના આ વચનો સાભળી તેનુ અ ત કરણ સાફ હશે, એમ રાજા કુલીનસિહને લાગ્યુ, અને તેથી તેણે તેને પોતાની પાસેના આસન ઉપર બેસાડી ખુશ અવાજે કહ્યું—"રત્નસિહજી ! આજથી તમને મુક્ત કરી તમારૂ રાજ્ય અમે તમને સોપીએ છીએ, અને દર સાલ તમે અમને ચોથાઈ ભરતા રહેજો !"

"રાજન, ક્ષમા કરો !" રત્નસિહ ગ ભીર અવાજે બોલ્યો—"હવે અમારે રાજ્યગાદી જોઈતી નથી ! અમને તો આપની સ ગેજ રાખો, અને રત્નપુરની ગાદી માટે આપને યોગ્ય લાગે તેવો બીજો બ દોબસ્ત કરો ! મહારાજ ! રાજ્યની જ જાળ હવે માથે લેવા અમે રાજી નથી !" આમ બહુ વાર સુધી આ સ બ ધમા રકઝક ચાલી આખરે રત્નસિહને રાજા કુલીનસિહની આજ્ઞા માન્ય કરવી પડી તેણે એક માસ પોતાના મહેમાન તરીકે રત્નપુરમા રહેવાની કુલીનસિહ પાસે કબુલાત લીધી રત્નપુરના ભેદી ભોયરાને લગતી હકીકત પોતાને જાણવાની હોવાથી રાજા કુલીનસિહે તેની માગણી સ્વિકારી બીજી કેટલીક વાતચીત કીધા પછી રાજા રત્નસિહના પૂછવાથી પોતે તેમજ પોતાના સાથી અઈયારોએ રત્નપુરમા પ્રવેશી શી શી ચાલાકી ચલાવી હતી તેને લગતી હકીકત ચતુરે સવિસ્તર જણાવી પોતાના દીવાન ભગવત રાયને લગતી હકીકત સાભળતા રાજા રત્નસિહને બહુ હસવુ આવ્યુ, અને તે બોલ્યો—"અહાહા ! તમે અઈયારો જે ધારો તે કરી શકો તેમ છે !" આ પછી ચતુરની આજ્ઞાથી દીવાન ભગવત-રાયને પણ યોગ્ય માન સહીત ત્યા હાજર કરવામા આવ્યો વળી રત્નસિહના કુમાર કલ્યાણસિહને લાવવા માટે પણ કેટલાક માણસોને વીજયગઢ મોકલવામા આવ્યા હતા આ સઘળા કામો-માથી પરવાર્યા બાદ લાલીના સ બ ધમા વાતચીત થવા લાગી

"વારૂ મહારાજ રત્નસિહજી, લાલી કોણ છે ?" ચતુરે પૂછ્યુ આના જવાબમા રાજા રત્નસિહે જણાવ્યુ—"લાલી કોણ છે તે અમે પણ બરાબર જાણતા નથી કેમકે, એકાદ માસ પહેલા ચાર પાચ દીન આગળ પાછળ લાલી અને કુ દન, બ ને અમારી દરબારમા આવી હતી તેમના બોલવા ચાલવાની ઢબ અને

પહેરવેશ ઉપરથી તેઓ કોઈ ગૃહસ્થની પુત્રીઓ જણાઈ તેમને પૂછતા તેમણે જણાવ્યુ હતુ કે, તેઓ કુલીન ગૃહસ્થની પુત્રી છે, અને વખાની મારી કોઈ રાજ્યના આશ્રયની શોધમા રખડતી હતી આથી દયા ખાઈ અમે તે બનેને અમારા મહેલમા રાખી હતી ! એ સિવાય તેમના સબધમા અમે કઈ વધુ જાણતા નથી !"

" ત્યારે તો આમા અવશ્ય કઈક ઉંડો ભેદ છે ! તેઓ બને કઈ સાધારણ સ્ત્રીઓ તો નથીજ ! " ચતુર બોલ્યો

" વળી એક અજાયબી ભરેલી બીના હુ આપને જણાવુછુ !" શાતીનાથ જોશી વચમા બોલી ઉઠયો–" આપને યાદ તો હશે કે આપને મે ભોયરાની હકીકત જણાવી તે સમયે મે જણાવ્યુ હતુ કે, જ્યારે ભોયરાની અદર કીશોરી અને લાલીને મે જોયા હતા, ત્યારે તેઓ બનેના નામ લઈ મે તેમને બોલાવ્યાથી તેમને અજાયબી ઉપજી હતી !"

" હા, એ તો મને યાદ છે ! તે વખતેજ હુ તમને પૂછનાર હતો કે, લાલીને તમે કયાથી ઓળખી ?" ચતુરે પૂછ્યુ

" એ ભેદ • હુ અત્યારે તમને કહુ છુ !" શાતીનાથે જણાવ્યુ–" દારોગાના રૂપમા એક વાર રત્નપુરના ભોયરામા બેઠા મારો જીવ મુઝાયાથી તેમાની ઓરડીઓ ઉઘાડીને હુ જોવા લાગ્યો કેમકે, મારી પાસેના ચાવીઓના ઝુમખામાની પેલી સૌથી મ્હોટી કુચી બધા બારણાઓ ઉઘાડવાને કામે લાગતી હતી આમ કેટલીક ઓરડીઓ જોયા બાદ એક ઓરડીમા જોકે અધારૂ હતુ તોપણ તેની એક તરફની ભીંતે ચળકાટ મારતી એક છબી ટાંગેલી જણાઈ, જે અધારામા પણ સાફ દેખાતી હતી આ છબીની નીચે ' લાલી ' એટલા અક્ષરો લખેલા હતા આ છબી મે બરોબર જોઈ હતી, એટને પછી કીશોરીબા સાથે મે લાલીને જોતા તરત ઓળખી કહાડી ! ભોયરામા લાલીની છબી હોવાથી તે ત્યાની રહીશ હશે, એમ હુ ધારતો હતો, પરતુ રાજા રત્નસિહજીને મુખે તેની હકીકત જાણી અજાયબી ઉપજે છે કે તેની છબી ત્યા કયાથી આવી હશે ?"

" આ વળી નવી અજાયબી ! લાલીની છબી હજી સુધી અમે ભોયરામા જોઈજ નથી !" રત્નસિહે અજાયબી બતાવી

આ પછી કેટલીક વાતચીત કીધા બાદ કુમાર ઇંદ્રજીતની શોધ

કરવા માટે શો બંદોબસ્ત કરવામાં આવ્યો છે, તે વિષે રાજા કુલીનસિંહે પૂછવાથી ચતુરે જણાવ્યું—"મહારાજ, એ વિષે તેમજ કીશોરીકુંવરી માટે હું બેફિકર રહ્યો નથી ! ચારે તરફ જાસુસોને રવાના કર્યા છે! આજ સુધી હું અત્રેની ખટપટમાં રોકાયલો હતો, પણ હવે હું જાતે પણ તેમની શોધમાં જઈશ ! અત્યાર સુધીમાં કુમારની કંઈક ભાળ મળી છે, જેને લગતી હકીકત હું આપને આવતી કાલે જણાવીશ !" પોતાના ગુમ થયલા પુત્ર માટે દરેક માબાપ ચિંતાતુર હોય અને તેની ખબર જાણવાને અધીર બને એ સ્વાભાવિક છે ! રાજા કુલીનસિંહ પણ ઇંદ્રજીતકુમારની ભાળ મેળવવા બહુજ અધીરો બની રહ્યો હતો, પણ તેને લગતી હકીકત જાણવાને એક દિવસ વધુ ધીરજ ધરવાનું ચતુરે જણાવ્યાથી તેણે પોતાની આતુરતા દબાવી દીધી બીજે દીને રાજા કુલીનસિંહે પોતાના અઈચારો અને થોડાક ખાસ માણસો સહીત રત્નપુરમાં પ્રવેશ કીધો આખા નગરમાં આનંદકુમારના નામનો વિજયડંકો વજડાવવામાં આવ્યો આ શુભ અવસરની ખુશાલીમાં નાચ રંગના તમાસાઓ, વગેરે આનંદોત્સવથી રત્નપુર ગાજી રહ્યું હોત, પરંતુ કુમાર ઇંદ્રજીતસિંહના વિયોગને લીધે કોઈ પ્રકારની ધામધૂમ થઈજ નહીં રાજા રત્નસિંહ તરફથી કરવામાં આવેલી મહેમાની અને તેની મહાવજતથી રાજા કુલીનસિંહ અને તેના રસાલાના તમામ માણસો ઘણા ખુશ થઈ ગયા રત્નપુરમાં પધારવા પછી બીજે દીને રાજમહેલને લગતા દીવાનખાનામાં પોતાના ખાસ સેવકો સહીત રાજા કુલીનસિંહ ખાનગી દરબાર ભરી બેઠો આ દરબારમાં રાજા પાસે રત્નસિંહ, આનંદકુમાર, ચતુર, વિજય, બદરીનાથ, શાંતીનાથ જોશી અને રત્નસિંહનો દીવાન ભગવતરાય હતા. તેઓ ઉપરાંત એક પુરૂષ પોતાનું મુખ બુરખાથી ઢાંકીને એક તરફ બેઠો હતો, જેને ચતુર પોતાની સાથે તેડી લાવ્યો હતો કેટલીક વાર સુધી વાતચીત ચાલ્યા બાદ રાજા કુલીનસિંહે આ બુરખાવાળા પુરૂષ તરફ હાથ કરી બતાવતાં ચતુરને પૂછ્યું—"બુરખાથી મુખ ઢાંકી બેઠેલા તમારી સાથે આવેલા આ છુપા મનુષ્ય આગળ આપણી ભેદભરી વાતચીત આપણે કરી શકીએ તેમ છે ?"

"હા મહારાજ ! કંઈ હરકતજ નથી !" ચતુરે જણાવ્યું

"ત્યારે હવે સર્વથી પહેલા આપણે ત્રણ બાબતો માટે ગોઠવણ કરવી જોઇએ !" કુલીનસિંહે ગંભીર અવાજે જણાવ્યું– "એક તો કીશોરી કુંવરીની ભાળ મેળવવાની ગોઠવણ, બીજું રત્નપુરના ભોંયરામાના છૂપા ભેદો જાણવા અને ત્રીજું ઇંદ્રજીત કુમારની ભાળ મેળવવાનું કામ, એ ત્રણ બાબત વિષે હાલ આપણે સલાહ કરવાની છે !" આટલું કહી ચતુર તરફ ફરી તેણે પૂછ્યું– "તમે ગઈ કાલે જણાવ્યું તેમ કુમારની ભાળ ક્યાં મળી છે ?"

"મહારાજ, તેની ખુલાસાવાર હકીકત આપને જણાવું તે પહેલા મહારાજ રત્નસિંહજીને મારે કેટલીક બાબતો પૂછવી છે !" ચતુરે જણાવ્યું, એટલે રાજા રત્નસિંહ બોલી ઉઠયો– "ભલે, જે કંઈ પૂછવું હોય તે ખુશીથી પૂછો !"

"વારૂ આપની દરબારમાં શુરસેન નામે કોઈ અઈયાર હતો ?" ચતુરે રત્નસિંહ પ્રત્યે પૂછ્યું

"હા ! અરેરે ! તે બહુજ ભલો, નીમકહલાલ અને પ્રમાણીક હતો, તેમજ અઈયારીમાં પણ બહુ ચાલાક હતો ! દીવાન ભગવતરાય અને કેશવરાય તેનાજ શિષ્ય છે !" રત્નસિંહે જણાવ્યું– "આજથી બે ત્રણ દીન પહેલા અમારા અંતરમાં શુરસેન નહાસી જવાથી ઉપજેલા દુઃખ સાથે ક્રોધ મીશ્ર થયેલ હતો, પણ તેને બદલે આજે તો દીલગીરી ઉપજે છે કે, જે બાબતોનો વિચાર કરી તે નહાસી ગયો હતો તે ખરોબર હતી તેના ઉપર અમે વિનાકારણે ગુસ્સે થયા હતા !"

"વારૂ, આપ એમના ઉપર શામાટે ગુસ્સે થયા હતા અને તે અત્રેથી શા કારણે નહાસી ગયા ?" ચતુરે પૂછ્યું

"એનું કારણ એ હતું કે જ્યારે અમે કીશોરીકુંવરીને અમારા મહેલમાં કેદ કીધા ત્યારે તેણે અમને તેમ ન કરવાને બહુ સમજાવ્યા અને કીશોરીકુંવરીને મહારાજ કુલીનસિંહજીને સોંપી દેવાની સલાહ આપી પણ તે ન માનતા અમે તેના ઉપર ગુસ્સે થઈને તેને કેદ કરવાનો ઠરાવ કીધો !" રાજા રત્નસિંહે ખુલાસો કર્યો–"આમાં મૂળ વાત તો એ છે કે રાજા રણધીરસિંહજી પહેલા અમારા પરમ મિત્ર હતા ! શુરસેન અમારી નોકરીમાં હતો અને તેનો ન્હાનો ભાઈ–કમલાનો પીતા રાજા રણધીરસિંહજીની દરબારમાં હતો ! કમળાના પીતાને સ્વર્ગવાસ થયે ઘણો સમય થઈ ગયો છે ! વળી

સમય જતા રણધીરસિંહજી સાથની અમારી મિત્રતા પણ થોડે થોડે તુટવા લાગી હતી ! આ પછી કીશોરીકુવરીને હરીને અમારા મહેલમા આણી અમારા કુમાર સાથે તેમના લગ્ન કરવાનો અમે ઠરાવ કીધો, ત્યારે જાણ્યુ કે કમલા કીશોરીકુવરીને પોતાના કાકાની મદદથી બચાવવાની અવશ્ય તજવીજ કરશે ! આ વિચાર અમારા મનમા મજબૂત થવાથી અમે શુરસેનને કેદ કરવાનો ઠરાવ કીધો, પણ અમારી એ ધારણા તેના જાણવામા આવવાથી તે નહાસી ગયો ! હવે અમારી આખ ઉઘડવાથી શુરસેનની નિર્દોષતા અમને જણાય છે, અને એવો એક નીમકહલાલ સેવક ગુમાવવા માટે અમને અફસોસ થાય છે !"

"જો આપ મને કઈ ઈનામ આપો તો હુ શુરસેનની ભાળ મેળવી લાવુ !" ચતુરે મુખ મલકાવીને પૂછ્યુ

"જે ઈનામ માગશો તે આપીશુ !" રત્નસિંહે કહ્યુ

"બસ ! ઈનામમા એટલુજ માગુ છુ કે શુરસેનજીને હુ શોધી લાવુ તો તેમને અમારા મહારાજની સેવામા સોપી દેજો !" ચતુરે જણાવ્યુ

"અહો ! એમા શુ મ્હોટુ ઈનામ માગ્યુ ! ! અમે પોતેજ મહારાજ કુલીનસિંહજીના તાબેદાર છીએ ત્યારે શુરસેનને તેમની સેવામા શા માટે નહી સોપીએ !" રત્નસિંહે ભાર દઈને જણાવ્યુ તરતજ ચતુરે પેલા બુરખાવાળા અજાણ્યા પુરૂષ તરફ જોયુ, એટલે તેણે પોતાના મુખ ઉપરનો બુરખો ખસેડી દઈ ઉઠીને ઉત્સાહથી રાજા રત્નસિંહના ચરણમા પડી કહ્યુ-"આ દાસની ભૂલ ક્ષમા કરશો !" રાજા રત્નસિંહે શુરસેનને જોતા આનદથી ઉછળતા અ તકરણે તેને હાથ ધરી ઉઠાડતા કહ્યુ-"નહીં ! તમારી ભૂલ નથી ! તમે નિર્દોષ છો ! વીના અપરાધે તમને દુ ખી કરવામા અમે ભૂલ કરી હતી !" આ પછી શુરસેન રાજા કુલિન સિંહને નમન કરી ચતુરની પાસેના એક આસન ઉપર બેઠો, એટલે રાજા કુલીનસિંહે આનદ ભરી નજરે તેની તરફ જોતા ચતુરને પૂછ્યુ "ચતુરસિંહ, એમની સાથે તમારો ભેટો કેવી રીતે થયો ?"

"શુરસેન પોતેજ મારી પાસે આવ્યા હતા, અને તેમણેજ સઘળી હકીકત મને જણાવી છે મહારાજ ! વળી કુમાર ઇંદ્રજીત સિંહજીની પણ એમણેજ ભાળ મેળવી છે, અને તેમની સંભાળ

રાખવાને પોતાના કેટલાક માણસોને કામે લગાડી દીધા છે, તેથી આપણને એટલી તો ખાત્રી છે કે કુમાર ઉપર હવે કોઈ પ્રકારનું સંકટ આવી પડશે નહી!" ચતુરે જણાવ્યું આ સાંભળી રાજા કુલીનસિંહે હર્ષ પામી આતુરતાસહ શુરસેનને પૂછયું–"કુમારની ભાળ કયાંથી મળી? હાલ તે કયાં છે?"

"મહારાજ, કુમારના સબંધમાં જે ખબર આ દાસના જાણવામાં આવી છે તે સર્વે મે દીવાન ચતુરસિંહજીને નીવેદન કરી છે, એટલે તેઓ આપ મહારાજને જણાવશે! કુમાર ઇંદ્રજીતસિંહને મદદ કરવાને હાલ મારે જવું છે, અને મારા એ કામમાં મદદ કરવા માટે આપના એક અઈયારને મારી સંગે મોકલવાની આપ શીરછત્ર કૃપા કરશો!" શુરસેને જણાવ્યું, એટલે રાજા કુલીનસિંહ ઉતાવળે બોલી ઉઠયો 'ત્યારે તો તમે અત્રે ન રોકાઓ! તમારી ઈચ્છામાં આવે તેને સાથે લઈ જાઓ!"

"અઈયારની પસંદગી મારે કરવી, એવી મહારાજશ્રીની આજ્ઞા છે તો વીજયસિંહને મારી સાથે મોકલશો!" શુરસેને જણાવ્યું તરતજ રાજાએ વીજયને તેની સાથે જવાને ફરમાવ્યું, એ લે તે પણ સજ થયો અને તેઓ બને રાજાની આજ્ઞા લઈ રવાના થયા પછી રાજા કુલીનસિંહ, વગેરે ત્યાં લગભગ એક કલાક વાતચીત કરતા બેઠા અને આખરે એવા ઠરાવપર આવ્યા કે, લાલી પોતાની ખરી હકીકત નહી જણાવે તેથી તેને વધુ પૂછગાછ ન કરતા હાલ નજરકેદ રાખવી વળી રત્નપુરનું રાજ્ય જીતી લેવાને લગતા સમાચાર રાજા જગતસિંહને પહોચાડવા માટે એક અઈયારને વીજયગઢ મોકલવાનું રાજા કુલીનસિંહે યોગ્ય વિચાર્યું અને તે સબંધી એક વીનતવાર પત્ર લખવાનું ચતુરને ફરમાવ્યું પત્ર લખાઈને તૈયાર થતા રાજાએ તે વીજયગઢ લઈ જવાની હમીરને આજ્ઞા કરી, એટલે તેણે હાથ જોડીને અરજ કરી–"મહારાજ! આપની આજ્ઞા મસ્તકે ચ્હડાવી છોરૂ વીજયગઢ જવાને તૈયાર છે, પણ તેથી આ દાસના મનની હોશ મનમાંજ રહી જશે!"

"શી હોશ છે?" રાજાએ પૂછયું એટલે તેણે જણાવ્યું–"ફત્તેહની ખુશહાલીમાં મહારાજ તરફથી સરપાવ વહેચવામાં આવશે–" તેનું બોલવું પૂર્ણ થાય તે પહેલા રાજા બોલી ઉઠયો "અહોહો! તારી એ હોશ પૂર્ણ કરીશું! બીજી કંઈ હોશ છે?"

"મહારાજ, આ બાળક લાલચુ છે!" ચતુર હસીને ટકોરમા બોલ્યો, એટલે હમીર તેને સબોધી નીચી નજરે બોલ્યો "પિતાજી, આપની પાસેથી પણ ઈનામ મેળવવાની આ છોરૂની અરજ છે!"

'અવશ્ય! ચતુરસિહ, તમારે પણ હમીરને યોગ્ય ઈનામ આપવુ જ જોઈએ!" રાજાએ ગભીર અવાજે કહ્યુ

"મહારાજ, એને વધુ છાપરે ચ્હડાવો કે પછી મારી પાસેથી અઈયારીની થેલી પણ લઈ લે!" ચતુર હસીને બોલ્યો, એટલે હમીર બોલી ઉઠયો– 'મહારાજ, મને એટલુ જ ઈનામ પૂરતુ છે!"

"ચતુરસિહ તમે તો સહજમા પતી જાઓ છો! તમારી તરફના ઈનામમા તમારી થેલીથીજ હમીરને સતોષ થશે, માટે એ એને આપો!" રાજા કુલીનસિહે ઠાવકે મુખે જણાવ્યુ.

"મહારાજશ્રીજ એની મદદમા છો તો પછી મારે થેલી આપવીજ પડશે!" ચતુરે જણાવ્યુ, અને અઈયારીની થેલી હમીરને આપી રાજા કુલીનસિહે પણ પોતાની પેટી મગાવી તેમાથી એક રત્નજડીત દાબડો કહાડયો, અને તેમા શુ છે તે જોયા વિના એમજ હમીરને આપ્યો પછી તેણે તેને હસીને પૂછયુ– "હજી કઈ હોશ બાકી રહી હોય તો તે પણ પૂર્ણ કરીએ?"

"હવે તો ફક્ત એટલીજ હોશ રહી જશે કે આપ મહારાજ અત્રેનુ ભેદી ભોયરૂ જોવા પધારશો તે જોવાને હુ ભાગ્યશાળી થઈશ નહી!" હમીરે કહ્યુ

"અહોહો! એમા શુ મ્હોટી વાત છે?" રાજાએ જણાવ્યુ "વીજયગઢથી પાછો ફરીશ તે પછી આપણે ભોયરામા જઇશુ!"

'જેવી આજ્ઞા!" આમ કહી હમીર નમન કરી ખુશ થતો ચાલ્યો, એટલે ચતુરે તેને પાછો બોલાવી કહ્યુ-"થેલીમા મારા ઉપયોગની એક વસ્તુ રહી ગઈ છે તે મને કહાડી લેવા દે!" આથી હમીર કઈક ખીજાયો હોય તેમ જુસ્સામાજ ચતુર પાસે આવી આખી થેલી તેની સામે મૂકી દઈ બોલ્યો–"આપની થેલીજ રાખો! મારે એ જોઈએજ નહી! જે વસ્તુ મેળવવાના લોભથી મે થેલી ઈનામમા લીધી તે આપ કહાડી લેશો પછી એ શા કામની?"

"દુખી ન થા હમીર! ચતુરસિંહ એમાથી એક પણ વસ્તુ લેશે નહી!" રાજા કુલીનસિહ હસીને બોલી ઉઠયો–"જે વસ્તુ ચતુરસિહ કહાડી લેવા માગે છે તે રાખવાને તુ પણ યોગ્ય છે!"

"ભલે, રાખ! મારે કંઈ જોઈતુ નથી!" ચતુર બોલ્યો હમીરે આનંદ પામી થેલી ઉપાડી લીધી અને તેમને નમન કરી તે રવાના થયો ચતુરની અઈયારીની થેલીમા એવી તે શી વસ્તુ હતી, જેને માટે પિતાપુત્ર વચ્ચે આ રકઝક ચાલી હતી તે વાચનાર જાણી ગયા હશે! વીજયગઢની પાસેના તીલસ્મી ખંડીયેરમાથી રસાયણી મેળવણીના અજબ ગુણ ધરાવનારા જે ફુલો ચતુરને મળ્યા હતા તે માટેજ આ પંચાત હતી!

હમીરને વીજયગઢ જવાને બે દિવસ વહી ગયા, જે દરમ્યાન રત્નપુરમા કંઈ જાણવાજોગ બન્યુ નહી ત્રીજે દીને રાજા રત્નસિંહ પોતાના એકાતવાસમા સુખાસને ઉંડા વિચારમા આડે પડખે પડયો હતો મધરાત વીની ગઈ છતા તેને નિંદ્રા આવી નહોતી કોઈના આવવાની રાહ જોતો હોય તેમ સહેજ ખડખડાટ થતા ચમકી જઈ તે આતુરતાથી દરવાજા તરફ જોતો હતો, એટલામા દરવાજાની અંદર એક વૃદ્ધ બાવાજી દાખલ થયા, જેમની ઉમ્મર લગભગ એંહેશી વર્ષની હતી નાભી સુધી પહોચેલી લાબી દાઢી અને મસ્તકપરથી વીખરાયલી ભરાવ જટાના વાળ સફેદ પુણી સરખા દીસતા હતા તેની કમ્મરે ફક્ત એક કોપીન સિવાય બીજુ કંઈ નહોતુ, જે ઉપર સિંહનુ ચામડુ ઓઢેડેલુ હતુ તેને જોતાજ રાજા રત્નસિંહ સુખાસનેથી ઉઠી સામો ગયો અને નમન કરી મુખ મલકાવી બોલ્યો—"મહાત્માજી, ઘણે દિવસે આપના દર્શન થયા! સમય વીતી જવાથી કદાચ આજે પણ આપના દર્શનનો લાભ મેળવવાને ભાગ્યશાળી નહી થાઉં એમ લાગતુ હતુ" બાવાજીએ રાજાને આશીર્વાદ આપતા કહ્યુ—"માર્ગમા એક માણુસ સાથે વાત કરવાને ઉભા રહેવાથી વીલબ થયો!" રત્નસિંહે સન્માનથી બાવાજીને પોતાના આસનપર બેસાડયા અને પોતે તેની સામે બેઠો, એટલે તેણે ગંભીર અવાજે પૂછ્યુ—"રાજન, રાજા કુલીનસિંહ માટે શો વિચાર કીધો?"

"એમની તાબેદારી સ્વિકાર્યા સિવાય બીજુ શું કરી સકીએ તેમ છે?" રત્નસિંહે જણાવ્યુ

"મે સાભળ્યુ છે કે, એમને તમે ભોયરામા ફેરવવા તેડી જનાર છો! એ શું ખરૂં છે?" સાધુજીએ પૂછ્યુ

"મહારાજ, હું તેમને અટકાવી પણ કેમ શકુ?"

"એમ કદી થવુજ ન જોઈએ !" સાધુ ભાર દઇને બોલ્યો-"મારા કહેવા ઉપર તમને વિશ્વાસ છે કે નહીં ?"

"આપના વચન ઉપર વિશ્વાસ શા માટે ન હોય ? મહારાજ, આપને ગુરૂ સમાન ગણી આજ સૂધી અમે આપની સલાહ મુજબજ ચાલ્યા છીએ !" રત્નસિંહ બોલ્યો

"પણ આ છેવટનુ કામ મારી સલાહ વિના કીધુ તેથીજ આટલે સુધી છેતરાયો અને રાજ્ય ગુમાવ્યુ !" સાધુએ જણાવ્યુ

"મહારાજ ! જે થયુ તે થયુ ! હવે અમારે શુ કરવુ તે માટે શી આજ્ઞા ફરમાવો છો ?" રત્નસિંહે હાથ જોડીને પૂછ્યુ

"રાજા કુલીનસિંહના તમે તાબેદાર બનો એવુ હુ ઈચ્છતો નથી ! આ સમયે તે તમારા પંજામા છે, એટલે તમે તેને કેદ કરી શકો તેમ છો !" સાધુ ગભીર અવાજે બોલ્યો

"જેવી આજ્ઞા !" થોડીવાર સુધી કંઈ ઉંડા વિચારમા ચુપ રહેવા બાદ રાજા બોલ્યો—"પરંતુ કુમાર કલ્યાણસિંહ હજી તેમના પંજામા કેદ છે, તેનુ કેમ કરીશુ ?"

"પણ કુમારને અત્રે તેડી લાવવાને કુલીનસિંહના સેવકે ગયા છે, એટલે તેઓ અત્રે કેદ પકડાયાના સમાચાર વીજયગઢ પહોંચશે તે પહેલા કુમાર આ તરફ આવવાને ત્યાથી નીકળી ચુક્યા હશે ! કુમારને માટે ચીંતા નથી ! અમે કુમારને તેડી લાવીશુ !" સાધુએ ભાર દઈને જણાવ્યુ આ પછી તેમણે બહુવાર સુધી વાતચીત કરી અને છેક મળસ્કુ થયુ ત્યારે સાધુ ત્યાથી રવાના થયો આ બનાવને બીજે દીનેજ લાલી કેદખાનામાથી નહાસી ગયલી જણાઈ, અને રાજા કુલીનસિંહના જાસુસોએ તેની ખ શોધ કરી, પણ તેની ભાળ મળી નહી સાધુજીની સલાહથી રાજા રત્નસિંહ હવે રાજા કુલીનસિંહનો દુશ્મન બની જઇ તેને તેના કુમાર અને અઈયારોસહ કેદ કરવાની તજવીજમા હતો વિશ્વાસુ રાજા કુલીનસિંહ ભોયરામા જઈને તેમાની ઘણી વસ્તુઓનો ભેદ જાણવાને આતુર થઈ રહ્યો હતો, પણ રત્નસિંહ બહાના કહાડી દરરોજ તેને ઉડાવતો હતો આખરે રાજા કુલીનસિંહના આગ્રહથી વળ દીને ભોયરામા જવાનો ઠરાવ કરવામા આવ્યો તે દીને રાજા રત્નસિંહે રાજા કુલીનસિંહ, આનંદકુમાર અને તેના ખાસ અ ચારોને પોતાને મહેલે જમવાને નોતર્યો આ વખતે તેમના ભો

નમા બેહોશીની ભુકી મેળવી દેવાનુ કામ તેણે પોતાના દીવાન ભગવતરાયને સોપ્યુ રાજા કુલીનસિહ તેમજ તેના અઈચારોને તેના આ દગાનો સ્વપ્ને પણ કયાથી ખ્યાલ આવ્યો હોય? રાત્રીએ ભોજન કીધા બાદ સઘળાઓ ઉપર બેહોશીની અસર થવા લાગી ચાલાક ચતુર ચમકયો અને સમજી ગયો કે રત્નસિહે દગો કીધો છે, પણ હવે તે કઈ કરી શકે તેમ નહોતુ કેમકે, જોતજોતામા રાજા, આનંદકુમાર, ચતુર, બદરીનાથ, શાતીનાથ અને બળ, વગેરે સર્વ બેહોશ થઈ પડયા તરતજ રત્નસિહની આજ્ઞાથી સર્વના હાથ-પગમા મજબૂત બેડીઓ પહેરાવી તેમને તીલસ્મી ભોયરામાજ કેદ કરવામા આવ્યા રાજા કુલીનસિહ સગે કીલ્લામા આવેલા તેના થોડાક સીપાઇઓ રત્નસિંહની આ દગલબાજી જાણતા પોતાના માલીકના છુટકારા માટે જીવપર આવી લડવાને તૈયાર થઈ ગયા અને રત્નસિહના ઘણા માણસોને તેમણે કાપી નાખ્યા, પણ દુશ્મનના હજારો માણસો સામે તેઓ મુઠ્ઠીભર કયા સુધી ટકી શકે? સર્વ માર્યા ગયા આ તરફ રાજા રત્નસિંહે કીલ્લાના દ્વાર બધ કરાવી બૂરજો ઉપર તોપો ચ્હડાવી મોરચા મ ડાવી દીધા અને પહાડની તળેટીમા પડાવ નાખી રહેલા રાજા કુલીનસિંહના લશ્કર સાથે લડાઈ ચાલુ કરવાની પોતાની સેનાને આજ્ઞા કરી રાજા કુલીનસિંહની સેનામા બહાદુર ફત્તેહસિંહ અને ભડવીર નાહરસિહ, એ બે સરદારો રાજા સાથે રત્નપુરમા ગયા નહોતા રાજા રત્નસિંહ તરફથી લડાઈની આજ્ઞા મળતા રત્નપુરના કીલ્લાપરથી તોપનો અવાજ સભળાયો, એટલે ફત્તેહસિહ તેમજ નાહરસિંહ મુઝાયા જાસુસો મોકલી તપાસ કરાવતા રાજા રત્નસિહનુ કપટ તેમના જાણવામા આવ્યુ તરતજ આ સમાચાર વિજયગઢ પહોચાડવાને તેમણે બે ઘોડેસ્વારોને દોડાવ્યા અને પોતે લડાઈની તૈયારી કરવા લાગ્યા

—— o ——

## પ્રકરણ ૪ થું.

## કીશોરીની અવદશા.

રત્નપુરના રાજમહેલમાથી કુદન કયા જતી રહી હશે? તે જાણવાની આપણને જીજ્ઞાસા થાય એ સહજ છે! કીશોરી

લાલીના પંજામાં ન ફસાય તે માટે તે બહુ આતુર હતી, એ આપણે જાણ્યું છે । જે સમયે કીશોરી અને લાલી પેલા બંધ મહેલના છાપરામાં પાડેલા બાકોરા માર્ગે તેની અંદર ઉતરી ગઈ, તે ખબર કુંદનના જાણવામાં આવતાં તેણે આખા રાજમહેલમાં આ બાબતનો શોરબકોર મચાવી દીધો આપણે તે વખતે જાણી ગયા છીએ કે કીશોરી અને લાલી મહેલમાં જવા બાદ તેમની પાછળ 'પકડો પકડો' એમ પૂકાર કરતા કેટલાક માણસો છાપરા પરના બાકોરા મારફત મહેલમાં ઉતરી ગયા હતા આ ગરબડમાં કુંદન પણ પોતાની સાથે એક ન્હાનકડી પોટલી લઈને સીપાઈઓની કમદે ચ્હડીને તે મહેલની અંદર ઘુસી ગઈ, જે ઘોંઘાટમાં કોઈના જોવામાં આવ્યું નહી આ મહેલની અંદર બીલકુલ અંધકાર હતો લાલીએ બીજી ઓરડીમાં જઈને તેનું દ્વાર અંદરથી બંધ કરી દીધું હતું તેથી તેમને પકડવા ગયલા માણસો પાછા ફર્યાં હતા, પરંતુ કુંદન મહેલમાથી બહાર નીકળી નહી આપણે જાણી ગયા તેમ એ મહેલને ત્રણ દરવાજા હતા મ્હોટો દરવાજો બંધ રહીને બાજમાં તેનાપર નિરંતર ચોકી પહેરો રહેતો હતો બીજો દરવાજો ઉઘાડો હતો અને ત્રીજો દરવાજો ઉઘાડીને તેમાં કીશોરી અને લાલી જઈ તે અંદરથી બંધ કરી ગઈ હતી જે દરવાજો ઉઘાડો હતો તેમાથી એક ચોકમાં જવાતું હતું કીશોરી અને લાલીને પકડવા ગયલા સીપાઈઓ મહેલની બહાર નીકળી ગયા ત્યારે કુન્દને પોતાની સાથે આણેલી ગાસડી જમીનપર મુકીને છોડી અને તેમાથી મીણબત્તી કહાડીને સળગાવી તેના પ્રકાશથી તે ચારે તરફ જોવા લાગી આ ચોક કંઈ મ્હોટો નહોતો તેની ચારે તરફની દીવાલો ઉપર ભયાનક ચીત્રો ચીતરેલા હતા, પણ કુંદને તે જોવાપર લક્ષ આપ્યુંજ નહીં ચોકના મધ્ય ભાગમાં લોખંડના ન્હાના અગિયાર દાબડા એક વહેંતને અંતરે ગોળ કુંડાળામાં ગોઠવેલા પડયા હતા, જે દરેક ઉપર માણસની એકેક ખોપરી હતી કુંદન આ દાબડા પાસે જઈ ધારીને જોવા લાગી એક દાબડાપર ખોપરીનો અરધો ભાગ હતો, જ્યારે બીજાઓ ઉપર આખી ખોપરીઓ હતી વળી એક ખોપરી જમીનપર પડી હતી, તે જોઈને કુંદનને અજાયબી ઉપજી કે બીજી ખોપરીઓની માફક તેની નીચે દાબડો કેમ નથી ? વિચાર કરતાં જે દાબડા ઉપર અરધી ખોપરી હતી ત્યાંથી

કુદને દાબડાઓ ગણવા માડયા, અને સાતમી ખોપરી નીચેનો દાબડો ન જોઈ તે પોતાના મનમા બોલી–"ઓહ ઓહ! બસ, કુચીઓવાળો દાબડોજ લાલી લઈ ગઈ છે! એ દાબડામાજ ચાવી છે, એમ એણે કયાથી જાણ્યું હશે?" થોડી વાર વિચારમાં દાબડાઓ તરફ જોતી ઉભી રહેવા બાદ તેણે ભાગેલી ખોપરી આગળથી ફરી ગણીને પાચમી ખોપરી નીચેનો દાબડો ઉપાડી તે જોરથી જમીનપર પછાડયો ચાર સાધાઓ જોડીને તે બનાવેલો હોય તેમ તેના ચાર કટકા છુટા થઈ તેમાથી એક કુચી નીકળી જે ઉપાડી લેતા તે ખુશ થતી પોતાના મન સાથે બોલી–"હવે લાલીને બરોબર મઝાહ બતાવીશ!" હવે ત્યા ઉભી ન રહેતા ચોકમાની એક તરફની ભીંતમા એક અલામારી હતી તે તેણે પેલી ચાવી વડે ઉઘાડી એટલે તેમા નીચે ઉતરવા માટે ન્હાની પગથીઓ જણાઇ તે બેધડક નીચે ઉતરી એક ઓરડીમા જઇ પહોચી, જ્યા એક સિંહાસન ઉપર આસરે એક હાથ લાબી અને દહોડેક વહેંત પહોળી ત્રાંબાની પાટ પડેલી જોઈ તરતજ તે ઉપાડીને તપાસી જોતા તેનાપર કંઈ અક્ષરો કોતરેલા જણાયા, જે ધ્યાનથી વાચીને તે આનંદમા આવી મ્હોટેથી હસી પડી, અને ચારે તરફ જોવા લાગી આ ઓરડીમા બે તરફ દરવાજા હતા, અને વચ્ચે જમીનમા એક સીલા બેસાડેલી હતી, જેમા પીત્તળનુ કડુ જડેલ હતુ. કુદને પોતાની પાસેની ચાવી વડે એક દરવાજો ઉઘાડયો તો તેમા ઉપર ચ્હડવાને માટે પગથીઓ જણાઈ, જે ચ્હડી જઈને તે એક સાકડી ઓરડીમા જઈ પહોચી. આ ઓરડી એટલી બધી ન્હાની હતી કે પાચ માણસો પણ તેમા બેસી શકે તેમ નહોતુ, પરંતુ આ ઓરડીની ચારે તરફની દીવાલમા ઝીણા ઝીણા છીદ્ર હતા પોતાના હાથમાની બત્તી ઓહોલવી નાખીને તે એક છીદ્ર આગળ આખ મુકીને જોવા લાગી તો તુરત ભૂતદેવની ભયાનક મૂર્ત્તિ આગળ એક યુવતીનો ભોગ જે ચોકમા આપવામા આવ્યો હતો, તે સાફ દેખાતુ હતુ તે છીદ્રમાથી જોતી થોડી વાર ઉભી રહેતા તેણે તે ચોકમા રાજા રત્નસિંહ, ભોંયરાનો દારોગો, લાલી, કીશોરી અને બીજા ઘણા માણસોને દીઠા જોતજોતામા એક યુવતીનુ એ ભયાનક મૂર્ત્તિ આગળ બલીદાન આપવામા આવ્યુ, અને કુમાર આનંદસિંહને

તેના સાથી અઈયારો સહીત પકડવામા આવ્યો હુકમા ભોંયરાની અંદર કુમાર આનંદસિંહ પકડાયા વિષેની તથા કીશોરીને લગની જે હકીકત આપણે બીજા ભાગમા જાણી ગયા છીએ તે સઘળા બનાવ તેણીએ આ છીદ્રમાથી દીઠા આખરે નીચે ઉતરી આવી પેલી ઓરડીની ભોંયમા પીત્તળના કડાવાળી જડેલી સીલા પણ તેણીએ પોતાની પાસેની ચાવી વડે ઉઘાડી, એટલે નીચે ઉતરવાને ભોંયરૂ જણાયુ જેમા તે ઉતરી ગઈ અને બત્તી સળગાવીને જોવા લાગી ઉપરની છાજ તરફ જોતા તેને જણાયુ કે સિંહાસન ઉપર બેઠેલી પેલી ભૂતદેવની મૂર્ત્તિ પોતાના માથા ઉપર હતી કેમકે, તે સિંહાસન તેમજ મૂર્ત્તિ પોકલ હતા તે પાછી ઉપર ગઇ, અને ભીંતમાના બીજી તરફના દરવાજાને ઉઘાડી એક સુરંગમા ચાલી, જેમા કેટલાંક પગલા જવા બાદ એક ન્હાની બારી જણાઈ તે પણ તેણે પોતાની પાસેની ચાવી વડે ઉઘાડી, એટલે તે રાજાના મહેલના દીવાનખાના અને ભોંયરાની વચ્ચેના રસ્તામા જઈ પહોંચી ભોંયરામાથી દીવાનખાનામા જવા સુધીના રસ્તાની વચ્ચે જેટલા દરવાજા હતા તે સઘળા તેણે પોતાની પાસેની કુંચી વડે બંધ કરી દીધા, અને તે સાથે તે દરવાજાઓમા બીજી એકેક ચાપ હતી તે પણ લગાડયા બાદ તે પાછી પેલી ઓરડીમા ગઇ, જ્યાની દીવાલોમાના છીદ્રમાથી ભૂતદેવની ભયાનક મૂર્ત્તિ તેમજ રાજા અને સર્વ માણસો દેખાતા હતા ભોંયરામાથી મહેલમા જવાના માર્ગની વચ્ચેના સઘળા દ્વાર બંધ થઈ જવાથી રાજા રત્નસિંહ ગભરાયો હતો, તે તેણીએ જોયુ હતુ, જેનો લાભ લેવા ભૂતદેવની મૂર્ત્તિની નીચેના ભોંયરામા જઇ મૂર્ત્તિના મુખમાથી નીકળેલા જે શબ્દો સાભળીને રાજા રત્નસિંહ અને તેના સેવકોના હોશ ઉડી ગયા હતા, તે તેણીજ બોલી હતી, અને તેણીના કહેવાથીજ રાજાએ ગભરાઈને કીશોરીને સત્તરમા નંબરની ઓરડીમા બંધ કરી હતી ત્યાર પછી તે ભોંયરામાની સાકડી સુરંગમા ચાલી, અને તેમા થોડેક સુધી જવા બાદ એક ઠેકાણે ઉભી રહી તેણીએ ઉપરની છાજમાની એક સીલામા જણાતા એક છીદ્રમા પોતાની પાસેની પેલી કુંચી નાખી પાચેક આટા ફેરવ્યા, એટલે તે સીલા એક તરફ ખસી ગઈ તરતજ પોતાના સાળુનો પાલવ બુકાનીના માફક પોતાને મ્હોડે બાંધી

દઈ સીલા ઉઘડવાથી થયલા માર્ગ મારફત ઉપર ચ્હડી જે ઓરડીમા કીશોરીને રાજા રત્નસિંહે ભૂતદેવ–કુદનની આજ્ઞાથી બધ કરી હતી તેમા તે જઈ પહોચી આફતમા ફસાયલી કીશોરીને પોતાની સ્થિતિનુ ભાન તો નહોતુ, તેમા વળી જમીનમાથી એકાએક કોઇ અબળાને નીકળતી જોતા તેની દહેસતની સીમાજ રહી નહી કુદનને ન ઓળખતા ભૂતપ્રેત સમજી ગભરાટમા એક ચીસ પાડી મૂર્છાવશ થઈ તે જમીનપર ઢળી પડી. વિચાર કરવાને લેશ પણ વિલબ ન કરતા કુદને પોતાની થેલીમાથી બેહોશીની ભુકી કહાડી તેને સુઘાડી પૂરતી બેશુદ્ધ કરી નાખી, અને પછી પોતાની પોટલીમાથી કાગળ, વગેરે કહાડી 'રતન રગ મચાવ્યો સાધી ગઈ નીજ કામ' ઈત્યાદી પેલો દુહો લખીને તે કાગળ એક તરફ ત્યા મુકી દઈ પોતાની કમ્મરે વીંટાળેલ દુપટો છોડી તેમા કીશોરીની ગાસડી બાધી ઉપાડીને તે નીચે લઈ ગઈ, અને ચાવી પાછી ફેરવીને તેણે તે સીલા ફરી બધ કરી દીધી પછી તે કીશોરીની ગાસડી ઉપાડી પેલી સુરગમા આગળ ચાલી, અને કેટયેક જવા પછી એક બધ દ્વાર આગળ જઈ પહોચી પોતાની પાસેની કુચી વડે તે બધ દ્વાર ઉઘાડી એક બીજી સુરગમા કેટલેક સુધી જવા બાદ તે એક ગુફાના મુખ આગળ જઈ નીકળી અત્રે આવી પહોચતા તેણે મ્હોઢેથી સીડી વગાડી એટલે પાસેની ઝાડીમાથી પાચ માણસો ત્યા દોડી આવ્યા, અને તેઓમાથી એકે પૂછ્યુ –"કોણ રતનકુવરીજી ?"

"હા ! વેલા, તને અહીં બહુ સકટ સહેવા પડયા અને ઘણા દિવસો ખોટી થવુ પડયુ હો !" કુદને હસીને કહ્યુ

"અમારા શીરછત્ર આપ પોતેજ આટલા દિવસો સુધી જીવને જોખમે આફતોની વચ્ચે જઈ રહ્યા હતા ત્યારે પછી અમ લોકોની તે શી વાત ! અમે તો ખુલ્લા મેદાનમા હતા ત્યા અમને શી ધાસ્તિ હતી !" વેલાએ હાથ જોડીને જણાવ્યુ

"કીશોરી તો હાથ આવી ગઈ છે, માટે હવે જલદી અત્રેથી ચાલો !" કુદને ઉતાવળે કહ્યુ તરતજ એક જણે કીશોરીની ગાસડી ઉપાડી અને તેઓ ઉતાવળે પગલે ત્યાથી ચાલ્યા

વાચનાર સમજી ગયા હશે કે, કીશોરી રતનના પંજામા સપડાઈ હતી. પણ એ રતન કોણ વળી ? આ પુસ્તકના પ્રથમ પ્રકરણમા

મહારાણીની દરબારમાં જોયલી રતનજ આ હતી, એ જાણવાથી વાચનારની અજાયબીમાં ઘટાડો થવાને વધારો થશે ! વળી કોઈના લોહીથી લખાયલું પુસ્તક, જેની મદદથી કીમનરાયે પોતાના પ્રાણ બચાવ્યા હતા, તે સંબંધી તેણે જણાવેલી ભેદભરેલી બીના પણ વાચનારને ફરીથી યાદ આવી જશે આ ઉપરથી વાચનાર એમજ ધારશે કે, કુંદન જ્યારે રતન હતી ત્યારે લાલી જરૂર અજબકુંવરી હશે કેમકે, કોઈના લોહીથી લખાયલા પુસ્તકનો ભેદ રતન અને અજબકુંવરી બંને જાણતી હતી વાચનારને યાદ હશે કે રત્નપુરના રાજમહેલમાં કીશોરીના ઓરડામાં કુંદને લાલી આગળ એ પુસ્તકનું નામ લીધું હતું ત્યારે લાલી સાંભળીને કંપી ઉઠી હતી આ ઉપરથી તો એમ જણાય છે કે અજબકુંવરીએ લાલીનું નામ ધારણ કર્યું હશે ! આમ છતાં તેઓ બંને સાથે મળીને શામાટે કામ કરતી નહોતી, એ વિચાર આપણને વળી નવી મુંઝવણમાં નાખે છે આ ઉપરથી તો વળી આપણને એમ માનવાને કારણ મળે છે કે લાલી કંઈ અજબકુંવરી નહોતી વળી તે પછીના બનાવો યાદ કરતાં અને ભોયરામાં કુંદને લખેલા 'રતન રંગ મચાવ્યો' એ દુહો સાંભળી લાલી હસી પડી હતી, એ તરફ જોતાં વિચાર ફેરવવો પડેછે ! આનો ભેદ કળી શકાતો નથી ! હાલ જવા દો એ પંચાત ! બધું આપમેળે જણાઈ આવશે ! ચાલો રતનના માણસો કીશોરીને ઉપાડી ગયા પછી તેનું શું થયું તે જોઈએ બીજે દીને બપોરે કીશોરીની બેહોશી દુર થઈ ત્યારે ઘીચ જંગલમાં ગંભીર ઝાડોની ઘટા તળે જમીનપર પડેલી હતી તેની આસપાસ કુંદન અને થોડાક હથીયારબંધ માણસો બેઠા હતા, જેમને જોઈ કીશોરીએ જાણ્યું કે કુંદનજ દગાથી પોતાને ત્યાં ઉપાડી આવી હતી રાત્રીએ ભોંયરામાં જોયલા બનાવો સ્વપ્ન સરખા તેને યાદ આવ્યા પોતાનાપર અત્યાર સુધીમાં આવી પડેલ સંકટો સંભારતી તે ઈશ્વર પાસે હવે મૃત્યુ માગવા લાગી તેને શુદ્ધિમાં આવેલ જોઈ કુંદન તેના મસ્તકપર હાથ ફેરવતાં માયાળુ સાદે બોલી-"કીશોરીબા, ગભરાશો નહી ! તમારાપર હવે લેશ પણ સંકટ પડવા દઈશું નહી!" વિચારવમળમાં અથડાતી કીશોરીને હવે પોતાની સ્થિતિનું ભાન આવ્યું અને જાગૃત થઈ તે દબાયલે અવાજે કુંદન પ્રત્યે બોલી-"તું કહે છે તે કંઈ

અમારા સમજવામા આવતુ નથી ! અત્યાર સુધીમા તે જે કઈ કીધુ છે એના કરતા વધુ સ કટ હવે તુ અમારા ઉપર શું ગુજારીશ ?"

"હવે તમે જ્યા રહેશો ત્યા સુખ પામશો !" રતને કહ્યુ

"શું વહાલા ઇંદ્રજીતસિંહ પણ મળશે ?" કીશોરીએ ઉઠીને બેસતા આતુરતાથી પૂછ્યુ

"હા ! તમારી ઈચ્છા હશે તો મળશે !" રતન બોલી

"હે શું કહ્યુ ? અમારી ઈચ્છા હશે તો મળીશું ? કેવી રીતે ? કયા ?" કીશોરીએ અધીરાઈથી પૂછ્યુ

"ઇંદ્રજીતસિંહજી ઉપર હુ કહુ તેમ એક પત્ર લખી આપશો ? ફક્ત એટલુ જ લખો કે 'જો આપનો આ દાસી ઉપર દૃઢ પ્રેમ હોય તો આડાઅવળા વિચાર કર્યા વિના આ માણસ સાથે ચાલ્યા આવજો અને એ આપની પાસે જે કઈ માગે તે આપજો, નહીંતો મને મળવાની આશા રાખશો નહી ' બસ, એટલુ લખો તો ટુક સમયમા કુમારને મેળવી તેમની સાથે સુખઆરામમા રહેશો !" રતને ભાર દઈને જણાવ્યુ કીશોરી ઉંડા વિચારમા થોડી-વાર ચુપ રહેવા બાદ દૃઢ અવાજે બોલી–"આમા તમારી ધારણા શી છે તે અમે સમજી ગયા ! એમ કદી બનશેજ નહી ! એવો પત્ર લખી આપીને વહાલાને અમે કદી સ કટમા નાખીશુ નહી !"

"તો તમે પણ છુટી શકો તેમ નથી !" રતને કહ્યુ

"ગમે તેમ થાઓ !" કીશોરી દૃઢ અવાજે બોલી

"તમારા પ્રાણ લેવામા આવશે !" રતન ગુસ્સામા બોલી

"આફતમાથી છુટીશું ! કુમાર ઇંદ્રજીતસિંહને માટે આ દેહ અર્પણ કરવાને તૈયાર છીએ !" કીશોરીએ દૃઢ ઠરાવ જણાવ્યો આથી કુ દન કહો કે રતન ગુસ્સે થઈ પોતાના સાથીઓ પ્રત્યે બોલી–"હવે હુ એને જીવતી છોડી શકતી નથી ! એના હાથપગ બાંધો !" આજ્ઞા મળતાજ તેમણે કીશોરીના હાથપગ મજબૂત બાધી લીધા, એટલે રતન તેઓમાના એકની તલવાર લઈ તેને મારવાને આગળ વધી, એટલામા તેઓમાથી એક જણ બોલી ઉઠયો–" રતનબા ! સબુર કરો ! મારશો નહી ! તલવારથી મારવી યોગ્ય નથી ! અમે સુકા કાષ્ટ વીણી લાવીએ છીએ, તેની ચીતા ખડકીને તેનાપર એને જીવતી બાળી મૂકો કે બળીને ખાખ થઈ હવામા તે રાખ મળી જઈ એક રજ પણ કોઈના

હાથમા આવે નહી!” આ સલાહ રતનને પસંદ આવી અને તેમ કરવાની તેણે આજ્ઞા આપી તરતજ કઠણ હૈયાના હરામખોરોએ જંગલમાથી સુકા કાષ્ઠ વીણી આણી મ્હોટો ઢગલો કીધો ચીતા તૈયાર થતા હાથપગ બાધ્યાથી અશક્ત થઈ પડેલી નીરાધાર કીશોરીને તે ઉપર સુવરાવી એક જણે પોતાની થેલી માથી ચકમક કહાડીને એક ન્હાની મસાલ સળગાવી રતનને આપી કીશોરી મુખમાથી એક શબ્દ પણ કહાડયા વિના સઘળી વેદના સહન કરતી ચીતાપર પડી હતી રતનને હાથમા મસાલ ધરી ચીતાની પાસે આવતી જોઈ તે મ્હોટેથી બોલી ઉઠી–“હે, અગ્નિદેવ! આપ સાક્ષી રહેજો! પ્રતાપી ઇન્દ્રજીતસિંહના પ્રેમથી ભરી હુ આનંદથી આ દેહ ત્યાગુ છુ! વહાલાના વીરહના દાવાનળનો તાપ આપના તાપથી શાંત થશે, એટલે આ દેહ બળીને ભષ્મ થતા મને લેશ પણ પિડા સહેવી પડશે નહીં! વહાલા ઇંદ્રજીત! આ પામર માટે દુખી થશો નહીં! બસ છે છેવટનાજ પ્રણામ! આપના અંતકરણમાથી આ અભાગણીને સદાની દુર કરી સુખી થજો!” અફસોસ! કીશોરીની આ હૃદયભેદક વાણીથી પણ કઠણ હઈયાના આ પાપીઓના અંતઃકરણ સહેજ પણ પીગળ્યા નહી અને દુષ્ટ કુંદન—રતને પોતાના હાથમાની મસાલ બેધડક ચીતાની વચમા મુકી દીધી ચીતા ભડભડ સળગવા લાગી પણ એકાએક જંગલમા છુપાઈ રહેલા ઘણાક માણસો હાથમા ઉઘાડી તલવારો સહ ‘મારો મારો!’ મ્હોટેથી પૂકારતા ધસી આવી રતન અને તેના સાથીઓ ઉપર તુટી પડયા આ હલ્લો કરનારાઓમા સૌથી આગળ ધસી આવનારા એકે કીશોરીને સળગતી ચીતા ઉપરથી નીચે ખેંચી લીધી, અને બીજાઓ રતન અને તેના સાથીઓને પકડવા લાગ્યા પોતાને બળતી ચીતામાથી ખેંચી બચાવનારને જોતાજ કીશોરી એક ઉંડી હાય નાખી દુખભર્યા અવાજે બોલી–“હે પ્રભુ! શું મારા અપરાધની શીક્ષા પૂર્ણ થઈ નથી! અગ્નિદેવની કૃપાથી હુ તો ધારતી હતી કે, ચીતામાતના ખોળામા પંચમહાભૂતના આ દેહપીંજરને વાતાવરણ સંગે મીશ્ર કરી દઈ શાતીસહ સ્વર્ગે સીધારીશ, પણ મુજ અભાગીના ભાગ્યમા શુ એ સુખ હજી નથી સરજ્યુ? આ પાપી અત્રે આવી પહોચી માતાના માયાભર્યા શીતળ ખોળા-

માથી મને ખેંચી લઈ દુ:ખદાવાનળની નીરંતર સળગતી હોળીમા હોમાવી દેશે, એમ સ્વપ્ને પણ ધાર્યું નહોતુ ! દઈવ, છેક દયાહીન ન થા ! દુ:ખના ડુંગરો તળે દટાઈ જતી આ દેહને વધુ દમવાની જરૂર નથી ! બહુ સહ્યુ ! મીઠા મૃત્યુ, તુ કયા છે ? ”

કમનશીબ કીશોરી મોતના પંજામાથી આમ ઉગરવા છતા પોતાના બચાવનારને જોઈ પોતાને વધારે કમભાગ્ય ગણી અફ્સોસ કરવા લાગી, એ જોઈ વાચનારને અજાયબી ઉપજ્યા વિના રહી હશે નહી, પણ તેને ઉગારનાર કોણ હતો તે જોતા આપણુને પણ તેની હાલત ઉપર દયા ઉપજ્યા વિના રહેશે નહી તેને ચીતાપરથી ખેંચી કહાડનાર મોહીનીનો દીવાન પાપી અગ્નિદત્ત હતો આપણે જાણી ગયા તેમ કીશોરીને રાજગૃહીમા કેદ કરી તેણે બહુ દુ:ખ દીધુ હતુ, જ્યાથી તેનીજ પુત્રી કામીની જેને કેટલાક સમય સુધી આપણે કીન્નરીને નામે ઓળખતા હતા, તેણે છોડવી હતી આથી અગ્નિદત્તના પંજામા પોતાને સપડાયલી જોઈ તે પોતાની દેહનો અંત આવે, એમ ઈચ્છે, એ સ્વાભાવિક છે ! અગ્નિદત્તના સાથીઓ રતન અને તેના સાથીઓને પકડવાની તજવીજ કરવા લાગ્યાથી તેમની વચ્ચે ઝપાઝપી શરૂ થઈ, જે ગરબડનો લાભ લઈ ચાલાક રતન બીચ જ ગલમા નહાસી ગઈ આ ઝપાઝપીમા રતનના તમામ સાથીઓ માર્યા ગયા, જ્યારે અગ્નિદત્તના ફક્ત બે સાથીઓજ બચવા પામ્યા કીશોરી તો મૂર્છાવશ થઈ પડી હતી, એટલે લડાઈ બંધ થતા અગ્નિદત્ત તેને ઉપાડી ખુશ થતો પોતાના બે સાથીઓ સાથે જ ગલમા એક તરફ ચાલ્યો ગયો આપણે પહેલા જાણી ગયા તેમ અગ્નિદત્તને તો રાજા કુલીનસિંહના અઈયારોએ રાજગૃહીમા કેદ પકડી વીજયગઢ મોકલાવી દીધો હતો, છતા તે છુટીને અત્રે ક્યાથી આવ્યો હશે, તે જાણવાની વાચનારની આતુરતા શાંત કરવાને તેને લગતી થોડીક હકીકત અત્રે જણાવીશુ

રાજા કુલીનસિંહના અઈયારોએ અગ્નિદત્તને વીસ સીપાઈઓના પહેરા તળે બંધીવાન હાલતમા વીજયગઢ મોકલાવી તેને લગતી હકીકત જણાવનારો એક પત્ર રાજા કુલીનસિંહ ઉપર લખી તેમની સાથે મોકલાવ્યો હતો અગ્નિદત્તને હાથમા બેડી નાખી ઘોડાપર બેસાડી તેના પગ જીન સાથે મજબૂત દોરડા

વતી સીકડીને બાધવામા આવ્યા હતા, તેમજ ઘોડાની લગામ બને બાજુએથી પકડી બે સ્વારો ચાલતા હતા આમ બે દીન સુધી મુસાફરી કીધા બાદ ત્રીજે દીને સાજે તેઓ જગલમાથી પસાર થતા હતા, એટલામા આસરે પચાસેક લૂટરાઓએ આવી તેમને ઘેરી લીધા, જેથી તેમની વચ્ચે લડાઈ ચાલી, અને તેમા રાજા કુલીનસિહના તમામ માણસો માર્યા ગયા, એટલે આ સમાચાર વીજયગઢ પહોચાડવાને એક પણ માણસ જીવતો રહેવા પામ્યો નહી ધાડપાડુઓને હાથે આમ અગ્નિદત્ત છુટો થયો કેમકે, તેઓ તેના મળતીયાજ હતા ગયાજીમાના અગ્નિદત્તના શત્રુઓના ઘરબાર લૂટી તેમને મારી નાખનાર–ટુકમા ગયાજીની પ્રજાને ત્રાસ પમાડનાર તેઓજ હતા અગ્નિદત્તને તેઓ પોતાના સરદાર માફક માન આપતા હતા ગયાજીની પ્રજા ઉપર બેહદ જુલમ ગુજારીને તેણે બેસુમાર દોલત ભેગી કરી હતી, જે તેણે રાજગૃહીની પાસેના પહાડમાની એક ગુફામા સંતાડી રાખી હતી, અને તેને લગતી ખબર તેના પાચેક વિશ્વાસુ સાથીઓનેજ હતી આ છૂપા ખજાનાનો તેણે હવે ઉપયોગ કરવા માડયો, અને સખ્યાબધ લૂટારાઓ સાથે જગલમા ભટકી તે જીદગી ગાળવા લાગ્યો તેમની મદદથી રાજા કુલીનસિહની હીલચાલને લગતી દરેક બાતમી તે મેળવવા લાગ્યો રત્નપુર ઉપર રાજા કુલીનસિહે ચ્હડાઈ કરવાના સમાચાર જાણવામા આવતા તે પોતાના સાથીઓ સહિત રત્નપુરની આસપાસના જગલમા ભટકતો હોવાથી કીશોરીને ઉપાડી જતી રતન અને તેના સાથીઓનો અનાયાસે તેને ભેટો થઈ ગયો હતો આ જગલમા થોડેક છેટે ડુગરો હતા, જેમા સાકડી ખીણો અને કેટલીક ગુફાઓ હતી બેહોશ કીશોરીને ઉપાડી અગ્નિદત્ત આ ડુગર તરફ ગયો, અને તેમાની એક ગુફામા તેને સુવરાવી ગુફાના મુખપર એક સીલા ઢાકી દઈ પોતાના બને સાથીઓ સહ તે પોતાને કામે ગએ પ્રહર રાત વીતતા કીશોરી શુદ્ધિમા આવી ત્યારે ઉપર નીચે નજર કરતા ચારે તરફ પથ્થરોજ જોઈ તે સમજી ગઈ કે પોતાને કોઈ ગુફામા સુવરાવી છે ત્યા એક તરફ ઝીણો દીવો પ્રકાશી રહ્યો હતો અગ્નિદત્તનુ સ્મરણ થતા તેના રૂવેરૂવા ઉભા થતા હતા તેના ધડકતા હૈયામા અસહ્ય વેદના થતી હતી, અને તે દુઃખ

આવી પહોચતા પોતાના ઉપર શી આફત પાડશે તેનો વિચાર આવતા તે બ્હાવરી બની ગઈ

પોતાના અંત કરણમા ધીરજ ધરવાની બહુ તજવીજ કીધા પછી તે જેમતેમ કરીને જરા સ્વસ્થ થઈ પાપીના પંજામાથી કેમ છુટવુ તેનો વિચાર કરવા લાગી તે આવીને જુલમ ગુજારે તો પથ્થરની જમીન સાથે મસ્તક અફાળીને પોતાના પ્રાણ કહાડી નાખવાનો તેણે ઠરાવ કીધો, પણ વળી વિચાર આવ્યો કે, તેમ કરવાથી મૃત્યુ આવે તેમ નથી તે મુઝાઈ, એટલામા એક ધડાકા સાથે ગુફાના મુખ પરની સીલા ખસી ગઈ, અને અગ્નિદત્તને અંદર આવતો જોતાજ તે કંપી ઉઠી તેની રગોમા વહેતુ લોહી ઠરીજ ગયુ, અને ધાસ્તિથી આખો મીંચી દીધી અગ્નિદત્ત હસતે મુખે તેની પાસે આવી થોડીવાર આતુરતાથી જોયા બાદ હસીને બોલ્યો–" કીશોરી, હવે રૂદન કરવામા શો સાર ! તુજ મને દુખી દુખી બનાવી ગઈ ! મને કેવી થાપ આપી હતી તે યાદ છે કે ! અરે ! પોતે નહાસી જવા સાથે મારી પુત્રીને પણ ભગાડી ગઈ ! એટલેથીજ મારા દુખની અવધી આવી નહી ! મારી ભોળી પત્નિની રાજા કુલીનસિંહે શી હાલત કરી તેમજ હાલ તે કયા હશે તેની હજી સુધી મને કશી ભાળ મળી નથી ! હુ કમા મારી આ અવદશા કરનાર તુંજ છે !"

"હુ નહીં પણ તારા નીચ કૃત્ય ! પાપી ! મને હેરાન કરીને તું સુખી થઈશ નહી !" કીશોરી દઢ અવાજે બોલી

" ભલે ! હાલ તો તુ ચંદ્રમુખીને મેળવી હુ આનંદ પામુ ! મધુરી ! તુ પ્રાપ્ત થતા દુનિયાની તમામ ચીન્તા વીસરી ગયો છુ ! તારા મીલન કરતાં અધીક સુખ બીજુ કયુ છે ! ભવિષ્યની ચીંતા શા માટે કરવી ? બનનાર હશે તે બનશે ! હાલ તો આપણે સાથેજ છીએ !" વીકાર ભરી નજરે તેની તરફ જોતા અગ્નિદત્ત બોલ્યો

"મોહપાશમા સપડાઈ કામાંધ બનેલા મૂર્ખ અગ્નિદત્ત, હજી પણ મારો પીછો છોડી મને મહારાજા કુલીનસિંહજીની છાવણીમા મુકી આવ તો હુ વચન આપુ છુ કે મહારાજાને અરજ કરી તારા તમામ ગુન્હાઓ માટે ક્ષમા કરાવી તારા નિર્વાહનો બંદોબસ્ત કરાવી આપીશ ! મૂઢ મતી ! મળમૂત્રથી

ભરેલા માટીના આ દેહ પીંજર ઉપર કામ વીકારે અધ બની તારા ભવિષ્યના સસારના સુખ અને મરણ પછીના મોક્ષ કીલ્લાને તારે હાથેજ તોડી ન નાખ! અગ્નિદત્ત, મને હેરાન કરવામા સાર નહી કહાડે! યાદ રાખ કે મને જેટલી દુખી કરીશ તેટલીજ તારી નિર્દોષ પત્નિ પણ–"

"બસ, વધુ બોલવાની જરૂર નથી!" અગ્નિદત્ત દ્રઢ અવાજે વચમા બોલી ઉઠયો–"ભલે મારી પત્નિ ઉપર ગમે તે સકટ આવી પડે! મને હવે તેની લેશ પણ દરકાર નથી! બસ, તારા કરતા બીજી કોઇ સુખપ્રદ વસ્તુ મને આ દુનિયામા જણાતીજ નથી! કીશોરી, હૃદયાધાર, તુ કોના ઉપર ગુસ્સે થાય છે તેનો વિચાર કર! અત્યાર સુધી મે તારે માટે કેટલી મુસીબતો વેઠી છે, અને હજી પણ ગમે તે આફત આવી પડે તેની સામે તુ વહાલી માટે બાથ ભીડવાને તૈયાર છુ! હુ પ્રતિજ્ઞા લઈ કહુછુ કે તુ મારી થઈને રહીશ તો હુ તને મારા પ્રાણ કરતા પણ અધિક પ્રિય ગણીશ!"

"દુષ્ટ ચડાળ! ખબરદાર જીભ સભાળ! હુ કોણ છું તેનો વિચાર કર!" કીશોરી ગુસ્સામા ગાજી ઉઠી

'હા મારી આંખોના નુર અને હઈયાના હાર! મે હવે દઢ નિશ્ચય કર્યો છે કે, ગમે તેમ થાય પણ હુ તને મારી નજર આગળથી દુર કરીશજ નહી!" અગ્નિદત્ત બોલ્યો

"પાપી, ત્યારે મારો પણ દઢ ઠરાવ છે કે પ્રાણ જાય તોપણ આ જીવનમા તો તારા અપવિત્ર શ્વાસનો આ દેહને સ્પર્શ થવા દઈશ નહી!" કીશોરી ઉગ્ર સ્વરૂપ ધારણ કરી બોલી

"ત્યારે તો જોઉં છુ કે તુ તારો બચાવ કેમ કરે છે!" આમ બોલતો તે તેને પકડવા આગળ વ'ધો કીશોરી ગભરાઈને ઉભી થઈ દુર હઠી ગઈ થોડી વાર તો આ સાકડી ગુફામા પણ તેણે આમથી તેમ દોડીને પોતાનો બચાવ કીધો, પણ તે બીચારી બેહાલ થયલી કુમળી કળીનુ શું ગજુ? અગ્નિદત્ત આગળ તે કયા સુધી ફાવી શકે! આખરે થાકતા તે તમ્મર ખાઈ જમીનપર બેસી ગઈ, એટલે હાફતો અગ્નિદત્ત ગુસ્સાસહ તેના શરીરપર ધસી જઈ, તેને જમીનપર પછાડી તેની છાતી ઉપર ચ્હડી બેઠો

——,o——

# પ્રકરણ ૫ મું.

## મિત્ર કે શત્રુ ?

તળાવની વચમાના પેલા અજાયબ મહેલમા કુમાર ઇંદ્રજીતસિંહને બે યુવતીઓને જોઈ અજાયબીમા ગરકાવ થયલો આપણે છોડી આવ્યા હતા, ત્યા તેની શી હાલત થઈ તે હવે તપાસીએ ! ઇંદ્રજીતકુમાર તે યુવતીઓના નામ જાણતો નહોતો, પણ રાજગૃહીમા મોહીનીના છૂપા મહેલમા તેમને દાસીના કામ કરતી તેણે જોઈ હતી એટલે ઓળખી કહાડી આથી તેઓ બને ત્યા કેમ આવી હશે, તેમજ તે મહેલની માલેક યુવતીને શુ મોહીની સંગે કઈ સંબધ હશે, એ શકા ઉપજતા તે વિમાસણમા પડયો, એટલામા તે યુવતીઓની પાછળ કુમારના પ્રાણ ઉગારનાર-તે મહેલની માલેક યુવતી પણ ઓરડાની બહાર નીકળી આ યુવતી આપણી નવલ રગભૂમી ઉપર ઘણે પ્રસગે દેખાવ દેનાર હોવાથી તેનુ ખરૂ નામ પ્રગટ થાય ત્યા સુધી આપણે તેને કમલીનીને નામે ઓળખીશુ કુમારને વીમાસણમા પડેલ જોઈ કમલીની તેની પાસે આવી હસીને બોલી-"કુમારજી, આ બને હરામખોરોને જોઈ કઈ અમગળ વિચાર મનમા આણશો નહી ! પોતાના પ્રાણ બચાવવાજ એ લુચ્ચીઓ આપની પાસે આવી છે ! આપ એમને ઓળખતાજ હશો !"

"હા ! મોહીનીની દાસીઓ છે !" કુમારે જણાવ્યું

"કુમાર ! આપના પ્રાણ લેવાને એ દુષ્ટાઓ અત્રે આવી હતી, પણ મારા સેવકોએ તેમને કેદ પકડી છે !" તેમની તરફ ગુસ્સાભરી નજરે જોતા કમલીનીએ ખુલાસો કર્યો

"પણ તમારા સેવકો ક્યા છે ? આ મહેલમા તો તમારા સિવાય બીજો એકે માણુસ હજી સુધી અમારા દીઠામા આવ્યો નથી !" કુમારે અજાયબી બતાવી, જેથી તેણે હસીને જણાવ્યું-"આપ બહાર પધારો તો આ લુચ્ચીઓને પકડી આણનાર મારા બહાદુર સીપાઈઓને આપની સેવા માટે હાજર થયલા જોશો !"

"ઠીક, પણ હવે એ બને શું કહે છે ?" કુમારે કમલીનીને પૂછતા તેમની તરફ જોયુ, એટલે તેઓમાથી એક હાથ જોડી

ગળગળે સાદે બોલી-" પ્રતાપી કુમારજી, આપ દયાવાન દાસી-ઓનો આ અપરાધ ક્ષમા કરશો એવી અમારી નમ્ર અરજ છે !" તેમની તેમજ કમીલીનીની વાત ઉપર કુમારને વિશ્વાસ આવ્યો નહી તેઓ ત્રણે મળીને કંઈ કપટની જાળ બીછાવતી હોવી જોઈએ, એવી તેને શંકા ઉપજી થોડીવાર ઉંડા વિચારમા ઉભા રહેવા બાદ તે બહાર કટેરામા આવ્યો તો તળાવના કીનારાપર વીસેક હથીયારબંધ સીપાઈઓને પોતપોતાનામા વાતચીત કરતા ઉભેલા દીઠા કુમાર પાછો મહેલમા આવ્યો અને કમલીની પ્રત્યે બોલ્યો-" એમને માટે અમે શું કહીએ ? તમારી ઇચ્છામા આવે તેમ કરો !"

" એ બંનેના પ્રાણ લેવામા આવશે !" કમલીની ભાર દઈને બોલી પછી કુમારે તળાવની બહાર જવાની ઈચ્છા જણાવી, જેથી અજાયબી પામી તેણીએ પૂછ્યુ-" શા માટે જવુ છે કુમાર ?"

'રળીયામણો સમય હોવાથી મેદાનમા બે ઘડી ખુલ્લી હવામા ફરીશુ અને અમારા અશ્વની પણ ખબર લેતા આવીશુ !" કુમારે જવાબ આપ્યો, એટલે તે હસીને બોલી-" અહો ! ફરવા માટે બહાર જવાની શી જરૂર છે ! મહેલ ઉપરની અગાશીમા બીરાજશો તો શીતળ વાયુથી આપનુ મન પ્રફુલ્લિત થઈ જશે ! આપના અશ્વ માટે ચીતા કરશો નહી મે તેની સંભાળ લીધી છે ! આપની ઈચ્છામા આવે તો પ્રભાતે ફરી આવજો ! આપને માટે મે અગાશીમા ગોઠવણ કરાવી છે, માટે આપ ઉપર પધારો આ લુચ્ચીઓનો બંદોબસ્ત કરી હુ પણ સત્વર આપની સેવામા હાજર થાઉં છુ !" કુમાર કંઈ ન બોલતા અગાશીમા જવાને ચાલ્યો, અને કમલીની બંને યુવતીઓને લઈ પેલા ઓરડામા દાખલ થઈ પોતાની પાછળ તેના બારણા અંદરથી બંધ કરતી ગઈ કુમાર અગાશીમા ગયો ત્યારે દિવસ હજી પૂર્ણ થયો નહોતો સુંદર ગાલીચા ઉપર મુકેલા તકીયાને અઢેલી તે આસપાસના હરીયાળીથી શોભી રહેલા ડુંગરો અને જંગલની શોભા નિહાળતો અગાશીમા બેઠો, પણ કુદરતની તે સમયની અલૌકિક સુંદરતા-પર તેનુ મન ચોટયુ નહી કમીલીનીએ તેને તે સમયે તળાવની બહાર જતો રોકયો હતો તેથી તેને માટે તેના મનમા અનેક વિચારો ઉપજ્યા હતા તેણે પોતાના પ્રાણ ઉગાર્યા હતા, છતા મોહીનીની બંને દાસીઓને કેદ પકડવાની તેની વાત માટે તેના

મનમા શકા ઉપજી હતી. વળી દીવાનખાનામા ફુલના ગોટા તળેથી ઉપાડીને વાચેલ ચીઠ્ઠીથી પણ તેને લાગ્યુ હતુ કે પોતાને કઈ કપટજાળમા ફસાવવાની તેમજ કીશોરીને પકડી હેરાન કરવાની તેની ધારણા હતી આથી કુમાર તેના ઉપર પોતાની બચાવનાર તરીકે સપૂર્ણ વિશ્વાસ રાખી શકે તેમ નહોતુ, તોપણ પોતાના ઉપર એકવાર ઉપકાર કરનાર માટે આમ અવિશ્વાસ ઉપજતા તેને લગતી સપૂર્ણ હકીકત જાણ્યા વિના ત્યાથી જતા રહેવાની તજવીજ કરવી એ પણ તેને ડહાપણ ભરેલુ ન લાગ્યું મનને મુઝવનારા અનેક વિચારોનો વેગ શાત કરવાને અસ્ત થતા સૂર્યના પ્રકાશથી પ્રકૃતિદેવીએ ધારણ કરેલ રાતા રંગના ચમકતા વસ્ત્રોની શોભામા પોતાનુ મન પરોવવાની તે તજવીજ કરવા લાગ્યો, એટલામાં કમલીની ત્યા આવી પહોચી, અને કુમારની સામે ગાલીચાપર બેસતા હસીને બોલી–"કુમારજી! અત્રેથી કુદરતની મનોહરલીલા નીહાળી આપનુ મન પ્રફુલ્લિત થયુ હશેજ!"

"એ આનદ–એ સુખ શાત ચીત્તના મનુષ્ય માટે!" કુમાર બોલ્યો–"ચીંતા અને વીમાસણમા મુઝાયલા અમારા અસ્થિર ચીત્તને એ મનોહર લીલાથી શાતી મળવી અસભવિત છે!"

"એવી શી ચીંતામા આપનુ ચીત્ત અસ્થિર છે કુમાર?"

"એ તો તમારી હકીકત જાણીએ ત્યારે કહી શકીએ? તમે કોણ છો તે પણ હજી અમે જાણતા નથી!"

"કુમાર, આપ સઘળું જાણશો! મારે માટે આપને અનેક વિચાર આવતા હશે! ઘડીકમા આપ મને શુભેચ્છક અને ઘડીકમા દુશ્મન સમજતા હશો, અને તેમા પણ દુશ્મન સમજવાને આપને વધુ કારણ હશે! વળી ખાસ કરીને જે લોકો મને ઓળખે છે તેઓ સઘળા મને લુચ્ચી અને ખુનીજ માને છે! અને મારે માટે તેવું મત બાધવામા તેમની પણ ભૂલ નથી! આ વાત મે આ સમયે આપ આગળ કહાડી તેનું કારણ એજ કે મને ઓળખનારા બે ત્રણ અઈયારોએ કદાચ આપને મારે વિષે કઇ વાત કરી હોય!"

"નહી! તમારે વિષે કોઈએ મને કઈ કહ્યુ નથી!"

"કદાચ પ્રસગ નહી આવ્યો હોય! કુમાર! મારે મુખેથીજ હું જણાવીશ નહી ત્યાં સુધી મારે માટે કોઈ ખરો અભીપ્રાય આપી શકે તેમ નથી!" કમલીની ગંભીર થઈ આગળ

બોલવા જતી હતી, એટલામા કોઈના પગલાનો અવાજ સાભળી ચુપ થઈ ગઈ, એટલે કુમારે પૂછ્યુ-"આ મહેલમા તમે એકલાંજ રહો છો કે?"

"નહી! મારા સેવકો છે! આપ પધાર્યા ત્યારે તેઓ અત્રે નહોતા!" તેણે જવાબ આપ્યો, એટલામા ત્રણ દાસીઓ ત્યા આવી, જેઓમાથી એકના હાથમા નાજુક ચોકી, બીજીના હાથમા દીપક અને ત્રીજીના હાથમા પાનસોપારીની નકસીદાર પેટી હતા એક તરફ ચોકી ઉપર દીપક ગોઠવી તેમજ કમલીની પાસે પાનની પેટી મુકી તેઓ હાથ જોડી એક તરફ ઉભી રહી, એટલે કુમારે કમલીની પ્રત્યે કહ્યું—"તમારી હકીકત આગળ ચલાવો!" આથી કમલીનીએ દાસીઓ તરફ જોઈ આજ્ઞા કરી-"તમે જઈને ભોજનની તૈયારી કરો!" તેઓ નમન કરીને નીચે જતી રહી

"લ્યો, પાન આરોગશો!" પેટીમાથી પાન કહાડતા કમલીનીએ હસીને કહ્યું કુમારે પાન હાથમા લેતા પૂછ્યુ-"પણ પછી શું થયુ?"

"આપ પાન તો આરોગો! આ પાન માટે આપ કઈ શંકા આણશો નહી! એમા બેહોશીની ભૂકી મેળવેલી નથી!"

"અરે! એ શુ બોલ્યા! એક વાર અમારા પ્રાણ બચાવ્યા પછી તમારે માટે એવી શ કા કદી ઉપજે ખરી કે? તમારી વાત સાભળવાની આતુરતામા પાન હાથમા રહી ગયા!" આમ કહેતા કુમારે પાન મુખમા મુકી દીધા, એટલે કમલીની હસીને બોલી-"કુમાર! આપના મનમા મારે માટે શ કા ઉત્પન્ન થાય એમા અજાયબી સરખુ નથી! મોહીનીની બ ને દાસીઓના સ બ ધમા હજી થોડા સમય પહેલાજ જે બનાવ આપના દીઠામા આવ્યો છે, તેથી મારે માટે આપને શ કા ઉપજવાનુ કારણ છે, પર તુ આપનુ અનિષ્ટ હુ કદી પણ કરીશ નહી, એમ સંપૂર્ણ વિશ્વાસ રાખજો! મારે માટે માણસો આપને ભ ભેરવશે! અરે! આપના અઈયારોજ ખરી હકીકત જાણતા ન હોવાથી મારા શત્રુ બની જશે પર તુ હું આપની શુભેચ્છક છુ, એમ પ્રતિજ્ઞા ઉપર જણાવુ છુ! એ ઉપરાંત બીજે કોઈ રસ્તે હાલ હુ આપને ખાત્રી આપી શકું તેમ નથી! કુમાર, આપની સંગે હુ આ ભલાઈ શા માટે કરૂં છુ, એ માટે આપને વિચાર ઉપજ્યો હશેજ! પણ સંસારનો નિયમ

છે કે સ્વાર્થ વિના કોઈ કોઈનુ કામ કરતો નથી ! આપની પાસેથી મારો સ્વાર્થ સાધવાની મને પણ આશા છે, એ હાલ કહેવાય તેમ નથી ! હજી આપણને એકબીજા સાથે ઘણુ કામ છે આપ દરેક વાતે નિશ્ચિત થશો, અને રત્નપુરના રાજમહેલમા કેદ પડેલા કીશોરીકુવરી આપને પ્રાપ્ત થશે તેમજ એક બીજુ મહાભારત કામ આપને હાથે પાર પડશે, તે પછી હું આપની પાસેથી માગીશ ! તોપણ આપ એટલુ અવશ્ય યાદ રાખજો કે, આપના અઈયારો મારા દુશ્મન બની બેસશે, પણ છેવટે ઝખ મારીને મિત્ર તરીકે તેમને મારીજ સલાહ લેવાનો સમય આવશે ! કુમાર, એમ નહી ધારતા કે, માત્ર આજ કાલથી હુ આપની શુભેચ્છક છુ ! મહીનાઓ થયા હુ આપની સેવા બજાવી રહી છુ, અને તેથી સેકડો માણસો મારા વેરી થયા છે, જેમની ધાસ્તિથીજ આ તળાવની વચ્ચેના મહેલમા છુપાઈ રહી છુ મારી ઈચ્છા વિના અત્રે કોઈ આવી શકે તેમ નથી ! આપ મને અત્રે એકલી ધારતા નહી ! દાસી, સીપાઈઓ અને અઈયારો મળી એક દર પચાસ માણસો આ દીન હાલતમા પણ મારી સેવામા છે ! ”

“તેઓ સઘળા ક્યા છે ?” કુમારે આતુરતાથી પૂછ્યુ

“તેઓમાના કેટલાકને તો આપ અત્રેથીજ જોઈ શકશો બાકી બીજાઓને મે કામે મોકલ્યા છે ! કુમાર, કીશોરીને છોડવવા માટે મારી એક અઈયારા રત્નપુરના કીલ્લામા છુપી રીતે રહી છે, તે મને વારવાર ત્યાના સમાચાર મોકલે છે !” આમ કહી પોતાની કમ્મરે લટકતી મખમલની થેલીમાથી એક ચીઠ્ઠી કહાડતા તે બોલી–“હજી ગઇ કાલેજ તેણે પત્ર મોકલ્યો છે, તે આપ વાચો, પછી વધુ હકીકત હું આપને જણાવુ છુ !” કુમાર હાથમા કાગળ લઈ વાચવા લાગ્યો આ કાગળ તો તેણે દીવાનખાનામા ફુલના ગોટા નીચેથી ઉપાડીને છુપી રીતે વાચ્યો હતો તેજ હતો, પણ કમલીનીએ તે પોતાને વાચવા આપવાથી તેના મનની હાલત બદલાઈ ગઈ કમલીની પોતાની દુશ્મન નથી, એમ તેને લાગ્યુ, અને પત્ર વાચી રહ્યા બાદ તે ગભીર અવાજે બોલ્યો–“તમે આ બધી ભલાઈ શા માટે કરો છો તે જણાવવાને અમે તમને આગ્રહ કરતા નથી, પણ આ પત્ર વિષે કેટલોક ખુલાસો કરવામા તમને અડચણ નહી હોય !”

"આપની ઉત્કંઠા જ્યુ બનશે તેટલી પૂર્ણ કરીશ અને આપના લાભની આપને જાણ ન થયેલ કેટલાક બનાવોને લગતી હકીકત પણ જણાવીશ!" તેના આ જવાબથી આનંદ પામી કુમારે આતુરતાથી પૂછયુ—"વારૂ, આ પત્ર લખનાર તમારી અઈયારા અજબ રત્નપુરમા સ્વરૂપ બદલી રાજમહેલમા દાસી તરીકે નોકરી રહી છે?"

"નહી! તે ત્યા એવી છૂપી રીતે રહી છે કે, ત્યાના કોઈ માણુસને તેને વિષે કંઈ પણ ખબર પડે તેમ નથી!"

"પણ પત્રમા લખ્યુ છે કે 'કીશોરીનો આશક પણ અત્રેજ છે' એની મતલબ શી હશે?"

"એ મોહીનીના દીવાન અગ્નિદત્ત માટે લખ્યુ છે! કીશોરી ઉપર તે પાપી મોહી પડયો છે!"

"પણ અગ્નિદત્ત રત્નપુરમા કયાથી હશે? એને તો અમારા અઈયારોએ કેદી બનાવી વીજયગઢ મોકલાવી દીધો છે!"

"અમને ખબર મળ્યા મુજબ તે કેદીની હાલતમા વીજયગઢ પહોચ્યોજ નથી! તે કેવી રીતે છૂટવા પામ્યો તેના સમાચાર મને મળ્યા નથી, એટલે તે વિષે આપ છાવણીમા જઈ તપાસ કરાવશો!"

"જોઈશુ, પણ પત્રમા જણાવેલ લાલી અને કુંદન કોણ છે?"

"આપની અને મારી કટ્ટી દુશ્મન!"

"વળી કીશોરીના આશકના સંબંધમા આમા એમ લખ્યુ છે કે 'કીશોરી તરફથી તે ઘણી આશા રાખે છે', એનો ભાવાર્થ શો?"

"એને લગતી સવિસ્તર હકીકત મને હજી જણાઈ નથી!"

"આથી તો અમારા મનમા અનેક શંકા ઉપજે છે!" કુમાર બોલ્યો એટલે તે હસીને બોલી—"કુમાર, કીશોરી માટે આપ લેશ પણ શંકા આણુશો નહી! તે આપનીજ છે?"

"વળી આ શું લખ્યુ છે? 'કીશોરીએ પણ જબરી થાપ ખાધી,' એટલે શું?" કુમારે કાગળમા જોતા પૂછયું, જેના જવાબમા તેણે જણાવ્યુ—"એને લગતો ખુલાસો હજી કંઈ જણાયો નથી, પણ આજકાલમા બીજો પત્ર આવેથી જણાશે! બીજી ઘણી બાબતોને લગતી હકીકત હજી મને જણાઈ નથી!"

"લાલી અને કુંદનને લગતી હકીકત જાણો છો?"

"તે પણ આપને ચારેક દિવસ પછી જણાવીશ કેમકે, એ અરસામા અજબ રત્નપુરથી અત્રે આવી પહોચશે!" આ જવાબથી કુમારને સંતોષ થયેલ ન જોઈ તે ગભીર અવાજે બોલી–"કુમાર, આપ અધીર ન થાઓ! એ હકીકત બે દિવસ મોડી સાભળશો તેમા આપનેજ લાભ થશે, અને તે સાથે એક એવો છૂપો ભેદ આપને જણાવીશ કે, જે જાણીને આપ વધુ આનદ પામશો! આપને અત્રે રોકવાની ધારણાથી હું આમ કહું છુ, એમ આપને લાગતુ હોય, અથવા અત્રે રહેવામા આપને કઈ હાની થશે, એમ ધારતા હો તો સુખેથી આપની છાવણીમા સીધારો! હુ ત્યા આવી આપને સઘળી હકીકત જણાવીશ!"

"અમારા મનનુ સમાધાન થતા સુધી અમે અત્રેજ રહીશું!" કુમારે જણાવ્યુ, જેથી આનદ પામી કમલીની બોલી–"ત્યારે તો આ કીંકરીને આપની સેવા કરવાનો લાભ મળશે! પરતુ આપની શોધમા નીકળેલા આપના અઈયારો એ અરસામા અત્રે આવી પહોચી મને કેદ કરી લે, એવી ધાસ્તી છે!"

"અમારી દૃષ્ટિ સમક્ષ તેઓ તેમ કરવાની હિમત કરેજ નહી!" કુમારે જણાવ્યુ. આમ વાતચીત કરતા કેટલોક સમય અગાશીમા બેઠા બાદ તેઓ ભોજન કરવાને નીચે ગયા આમ ત્રણ દીવસ પસાર થઈ ગયા કમલીનીએ કુમારની મહેમાનગીરી કરવામા જરા પણ કસર રાખી નહી તે અને તેની દાસીઓ કુમારના મુખમાથી પડતો બોલ ઉચકી લેવા તેની સેવામા હાજરજ હતી. ચોથે દીને સંધ્યાકાળે કુમાર અને કમલીની અગાશીમા વાતચીત કરતા બેઠા હતા, તે દરમ્યાન કુમાર બોલ્યો–"તમારા મહેલના ચારે ખુણાના બુરજો ઉપર તેમજ આ અગાશીની વચમાંની પૂતળીઓ જોતા અમને અજાયબી ઉપજે છે!—"

"અને તેમ થવામા નવાઈ સરખુ પણ નથી!" કમલીની હસીને બોલી–"કુમાર, આ ન્હાનકડો મહેલ સાધારણ ઈમારત સમજશો નહીં! એક ન્હાનુ તલેસમ છે! એને લગતો ભેદ મારા કહ્યા વિના પણ થોડા દિવસમા આપની જાણમા આવશે!"

"વારૂ, મોહીનીની દાસીઓની તમે શી દશા કરી?"

"હજી સુધી તો તેઓ બને કેદજ છે!"

"મોહીનીના કઈ સમાચાર તમને મળ્યા છે?"

"તેને રત્નપુરની આસપાસ ભટકતી મારા માણસોએ ઘણી વાર જોઈ છે ! એ દુષ્ટા આપ બને કુમારો અને ફીરોઝને પોતાના પંજામા સપડાવી વેરનો બદલો લેવાની તજવીજમા છે !" કમલીની ગભીર અવાજે બોલી-"પણ રત્નપુરમા કેવો રંગ છે, અને ત્યા પડેલી આપની સેના કેવી હીલચાલમા છે, તેને લગતા કંઈ સમાચાર મને હજી મળ્યા નથી, એ માટે મને ચીંતા ઉપજે છે ! મારા અઈયાર ત્યા શા કામમા ગુંથાઈ ગયા હશે, તે અટકળી શકાતુ નથી ! અરે ! તેઓમાથી એકે હજી પાછો ફર્યો નથી !" આટલુ બોલી એકાએક અટકી જઈ તે થોડી વાર જંગલ તરફ એકટસે જોઈ રહ્યા બાદ બોલી-"તે તરફના કંઈ સમાચાર મળશે, એમ જણાય છે ! જુઓ કુમાર, ખુલ્લા મેદાનમા બે માણસો પીઠ પર એક ગાંસડો ઉપાડી આ તરફજ આવતા જણાય છે ! તેઓ મારા સેવકોજ હશે !" વખત જતા તે માણસો પાસે આવી પહોંચ્યા, એટલે કમલીની બોલી ઉઠી-"હવે ઓળખ્યા, તેમની પીઠ ઉપરની ગાંસડીમા અવશ્ય મોહીનીજ હોવી જોઇએ !" થોડી વારે તેઓ મહેલનીપાસે તળાવના કીનારાપર આવી પહોંચ્યા, એટલે કમલીનીએ કુમાર પ્રત્યે કહ્યુ-"કુમાર, આજ્ઞા આપો તો જઈને એમને તેડી આવું મારા ગયા સિવાય તેઓ આવી શકે તેમ નથી !"

"ત્યારે શુ કોઈને મહેલમા આવવુ હોય અથવા અત્રેથી બહાર જવુ હોય ત્યારે તમારેજ જવુ પડે છે ?" કુમારે અજાયબી બતાવી-"એક વાર હોડીમા બેસીને આવ્યા પછી શુ તે માર્ગ યાદ ન રહે ! તમારા માણસો પણ જાણે નહી શુ ?"

"કુમાર, એમજ હોત તો હુ આ મહેલમા નિશ્ચિંત કેમ રહી શકી હોત ? આપ જરા નીચે ચાલો તો આપને હુ બતાવુ !" કમલીની ભાર દઈને બોલી, અને નીચે જવાને ઉઠી કુમાર પણ નીચે ગયો જે ઓરડીમા કુમાર સ્નાન કરતો હતો તે ઓરડીમા જઈ એક તરફ ભીંતમા અલામારી હતી તે ઉઘાડતા કમલીની બોલી-"આ તળાવની અંદર સઘળે લોખંડની જાળ નાખેલી છે તે તો આપને જણાવ્યુ છે !"

"હોડીના માર્ગ જેટલા ભાગમા જાળ નહી હશે?" કુમારે પૂછ્યું

"એ માર્ગમા જાળ છે, પણ તેની ચાવી આ ચાકીની મૂઠ છે !" આમ કહેતા તેણે અલામારીમા એક તરફ જડેલી ચાકીની

એક મૂઠ કુમારને બતાવી, અને તે ફેરવવા માડી કેટલાક આટાઓ ફેરવ્યા બાદ તે બોલી–"બસ, હવે હોડીના માર્ગમાથી જળ ખસી ગઈ! હવે જેને માર્ગ ખબર હોય તે હોડીમા બેસીને આવી શકે છે! આ મૂઠને ઉધી ફેરવવાથી સઘળે જળ પથરાઈ જશે!" પછી કુમારની રજા લઈ તે હોડીમા બેસીને તળાવને કીનારે જઈ પેલા બંને માણસોને ગાસડી સહીત હોડીમા બેસાડીને મહેલમા લઈ આવી તળાવનો માર્ગ ચાદીની મૂઠ ફેરવીને બધ કરીને કુમાર અને નવા આવેલા બને માણસો સાથે તે અગાશીમા ગઈ કમલીની કુમારની સામે ગાલીચા પર બેઠી જ્યારે પેલા બને પુરૂષો ગાસડી જમીનપર મુકી જરા દૂર એક તરફ બેઠા, એટલે કમલીની કુમાર પ્રત્યે બોલી–"કુમાર! મારા આ વિશ્વાસુ સેવકોને મોહીનીને પકડી આણવા મોકલ્યા હતા, તે કામ તેઓ પાર પાડી આવ્યા છે!" આમ કહી તે માણસો તરફ જોઈ તે બોલી–"ગાસડી છોડો! એની રંગીલી સુરત તો જોઈએ!" તરતજ તેઓમાથી એકે ગાસડી છોડી મોહીની બેહોશ હતી તેના વસ્ત્ર લોહીથી ખરડાયલા જોઈ કમલીનીએ ચમકીને પૂછ્યુ–"એ જખમી થઈ છે?"

"હાજી! એને ભારે જખમ લાગ્યો છે, જેથી એ જીવતી બચવા પામે એવી મને આશા નથી!" એકે જણાવ્યુ

"એને કોણે જખમી કરી છે?" કુમારે પૂછ્યુ.

"રત્નપુરના તલેસ્માતી ભોયરાની અદર કોઈ સ્રીએ એને મારી છે!" બીજાએ અદબથી જવાબ આપ્યો

"રત્નપુરમા પણ કોઈ તલેસ્માતી ભોયરૂ છે?" કુમારે કમલીની પ્રત્યે અજાયબીસહ પૂછ્યુ

"હા કુમાર! એ ભોયરાનો ભેદ બહુજ થોડા માણસો જાણે છે! અરે! રાજા રત્નસિંહ પણ એ ભોયરાને લગતા તમામ ભેદ જાણતો નહી હોય! ત્યાનો ભેદ વિચિત્ર છે!" કમલીનીએ જણાવ્યુ

"હવે એ ભોયરાની હાલત બદલાઈ ગઈછે!" કમલીનીના એક સેવકે જણાવ્યુ–"કુમારજીના અઈયારોએ તેમા પોતાની સત્તા બેસાડી છે! રત્નપુર એમણે જીતી લીધુ છે!"

"કુમાર, વધામણીના સમાચાર!" કમલીની હસીને બોલી, એટલે કુમાર પણ ખુશ થઈ બોલ્યો–"ખરેખર આ શુભ સમાચાર સાભળી અમને અત્યત આનદ થયો છે! હવે તો તમારી અજબ

અત્રે આવી પહોચે તો કીશોરીના સમાચાર જાણીએ!" આમ કહેતા મોહીનીના શરીરપર નજર પડતા થોડીવાર તે તરફ જોઈ રહ્યા પછી તે ચમકીને બોલી ઉઠયો–" અરે ! આ શું? એના ડાહાબા હાથનું કાડુ કેમ નથી ?"

"એ વિષે સ પૂર્ણ હકીકત મારી જાણમા આવી નથી, પણ એટલુ સાભળવામા આવ્યુ છે કે, ગયાજીમા આપ હતા તે મહેલમા મોહીની અને દીવાન અગ્નિદત્તની પુત્રી કામીની વચ્ચે લડાઈ થઈ હતી, જેમા એણે ડાહાબુ કાડુ ગુમાવ્યુ છે! એ લડાઈમા કીશોરીની સખી કમલા પણ હતી!" કમલીનીએ જણાવ્યુ, જે સાભળીને કુમારે ગયાજીના રાજમહેલમા પોતાની માદગી દરમ્યાન કેટલીક રાત્રીઓ અજાયબી ભરેલા જે બનાવો જોયા હતા, અને ત્યાની ઓરડી ઉઘાડતા છેવટે તેમાથી મસ્તક વિનાની એક લાશ અને ડાહબા હાથનુ એક કાડુ મળી આવ્યા હતા, એ સઘળા બનાવો આજે તેને ફરીથી યાદ આવ્યા, અને તે બોલી ઉઠયો– "હા, હા! એ બનાવો પણ વિચિત્રજ બની ગયા! હજી સુધી તેને લગતો ભેદ જણાયો નહી!"

"શા બનાવો?" કમલીનીએ આતુરતાથી પૂછ્યુ કુમારે ગયાજીના રાજમહેલમા જે બનાવો જોયા હતા અને તે વિષે જે કઈ સાભળ્યુ હતુ, તેની સવિસ્તર હકીકત તેને જણાવી કમલીની તે સાભળ્યા બાદ થોડીવાર ઉડા વિચારમા ચૂપ રહ્યાબાદ બોલી– "કમલા મળે ત્યારે એ વિષે વધુ જાણી શકાય!" આમ કહી પોતાના સેવકો તરફ ફરી તેણે આજ્ઞા કરી–" મોહીનીને લઈ જઈને દાસીઓને હવાલે કરી ફરમાવો કે એને કેદખાનામા રાખી શુદ્ધિમા આણી એના જખમ ઉપર મલમપટા કરે! એટલુ કામ કરીને આવો તો તમારી પાસેથી રત્નપુરની સઘળી હકીકત જાણીએ! સોપેલુ કામ તમે યથાર્થ બજાવ્યુ તેથી હુ તમોપર ખુશ થઈ છુ, અને તમારી ચાલાકીની યોગ્ય કદર ઘટતે સમયે કરીશ!" તરતજ બને સેવકો બેહોશ મોહીનીને ઉપાડીને અગાશીમાથી નીચે લઈ ગયા, એટલે કમલીની બોલી–" કુમાર, આપની મનકામના પૂર્ણ થવાનો સમય સમીપ આવતો જાય છે! આ શુભ સમાચારની વધાઈ આપવા માટે મને આપની તરફથી ઈનામ મળવું જોઈએ!"

"બેશક! પણ આ સમયે તમારે લાયક કોઈ વસ્તુ અમારી પાસે નથી! તમારી વધામણીની ખુશાલીમા અમારી દેહ તમારા હાથમા સોપીએ છીએ!" કુમારે જણાવ્યુ

"વાહ કુમાર! બહુ ઉદાર થયા!" કમલીની ટકોરમા બોલી–"તમારી દેહ ઉપર તો કીશોરીનો હક છે! તે કંઈ તમારી મતા નથી!" કુમાર આનો કઈ ઉત્તર ન આપતા હસી પડયો તેઓ બને એક બીજાના મુખ સામે જોઈજ રહ્યા આખરે કુમારે ગભીર થઈ પૂછયુ–"વારૂ, એક વાતનો ખુલાસો કરશો?" કમલીની તેમ કરવાને કબુલ થવાથી કુમારે આતુરતાથી પૂછયુ—"તમારા કોઈ સગા સહોદર છે કે નહી? તમારી રીતભાત ઉપરથી તો તમે સ્વતત્ર અને કુમારીકા હો એમ જણાય છે!"

"એ પ્રશ્ન ઉત્તર આપવાને યોગ્ય નથી!" કમલીની શરમાઈને નીચુ જોતા મૃદુ અવાજે બોલી–"પણ આપે પ્રથમથી કબુલાત લીધી છે એટલે લાચાર! કુમાર, હાલ હુ સ્વતત્ર અને કુમારીકાજ છુ, પણ ટુક સમયમા મારા લગ્ન થનાર છે!" આ છેલ્લા શબ્દોએ કુમારના અતકરણ ઉપર જુદુઈ અસર કરી, અને તેણે અધિરાઈથી પૂછયુ–"કયારે? કયા?"

"એ બીજા સવાલનો જવાબ આપવાની મે કબુલાત આપી નથી!" કમલીનીએ કહ્યુ–"કુમાર, એ જાણવાથી આપને ફાયદાને બદલે નુકસાન થાય તેમ છે!" આ સાભળી કુમાર ચૂપ થઈ ગયો, એટલામા બે સેવકો મોહીનીને મુકીને અગાશીમા આવી તેમની સામે અદબથી બેઠા, એટલે રત્નપુરને લગતી હકીકત જણાવવાની કમલીનીએ તેમને આજ્ઞા કરવાથી તેઓમાનો એક બોલ્યો–"આપની આજ્ઞા મુજબ ગયાજી, રાજગૃહી, વગેરે સ્થાનોમા મોહીનીની શોધ કરતા અમે રત્નપુર ગયા, અને ત્યાં આસપાસ ભટકવા લાગ્યા. વાર વાર રત્નપુરના કીલ્લામા છૂપી રીતે જઈને ત્યા કેવો રંગ ચાલે છે તેની અમે તપાસ રાખતા હતા એક દિવસ રત્નપુરના કીલ્લાની આસપાસ જ ગલમા ભટકતા અમે એક ગુફાના મુખ આગળ જઈ ચ્હડયા, ત્યા કેટલાક માણુસોને ધીમેધીમે વાતો કરતા બેઠેલા જોઈ તેમના મુખ દેખાય તેમજ તેમની વાતચીત સંભળાય તે માટે અમે ઝાડીમા સંતાઈને ઉભા રહ્યા તેઓમા એક સ્ત્રી પણ હતી તેઓમાથી એક બોલ્યો–'હજી આપણે અત્રે

કેટલાક દિવસ બેસવુ પડશે ?' આના જવાબમા બીજાએ જણાવ્યુ-' બહુ દિવસ નહી લાગે! હવે તો આપણુ કામ પાર પડશે ચા તો મુખ વકાસીને હાથ ઘસતા ઘેર જવાનો વખત આવશે!' એટલે ત્રીજો બોલી ઉઠયો-'રગ એવોજ જણાય છે! ભાઈ, ગમે તે પરિણામ આવો પણ મારી તો પૂર્ણ ખાત્રી છે કે, રાજા કુલીનસિંહના અઈયારો ભોયરામા પ્રવેશી ચુકયા છે! અરે, કાલે પેલા કબ્રસ્તાનમા દીઠેલ માણસ પણ કોઈ અઈયારજ હતો!' પછી તરતજ ચોથો અવાજ સભળાયો—'તમે અધીરા નહી બનો! જે હશે તે બે ત્રણ દીનમા જણાઈ આવશે!' એટલે પેલી સ્ત્રી બોલી ઉઠી-' તમારૂ ગમે તેમ હો પણ મારૂ કામ તો આજે પાર પડી જશે! મોહીની અને નદાને મે છેતરી છે! આજે કબ્રસ્તાનને માર્ગે તેમને ભોયરામા તેડી જઈને ત્યાની કોઈ અધારી ઓરડીમા તેમનુ કામ કહાડી નાખીશ!' આ સાભળી એક જણુ બોલી ઉઠયો—'હવે તમે ત્યા સત્વર જાઓ! મોહીની ત્યા જઈ પહોચી હશે!' આ સર્વ વાતચીત પરથી અમે તેમને ઓળખી કહાડયા કે તેઓ રામુ, વગેરે રત્નકુવરીના સીપાઇ હતા, અને તેમની સાથે ચતુરી હતી!" આ હકીકત સાભળી કમલીની કઇ યાદ આવતા વચમા બોલી ઉઠી—" વારૂ, તેઓ બેઠા હતા તે ખોહના મુખ આગળ તાડના ઝાડ હતા કે?'

"હા! ત્યા તાડના બે ઝાડ હતા!" તેણે જણાવ્યુ, એટલે કમલીની બોલી ઉઠી "હુ સમજી! એ ગુફા પણ ભોયરામા જવાનો એક માર્ગ છે, જ્યા રતને પોતાના માણસો બેસાડયા હશે! તે માર્ગે કીશોરીને લઈ તે નહાસી આવનાર હશે!"

"રત્નકુવરી કોણ છે?" કુમારે આતુરતાથી પૂછયુ

"તેને આપ ઓળખતા નથી! કુમાર, પહેલા એમની બાતમી સાભળી લઈએ! પછી આપને તેને વિષે કહુ છુ!" કમલીનીએ જણાવ્યુ, અને પોતાના સેવકને ઈશારત કરવાથી તે બોલ્યો-"થોડી વારમા ચતુરી ત્યાથી ઉઠીને એક તરફ ચાલી એટલે અમે પણ તેની પાછળ ચાલતા ભોયરામા જવાના દ્વારવાળા કબ્રસ્તાન સુધી ગયા, અને ત્યા એક કબરની ઓથે સંતાઈ બેસી તેની હીલચાલ જોવા લાગ્યા થોડી વારમા ત્યા મોહીની અને નદા પણ

આવી પહોંચી, જેમની સાથે ચતુરી વાતચીત કરવા લાગી, તે અમે દૂર હોવાને લીધે સાંભળી શક્યા નહી તેઓ વચમાની કબરપર ચ્હડીને ભોયરામા ગઈ તેઓ પાછી બહાર આવે ત્યાસુધી ત્યાથી ન ખસવાનો ઠરાવ કરી અમે પણ ત્યાજ બેઠા આખી રાત અને દિવસ ત્રણ પ્રહર વીતી જવા છતા તેઓ ભોયરામાંથી બહાર આવી નહી, એટલે અમે ભોયરામા જઈ તેમની તપાસ કરવાનો વિચાર કીધો તે વિષે અમે સલાહ કરતા ઉભા હતા, એટલામા કબરનો દરવાજો ઉઘાડીને ચતુરી બહાર નીકળી અમે પણ તે વેળા ત્યાંજ ઉભા હતા, એટલે ચતુરીએ અમને ઓળખ્યા તેના હાથમા લોહીથી ખરડાયલો એક છૂરો હતો, અને તે ગભરાયલી જણાતી હતી અમને જોતાજ તે એકદમ ત્યાથી નહાસી ગઈ! તેને પકડીને પૂછવાનું અમને ઠીક ન લાગવાથી ભોયરામાથી બીજુ કોણ નીકળે છે તે જોવાને અમે પાછા કબરની ઓથે સંતાઇને ઉભા થોડી વાર બાદ મહારાજ કુલીનસિંહના અઈયાર બદરીનાથને દૂરથી આવતો જોઈ અમે તેની હીલચાલ જોવા લાગ્યા ભોયરામા જવાની કબર આગળ તે આવી પહોચ્યો, એટલામા તેની અંદરથી નંદા દોડતી બહાર આવી, જેને તેણે પકડી બેહોશ બનાવી દીધી તેની પાછળ એક વૃદ્ધ ભોયરામાથી બહાર આવ્યો, અને તેઓ બંને વાતચીત કરવા લાગ્યા, જે થોડીક અમારા સાંભળવામા આવી તે પરથી સમજયુ કે, ભોયરામા કોઈનુ ખુન થયુ હતુ, અને તે માટે તેઓ નંદાને દોષિત ધારતા હતા! લોહીથી ખરડાયલા છૂરા સાથે ચતુરીને નહાસી જતી જોઈ હતી તેથી અમને તો નંદા નિર્દોષ જણાઈ! તેમની ભૂલ માટે અમે વિચાર કરતા હતા એટલામા તેઓ બંને બેહોશ નંદાને ઉપાડીને ભોયરામા ગયા, એટલે અમે પણ ત્યા ન રોકાતા થોડી વારમા તેમની પાછળ ભોયરામા ઉતર્યા બદરીનાથ તો થોડી વારમા ભોયરાની બહાર જતો રહ્યો, પણ અમે તો ત્યાની પચ્ચાસે ઓરડીઓ જોવાના વિચારે અંદર ફરવા લાગ્યા, તો નંદાને એક બારાદરીમાં એક થાંભલા સાથે બાંધેલી જોઈ ત્યાથી બીજી ઓરડીમા જતા જાળીયાવાળી એક ઓરડીમા મોહીનીને બેશુદ્ધ હાલતમાં પડેલી જોઈ અમારા આનંદનો પાર રહ્યો નહી! બસ! ત્યા ઘડીએક પણ ન રોકાતા તેને ઉપાડીને અમે આ તરફ નહાસી આવ્યા!"

"ત્યારે તો ત્યાના રીવાજ મૂજબ નંદાને બલીદાન આપવામા આવી હશે !" કમલીની ગંભીર અવાજે બોલી

આ હકીકત જાણી વાચનાર સમજી ગયા હશે કે, દ્વારોઆના સ્વરૂપમા શાતીનાથે જે યુવતીને ભોયરામા પકડી મુંગી બનાવી દીધી હતી, અને જેને રાજા રત્નસિંહ આવી પહોચતા ભૂતદેવની મૂર્તિ આગળ ભોગ આપવામા આવી હતી, તે મોહીનીની સખી નંદાજ હતી, અને જાળીયાવાળી ઓરડામાથી તે વખતે મોહીનીની લાશ ગૂમ કરનાર કમલીનીના આ સેવકોજ હતા

તેઓ આમ વાતચીત કરતા બેઠા હતા એટલામા એક દાસી ઉતાવળી ત્યા આવી હાથ જોડીને કમલીની પ્રત્યે બોલી-"અજબબા આવી પહોચી તળાવની બહાર ઉભા છે !" આ સમાચાર જાણી કમલીની રાજી થઈ ઇંદ્રજીતકુમાર પણ આનંદ પામ્યો, અને તેને મુખે કીશોરીના સમાચાર જાણવાને અધીરો થઈ રહ્યો કમલીની તેને તેડી લાવવા માટે ઉઠતા પોતાના સેવકો પ્રત્યે બોલી-"ચાલો તમને તળાવને કીનારે ઉતારી દઉં !" આમ કહી તેઓ બંનેને લઈ તે નીચે ગઈ કુમાર અજબ આવવાની આતુરતાથી રાહ જોતો આગાશીની પાળ આગળ ઉભો રહી તળાવ તરફ જોવા લાગ્યો થોડી વારમા કમલીની પેલા બે માણસો સહિત હોડીમા બેસીને કીનારા તરફ જતી જણાઈ અને કીનારેથી અજબ સહિત પાછી ફરી અગાશીમા કુમાર પાસે આવી કુમારને જોઈ અજબ અજાયબી સહ બોલી ઉઠી-" કુમાર ઇંદ્રજીતસિંહજી અત્રે બીરાજે છે?"

"હા ! થોડાક દીવસ થયા એમણે કૃપા કરી છે !" કમલીની બોલી-"સખી ! કુમારશ્રી તારીજ રાહ જુવે છે ! રત્નપુર અને કીશોરીની હકીકત તેમજ લાલી અને કુંદનના મૂળ ભેદ તારી પાસેથી જાણવા માટે કુમાર બહુ આતુર છે, માટે સ્વસ્થ થઈ સર્વ હકીકત જણાવી એમની જીજ્ઞાસા તૃપ્ત કર !"

"હાય ! શું કરૂં ! આ સમયે બેસી શકું તેમ નથી ! ત્યાની હકીકત શું કહું ?" અજબ ઉંડો નિઃશ્વાસ નાખી બોલી

"કેમ ?" કમલીનીએ આતુરતાથી પૂછ્યું અજબ શો જવાબ આપે છે તે માટે કુમારે આતુરતાથી તેણી તરફ જોયું

"સખી, આ સમય હકીકત કહેવામા ગુમાવવો જોઈતો નથી ! સમય બહુ બારીક છે !" અજબે જણાવ્યું-"તો પણ કુમાર-

શ્રીને અત્રે જોતા ધીરજ આવી છે! કુમાર આપણી સાથે હશે તો કામ પાર પાડવામા મુશ્કેલી નહી નડે!"

"શા કામમા અમારી મદદ જોઈશે?" કુમારે આતુરતાથી પૂછ્યુ, એટલે તેણે જણાવ્યુ–"કીશોરી આ સમયે સંકટમા આવી પડયા છે! તેમના પ્રાણ ઉગારવા હોય તો કુમાર, સત્વર ઉભા થઈ મારી સાથે ચાલો! અવકાશ મળશે તો માર્ગમા ત્યાની હકીકત આપને જણાવીશ!" કમલીની અને કુમાર ગભરાટમા ઉભા થઈ ગયા, એટલે અજબે કમલીની પ્રત્યે કહ્યુ–"આપ પણ થોડાક માણસ સાથે લઈ ચાલો!"

"તો અશ્વો તૈયાર કરાવીએ!" કમલીની બોલી તરતજ ત્રણે અગાશીમાથી નીચે આવ્યા. કમલીનીએ સઘળી ગોઠવણ કરાવી. જોત જોતામા તળાવના કીનારાપર કદાવર બાધાના દસ ઘોડેસ્વાર અને ત્રણ તેજસ્વી અશ્વો તૈયાર થઈ ઉભેલા જણાયા. કમલીની, અજબ અને ઇંદ્રજીતકુમાર ઢાલ તલવાર, વગેરે હથીયાર સજી કીનારે આવ્યા અને અશ્વપર સ્વાર થઈ સર્વ જ ગલમા રવાના થયા.

——:o——

## પ્રકરણ ૬ ઠું.

### ક્યાં ગયા?

ઇંદ્રજીતકુમારને મદદ કરવા માટે રત્નપુરથી રવાના થયલા શુરસેન અને વીજય જ ગલમા ચાલ્યા જતા હતા વાત પરથી વાત નીકળતા વીજયે પૂછ્યુ–"પણ લાલીનો ભેદ કઈ જાણવામા આવ્યો?"

"અફસોસ! લાલી અને કુ દનના સંબધમા મે જબરી છક્કડ ખાધી! એમને વિષે બોલતા શરમ લાગે છે!" શુરસેને જણાવ્યુ, જે સાભળી વીજય હસીને બોલ્યો—"ઓહો! એમા શરમ શા માટે લાગે? અઈયાર હોય તે કદી ઠગાય! તમે શી છક્કડ ખાધી વારૂ?" શુરસેન તે કહેવાની આનાકાની કરવા લાગ્યો, પણ વીજયના આગ્રહ આગળ તેની શરમ ટકી શકી નહી, અને તે બોલ્યો—"કીશોરીકુ વરીના સંબધમા રાજા રત્નસિંહ સંગે મતભેદ પડવાથી રાજાના ગુસ્સાનો ભોગ થઈ પડવાની ધાસ્તિએ

ત્રીજે દીને છૂપી રીતે રત્નપુરના રાજમહેલમા જઇ કીશોરીના ખબર લેતો હતો, જે દરમ્યાન ત્યા લાલી અને કુંદન મારા જોવામા આવતા તેઓ કોણ છે તે જાણવાની મે તજવીજ કરી કુંદનને જોતા મને લાગ્યુ કે તે સરલા હશે !-"

"સરલા કઈ?" વીજયે અજાયબીસહ પૂછ્યુ

"તમારા પતિએ પેલી ગુફામા મોહીનીના અઇયારની લાશ દાટી ત્યારે તેમની સાથે જે બાળા હતી તે !"

"ગુફામા લાશ દાટવાની હકીકત તમે કયાથી જાણી?"

"બાળા સરલા એક દીવસ મને મળવા રત્નપુર આવી હતી ત્યારે તેણે મને જણાવી હતી। તે અમારા પીત્રાઈની પુત્રી થાય છે। આજકાલ તે તેમજ તમારા પતિ કયા છે, અને શુ કરે છે તેના કંઈ ખબર મળ્યા નથી।"

"મને પણ કંઈ ખબર મળી નથી।" વીજયે જણાવ્યુ, અને પૂછ્યુ—"વારૂ પછી રત્નપુરમા શુ થયુ?" આના જવાબમા શુરસેને જણાવ્યુ—"કુંદન સરલા છે કે નહિ તેની ખાત્રી કરવા એક દીને મધરાતે રત્નપુરના રાજમહેલમા છેક તેના ઓરડા સુધી પહોચી જઈ મે તેને જણાવ્યુ કે, તે સરલા છે એમ હુ જાણી ગયો છું। આમ કહી મે તેને મારૂ નામ જણાવ્યુ, અને તે વિષે તેની ખાત્રી કરવા ગુફામા લાશ દાટવાની વાત કહી, જે સાભળી ખુશ થઈ તેણે મને કહ્યું—"ચપળાબાની આજ્ઞાથીજ કીશોરીકુવરીને છોડવવા હુ અત્રે આવી છુ, પણ લાલી મારા કામમા અડચણ કરે છે તેનો કંઈ રસ્તો બતાવો તો કીશોરીકુવરીને છોડવી શકાય।" આ બાબત વિચાર કરીને બીજે દીને મળવાનુ જણાવી હુ ત્યાથી નીકળ્યો, અને કીલ્લાની બ્હાર નીકળી પર્વત ઉપરથી ઉતરતો હતો, એટલામા પગવાટાથી થોડેક દૂર ઝાડીમા ઉભા રહીને ત્રણેક માણસો વાત કરતા હોય એવો અવાજ આવ્યાથી તે સાભળવાને હુ પણ ત્યા એક તરફ સંતાઈને ઉભો, તો તેઓમાથી એકને બોલતો સાભળ્યો—'ઘણુ કરીને લાલી અને કુંદન બંને તેઓમાનીજ છે, અને બંને કદાચ ન હોય તોપણ લાલી તો કુમાર ઇંદ્રજીતસિંહની દુશ્મનજ છે, જેવી ખાત્રી કરવી હોય તો **કોઈનાં લોહીથી લખાયલાં પુસ્તક અને સાબુના પાટલા ઉપર લખાયલાં ગુલાબીખતની** તેને યાદ આપવી ! બસ ! એ બે

વાકયો સાભળી જો તે ડરી જાય તો પછી મહારાજ કુલીનસિંહની તે દુશ્મન હોવા વિષે કંઈ શક નહી ! રાજમહેલમા જવાની તક મળે તો એની સહજમા ખાત્રી થાય !' બસ ! પછી કંઈ વધુ સંભળાયુ નહી, અને તેઓ ઝાડીમા ચાલ્યા ગયા !"

"પણ 'કોઈના લોહીથી લખાયલું પુસ્તક' અને 'સાળુના પાલવ ઉપર લખાયલુ ગુલામીખત' એનો ભેદ તમે જાણો છો ?"

"નહી ! પણ તે જાણવાની તજવીજમા છું !"

"વારૂ પછી શુ થયુ ?"

"બીજે દીને કુંદનને મળી એ બે વાકયો લાલી આગળ બોલવાની મે સલાહ આપી પછી ત્રણ ચાર દીનના અરસામા લાલી અને કુંદન વચ્ચે જબરી તકરાર ચાલી ! મારી સલાહ મુજબ કુંદને લાલી આગળ લોહીથી લખાયલા પુસ્તક વિષે ઈશારો કરતા તે બહુજ ડરી ગઈ, અને ત્યાર પછી તેણે કુંદનના કામની આડે આવવાનું છોડી દીધુ ! વીજયસિંહજી, આમાજ મે જબરી થાપ ખાધી ! પાછળથી મને જણાયુ કે કુંદનને સરલા માનવામા મે ભૂલ કરી હતી ! એ ચાલાક અઈયારા છેતરીને કેટલાક છૂપા ભેદ મારી પાસેથી જાણી લઈ પોતાની ધારણા પાર પાડી ગઈ ! દુશ્મનને મિત્ર સમજી મદદ કરી, એ કેવી જબરી ભૂલ ?" શુરસેન કચવાયો તેના મનનુ સમાધાન કરવા વીજય બોલ્યો—"તમે નાહક દુખી થાઓ છો ! એવી ભૂલ તો સહજ થઈ જાય ! હજી શુ વહી ગયુ છે ? લાલી આપણા પંજામાં છે ! કુમાર ઇંદ્રજીતસિંહને લઈને રત્નપુર ગયા બાદ તેની મૂળ હકીકત જાણવાની યુક્તિ ચલાવીશુ !" આમ વાતચીત કરતા તેઓ જંગલમા ચાલ્યા જતા હતા, એટલામા એક ટેકરો આવ્યો, જેપર ચ્હડીને ઉભા રહી તેઓ આસપાસ જોવા લાગ્યા ત્યાથી બહુ દૂર સુધીની ભૂમી દેખાતી હતી, અને તળાવની વચમાનો કમલીનો મહેલ પણ ત્યાથી સહેજ ધાબા જેવો જણાતો હતો તે તરફ થોડી વાર ધારીને જોઈ રહ્યા બાદ શુરસેન એકાએક બોલી ઉઠયો—"અહો ! લ્યો ! આપણે વખતસરજ આવી પહોચ્યા ! કુમાર ઇંદ્રજીતસિંહ તેમને ફસાવનાર સુંદરી સાથે ઘોડેસ્વાર થઈ આ તરફજ આવે છે !" આ સાભળી વીજય તે તરફ જોઈ બોલી ઉઠયો–"ખરેખર ! એમની સાથે બીજા પણ સ્વારો છે ! તેઓ પૂર ઝડપથી ઘોડા દોડાવતા આવે છે !

ચાલો, આપણે માર્ગની આડે ઉભા રહી તેમને રોકીએ!" તેઓ ટેકરાપરથી ઉતરી રસ્તાની વચમા જઈ ઉભા, એટલામા ઇંદ્રજીત-કુમાર, વગેરે ઘોડા દોડાવતા ત્યા આવી પહોચ્યા સૌથી આગળ આવતી અજબનો અશ્વ માર્ગની આડે માણસોને ઉભેલા જોઈ ઉભો રહી ગયો, એટલે વીજયે તેની લગામ પકડી લીધી ઇંદ્રજીત-સિંહ શુરસેનને ઓળખતો નહોતો પણ વીજયને જોઈ પોતાના અશ્વને તેની પાસે લાવી બોલ્યો—"વીજયસિંહ! અમને શા માટે રોકયા? કીશોરીકુવરી સંકટમા છે તેમને છોડવવા જલદી જવુ જોઈએ માટે એક ક્ષણ પણ ખોટી ન થતા અમારી સાથે ચાલો!"

"કીશોરીકુંવરીને છોડવવા માટે કયા જાઓ છો કુમાર?" વીજયે ઉતાવળે પૂછ્યુ

"તે અમે જાણુતા નથી! એમને ખબર છે! પણ બધી પચાત કરતા અત્રે ઉભા રહેવુ નથી! હાલ તો ચાલો!" કુમારે ઉતાવળે કહ્યું, જે સાભળી વીજય ગભીર અવાજે બોલ્યો—"ત્યારે તો આ યુવતીઓ પોતાની કપટજાળમા આપને ફસાવશે!"

"તમે ભૂલો છો!" કુમાર ભાર દઈને બોલ્યો—"એમણેજ અમારા પ્રાણ ઉગાર્યા છે!" તરતજ કમલીની અશ્વને આગળ આણી વીજય પ્રત્યે બોલી—"આપને અમારે માટે મજબૂત શક છે એ હુ સમજુ છુ, પણ આ સમયે અમને અત્રે રોકવામા તમે ભૂલ કરો છો, જે માટે પાછળથી પશ્ચાતાપ કરવાનો સમય આવશે! અમારાપર વિશ્વાસ ન હોય તો મારા સ્વારોના અશ્વપર બેસીને તમે અમારી સાથે ચાલો, એટલે કુમારશ્રીના અમે મિત્ર છઈએ કે દુશ્મન તેની તમને ખાત્રી થશે!" આમ કહી તેણે પાછળ જોઈ પોતાના બે સ્વારોને ઈશારત કરી, એટલે તેઓ ઘોડાપરથી નીચે ઉતરી પડયા તરતજ વીજય અને શુરસેન તેમના અશ્વપર સ્વાર થયા અને તેમણે પોતાના અશ્વોને ઝડપમા છોડી મૂકયા મધ્ય-રાત્રીનો સમય હોવાથી ચદ્રનો રૂપેરી પ્રકાશ પૂરતો હોવાથી માર્ગમા તેમને કઈ મુશ્કેલી નડી નહી આખી રાત મુસાફરી કીધા બાદ પ્રભાત થતા કીશોરીને જીવતી બાળી મૂકવા માટે રતને જગલમા જે સ્થળે ચીતા તૈયાર કરાવી હતી, અને જ્યાથી અગ્નિદત્ત લડીને તેને ઉપાડી ગયો હતો ત્યા તેઓ જઈ પહોચ્યા તે સમયે પણ વીખરાયલી ચીતા હજી સળગતી હતી અને કપાઈ મૂવેલા

સીપાઈઓની લાશો ધૂળમા રગદોળાતી પડી હતી ત્યા જઈ પહો-ચતા અજબે અશ્વ ઉભો રાખ્યો, જેની પાછળ સર્વ અટકી ગયા, એટલે અજબ કમલીની પ્રત્યે બોલી–" આ સ્થાનેજ આપણુ કામ હતુ ! ફીરોરીફુ વરીને રત્નપુરના ભોયરામાથી હરીને રતન આ સ્થાનેજ લાવનાર હતી, અને તેની રાહ જોતા તેના કેટલાક માણુસો અત્રેજ પડાવ નાખી રહ્યા હતા ! રત્નપુરના ભોયરામાથી ગુફાને માર્ગે બહાર નીકળાય છે ત્યા બેહોશ ફીરોરીફુ વરીને રતન ઉપાડી લાવી હતી, ત્યા પણુ તેના થોડાક માણુસો હતા ! આ લાશો જોતા અત્રે સખત ઝપાઝપી થઈ હોય એમ લાગે છે ! આમાની કેટલીક તો રતનના માણુસોનીજ છે ! આ ઉપરથી એટલુ તો ખરૂ કે રતન અહીં સુધી તો આવીજ હતી, પણુ તેને કોની સાથે લડાઈ થઈ તે અટકળી શકાતુ નથી, કેમકે બીજી લાશો ઓળખાતી નથી !" આટલુ બોલી કુમાર તરફ જોઈ તેણે પૂછ્યુ —" આ લાશોમા કોઇ આપનુ માણુસ ઓળખાય છે ?"

"નહી !" કુમારે જણુાવ્યુ અને વીજય તરફ જોયુ, એટલે તે બોલ્યો–" હુ પણુ કોઈને ઓળખતો નથી !" આમ વીમાસણુમા પડી તેઓ સર્વ ઘોડાપરથી ઉતરી આમતેમ ફરીને દરેક લાશ જોવા લાગ્યા વીજય એક સીપાઈ પાસે જઇ પહોચ્યો, જેનો શ્વાસ ધીમે ચાલતો હતો તેને થયલા જખમોમાથી લોહી વહેતુ હતુ, અને તે બેહોશ પડયો હતો તે જીવતો હોવાની ખાત્રી કરી વીજય બોલી ઉઠયો–" આ બેહોશ સીપાઈ શુદ્ધિમા આવે તો આ ખુનરેજીની હકીકત એની પાસેથી મેળવી શકીએ !" આ સાભળી કમલીની, ઇંદ્રજીતકુમાર, વગેરે સર્વ તે મરણુકાઠે પડેલા સીપાઈની આસપાસ ભેગા થઈ તેને શુદ્ધિમા આણુવાની તજવીજ કરવા લાગ્યા. કમલી-નીએ પોતાના જીનમાની થેલીમાથી એક ન્હાની શીશી કહાડી તેમાથી અર્કના બે ત્રણુ ટીપા તેના મુખમા રેડયા થોડી વારે તે સીપાઈ સહેજ શુદ્ધિમા આવ્યો અને આખ ઉઘાડી આસપાસ જોવા લાગ્યો, એટલામા પાસે ઉભેલી કમલીનીપર નજર પડતા તે કપી ઉઠયો તેના ચહેરાપર આવવા માડેલી રતાશ એકાએક પાછી ઉડી જવા માડી, જે જોઈ કમલીની પાસે બેસી તેના કપાળપર હાથ ફેરવતાં માયાળુ અવાજે બોલી–" નાનુરાય, મને જોઈને ડરશો નહી ! હુ તમને દુઃખ દેનાર નથી ! સાવધ થઈ હુ પુછુ તેનો જવાબ

આપો !" આ સાભળી તેને કંઈક હિંમત આવેલી જણાઈ અને તેણે આખ ઉઘાડી આતુરતાથી કમલીની તરફ જોયુ, એટલે તેણીએ પૂછ્યુ-" કીશોરીકુવરીને ઉપાડીને રતન અત્રે આવી હતી કે ?" આના જવાબમા જખમી નાનુરાયે કીશોરીને જીવતી બાળી મૂકવા માટે રતને ચીતા તૈયાર કરાવવાની અને અગ્નિદત્ત કેટલાક બદમાશો સહ ત્યા આવી પહોચી લડીને કીશોરીને હરી જવાની તમામ હકીકત ધીમે ધીમે જણાવી, પણ તેમ કરતા તે એટલો બધો થાકી ગયો કે ફરી બેશુદ્ધ થઈ ગયો તેને હોશમા આણવાને કમલીનીએ વળી ઉપચાર કર્યા, પણ ઘણીવાર સુધી તેને શુદ્ધિ આવી નહી, તોપણ તેના પ્રાણ ઉગરવાની કંઈક આશા આપનારી તેની સ્થિતિ જણાઈ કમલીનીની સઘળી હીલચાલ જોઈ વીજય અને શુરસેનને લાગ્યુ' કે તેઓ ધારતા હતા તેમ તે કુમારની દુશ્મન નહી પણ એક શુભેચ્છક હોવી જોઈએ, તોપણ તેને વિષે શુરસેને જણાવેલ હકીકતનો ખ્યાલ કરતા વીજયના મનમા તેને માટે સહજ શંકા રહી હતી, જે દૂર કરવા માટે કુમારે પોતાની વીતક વાત તેને જણાવી કમલીનીના વખાણ કર્યા, જે સાભળી કમલીની વીજય અને શુરસેન પ્રત્યે બોલી-" મારે વિષે અનેક તરેહની વાતો તમારા સાભળવામા આવી હશે, તેમજ જે કામ મે કીધા છે તે પણ મારાપર કોઈ વિશ્વાસ મૂકી શકે એવા નથી, તોપણ તમે જ્યારે મારી અસલ હકીકત જાણશો ત્યારે કહેશો કે, મારે હાથે કદી એકે ખરાબ કામ થયું નથી ! હજી કુમારશ્રી પણ મારી ખરી હકીકત જાણતા નથી ! સમય મળતા હુ મારી વિચિત્ર કહાણી આપને જણાવીશ! પણ આ સમયે મારે એટલુ તો જણાવવુ જ જોઈએ કે શુરસેનજી અને એમની છત્રીજી કમલાએ મારા સંબધમા જબરી ભૂલ કરી છે !"

" આપ મને અને મારી છત્રીજી કમલાને કયાથી ઓળખો છો ?" શુરસેને અજાયબી સહિત પૂછ્યુ

" હુ આપને સારી પેઠે ઓળખુ છુ ! આપ મને ઓળખતા નથી, અને જ્યાસુધી હુ મારી હકીકત કહીશ નહી ત્યાસુધી આપ તે જાણી શકશો નહી !" કમલીનીએ જણાવ્યુ પછી ઇંદ્રજીતકુમારે શુરસેન વિષે વિજયને પૂછવાથી તેણે સઘળી હકીકત જણાવી આ સર્વ વાતચીત પૂર્ણ થઈ એટલામા જખમી નાનુરાયે આખો ઉઘાડી પીવાને પાણી માગ્યુ, જે પીવાથી તે પૂરતી શુદ્ધિમા આવ્યો,

એટલે કમલીનીએ પૂછવાથી તેણે જણાવ્યું—" કીશોરીજીને અગ્નિદત્ત હરી ગયો છે! રતનકુંવરી પણ કીશોરીજી માફક તેના પંજામાં સપડાઈ ગયા છે કે કેમ તે હું જાણતો નથી! લડાઈની શરૂઆતમાંજ હું જખમી થઈ પડયો હતો! અગ્નિદત્ત ઘણાક લુંટારાઓ સાથે આ જંગલની પાસેનાજ પહાડી પ્રદેશમાં રહે છે, એ હું જાણતો હતો તેથી આ સ્થાને ન રોકાવા માટે મેં રતનકુંવરીજીને બહુ સમજાવ્યા પણ ભાવી મિથ્યા થાય છે?" આટલું કહી તે હાથ જોડી કમલીની પ્રત્યે બોલ્યો—" મહારાણીજી, આ સેવકનો આપે શા માટે ત્યાગ કીધો, તેનો ખરો ભેદ આજ સુધી મને જણાવ્યો નહીં!" કમલીનીએ આનો કંઈ જવાબ ન આપતાં અગ્નિદત્ત પહાડમાં કયાં રહેતો હતો તેની નિશાની તેને પૂછી જોઈ અને પોતાના એક સેવકને તેની સંભાળ માટે રાખી ઇંદ્રજીતકુમાર, વીજય, શુરસેન અને અજબ વગેરે સહિત તે પહાડ તરફ રવાના થઈ સૂર્યાસ્ત થતાં સુધીમાં તેઓ તે પહાડની તળેટીમાં જઈ પહોંચ્યા પોતાના અશ્વોને ઝાડો સાથે બાંધી તેમની સંભાળ માટે બે માણસોને રોકી તેઓ પગે પહાડપર ચ્હડવા લાગ્યા પહાડની ટોચ સુધી હજી તેઓ પહોંચ્યા નહોતા, એટલામાં રસ્તામાં પડેલી એક માણસની લાશ તેમના જોવામાં આવી, જેને તેઓમાંથી કોઈ ઓળખી શકયું નહીં વળી આગળ ચાલતાં બીજી પણ કેટલીક અજાણી લાશો પડેલી તેમના દીઠામાં આવી, જેથી સર્વના જીવ તલપાપડ થઈ રહ્યાં, અને કીશોરી માટે તેમને દહેશત લાગવા માંડી આખરે તેઓ તે પહાડી પ્રદેશ ઉપરની એક ન્હાની મઢી આગળ જઈ પહોંચ્યા, જેની પાસેજ અગ્નિદત્તની ગુફા હતી આ ગુફામાજ કીશોરીની છાતી ઉપર ચ્હડી બેસતો એ રાક્ષસને આપણે જોયો હતો મઢી અને ગુફાની પાસે પણ સંખ્યાબંધ લાશો પડી હતી, જેપરથી ત્યાં ભયંકર કાપાકાપી ચાલી હોય એમ જણાતું હતું આ ભયાનક દેખાવ જોઈ ઇંદ્રજીતકુમારની કીશોરીને મળવાની આશા નાબુદ થવા લાગી, અને તે બ્હાવરા સરખો આમતેમ જોવા લાગ્યો રાત્રી પડતાં અંધકાર થવાથી સાફ દેખાતું ન હોવાથી અઇયારોએ પોતાની બેલીમાંથી કાકડાઓ કહાડી સળગાવી લીધા, અને વીજય અને શુરસેન અંધારી ગુફામાં તપાસ કરવાને ગયા, ગુફામાં થોડેક જતાં એક તરફ પડેલી એક

લાશ ઉપર તેમની નજર પડી, જે વીજયે તરત ઓળખી કહાડી કે તે અગ્નિદત્તનીજ હતી તેની છાતીમા એક ખ જર ભોકી દેવામા આવ્યુ હતુ, જેનો હાથો બહાર દેખાતો હતો લાશની પાસે એક કાગળ પડયો હતો તે વીજયે ઉપાડી લીધો અને પછી તેઓ બ ને તે લાશને ગુફાની બહાર ઘસડી લાવ્યા અગ્નિદત્તની લાશ જોઈ સર્વે અજાયબી સાથે આન દ પામ્યા, અને શુરસેને કહ્યુ—"આ પાપીને તેના કૂકર્મોની સજા કોણે આપી હશે?"

"ઈશ્વરેજ!" કુમાર નિરાશાસહ બોલ્યો—"હવે કીશોરી-કુ વરીની ભાળ મળવી મુશ્કેલ છે! એમની કોણ જાણે કેવી સ્થિતિ હશે? આપણી મહેનત નિરર્થક ગઈ!" એટલામા ગુફામાથી મળેલો કાગળ કુમારને આપતા વીજયે જણાવ્યુ—"કુમાર! નિરાશ ન થાઓ! લાશની પાસે આ કાગળ પડયો હતો! વાચી તો જુઓ! એમાથી ક ઈ ભાળ મળે છે!"સર્વેનુ ધ્યાન કાગળ તરફ ખે ચાયુ, અને ઇંદ્રજીતકુમારે તે ઉઘાડીને વાચવા માડયો—"આખરે હરામખોર કીશોરી મારા હાથમા સપડાઈ! હવે તે કયા બચવા પામનાર છે? એ છોકરીએ મને જીવતો મારી નાખ્યો, પણ હવે એને હુ બરોબર ફળ ચખાડીશ! પોતાને ચક્રવર્તિ રાજા માનનારા અભીમાની રાજા સામે હુ જાગ્યો છુ! પોતાની બહાદુરી માટે મનમા ફાંકો રાખનાર કુલીનસિ હ, ઇંદ્રજીતસિ હ અને આન દસિ હ કયા ભરાઇ બેઠા છે? બળી જેવા શકિતવાન કહેવાતા કયા છે તેમના અઈયારો? તેઓમાથી કોઈપણ કીશોરીને શોધતો અત્રે અવશ્ય આવશે, તેમને માટેજ હુ આ પત્ર મુકી જાઉ છુ, અને જણાવુ છુ કે ઉપર લખેલા માણસો અથવા તેમના સાથી અને જે મદદગાર હોય તેમણે સાવચેત રહી પોતાની જી દગી બચાવવાની તજવીજ કરવી! હુ તેમનો કાળ છુ! મારે હાથે તેઓ કદી જીવતા બચવા પામનાર નથી! હુ બાયલા માફક સ તાઈ ભરાઈને કામ કરૂ છુ, એમ કોઈ ન કહે તે માટે મારા રહેઠાણનો પણ પત્તો આપુ છુ! હોશ હોય તે ભલે આવે પણ તેણે પોતાની જી દગીની આશા છોડી દેવી! અત્રેથી પૂર્વ તરફ પાચ કોસ ઉપર એક નાળાને કીનારે દક્ષીણ દીશા તરફ બે ગાઉ જવા બાદ મારૂ મકાન નજરે પડશે!" આ હકીકત સાભળતા સર્વને બહુજ ગુસ્સો ઉપજ્યો કુમાર ઇંદ્રજીતસિંહ આખો લાલ કરી બોલી ઉઠયો—"બસ! અમે

તેમ થાઓ પણ આ પત્ર લખનાર હરામખોરની ખબર લીધા વીના અમે નીરાતે બેસીશુ નહીં ! હવે અત્રે વાતો કરતા ઉભા રહેવુ નિરર્થક છે ! એને શોધી કહાડવો જોઈએ !"

"ખરેખર ! એને યોગ્ય સજા કરવી જોઈએ ! કુમાર, આપ બુદ્ધિમાન છો, સાહસ કરશો નહી ! આપ ક્રોધાવેશમા એમ કહો છો નહીતો પહેલા આપના કોઈ અઈયારને તેની તપાસ માટે મોકલવાનુ યોગ્ય વિચારત !" કમલીનીએ ગંભીર અવાજે જણાવ્યુ—"આવો પત્ર લખનારની આ શોધી ખરી મનાયજ નહી ! એ તો કોઈ દગલબાજ લુચ્ચાનુ કામ છે ! વળી લાંબી મંજલ કાપી આવેલા આપણા અશ્વોનો પણ કંઈ ખ્યાલ કરશો ?" ઉશ્કેરાયલા ઇંદ્રજીતકુમાર અને વીજય તેનુ કહેવું સાભળી કંઈક શાંત થયા, અને ખરૂ ખોટુ શુ છે તે વિચારી શકે એવી હાલતમા આવ્યા તેમણે પોતાની સાથે આણેલ સુકો મેવો ખાઈ ભૂખ મટાડી, અને ત્યા વહેતા ઝરામાથી પીવાને પાણી મંગાવ્યુ આમ સ્વસ્થ થયા બાદ હવે શુ કરવુ તે માટે તેઓ સલાહ કરવા લાગ્યા, એટલે વીજયે પોતાનો વિચાર જણાવ્યો—"આ પત્રમા જણાવેલે સ્થળે અત્યારે આપણે ન જઈએ, તો અત્રે રોકાઈ જવાનુ પણ મને યોગ્ય લાગતુ નથી !" ઇંદ્રજીત કુમારે પણ એ વિચારને અનુમોદન આપ્યુ, એટલે કમલીનીએ પૂછ્યુ—"પણ એનુ કંઈ કારણ ?"

"કારણ એજ કે, એ હરામખોરો આ સ્થાનને માટે પણ કંઈ બેદરકાર રહ્યા નહીજ હોય !" વીજયે જણાવ્યુ

"ત્યારે ચાલો ! વિલંબ શા માટે ?" ઇંદ્રજીત કુમારે આતુરતા બતાવી, એટલે વીજયે જણાવ્યુ—"કુમાર, આપને ત્યા આવવાની જરૂર નથી ! આપ શુરસેનજી સાથે રત્નપુર કે વીજયગઢ સીધારો ! હુ સઘળી તપાસ કરી ત્યા સત્વર આવીશ !"

"એ વાસ્તવિક છે !" કમલીનીએ જણાવ્યુ—"એ દરમ્યાન મને પણ બેએક દુશ્મનોની ભાળ મેળવવાની તક હાથ લાગશે ! મારા ધારવા મુજબ આ એક એવા માણસનુ કામ છે, જેને આપ મારા વીના ઓળખી શકો તેમ નથી ! તે માણસજ આ લખનાર છે કે કેમ તેની મારે ખાત્રી કરવી જોઈએ !"

"પણ વીજયસિંહની સલાહ મુજબ અમારે રત્નપુર જવુ યોગ્ય નથી!" કુમારે જણાવ્યુ-" દુશ્મનને હિંમતથી મળી અમારો હાથ બતાવી ફીરોઝીકુંવરીને તેના પંજામાથી છોડવીશુ!" આમ વિચાર કરવામા લગભગ પ્રહર રાત વીતી ગઈ આખરે ઇંદ્ર-જીતકુમારના વિચાર મુજબ તે મકાન તરફ જવાને તૈયાર થઈ તેઓ પહાડપરથી નીચે આવી અશ્વપર સ્વાર થઈ પૂર્વ દીશા તરફ રવાના થયા પત્રમા જણાવ્યા મુજબ પાચ કોસ જવા બાદ તેઓ એક નાળા આગળ જઈ પહોચ્યા, એટલે દક્ષિણ દિશા તરફ વળી તેને કીનારે કીનારે આગળ વધ્યા આમ બેએક કોસ મજલ કર્યા બાદ ખુલ્લુ મેદાન આવતા તેમા થોડેક દૂર એક કીલ્લા સરખી ઈમારત જણાઈ આ ઈમારત નવીજ બધાયલી હોય એમ જણાતુ હતુ તેની સફેદ ભીંત ચંદ્રના રૂપેરી પ્રકાશમા ચળકાટ મારતી હતી તેની આસપાસ ખુલ્લુ મેદાન હતુ તેઓ ઉતાવળે તે ઈમારતની પાસે જઈ તેની ચારે બાજુએ ફરીને જેવા લાગ્યા, પણ તેમા પ્રવેશ કરવાને કયાય દ્વાર કે ન્હાની બારી જણાઈ નહી પચાસેક વારના ઘેરાવામા પંદરેક હાથ ઉંચી કીલ્લા જેવી ફકત ભીંત ચણેલી હતી આ વિચિત્ર ઈમારત જોઈ તેઓ અજાયબ થયા, અને તેની ભીંતપર ચ્હડીને અંદરના ભાગમા શુ છે તે જેવાની જીજ્ઞાસાએ વીજય પોતાની કમંદ ફેંકી તેની ઓથે છેક ભીંતને મથાળે ચ્હડી જઈ અંદર જેવા લાગ્યો થોડીક વાર સુધી આમ જોઈ રહ્યા બાદ તે એકાએક મ્હોટેથી હસી કંઈ પણ બોલ્યા વિના ઈમારતની અંદર કુદી પડયો, જે જોઈ કુમાર વગેરે સર્વની અજાયબીનો પાર રહ્યો નહી એક તરફ ઉભેલી કમ-લીનીએ પોતાની સખી અજબના કાનમા કંઈ કહ્યુ, એટલે તેણે ફકત હસીને પોતાનુ માથુ હલાવ્યુ એવુ શું જોઈને વીજય હસી અંદર કુદી પડયો હતો તે જાણવા કુમારની આજ્ઞાથી શુરસેન વીજ-યની કમંદ પકડીને ઉપર ચ્હડી ગયો તેપણ થોડીવાર ઈમારતમા જોઈ રહ્યા પછી વીજયની માફક મ્હોટેથી હસીને અંદર કુદી પડયો હવે ઇંદ્રજીતકુમારની અજાયબીની સીમા રહી નહી! એ ઈમારતમા એવુ તે શું વિચિત્ર જેવાનુ હશે તે વિષે તે કંઈ અટકળી શકયો નહી કમલીનીને પૂછતા તેણે પણ કંઈ અટકળ કરવાને પોતાને અશક્ત જણાવી અજાયબી બતાવી અનેક તર્કવિતર્ક દોડાવવા છતા

કંઈ અટકળ કરી ન શકવાથી મુંઝાયલો કુમાર પોતેજ ઉપર ચ્હડીને જોવાને તૈયાર થયો, પણ કમલીનીએ તેને તેમ કરતો અટકાવી પોતાના એક સેવકને ભીંતપર ચ્હડી તપાસ કરવાની આજ્ઞા કરી તરતજ તે ઉપર ચ્હડી અંદર જોતા તેવીજ રીતે તેમાં કુદી પડયો કમલીનીએ પોતાના બીજા માણસને ચ્હડાવ્યો, જેણે પણ તેમજ કર્યું આમ કમલીનીના સર્વ સેવકો એક પછી એક તે ઈમારતમાં કુદી પડયા આથી ઇંદ્રજીતકુમારના મનની હાલત કેવી થઈ હશે તેનો ખ્યાલ સહજમાં થાય તેમ નથી ! કમલીનીએ ના કહેવા છતાં તેપણ કમંદ પકડી એકદમ ભીંતપર ચ્હડી ગયો, અને સર્વની માફક થોડી વાર જોયા પછી તે પણ મ્હોટેથી હસીને ઈમારતની અંદર કુદી પડયો હવે ઈમારતની બહાર કમલીની અને અજબ બંનેજ રહી કુમારને ઈમારતમાં કુદી પડતો જોઈ તેઓ હસી પડી, અને તરતજ પોતાના અશ્વપર સ્વાર થઈ, બાકીના અશ્વોને ત્યાંજ ચરતા છોડી જઈ જંગલમાં અદ્રશ્ય થઈ ગઈ

——— ० ———

## પ્રકરણ ૭ મું.

### થોડાક ભેદોપર અજવાળું !

કીશોરીની સખી કમલા રત્નપુરના પહાડપરના પૂર્વ દીશા તરફના જંગલમાં મધ્યરાત્રીને સમયે એકલી કયાં જતી હશે ? ચાલો આપણે તેની પાછળ જઈએ આકાશ જોકે ચંદ્રના રૂપેરી પ્રકાશથી ઝળકી રહ્યું હતુ છતાં ઉંચા ઘટાદાર ઝાડોની ધીચ ઝાડીને લીધે જંગલમાં અંધકાર છવાઈ રહ્યો હતો. કમલા ઉતાવળે ચાલી જતી હતી, એટલામાં જમણી તરફથી કોઈ બે માણસોની વાતચીતનો અવાજ તેને કાને આવતાં તે એક ઝાડની ઓથે સંતાઈને ઉભી રહી થોડીવારમાં બે સ્રીઓ વાત કરતી તેની પાસેથી પસાર થઈ, એટલે તે પણ દબાતે પગલે તેમની પાછળ ચાલી લગભગ અર્ધો ગાઉ તેમની પાછળ જવા બાદ તેઓ ખુલ્લા મેદાનમાં જઈ પહોચી, જ્યાં થોડે થોડે છેટે માટી અને પથ્થરના ન્હાના મ્હોટા ઢગલા પડયા હતા મેદાનમાં થોડેક જવા બાદ બંને સ્રીઓ પોતે ઓઢેલા જબ્બા ઉતારી થાક ખાવાને પથ્થરના એક ચોતરાપર

બેઠી કમલા પણ તે ચોતરાની પાસેના માટીના ઢગલાની ઓથે સંતાઈને બેઠી, જ્યાથી તેમના મુખ પણ તે ચ દ્રના પ્રકાશમા જોઈ શકી તેઓ બ ને સૌદર્યવાન અને યુવાન હતી કમલા તેને ઓળખી શકી નહી કમલા ખૂબ ધ્યાનથી તેમને જોઈ રહી હતી, એટલામા સામેથી લાબા કદના એક પુરૂષને આવતો જોઈ તે ચમકી ગઈ તેનુ હઈયુ ધડકવા લાગ્યુ ચ દ્રના પ્રકાશમા તેણે તે પુરૂષને બરોબર ઓળખી કહાડયો ખ ડીયેરવાળા પેલા ભોયરામા પોતાના કાકા શુરસેનને તેજ મળવા આવ્યો હતો, અને તેને જોઈનેજ શુરસેન ગભરાઈ ગયો હતો, તેમજ એને વિષે કમલાએ તેને પૂછવા છતા પણ તેણે ક ઈ ખુલાસો કર્યો નહોતો પોતાના ધડકતા હૈયાને ડહાબે હાથે દબાવી કમલા તેની તરફ જોઈ રહી, એટલામા તેણે પેલી બેઠેલી બ ને યુવતીઓ પાસે જઈ તેમને દમામમાજ પૂછયુ– "તમે કોણ છો ?" આ પુરૂષને પોતાની સામે આવી ઉભેલ જોઈ બ ને યુવતીઓ ઉભી થઈ ગઈ, અને તેઓમાથી એકે પોતાની કમ્મરેથી આબદાર ખ જર ખે ચી કહાડતા દમામમાજ જણાવ્યુ– "અમારી ઓળખ આપી શકીએ તેમ નથી ! તમે કોણ છો તે જાણવાની પણ અમને જરૂર નથી ! બસ ! તમારે રસ્તે પડો !" પેલો પુરૂષ મ્હોટેથી હસીને બોલ્યો–"અહોહો ! ગૌહર, તને હું ઓળખતો નથી, એમ સમજે છે ? અરે ! હુ તારી સાતે પહેડીની હકીકત જાણુ છુ ! વઈતાળથી કોણ અજાણ્યુ છે !" વઈતાળનુ નામ સાભળતાજ તે યુવતી ગભરાઈ, ધાસ્તિથી ધ્રુજવા લાગી તેના હાથમાથી ખ જર જમીનપર પડી ગયુ, જે જોઈ તે પુરૂષ બોલ્યો– "અત્રે તુ શા માટે ભટકે છે તે હુ જાણુ છુ ! રત્નપુરના કીલ્લામા જઈ રાજા રત્નસિંહના કેદી કુમાર આન દસિંહ ઉપર વેર વાળવાની તારી મરજી મારાથી છુપી નથી ! પણ કુમારને પહેલા તે કેદ કીધા હતા ત્યારે તેમનો અઈયાર વીજય તેમને છોડવી ગયો હતો તે ભૂલી ગઈ ? નાહક ફાફા શાને મારે છે ! વારૂ તારી ન્હાની બ્હેન હાલ કયા છે ?"

"તેને તો ગયાજીમા રાણી મોહીનીએ મારી નાખી !" ગૌહરે જણાવ્યુ

"કયારે ?" વઈતાળે પૂછયુ, જેના જવાબમા તેણે કહ્યુ– "કુમાર ઇંદ્રજીતસિંહને ફસાવવા મોહીની વીજયગઢની પાસેના

જ ગલમા ગઈ હતી ત્યારે હુ મારી ન્હાની બ્હેન સાથે કુમાર આન - દસિહને ફસાવવાની ધુનમા એજ જ ગલમા જઈ ચ્હડી, અને ત્યા પાપી મોહીનીએ વિના કારણે મારી નિર્દોષ બ્હેનને મારી નાખી ! કુમારોની શોધમા રાજા કુલીનસિંહે તે આખુ જ ગલ કપાવી નાખ્યુ ત્યારે તેની લાશ રાજાના સેવકો વીજયગઢ ઉપાડી ગયા, પણ મારી આ ચાલાક સખી અઈયારા તે ત્યાથી ઉપાડી લાવી હતી !" આમ કહેતા તેણે પોતાની સાથેની યુવતીને બતાવી એટલે વઈતાળે પૂછયુ "એ તો ઠીક, પણ ત્યારે કુમાર આન દ- સિંહના પ્રાણ લેવાનોજ તારો ઇરાદો છે ?"

"આપ નારાજ ન થાઓ તો–" ગોહર ગભરાતી બોલી, એટલે વઈતાળ બોલી ઉઠયો "હુ શા માટે નારાજ થાઉં ?" આથી તે રાજી થઈ બોલી–" આપની મનાઈ નથી તો બસ !"

"હાલ તો હુ જાઉં છુ ! વળી કોઈ વાર તને મળીશ !" આમ કહી વઈતાળ ત્યાથી ચાલ્યો ગયો, અને જોતજોતામા જ ગ લમા અદશ્ય થઈ ગયો ગોહર પથ્થરપર બેસતા પોતાની સખી પ્રત્યે બોલી–"બ્હેન ગીલ્લન ! એ હરામખોર અહીં કયાથી આવી ચ્હડયો ! એની સુરત જોતાજ મારી જાન ઉડી ગઈ ! શાહજાદા આન દસિંહ ઉપર બદલો લેવાના કામમા એ આડો આવશે એવી મને તો દહેસત લાગી હતી ! ચાલો, બલા સહેજમાજ પતી ગઈ, એ ઠીક થયુ ! હવે અહીં બેસવુ સલામતીભરેલુ નથી કેમકે, એ પલીદ કદાચ પાછો પણ આવે !" આમ કહેતા તે ઉભી થઈ, અને ગીલ્લન સાથે કીલ્લા તરફ ચાલી ગઈ કમલા તેમની પાછળ ન જતા રત્નપુરના કબ્રસ્તાન તરફ ચાલી વાચનાર ! આપણેતો ગોહરની પાછળજ જઈએ, અને તમને તેની થોડી ઓળખ કરાવીએ ગોહર પટના શહેરના સુબેદાર ખીજરખાની એકની એક બેટી હતી ખીજરખા, હિ મતવાન, બહાદુર અને બુદ્ધિશાળી પણ દગલબાજ પુરૂષ હતો છળકપટને તો તે રાજ્યનિતીનુ એક ભુષણ માનતો હતો તેની પાસે ફક્ત પાચ હજાર સીપાઈઓની ફોજ હતી, પણ તે પચ્ચીસ હજાર સીપાઇઓનુ કામ બજાવે તેવી બળવાન હતી ગોહરને દસ વર્ષની બાલ્યાવસ્થામા મુકીને તેની માતા મરણ પામી હતી, જેના શોકમા તે ગાડી સરખી થઈ ગઈ હતી, એટલે તેનાપર બેહદ ચાહ રાખનાર તેના બાપ ખીજરખાંએ તેને મ્હોડે ચ્હડાવી સંપૂર્ણ

સ્વતંત્ર ખવાસની બનાવી દીધી પોતાની માતાનો શોક ભૂલી આનંદમાં રહે તે માટે થોડાક સેવકો સાથ તેને તે વારંવાર દૂરના શહેરો અને ગામોમાં ફરવાને પણ મોકલતો હતો આમ લગભગ છ વર્ષ તે છૂટથી પોતાની મરજીમાં આવે ત્યાં ફરી તેથી તેની ચાલચલણમાં ફરક પડી ગયો આપણી વાર્તાને પ્રસંગે ગૌહરની ઉમ્મર સોળેક વર્ષની હતી રાજા રત્નસિંહને ખીજરખા સાથે સારો સ્નેહ હોવાથી ગૌહર પણ વખતોવખત રત્નપુર આવી તેને ત્યાં રહી જતી હતી આથી સઘળા રાજસેવકો તેને ઓળખતા હતા, એટલે આ સમયે તેને કીલ્લામાં પ્રવેશ કરવામાં મુશ્કેલી નડી નહી. શીવાલયની પાછળની કીલ્લાની ન્હાની બારી આગળ જઈ તેણે તે ઉઘાડવાની દરવાનને બૂમ પાડી, એટલે દરવાને અંદરથી પૂછ્યું—"અત્યારે કોણ છે ?" જવાબમાં તેણે જણાવ્યું "સુબેદાર ખીજરખાની બેટી ગૌહર !" આ સાંભળી દરવાને તરતજ પોતાના જમાદારને તેના આવવાની ખબર કરી, એટલે તે ઉઠીને બારી આગળ આવી વિવેક ભરે અવાજે બોલ્યો— "શાહજાદી સાહબ, મધરાતે આપ પધારેલા હોવાથી છૂપો સંકેત બતાવો એટલે બારી ઉઘાડી આપને અંદર દાખલ કરીએ !"

"જોગીયા !" ગૌહરે જવાબ આપ્યો, જે સાંભળતાજ જમાદારે બારી ઉઘાડવાનો દરવાનને હુકમ કીધો, અને ગૌહર ગીલ્લીન સહ કીલ્લામાં દાખલ થઈ, તેની પાછળ થોડેક છેટે વઈતાળ કીલ્લાની દીવાલની ઓથે સતાઈને ઉભો રહી દરવાન સાથે તેને થયલી વાતચીત સાંભળતો હતો તેમને કીલ્લામાં ગયાને થોડો સમય વીત્યા બાદ તેણે કીલ્લાની બારી પાસે જઈ તે ઉઘાડવાની દરવાનને બૂમ પાડી, અને દરવાનના પૂછવાથી પોતાને સુબેદાર ખીજરખાનો જાસુસ જણાવ્યો દરવાને સંકેત પૂછવાથી તેણે પણ 'જોગીયા' જણાવ્યાથી દરવાને બારી ઉઘાડી તેને અંદર દાખલ કીધો

ગૌહર અને ગીલ્લીન 'જોગીયા' સંકેત બતાવતી રાજા રત્નસિંહના રણવાસ સુધી પહોચી ગઈ આ સમયે રાત થોડી બાકી રહી હતી તોપણ તેણે તેજ સમયે રાજા રત્નસિંહને પોતાના આવવાની ખબર પહોચડાવી રાજા રાજકીય બાબતો વિષે મનમાં અનેક વિચાર કરતો શય્યામાં જાગતોજ પડયો હતો ગૌહર આટલી મોડી રાત્રીએ પોતાને મળવા આવવાના ખબર સાંભળી

તે પણ અજાયબ થયો, અને તેને અંદર તેડી લાવવાની દરવાનને આજ્ઞા કરી પોતે શય્યાપરથી ઉતરી સુખાસને બેઠો ગોહર અને ગીજીન આવતા તેણે તેમને સન્માનથી પોતાની પાસે પડેલ આસન ઉપર બેસાડી ગોહરને આજ તેણે ઘણે દીવસે જોઈ હતી વળી અત્યારની તેની ખુબસુરતી અને ખીલતી યુવાવસ્થા કંઈ અજબ હતી તેને જોતા રાજાનું મન ડોલવા લાગ્યુ, પણ પોતાની મનોવૃત્તિ દબાવી તેણે ખીજરખાની આરોગ્યતાના સમાચાર પૂછયા બાદ તેને પૂછયુ—"આટલી મોડી રાત્રીએ આપને તસ્દી લેવાની શી જરૂર પડી? તમારી સંગે આ બાળા કોણ છે?"

"મારી અર્ધચારા છે!" ગોહરે હસીને મોહબાણું ફેંકતા જવાબ આપ્યો—"મહારાજાજી, ફક્ત આપના દર્શનની મતલબથી સો સીપાહો સાથે હુ પિદરની મરજીથી આ તરફ આવવાને કેટલાક દીવસ થયા નીકળી હતી, એટલામા રસ્તામા કુલીનસિંહના જાલીમ સીપાહીઓએ મને કેદ પકડી લીધી તેમની સાથેની લડાઇ દરમ્યાન મારા કેટલાક સાથીઓ કતલ થઈ ગયા, અને કેટલાક કેદ પકડાઈ ગયા હુ પણ ચાર દીવસ તેમના હાથમા કેદ રહી, પણ મારી આ સખી તેમના હાથમાથી છટકી ગઈ હતી તેણે ચાલાકીથી મને છોડવી, એટલે આપના આસરા વીના જાન બચાવવાનો કોઈ ચારો ન જણાયાથી રાતોરાત અહીંજ આવી!"

"સારૂ કર્યુ! રાજમહેલ તમારોજ છે! ખીજરખા અમારાથી જુદા નથી!" રાજા હસીને બોલ્યો કેટલીક આડીઅવળી વાત કીધા બાદ ગોહરે પૂછ્યુ—"મહારાજાજી, રાજા કુલીનસિંહ અને આનંદકુમાર અત્રે કેદી છે?"

"હા! એ શુભ સમાચાર તમારા પિતાજીને પણ અમે લખી જણાવ્યા છે!" રાજાએ મલકાતે મુખે જવાબ આપ્યો

"તે મને ખબર છે! પિતાજી આપ મહારાજની મદદે સેના સહિત આવનાર છે! કીલ્લાના પહાડની તળેટીમા પડેલા કુલીનસિંહના લશ્કર ઉપર ઓચીંતો છાપો મારવાની તેમની ધારણા છે!" ગોહરે જણાવ્યુ. રાજા હજી સુધી જોકે ગોહર સાથે હદમા રહીને વાતચીત કરતો હતો, પણ નીચ ગોહરને તે ગમ્યુ નહીં. વાતચીત દરમ્યાન તેણે પોતાના હાવભાવ અને ચાળાચસ્કાથી રાજાનું ભાન ભૂલાવી દીધું, તેનુ મન ચળી ગયુ, તે એકાંત શોધવા

લાગ્યો હવે ગોહરનો દાવ ફાવ્યો, અને ત્રણ દીવસમા તો તેણે રાજાને પોતાના કાબુમા કરી લીધો પછી તે પાપીણીએ રાજા કુલીનસિંહ અને તેના સર્વ સાથીઓના મસ્તક કાપી કીલ્લાના કાંગરાઓ ઉપર લટકાવવાની રાજા રત્નસિંહ પાસે પ્રતીજ્ઞા લેવરાવી, અને તેને લગતી ગોઠવણમા રાજા રોકાયો, પણ તેમા તે કેટલે અશે ફાવ્યો તે જાણીએ તે પહેલા તે દીને રાતે જ ગલમા ગોહરની પૂઠ છોડી રત્નપુરના કબ્રસ્તાન તરફ ગયલી કમલા તરફ આપણે નજર ફેરવીએ કબ્રસ્તાનમા પ્હોચતા ત્યા તદન શુનકાર જોઇ તે વચમાની કબર આગળ જઈને ભોયરામા જવા માટે દરવાજો ઉઘાડવા લાગી ઘણી માથાકુટ કરવા છતા તે ઉઘડયો નહીં, એટલે થાકીને તે કબ્રસ્તાનની બહાર જવાને ફરી. કબ્રસ્તાનના દરવાજા સુધી પહોચતા સામે થોડેક છેટેથી પોતાની તરફ આવતી કઈ ચમકતી વસ્તુપર તેની નજર પડતા તે ચમકીને ઉભી રહી, તો તે ચમકાટ તેની તરફજ આવતો જણાયો વીજળીના ઝબકારા માફક ઘડીકમા તે ચમકાટથી આસપાસ પ્રકાશ થઈ રહેતો તો ઘડીકમા તે ચમકાટ બધ થવાથી સર્વત્ર અધકાર છવાઈ જતો થોડીવારમા તે ચમકાટ કમલાની સમીપ આવી પ્હોચ્યો ત્યારે તેણે જાણ્યુ કે, તે ચમકાટ એક સ્રીના હાથમાના ભાલામાથી નીકળતો હતો આ ચમકાટથી કમલા અજાયબી પામવા સાથે તે સ્રીની ભયાનક આકૃતી જોઇ તેને બેહદ ત્રાસિત ઉપજ્યો તેના શરીરનો રગ તદન કાળો હતો મુખ બીહામણુ હતુ, અને મ્હોટા ત્રણ દાત મુખની બહાર નીકળેલા હતા વળી પોતાના સ્વરૂપને વધારે ભયકર બનાવવા તેણે કાળી સાડી પહેરી હતી, જેથી તે ખરેખરી રાક્ષસીજ લાગતી હતી કમલા હિંમતવાન છતા પણ આ ભયકર સ્રીને જોતા તેને એટલો ડર લાગ્યો કે તે એક પગલુ ભરી શકી નહી—થરથર કપવા લાગી, એટલામા તે રાક્ષસી તેની સામે આવી ઉભી રહી ગભીર અવાજે બોલી—" ડરીશ નહી ! સ્વસ્થ થઈ કહુ છુ તે સાભળ !" કમલાના તો હોશજ ઉડી ગયા હતા તે પોતાના જીવનની તદન આશાજ છોડી બેઠી હતી, પણ એટલામા એકાએક હમીર, ચમનરાય અને નારાયણસિંહ ત્યા આવી પ્હોચ્યા, જેમને જોતા તેને હિંમત આવી અને ઝડપથી હમીરનો હાથ પકડી તે બોલી ઉઠી " ઠીક આવી પ્હોચ્યા !" તે રાક્ષસી સ્વરૂપની સ્રીને જોઇ ત્રણે

અઈયારે પણ અજાયબી પામ્યા હતા, એટલે કમલાને જોઈ હમીરે પૂછ્યુ —" તમે અહી કેમ ઉભા છો ? આ સ્ત્રી કોણ છે ?"

"હુ એને ઓળખતી નથી !" કમલાએ જણાવ્યુ, એટલે તે રાક્ષસી બોલી ઉઠી—" કમલાને શુ પૂછોછો ? મનેજ પૂછો ! હમીરસિંહ, તમને અત્રે જોઈ મને બહુજ આનદ થયો ! તમને મળવા હુ આતુર હતી !" આ સાભળી હમીરે અજાયબી સહીત પૂછ્યુ–" તમે મને કયાથી ઓળખો ? મે તો આજ દીન સુધી તમને કદી દીઠા નથી !" તે સ્ત્રી મ્હોટેથી હસી પડી તેના ભયાનક હાસ્યથી આખુ કબ્રસ્તાન ગાજી રહ્યું પોતાના હાથમાનો ભાલો ચમકાવતી તે બોલી–" દુનિયામા મારાથી કોણ અજાણ્યુ છે ! પણ એ વાતોમા આપણુ કઈ ન વળે ! કહો તમારા શીરછત્રને છોડવવા શી તજવીજ કરવા માડી છે ? વિલબ કરવાનો વખત નથી ! રાજા રત્નસિંહ તેમને મારી નાખી નિશ્ચિત થવાની વેતરણમાજ છે !" હમીર આથી ચમકયો તે વિષે તેની સંગે વાતચીત કરવાને તેનુ મન ઉશ્કેરાયુ, પણ તે રાજા કુલીનસિહની દોસ્ત છે યા દુશ્મન છે તે જાણ્યા પહેલા પોતાના ભેદ તેના આગળ ખુલ્લા કરવાનુ તેને યોગ્ય લાગ્યુ નહી તેને શો જવાબ વાળવો તે માટે તે વિચારમા પડયો, એટલામા ત્યા કેટલાક માણસો આવતા જણાયા, જેથી તે રાક્ષસીએ પાછળ ફરીને જોયુ તો ભાલાના ચમકાટથી પડતા અજવાળામા ચાર માણસોને પોતાની તરફ આવતા દીઠા, એટલે ગુસ્સે થઈને પોતાના ભાલાને જોરથી હલાવતી તે તેમની તરફ ધસી ભાલાના ચમકાટે તે ચારે પુરૂષોની આખો અજાઈ ગઈ, એટલામા તો તેણે તેમની પાસે પ્હોચી જઈ ચારેને પોતાના ભાલાથી જખમી કરી નાખ્યા ભાલાને ઝેરનુ પાણી ચ્હડાવેલ્લુ હોય તેમ જણાતુ હતુ કેમકે, તે ચારે પુરૂષો જખમી થતાજ જમીન-પર પડયા, અન પાછા જીવતા ઉઠવાજ પામ્યા નહી. આ બનાવ જોઇને હમીર, ચમનરાય, નારાયણસિંહ અને કમલાને પણ તેના વિચિત્ર ભાલા માટે ધાસ્તિ ઉપજી, એટલામા તો તે રાક્ષસી તેમની પાસે પાછી આવી અને પોતાના ભાલાના હાથાથી તેઓ ચારે જણને સાથેજ ધકકો મારી પાછળ હઠાવ્યા, પણ તેનો સ્પર્શ થતાજ તેમના શરીરમા એક પ્રકારની ઝઝણાટી પેદા થતા સાથે તેઓ તરતજ બેહોશ થઈ જમીનપર ઢળી પડયા પછી તેમની શી

દશા થઈ તે જાણીએ તે પહેલા હમીર, ચમનરાય અને નારાયણ-સિંહ ત્યા કયાથી આવી પ્હોચ્યા તે માટે અત્રે કેટલોક ખુલાસો કરવાની જરૂર છે આપણે જાણી ગયા તેમ હમીર રત્નપુર ફત્તેહ કરવાના સમાચારનો પત્ર લઈ વીજયગઢ ગયો તેને ત્રીજે દીવસે રાજા રત્નનસિહે દગાથી રાજા કુલીનસિંહ, આન દકુમાર અને તેના રસાલાના માણસોને કેદ પકડવાના સમાચાર લઈને પણ સ્વારો વીજયગઢ પ્હોચી ગયા આ સમાચાર વીજયગઢમા ફેલાતા ત્યાની તમામ પ્રજામા ઉશ્કેરણી અને ચિ તા ફેલાઇ ગઈ, અને ગમે તે ઉપાયે અને ભોગે પોતાના પ્રતાપી રાજા, વગેરેના છૂટકારા માટે પ્રજાજનો તત્પર થઈ રહ્યા દગાખોર દુશ્મન ઉપર કેવી રીતે ફત્તેહ મેળવવી એ વિષે રાજા જગતસિહે દીવાન જયસિહ સંગે સલાહ કરીને હમીર, ચમનરાય અને નારાયણસિહને રત્નપુર જઇને ત્યાના કીલ્લામા પ્રવેશી રાજા રત્નસિહને કેદ પકડવાની તજવીજ કરવાની આજ્ઞા કરી રવાના કીધા, અને પોતે પણ વીજયગઢમાની તમામ સેના સહ રત્નપુરપર ચઢાઇ લઈ જવાનો વિચાર કીધો રાજા જગતસિ હની આજ્ઞા મુજબ ત્રણે અઈયારો ઝડપી ચાલના અશ્વો-પર સ્વાર થઈ રત્નપુર તરફ વીદાય થયા, અને બીજે દીને સાજે ત્યાના પહાડની તળેટીમા પડેલી ફત્તેહસિહ અને નાહુરસિહની સરદારી તળેની સેનામા જઈ પ્હોચ્યા રાજા કુલીનસિહના લગભગ પચ્ચીસ હજાર સીપાઈઓ રત્નપુરના પહાડની નીચે કીલ્લાના દર વાજા સામે પડયા હતા, અને તેટલીજ ફોજ રત્નસિહને બહારથી કોઈની લશ્કરી મદદ ન મળે તેનો બ દોબસ્ત રાખવાને પહાડની ચારે તરફ છુટી છવાઈ રાખવામા આવી હતી બહાદુર નાહરસિહે પાચએક શુરવીર સીપાઈઓ સહીત કેટલીક વાર પહાડ ઉપર ચ્હડી કીલ્લાના દરવાજા સુધી પ્હોચી જવાની તજવીજ કરી હતી, પર તુ કીલ્લાના બુરજોપરથી રત્નસિહની સેનામાથી ચાલુ રહેલા તોપના મારાથી તે ત્યા સુધી પ્હોચી શકયો નહોતો જાહેર રીતે આમ રાજા કુલીનસિહની ફોજ દુશ્મનોની સામે પડી હતી અને વાર વાર હુમ લાઓ લઈ જતી પર તુ નાહરસિહના હુકમથી પાચ પાચ સાત સાત સીપાઈઓ થઈને છુપા રસ્તાઓએ ઘણા સીપાઈઓ, જાસુસો અને સુર ગ ખોદનારાઓ પહાડ ઉપર ચ્હડી ગયા હતા, અને બીજા પણ તે રીતે કીલ્લાની પાસે છુટા છવાયા ભેગા થતા જતા હતા

આથી ત્રણેક દીવસમા લગભગ ત્રણ હજાર સીપાઇઓ પહાડ ઉપર પ્હોચી જશે એવી આશા રાખવામા આવી હતી, અને ત્યાર પછી કીલ્લાના દ્વાર ઉપર હુમલો કરવાનો નાહરસિંહે વિચાર કીધો હતો પહાડ ઉપર કીલ્લાની દીવાલ પાસે પ્હોચી જઈને સુરગ ખોદનારાઓ સુરગો ખોદીને તેની અદર દારૂ ભરી કીલ્લાનો દરવાજો ઉરાડવાની તજવીજમા કામે મડી ગયા હતા લશ્કરમા પ્હોચતા હમીર, ચમનરાય અને નારાયણસિંહને આ સર્વ હીલચાલ વિષે ખબર પડી મુસાફરીનો થાક દૂર થતા તેઓ ત્રણે કીલ્લામા પ્રવેશ કરવાને રાત એક પ્રહર વીતતા છ વણીમાથી નીકળી પહાડ ચ્હડવા લાગ્યા હમીર તે પહાડી જગલના છૂપા રસ્તાઓથી જાણીતો હોવાથી તેઓ મુશ્કેલી વગર રત્નપુરના ભોયરામા જવાના દ્વારવાળા કબ્રસ્તાનમા જઈ પ્હોચ્યા, જ્યા ચમકતા ભાલાવાળી પેલી રાક્ષસી અને કમલાને તેમણે જોઈ, અને ભાલાના હાથાનો સ્પર્શ થતા સઘળા બેહોશ થઈ ગયા હતા જ્યારે તેઓ શુદ્ધિમા આવ્યા ત્યારે તેમણે પોતાને રત્નપુરના કીલ્લાની અદર રાજમહેલના પાછલા ભાગ તરફની એક દીવાલ પાસે પડેલા જોયા સમય પ્રભાતનો હતો આમ વગર મહેનતે કીલ્લાની અદર પ્હોચી શકવાથી તેમની અજાયબી અને આનદનો પાર રહ્યો નહી, અને તે રાક્ષસી સ્વરૂપની સ્ત્રી દુશ્મન નહી પણ મદદગાર હોવી જોઈએ, એમ તેમને લાગ્યુ તે કોણ હશે તે જાણવાને તજવીજ કરવામા સમય ન ગુમાવતા તેમણે કીલ્લામા અધેર મચાવવાનુ શરૂ કીધુ ત્રણુ આઈચારોએ પે તપોતાને માટે જુદાજુદા કામ વ્હેચી લીધા રત્નપુરના કીલ્લામાની સઘળી તોપો ખીલા ઠોકી નકામી કરી દેવાનુ કામ નારાયણસિંહે માથે લીધુ રત્નસિહના દીવાન ભગવતરાયનું મસ્તક કાપીને શહેરના બજારના ચોકમા મુકવાની ચમનરાયે હામ ભીડી, જ્યારે હમીરે તો આખા રત્નપુરનો નાશ કરવાની પ્રતિજ્ઞા લીધી તેમણે જોતજોતામા રત્નપુરમા છૂપી રીતે ગરબડ મચાવી મુકી, જેથી પ્રજામા ભારે ગભરાટ ફેલાઈ ગયો ગોહર રાજા રત્નસિંહને મળી તેને બીજે દીને રાજ દરબારમા બીરાજ્યો હતો ત્યારે એક જાસુસે હાજર થઈ નગરમા ઘણે ઠેકાણે વિચિત્ર લખાણવાળા કાગળો કોઇએ ચોટાડયાની ખબર આપી, અને તેવો એક કાગળ રાજા આગળ રજુ કર્યો, જે વાચી જોતા તેમા એવી મતલબનુ

લખ્યુ હતુ કે, રાજા કુલીનસિંહના અઈયારો રત્નપુરના કીલ્લામા આવી પ્હોચ્યા છે, અને રાજા રત્નસિંહ જો આઠ પ્રહરની અદર રાજા કુલીનસિંહ, વગેરેને મુક્ત કરશે નહી તો આખા રત્નપુરનો જડમૂળથી નાશ થઈ જશે !

રાજા કુલીનસિંહના અઈયારોની ચાલાકી અને બહાદુરી રત્નસિંહ સારી પેઠે જાણતો હોવાથી આ કાગળોની હકીકત સાભળતા કપી ઉઠયો, અને શુ કરવુ તેના વિચારમા પડયો રત્નપુરની તમામ પ્રજા રાજા રત્નસિંહનેજ આ ઉપદ્રવનુ મૂળ ગણતી હતી નીચ અભાગી રાજા પ્રતાપી રાજા કુલીનસિંહ સાથે વેર બાધી નાહક નિર્દોષ પ્રજાની ખુવારી કરેછે, એમ વાતો થતી હતી

એક દીવસ મધરાતે રાજા રત્નસિંહ એકાન્તવાસમા નીચ ગૌહર સાથે હાસ્યવિનોદ કરતો શય્યાપર બેઠો હતો, તે સમયે તેણે ભોયરામા જઈને રાજા કુલીનસિંહ, વગેરેને જોવાની પોતાની ઈચ્છા જણાવી રાજા તેના મોહમા એટલો બધો લીન થઈ ગયો હતો કે તેને ભાન રહ્યુ નહી અને ચાલતા આવેલ રીવાજ તરફ લક્ષ ન આપતા તેને રાજી રાખવા તે સમયેજ તે બલાભારી ઉઘાડી તેણીને લઈ ગયો હજી તેણે પહેલો દરવાજો ઉઘાડયો, એટલામા જાણે ઘણીક તોપો સાથે છુટી હોય તેવો ભયાનક અવાજ એકાએક સભળાયો, જેથી આખો કીલ્લો અને નગર હચમચી ગયુ અવાજ સાભળતાજ ગૌહર બેહોશ થઈ બાગણા આગળજ પડી ગઈ રાજા પણ બ્હાવરો બની જઈ ભોયરાનુ દ્વાર ઉઘાડુ રહેવા દઈ મહેલમા પાછો દોડી ગયો, અન શેનો અવાજ થયો તે જાણવાને અગાસીમા જઈ નગર તરફ જોવા લાગ્યો આખા નગરમા ભયાનક આગ સળગી હતી સેકડો બળતા ઘરના ભડકા ઉચે આકાશ સુધી જતા જણાતા હતા રાજા હતાશ થયો, તેનુ ભાનજ જતુ રહ્યુ, અને ગાડા માફક માથુ કુટતો રડતો બોલી ઉઠયો–" સત્યાનાશ ! આ સર્વ ગરબડ કુલીનસિંહના અઈયારોએજ મચાવી ! હરામખોરોએ દારૂગોળાના ભડારમા નક્કી આગ લગાડી દીધી ! હાય ! હાય ! હવે શુ કરવુ ! સેકડો ઘરો, હજારો મનુષ્યો સહિત ભષ્મ થઈ જશે ! આ સમયે પેલો હરામખોર સાધુ હાજર હોત તો એના પ્રાણ લીધા હોત ! એ લુચ્ચાની ઉશ્કેરણીથીજ મે મૂર્ખ રાજા કુલીનસિંહને કપટથી કેદ કીધા !

હાય ! હાય !" તે ગાડા સરખો રાજમહેલની દોઢી ઉપર આવ્યો, એટલે દરવાને પણ ખબર આપી કે, દારૂગોળાના ભંડારમાં કોઇએ આગ લગાડયાથી સેંકડો ઘરો ઉડી જઈ જમીનદોસ્ત થઈ ગયા છે, અને આખા નગરમાં આગ સળગી ઉઠી છે. આ ખબર સાભળી રાજા બ્હેબાકળા સરખો દીવાનખાનામાં દોડી જઈ બેહોશ હાલતમા આસને જઈ પડયો.

વાચનાર, આ કામ રાજા કુલીનસિંહના અઈયારોનુંજ હતુ. આગ લાગવાથી મચી રહેલા હાહાકારમાં કીલ્લામાની તોપોમાં ખીલા ઠોકવાનો નારાયણસિંહને સારો લાગ મળ્યો. મેઘજીન સળગવાથી થયેલો ભયંકર અવાજ સાભળી ભગવતરાય દીવાન ગભરાટમાં ઘરમાંથી બહાર નીકળી તપાસ કરવાને એકલોજ શહેરમાં નીકળ્યો. ચમનરાય તેને માર્ગમાજ મળી ગયો, એટલે તેણે તેનો હાથ પકડીને ઉભો રાખી કરડાકીમાં કહ્યુ—" નમસ્કાર દીવાનજી !" ભગવતરાયને આથી બહુજ ગુસ્સો ઉપજ્યો. તેણે મ્યાનમાંથી તલવાર કહાડી ચમનરાય તરફ ઉગામી, પણ એક કુદકો મારીને દૂર ખસી જઈ ઘા ચુકાવીને તેણે પોતાની તલવારનો તેનાપર એવો સચોટ ઘા કર્યો કે તેનુ મસ્તક ધડથી જુદુ થઈ પડયુ. વાચનાર! મેઘજીન ઉરાડી દઈ આખા રત્નપુરમાં આગ સળગાવનાર હમીરજ હતો. પોતાને માથે ઉઠાવેલુ એ કામ પાર પાડવા તેણે અરધા પ્રહર સુધી બળ્યા કરે એવી મીણની એક દીવટ બનાવી અને તેને એક છેડે દારૂનો ફટાકડો એવી રીતે ગોઠવ્યો કે દીવટ સળગી રહેતાજ તે સળગી ઉઠી તેમાથી બળતો દારૂ ફુવારાની માફક થોડી વાર ઉંચે ઉડયાજ કરે ! આ બાજુથી પોતાના સાથીઓને જાણીતા કરી પોતાની ધારણા પાર પાડવા તે દારૂગોળાના ભંડાર આગળ જઈ લાગ મળે તો પોતાની કમંદ નાખીને તેની અંદર ઘુસી જવાની ચિંતામાં તેની આસપાસ ભટકવા લાગ્યો. દારૂગોળાના ભંડારની ઈમારત બહુ મ્હોટી નહોતી પણ તે બહુ મજબુત હતી. તેની ચારે બાજુની દીવાલ બહુજ પહોળી અને ઉંચી હતી, જેમાં અંદર જવાનો લોખંડનો મજબુત દરવાજો હતો, ત્યાં પચ્ચાસ સીપાઈઓ ખુલ્લી તલવારે દીનરાત પહેરો ભરતા હતા. ભંડારની ચારે તરફ ખુલ્લુ મેદાન હતુ, અને તે તરફથી કોઈ માણસને હાથમાં અગ્નિ લઇને પસાર થવા દેવામાં આવતોજ નહોતો.

ચંદ્ર અસ્ત થવાથી પાછલી રાતનો ઘોર અંધકાર ચારે તરફ પ્રસરી રહ્યો અને પહેરેગીરોની આંખો પણ થાક અને ઉજાગરાથી ભારે થવા લાગી, તે સમયે હમીર લાગ જોઈને કમંદ ફેંકી ભંડારના પાછલા ભાગ તરફની દીવાલ ઉપર ચ્હડી જઈ તેની મદદથીજ અંદર ઉતરી ગયો. ભંડારની અંદર દારૂથી ભરેલા હજારો થેલાની ઉંચી થડી તેમજ ગોળાના ઢગલા પડયા હતા, અને ઘણી તોપો પણ હતી. વિચાર કરવામાં વખત ન ગૂમાવતાં હમીરે પોતાની પાસેની પેલી ફીવટ સળગાવીને દારૂના થેલાઓની વચમાં ગોઠવીને ઉભી મુકી અને ઝડપથી ભંડારની બહાર નીકળી ખુલ્લા મેદાનમાં જઈ ઉભો. તેણે મુકેલી વાટ બળી જઈ ફટાકડો ફુટવાથી દારૂમાં આગ સળગી ઉઠી, અને ભંડારની આખી ઈમારતનો જડમૂળથી નાશ થઈ ગયો. ગોળા ફુટવાથી નગરમાંના સેંકડો ઘર પડી ગયાં અને હજારો માણસો જોતજોતામાં મરણ શરણ થઈ ગયાં. પહાડની તળેટીમાં પડેલા રાજા કુલીનસિંહના લશ્કરમાં આ અવાજ સંભળાયા ત્યારે બંને સેનાપતી સમજી ગયા કે દારૂગોળાના ભંડારમાં આગ લાગેલી હોવી જોઈએ. આ બાબતની તપાસ કરાવતાં તેમની અટકળ ખરી ઠરવાથી તેમણે તેજ સમયે કીલ્લાપર એકદમ ચ્હડાઈ કરવાનો ઠરાવ કીધો અને બહાદુર નાહરસિંહ ચારેક હજાર સીપાઈઓ સહિત પહાડ ઉપર ચ્હડી ગયો.

ગભરાયલા રાજા રત્નસિંહને ભગવતરાય માર્યો જવાના તેમજ કીલ્લામાંની તોપો ખીલા ઠોકીને નક્કામી કરી નાખવામાં આવ્યાની ખબર મળી ત્યારે પોતાના પ્રાણની પણ તેને આશા રહીજ નહીં. રત્નપુરનો કીલ્લો હવે કોઈ ઉપાયે પોતાને હાથ રહી શકે તેમ નથી, તેમજ દુશ્મનો ફત્તેહ પામતાં પોતાને જીવતો રહેવા દે તેમ નથી, એવી તેને હવે ખાત્રી થઈ ગઈ. એકાએક મનમાં વિચાર આવતાં તે હાથમાં ખુલ્લી તલવાર લઈ જુસ્સામાં ઉઠયો અને ભોંયરાની ચાવી લઈ તેના દ્વાર તરફ ધસી જતાં બબડયો-" અમારી જીંદગી બચી શકે તેમ નથી ત્યારે કુલીનસિંહ અને તેના કુમાર, વગેરેને પણ શા માટે જીવતા છોડીએ ? બસ, તેમના મસ્તક છેદી નાખીશું।" આમ બબડતો તે ભોંયરામાં ગયો. પેલા ચોકમાં રાજા કુલીનસિંહ, વગેરેને કેદ કીધા હતા ત્યાં જઈ જુવે છે તો તે સ્થાનમાં કોઈ નહોતું. કેદીઓ ત્યાંથી કયાં ગયા હશે, તે માટે વીમાસણમાં પડી

તે આસપાસ શોધવા લાગ્યા, પણ તેઓ ક્યાય જણાયા નહી કોઈની મદદથી કદાચ તેઓ નહાસી ગયા હશે, એમ ધારી તેણે સઘળા દ્વાર તપાસ્યા, પણ તે બ ધજ જણાયા આમ બહુ શોધ કરતા પણ તેમનો પત્તો ન લાગવાથી તે નિરાશ થઇ ગાડા સરખો મહેલમા પાછો ફર્યો

વાચનાર! રાજા કુલીનસિંહ, વગેરે ભોયરામાથી ક્યા ગયા, તે જાણવાની તમારી આતુરતા અત્રેજ શાત કરીશુ. આપણે જાણી ગયા તેમ ગોહર 'જોગીયા' સંકેત બતાવીને રત્નપુરના કીલ્લામા દાખલ થઈ હતી ત્યારે થોડીવારે તેની પાછળ વઈતાળ પણ એજ સંકેત જણાવી કીલ્લામા આવ્યો હતો તે પછી તેણે શુ કીધુ તે કંઈ આપણા જાણવામા આવ્યુ નહી, પણ દારૂખાનાનો ભ ડાર સળગી ઉઠયો, તે સમયે તે અનાયાસે ચોપદારનુ સ્વરૂપ ધારણ કરી રાજમહેલની આસપાસ ભટક્યા કરતો હતો ભ ડાર ઉડવાનો અવાજ સાભળી રાજા રત્નસિંહ ગભરાટમા રાજમહેલની બહાર તપાસ કરવાને દોડી આવ્યો, ને ત્યા ચોતરફ કોલાહલ મચી રહ્યો હતો તે ગરબડનો લાભ લઈ તે છૂપી રીતે રાજમહેલમા ધુસી ગયો રાજા રત્નસિહ પાસે ભોયરાની ચાવી હતી તેવીજ એક કુચી તેની પાસે હતી ભોયરાનો દરવાજો હતો તે ઓરડામા જઈ તેણે દ્વાર ઉઘાડયુ અને અ દર જઈ તેજ ચાવીએ અ દરથી બ ધ કરી દીધુ આમ કેટલાક દ્વાર ઉઘાડીને રાજા કુલીનસિહ વગેરે કેદ હતા તે ચોકમા જઈ પ્હોચી રાજાની સામે તે હાથ જોડી ઉભો આ સમયે રાજા ઉંડી ચિ તામા નીચુ મસ્તક કરી બેઠો હતો ભ ડાર ઉડવાનો અવાજ તેમને કાને પણ પ્હોચ્યો હતો, અને ધડાકાથી આખુ ભોયરૂ હચમચી ગયુ હતુ આથી તેઓ પણ ગભરાટમા પડયા હતા, એટલામા વઈતાળને જોઈ તેઓ ચમકી ગયા, અને કુલીનસિંહે અજાયબી સહિત તેને પૂછયુ—"તુ કોણ છે અને શા માટે આવ્યો છે?"

"આ સમયે હુ ચોપદારના સ્વરૂપમા છુ છતા આપનો અજ્ઞાત દાસ છુ! મારૂ નામ વઈતાળ છે!" વઈતાળે જવાબ આપ્યો—"આપ મહારાજને અત્રેથી મુક્ત કરવા આવ્યો છુ, અને તેનુ ઈનામ પણ અત્રેજ મેળવવા અરજ કરૂ છુ!"

"તમને ઈનામ આપીએ એવુ આ સમયે અમારી પાસે શું છે?" રાજા કુલીનસિંહે વધુ અજાયબ થઈને પૂછયુ

" મારી યાચના આ સમયે પણ આપ મહારાજ ધારો તો પૂર્ણ કરી શકો ! " વઈતાળે હાથ જોડીને જણાવ્યુ—" મહારાજ ! આ અધમ દાસ ઈનામમા પોતાના સર્વ અપરાધની ક્ષમા યાચેછે !"

" પણ તે અમારો શો અપરાધ કીધો છે ? " રાજાએ પૂછ્યુ

" મહારાજ, એનો ખુલાસો આ સમયે આપી શકુ તેમ નથી ! વિલબ ન કરો ! મારો અપરાધ ક્ષમા કરો કે આપને આ બધીખાનામાથી મુક્ત કરૂ ! મહારાજ, સમય બહુ થોડો છે ! વિચાર કરવામા વખત ન ગૂમાવો ! " વઈતાળ હિમતથી ઉતાવળે બોલ્યો આ સાભળીને સર્વની અજાયબી અને વીમાસણનો પાર રહ્યો નહી કેદખાનામાથી છોડવવાની મહાભારત સેવાના બદલામા પોતાના કઈ છૂપા અપરાધની તે ક્ષમાજ માગે, એ કેવી અજાયબી ? એમા શો ભેદ હશે ? રાજા કુલીનસિહ, વગેરે સર્વ તેની આ વિચિત્ર માગણી માટે ઉંડા વિચારમા પડી ગયા આખરે રાજાએ કહ્યુ—" ગમે તે હો ! અમે તારા અપરાધની ક્ષમા કરીએ છીએ ! " આ સાભળી તેના આનદનો પાર રહ્યો નહી હરખભેર તેણે ચોક માની સત્તર નબરવાળી ઓરડી પોતાની પાસેની કુચીથી ઉઘાડી તેના બારણા ઉઘડતાજ હાથમા ચમકતો ભાલો લઈ પેલી રાક્ષસી તેમાથી બહાર નીકળી આવી, જેને આપણે કબ્રસ્તાનમા કમલાની સામે ઉભેલી જોઈ ગયા છીએ આ સમયે ત્યા દીપક બળી રહ્યો હતો, જેનો ઝાખો પ્રકાશ ચારે તરફ ફેલાઈ રહ્યો હતો, પણ તે રાક્ષસી ઓરડીની બહાર આવતા તેના હાથમાના ભાલાના ચમકાટથી આખા ચોકમા દીવસ સરખુ અજવાળુ થઈ રહ્યુ તેના ભયાનક સ્વરૂપ સાથે ભાલાના અજબ ચમકાટે રાજા, વગેરેને અનહદ અજાયબીમા નાખી દીધા ચોકમા આવતાજ તેણે વઈતાળને પૂછ્યુ— " તમારૂ કામ પાર ? "

" હા ! " વઈતાળે જવાબ આપ્યો, એટલે તે મુખ મલકાવી રાજા પ્રત્યે બોલી—' હવે આપ સર્વ આ ઓરડીમા મારી પાછળ આવો ! આપને ભોયરાની બહાર પ્હોચાડી દઉં ! " રાજા કુલીનસિંહ વગેરેને એટલી તો ખબરજ હતી કે, સત્તર નબરવાળી ઓરડીમાથી કીશોરી ગૂમ થઈ હતી, તેથી રાક્ષસીના વચનો સાભળી તે ઓરડીમાથી ભોયરાની બહાર નીકળવાનો છૂપો માર્ગ હશે, એમ તેમણે ધાર્યું રાક્ષસીએ વઈતાળની મદદથી સર્વના હાથપગમાની

બેડીઓ તોડી નાખી, અને સર્વ તેની પાછળ તે ઓરડીમા ગયા જે માર્ગે કુદનને કીશોરી સહિત નહાસી જતી આપણે જોઈ ગયા છીએ, તે માર્ગે તેઓ ભોયરાની બહાર નીકળી આવ્યા બહાર આવતાજ રાજા કુલીનસિહ, વગેરેને પૂછવાનો સમય મળે તે પહેલાજ તેમને જણાવ્યા વગર રાક્ષસી અને વઈતાળ ધીચ જ ગલમા જતા રહી જોતજોતામા તેમની નજર આગળથી અદશ્ય થઈ ગયા બનેના સબધમા સર્વે અનેક અટકળ કરવા લાગ્યા, પણ તેમને માટે તેઓ શકમાજ રહ્યા

આ તરફ ફોજ સહિત પહાડપર ધસી ગયેલ નાહરસિહે બપોર થતા પહેલાજ પોતાની સેના સહિત કીલ્લાના દરવાજા પાસે પ્હોચી જઈ જોસબધ ધસારો કરી ભયકર મારો ચાલુ કર્યો રત્નસિહના લશ્કરે છેવટના ઉપાય તરીકે કેશરીયા કરી કીલ્લાના દ્વાર ઉઘાડી નાખી દઢતાથી સામે થઈ લડવા માડયુ કીલ્લાની બહાર મેદાનમા ભયકર લડાઈ ચાલી બને તરફના સેકડો બહાદુરો ટપોટપ પડવા લાગ્યા આમ લડાઈ પૂર જોશથી ચાલી રહી હતી, એ અરસામા રાજા કુલીનસિંહ, આનદકુમાર, ચતુર વગેરે પણ જે પાચસો સીપાઈઓને નાહરસિહે પહેલાથીજ એકેક બબે કરીને પહાડપર મોકલ્યા હતા, તેમની સાથે રણભૂમીપર આવી પ્હોચ્યા તેમને જોતા રત્નસિહના સીપાઈઓ હિમત હારી ગયા, અને હવે લડીને નાહકમા પ્રાણ ગૂમાવવાનુ યોગ્ય ન ધારી સુલેહનો ડકો વજાડી તેઓ પોતાના હથીયાર છોડી દઈ રાજા કુલીનસિહને શરણે થયા રાજા કુલીનસિહની સેના ફત્તેહની હર્ષ ગર્જના કરતી રત્નપુરમા દાખલ થઈ અને કીલ્લાપર રાજા કુલીનસિહની વિજય ધ્વજા ફરફરવા લાગી વિજયી રાજા કુલીનસિંહ સરદારો અને અઈયારો સાથે રાજમહેલમા દાખલ થયો રાજા રત્નસિંહ માટે તપાસ કરાવતા એક ઓરડામાથી તેની લાશ મળી આવી રાજા કુલીનસિંહને બહુ ખેદ ઉપજ્યો સર્વ ગડબડ શાત પડતા અને નગરમા ફેલાયલો ગભરાટ શાત પડતા રાજા કુલીનસિંહે રત્નપુરમા આનદકુમારના નામની આણ ફેરવી, જે પ્રજાએ હરખથી વધાવી લીધી રત્નસિંહના શબને યોગ્ય માનથી અગ્નિસંસ્કાર કરવામા આવ્યો, અને તેની રાણી પોતાના પતિના શબ સાથે સતી થઈ સર્વ કામોમાથી નિવૃત્ત થઈ રાજા કુલીનસિહે આ સમાચારનો સવિસ્તર

પત્ર મહારાજા જગતસિંહ ઉપર વીજયગઢ લખી મોકલાવ્યો એ અરસામા કમલા પણ તેમને આવી મળી રત્નપુરમા આવ્યા પછી તેણે ફક્ત ગોહર અને ગીલ્લનને કેદ પકડી હતી રાજ્ય ખટપટ માથી નિવૃત્ત થયા બાદ એક દીને રાજા કુલીનસિંહ, આનંદ-કુમાર, ચતુર, હમીર, બળ વગેરે, એકાતમા વાત કરતા બેઠા હતા ત્યારે રાજાએ કમલાને પોતાની પાસે બોલાવીને પૂછ્યુ—"આટલા દીવસ તુ કયા હતી? કીશોરીકુવરીની કઈ ભાળ મેળવી?" આના જવાબમા કમલાએ જણાવ્યુ—"મહારાજ! પાપી અગ્નિ-દત્તની પુત્રી કામીની કીશોરીબાને પોતાના પિતાના પંજામાથી છોડવીને તેમની સાથે પોતે પણ પિતાનુ ઘર છોડી નીકળી ત્યાર પછી હુ તેમને મળી હતી ઘણા દીવસ અમે ગયાજીમા સાથેજ રહ્યા હતા, જ્યા કેટલાક વિચિત્ર બનાવો બન્યા!"

"તેને લગતી કેટલીક હકીકત વિજયસિંહે અમને જણાવી હતી!" રાજા ગંભીર અવાજે બોલ્યો—"વળી અમારા જાણવામા આવ્યુ છે કે, ગયાજીમા ઈંદ્રજીતકુમારના ઓરડામા જે અદ્ભૂત બનાવો અમારા જોવા તથા સાભળવામા આવ્યા હતા, એ સર્વ કામીનીનાજ કામ હતા! તેમાની બે વાતોનો ભેદ હજી અમને જણાયો નથી! એક તો એ કે, તમો તે ઓરડીમા કયે માર્ગે આવતા હતા, અને ત્યા કોની સાથે લડયા હતા તેમજ ત્યાથી મળી આવેલ હાથનુ કાડુ અને મસ્તક વિનાનુ ધડ કોના હતા?"

"એનો ભેદ જણાવુ છુ મહારાજ!" કમલાએ જણાવ્યું—"ગયાજીમા ફલગુનદીને કીનારે રાધાકૃષ્ણજીનુ મંદીર છે, તેમાથી એક ગુપ્ત ભોયરૂ મહેલમા એ ઓરડી સુધી છે! આ માર્ગ મોહીની, અગ્નિદત્ત અને કામીની સિવાય બીજા કોઈની જાણમા નથી મને અને કીશોરીબાને એ માર્ગ કામીનીએજ બતાવ્યાથી અમે તે માર્ગે આવજાવ કરતા હતા એ વિચિત્ર માર્ગ ગયાજી ગયા પછી તક મળતા આપ શીરછત્રને બતાવીશ!"

"મોહીની તેમા કયાથી આવી?" રાજાએ પૂછ્યુ

"અમે તે માર્ગે રાજમહેલમા આવતી હતી—એક દિવસ મોહીની ગયાજી આવી મોતાના એક સેવક અને સખી નંદા સાથે તે સુરંગ વાટે રાજમહેલ તરફ ચાલી! જોગજોગે તે સમયે અમે પણ સુરંગમા ગયા પરિણામ એ આવ્યુ કે ઓરડીમા પ્હોચતા

અમો વચ્ચે લડાઈ થઈ જેમા મોહીનીના હાથનુ કાડુ મારી કટા-રથી કપાઈ ગયુ, અને તેનો સેવક માર્યો ગયો જખમી મોહીની અને ન દા તે સેવકનુ મસ્તક લઈને ત્યાથી નહાસી ગઈ!"

"એ હકીકત પણ ઘણીખરી વીજયસિંહે અમને જણાવી હતી!" રાજા કુલીનસિંહે જણાવ્યુ

' વીજયસિંહે એ કયાથી જાણી?" કમલાએ પૂછ્યુ

"રામસીલાના પહાડની સામેના ફલગુની વચમાના ભયાનક ટેકરાપરની કુટીમા રહેનાર સાધુએ એ હકીકત તેને જણાવી હતી!" રાજાએ જવાબ આપ્યો અને પૂછ્યુ-" ગયાજીની પ્રજાને હેરાન કર-નાર લૂટારાઓ સાથે કામીનીને શો સંબધ હતો?"

"એ ધાડપાડુઓને ઠગી ફસાવવા માટેજ કામીની તેમને મળી હતી તેઓ અગ્નિદત્તના સાથી હતા તેમણે આણેલી લૂટમાથી અગ્નિદત્ત તેમને અમુક ભાગ આપતો હતો" કમલાએ ખુલાસો કર્યો-' અગ્નિદત્તની પુત્રી તરિકે તેઓ કામીનીને પણ માન આપતા હોવાથી તેમને ભૂલાવામા નાખીને મારે હાથે મારી નાખવામા તે ફત્તેહ પામી!"

"રત્નસિંહના સેવકો કીશોરીકુ વરીને હરી ગયા ત્યારે તુ અને કામીની ક્યા હતા?" રાજાએ પૂછ્યુ

"જે ખ ડીયેરમા કુમાર ઇંદ્રજીતસિંહ અને નાહરસિંહ વચ્ચે લડાઈ થઈ તેમાથી બહાર નીકળી અમે કીશોરીબાની શોધમા ભટ-કવા લાગ્યા!" કમલાએ જણાવ્યુ-" આમ ભટકતા અત્રેથી થોડેક છેટે એક ખ ડીયેર છે તેમા મારા કાકા શુરસેનજી રહેતા હતા તેમને અમે જઈ મળ્યા! કામીનીને તેમની સંભાળમા છોડી હુ કીશોરી બાની શોધમા નીકળી, અને છેક રત્નપુરના રાજમહેલ સુધી પ્હોચી પણ આજ દીન સુધી કઈ કરી શકી નથી!"

"ત્યારે હાલ કામીની કયા છે?" રાજાએ પૂછ્યુ

"તેને કાકા શુરસેનજીએ પોતાના એક મિત્રને ઘેર રાખી છે, પણ તે કોણ છે અને કયા રહે છે તે હુ જાણુતી નથી!" કમલાએ જણાવ્યુ-" કાકાજી આપ મહારાજાની નોકરીમા છે, તેમને પૂછ-વાથી ખબર પડશે!"

"હા, પણ તે વીજયસિંહ સાથે કુમાર ઇંદ્રજીતસિંહને છોડવવા માટે ગયા છે!" રાજાએ જણાવ્યુ, એટલે કમલા અજાયબ થઈને

બોલી—" પણ કુમારશ્રી જે સ્થાનમા છે તે અત્રેથી બહુ દુર નથી ! ત્રણ દીનમા ત્યા પહોચી શકાય તેમ છે ! "

" ત્યારે તેઓ કેમ પાછા ફર્યા નહી ? તુ તે સ્થાન જાણતી હોય તો આપણે તેમની તપાસ કરાવીએ ! " રાજાએ આતુરતાથી કહ્યુ, એટલે કમલા બોલી ઉઠી—" તે સ્થાનની મને ખબર છે મહારાજ ! " આ સાભળતાજ કુમાર આનદસિંહ રાજા પ્રત્યે હાથ જોડી બોલ્યો—" પિતાજી, આજ્ઞા આપો તો મુરબ્બી બધુની શોધમા અમે કમલા સાથે જઈએ ! " રાજાએ તેની માગણી સ્વિકારી નહી, પણ તેથી તેના અતકરણની શી હાલત થઈ હશે ? વાચનાર ! કામીની માટેના પ્રેમે આનદકુમારના અતકરણમા મજબુત ઘર કર્યુ હતુ, અને કમલાએ જણાવેલ હકીકત સાભળી તેણે ધાર્યુ કે, તે કામીની કયા હતી તે જાણતી હોવી જોઈએ ! આથી ઇચ્છીત કુમારની શોધમા તેની સાથે જવાથી માર્ગમા તેને કામીની વિષે પૂછપરછ કરવાનો અવકાશ મળશે ! પણ રાજાએ તેને આજ્ઞા આપી નહી, એટલે લાચાર થઈ તેને પોતાની મનોવૃત્તિ દબાવવી પડી ! આ પછી કેટલીક વાતચીત ચાલતા રત્નપુરના રાજ્યવહીવટ સબધી વાત નીકળતા આનદકુમારે ત્યાના વહીવટ માટે કોઈ સુબેદારની નિમણુક કરવાનો પોતાનો વિચાર જણાવ્યો, જે રાજા કુલીનસિંહને પસદ આવ્યો, અને લાયક માણસને નિમવાનુ કામ તેણે કુમારને સોપ્યુ કુમારની પસદગી કોના ઉપર ઉતરે છે તે જાણવાને ત્યા બેઠેલા સઘળા અધિકારીઓ આતુર થઈ રહ્યા, અને પોતે તે પસદગી માથી બાતલ થાય એમ દરેક ઈચ્છવા લાગ્યા કેમકે, રાજા કુલીનસિંહથી દુર રહેવાનુ કોઈને ગમતુ નહોતુ ત્યા બેઠેલ સઘળાઓ તરફ ગભીર નજર નાખ્યા બાદ આનદકુમાર બોલ્યો—" પિતાજી, આ કાર્ય માટે પડીત બદરીનાથને યાગ્ય માનીએ છીએ ! " આ સુચના તરફ રાજાએ પણ પોતાની પસદગી જાહેર કીધાથી બદરીનાથ ઉભો થઈ હાથ જોડી નમ્રતાથી બોલ્યો—" મહારાજ, આ મ્હોટા માનને આ દાસ હજી લાયક નથી ! એ મહત્વતાવાળી પદ્વિને લગતી ફરજો બજાવવા હુ તદન અશક્ત છુ ! " આમ બદરીનાથે બહુ ના પાડી, પણ આખરે રાજા કુલીનસિંહની ઈચ્છા મુજબ તેને રત્નપુરની સુબેદારી મજુર રાખવી પડી વાચનાર ! એ દીનથી ઘણા કાળ સુધી રત્નપુરના રાજ્ય ઉપર બદરીનાથના વશજો—બ્રાહ્મણોની હકુ

મત હતી, અને છેક સન ૬૪૫ હીજરીની સાલમા અફઘાન વશના સ્થાપક દગલબાજ શેરખાએ રત્નપુરના રાજા ચીંતામણને કપટથી પકડીને રત્નપુરનો કીલ્લો જીતી લીધો હતો.

—— ૦ ——

## પ્રકરણ ૮ મું.

—∞—

### ખડીયેરમાં ફસાયાં!

ગુપાળજીથી દસેક કોસપર ફલગુના કીનારાપર આવેલ લાલપુર નામે ગામમા કૃષ્ણસિંહ નામે એક રજપુત મિત્રને ઘેર શુરસેને કામીનીને રાખી હતી કૃષ્ણસિંહ ગામમા વગવાળો જમીનદાર હતો અને શુરસેનનો પરમસ્નેહિ હતો. તે ભલો અને દયાળુ હતો. કામીનીને પોતાની પુત્રી સમ ઘરમા રાખી તે તેની સભાળ રાખતો હતો. કૃષ્ણસિહ જમીનદારને નવલરાય નામે એક જુવાન પુત્ર હતો, તે કામીની સગે સહવાસમા આવતા તેનાપર મોહી પડયો, જે તેની રીતભાત ઉપરથી કામીની સમજી ગઈ નવલરાયમા પણ રૂપગુણ, બુદ્ધિચાતુર્ય, વગેરેની કઈ ઓછ નહોતી, પરતુ કામીનીના અતઃકરણમા કુમાર આનદસિંહ તરફના પ્રેમનો ઝરો વહેતો હોવાથી નવલરાયની રીતભાત તરફ તેને તિરસ્કાર ઉપજે એ સ્વાભાવિક છે! પોતાનો એ મનોભાવ કોઈને જણાવવા કરતા તે ઘર છોડી જવાનુ યોગ્ય વિચારી એક દીવસ લાગ જોઈને તે મધરાતે તે ઘર છોડી ગઈ રત્નપુર જઈ ત્યા પડાવ નાખી રહેલા રાજા કુલીનસિહનો આશ્રય લેવાનો તેને વિચાર ઉપજ્યો, પણ તેથી પોતાને કોઈ નિર્લજ કહેશે, અને કુમાર આનદસિંહના મનમા પણ પોતાને માટે ખરાબ વિચાર આવશે, એમ ધારી ત્યા જવા પહેલા તેણે કમલાને મળવાનુ યોગ્ય વિચાર્યું કમલા સાથે તે પેલા ખડીયેરના ભોયરામા શુરસેનને મળવા ગઈ હતી, ત્યારે શુરસેને કમલાને કહ્યુ હતુ કે, તેને મળવાની જરૂર જણાય ત્યારે તેણે ભોયરામા આવવુ, એ યાદ આવતા કદાચ કમલા અથવા શુરસેન તે ભોયરામા મળશે એવી આશામા તે ખડીયેર તરફ ચાલી, અને તેઓ બનેમાથી કોઇ પણ મળે ત્યાસુધી તે ભોયરામાજ રહેવાનો નિશ્ચય કર્યો. ત્યા ફળફળાદિના ઝાડો તેમજ જળાશય હોવાથી

તેને કોઇ પ્રકારની મુશ્કેલી ખમવી પડે તેમ નહોતુ તે ત્રીજે દીને પ્રહર રાત વીતતા ત્યા જઇ પ્હોચી કમલા અથવા શુરસેનને મળવાની આશામા ખ ડીયેરનેજ તેણે પોતાનુ ઘર બનાવ્યુ, અને કુમાર આન દસિંહના નામની પ્રેમમાળા જપતી એક તપસ્વિનીની માફક ભોયરામાજ તે પોતાના દીવસો ગુજારવા લાગી આ ભોંય રામા જરૂરની વસ્તુઓ ઉપરાત ઐયારીને લગતી વસ્તુઓથી ભરેલી શુરસેનની એક પેટી હતી, પણ કામીનીને તે કંઈ જરૂરની નહોતી ભોયરામા તે ઘણા દીવસ રહી તે અરસામા શુરસેન અથવા કમલા, બેમાથી કોઈ પણ ત્યા આવ્યુ નહી એક સાજે સ્વરૂપ બદલીને તે ખ ડીયેરની બહાર ફરતી હતી, એટલામા પાસેના જ ગલમાથી કેટલાક માણસોની વાતચીતનો અવાજ તેને કાને પડયો, અને થોડીવારમા ચાર પુરૂષો કોઈની લાશ ઉપાડીને ખ ડીયેર તરફ આવતા જણાયા ખ ડીયેર આગળથી પસાર થતા તેઓ પોતાને ન જુવે અને પોતે તેમને જોઈ શકે, એવી ધારણાથી તે માટીના ઢગલાની પાછળ સ તાઇને ઉભી રહી, પણ તે પુરૂષો ત્યાથી આગળ જવાને બદલે ખ ડીયેરમાજ દાખલ થતા જોઈ તે એક ઓરડીમા સ તાઈ જઈ તેઓ ખંડીયેરમા આવી શુ કરે છે, તેમજ તેમની પીઠપરની લાશ ક્યા રાખે છે તે જોવા લાગી તેઓ જાણે ખ ડીયેરના ખુણેખુણાથી જાણીતા હોય તેમ બેવડક તેમા ચાલ્યા, અને એક ઓરડીની અ દર જતા રહ્યા, જે આખા ખ ડીયેરમાની સઘળી ઓરડીઓ કરતા ન્હાની હતી તેઓ એક પ્રહર પછી ખાલી હાથે બહાર નીકળ્યા, જેથી કામીનીએ ધાર્યું કે તેઓ પોતાની સાથેની લાશને તે ઓરડીમા રાખી આવ્યા હશે આથી તેઓ ચારે ખ ડીયેરની બહાર આવી ઘણે દુર નીકળી ગયા, ત્યારે ઓરડીમા સંતાયલી કામીની બહાર નીકળીને ચારે તરફ જોવા લાગી આજ દીન સુધી તે માનતી હતી કે, ખ ડીયેર વિષે શુરસેન, કમલા, પોતે અને વઈતાળ સિવાય બીજુ કોઈ જાણતુ નહી હોય, પ ન્તુ આ બનાવેતે વિચાર બદલાઈ ગયો થોડી વાર ઉડા વિચારમા ઉભી રહેવા બાદ તે ભોયરામા આવી એક દીવટ સળગાવીને જે ઓરડીમા પેલા માણસો લાશ મુકી ગયા હતા તે તરફ ગઈ ઓરડીના દ્વાર આગળ પ્હોચતા તેની અ દર દીવાલની ઓથે ઉભેલા એક માણસપર તેની નજર પડતા તે ચમકી જઈ ડરથી બે ત્રણ પગલા પાછળ હઠી ગઇ,

પણ તેની ચાલાક આંખોએ તરત જાણી લીધું કે તે જીવતુ માણસ નહી પણ દીવાલ સાથે જડેલી પથ્થરની એક મૂર્ત્તિ હતી આ ઓર ડીમા તે પહેલા કદી આવેલ ન હોવાથી તેની અંદર ચારે તરફ બારીકીથી જોવા લાગી, પણ પેલા માણસોએ આણેલી લાશ તેમા જણાઈ નહી કદાચ દીવાલની ઓથે ઉભેલી પથ્થરની મૂર્ત્તિજ તેઓ ઉપાડી લાવ્યા હશે, એમ માની તેની પાસે જઇ તે આસપાસથી તપાસવા લાગી તો જણાયું કે તે દીવાલ સાથે મજબૂત જડેલી હતી આથી તેની ખાત્રી થઈ કે તેઓ નક્કી કોઈની લાશ ઉપાડી લાવ્યા હતા, પણ તે તેમણે કયા સંતાડી હશે ? શું ત્યા પડેલા ચુનામાટીના ઢગલા તળે તે સંતાડેલી હશે ? અથવા તો જમીન ખોદીને તેની અંદર તે દાટી દીધી હશે ? પણ તેવુ કંઈ ચીન્હ ત્યા જણાતુ નહોતુ, એટલે કામીનીની અજાયબીનો પાર રહ્યો નહી, અને કેટલીક વાર તે મૂર્ત્તિ સામે જોતી ઉંડા વિચારમા ઉભી રહેવા બાદ તે પોતાની ઓરડીમા પાછી ફરી ગોખમા દીપક મુકી બીછાનાપર પડી વિચારવમળમા અથડાવા લાગી તે ભોયરામા હવે વધારે દીવસ રહેવાનુ તેને સલામતી ભરેલુ ન લાગ્યુ એકાદ બે દીવસ કમલા અથવા શુરસેન માટે ત્યા રહેવાનો તેણે ઠરાવ કીધો વિચાર કરતી તે બીછાનામા પડી હતી, એટલામા કોઈ દુઃખી અબળા હૃદયભેદક વીલાપ કરતી હોય એવો અવાજ તેને સંભળાયો–' શું દુઃખ ભોગવવાનેજ સંસારમા અમારો જન્મ થયો છે ! ઈશ્વર ! હવે દયા કરી તારા ચરણમા લે ! ' આ સાંભળતાજ તેનુ હર્યુ કંપી ઉઠયુ આંખોમા ઝળઝળીયા ભરાઈ આવ્યા, અને ધડકતે હૈયે આવતો અવાજ તે સાંભળવા લાગી–' અરેરે ! યમરાજ પણ મૃત્યુ પામ્યા છે ! ' આ સાંભળતાજ તે ચમકીને ઉભી થતા બોલી–" આ અવાજ ઓળખુ છું ! અવશ્ય એમનોજ સાદ ! " આમ બોલતી તે અવાજ જ્યાથી આવ્યો તે શોધવા ઉઠી ભોયરામા ચારે તરફની ભીંતમા ક્યાક ફાટ અથવા છીદ્ર હશે તેમાથી એ અવાજ સંભળાયો હશે, એમ વિચારી તે દીપક લઈને ચારે તરફ જોવા લાગી તો એક તરફની ભીંતમા ઉપલા ભાગ તરફ એક માણસનો હાથ સહેલાઈથી જઈ શકે એવડું બાકોરૂ જણાયુ , તેમાથીજ તે હૃદયભેદક અવાજ ફરી સંભળાયો -' હાય ! દૈવ, અમપર છેક દયાહીન શા માટે થયો છો' હજી અમારા અપરાધની અવધી આવી નથી શું ? ' આ સાંભળતાજ

તે બ્હાવરી બની મ્હોટેથી બોલી ઉઠી-“ વહાલા કીશોરીબાનો આ અવાજ છે ?”

“ હા ! બહેન કામીની ! એજ અભાગી ! ” જવાબ મળ્યો, જે સાભળી તે ગળગળે સાદે બોલી ઉઠી-“ અરેરે સખી ! મારી પાસેનીજ ઓરડીમા તમે કેદ છો, પણ તેમા આવવાના માર્ગ હુ જાણતી નથી ! દુર્ભાગ્યે ભીતમા પણ બાકોરુ પાડી શકાય તેમ નથી ! હાય ! હુ કેવી રીતે તમને સકટમાથી છોડવી શકુ ? લાચાર છુ ! હુ શુ કરૂ ? તમને કેવી રીતે નીહાળી શકુ ?”

“ ત્યારે સખી કામીની, તુ પણ શુ અનારી માફક કેદી છે ?” કીશોરીએ દુ ખદ અવાજે પુછ્યુ

“ નહી સખી ! ” કામીનીએ જવાબ આપ્યો હજી તે આગળ બોલવા જતી હતી, એટલામા ઉપરની છાપરે કેટલાક માણસો ચાલતા હોય એવો અવાજ સાભળી અટકી જઈ સીડી તરફ જોવા લાગી પહેલા તો તેણે વાચુ કે કદાચ શુન્નન અથવા કમલા આવતા હશે, પણ ઘણા માણસો ચાલતા હોય એવો અવાજ સભળાયાથી તે બેહદ ગભરાઈ, અને પોતાના બચાવ માટે તજવીજ કરવા લાગી ઉપરની ઓરડીમાથી ભોયરામા ઉતરવા માટેની સીડી નીચે ન્હાની ઓરડી હતી, જેમા શુન્નનના પરચુરણ સામાન પડયો હતો આ ઓરડીને મજબૂત બારણા હતા, જેને બહારથી બધ કરવાને કડી યા સાકળ નહોતી, પણ અદરથી બધ કરવાને તેમા સાકળ હતી કામીનીએ તેમા સતાઈ રહેવાનુ સલામતી ભરેલુ ધાર્યુ તરતજ બળતો દીપક ઓહોલવી તે પોતાનુ બીછાનુ ઉપાડીને તે ઓરડીમા જઈ બારણા અદરથી બધ કરી બારણાની વચમાના એક ઝીણા છીદ્રમાથી આતુરતાથી જોવા લાગી, એટલામા મસાલનો પ્રકાશ જણાયો, અને પાચ હથીયારબધ સીપાઈ દાદર ઉપરથી નીચે આવતા જણાયા તેઓમાથી એકના હાથમા મસાલ હતી, જ્યારે બાકીના ચાર જણે કફન સરખી લાબી પેટી ઉપાડી હતી સીડી ઉતરીને ભોયરાના મુખ આગળ પેટી મુકી તેઓ ત્યા થાક ખાવાને બેઠા, એટલે મસાલ ધરનાર સીપાઈ બોલ્યો-“ જહાનમા જાય આવી નોકરી ! મારી તો હુસ નીકળી ગઈ ! ”

“ ભોગ આપણા કરમના બીજુ શુ ! ” બીજો બોલ્યો

"હવે ગમે તે થાઓ, પણ નાહકમા બીચારા નિર્દોષ માણુ-મોના ખુન મારાથી નહી કરાય!" ત્રીજો કમનમીને બોલ્યો

"પણ આજ્ઞા થઈ તે માન્યા વગર કંઈ આપણો છુટકો છે!" ચોથાએ લાચારી બતાવી

"અરે! ઠીક યાદ આવ્યુ! પરમ દીવસે થયલો નવો હુકમ તમને ખબર છે કે?" પાચમો બોલ્યો

"વળી નવો હુકમ શો?" બીજાએ પૂછ્યુ–"કીસનરાયની ભાળ મેળવવા હુ ગયો હતો એટલે મને ખબર નથી!"

"એવો હુકમ નીકળ્યો છે કે અગ્નિદત્તની પુત્રી કામીનીને પકડી લાવનારને મ્હોટુ ઈનામ આપવામા આવશે!" પાચમાએ જણાવ્યુ, જે ઓરડીના દ્વાર આગળ ઉભેલી કામીનીના સાભળવામા આવતા તેના ગાત્ર શિથિલ થઈ ગયા ધડકતુ હૈયુ દબાવી તે તેમની વાતચીત સાભળવા લાગી

"અરે ભાઈઓ, આ શુ સભળાય છે?" બીજો બોલ્યો

કીશોરી સાથે વાત કરતી અટકી જઈ કામીની ભોયરામાથી નીકળીને ઓરડીમા સતાઈ ગઈ તે કીશોરીએ જાણ્યુ નહોતુ કામીની બોલશે, એવી આશામા થોડી વાર રાહ જોવા છતા તે ન બોલવાથી તેણે પૂછ્યુ–"બહેન, ચુપ કેમ થઈ ગઈ?" આ શબ્દો સીપાઈએ સાભળ્યાથી તેઓ ધ્યાન દઈને સાભળવા લાગ્યા કીશોરીને કંઈ જવાબ ન મળવાથી તેણે ફરીથી પૂછ્યુ "સખી કામીની, બોલતી કેમ નથી? આ હીનભાગીને છોડી ગઈ? આ દુખી સાથે વાત કરતા તને શરમ લાગી શું?" આ સાભળતાજ એક જણ ખુશા-લીમા આવી જઈ પોતાના સાથીઓ પ્રત્યે બોલ્યો "અરે! આ તો કીશોરીનો અવાજ છે! પણ એ કામીનીને સબોધીને બોલે છે તે શુ તે પણ અહીં હશે?"

"નહી રે! એ ગાડપણમા બકતી હશે!" બીજાએ જણાવ્યુ

"કામીની અહીં આવી પણ હોય!" ત્રીજાએ ગભીર અવાજે જણાવ્યુ–"કીશોરીના શબ્દોમા ઘેલછા જેવુ લાગતુ નથી! કામીની આપણે આવ્યા પહેલા આ ભોયરામા હોવીજ જોઈએ!"

"તો તે ક્યા ગઈ? અહીં તો જણાતી નથી! બહાર જતી પણ આપણે જોઈ નથી!" ચોથો બોલ્યો–"આટલામાજ ક્યાક હોવી જોઈએ!"

તેઓ ચારે તરફ જોવા લાગ્યા એક જણ સીડી નીચેની બંધ ઓરડી તરફ હાથ કરી બોલી ઉઠયો-' ભાઈઓ ! આપણને આવતા જાણી આ ઓરડીમા તો એ સતાઈ નહી ગઈ હોય !"

" ઓરડી ઉઘાડીને ખાત્રી કરીએ !" બીજાએ કહ્યું, અને પાચે ઉઠીને ઓરડી આગળ ગયા એકે બંધ બારણાપર ધક્કો માર્યો, પણ તે ન ઉઘડવાથી તે બોલી ઉઠયો-" બસ ! એમાજ કામીની છે !" તેમની વાતચીત કામીનીએ સાભળી હતી તેમને બારણા આગળ ઉભેલા જોઈ તે ગભરાઈ કંપવા લાગી પાચે સીપાઈઓ બારણા ઉઘાડવાને બહારથી પોતાનુ તમામ જોર તે પર અજમાવવા લાગ્યા બારણા ભાગવાનુ અગમ્ય જોઈ તેમણે કામીનીને સમજાવી, લલચાવીને બારણા ઉઘાડવાની તજવીજ કરી, તેમા પણ તેઓ ફાવ્યા નહી તેમની એકે યુક્તિ પાર ન પડી ત્યારે તેઓમાથી એક વધુ ડાહ્યો સીપાઈ બોલ્યો—" ભાઈઓ, આપણે કોઈ રીતે બારણા ઉઘાડી શકીએ તેમ નથી ! કામીની એમા ભરાઈ છે, તેમા પણ હવે શક નથી ! હવે તો બાવાજી અત્રે આવે તો બારણા ઉઘાડી શકે !"

" ત્યારે આપણામાથી એક જણે બાવાજી અને મહારાણીજીને આ બીના જણાવવા જવુ, અને તેના પાછા ફરવા સુધી આપણે પહેરો ભરવો એજ રસ્તો છે !" બીજાએ જણાવ્યુ

" બરોબર ! જોઈએ તો ખરા કે ઓરડીમા એ કેટલાક દીવસ ભરાઈ બેસે છે !" ત્રીજો બોલ્યો તરતજ સલાહ કરીને એક જણ બાવાજીને ખબર આપવા રવાને થયો, જ્યારે એક જણ ચોકી કરતો બેઠો અને બાકીના ત્રણ ખંડીએરની બહાર આવ્યા આમ ત્રણ દીવસ વહી ગયા, પણ કામીનીએ ઓરડીના બારણા ઉઘાડયાજ નહી તેણે ત્રણ દીન ભુખતરસ વેઠી ધાસ્તિથી તેને નિદ્રા પણ આવી નહી ભુખતરસથી મૃત્યુ આવે તોપણ બારણા ન ઉઘાડવાનો તેણે દ્રઢ ઠરાવ કીધો હતો

ત્રીજે દીને સાજને વખતે ત્રણ સીપાઈ પોતાના એક સાથીને ઓરડીના દ્વારપર બેસાડી ખંડીએરની બહાર ફરતા હતા કીશોરી તેમજ કામીની, બંને પોતાના પંજામા સપડાઈ જવાથી માલીક તરફથી પોતાને સારૂ ઈનામ મળશે તે માટે ખુશ થતા તેઓ મનમા હવાઈ કીલ્લા બાધતા હતા, એટલામા ખંડીએરની બહાર

ડાહાબી બાજુએ લીમડાના ગંભીર ઝાડ તળે આવેલી વાવની પાળપર બેઠેલા બે સાધુ પર તેમની નજર પડતા તેઓમાથી એક બોલી ઉઠયો–"વળી આ જોગટા કોણ બેઠા છે ! આપણી વાત તેમણે સાભળી તો નહી હોય?" તેઓ સાધુ પાસે ગયા, અને એકે તેમને પૂછ્યુ–"તમે કોણ છો? અને કેમ બેઠા છો?"

"કોણ છઈએ તે દેખાતુ નથી ?" એક સાધુએ મીજાજમા જવાબ આપ્યો–"બીજા સવાલનો જવાબ એજ કે અમારી મરજી!"

"પણ અહીં બેસવાની જરૂર નથી! ગુપચુપ વસ્તીમા જાઓ કે બે પઈસા પેદા કરશો!" બીજાએ દમામમા જણાવ્યુ

"તે તમે અમપર હુકમ કરનાર કોણ તીસ્મારખા છો વળી ?" બીજો સાધુ ગુસ્સામા બોલ્યો

"અરે ભીખારડા ! આ મીજાજ !" ત્રીજો સીપાઇ તપી ગયો–"પતરાજી કરશો તો એકજ ઝટકે ધુળ ચાટતા કરી દઈશું !"

"અરે વાહરે ભડવીર ભીમ !" પહેલો સાધુ કરડાકીમા બોલ્યો–"તમારી બહાદુરી અમારી પાસે નહી ચાલે ! કોણ છીએ તે ઓળખો ! ભગવાપર ભૂલતા નહી !" આ સાભળી સીપાઈ ચમકીને સાધુ તરફ ધારીને જોવા લાગ્યા, અને 'હાય ગજબ થઈ ગયો !' એમ મ્હોટેથી બોલતા ત્યાથી નહાસી ગયા તેમને રોકવાનું બંને સાધુએ પણ યોગ્ય ન ધાર્યું. તેમના જવા પછી બંને સાધુ ઉઠીને ખડકીયેરમા દાખલ થઈ ચોકમા ગયા, અને દ્વાર ઉઘાડી ભોયરામા ઉતર્યા તો કામીનીની ઓરડીના દ્વાર પર પહેરો ભરતા સીપાઈ ઉપર તેમની નજર પડી પેલો સીપાઈ પણ બંને સાધુને જોઈ ચમકયો, અને તેમની સામે થવાને તેયાર થયો હજી પોતાની તલવાર મ્યાનમાથી ખેંચી કહાડવાને તે મુઠપર હાથ મુકતો હતો, એટલામા એક સાધુએ ઝડપથી કુદી તેના હાથનું કાંડુ પકડી લીધુ, અને બીજાએ તેની ગરદનપર જોરથી એવો એક ઠોસો લગાવ્યો કે તે તમ્મર ખાઈ જમીનપર પડયો તરતજ પહેલા સાધુએ તેની તલવાર કહાડી લીધી અને તેની કમ્મરે વીંટાળેલ દુપટાથીજ તેના હાથપગ મુશ્કેટાટ બાંધી લીધા આ પછી બંને સાધુ ત્યા પડેલી પેલી પેટી પાસે ગયા, અને તેની આસપાસ બાંધેલુ દોરડુ છોડી તેમા શુ છે તે જોવાને તેનું ઢાકણુ ઉઘાડયુ પેટીની અંદર તેમની નજર પડતા તેઓ બંને એક ઉંડી હાય નાખી

જમીનપર ફસડાઈ પડયા, અને મ્હોટેથી છાતીફાટ રૂદન કરવા લાગ્યા-"હાય કુમાર ઇંદ્રજીતસિંહજી! તમને આ શુ થયુ ? કયા હરામખોરે આ બુરાઈ કરી! કુમાર, જબરો દગો કીધો! અમને આમ રખડતા છોડી શા માટે ચાલ્યા ગયા! હાય! હાય! હવે અમે જીવીને શુ કરશુ ? આ કાળુ મુખ અમે દુનિયાને કેમ બતાવીશુ! કુમાર! અમને કોને સોપી આમ નિષ્ઠુર થઈ ચાલ્યા ગયા! વહાલા કુમાર! કઈ બોલો! એ જીવલેણ દુશ્મનનુ નામ જણાવો! અરેરે! કયા કરપીણે આપના પ્રાણ લઈ આપને આ પેટીમા સુવાડ્યા છે! હાય! અફસોસ! આપના માતાજી પુજ્ય કાન્તા મહારાણીજી સમીપ હવે અમે શુ મુખ બતાવીશુ! આપના કુમારનુ કોઈએ ખુન કીધુ છે! એમ તેમને કહેતા અમારી જીભજ કેમ કપડશે! બસ! અમે પણ અત્રેજ આ દેહનો ત્યાગ કરીશુ! કુમાર! જરા આખ ઉઘાડી આપના દાસ હમીર અને બળ તરફ તો કૃપા દૃષ્ટિ કરો! અરેરે! આજે અમારૂ સર્વસ્વ નાશ થયુ! ઈશ્વર! આ આફતનો પહાડ અમપર એકાએક શા માટે તોડી પાડયો!"

આ હૃદયભેદક રૂદન ઉપરથી વાચનાર જાણી ગયા હશે કે પેટીમા ઇંદ્રજીતકુમારની લાશ હતી, અને બને સાથુ હમીર અને બળ હતા તેમના રૂદનનો અવાજ સાભળી કામીની પણ ઓરડી ઉઘાડી તેમની પાસે દોડી આવી અને મ્હોટેથી રૂદન કરવા લાગી ભોયરાની બાજુની ઓરડીમા કેદ પડેલી કમનસીબ કીશોરીની આ હૃદયભેદક રૂદન સાભળતા કેવી દશા થઈ હશે તેનો ખ્યાલ કરતા કપાવર છુટે છે! વિપદો સહન કરવાથી જખમી થયેલુ તેનુ અતઃકરણ આ ઓચિતો ઘા લાગતા ચીરાઈ ગયુ, અને એક ઉડી હાય નાખી તે બેહોશ થઈ પડી ટુકમા ભોયરામા હૃદયભેદક હાહાકાર મચી રહ્યો કામીની રૂદન કરીને કેટલીક વારે થાકતા એકાએક યાદ આવતા બોલી-"અરેરે! બીચારા દુખી કીશોરીકુવરી પણ પાસેની ઓરડીમા કેદ છે! આપણુ રૂદન સાભળી તે અભાગીની કેવી દુખદ હાલત થઈ હશે!" આ સાભળી હમીરે વીલાપ કરતા અટકી જઇ તેને પૂછ્યુ-"કીશોરીકુવરી પાસેની ઓરડીમા કેદ છે?" આના જવાબમા કામીનીએ તેમને શુરસેનના મિત્ર કૃષ્ણસિંહને ઘેર રહેવા ગયા પછીથી તે ઓરડીની અદર ત્રણ દીવસ કેદ રહેવા સુધીની તમામ હકીકત જણાવી, એટલે હમીર બોલ્યો-"અફસોસ! હવે તો

જીવિતપર્યંત રડવાનુ આપણા ભાગ્યમા લખાઈ ચુક્યુ ! કુમારના દુશ્મનની ભાળ મેળવી તેનાપર વેર વાળીશુ ત્યારેજ કંઈ ધીરજ વળશે!"

"તમે અત્રે ક્યાથી આવી ચ્હડયા ?" કામીનીએ પૂછ્યુ

"કમલાએ આ ભોયરાની નિશાની આપી અમને મોકલ્યા !" બળે જણાવ્યુ —"મહારાજ કુલીનસિંહજી પણ આનંદકુમાર અને થોડાક સીપાઈઓ સહિત અત્રે આવનાર છે ! કમલા પણ તેમની સાથે આવશે ! અફસોસ ! મહારાજ અત્રે પધારતા આ હૃદયભેદક સમાચાર તેમને જણાવતા જીભ કેમ ઉપડશે !" હમીરે ખંડીયેરની બહાર ત્રણે સીપાઈની વાતચીત સાભળીને પોતે ભોયરામા આવ્યા, વિગેરેની હકીકત જણાવી એટલે કામીની બોલી—"એ નહાસી ગયા એ ઠીક ન થયુ ! પણ તેઓના આ સાથીને પૂછી તો જુવો ! કંઈ ભેદ જણાય છે ?"

"તમે કોના સેવક છો તે ખરેખરૂ કહેજે નહીતો જીવથી જઈશ !" બળે પેલા કદી સીપાઈને દમામમાજ પૂછ્યુ

"તમને કહેવાથી પણ મારા પ્રાણ ઉગરી શકે તેમ નથી !" કેદીએ જવાબ આપ્યો

"તમારો ભેદ બતાવીશ તો અમે તારી કેદની બચાવવા સાથે મહારાજાજી પાસે તને ઈનામ અપાવીશું !" હમીરે તેને હિંમત આપી, એટલે તે નિરાશાસહ બોલ્યો—"તમારી કબુલાત નકામી ! તમને ભેદ જણાવુ તો મારા માલીકને હાથ માર્યો જાઉં, અને નથી જણાવતો તો તમે જીવતો છોડો તેમ નથી !"

"ત્યારે શુ તારો માલીક અત્રે આવનાર છે ?" બળે પૂછ્યું

"હા !" કેદીએ જણાવ્યુ, જે સાભળી હમીરે બળના કાનમા કંઈ કહ્યું, અને તેની અઈયારીની થેલી લઈને પોતાની થેલી તેને આપી, જે લઈને તે ઉતાવળે ભોયરામાથી નીકળી ખંડીયેરની બહાર વાવ આગળ ગયો દોરીલોટો કહાડી તેણે વાવમાથી પાણી સીંચ્યુ, અને પોતાના હાથમાની કંઈ વસ્તુ પથ્થરપર ઘસીને પાણીમા મેળવી તે પી ગયો વળી બીજો લોટો પાણી સીંચી તેમાં તે વસ્તુ ઘસીને મેળવી દઈ તે ઉતાવળે ભોયરામા આવ્યો પાણીથી ભરેલ લોટો તેણે હમીરને આપ્યો, જેણે તેમાનુ અરધુ પાણી કામીનીને પીવરાવ્યુ, અને બાકીનુ પોતે પી ગયો કામીની ત્રણ દીવસની ભુખી હોવાથી તેણે પોતાની પાસે સુકો મેવો, વગેરે

બાતુ હતુ તેમાથી થોડુ ક તેને સમજાવીને ખવરાવ્યુ વળી હમી રને કઈ કહીને બળ પાછો ભોયરાની બહાર ગયો, અને ખ ડી- યેરના ચોગાનમા પડેલી ઝાડની સુકી ડાખળીઓ અને પાદડાઓ ઉતાવળે ભેગા કરી વચમા મ્હોટો ઢગલો કર્યો, અને ચકમકથી દેવતા પાડી તે સળગાવ્યો આ ધુણી સળગાવ્યા બાદ તેણે ખ ડી- યેરની બહાર જઈ આસપાસ નજર ફેરવી તો એક તરફ બહુ છેટે ધુળ ઉડતી જણાઈ, એટલે તે ઉતાવળો પેલી ધુણી પાસે આવ્યો, અને પોતાની થેલીમાથી એક શીશી કહાડી તેમાથી થોડુ ક તેલ તેણે તે સળગતા ઢગલામા રેડયુ, અને પછી બળતા ભડકાપર પાણી છાટી ધુમાડો કર્યો ફરી તેણે ખ ડીયેરના દ્વાર આગળ જઈ જોયુ તો પ દરેક ઘોડેસ્વારો ખ ડીયેર તરફ ઉતાવળે આવતા જણાયા, એટલે તે મનમા બોલ્યો–" વિલ બ ન કર્યો એ ઠીકજ થયુ ! હવે સર્વ કયા છટકી જશે ?"

ધુણીમાથી નીકળતો ધુમાડો હવે આખા ખ ડીયેરમા ભરાઈ ગયો હતો, જેથી સંતોષ પામીને બળ ખ ડીયેરની બહાર લીમડાના ઝાડપર ચ્હડી સ્વારોના આવવાની રાહ જોતો ઘીચ ડાળીઓમા સંતાઇ બેઠો જોતજોતામા તે સ્વારો ખ ડીયેરની પાસે આવી પ્હો- ચ્યા તેઓમા એક કદાવર અશ્વપર એક સાધુ સર્વથી આગળ આવતો હતો આ બાવાજીને આપણે ઓળખીએ છીએ કેમકે, રત્નપુરમા આપણે તેને જોયો હતો તેણે રાજા રત્નસિંહને ભ ભેરીને રાજા કુલીનસિંહ, વગેરેને કેદ કરાવ્યા હતા સાધુની સાથે બાર સ્વાર હતા ખ ડીયેરની પાસે આવી પ્હોચતા તેઓ ઘોડાપરથી ઉતરી તેમને ઝાડ સાથે બાધી બે જણને સભાળ માટે બહાર રાખી બાકીના દસ સાધુ સાથે ખ ડીયેરમા દાખલ થયા ખ ડીયેર ધૂમાડાથી ભરેલુ જોઈ સાધુ બોલ્યો–" આ ધૂમાડો શેનો છે ?"

" આપણા સીપાઇએ અત્રે રસોઈ બનાવી હશે !" એક જણ બોલ્યો, એટલે સાધુ ધૂણીની આસપાસ નજર ફેરવી ગ ભીર અવાજે બોલ્યો–" નહી–નહી ! તેમ નથી ! કોઈએ રસોઈ બનાવી હોત તો એની આસપાસ અનાજના દાણા પડયા હોત ! તેમજ કોઈ સાધુની ધૂણી પણ નથી ! જુઓ ! ધૂમાડામા એક પ્રકારની કડવાસ છે ! નક્કી એમા બેહોશીની અસર હોવી જોઈએ ! બસ ! એમજ ! કઈ ઘેન ચ્હડવા લાગ્યુ છે ! મસ્તક ઘુમે છે !"

“ અમને પણ ચક્કર આવે છે ! ” બે ત્રણ જણ બોલી ઉઠયા

“ મ્હારા બહાદુરો ! આપણે જબરી થાપ ખાધી ! ” સાધુ બોલી ઉઠયો–‘ કોઈ અઈયાર અત્રે આવી કામીનીને છોડવી ગયો હોય તો આશ્ચર્ય સરખુ નથી ! ” સાધુનું બોલવુ પૂર્ણ થયુ નહોતુ એટલામા ખડીયેરના પાછલા ભાગ તરફથી એક માણસ દોડતો ત્યા આવ્યો અને બોલી ઉઠયો “ નહી મહારાજ ! કામીનીને કોઈ છોડવી ગયુ નથી ! કુલીનસિહના બે અઈયાર અહીં આવી પ્હોચ્યા છે, તેમાથી એક તો ભોયરામા છે, પણ બીજો આ લીમડાના ઝાડપર સતાઈ આપની વાતચીત સાભળે છે !” આમ કહેતા તેણે બળ તરફ હાથ કરી બતાવ્યો સર્વેએ અજાયબી અને ભય સાથે તે તરફ જોયુ, અને સાધુ બોલી ઉઠયો–“ ત્યારે તો આપણે નક્કી ફસાયા, પરંતુ ઇંદ્રજીતકુમાર અને કામીની તેમજ એક અઈયાર હવે ભોયરામાથી બહાર નીકળી શકે તેમ નથી ! ઇંદ્રજીતસિંહને અઈયારે મરણ પામેલ ધાર્યો હોય તો કઈ નવાઈ સરખુ નથી ! હુ રાજમાર્ગ બંધ કરી દઉં છુ, એટલે પછી કોઈ ભોયરૂ ઉઘાડી શકે તેમ નથી ! ”

“ પણ આપણો એક માણસ ભોયરામા છે ! ” પેલા માણસે ધાસ્તિસહ જણાવ્યુ, એટલે સાધુ બોલી ઉઠયો–“ તે પણ અંદરજ ગુંગળાઈ મરશે ! ” આમ બોલતો તે ઉતાવળે ખડીયેરની એક ઓરડીમા જતો રહ્યો

લીમડાના ઝાડપર બેઠેલ બળે તેમની વાતચીત સાભળી. ઇંદ્રજીતકુમાર મરણ પામવાનાં સંબંધમા સાધુએ કરેલ ઇશારાથી તે અજાયબ થયો મરણ સરખી અવસ્થા જણાય એવી કુમારને શી બેહોશીની દવા સુંઘાડવામા આવી હશે તે માટે તે વિચારવા લાગ્યો ભોયરામા જઈ કુમારના મરણ માટે શોક કરતા બેઠેલ હમીર અને કામીનીને આ ભેદ જણાવી કુમારને શુદ્ધિમા આણવાની તજવીજ કરવાને તે અધીરો બન્યો, પણ હરામખોર સાધુ પોતાના સાથીઓને કહી ગયા મુજબ ભોયરાનો રાજમાર્ગ બંધ કરવા ગયેલ હોવાથી તે ગભરાયો ! તેને ધાસ્તિ લાગી કે, જો તેમજ હશે તો ઇંદ્રજીતકુમાર, હમીર અને કામીની ભોયરામા ગુંગળાઈ મરશે ! સાધુના સાથીઓ ઉપર ધૂમાડાની બેહોશીની અસર હજી પૂરતી થઈ નહોતી, અને સાધુ ખડીયેરમા ગયા પછી તેઓ બળને પકડવાને ઝાડની નીચે ભેગા થઈ ઉભા હતા,

એટલે સાધુ ભોંયરાનો માર્ગ બંધ કરે તે પહેલાં તેને પકડવાને તે જઈ શકે તેમ નહોતું સાધુના સાથીઓ ઉપર બેહોશીની અસર થવા માંડેલી હોવાથી તેઓ લથડીયાં ખાતાં ઝાડ તળે ઉભા રહી બૂમો પાડતા હતા, એટલામાં બળ બોલી ઉઠયો-"અહોહો ! અણીને વખતે અમારાં શીરછત્ર આવી પહોચ્યાં ! બસ ! હવે આ હરામખોરો બચી શકે તેમ નથી !" આ સાંભળી તેઓ ગભરાઈ આસપાસ જોવા લાગ્યા તો પૂર્વ દિશા તરફ કોઈ રાજાની સ્વારી આવતી હોય, એમ કેટલાક ઘોડેસ્વારો આવતા જણાયા એ અરસામાં તેમના ઉપર બેહોશીની અસર પૂરતી થઈ, જેથી તેમના પગ ઠરી ન શકવાથી તેઓ જમીનપર બેસી ગયા, અને એક પછી એક બેહોશ થઇ પડયા

——o——

## પ્રકરણ ૯ મું.



### અદ્દભુત ખડીયેર.

રાજા કુલીનસિંહની સ્વારી ખંડીયેરની વધુ સમીપ આવતી જણાઇ, એટલે ઘોડાઓની સંભાળ રાખવાને ઉભેલા બે સીપાઇ પણ ત્યાંથી નહાસી ગયા હવે બળ ઝાડપરથી નીચે ઉતર્યો, અને કુવામાંથી પાણી સીંચી પોતાનું મુખ ધોઈ સાફ કરીને રાજા કુલીનસિંહને મળવા સામે ગયો રાજા કુલીનસિંહ સંગે આનંદકુમાર, ચતુરસિંહ, બદરીનાથ અને કમલા ઉપરાંત બસો સીપાઇ હતા ખંડીયેરથી થોડેક દૂર બળ તેમને જઈ મળ્યો, અટલે રાજા કુલીનસિંહે અશ્વ ઉભો રાખી તેને પૂછ્યું-"શા સમાચાર ? હમીર ક્યાં ?"

"ભાઈ ખંડીયેરના ભોંયરામાં કુમાર ઇંદ્રજીતસિંહ, કીશોરીકુંવરી અને કામીની સાથે છે !" બળે જણાવ્યું, જેથી રાજા કુલીનસિંહ ખુશ થઈ બોલી ઉઠયો-"ત્યારે અત્રે આવ્યા, એ ઠીકજ થયું !"

કામીની ભોંયરામાં છે, એ જાણી આનંદકુમારને આનંદ થયો. તે કંઈ બોલવા જતો હતો, એટલામાં બળ ગંભીર અવાજે બોલ્યો-"મહારાજ ! કુમાર, વગેરે ભોંયરામાં કેદ છે ! કુમાર, હમીર-

ભાઈ અને કામીનીને કદાચ આપણે મળી શકીશુ, પણ કીશોરી-કુવરી ભોયરામાની જુદી ઓરડીમા કેદ છે, જ્યા જવાનો માર્ગ હજી અમને જણાયો નહોતો! મહારાજ! આ ખડીયેર એક ન્હાનુ તલેસમ લાગે છે!"

"તેઓ ભોયરામા કેદ છેતો તુ બહાર કેમ આવી શકયો?" ચતુરે પૂછ્યુ, એટલે બળે જણાવ્યુ—"ગુરુજી! કામીની અને કુમાર મળતા અમે ભોયરામા બેઠા હતા, ત્યારે તેમના ઉપર પહેરો રાખનાર દુશ્મનના સીપાઈએ અમને જણાવ્યુ કે, દુશ્મન થોડા સમયમા અત્રે આવી પ્હોચશે! આથી હમીરભાઈએ કુમાર અને કામીની સાથે ભોયરામા રહેવાનુ યોગ્ય વિચાર્યુ અને દુશ્મનોને ચાલાકીથી ભૂલાવામા નાખી કેદ પકડવાને મને બહાર મોકલ્યો!" આમ કહી તેણે દુશ્મનોને કેવી રીતે ઠગ્યા તેને લગતી સવિસ્તર હકીકત જણાવી, જે સાભળી રાજા, વગેરે તેની ચાલાકીથી ખુશ થઈ ત્યા બેહોશ પડેલા દુશ્મનના સીપાઈઓ તરફ જોવા લાગ્યા, પણ જ્યારે ભોયરામા દાખલ થવાનો રાજમાર્ગ બધ કરવાને ખડીયેરમા ગયલા સાધુની હકીકત તેણે કહી ત્યારે સર્વને બેહદ ચીંતા ઉપજી! સર્વ વિમાસણમા પડી ગયા આખરે કમલા બોલી—"તોપણ ખડીયેરમા જઈ જોઈએ તો ખરા કે ભોયરાનો દરવાજો ઉઘડે છે કે કેમ?" આ સલાહ સઘળાઓને ઠીક લાગી, અને ખડીયેરમા બેહોશીની અસરવાળો ધુમાડો હવે રહેલો ન હોવાથી સર્વ તેમા દાખલ થયા સૌથી આગળ ચાલતી કમલા તેમને પેલા ચોકમા લઈ ગઈ જ્યા ભોયરામા જવાનો દરવાજો હતો અહીં અધકાર હોવાથી બળે દીવટ સળગાવી અને સઘળા એક ઓરડીમા ગયા આ ઓરડીની દીવાલમા એક અલમારી હતી, જેના બારણામા બે હાથાઓ હતા તે ફેરવવાથીજ તે ઉઘડતા હતા, જેમાથી એક ન્હાની ઓરડીમા જવાતુ હતુ, તેમા ભોયરામા ઉતરવાની સીડી હતી કમલાએ તે હાથા ફેરવવા માડયા, પણ અલમારી ઉઘડી નહી! ચતુર અને બળે પણ તે હાથા ફેરવ્યા પણ કઈ વળ્યુ નહી આથી સાધુએ રાજમાર્ગ બધ કરવા વિષે તેમની ખાત્રી થઇ, અને સર્વ બેચેન બની ઓરડીની બહાર આવી સાધુને ખડીયેરમા ચારે તરફ શોધવા લાગ્યા કુલીનસિહ, આનદકુમાર, ચતુર અને બળ સહિત કમલા જે

ઓરડીમા દીવાલ સાથે પથ્થરની વિચિત્ર મૂર્તિ જડેલી હતી તેમા ગઈ, તો મૂર્તિ પાસે સાધુ બેહોશ પડયો હતો મૂર્તિ જોઈ ચતુર ગભીર અવાજે બોલ્યો–" ભોયરાના રાજમાર્ગને આ મૂર્તિ સાથેજ સબધ હશે ! "

" નક્કી આ ખડીયેર તલેસમ છે, પણ તેનો ભેદ આપણે કેમ જાણી શકીયે ! " રાજા કુલીનસિહ મુઝવણુસહ બોલ્યો–"ભોયરૂ ઉઘડે ત્યારે ઇંદ્રજીતકુમાર, વગેરે બહાર નીકળી શકે ! તેમને માટે અમને બહુ ચીંતા થાય છે ! શુ કરીશુ ચતુરસિહ ? "

સર્વ વીમાસણુમા પડી ગયા આખરે રાજા બોલ્યો–"ખડીયેરમા ચુના, માટીના ઢગલા પડયા છે તે ઉપડાવીને અત્રેની જમીન સાફ કરાવવી જોઈએ, અને પછી દીવાલો તથા જમીન જુદે જુદે સ્થળેથી ખોદીએ તો કઈ ભેદ જણાશે ! " ચતુર, વગેરેને એ ઉપાય યોગ્ય લાગવાથી તેને લગતી ગોઠવણ કરવા ચતુરને ફરમાવતા રાજાએ કહ્યુ–" બે સ્વાર રત્નપુર મોકલાવી જમીન ખોદી શકે, વગેરે દરેક કામમા ઉપયોગી થાય, એવા એક હજાર સીપાઈ સત્વર તેડાવો ! " ચતુરે તરતજ બે સ્વારોને રત્નપુર તરફ દોડાવ્યા અને ત્યાથી સીપાઇઓ આવી પ્હોચે તે અરસામા ખડીયેરમાની માટી ખસેડવાનુ કામ તેમની સાથેના સીપાઈઓએ ચાલુ કર્યું ખડીયેરથી થોડેક છેટે આવેલા ગામડામાથી કોદાળી, પાવડા વગેરે જમીન ખોદવાના ઓજારો મગાવી સખ્યાબધ મજુરોને પણુ ચતુરે તેડાવ્યા અને કામ ચલાવ્યુ બેહોશ સાધુ અને તેના સાથીઓના હાથપગમા મજબૂત બેડીઓ નાખી તેમને ઉપાડીને ખડીયેરની એક ઓરડીમા રાખવામા આવ્યા રાત પડતા મસાલો સળગાવીને પણ કામ ચાલુ રાખવામા આવ્યા, જે ઉપર રાજા કુલીનસિહ અને આનદકુમાર પણ દેખરેખ રાખતા હતા આખી રાત કામ ચાલુ રહ્યાથી પ્રભાત થતા ખડીયેરમાથી માટીના ઢગલા સાફ થઈ ગયા, એટલે ખોદવાનુ કામ શરૂ કરવામા આવ્યુ જે ઓરડીમા ભોયરામા દાખલ થવાના માર્ગ હતો તેની પાસેના ચોકની ભોય ખોદવાનુ કામ સાૈથી પહેલા ચાલ્યુ આખા ચોકની જમીન ફક્ત એક હાથ જેટલીજ ઉડી ખોદતા નીચે લોખડની મજબુત પાટ જણાઈ, એટલે રાજાએ ખડીયેરની વચમાનો ચોક ખોદવાનો હુકમ કીધો બીજે દીને તે કામ પૂર્ણ થવા આવ્યુ, એટલામા

એક ઠેકાણે જમીનમાથી એક નાજુક સુંદર પૂતળી નીકળી, જે ત્રણેક ગજ લ બાઈ તેમજ પહોળાઈના આરસના ચબુતરાપર ઉભેલી હતી, જેની ચારે તરફ પગથીઓ હતી બપોર સુધીમા પૂતળીની આસ-પાસની માટી ખસેડીને જમીન વધુ ખોદવામા આવી તો બીજા ભાગમાથી પીતળના એક ચોકઠા ઉપર પીતળની એક વિચિત્ર આકૃતિ નીકળી એક હરણનો સીંહે શીકાર કીધો હોય તેમ હરણની ગરદન સીંહના મુખમા હોવાના દેખાવની તે મૂર્ત્તિ હતી તેની ઉમદા કારીગીરીપર ખુશ થઈ રાજાએ તેપર લાગેલી ધૂળ અને કાટ સાફ કરાવવાની આજ્ઞા કરી ચતુર, વગેરે પણ એ વિચિત્ર આકૃતિ અજાયબીમા ગરકાવ થઈ બારીકીથી તપાસતા હતા, એટલામા સર્વની અજાયબી વચ્ચે તે સીંહમા જાણે જીવ આવ્યો હોય અને પોતાની આસપાસ નજર ફેરવતો હોય તેમ તેની આખો ફરકવા લાગી આ સમયે એક જાસુસ ગભરાટમા દોડતો આવી રાજા કુલીનસિંહ પ્રત્યે બોલ્યો-' મહારાજ ! થોડા સમયમા રાજા બલદેવસિંહ બે હજાર સીપાઈની સેના સહિત અત્રે આવી પ્હોચી ખંડીયેરને ઘેરો નાખશે ! અત્રેથી ફક્ત બે કોસપર તેની સેના છે !" આ ખબર સાભળતા રાજા કુલીનસિંહ મુઝાયો ખંડીયેર છોડીને તેનાથી જવાય તેમ નહોવુ, તેમજ પોતાની સાથેના ફક્ત બસો સીપાઈથી દુશ્મનની બે હજારની સેના સામે બચાવ કરવાનુ પણ મુશ્કેલ હતુ તરતજ તેણે ખંડીયેરના દ્વારપર એક સો સીપાઈને દુશ્મનોને અંદર આવતા અટકાવવાને રાખ્યા તે સારી પેઠે જાણતો હતો કે દુશ્મનના સોથી વધુ માણસો સાથેજ ખંડીયેરમા પ્રવેશી શકે તેવો માર્ગ નથી એટલે પોતાના થોડાક સીપાઈ તેમને અંદર આવતા અટકાવી શકશે સાજ પડતા બલદેવસિંહ ફોજ સહિત ખંડીયેર આગળ આવી પ્હોચ્યો, પણ રાત્રીનો અંધકાર શરૂ થઈ ચુકેલ હોવાથી ખંડીયેરમા ભરાયલા રાજા કુલીનસિંહપર હલ્લો કરવાને બદલે રાતભર ખંડીયેરને ઘેરી પડાવ નાખવાનૂ તેણે યોગ્ય વિચાર્યું. વાચનાર ! આ સમયે રાજા બલદેવસિંહને કેટલો આનંદ ઉપજ્યો હશે ! રાજા કુલીનસિંહ તેના કુમારો અને અમલદારો સહિત ફક્ત બસો માણસો સાથેજ ખંડી-યેરમા સપડાઈ ગયેલ હોવાથી પ્રભાત થતા તેમને કેદ પકડી વીજય-ગઢની ખોયલી રાજ્યગાદી પાછી મેળવવા સાથે કીર્ત્તિપુર, શેરગઢ,

ગયાજી અને રત્નપુરના વિશાળ રાજ્યો પણ હાથ કરવાની આશામા તેના આનંદનો પાર રહ્યા નહી તેના લશ્કરે ખંડીયેરને ચારે તરફ ઘેરીને પડાવ નાખ્યો, અને ખંડીયેરના દ્વાર સામે બલદેવ-સિંહનો તંબુ ઉભો કરવામા આવ્યો તંબુની પાસે એક ઘટાદાર વૃક્ષની હેઠળ એક ચંદરવો બાધીને ગાદીતકીયાની બેઠક બીછાવવામા આવી, જ્યા રાતે બલદેવસિંહ પોતાના અછચારો અને માનીતા સેવકો સંગે ગપ્પા ઉડાવતો બેઠો બેઠકની સામે બે તરફ મસાલચી મસાલ સળગાવીને ઉભા હતા રસુલ, કમાલ, રહેમત અને અજયબસિંહ અઈયારો રાજા બલદેવસિંહની બંને બાજુએ બેઠા હતા મદ્યની પ્યાલીઓ ઉડી રહી હતી નાચરંગ ચાલી રહ્યો હતો, જેની લહેરમા સર્વ પોતાની બહાદુરીની ડંફાસ મારતા હતા આમ સર્વ આનંદમા લીન થઈ રહ્યા હતા, એટલામા કેટલેક દુર બળતી મસાલોનો પ્રકાશ જણાવા લાગ્યો, જે ઉતાવળે પાસે આવતો જોઈ રાજા બલદેવસિંહ ચમક્યો અને તેની તપાસ કરવાનો તેણે રસુલને હુકમ કીધો, એટલે તે તરતજ ઝાડપર ચ્હડી તે તરફ જોવા લાગ્યો થોડી વારે નીચે ઉતરી તેણે બલદેવસિંહને જણાવ્યુ-"મહારાજ! સંખ્યાબંધ સ્વારો આ તરફ આવતા જણાય છે!" બલદેવસિંહે તેઓ કોણ છે તેની તપાસ કરી આવવા જમ્રુસને તે તરફ રવાના કીધા, જેઓ થોડીવારમા તે સ્વારો સહિત પાછા ફર્યા તેઓમા સાથી આગળ કેસરી કુમાર હતો, જે પોતાના પિતાને જોતા ઉતાવળે અશ્વપરથી કુદી પડી તેને ચરણે નમ્યો પોતાના પુત્રને જોતા બલદેવસિંહ તેને સ્નેહથી ભેટી પડયો પિતાપુત્ર બંનેની આખોમા સ્નેહના આસુ ભરાઈ આવ્યા બંને સ્નેહભરી નજરે કેટલીક વાર સુધી એકબીજાના મુખ જોઈ રહ્યા બલદેવસિંહે કેસરીકુમારને પોતાની પાસે બેસાડી ખબરઅંતર પુછતા તેણે જણાવ્યુ-"પિતાજી, આપના ચરણકમળના દર્શન કરવાને ભાગ્યશાળી થઈશ એવી અમને આશા નહોતી! ખરેખર! આજે અમે બહુજ ભાગ્યશાળી છઈએ!"

"કુમાર! અમારી ભૂલથી તમને સહેવા પડેલા સંકટ હવે યાદ કરવા ઉચિત નથી!" બલદેવસિંહ સ્નેહભરે અવાજે બોલ્યો "આપણા ભાગ્ય ખીલ્યા છે-દૈવની હવે આપણાપર કૃપાદૃષ્ટિ છે! આ સમયે રાજા કુલીનસિંહ પોતાના બંને કુમાર અને અઈ

યારો સહ આપણા પંજામા સપડાઈ ગયો છે! હાથમા આવેલ શીકાર કયા છટકી જનાર છે! પણ કુમાર, તમે બંધીખાનેથી કેવી રીતે છુટયા?" આના જવાબમા કેસરીકુમાર પોતાના સાથીઓમાના એકને બતાવતા બોલ્યો– 'આ વીર પુરૂષે અમને છોડવ્યા પિતાજી!" આમ કહી તેણે તે માણસને પોતાની પાસે બોલાવી બેસાડયો આ પુરૂષની ઉમ્મર લગભગ ચાળીશેક વર્ષની હતી તે શરિરે બહુજ દુબળો અને કમજોર જણાતો હતો પણ તેના નેત્ર વિશાળ હતા તેની તેજસ્વી મુખમુદ્રા ઉપર ઉદાસી અને લાચારીની ઝાંખાશ જણાતી હતી કુમારનો છુટકારો કરનાર તરફ રાજા ખુશાલીભરી નજરે જોઈ રહ્યો, એટલે કેસરીકુમાર બોલ્યો– "પિતાજી, એમનુ શરિર હાલ બહુ અશક્ત થઈ ગયુ છે, પણ એ જબરા હિંમતવાન અને એકટેકી તેમજ ચતુર અને બુદ્ધિવાન છે!'

"અઈયારો ચતુર હોયજ!" બલદેવસિંહ બોલ્યો

"પિતાજી! એ અઈયાર નથી, પણ અઈયારો એમની ચાલાકી આગળ કંઈ વીસાતમાજ નથી!" કેસરીએ જણાવ્યુ

"એ કયાના રહીશ છે?" બલદેવસિંહે પૂછ્યુ

"રત્નપુરના!" કેસરીએ જણાવ્યુ–"રાજા કુલીનસિંહના કારભારીઓના જુલમથી કંટાળી એમણે તે નગર છોડયુ છે અને રાજા કુલીનસિંહ અને તેમના વંશનો નાશ ન કરાય ત્યાસુધી અન્ન ન ખાવાની દૃઢ પ્રતિજ્ઞા લીધી છે, અને કંદમૂળ ઉપરજ નિર્વાહ કરેછે! રત્નપુરના તીલસ્મી ભોયરાનો તેમજ આ ખંડીયરનો લગતો ભેદ એમને ખબર છે, એટલે આપણુને એમની મદદ બહુજ ઉપયોગી થઈ પડશે!" તે પુરૂષના આ વખાણ સાભળી બલદેવસિંહે હર્ષમા આવી તેને પુછયુ–"આપનુ પ્રતાપી નામ શુ છે વીર પુરૂષ?"

"મહારાજ! દાસને લોકો બાકેસિંહને નામે ઓળખતા હતા પણ હાલ આપ શીરછત્ર સેવકને બહાદુરને નામે બોલાવશો! હાલ મારે છુપા રહેવાની જરૂર છે!" તે પુરૂષે જણાવ્યુ

"વીર બહાદુરસિંહજી, ત્યારે તો આ ખંડીયેરમા સપડાયલા રાજા કુલીનસિંહ, વગેરેને પકડવામા તમે અમને મ્હોટા મદદગાર થઈ પડશો!" રાજા બલદેવસિંહ આનંદ સહ બોલ્યો.

"મહારાજ, આપની સેનાની હાલની ગોઠવણ મુજબ આપ એમને પકડી શકો તેમ નથી !" બહાદુર ગભીર અવાજે બોલ્યો, અને રાજા બલદેવસિંહે તેનુ કારણ પૂછવાથી તેણે જણાવ્યુ–"આ ખડીયેરની દીવાલ બહુ મજબુત છે ! વળી ખંડીયેરની અદર સો કરતા વધુ માણસો સાથે જઈ શકે તેમ નથી એટલે આપના તેટલા સીપાઈઓને અદર દાખલ થવા જતા કુલીનસિંહના બહાદુરો ધૂળ ચાટતા કરી નાખશે !"

"અમારા બહાદુરો ખડીયેરની દીવાલપર ચ્હડી તેમનાપર મારો ચલાવશે" બલદેવસિંહ બોલ્યો–"ખડીયેરમા તે તેઓ કેટલા દીવસ ભરાઈ બેસશે ? ખોરાકી ખુટતા આપ મેળે શરણે આવશે !"

"તેવી આશા રાખશો નહી !" બહાદુરે જણાવ્યુ–"રાજન ! આ ખડીયેર પણ એક તલેસમ છે, જેને રત્નપુરના ભોયરા સાથે સબધ છે ! રાજા કુલીનસિંહ અને તેના કુમાર તથા અઈયાગો એને લગતી ઘણી હકીકત જાણતા હોવાથી ખડીયેરમાના કેટલાક ભોયરાઓ અને સુરગોનો તેઓ સહેલાઈથી લાભ લઈ શકશે !" આ સાભળી રાજા બલદેવસિંહ વિચારમા પડી ગયો કેટલીક વાર ચુપ રહ્યા બાદ તે બહાદુર પ્રત્યે બોલ્યો–"ત્યારે અમને ફત્તેહ મળે અને દુશ્મન સપડાય એવો કોઈ માર્ગ તમેજ બતાવો ! ખડીયેર વિષે તમ સપૂર્ણ હકીકત જાણોછો !"

"ફરમાવો તે સેવા બજાવવા દાસ તૈયાર છે ! પણ કુલીનસિંહ ખડીયેરમા શામાટે ગયા છે તે જાણો છો ?" બહાદુરે પૂછ્યુ

"ના ! શા માટે આવ્યા છે ?" બલદેવસિંહે પૂછ્યુ

"કુમાર ઇદ્રજીત ખડીયેરમાના એક ભોયરામા સપડાઈ ગયો છે તેને છોડવવા !" બહાદુરે જણાવ્યુ–"હુ ધારૂ તો તેઓ ઇદ્રજીતકુમારને છોડવે તે પહેલા તેને બહાગોબહારથી એ ભોયરામાથી ઉપાડી લઈ જઈ શકુ તેમ છુ ! આપ અથવા કેસરીકુમાર પાચસો સીપાઈઓ સહિત મારી સાથે ચાલો તો અત્રેથી પાચેક કોસપર એક અસલી ઘર છે તેને આપણે ઘેરી લઈએ કેમકે, આ ખડીયેરમાથી એક સુરગ છેક એ ઘર સુધી ગયલી છે એટલે રાજા કુલીનસિહ, વગેરે ત્યાથી નહાસી જઈ શકે નહી ! એ ઘરપર આપનો ગજ્યાથી દુશ્મનોને છટકવાનો માર્ગ રહેશે નહી ! વળી

ઇંદ્રજીતકુમાર ફસાયો છે તે ભોંયરામાં જવાની સુરંગનો માર્ગ પણ તે ઘરમાંથીજ છે, તેના તમામ ભેદ હું જાણું છું ! ત્યાં જઈને બીજા કેટલાક કામ પણ હું બજાવી શકીશ !"

"કેસરીકુમારને અત્રે રાખી અમેજ પાંચસો બહાદુરો સાથે તમારી સંગે ત્યાં આવીશું !" બલદેવસિંહ ઉત્સાહ સહ બોલી ઉઠયો, અને તરતજ પાંચસો સ્વારોને તાકીદે સજ કરવાની તેણે સેનાપતિને આજ્ઞા કરી જોતજોતામાં કુચની તૈયારી થઈ, એટલે બલદેવસિંહ અને બહાદુર પણ ઘોડેસ્વાર થયા અને તેમણે ઉત્તર દિશા તરફ કુચ કરી આ સમયે રાત એક પ્રહર જેટલી બાકી રહી હતી આકાશમાં ચંદ્રપ્રકાશ ન હોવાથી તેમજ રસ્તો ઉંચોનીચો ખડકોવાળો હોવાને લીધે તેઓ ઉતાવળે જઈ શકતા નહોતા બેએક કલાક ચાલ્યા બાદ તેઓ એક ભાંગાતુટા ઘર આગળ જઈ પ્હોચ્યા, એટલે બહાદુરની સુચનાથી બલદેવસિંહે તે ઘરને ઘેરો નાખી પડાવ નાખવાનો પોતાના સીપાઈઓને હુકમ કીધો સર્વ બંદોબસ્ત કીધા બાદ બહાદુર રાજા બલદેવ-સિંહને તે ઘરની અંદર તેડી ગયો આ સમયે તે ઘર તદન જીર્ણ હાલતમાં હોવા છતાં તેમાંની ત્રણ ઓરડીઓ કંઈક સારી હાલ-તમાં હતી, જે બતાવતાં બહાદુરે જણાવ્યું–"મહારાજ, આ ત્રણ ઓરડીમાંજ આપણું કામ છે !" આમ કહી તે એક ઓરડીમાં બલદેવસિંહને તેડી ગયો, જેમાં એક તરફ નીચે ભોંયરામાં ઉત-રવાને કેટલીક પગથીઓ હતી "આ સુરંગને માર્ગે આપણે ઇંદ્રજીતને પકડી શકીશું !" આમ કહેતાં બહાદુરે પોતાની થેલી-માંથી ચકમક કહાડી દીવટ સળગાવી, અને તેઓ તેમાં ઉતર્યો, વીસેક પગથી ઉતર્યા બાદ તેઓ એક સાંકડી સુરંગમાં કેટલેક જવા બાદ એક દરવાજે આવ્યો, તે બહાદુરે હડસેલીને ઉઘાડયો અને તેઓ એક ઓરડીમાં જઈ પ્હોચ્યા તેમની પાછળ તે દરવાજો બંધ થઈ ગયો બલદેવસિંહ કંઈ કહેવા જતો હતો એટલામાં એક તરફથી દસ હથીયારબંધ પુરૂષોએ એકાએક ધસી આવી તેને પકડી લીધો પોતાને પકડનાર કોણ હતા તે બલદેવસિંહ ઓળખી શકયો નહી કેમકે સર્વના મુખ બુકાનીથી ઢાંકેલા હતા એકાએક ફસાઈ જતાં બલદેવસિંહના હોશ ઉડી ગયાં, ખાત્રિતથીજ ગળુંજ રૂંધાઈ ગયું તે બહાદુર તરફ જોઈ રહ્યો,

એટલે તે દમામમા બોલ્યો-"રાજન, હવે મુ ગા મુ ગા અમારી સગે સુરગમા ચાલ્યા આવો, નહીંતો અત્રેજ પ્રાણ ગૂમાવશો!" પોતાને દગાથી ફસાવનાર બહાદુર ઉપર બલદેવસિહને બહુજ ગુસ્સો તો ઉપજ્યો પણ તે સમયે તે તેમના પ જામા કેદ હોવાથી શુ કરી શકે તેમ હતુ? તે ગુપચુપ તેમની સાથે ચાલ્યો તે ઓરડીમા એક બીજો દરવાજો હતો તે બહાદુરે ઉઘાડયો, અને તેઓ એક સુરગમા ચાલ્યા આ સુરગ લગભગ એક કોસ જેટલી લાબી હતી, જે ચાલી આવતા તેઓ ખુલ્લા મેદાનમા જઈ પ્હોચ્યા અત્રે ત્રણ ઘોડેસ્વારો સજેલા બાર ઘોડાઓ સહિત ઉભા હતા, જેઓમાથી એક ઉપર બલદેવસિહને બેસાડી તેના હાથપગ જીન સાથે સીકડીને બાધી લઈ તેઓ પણ ઘોડેસ્વાર થઇ એક તરફ ચાલ્યા.

આ તરફ ખ ડીયેરમા ઘેરાયલા રાજા કુલીનસિહની હાલત બહુજ કઢ ગી થઈ પડી હતી બલદેવસિહના બે હજાર સીપાઈ ઓએ ખ ડીયેરને ઘેરો ઘાલ્યાથી તેમને અ દર આવતા અટકાવવાને કુલીનસિંહના તમામ માણસો ખ ડીયેરના દ્વારપર અને આસપાસ રોકાયલા હોવાથી કુમાર ઇંદ્રજીતસિંહ, વગેરેને છોડવવાનું કામ અટકી પડયુ હતુ તેઓ સર્વ મહા મુ ઝાવણમા આવી પડયા હતા, પણ સૌથી વધુ ચિ તા તો બળને લાગી હતી ભોયરામા ઇંદ્રજીતકુમાર, વગેરે કેવી હાલતમા હતા તે તેણે કોઈને જણાવ્યુ નહોતુ, અને તે માટે તે મનમા મુ ઝાયા કરતો હતો ઇંદ્રજીત કુમાર બેહોશીની અસર તળે મરણ પામેલ જણાતો હતો, એ ભેદ ભોયરાની અ દર રહેલ હમીર જાણતો ન હોવાથી તે કુમારને શુદ્ધિમા આણવાની તજવીજ નહી કરે અને તેથી તેજ બેહોશીની અસરથી કદાચ કુમારની જી દગીને ક ઇ ધોકો પહોચે, એવી તેને હવે ધાસ્તિ લાગવા માડી, અને તેથી તે મનમાજ મુ ઝાયા કરતો હતો રાજા કુલીનસિંહ, ચતુર, વગેરે સર્વ દુશ્મનો સામે બચાવ કરવાને ખ ડીયેરના દ્વાર અને ફરતી દીવાલપર બ દોબસ્ત રાખવામા રોકાયલા હતા, ત્યારે બળ ખ ડીયેરનો આગલો ચોક ખોદતા જમીનમાથી નીકળેલી સીંહની વિચિત્ર મૂર્તિ આગળ ઇંદ્ર-જીતકુમારની ચિ તામા નિમગ્ન થઈ બેઠો હતો મૂર્તિના સબધ-માજ વિચાર કરતો તે બેઠો હશે, એમ ધારી કોઇએ તેને ક ઈ પૂછગાછ કરી નહી આમ ઠેઠ મધરાત થઈ તોપણ બળ ત્યા

બેઠોજ હતો, એટલામા બળની અજાયબી વચ્ચે તે મૂર્તિમાથી એકાએક એક પ્રકારનો તેજસ્વિ ચળકાટ નીકળવા લાગ્યો, જે જોતજોતામા એટલો વધી ગયો કે આખુ ખ ડીયેર પ્રકાશી રહ્યુ રાજા, ચતુર, કમલા, વગેરે પણ અજાયબી સહિત ત્યા દોડી જઈ જોવા લાગ્યા. થોડીવાર જતા તે મૂર્તિ હાલતી જણાઈ, અને સીંહની આખો એટલા તેજથી ચમકી રહી કે તે ઉપર નજર કરી શકતી નહોતી જે પળ જાય છે તેમા તલેસમની કઈ નવિન અજાયબી જોવામા આવશે, એવી આતુરતામા સર્વ મૂર્તિ તરફ જોઈ રહ્યા હતા, એટલામા એકાએક તે જોરથી ચકકર ખાઇને મ્હોટા અવાજ સાથે જમીનમા ગરક થઈ ગઈ. કોઈ તીક્ષણ પ્રકાશ થોડી વાર સુધી આપણી આખો આગળ રહ્યા બાદ તે જતો રહેતા જેમ આપણને સાધારણ કરતા વધુ અ ધકાર લાગે છે તેમ મૂર્તિ જમીનમા ગરક થતા ખ ડીયેરમા ફેલાયલા અ ધકારથી થોડીવાર સુધી તો તેમને કઈ દેખાયુ જ નહી તેમની દૃષ્ટિને લાગેલી ઝાખાશ દૂર થતા મૂર્તિને ઠેકાણે જમીનમા ઉડો ખાડો જણાયો, જેમાથી એક પ્રકારનો ચમકાટ નીકળવા લાગ્યો, અને જોતજોતામા પેલી રાક્ષસી હાથમા ચમકતા ભાલા સહિત તેમાથી બહાર નીકળી આવી, અને જોરથી પોતાનો ભાલો ચમકાવતી રાજા કુલીનસિંહની સામે ઉભી તે ગંભીર અવાજે બોલી–"આપને એક પ્રહરની મહેતલ આપુ છુ, જે દરમ્યાન ખ ડીયેરના દરેક ભોયરામા માર્ગ જાણતા હશો તો આપ ફરી શકશો! બ ધ કરવામા આવેલ ખ ડીયેરનો રાજમાર્ગ એક પ્રહર સુધી હુ આપને માટે ખુલ્લો રાખીશ! એથી વધુ સમય અ દર રહેશો તો પસ્તાશો!" આટલુ કહી તે ખાડામા ઉતરી ગઈ, અને સીંહની મૂર્તિ જમીનમાથી નીકળી પોતાને સ્થાને ગોઠવાઈ ગઈ હવે તેમાથી ચમકાટ નીકળતો નહોતો રાજા કુલીનસિંહ, વગેરે સર્વને હવે ઇંદ્રજીતકુમાર, કીશોરી, કામીની વગેરેને મળવાની આશા ઉપજી, અને રાજા અજાયબી અને આન દ સહ બોલ્યો–"આ ભય કર સ્ત્રી કોણ છે? તે આપણને વાર વાર શા માટે મદદ કરે છે તે સમજી શકાતુ નથી!"

"એ સ્ત્રી મહા સમર્થ લાગે છે! એનુ ભયંકર સ્વરૂપ બનાવટી હોય તો કઇ અજાયબી પામવા સરખુ નથી!" બળ બોલ્યો:

"પણ આપણે કુમારના છુટકારા માટે ભોંયરામાં જઈએ, ત્યારે બલદેવસિંહ ખંડીયેરમાં ઘુસી ન આવે તે માટે શો બંદોબસ્ત કરીશું ?" રાજાનું બોલવું પૂર્ણ થયું, એટલામાં ખંડીયેરના દ્વારપર લડાઈ ચાલુ થઈ હોય એવો ગરબડાટ સંભળાવા લાગ્યો, જેનું કારણ જાણવાને ચતુર અને બળ ત્યાં દોડી ગયા થોડી વારમાંજ તેઓ પાછા ફર્યા અને ચતુરે જણાવ્યું –" મહારાજ ! દ્વારપર લડાઈ થઈ રહીછે ! આપણા કોઈ મિત્રે ચાલાકીથી બલદેવસિંહને કેદ કીધાથી તેની ફોજ નહાસભાગમાં પડી છે ! તપાસ કરતાં ખબર મળી કે, બલદેવસિંહના કેટલાક સ્વાર મેદાન તરફ નહાસી ગયા, જેઓ મ્હોટેથી બૂમો પાડતા હતા કે 'તમો સૌ અત્રેથી નહાસી પ્રાણ બચાવો ! રાજા બલદેવસિંહ કેદ પકડાયો છે !' આથી બલદેવસિંહના ઘણાખરા સીપાઇ નહાસી ગયા છે, અને થોડાક ખંડીયેરમાં ઘુસી આવવાની તજવીજ કરે છે, તેમને તો આપણા બહાદુરો ધુળ ચાટતા કરી નાખશે !"

"ત્યારે તો બાકી રહેલા દુશ્મનોને નહસાડવા જોઈએ !" રાજા કુલીનસિંહ ઉતાવળે બોલ્યો, અને ખુલ્લી તલવારે દરવાજા તરફ દોડયો, એટલે ચતુર, વગેરે પણ તેની પાછળ ગયા.

વાચનાર ! રાજા બલદેવસિંહની ફોજ નહાસભાગમાં કેમ પડી તે તપાસીએ કેસરીકુમારનો મિત્ર બાંકેસિંહ ઉર્ફે બહાદુર બલદેવસિંહને તેડી ગયો તેને એક પ્રહર વીત્યા બાદ કેસરીકુમારે પોતાના સાથીઓને અશ્વપર સ્વાર થઈ જવાનો હુકમ કીધો, જેથી અજાયબ થઈને બલદેવસિંહના અઈયારોએ તેમ કરવાનું કારણ પૂછતાં તેણે દમામમાજ જણાવ્યું-" અમે શું કરીએ છીએ તે શાતીથી જુવો !" આમ કહેતાં તે પોતાના અશ્વપર સ્વાર થયો, અને પોતાના સાથીઓને ઈશારત કરી મ્યાનમાંથી તલવાર ખેંચી બલદેવસિંહના સીપાઈઓને કાપતો અને તે સાથે તેમનો રાજા કેદ પકડાઈ જવાથી તેમને નહાસી જવાને સુચવતો પોતાના સાથીઓ સાથે મેદાન તરફ ઘોડો દોડાવતો જતો રહ્યો. તરતજ બલદેવસિંહના અઈયારો સમજી ગયા કે કેસરીકુમારનું સ્વરૂપ ધારણ કરનાર કોઈ ચાલાક અઈયાર હશે, પણ તેઓ કંઈ કરી શકયા નહીં કેમકે, બલદેવસિંહની તમામ સેના ગફલતમાં પડી હતી.

રાજા કુલીનસિંહ, ચતુર, વગેરે ખંડીયેરના દ્વારપર જતા તેમના સીપાઈ જુસ્સામા આવી ખંડીયેરમા પ્રવેશવાની તજવીજ કરી રહેલા બલદેવસિંહના અઈયારો અને સીપાઈઓ સાથે લડવા લાગ્યા, અને તેમને મારી નહસાડયા બલદેવસિંહના અઈ-યારોએ પોતાના સીપાઈઓને ભેગા કરવાની બહુ તજવીજ કરી, પણ રાજા વિનાની ફોજ એકવાર ગભરાટ ફેલાતા ભગાણુ પડયુ, એટલે ભેગી થવી મુશ્કેલ છે આ લડાઈમા લગભગ એક કલાક વહી ગયો રાજા કુલીનસિંહના વીસ સીપાઈ જખમી થયા, જ્યારે બલદેવસિંહના બસેં સીપાઈ માર્યા ગયા, અને એકસો કરતા વધુ જખમી થયા પકડાયલા કેદીઓને પૂછવાથી પણ કેસરીકુમાર અને બલદેવસિંહને લગતી ખરી હકીકત રાજા કુલીનસિંહને જણાઈ નહી માર્યા-ગયલા તેમજ જખમી હાલતમા પકડાયલા દુશ્મનોની ઘટતી વ્યવસ્થા કરવાનો બંદોબસ્ત કરી રાજા કુલીનસિંહ આનંદ-કુમાર, ચતુર, બળ, બદરીનાથ અને કમલા ભોયરામા જવાને તૈયાર થયા શક્ષસીએ રાજમાર્ગ ઉઘાડેલ હોવાથી ભોયરાનો દર-વાજો ઉઘાડવામા હવે મુશ્કેલી નડી નહી સર્વ આતુરતા સહ અંદર ઉતર્યા ભોયરામા કોઈને ન જોવાથી રાજા, વગેરે સર્વ ચારે તરફ શોધવા લાગ્યા, પણ ક્યાયથી તેમની ભાળ મળી નહી જે સ્થળે ઇંદ્રજીતકુમાર, હમીર અને કામીનીને છોડી બળ બહાર આવ્યો હતો તે સ્થાને પણ તેઓ નહોતા આથી સર્વની આતુર-તામા વધારો થયો સીડી નીચેની ઓરડી બંધ હોવાથી તેમા તપાસ કરવાની રાજા કુલીનસિંહે આજ્ઞા કરી, એટલે કમલાએ આગળ જઈને તેના બારણા ઉઘાડયા, અને નમીને અંદર જોયુ, જેમ થોડીવાર જોયા બાદ ઓરડીમા પ્રવેશ કરીને તેણે આનંદ-કુમાર અને બળને અંદર બોલાવ્યા તેઓ ઘણી વાર સુધી પાછા બહાર આવ્યા નહી, એટલે બહાર ઉભેલા રાજા, વગેરેને ચટપટી થવા લાગી, અને ચતુરે તેમને બૂમ પાડી, જેનો જવાબ મળ્યો નહી આથી અજાયબ થઈને રાજા, વગેરે ઓરડીમા તપાસ કરવાને ગયા આ ઓરડી ન્હાની પણ સંગીન બાંધણીની હતી તેની ચારે તરફની પથ્થરની ભીંત ઉપર ખૂબ ધ્યાનથી જોવાથી પણ એકાદ બારીબારણુ કે અલામારીની કશી નિશાની તેમના જોવામા આવી નહી. ઉપરની છતમા એક હાથ જઈ શકે એટલું બાકોર હતુ,

પણ ત્યા સુધી હાથ પહોચાડવાને ત્યા કઈ આધાર નહોતો આનદ-કુમાર, બળ અને કમલા એ ઓરડીમાથી કયા જતા રહ્યા હશે, તે જાણવાને સર્વ ઘણી વાર સુધી તે ઓરડીમા આમથી તેમ ભીંત, ભોય, વગેરે તપાસતા રહ્યા આખરે કોઈના અવાજે તેમને ચમકાવી દીધા છતમાના બાકોરામાથી તે અવાજ આવતો હોવાથી તે તરફ જોતા તેઓ ગભરાટ અને આતુરતાથી સાભળવા લાગ્યા—"બસ! હવે તાકીદે ભોયરામાથી બહાર જાઓ, નહિતો પ્રાંણ ખોઇ બેસશો! તમે બહાર જશો તો બને કુમારોની ભાળ મેળવી તેમને છોડવવાની તજવીજ કરી શકશો! હાથમા ચમકતો ભાલો રાખવાવાળી હુ રાક્ષસી છુ, પણ આ સમયે તમને મદદ કરી શકતી નથી! ભોયરાની બહાર જઈ તમે રત્નપુર રવાના થજો! હુ તમને ત્યા મળીશ, અને સઘળી હકીકત જણાવીશ! હું જાઉં છુ, અને તમે પણ સત્વર બહાર નીકળી જાઓ નહિતો કુમારો માફક આફતમા પડશો!" આ સાભળી રાજા સ્તબ્ધ બની ચતુરનુ મુખ જોતો ઉભો રહી ગયો તેની આખમા ઝળઝળીયા ભરાઈ આવ્યા રાજાની આવી સ્થિતિ જોઈ ચતુર કઈ પણ બોલ્યા વગર હાથ પકડી તેને ભોયરાની બહાર તેડી ગયો મુઝવણ, વીમાસણ, અજાયબી અને દીલગીરીની મીશ્ર લાગણીથી ચતુરનુ હૃદય પણ બહુજ કોમળ થઈ રહ્યુ હતુ મહા મહેનતે તેણે હિંમત ધરી રાજાને અનેક પ્રકારે સમજાવી ધીરજ આપી હવે ત્યા રહેવાની કઈ જરૂર ન જણાયાથી રાજા પોતાની ફોજ અને કેદ પકડાયલા બલદેવસિંહના સીપાઈઓ સહ રત્નપુર તરફ રવાના થયો બદરીનાથને રાજાની સાથેજ મોકલી ચતુર રાજાની આજ્ઞાથી દક્ષિણ દીશા તરફ ચાલ્યો

---

## પ્રકરણ ૧૦ મું.

## રાક્ષસી કોણ?

પ્રભાતનો સમય હતો સૂર્યના તાપમા સોનેરી ચળકાટ મારતા જગલી ઝાડો જગલની શોભામા વધારો કરતા હતા. આમ તેમ ઉડી રહેલા પક્ષિઓના કલરવથી આખુ જંગલ ગાજી

વધુ રમણિક લાગતુ હતુ આ સમયે કમલીની અને તેની સખી અજબ ઘોડેસ્વાર થઈ વાતો કરતી ધીમી ચાલે ચાલી જતી હતી આમ ચાલતા તેઓ એક ઝરાને કીનારે જઈ પહોચી આ ઝરાનો પટ વીસેક હાથનો હતો, પણ દસેક હાથની પહોળાઈ જેટલા ભાગમા પાણી વધુ ઉંડા હતા, ઝરાના બને કીનારાપર બહુ છેટે સુધી બોરસલીના ઘટાદાર ઝાડ હતા જેના સુકા ફુલોની સુગંધ ચોમેર પ્રસરી રહી હતી કમલીની અને અજબ ઝરાને કીનારેજ આગળ ચાલી. તેઓ આગળ વધી તેમ જમીન ઉંચાણુવાળી આવતી ગઈ, જેથી તેઓ એકાદ ટેકરાપર ચ્હડતી હોય એમ લાગ્યુ આ ચઢાવ ઉપર લગભગ બે કોશ જેટલી મંજલ કાપ્યા બાદ તેઓ એક એવા સ્થાનમા જઈ પહોચી, જ્યા ઝરાના બને કીનારાપરના ઝાડ નમીને પરસ્પરમા એવા મળી ગયા હતા કે ઝરાના વહેતા પાણી ઉપર સંપૂર્ણ છાયા થઇ ગઈ હતી આ સ્થળે ઝરાના કીનારાપર એક પુરૂષ જેટલી ઉંચાઇનો એક ચણુતરો હતો, જે કોઈ સાધુ યા માહાત્માની સમાધી હોય, એમ લાગતુ હતુ આ ચણુતરા આગળ પહોચતા કમલીની અને અજબ અશ્વ ઉભા રાખી નીચે ઉતરી. અજબે પોતાના અશ્વને જીન ન છોડતા એમજ ચરવા છોડયો જ્યારે કમલીનીએ પોતાના અશ્વની પીઠપરનો બોજો ઉતારી, લગામનો ચોકડો પણ કહાડી લઈ તેને છુટો ચરવા મુકી દીધો અજબે પોતાનો અશ્વ ચરી રહેતા તેને ઝરામાથી પાણી પીવરાવી એક ઝાડના થડ સાથે બાધી દીધો અને પછી બંને એક સીલા ઉપર થાક ખાવાને બેઠી વાત કરતા કમલીની બોલી—"બહેન, હવે અહીંથીજ આપણે જુદા પડીશુ !" આ સાભળી અજબ નિરાશાભરે અવાજે બોલી—" સખી ! આ દુશ્માનાઈ તો હદની બહારજ થવા લાગી !"

" પણ એમા મારો શો વાક સખી ? " કમલીનીએ કહ્યુ

" તમારાપર કોણ દોષ મુકે છે ! મહારાણી પોતાને હાથેજ પગમા કુહાડો મારે છે, તેમા કોઈ શું કરે ? "

"મહારાણી સારીપઠે જાણે છે કે બંને કુમાર તથેસમ સ્નેહ કરશે, છતા તેમની સાથે વેર બાધવુ એ મૂર્ખાઈ નહી ?"

" અને એ મૂર્ખાઇના કડવા ફળ તેમને ચાખવા પડશે !" અજબ ભાર દઈને બોલી—"તમે એમનો સાથ છોડી દીધો, એ સારૂં કર્યુ ! તમારી મનકામના અવશ્ય પુર્ણ થશે !"

"જેવી ઈશ્વરેચ્છા !"

"ઈશ્વરેચ્છા શુ ? આખોના ભાવ ઉપરથી એમના અ તરની સ્થિતિ શુ તમારાથી અજાણી છે !" આમ કહી અજબ હસી કમલીનીએ સહેજ મુખ મલકાવ્યુ, પણ તે ગ ભીર બની બોલી—"આ સમયે તેમને આફતમાથી તાકીદે છોડાવવા જોઇએ !"

"ત્યારે કંઈ તજવીજ કીધા વિના તમે કેમ ચાલ્યા આવ્યા ?"

"કીસનરાયે અત્રે મળવાનો વાયદો કીધો છે તેથી !"

"કીસનરાયને આ સ્થાન બતાવ્યુ કોણે ?"

"મે ! મારા સિવાય આ સ્થાનનો ભેદ કોણ જણાવે વળી ?"

"હ અઅઅ ! આ સ્થાનનો ભેદ આજ સુધી મારાથી છૂપાવ્યો અને કીસનરાયને કહેવાયો ! મને કહેતા તો તલેસમના બ ધારણની પ ચાત નડી હતી, અને કીસનરાયને માટે એ બધુ કયા જતુ રહ્યુ ? સખી, એની એવી કઈ વાત પર રીઝી ગયા ?" અજબને ધીમેથી તમાચો મારતા કમલીની બોલી "હુચ્ચી ! કીસનરાય ઉપર શાની રાજી થાઉ ! એની પાસેથી કોઈના લોહીથી લખાયલુ પુસ્તક છે તે ઓરડીની ચાવી લેવી છે !"

"કુચી મેળવ્યા પહેલાજ તેને અત્રેનો ભેદ જણાવ્યો, અને હવે એ તમને કુચી નહી આપે તો ?" અજબે પૂછ્યુ

"તે વઈતાળના કબજામા હોવાથી ચિ તા નથી !" કમલીની બોલી, એટલામા તેમની પાછળની વૃક્ષઘટામાથી અવાજ આવ્યો—"ખરેખર ! ચિ તા નથીજ !" તેમણે પાછળ ફરી જોયુ વઈતાળને આવતો જોઈ કમલીનીએ ઉભી થતા પૂછ્યુ—"કીસનરાય કયા ?"

"સેવામા હાજર છે !" આમ બોલતો કીસનરાય ઝાડીમાથી નીકળી આવી કમલીનીને નમન કરી ઉભો. કમલીનીએ તેને પૂછ્યુ—"કીસનરાય, તમારૂ વચન કયારે પૂર્ણ કરો છો ?"

"હુ તૈયાર છુ ! આપ આ સમાધી ઉપર હાથ મુકી પ્રતિજ્ઞા લ્યો, એટલે હુ મારૂ વચન પૂર્ણ કરૂ !" કીસનરાયે કહ્યુ

"મારો પણ ખ્યાલ રાખજો !" વઈતાળ બોલ્યો. તરતજ કમલીની સમાધી સામે જઈ નમન કરીને બોલી—"જે મહા પુરૂષ દરેક શાસ્ત્રમા નિપૂણ પ ડીત, પૂર્ણ યોગી, ભૂત, ભવિષ્ય અને વર્તમાન જાણનારા અને ઈશ્વરના પરમ ભક્ત હતા, અને જેમને મારા રક્ષણ માટે નિર તર કાળજી છે, તે યોગીરાજ સાક્ષાત

મારી સમક્ષ છે, એમ સમજી હુ પ્રાર્થના કરૂ છુ કે, મહાત્માજી મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરો!" આટલુ બોલી સમાધીને પોતાનો જમણો હાથ લગાડી તે બોલી—"કીસનરાય મને પોતાની પાસેની કુચી આપશે તો હું એમની સાથે કદી કપટ રમીશ નહી, એમને મારા બધુ ગણી સદા એમનુ ભલુ કરવામા તત્પર રહીશ! વઈતાળ તરીકે પોતાને ઓળખાવનાર આ પુરૂષને પણ કીસનરાયની માફક ગણીશ, એવી મારી પ્રતિજ્ઞા છે!" તરતજ કીસનરાયે ગજવામાથી હાથીદાતની એક નાજુક દાબડી કહાડી કમલીનીને આપી-જે મલકાતે મુખે લઈને તેણે માનસહ પોતાને મસ્તકે લગાડી. પછી તેઓ ચારે સીલાપર બેસી વાત કરવા લાગ્યા.

"આપે અમને ભાઈ ગણ્યા તો આપ આગળ સકોચ રાખવો એ મૂર્ખાઈ છે!" વઈતાળ બોલ્યો—"બહેન, આપની પાસે અનેક તીલસ્મી વસ્તુ છે, માટે મને અને કીસનરાયને કોઈ એવી ઉપયોગી વસ્તુ આપો કે તે અમને આફતને વખતે કામ લાગે!"

"અહો! એનો મે પહેલાથીજ વિચાર કીધો છે!" કમલીની બોલી "હમણાજ આપુ છું!" આમ કહેતા તે ઉઠીને ઝરામા ઉતરી તરતી મધ્ય ભાગમાં જઈ પાણીમા ડુબકી મારી ગઈ એ ભાગમા પાણી ઉંડા હોવાથી તે કયા ગઈ તે જાણી શકાયુ નહી સર્વ તેની બહાર નીકળવાની રાહ જોતા અજાયબી સહ પાણીમા આવતા પરપોટા તરફ જોઈ રહ્યા. લગભગ અર્ધો કલાક વીત્યા બાદ તે પાણીમાથી બહાર નીકળી, જે વખતે તેના એક હાથમા મીણ કાપડની એક ન્હાની ગાસડી અને બીજા હાથમા લોખડની સાકળ હતી, જેનો બીજો છેડો ઝરાના પાણીમાજ હતો તે સાકળ ખેચવાનુ વઈતાળ અને કીસનરાયને જણાવી, અને પોતે પેલી ગાસડી છોડી તેમાથી કાળા રંગની એક સાડી અને ચોળી કહાડી પોતાના ભીંજાયલા વસ્ત્ર બદલવાને સમાધીની પાછળ ગઈ તે વસ્ત્ર બદલીને આવી એટલામા વઈતાળ અને કીસનરાયે સાંકળ ખેચીને તેની સાથે જડેલી લોખડની એક મજબૂત પેટી ઝરામાથી બહાર ખેચી કહાડી તે સીલાપર મુકાવીને કમલીનીએ એક ચાપ દબાવી તેનું ઢાકણુ ઉઘાડયુ પેટીમા શું હશે તે જાણવાની આતુરતાથી વઈતાળ, કીસનરાય અને અજબ નમીને તેમા જોવા લાગ્યા. તેમા ચાર ખજર, એક ભાથો અને પાચ વીંટીઓ હતી.

તેમાની એક વીંટી પોતાની આગળીએ પહેર્યો બાદ એક ખંજર લઈ મ્યાનમાથી કહાડી તેનુ પાનુ ચમકાવતા કમલીની બોલી—"જુઓ, આ ખંજર લોખંડની કે ગમે તેવી સંગીન વસ્તુપર પડે તેના બે ટુકડા કરી નાખે છે! એનો હાથો દબાવ્યાથી એમાથી એક પ્રકારનો ચમકાટ નીકળે છે, જે સેંકડો માણસોની આખો આંજી નાખે છે! અત્યારે સૂર્યનો પ્રકાશ છે તો પણ એના ચમકાટનો અજબ પ્રભાવ તમને સહજમા જણાશે!" આમ કહેતા તેણે ખંજરની મૂઠ દબાવતા તેમાથી એવો ચમકાટ નીકળ્યો કે ને સામે તેઓ ત્રણેની આખો ઉઘાડી રહી શકીજ નહી ચમકાટ બંધ થતા તેમણે આખો ઉઘાડી, એટલે કમલીની બોલી—"વળી આ ખંજર જેના શરીરને સહેજ લાગશે કે તરતજ તે બેહોશ થઈ પડશે! જુઓ વઇતાળ, તમે એને હાથ લગાડો એટલે જણાશે!" વઇતાળે ખંજરના પાનાને સહેજ આગળી લગાડી, એટલે તેના આખા શરીરમા એક પ્રકારની ઝઝણાટી પેદા થઈ અને જોતજોતામા તે બેહોશ થઈ જમીનપર ઢળી પડયો કીસનરાય અને અજબ અજાયબી સહ તેણીનુ મુખ જોઇ રહ્યા, અને કીસનરાયે પૂછ્યુ—"હવે એમને શુદ્ધિમા શી રીતે આણશો?"

"સહેલાઈથી!" આમ કહેતા તેણે જે હાથમા વીંટી પેહરી હતી તે હાથ તેના શરિરપર જરા વાર ફેરવ્યો, એટલે તે શુદ્ધિમા આવી બેઠો થયો, અને બોલ્યો—"ખરેખર! અજાયબ ખંજર છે! પણ એ અમે અમારી પાસે કેમ રાખી શકીશુ?"

"હુ રાખુ છુ તેમ!" કમલીનીએ કહ્યું, અને પેટીમાથી પેલી વીંટીઓ કહાડી બતાવતા તે બોલી—"આમાની એકેક વીંટી આગળીએ પેહેરશો, એટલે ખંજરનો સ્પર્શ કરી શકશો, તેમજ એનો ચમકાટ પણ તમને જણાશે નહીં! આમ કહી તેણે કીસનરાય, વઈતાળ અને અજબને એકેક વીંટી પહેરવાને આપી, અને પછી એકેક ખંજર તેમને આપ્યુ આથી તેમને બેહદ ખુશાલી ઉપજી પેટીમાથી એક ખંજર વધુ નીકળ્યુ હતુ તે પોતાની પાસે રાખતા તે બોલી "આ ખંજર કુમાર ઇંદ્રજીતસિંહ માટે છે, તે એમને મળીશ ત્યારે આપીશ! મારા આ ભાલામા પણ ખંજર જેવીજ શક્તિ છે એમાથી ચમકાટ જરા વધારે નીકળે છે!" આમ કહેતા તેણે ચાર છુટા કટકા જોડીને એકઠા કીધા, એટલે લાંબો

ભાલો થઈ ગયો પોતાના ભીંજાયલા વસ્ત્ર ઝાડ ઉપર સુકવવાને નાખવાનુ તેણે અજબને કહ્યું, અને તે સુકાય તે દરમ્યાન તેઓ ભવિષ્યની મસહલત કરવાને બેઠા, એટલે કમલીનીએ અજબને કહ્યું—"સખી, મારા વસ્ત્ર સુકાય તે પહેરીને તુ મારૂ સ્વરૂપ ધારણ કરી તળાવની વચ્ચેના મહેલમા રહે કે મારી ગેરહાજરીથી આપણા સેવકોના મનમા શક ન જાય અને તેઓ એમ સમજે કે હુજ કઈ કામ અર્થે બહાર ગઈ છે!"

"સારૂ! પણ તમે કયા જશો?" અજબે પૂછયુ.

"તે ચોક્કસ નથી કેમકે, મારે ઘણા કાર્ય કરવાના છે!" કમલીનીએ જણાવ્યુ, અને વઈતાળ તથા કીસનરાય પ્રત્યે બોલી—"તમે બ ને ભાઈઓ પણ ઈચ્છામા આવે ત્યા જાઓ, અને મહારાજા કુલીનસિહજીનુ ભલુ કરવાની તજવીજ કરો!"

"બહુ સારૂ, પણ વારૂ આવા ખ જર પેલા લોકોની પાસે પણ હશે કે?" કીસનરાયે પૂછ્યુ

"ત્યારે ફરી તેમની પાસે જવાની ઈચ્છા છે?" કમલીનીએ મુખ મલકાવીને કહ્યુ—"તમારી અજબકુ વરીને નીરખવાની હોશ થઈ લાગે છે! ભલે! ત્યા જજો! એવી એકે વસ્તુ હજી તેમને હાથ લાગી નથી!" કીસનરાયને આથી આન દ ઉપજેલો જોઈ તે બોલી—"પણ ખ જર તમારી પાસે છે, એથી બેફીકર બની જતા નહી! સર્વત્ર સાવધ રહેજો!" આમ કહી તેમને ત્યાં બેસાડી તે સમાધીની પાછળ ગઈ, અને પેટીમાથી કહાડેલી એક શીશીમાનો અર્ક પોતાને આખે શરિરે લગાડયો, જેથી તેનુ સ્વરૂપ તદન કાળુ થઈ ગયુ પછી અજબને પોતાની પાસે બોલાવી તેની પાસેથી બે લાબા બનાવટી દાત લઈ પોતાના ઉપલા હોઠ નીચે ગોઠવી દીધા, અને હાથમા ભાલો લઈ તે કીસનરાય અને વઈતાળની સામે આવી ઉભી તેનુ આ વિચિત્ર તેમજ ભય કર સ્વરૂપ જોઈ ક્ષણવાર તો તેઓ સ્તબ્ધજ બની ગયા અજબે કમલીનીનુ સ્વરૂપ ધારણ કરી તેના વસ્ત્ર પહેરી લીધા હવે તેઓ જવાને તૈયાર થયા, એટલે કમલીનીના કહેવાથી વઈતાળે પેલી પેટી અને ઝાકળ ઝરામા ફેકી દીધા. અજબ કમલીનીના અશ્વપર જીન નાખી સ્વાર થઈ, અને કમલીની તેના અશ્વપર સ્વાર થઈ. કઈ મસહલત કરી તેઓ ચારે જુદે જુદે માર્ગે રવાના થયા.

" વાચનાર! ભયકર રાક્ષસી કોણ હતી તે તો જાણ્યુ, પણ રાજા કુલીનસિંહ, વગેરે પોતાની એ ભેદી મદદગારનો ભેદ ક્યારે જાણશે? આપણે પણ તેને ક્યા પૂરતી ઓળખીએ છીએ! કમલીની રાક્ષસી છે, એટલુ જાણ્યુ, પણ કમલીની કોણ છે તે હજી આપણે જાણ્યુ નથી। તેનો ભેદ જાણવાને અત્યારે તેની સાથે જવાની ઈચ્છા તો થાય, પણ સજોગો જોતા વઈતાળની સાથે જવાની જરૂર છે, માટે હાલ તરત એ ઈચ્છા દબાવવીજ પડશે! લ્યો। વિચારમા આપણે ઉભા રહ્યા, એટલામા તેઓ ચારે જગલમા અદ્રશ્ય થઇ ગયા। હવે આપણે ચાલો વઈતાળ ગયો તે માર્ગે જઈએ। બે દિવસ તો આથડયા પણ કોઈ મળ્યુ નહી ત્રીજો દીન પણ આખો અથડામણમાજ પસાર થયો। રાત પડવાની તૈયારીઓ આકાશમા થવા લાગી, એટલે આરામ લેવા ઘેર પહોચાય તો સારૂ, એમ દરેકના મનમા થયુ હશે, પણ અજાણ્યા મુલકમા પહાડોની વચ્ચે જ ગલમા હોઇએ ત્યાથી ઘેર કેમ પહોચીએ? ઘરનો માર્ગ બતાવવા એકાદ ભોમીઓ જોઈએ, તે પણ અત્યારે કોણ? ત્રણે તરફ ઉચા પહાડ અને એક તરફ કેટલાક કોસો સુધી રમણીક ખુલ્લુ મેદાન હતુ રાત્રીના આગમન સમય સાથે સૂનકાર છવાયલો હોવાથી એ મેદાનને ભયકર સ્વરૂપ ધારણ કરવાની પ્રકૃતી ફરજ પાડતી હતી સૂર્ય અસ્ત થવાને હજી થોડો સમય બાકી હતો છતા ગગન સાથે વાત કરતા ઉચા પહાડો રવીની છેવટની લાલીમાનો પ્રકાશ મેદાનમા પ્રવેશ થવા દેતા નહોતા, એટલે અધકાર ફાવી જાય, એમા નવાઈ શી? હવે રાતની રાત આરામ ક્યા લઇશુ? પશ્ચિમ તરફના પહાડની તલેટીમા ચામડાનો એક તબુ ઠોકેલો જણાય છે તેનોજ આસરો લઈએ! તબુની પાસે પહોચતાજ તેના દ્વારપર વઈતાળ આમતેમ ફરતો જણાય છે તેને જોતા તેને માટે આપણા મનમા અનેક વિચારો ઉપજે, એ સ્વાભાવિક છે। તેની યુવાવસ્થા તેનો સાથ છોડી ગઈ હતી, અને ચિતારૂપી ચીતાની ધુધવાતી આગના તાપમા બળી કોયલા સરખુ થયલુ તેનુ શરિર સુકાઈ ગયુ હતુ, તોપણ મજબૂતી, ચપળતા અને બહાદુરી દ્રઢ મિત્ર પેઠે આવી હાલતમા પણ તેને વળગી રહ્યા હતા આ સમયે તે કઇ ઉડા વિચારમા નીચુ મસ્તક રાખી આમતેમ ફરતો હતો વારવાર ઉંચી નજર

ફરી ઉંડા નિ શ્વાસ નાખતો તે ઉત્તર દિશા તરફ જોતો હતો કેટલોક સમય આ હાલતમા પસાર કીધા બાદ રાત્રીનો અંધકાર ચોમેર ફેલાતા તે મનમા બોલ્યો-" હવે બહુ વિલંબ થઈ ગયો ! કઢંગે સમયે આફત માથે વ્હોરી લીધી !" તેનુ બોલવુ પૂર્ણ થયુ નહોતું એટલામા ઉતર તરફથી એક સ્વાર ઝડપથી ઘોડો દોડાવતો તેની તરફ આવતો જણાયો, અને પાસે આવતા જણાયું કે સીપાઈના વેશમા તે એક સ્ત્રી હતી તેની પાસે ઢાલ અને તલવાર સિવાય બીજુ હથીયાર નહોતુ તે પણ ચાળીશેક વર્ષની પુખ્ત વયની દીસતી હતી. યુવાવસ્થામા તે અત્યંત સ્વરૂપવાન અને મોહક આ-કૃતિની હોય તેની સાબીતી તેના શરિરનો બાંધો, ઘાટ અને દેખાવ અત્યારે પણ આપતા હતા તંબુની પાસે અશ્વને ઉભો રાખી નીચે ઉતરી તંબુના એક દોરડા સાથે ઘોડાને બાંધ્યા બાદ તે વઇતાળ પાસે આવી બોલી-" શાહાબાસ વઈતાળ ! તનારી કબુલાત સાચી ખરી!"

" પણ તમે મારા મિત્ર છો કે શત્રુ તે હજી કંઈ મારા સમજ-વામા આવ્યુ નથી !" વઇતાળ આતુરતાસહ બોલ્યો

"અહોહો ! એ સમજવાની શક્તિ તમારામા હોત તો જીવતા છતા મૃતદેહની ગણત્રીમા ન આવત !" તે હસીને બોલી

" ઠીક ! પણ હવે તમારે શું કહેવુ છે ?" વાતનો પ્રસંગ ફેરવવા વઈતાળે કંટાળીને પૂછ્યુ.

" ફક્ત એક કામ તમારી પાસે કરાવવાની ઈચ્છા છે !" તે ગંભીર અવાજે બોલી-" તે તમે સહેલાઈથી બજાવી શકશો ! જુઓ ! મારી આજ્ઞાને માન આપી મને રાજી કરવા તમારે કમ-લીનીનુ ખુન કરવાનુ છે ! " આ સાંભળી વઈતાળ સ્તબ્ધ થઇ ગયો તેના ચહેરા ઉપર ફીકકાસ છવાઈ ગઇ, હૈયુ ધડકવા લાગ્યુ, મુખ-માથી એક શબ્દ નીકળી શક્યો નહી ! તેની આ હાલત જોઈ તે સ્ત્રી ત્યા ઘાસપર બેસી જઈ મલકાતે મુખે તેની તરફ જોઈ રહી થોડી વારે વઈતાળે ખીન્ન વદને કરગરીને તેને પૂછ્યુ " ખરેખર, મારે એમ કરવુ જ પડશે ?"

" હા ! કમલીનીનુ મસ્તક મારા ચરણમા હાજર કરવું જ પડશે !" તે દમામમાજ બોલી વઈતાળ કમકમ્યો, પણ એકાએક કંઈ યાદ આવતા દઢ અવાજે બોલ્યો-"નહી ! મારાથી એ કામ

નહીજ કરી શકાય, આજ સુધીમા કીધેલા પાપોનું પ્રાયશ્ચિત કરી શકાય તેમ નથી તો પાપનો વધુ ભાર કેમ ઉપાડી શકીશ!"

"શુ મારી આજ્ઞાનો અનાદર કરવાની તુ હિમત કરીશ?" તેણે તપી જઈને પૂછ્યુ. વઈતાળ વિચારમા પડી ગયો તે મનમા બોલ્યો—"અફસોસ! મારા જેવો અભાગી કોણ હશે? લાખો સમય મરણ પામેલાઓની સખ્યામા ગણાયા બાદ જીવતો સાબીત કરી સુખમા જીવન ગાળવાનો સમય પાસે આવતો હતો, પણ એવા સુભાગ્ય કયાથી? હાય! જીદગીભર ઉઠાવેલી ગ્રહેમત ઉપર સહેજમા પાણી ફરી જશે! અરેરે! જે શરીરની રગેરગમા ભલાઈની પવિત્રતાના પારાવાળુ રકત વહે છે તેનો દુશ્મન બનવાની ફરજ પાડવામા આવે? આ પીશાચણીની આજ્ઞાનુ ઉલ્લઘન કરી શકાય તેમ નથી! હાય એકજ ભૂલથી મારી તમામ જીદગી દુખમય અને નિરૂપયોગી બની ગઈ! શુરસેન ખરૂ કહેતો હતો! સર્વ બાબતોનો વિચાર કરીનેજ તેણે મારૂ નામ કાળ પાડયુ હતુ! હાય! મારૂ મુખ જોતા પણ તેને તિરસ્કાર છૂટે છે!" વઈતાળના મનમા ઉછળતા વિચારતરગનો ઉભરો ક્ષણ વારમા શાત થઈ ગયો! વીમાસણ અને મુઝવણના ચક્રરમા પડેલ ચચળ ચીનની નાવને દઢતા રૂપ ચાલાક સુકાનીની મદદ મળી! તે કઈ ઠરાવપર આવતા બોલ્યો-"કમલીની ને મારવા હુ તૈયાર છુ, પણ બદલામા મને ઈનામ શું મળશે?"

"ઈનામ મેળવવાને તુ યોગ્ય છે કે?" તે તિરસ્કારસહ બોલી.

"ત્યારે શુ છેક અધમ હાલતે પહોચ્યો છુ?"

"અલબત્ત!"

"તો હુ તારી આજ્ઞા માનતો નથી! થાય તે કરી લે!"

"વઈતાળ! ખુબ સભાળ! મૂર્ખ ન બન! પાછળથી પશ્ચાતાપ કરવાનો સમય ન આવે માટે પુખ્ત વિચાર કરીને બોલ!"

"પુખ્ત વિચાર કરીનેજ બોલુ છુ! તારાથી હવે હુ લેશ પણ ડરતો નથી!" વઈતાળ જુસ્સા સહ બોલ્યો. તે સ્ત્રીનુ આખુ શરીર ગુસ્સાથી કપવા લાગ્યુ, એટલામા એકાએક દુરથી ઘોડાઓની ટાપનો અવાજ સભળાતા તે બોલી ઉઠી-"સબુર! તારા અહકારનો તને હમણાજ સ્વાદ ચખાડુ છુ!" આથી સહેજ પણ ન ગભરાતા વઈતાળે પોતાની કમ્મરેથી કમલીનીએ આપેલુ તીલસ્મી ખજર કહાડી તેની મૂઠ દબાવી તેમાથી નીકળેલા ચમકાટ

સામે તેની આખો ઉઘાડી રહી શકી નહી તે બહાવરી બની ગઈ તરતજ વઈતાળે ખંજરની અણી તેના હાથને લગાડતા તે જોતજોતામા બેહોશ થઈ પડી હવે વિલંબ કરવાથી પેલા સ્વારો આવી પહોચશે, એમ ધારી ઉતાવળે તે સ્રીની ગાસડી બાધી તેનાજ અશ્વપર નાખી તેપર સ્વાર થઈ તે ત્યાથી ઉતાવળે રવાના થયો રાત અંધારી હતી, અને માર્ગ ખડકવાળો હતો તેથી ઘોડો માર્ગમા વારવાર ઠોકર ખાતો હતો તોપણ મુશ્કેલીએ તે ઘણો માર્ગ કાપી ગયો આખી રાત મંજલ કીધા બાદ પ્રાત કાળે ઘોડો તદન થાકી ગયાથી એક પગલુ આગળ ભરી શકતો નહોતો, એટલે એક સ્થળે મુકામ કરવા તે અશ્વથી નીચે ઉતર્યો, અને તે સ્રીની ગાસડી ઉતારી, શુદ્ધિમા ન આવે તે માટે તેને બેહોશીની ભૂકી સુંઘાડી થાકીને લોથ થયેલ અશ્વ પીઠ ખાલી થતા તરતજ જમીનપર ઢળી પડી ત્યાજ મરણ પામ્યો વઈતાળ ખોટી ન થતા તે સ્રીની ગાસડી પોતાની પીઠે બાધી રસ્તે પડયો એક પ્રહર દીન ચ્હડતા સુધી ચાલ્યા બાદ તે એક સાધારણ ઉચાઈવાળા ટેકરા આગળ જઈ પહોચ્યો આ ટેકરો લીલોતરી અને ગંભીર ઝાડોની ઘટાથી રમણીક લાગતો હતો તેની વચમાની ટોચપર ઉંચુ તાડનુ ઝાડ હતુ, જેને મથાળે લાબા બાણુમા બાધેલી ગુલાબી રંગની એક ધ્વજા ઉડતી હતી વાચનાર! આ નિશાન કમલીનીએ ચ્હડાવ્યુ હતુ, કીસનરાય, વઈતાળ અને અજબને આ ટેકરી ઉપર મળવાનુ તેણે મુકરર કરેલુ હતુ ચારેમાથી કોઈને પણ પોતાનામાથી કોઈને મળવુ હોય ત્યારે ટેકરાપર આવવું, અને ત્યા કોઈનો મીલાપ ન થાય તો તાડના ઝાડપર ઉડતી ધ્વજા નીચે નમાવી દેવી ત્રણેઓમાથી કોઈ પણ એ ધ્વજા નમેલી જુએ એટલે તેણે ટેકરી પાસે આવી નક્કી કરેલ સ્થાને પોતાના સાથી માટે શોધ કરવી આ ટેકરી રત્નપુર અને ગયાજીની વચમા આવેલી હતી, અને તે ધ્વજા બહુ દૂર સુધી જણાતી હતી વઈતાળ ટેકરી પર ચ્હડવા લાગ્યો કેટલેક સુધી ચાલ્યા બાદ તે પગવાટ છોડી ડહાબી તરફ વળી આડે રસ્તે ચાલ્યો તે તરફ જ ગલી ઝાડોની ઘીચ ઝાડી બહુ દૂર સુધી હતી, તેમા માણસ સ્હેલાઈથી છુપાઈ શકે તેમ હતું આ ઝાડીમા કેટલેક સુધી ચાલ્યા બાદ તે એક ગુફા આગળ જઈ પહોચ્યો, જેનુ મુખ જંગલી લતાઓથી સંપૂર્ણ ઢંકાયલું હતું.

લતાઓ ખસેડી તે ગુફામા દાખલ થયો અને પીઠેથી તે સ્ત્રીની ગાસડી ઉતારી ત્યા મુકીને પાછો બહાર આવી તાડના ઝાડપરની ઝવલ નમાવવાના ઈરાદાથી તે તરફ ચાલ્યો તે ટેકરાની ટોચે પહોચ્યો, એટલામા તાડના ઝાડપર કમલીનીને ચ્હડતી તેણે દીઠી તે રાક્ષસીના સ્વરૂપમાજ હતી વઈતાળને આવતો જોઈ તે નીચે ઉતરી તેની પાસે આવી હસીને બોલી–" ઠીક મળી ગયા ! તમને મળવાનેજ હુ આવી હતી !"

" અને હુ પણ તમને મળવાને આવ્યો છુ !"

" કેમ ? તમને શી જરૂર પડી ?" કમલીનીએ આતુરતાથી પૂછ્યુ, જેનો જવાબ ન આપતા વઈતાળે પૂછ્યુ–" પહેલા તમે શા માટે આવ્યા તે તો જણાવો, પછી મારી હકીકત કહીશ !"

" પહેલા તમારી હકીકતજ જણાવો ! તમારા મુખપર છવાયલી ઉદાસી અને ગભરાટ જોતા કઈ ગભીર કારણ લાગે છે !"

" તેમજ છે !" વઈતાળ ગળગળે સાદે બોલ્યો–" તમારી સગે છેવટનો મીલાપ કરવાજ આવ્યો છુ ! હવે જીવવાની આશા નથી ! નામને કાળુ કલક લાગવા દઈ જાહેરમા અપકિર્ત્તિ મેળવવા કરતા મરવુ બહેતર છે !" આ સાભળી કમલીનીએ અજાયબ થઈને પૂછ્યુ–" પણ એવી શી આફતમા ફસાયા છો ?"

" આફતનુ શુ કહુ ?" વઈતાળ નિરાશાસહ બોલ્યા–" આપણી ગુફામા એક સ્ત્રીને બેહોશ ઉપાડી લાવ્યો છુ તેને જુવો, એટલે આફતનો સપૂર્ણ ખ્યાલ આવશે !" આથી કમલીનીની અજાયબી વધી તે વઈતાળ સાથે ચાલી ગુફાના મુખ આગળ કમલીનીને ઉભી રાખી વઈતાળ અદર જઇને ગાસડી બહાર ઉપાડી લાવ્યો, અને તે છોડીને બેહોશ સ્ત્રીને જમીનપર સુવરાવી કમલીની તરફ જોઈ બોલ્યો–" આ દુષ્ટાની હાસ્તિમા જીવન અકારૂ થઈ પડયુ છે !" કમલીની પણ તે સ્ત્રીને જોતા ચમકીને બોલી–" વઈતાળ ! એની સાથે તમે દુશ્મનાઈ શા માટે કરી ? એને હુ સારી રીતે ઓળખુ છુ ! અરે ! એ કાળી નાગણ એવી ઝેરી છે કે, એના ડખનુ ઝેર કોઈ ઉપાયે દૂર થઈ શકતુ નથી ! એ તમને ક્યા મળી ? તમારે એને કેમ બેહોશ કરવી પડી ?"

" હુ એના પજામા સપડાયલો હોવાથી એની આજ્ઞા માન્યા વિના મારો છુટકોજ નથી !" વઈતાળ અચકાતા બોલ્યો–" કહે-

સંજોગે ગઈ કાલે સાંજે મને જંગલમા મળતા એણે જે કામ કરવાની આજ્ઞા કરી, તે કરવાને હુ રાજી નથી માટી જીદગીને જોખમે મે એની આજ્ઞા માનવાને ના પાડી, અને તમે આપેલ ખંજરની મદદથી એને બેહોશ કરી અહીં ઉપાડી લાવ્યો છુ ! હવે તો મારા પ્રાણ ઉગરે અને મહારાજ કુલીનસિંહજીને મુખ બતાવવાને યોગ્ય થાઉં એવો કંઈ માર્ગ બતાવો !"

"પણ તમે એના પંજામાં શા માટે સપડાયા છો?"

"એને લગતી હકીકત તે દીને મે આપને જણાવી હતી એને લીધે મારે મરવુ પડયુ, એ મે આપને કહ્યું ત્યારે મને એના પંજામાથી છોડવવાની આપે કબુલાત આપી, તે યાદ નથી?"

"પણ તે વખતે તો તમે તે સ્ત્રીનુ નામ શ્યામા કહ્યુ હતુ, અને આ તો માલતી છે ! એની સાત પહેડીની હકીકત હુ જાણુ છુ ! નામમા પણ એણે તમને ઠગ્યા છે ! તમારા કાગળ અને દસ્તાવેજો એના કબજામા હોવાથી એણે તમારી આ દશા કરી છે ! ફીકર નહી ! વારૂ ગઈ કાલે એણે તમને શી આજ્ઞા કરી?"

"આપનુ ખુન કરવાની !" વઈતાળે જણાવ્યુ

"એમ !" કમલીની ગંભીર વિચારમા પડી બોલી—"આજ સુધી મારી સામે એની ચાલાકી ચાલી નહી ત્યારે આખરે તમારી મદદ લેવા તૈયાર થઈ ! હવે બધો હિસાબ બેબાક કરી નાખીશ! હુ એને બરોબર મઝા બતાવુ છું, અને તમારા કાગળ પણ એના તાબામાથી કઢાવી લઉ છુ ! ઘર બેઠે ગંગાજી મળ્યા, તેનો લાભ કેમ ન લઇએ ! કુમાર ઇંદ્રજીતસિંહને છોડવવા માટે એને ઘેર જવુજ હતુ !" આટલુ બોલી કંઈ વિચારમા થોડીવાર ચુપ રહેવા બાદ તે બોલી—"તમે જરા પાસેની ઝાડીમા સતાઈ મઝા જુવો ! હુ એને શુદ્ધિમા આણી બનાવુ છુ ! આ સ્વરૂપમા એ મને ઓળખશે નહી!" તરતજ વઈતાળ જરા દૂર ઝાડીમા સંતાઈ ઉભો, એટલે કમલીનીએ પોતાની થેલીમાથી લખલખો કહાડી તેને સુધાડીને શુદ્ધિમા આણી શુદ્ધિમા આવતા પોતાની સામે ભયંકર સ્વરૂપની રાક્ષસીને ઉભેલી જોતા માલતી ગભરાઈને ઉભી થઈ થરથર કંપવા લાગી, એટલે કમલીની બોલી—"ગભરાશો નહી બાઈ ! આ જંગલની રહેવાસણ હુ એક ભીલડી છુ ! ટેકરાની તળેટીમા ભુંડનો શિકાર કરતી ફરતી હતી, એટલામા તમને ચારલી બાંધીને ઉપાડી જનાર વાંધા

કદનો માણસ મારી પાસે આવી પહોચ્યો તેના દેખાવપરથી મને શક ઉપજતા તે કોણ હતો, અને શુ લઈ જતો હતો, તે વિષે મે તેની પાસે ખુલાસો માગ્યો, જેનો જવાબ આપવાને બદલે તે મારી સામો થયો, એટલે આ મારા ઝેરી ભાલાથી મે તેને ઝખમી કીધો ! પછી તેની ગાસડી છોડી તો તેમાથી તમે નીકળ્યા, એટલે તમને અહીં ઉપાડી લાવી હોશમા આણ્યા ! બાઈ એ કોણ હતો અને તમને કયા ઉપાડી જતો હતો?"

"મારી હકીકત તમને જણાવુ છુ, પણ એ જખમી પુરૂષ જીવતો છે કે કેમ તે પહેલા કહો !" માલતીએ આતુરતાથી પૂછ્યુ

"આ ઝેરી ભાલાથી જખમી થવા પછી એ જીવતો રહે ! અરે ! મારા સાથી તેને બાળવાને પણ ઉપાડી ગયા !" કમલીની બેદરકારીસહ બોલી, જે સાભળી માલતી ઉંડો નિસાસો નાખી બોલી–"હાય ! શુ મારા સૌભાગ્યરક્ષક મારે માટે દેવલોક પામ્યા ! બાઈ, એમના પંજામાથી મને તમારે છોડવવી નહોતી ! એ મારાપર ગમે તેવા ઘાતકી થયા તોપણ મારા અંતઃકરણમાનો તેમના તરફનો પ્રેમ કંઈ ઓછો થાય છે !" ઝાડીમા સંતાઈ ઉભેલા વઈતાળે તેનો આ શોક સાભળ્યો, જેથી તેનુ હઈયુ ધડકવા લાગ્યુ, તેની આખે અંધારા આવવા માડયા મહા મહેનતે હિંમત ધરી તે તેમની વાત સાભળવા લાગ્યો માલતીના શોકભર્યા શબ્દોથી કમલીની પણ જરા વાર વિચારમા ચુપ રહ્યા બાદ બોલી–"પણ એ તમારો પતિ હતો, એમ મારી ખાત્રી કેમ થાય? મારા જેવી એક અજાણી અબળા આગળ તમારો ભેદ ખુલી જવાની ધાસ્તિએ તમે આ બનાવટી વાત કહી, એમ કેમ ન મનાય ? તમને બેહોશ કરી ઉપાડી જનાર માણસ માટે તમારા હઈયામા હેત હોય, એ કેમ વિશ્વાસ આવે ?"

"મારા કહેવાપર તમને વિશ્વાસ ન આવે તો અત્યારે કોઇ રીતે હુ તમારી ખાત્રી કરી શકતી નથી !' માલતીએ કહ્યું

"ઠીક એમ હશે ત્યારે !" કમલીની બેદરકારીસહ બોલી–"હવે જ્યારે એ મારે હાથે મરી ગયો છે ત્યારે એનો વધુ પંચાત શા માટે કરવી ! વારૂ, કહો હવે તમારી શી મરજી છે ?"

"હવે તો કૃપા કરી મને ગયાજીનો માર્ગ બતાવો કેમકે, સંસારમા હવે મારે બીજુ કોઈ સગુ ન હોવાથી ત્યા હું મારા બાબાપને ઘેર રહીશ !" માલતી નિરાશા સહ બોલી

"ઠીક! ચાલો આ ટેકરાની તળેટી સુધી લઈ જઈ હું તમને ગચાજીને રસ્તે ચ્હડાવી દઉં!" કમલીની બોલી–"પણ ઠીક યાદ આવ્યું! કંઈ હરકત ન હોય તો તમારૂ નામ તો જણાવો!"

"મારૂં નામ ફયમન છે!" માલતીએ જણાવ્યું, જે સાંભળતાજ કમલીની મ્હોટેથી હસી પડી ઠાવકુ મુખ રાખી બોલી–"વાહરે! મારી સાથે પણ ચાલાકી! ઠીક મારી ભોળી બાઈ!" માલતી આથી ચમકીને તેને ધારીને જોવા લાગી, એટલે તે બોલી–"મારી સામે જોઈ શું રહ્યા છો? મને ઓળખી શકો તેમ નથી! આજ સુધીમા હુ કદી તમારી નજરે પડી નથી!"

"ત્યારે તો તુ કમલીનીજ છે, અને આ કૃત્રિમ સ્વરૂપ ધારણ કરી મને છળે છે!" માલતી ગભરાયલે અવાજે બોલી

"છટ! કમલીની તે હુ શા માટે થાઉ!" આપણી ભીલડી કરડાકીમા બોલી–"એ મારી દુશ્મનની ઉપમા તે મને શા માટે આપી! રાજા કુલીનસિંહ અને તેના કુટુબીની મદદગાર કમલીની હુ? કોઈ કાળે નહી!" તેનુ બોલવુ પૂર્ણ થયુ, એટલામા ડાહાબી તરફથી કોઈના પગલાનો અવાજ સંભળાયાથી તેણે તે તરફ નજર કરી, અને હસીને બોલી–"લ્યો! આ આવી તમારી કમલીની!" બોગજોગે કમલીનીના સ્વરૂપમા અજબ ત્યા આવી પહોચી, જેને ભીલડીએ કંઈ છૂપી ઈશારત કરી, એટલે તે ગુસ્સાભેર માલતી અને ભીલડીરૂપ કમલીનીની સામે આવી ખંજર કહાડીને ચમકાવતી બોલી–"અહો તમે બંને દુશ્મનો અહીં મળી ગઈ, એ ઠીકજ થયુ! હાઆઆશા! બંને ઉપર સાથેજ વેર વાળી અંતરની આગ બુઝાવીશ! ઈશ્વરે આજે મારી મનકામના પૂર્ણ કરવાની તક આપી!" ભીલડી રૂપ કમલીની તેને જોઈ જાણે ડરી ગઈ હોય તેમ થરથર કંપવા લાગી માલતીના પણ હોશ ઉડી ગયા વઈતાળના સરખુ જ ચમકાટ મારતુ ખંજર તેની પાસે પણ જોતા પોતાના બચાવની હવે તેને આશા રહીજ નહી! તરતજ કમલીની રૂપ અજબે માલતી તરફ ધસી જઈ હાથમાનુ ખંજર તેના શરિરને લગાડયુ, જેથી તે બેહોશ થઈ પડી તરતજ વઈતાળ ઝાડીમાથી બહાર નીકળી આવી કમલીની પ્રત્યે બોલ્યો–"આમા મારૂ કામ તો કંઈ પાર પડયુ નહી!"

"વઈતાળ! બુદ્ધિમાન છતા તમારી મતી પણ કદી ગુમ થઈ જાય છે!" કમલીની હસીને બોલી–"તમારૂં કામ સંપૂર્ણ પાર

પડી ગયું સમજો ! અજબ અત્યારે અહીં આવી પહોચી એથી તમારા ભાગ્ય ફર્યાં, નહીતો મારે જુદીજ ખટપટ કરવી પડી હોત ! આવો ! નીરાતે બેસી હુ તમને બરોબર સમજાવુ !" આટલું કહી તેણે અજબને પૂછ્યુ-" તુ અહીં શા માટે આવી ?"

"એક કામમા તમારી સલાહ લેવા ! તમ વિના એ મુશ્કેલી દૂર થાય તેમ નથી !" અજબે જણાવ્યુ તેઓ ત્રણે ઘણી વાર સુધી વાતચીત કરતા ત્યા બેઠા બાદ કંઈ સલાહ કરીને ઉઠયા, અને બેહોશ માલતીને ઉપાડી ટેકરાની તળેટીમા આવ્યા બેહોશ માલતીને એક ઝાડના થડ સાથે મજબુતીથી બાધ્યા પછી રાક્ષસીરૂપ કમલીની પણ બીજા ઝાડ સાથે બધાઈ માલતીની બેહોશી ઉતારવા તેને લખલખો સુઘાડી અજબ અને વઈતાળ ત્યાથી ખસી જઈ ઝાડીમા સતાઈ ઉભા રહ્યા થોડી વારમા માલતી શુદ્ધિમા આવતા પોતાને ઝાડ સાથે બાધેલ જોઈ ધાસ્તિ સહ ચારે તરફ જોવા લાગી થોડે છેટે બીજા ઝાડ સાથે ભીલડીરૂપ કમલીનીને પણ પોતાની માફક બધાયલી જોઈ તે બોલી-" બાઈ ! તમને કમલીની ધારવામા મારી ભૂલ હતી !"

" તમારે લીધે મારી પણ આ દશા થઈ !" કમલીની બોલી

" તે હુ સમજુ છુ, પણ શુ કરૂ ? અત્યારે લાચાર છુ !"

" ફીકર નહી ! હુ તો થાપ આપીને છુટી થઈ એ હરામખોરની બરોબર ખબર લઈશ ! એનો જીવ લીધા વગર નિરાતે બેસનાર નથી !" રાક્ષસી દાત પીસીને બોલી-" અમો વચ્ચે વેર જુદાજ કારણસર છે ! એકાદ વાત સભાળાવી મને છોડવાની તેને ફરજ પાડીશ ! પણ બાઈ તમારી ચિતા છે ! તમે કંઈ છુટવાનો રસ્તો શોધ્યો ?"

" કંઈ ઉપાય નથી બાઈ ! " માલતી નિરાશાસહ બોલી

" છુટયા પછી હુ કંઈ કરી શકુ તેમ હોય તો મને કહો !" કમલીનીએ કહ્યુ, અને આસપાસ જોતા અધીરાઈથી બોલી-" કયા જતી રહી એ લુચ્ચી ! આવે તો મારો છુટકારો થાય !"

" એ કયા ગઈ તે તમે નથી જાણતા? તમને પણ મારી માફક બેહોશ કરીનેજ બાધી છે શુ ?" માલતીયે પૂછ્યુ

" હા બહેન !" કમલીની બોલી-" હવે આવે તો સારૂ ! મારા હાથપગ સીકડાઈ ગયા છે !" આટલુ કહી તેણે માલતીને

પૂછ્યું—" ત્યારે તમારે માટે કંઇ ઉપાય નથીજ કે બહેન ! તમારો કોઈ મદદગાર હોય તો તમારી આ દશાની હું છુટી થતા તેને ખબર પહોંચાડીશ !" આ સાંભળી માલતી કંઈ વિચારમા થોડીવાર ચુપ રહેવા બાદ બોલી—" મારે ઘેર જઈ મારી સખીને ખબર પહોચાડશો ? "

" ખુશીથી જઈશ ! તમારા ઘરની નિશાની અને તમારી સખીનું નામ જણાવો, એટલે પછી કામ થયુજ સમજવુ !"

માલતી ચારે તરફ નજર ફેરવી કોઈને ન જોવાથી ધીરેથી બોલી—" કાશીપુરીમા ત્રીલોચનેશ્વર મહાદેવના મંદીર પાસે એક ન્હાના બગીચામા આસમાની રંગનુ મારૂ ઘર છે, ત્યા મારી સખી નાનુ રહે છે, તેને મળી મારી હકીકત જણાવજો ! મને આફતમા ફસાયલી જાણી તે વિચાર કરવાને રોકાશે નહી ! મારા ઘરના શીખરપર માછલીના નિશાનની ધ્વજા ઉડે છે, જે ઘણે દુરથી દેખાતી હોવાથી ઘર શોધતા તમને મુશ્કેલી પડશે નહી "

" અરે ! એ નિશાનીથી તો સહજમા શોધી કહાડીશ !" કમલીની બોલી—" પણ બહેન, મારા કહેવાપર તમારી સખીને વિશ્વાસ ન આવે તો ? તે એમજ માને કે હું તેને ભૂલાવામા નાખી ફસાવવા ખોટી ખબર આપુ છું તો પછી તમારી દાદ લેનાર કોણ ? પ્રાણી પહેલા પાળ બાધવી સારી ! મને તો કંઈ નુકસાન નથી ! ફક્ત કાશી સુધી જવાનો ધકકો પડશે એટલુજ, પણ તમને છુટવામા હરકત આવશે !" માલતી ઉપર ધારેલી અસર થઈ, અને થોડીવાર વિચાર કરી, તે બોલી—" તમારૂ કહેવું ખરૂ છે ! એમ સંભવ છે, માટે હું એક સંકેત બતાવુ તે મારી સખીના કાનમા કહેશો, એટલે તે તમારૂ કહેવુ ખરૂં માનશે ! પણ એ સંકેત મારી સખી સિવાય બીજા કોઇને કાને ન જાય તે માટે સાવધ રહેજો ! અન્યના જાણવામા આવતા આપણ બંને મહા વિપદમા આવી પડીશુ !"

" એ માટે બેફીકર રહો ! તમારી સખીના કાનમા એક વાર કહ્યા ઉપરાંત સ્વપ્નમા પણ તે કદી મારા મુખમાથી નીકળશે નહી !" કમલીની ગંભીર અવાજે બોલી માલતી કંઈ વિચારમા ચુપ રહી, એટલે તેણી ઉતાવળે બોલી—" મારે માટે મનમા સ્હેજ પણ અંદેશો આણશો નહી ! વિચારમા વખત જશે તો

મનની મનમા રહી જશે પેલી હરામખોર આવી પહોંચશે!" માલતીનુ મન ઢચુપચુ થતુ હતુ, પણ આખરે આસપાસ કોઈ નથી, તેની ખાત્રી કરીને તે ધીમે અવાજે બોલી—"નાનુનો મીલાપ થાય તો એને 'દોર ગી'એ સ કેત બતાવજો, એટલે તમને મારા વિશ્વાસુ સમજી તે તમારા કહેવાપર ભરોસો રાખશે! પણ જુઓ! ફરીથી કહુ છુ કે એ શબ્દ બીજા કોઈને કાને જાય નહી! એ શબ્દપર મારી જીદગીનો આધાર છે!" તેનુ બોલવુ પુરૂ થયુ નહોતુ, એટલામા કમલીની સ્વરૂપ અજબ અને વઈતાળ ઝાડીમાથી નીકળી તેમની તરફ આવતા જણાયા, એટલે તે બોલતી અટકી જઈ વઈતાળને જીવતો જોઈ સ્તબ્ધ થઈ ગઈ તેઓ પાસે આવી પહોચતા આપણી ભીલડી હસીને બોલી—"મને તો છુટી કરો!" તરતજ વઈતાળે તેને છોડી નાખી, અને પછી માલતી તરફ જોઈ ગ ભીર અવાજે પૂછ્યુ—"કેમ હજી આ વઈતાળ તારા કબજામા છે કે? કમલીનીબાનુ મસ્તક કાપી તારા ચરણુમા હાજર કરવાનો હવે હુકમ કરવો છે કેમકે, એ અહીંજ ઉભાછે!"

ભીલડીએ ચલાવેલ ચાલાકી હવે માલતીના સમજવામા આવી તે નિરાશાભરે અવાજે બોલી—"અફસોસ! જબરી ઠગાઈ!"

"હવે અત્રે ઉભા રહેવામા સમય ગુમાવવો શામાટે?" કમલીની અજબ તરફ જોઈ બોલી—"આ હરામખોરને લઈ જઈ હાલ લોખ ડના ભોયરામા કેદ કરો!" આમ કહી તેણે પોતાનો ભાલો તેને આપ્યો, અને તેનુ ખ જર પોતે લીધુ, અને પછી વઈતાળ પ્રત્યે બોલી—"તમે અજબ સાથે જઈ અમારા મહેલ સુધી આ હરામખોરને પહોચાડી અત્રે પાછા ફરજો! હુ તમારી રાહ જોતી અહીંજ રહીશ પછી આપણે સાથે કાશી જઈશુ, જ્યા પહેલા તમારૂ કામ પૂર્ણ કરીને પછી હુ કુમાર ઇંદ્રજીતસિંહને મળીશ, અને દુનિયામા અ ધાધુ ધી મચાવી રહેલા મહારાણીના મ ડળને દુનિયામાથી સદાને માટે દૂર કરીશ!" ભીલડી કોણ હતી તે જાણતા માલતીના હોશજ ઉડી ગયા કમલીનીની ઈશારતથી વઈતાળે પોતાના ખ જરથી તેને બેહોશ કરી નાખી, અને પછી તેની ગાસડી બાધી અજબ અને વઈતાળ વિદાય થયા.

———.૦.———

# પ્રકરણ ૧૧ મું.

## માલતીના ઘરમાં ભયંકર દેખાવ.

મધરાત વીતી ગયલી હોવાથી કાશીપુરીની સાંકડી ગલીઓમા અંધકાર તેમજ સુનકાર છવાઇ રહ્યો હતો. કુતરાના ભસવા સિવાય બીજો અવાજ સંભળાતો નહોતો આ વખતે કમલીની અને વઈતાળ માલતીને ઘેર જવા માટે એક સાંકડી ગલીમા ઉતાવળે ચાલ્યા જતા હતા એક ચોકમા થઈને તેઓ બીજી ગલી તરફ વળ્યા, એટલામા ડાહાબી તરફની ગલીમાથી એક માણસ પોતાની પીઠપર એક મ્હોટી ગાસડી સહિત નીકળી તેઓ જતા હતા તે ગલી તરફજ વળ્યો, જેને જોઈ કમલીનીએ ધીમેથી વઈતાળને કહ્યુ-" આ માણસની પીઠપરની ગાસડીમા અવશ્ય કોઈ માણસ હોવુ જોઈએ!"

" અરે! એ માલતીનો સેવક શ્યામલાલ છે!" વઈતાળે જણાવ્યુ-" એને રોકી ગાસડીમા જોઈએ કે, વળી કોણ નિર્દોષ એમના પંજામા સપડાયો છે!" આ વિચારને કમલીનીએ અનુમોદન આપ્યાથી તેણે દબાતે પગથે તેની સામે જઈ પોતાનું ખંજર કહાડી તેની સામે ચમકાવ્યુ, જેથી તેની આંખો અંજાઈ ગઈ, અને તે ગભરાટમા પડયો એ અરસામાં વઈતાળે ખંજર તેના શરિરને લગાડયાથી તે બેહોશ થઈ પડયો. કમલીનીની સુચનાથી શ્યામલાલને ત્યા પડયો રહેવા દઈ, તેની પીઠપરની ગાસડી ઉપાડીને તેઓ ગંગા કીનારા તરફના એકાંત ભાગમા ગયા કીનારાપર એક ચોતરાપર બેસી વઈતાળે ગાસડી છોડી તો તેમાં એક બેહોશ યુવતી હતી. આકાશમા એકાએક પ્રગટેલા ચંદ્રનો પ્રકાશ તેના મુખપર પડતા વઈતાળ ચમકીને બોલી ઉઠયો-" અરે! આ તો કમલા!" તરતજ તેની બેહોશી દૂર કરવાને તેઓ ઉપચાર કરવા લાગ્યા શુદ્ધિમા આવતા પોતાની પાસે વઈતાળને જોઈ તે કંપી ઉઠી. તેણીએ ધાર્યુ કે, તેની આજ્ઞાથીજ પોતાને ત્યાં ઉપાડી આણવામા આવી હશે! કમલીની ઉપર નજર પડતાં તે તેને ઓળખી શકી નહી કેમકે, તે અત્યારે રાક્ષસીનાં સ્વરૂપમાં નહોતી. જો કે તેના ચહેરાનો રંગ કાળો હતો, પરંતુ આચાર

મ્હોટા દાંત તેણે કહાડી નાખ્યા હતા! કમલાને ગભરાયલી જોઈ કમલીની તેનો હાથ પકડી સ્નેહભર્યે અવાજે બોલી–"કમલા, ડરીશ નહી! અમે તને દુશ્મનના હાથમાંથી છોડવી લાવ્યા છીએ!"

"આપ કોણ છો, એ જાણુ ત્યારે મારી ખાત્રી થાય કે આપ મને હેરાન કરશો નહી!" કમલા બેઠી થતા બોલી

"તને સર્વે જણાવીશુ!" કમલીનીએ કહ્યુ–"તુ નિશ્ચિંત રહેજે કેમકે, મારે પણ કેટલીક બાબત વિષે તને પુછવું છે! હાલ અગત્યના કામ માટે ચારપાંચ કલાક મારે જવુ છે, એટલો સમય તુ વઈતાળભાઈ સાથે રહેજે! પ્રાતઃ કાળે હુ પાછી આવી પહોચીશ, ત્યારે આપણે કુમાર ઇંદ્રજીતસિંહને છોડવવા માટે મસલહત કરીશું!" આટલુ કહી તે વઈતાળ પ્રત્યે બોલી–"અત્રે બાંધેલી હોડીઓમાથી એકમા તમે કમલા સહ ગંગાજીને સામે પાર જઈ નિર્ભય સ્થાનમા આરામ કરજો! હુ માલતીને ઘેર જઈ કામ બનવી આવુ છુ!"

"માલતી કોણ?" કમલા બોલી ઉઠી–"એ હરામખોર લુચ્ચીએ અમારાપર વિટંબણા નાખવામા કસર રાખી નથી! અરે! તમે એને–" તેનુ બોલવુ પુરૂ થાય તે પહેલા કમલીની બોલી ઉઠી–"એ લુચ્ચીને મે કેદ પકડી છે, અને એક અગત્યનુ કામ બનાવવા તેને ઘેર જાઉં છુ!" આમ કહી તે ત્યાથી રવાના થઈ વઈતાળ અને કમલા એક હોડીમા બેસી ગંગાને સામે કીનારે ગયા માલતીના ઘર આગળ પહોચી કમલીનીએ બગીચાનો બંધ દરવાજો ખખડાવ્યો, જે દરવાને તરત ઉઘાડયો એક અજાણી અબળાને જોઈ તેણે દમામભાજ પૂછ્યુ–"બાઈ, તમે કોણ છો? અત્યારે તમારે કોનુ કામ છે?"

"માલતીબાનો કાગળ લઈને આવી છુ તે તાકીદે નાનુને આપવો છે, માટે એને મારી ખબર કર!" કમલીનીએ જણાવ્યુ.

"નાનુબા બહાર ગયા છે!" દરવાને જણાવ્યુ.

"પાછાં કયારે આવશે?" કમલીનીએ આતુરતા બતાવી.

"કદાચ બે ચાર દીન પછી આવે! કંઈ ચોક્કસ નહી!"

"ત્યારે તો જબરી મુંઝવણ! કામ તાકીદનુ છે! માલતીબાઈ સંકટમા છે તેમનો સંદેશો કહેવો છે!" કમલીની ગમગીન અવાજે બોલી, જેથી દરવાન ચમકયો. તે બોલી–"અરેરે! શું

દીનમા તેમને બચાવવાની તજવીજ નહી કરાય તો તેમની જીંદગી જોખમમાં આવી પડશે ! એ ઉઠાવેલી મહેનતપર પાણી ફરી વળશે ? ભાઈ, નાનુભાને આ ખબર તાકીદે જણાવી શકાય, એવો એકે રસ્તો ? ”

“આપ અત્રે એક દીન રોકાઈ જાઓ તો આવતી કાલે નાનુભાને ખબર મોકલાવી અત્રે તેડાવી શકાશે ? ” દરવાને ગભરાટસહ જણાવ્યુ કમલીની ત્યા રહેવાને મન ડગુપગુ થતું હોય, એમ કંઈ વિચારમા ચુપ ઉભી રહી, એટલે દરવાને તેને ત્યા રહેવા વધુ આગ્રહ કીધો પોતાને અગત્યના કામે જવાનુ હોવાથી બીજે દીને ફરી આવવાનુ કહી તે ત્યાથી પાછી ફરી માલતીના બાગથી થોડેક છેટે શ્યામલાલ ગભરાયલા સરખો દોડતો આવતો તેને સામો મળ્યો, એટલે તે કયા જાય છે તે જોવા તે એકતરફ સંતાઈને, ઉભી રહી અને તેને માલતીના બાગમાજ પ્રવેશ કરતો જોઈ પોતાને માર્ગે પડી ગંગા કીનારે જઈ એક હોડીમા બેસી તે સામેપાર જઈ વઈતાળ અને કમલાને મળી તેને સત્વર પાછી ફરેલ જોઈ વઈતાળને અજાયબી સાથે નિરાશા ઉપજી તેણે આતુરતાથી પૂછ્યુ —“ કામ થયુ કે ખાલી હાથે પાછું ફરવુ પડયું ? ”

“ અત્યારે એમજ છે ! માલતીના ઘરમા નાનુ નહોતી ! ” કમલીનીએ જણાવ્યુ –“ તેને તેડી લાવવા માણસ ગયો છે ! આવતી કાલે તેને મળાશે અને તમારૂં કામ પણ થશે ! નાનુ આવતાં સુધી માલતીના મહેલમા મહેમાન બનવાની ઈચ્છા થઈ, પણ કમલાને બે દીન અત્રે નકકામી રોકી રાખવાનું યોગ્ય ન ધારી અહીં આવી મહારાજ કુલીનસિંહ, વિગેરે રત્નપુરમા ચિંતા કરતા હશે, તેમને ધીરજ આપવા કમલાને ત્યા મોકલવાનો વિચાર છો ”

“ એ વિચાર યોગ્ય છે, પણ અત્રેથી જતા પહેલાં કેટલીક બાબતોનો મારે તમારી પાસેથી ખુલાસો મેળવવો છે ! ” કમલાએ જણાવ્યુ, એટલે કમલીની બોલી “ખુશીથી ! દરેક વાતે તારા મનનું સમાધાન કરીશ ! કહે, કઈ બાબતનો ખુલાસો મેળવવો છે ? ” કમલાએ કંઈ ન બોલતાં વઈતાળ તરફ જોયુ, જે ઉપરથી તેનો મનોભાવ સમજી જઈ કમલીનીએ વઈતાળને જરા દુર બેસવા કહ્યુ વઈતાળ જતા કમલા બોલી–‘ ઇંદ્રજીતકુમાર આપના મહેલમાં ઘ્રુસ્યા છે, એવી અમને ખબર થઈ હતી, અને ત્યારે અહું થય

લાગતો હતો, પણ અમારી તરફ આપે કરેલી ભલાઈ અને વારંવાર અમને કરેલી મદદને લગતી હકીકત આજે વઈતાળજીએ મને જણાવ્યા બાદ આપને માટેની મારા મનની શંકાનું સમાધાન થયું, પણ કુમાર આપને ત્યાંથી કયાં ગયા, અને તેમનાપર શી આફત આવી પડી તે જાણવાની ઈચ્છા છે!"

"કમલા! ખરી હકીકત ન જાણનારા સર્વ મને ખરાબ ધારે છે, પણ કુમાર ઇંદ્રજીતસિંહ મળે ત્યારે તેમને મારે માટે પૂછવાથી તારી ખાત્રી થશે! ભલા સાથે હું સદા ભલાઈજ કરૂં છું, પણ દુષ્ટોની તો દુશ્મન છું!" આટલું કહીને ણે ઇંદ્રજીતસિંહ રત્નપુરમાંની છાવણીમાંથી ગૂમ થયા ત્યારથી તે છેક પેલા તીલસ્મી ઘરમાં સર્વની સાથે કુદી પડયા ત્યાં સુધીની તમામ હકીકત જણાવી, એટલે કમલાએ અજાયબીસહ પૂછ્યું—" ત્યારે કુમાર ઇંદ્રજીતસિંહ અને કીશોરીબા ખંડીયેરમાં કયાંથી ફસાયા?

"ખંડીયેર પણ ન્હાનું તલેસમ છે, જેને રત્નપુરના તીલસ્મી ભોંયરા સાથે સંબંધ છે! તેનો ભેદ થોડા દીનમાં તમે જાણશો!" કમલીનીએ જણાવ્યું—"માયાવતી નામે પ્રખ્યાત થયલી એક યુવતી હાલ એ તલેસમ ઉપર હકુમત ભોગવે છે, જેને પણ તમે થોડા દીવસમાં ઓળખશો. હું તેની સગી બેહેન છું! ઇંદ્રજીતસિંહ અને આનંદસિંહ એ તલેસમ ફત્તેહ કરશે, એમ અમારા તલેસમને લગતા અસલી પુસ્તક ઉપરથી સાફ દેખાયાથી બહેન મહારાણી માયાવતી બને કુમારોની દુશ્મન બની તેમને મારી નાખવાની તજવીજ કરે છે! તલેસમ બાંધવાવાળાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાથી અને કુમારો સંગે વેર બાંધવાથી પરિણામ સારૂં નહિ આવે, એમ મેં તેને બહુ સમજાવ્યું, પણ તેણે માન્યું નહિ, અને મારી પણ દુશ્મન બની આથી તેનો આસરો છોડી હું તળાવની વચ્ચેના મહેલમાં રહી, જ્યાં મારા કેટલાક નિમકહલાલ સેવકો પણ મારી સાથે આવ્યા રાજા કુલીનસિંહ અને કુમારોને હેરાન કરવાની તેની દરેક યુક્તિ હું ઉંધી વાળી દઉં છું કેમકે, તલેસમનો ભેદ તેની પેઠે હું પણ જાણું છું! પેલા સફેદ ઘરમાં કુમાર ઇંદ્રજીતસિંહ, તેમના સાથીઓ અને મારા સેવકો કુદી પડયા, એ પણ તલેસમની મહારાણીનીજ બાજી હતી! પેલા ખંડીયેરના ભોંયરામાં તમે જે કંઈ જોયું તે

પણ તેનીજ કપટજાળ હતી ! ત્યા તમને મદદ કરવાને હુ આવી પહોચી હતી, તોપણ માયાવતીના ઘણા માણસો ત્યા આવી પહોચવાથી હુ કંઈ કરી શકી નહી ”

“ ત્યારે કુમાર, વગેરે સર્વ માયાવતીના પંજામા કેદ છે ? ”

“ હા ! પણ માયાવતીથી ઇંદ્રજીતકુમાર, આનંદસિંહ, કીશોરી અને કામીનીનો વાળ પણ વાંકો કરી શકાય તેમ નથી ! જે વસ્તુપર તે હિંમત બાધી બેઠી હતી, તે મારા હાથમાં આવી છે ! ” કમલીનીએ જણાવ્યુ આથી કમલાને ધીરજ મળી અને તેણે આતુરતાસહ પૂછ્યુ “ એવી કઈ અદ્ભુત વસ્તુ છે વળી ? ”

“ એ હુ હાલ જણાવીશ નહી ! ” કમલીનીએ જવાબ આપ્યો; એટલે કમલાએ પૂછ્યુ—“ પણ કુમાર, વગેરેને ક્યારે છોડવશો ? ”

“ ઈશ્વર સહાય હશે તો બહુજ ટુંક મુદતમા ! ”

“ જે ઘરમા સર્વ હસીને કુદી પડયા તે તીલસ્મીજ હશે ! ”

“ તલેસમ સાથે તેને સબંધજ નથી ! તપાસ કરતા મને જણાયુ કે માયાવતીએ તે નવુજ બંધાવી કપટજાળ બીછાવી હતી ”

“ આ પ્રપંચ રચનાર માયાવતીને મારે જોવી જોઈએ ! ”

“ ત્યારે તેને હજી તે દીઠી નથી ? તેના સેવકો પકડી ગયા હતા છતા તને તેની સમક્ષ લઈ જવામા આવી નહોતી ? ત્યારે ભોયરામા પેલી ન્હાની ઓરડીમા ગયા બાદ તે શું જોયુ ? ”

“ મહારાજ, વગેરેને સીડી આગળ ઉભા રાખી ઇંદ્રજીતકુમારની શોધ કરવા હુ સીડી નીચેની ન્હાની ઓરડીમા ગઈ તો એક તરફની ભીંતમાની એક સીલા દ્વાર પેઠે ઉઘડીને એક માણસ સહેલાઈથી જઈ શકે એટલો તેમા માર્ગ થયલો હતો ! તેમાથી એક બીજી ઓરડીમા જવાતુ હતુ, ત્યા દીપકની રોશની હતી ! મેં આનંદકુમાર અને બળને બોલાવ્યા, અને અમે ત્રણે તે ઓરડીમા ગયા, એટલે અમારી પાછળ ભીંતમાની પેલી સીલા-બંધ થઈ ગઇ ! તે ઓરડામા કોઇને ન જોઈ તેમજ તેમાથી બહાર જવાનો ક્યાય દરવાજો ન જણાયાથી અમે શુ કરવુ તેની મુંઝવણમા પડયા, એટલામા સામેની ભીંતમા મ્હોટી સીલા એક ખટકા સાથે એકાએક ખસી જઈ એક દરવાજા જેટલો માર્ગ ખુલ્લો થઈ ગયો, જેમાથી કેટલાક માણસોએ અંદર ધસી આવી એક મ્હોટી ચાદર અમારા મુખઉપર ઢાંકી દીધી ! તેમાથી સખત

કડવી ગ ધ શ્વાસમા જતા અમે બેહોશ થઈ ગયા ! અરે ! એ કડવાસ હજી મારા નાકમાથી ગઈ નથી ! જ્યારે શુદ્ધમા આવી ત્યારે બારાદરીમા ભરાયલી સ્ત્રીઓની એક દરબારમા મને પડેલી જોઈ ! એક યુવતી રત્નજડિત સીંહાસને દમામથી બેઠી હતી ! ”

“ એજ મારી બહેન માયાવતી ! ” કમલીની બોલી ઉઠી.

“ તેની જમણી બાજુએ મૃગછાલાનુ આસન ખાલી હતુ ”

“ તે તલેસમના દારોગા વૃદ્ધ સાધુનુ આસન હતુ તેને ખ ડીયેરમા બળે બેહોશ કરી કેદ રાખ્યો છે ! ”

“ તલેસમનો ખાસ દારોગો મહારાજ કુલીનસિ હના પ જામા કેદ છે ! વાહ ! ” કમલા ખુશ થઈ બોલી–“ માયાવતીની ડાહાબી બાજુએ એક બીજી સુ દરી બેઠી હતી તે કોણ હશે ? ”

“ તે મારી ન્હાની બહેન લીલાવતી હશે ! ”

“ ત્યારે તમે કેટલા બહેન છો ? ”

“ ત્રણ ! સૌથી મ્હોટી માયાવતી, તેથી ન્હાની હુ, અને મારાથી ન્હાની એ લીલાવતી ! ”

“ માયાવતીના સીંહાસન પાછળ માલતી ઉભી હતી, સીંહાસનની બ ને બાજુએ અર્ધગોળાકારમા ગોઠવેલા આસનો ઉપર બીજી યુવતીઓ બેઠી હતી, તેમજ કેટલીક હાથમા ખુલ્લી તલવાર લઈ મારી આસપાસ ઉભી હતી ! ત્યાનો ઠાઠ અને દમામ હુ અજાયબીસહ જોવા લાગી તો બ ધીવાન હાલતમા પાછળ બેઠેલા કુમાર આન દસિ હ અને બળ ઉપર મારી નજર પડી ! બળ બહુ જખમી થયેલો જણાતો હતો કેમકે, તેના વસ્ત્ર લોહીથી તરબોળ હતા તેના જખમ ઉપર મલમપટા બાધવામા આવ્યા હતા તોપણ તેમાથી લોહી ઘણુ વહી ગયલુ હોવુ જોઈએ, એમ તેના ઉતરી ગયલા ચહેરા ઉપરથી સાફ જણાતુ હતુ ! બળ જખમી ક્યા થયો હશે તે માટે વિમાસણમા પડી હુ આસપાસ જોતી હતી, એટલામા માયાવતીના હુકમથી માલતી ખડીયો કલમ અને કાગળ લઈને પાસે આવી તે કાગળપર મને સહી કરવાનુ કહેવા લાગી કાગળ મે હાથમા લઈ વાચી જોયો મહારાજ કુલીનસિ હ ઉપર જાણે મે લખ્યો હોય તેમ તે લખેલો હતો તેમા એમ લખ્યુ હતુ કે, કુમાર ઇદ્રજીત અને આન દસિંહ, કીશોરીબા, વગેરે કેદ છે તેમને કારાગૃહમાથી છોડવવાની મે બાજી રચી છે,

પણ તેમની હાજરીની જરૂર હોવાથી તે પત્ર જોતાજ તેમણે માત્ર એક અર્દ્ધચાર સાથે લઈને પત્ર આપનાર માણસ સાથે આવવુ કેમકે, ત્રણ દીન પછી તે સર્વની જીંદગી જોખમમા આવી પડવાનો ભય છે! એ કાગળ વાચી ગુસ્સો ઉપજતા તે ઉપર સહી કરવાની મે ના પાડી, ત્યારે માલતીએ આનંદકુમાર અને બળના પ્રાણ લેવાની મને ધમકી આપી મે ગભરાઇને બળ તરફ જોયુ, એટલે તેણે તેપર સહી કરવાની સો સાબળે તેમ મને ના પાડવાથી માયાવતી તેનાપર બહુજ ગુસ્સે થઈ માલતી ગુસ્સાસહ માયાવતી પ્રત્યે બોલી-"મહારાણીજી, હરામખોર બળે અત્રેનો માર્ગ જોઈ લીધો છે, એટલે એને તો મારી નાખવો જોઈએ! લુચ્ચી કમલાને આપ ફરમાવો તો હુ મારે ઘેર લઈ જઈ ઠીક કરૂ!" માયાવતીએ તેની માગણી મંજુર રાખી હોય તેમ ઈશારત કરી, એટલે તે એક સ્ત્રી સીપાઈ તરફ જોઈ બોલી-'કમલાને લઈ જઈ કારાગૃહમા રાખો, અને ચાર દિવસ પછી કાશીજીમા મારે ઘેર મોકલી આપજો કેમકે, મારે એક અગત્યના કામ માટે જવુ છે!' પછી મારા મુખ ઉપર બેહોશીની ચાદર ઢાકી મને બેહોશ કરવામા આવી જ્યારે મારી બેહોશી દુર થઈ ત્યારે હું એક અંધારી ઓરડીમા કેદ પડી હતી ત્યા અનેક હેરાનગતી ભોગવતી હુ કેટલા દિવસ રહી તે મને ખબર નથી! ગઈ કાલે ભોજન લીધા પછી હુ તરતજ બેહોશ થઈ પડી, તે પછી શુદ્ધિમા આવી ત્યારે હુ તમારી પાસે હતી!"

"ફીકર નહી! હવે હુ પણ તેમને મઝાહ ચખાડુ છુ!" કમલીની ગંભીર અવાજે બોલી-"હવે તેઓ મારા હાથમાથી છટકી શકે તેમ નથી! પેલા ઘરમા ઇંદ્રજીતકુમાર સાથે મારા સેવકો [illegible] પડયા છે, તેઓ સાધારણ માણસ નથી! તેમણે શું કર્યું તે ટુંક મુદતમા જાણીશું! હવે કુમારો માટે કંઈ ચિંતા ન કરતા રત્નપુર જઈ સર્વ હકીકત મહારાજ કુલીનસિંહને જણાવી તેમને તુ ધીરજ આપજે ત્યા કેદ પડેલો તલેસમનો દારોગો આસાકીથી નહાસી ન જાય તે માટે સર્વને સાવધ કરી તેના ઉપર ચાપતો જાપતો રહે એવો બંદોબરત કરજે! તેના છુટકારા માટે માયાવતીએ પોતાના માણસોને રત્નપુર મોકલ્યા હશેજ!"

"પણ વઈતાળ કોણ છે, તેનો ભેદ જાણવાને હુ બહુ આતુર છઉ!" કરૂણા બોલી, એટલે તેણે જણાવ્યુ-"વઈતાળ સંબંધી

અનેક પ્રકારના વિચાર તારા મનમા આવતા હશે, પરંતુ આ સમયે એનો ભેદ હુ તને જણાવીશ નહી, તોપણ એટલુ ધ્યાનમા રાખજે કે, તારા કાકા શુરસેનની માફક તારે એમને જોઈને ડરવાનુ કારણુ નથી તને એ કોઈ રીતે હેરાન કરશે નહી, પણ બનતી મદદ કરશે।" પછી કેટલીક સુચના કરી તેણે કમલાને રત્નપુર રવાના કરી બીજે દીને સાજે કમલીની વાયદા મુજબ માલતીને ઘેર ગઈ તે વખતે આગલી રાતવાળો દરવાન દ્વારપર હતો તેને તેણે પૂછ્યુ—"નાનુબા આવ્યા?"

"હા બાઈ, તમારી રાહ જુવે છે। અ દર પધારો।" દરવાને જણાવ્યુ, અને તે તેને મહેલની આગલી પરસાળમા લઈ ગયો, જ્યા વિચાર ગ્રસ્ત નાનુ નીચે મસ્તકે આમથી તેમ ફરતી હતી કમલીનીના પગલાનો અવાજ સાભળી તે ઉંચુ જોઈ ઉભી રહી, એટલે દરવાન બોલ્યો—"નાનુબા। આ બાઈ માલતીબાનો સ દેશો લાવ્યા છે।" નાનુએ તેને ત્યા પડેલ એક આસન ઉપર બેસાડી પોતે તેની સામે બેસતા પૂછ્યુ—"બોલો, માલતીબા ક્યા અને શી આફતમા સપડાયા છે?"

"માલતીબા તો રત્નપુરમા રાજા કુલીનસીંહના કેદી છે।"

"કેવી રીતે પકડાઈ ગયા?"

"માલતીબા વઈતાળને મળવા ગયા હતા, પણ તેને મળવા પછી કોણુ જાણે શા કારણે તેમણે તેનુ મસ્તક કાપી નાખ્યુ।"

"હે। માલતીબાએ વઈતાળનુ ખુન કર્યું?" નાનુ ચમકી ગઈ

"હા। મારી નજરે જોયુ। હુ માલતીબા સાથેજ હતી।" કમલીની ગભીર થઈ બોલી આથી નાનુ દીલગીર થઈ બોલી—"અરેરે। વઈતાળને મારી નાખવામા માલતીબાએ ખોટુ કર્યું। એની મારફત ઘણા કામો કરવાના હતા। વારૂ પછી શુ થયુ?"

"રાજા કુલીનસિહનો અઈયાર ચતુર ઝાડીમા સતાઇને માલતીબા અને વઈતાળ વચ્ચેની વાતચીત સાભળતો હતો તેણે વઈતાળને પડતો જોઈ એકદમ દોડી આવી જોરથી માલતીબાની છાતીમા લાત લગાવી, જેથી તે બેભાન થઈ પડી ગયા તરતજ તેણે સીટી વજાડવાથી ઝાડીમા છુપાયલા તેના સીપાઈઓ બહાર નીકળી આવી માલતીબા અને મને મુશ્કેટાટ બાધી રત્નપુર લઈ ગયા।" કમલીનીએ જણાવ્યુ—"માલતીબાએ પોતાના છુટકારા

માટે બહુ તજવીજ કરવા છતા જ્યારે કઈ વળ્યુ નહી, ત્યારે ચતુરને તેમણે જણાવ્યું કે વઈતાળ લુચ્ચો અને હરામખોર હતો, અને તેનો મૂળ ભેદ જો તેઓ જાણતા હોત તો તેઓ પણ તેનુ મસ્તક છેદ્યા વિના રહ્યા હોત નહિ! ચતુરે એ વિષે પોતાની ખાત્રી કરી આપવાને જણાવ્યુ, અને તેમ થતા માલતીબાને છુટકારાની આશા આપી, ત્યારે માલતીબાએ મને બતાવતા ચતુરને કહ્યુ–'આપ એને છુટી કરો અને પાચ દીનની મુદત આપો તો મારે ઘેર મોકલી વઈતાળને હાથે લખાયલા કેટલાક પત્રો મગાવી આપુ, જેમા લખેલી હકીકત વાચતાજ વઈતાળને લગતો ભેદ તમારા જાણવામા આવશે!' આથી ચતુરે મને છુટી કરી, અને હું અત્રે આવી!"

"પણ તમે જણાવેલી હકીકત હુ ખરી કેમ માનુ?" નાનુએ પૂછ્યુ–"માલતીબાએ કઈ સકેત બતાવ્યો નથી શુ?"

"માલતીબા કાચા છે કે, પાણી પહેલા પાળ ન બાંધે!" કમલીનીએ જણાવ્યુ, અને નાનુની પાસે જઈ તેના કાનમા કહ્યું–"સકેતમા 'દોરંગી' એટલુ જણાવવાનુ કહ્યુ છે!" તરતજ નાનુ બોલી ઉઠી–"બસ! તમારા કહેવા ઉપર મને સંપૂર્ણ વિશ્વાસ આવે છે! હું રત્નપુર જવાની તૈયારી કરૂ છુ! આવતી કાલે પ્રભાતે આપણે અત્રેથી સાથેજ રવાના થઈશુ!"

"ના બાઈ! હવે રત્નપુરને અહિંથીજ નમસ્કાર!" કમલીની બોલી–"એકવાર માડ છુટી તે હવે ભોગ લાગ્યા છે કે ફરી સાપના દરમા હાથ નાખુ? હવે ત્યા મારે કામ શુ છે? વઈતાળને લગતા માલતીબાએ મગાવેલા કાગળો લઇને તમેજ ત્યા જાઓ, અને માલતીબાને છોડવો!" નાનુ કઈ વિચારમા તેના તરફ જોતી થોડીવાર ચુપ ઉભી રહી, એટલે તે બોલી–"ત્યારેં હવે મને રજા છે? માલતીબાએ સોંપેલ કામ બજાવ્યુ! હુ હવે શા માટે રોકાઉ?"

"અમપર કીધેલા આ ઉપકારના બદલામા તમારી આગતા સ્વાગતા કીધા વિનાજ તમને હુ અત્રેથી જવા દઉશ?" નાનુ હસીને બોલી–"બીચારી બાઈ, આજની રાત તમારે અમારી પરોણાગત કબુલ રાખવીજ પડશે! માલતીબાની ચીંતામા મારૂં ચિત્ત સ્થીર ન હોવાથી તમારી બરોબર સભાળ લેવાશે નહી, તોપણ

અમે યથાશક્તિ તમારી સેવા બજાવીશું !" તેના આગ્રહથી કમ-લીની તે રાત ત્યા રહેવાને કબુલ થઇ તરતજ નાનુએ બે સેવકને બોલાવી તેને માટે એક ઓરડો માફ કરી ખાવાપીવાનો બદો-બસ્ત કરવાનો હુકમ કીધો.

મધરાત વીતી ગઈ હતી પોતાને માટે સજ કરવામા આવેલા ઓરડામા કમલીની નાજુક પલગ ઉપર આળોટતી પડી હતી તેના મનમા અનેક પ્રકારના વિચારે ઉથલ પાથલ મચાવી મુકેલ હોવાથી તેણીને નિદ્રા આવતીજ નહોતી વળી તે ઓરડાની વિચિત્ર બાંધણી જોઇને પણ તે અજાયબી અને વિમાસણમા પડી હતી ઓરડામા કઈ સામાન નહોતો કમલીનીની શય્યાની પાસે એક ચોકી ઉપર તેને માટે પાણીનુ પાત્ર મુકેલ હતુ, અને ખુણામા પડેલી બીજી ચોકી ઉપર ઝાખો દીપક ટમટમી રહ્યો હતો કમલીનીને અજાયબી પમાડનાર આ ઓરડીની ત્રણ તરફની ભીંત પાટીયાની હતી એક તરફની ભીંતજ ઇટની હતી, તેમા દરવાજો હતો માલતીના ઘરનો દરેક ભાગ વિચિત્રતાવાળો છે, એ તે જાણતી હોવાથી ત્રણ તરફની પાટીયાની ભીંત જોઈ તેને શકા ઉપજી હતી કેટલીક વાર સુધી વિચારમા પલગપર આળોટયા બાદ તે શય્યાપરથી નીચે ઉતરી, અને કોઈ આવી પહોચી પોતાની હીલચાલ ન જુવે તે માટે ઓરડાનો દરવાજો અદરથી બધ કરી કમ્મરેથી ખજર કહાડી તેની મૂઠથી પાટી-યાની ભીત ધીમે ધીમે ઠોકીને તપાસવા લાગી એક ઠેકાણે ભીંત પોકલ જણાતા હાથમા દીપક લઈને તે પોકલ ભાગ બારીકીથી તપાસવા લાગી તો ત્યા ન્હાનો દરવાજો હોય તેમ જણાયુ, પણ તેની ચારે તરફની સાધ એવી ચાલાકીથી જોડવામા આવી હતી કે સાધારણ જોનારને તે બીલકુલ જણાય નહી કમલીનીએ ખજ-રની અણી તે ફાટમા નાખીને આમતેમ હલાવી, એટલે ફાટ મ્હોટી થઈ અરધુ ખજર તેની અદર ધુસી ગયુ, અને એકા-એક તે ચોકઠુ જુદુ થઈ પડી બીજી તરફ જવાનો રસ્તો થયો કમલીની હાથમા દીપક લઇને તે માર્ગે દાખલ થઈ એક ઓર-ડામા ગઈ આસપાસ જોતા તે ઓરડાની ચારે તરફની ભીંત પણ પાટીયાનીજ જણાઇ એક તરફ એક ચોકી ઉપર કેટલીક ખોપરી પડી હતી ચોકીની પાસે એક લોઢાની લાશ હતી,

જેના ચારે પગ ચાર ખુણે જમીનમા દાટેલ ખુટી સાથે દોરડાથી બાધેલ હતા ઘોડાનુ પેટ ચીરીને તેમાથી આતરડા કહાડી બહાર રાખવામા આવ્યા હતા ઘોડાને તે દીનેજ મારી નાખવામા આવ્યો હોય, તેમ જણાતુ હતું કેમકે, ત્યાની જમીન તાજા લોહીથી ખરડાયલી હતી એક તરફ ફુલની પાચેક કુડીઓ ગોઠવેલી પડી હતી, અને તેમની પાસે બીછાવેલી ગાદી ઉપર એક માણસ ગરદન સુધી ચાદર ઓઢાડીને સુઈ રહેલો હતો ઘોડાની લાશથી તે બીછાના સુધીની જમીન ઉપર માણસના લોહીથી ખરડાયલા પગલા પડેલા હતા, અને બીછાનાપર તેમજ ચાદરમા પણ લોહીના ધાબા હતા સુતેલા પુરૂષને જોતા કમલીની ચમકીને ઉભી રહી કદાચ તે જાગી ઉઠશે, એવી ધાસ્તિથી તે સુતેલા માણસ તરફ એક ટસે જોઈ રહી, પણ તે અરસામા તેનો શ્વાસ ચાલતો ન જણાયાથી ધીમે પગલે પાસે જઈ તેનુ મુખ જોવા લાગી મુખ જોતાજ ચમકીને જમીનપર બેસી જઈ હાથમાનો દીપક એકતરફ મુકી તે પુરૂષનો હાથ પકડી તેને જાગૃત કરવાની તજવીજ કરતી બોલી—"વાહ! તમે અત્રે નિદ્રાધીન થયા છો, તેની મને સહજ પણ ખબર નહી!" હાથ ખેચતા પણ તે પુરૂષ જાગૃત ન થવાથી ગભરાયલી કમલીની તેનુ શરીર તપાસવા લાગી તો તેમા જીવ હોય એમ જણાયુ નહી તેનુ હઈયુ ભરાઈ આવ્યુ, આખોમાથી આંસુની ધારા વહેવા લાગી તે શબના મસ્તકપર હાથ મુકી તે રડતી આખે તે તરફ જોઈ રહી શોકનો ઉભરો આસુ વહેવાથી કઈક શાત પડતા તે મનમા બોલી-"બહુ ખોટુ થયુ, પણ હવે હિંમત છોડી દઈશ તો કઈ કરી શકીશ નહી! હૃદય ધીરજ ધર! નહી! એમ નહીજ થવા દઉ! આના પ્રાણ ગયે હજી ત્રણ પ્રહર કરતા વધુ સમય થયો હોય એમ લાગતુ નથી! હવે મારે પણ કઈ કરી બતાવવુ જોઇએ!" આમ દૃઢ સંકલ્પ કરી તે ઉઠીને હાથમા દીપક લઈ ઓરડામા બીજી તરફ શું છે તે જોવા લાગી એક તરફ ખુણામા એક લાશ ગળામા ફાસાસહ અધ્ધર લટકતી જણાઈ પાસે જઈ દીપકના પ્રકાશમા તેનું મુખ જોતા તેણે તે ઓળખી ધીક્કારસહ તે ઉપર થુકીને તે ત્યાથી બીજી તરફ વળી, એટલામા એકાએક તેને કાને અવાજ આવ્યો—" અરેરે! યમરાજ ક્યા રોકાઈ ગયા? મૃત્યુ હેય!

મારી તરફ નજરે નાંખતા નથી!" આ હૃદયભેદક અવાજ સાંભળી કમલીની અજાયબી સહ જે તરફથી અવાજ આવ્યો હતો તે તરફની ભીંત પાસે ગઇ તો ભોયથી એક હાથ ઉંચે ભીંતમા માણસનો હાથ જઈ શકે એટલુ બાકોરૂ દીઠુ, જેમા આખ માડીને જોતા આ ઓરડીની નીચેના ભાગમા આવેલા એક ઓરડામા તેની નજર પડી ત્યા દીપકનો પ્રકાશ પૂરતો હોવાથી તે બરોબર જોઈ શકી એક પલગ ઉપર કીશોરી પડી હતી એક તરફ ચોકી ઉપર મૂકેલા દીપકનો તેજસ્વી પ્રકાશ તેના મુખ ઉપર પડતો હોવાથી તેની હાલત બરોબર દેખાતી હતી તેનું શરીર સુકાઈને હાડપીંજર થઈ રહ્યું હતુ ચહેરાપર ફીક્કાશ છવાઈ ગઇ હતી તે એટલી બધી નબળી પડી ગઈ હતી કે મહા મહેનતે શ્વાસ લઈ શકતી હતી કમલીની જોવા લાગી, એટલામા તે એક હાથ નાખી બબડી-'હરી હરી' આથી અધિક દુર્દશા વળી બીજી શી થશે! કુમાર ઇદ્રજીતસિહ! હાય-આપના પ્રેમ માટે આ હાલતે પહોચી-નહી વહાલા! આપને માટે એથી પણ અધિક દુખ સહન-' આટલુ બોલી શ્વાસ ભરાઈ આવતા તે અટકી ગઈ તેની આ દુખદ હાલત જોઈ કમલીનીની આખોમાથી આસુ સરવા લાગ્યા વળી તે બોલવા લાગી-"અરેરે! આહારનો ત્યાગ કરવા છતા પણ લાલચુ પ્રાણપક્ષી આ તનપીંજરમાથી ઉડી જતુ નથી! આવ્યો-યમરાજનો દુત મારી સામે આવી ઉભો! આવી-હુ આવુ છુ! સંસારમા મારે માટે સુખ નથી! જાઉ છુ વહાલા! સંસાર છોડી જાઉ છુ, વહાલાના વિયોગનુ અસહ્ય દુખ અને તેમની બેવફાઈ અને ચલિત મનની શીક્ષા મારી સાથે લેતી જાઉ છુ! અરેરે! મારી હાલત મારા મરણ પછી તેમને કોણ જણાવશે!" વળી તે ક્ષણવાર ચુપ થઈ ફરી બબડી-"અરે! એમને મારી પરવા નથી તો મારી હાલત તેમને જણાવવામા શો સાર? મારી દરકાર નથી, એવો તેમના તરફથી સંદેસો મળ્યા પછી શી આશા રાખવી! અરેરે! એ સાભળવાને હુ જીવતીજ શા માટે રહી! વજ્ર સરખા એ વચનોનો આઘાત થતા મારા પ્રાણ નીકળી કેમ ન ગયા! નહીં! તમામ અઘચારીની ચાલાકી-એમણે કદી એમ કહેવરાવ્યુ નહિ હોય! પણ અ ત સમયે આશા કેવી! જગદીશ્વર! તુજ મારો સાક્ષી છે! હું નિર્દોષ દેહ ત્યાગ કરૂ છુ, કુમાર ઇદ્રજીતસિહ

માટેના પ્રેમ સિવાય બીજુ કંઈ સાથે લઈ જતી નથી! બસ, એ વહાલાની" તેને મૂર્છા આવી ગઈ કમલીનીને લાગ્યુ કે કદાચ અસહ્ય વેદનામા તેના પ્રાણ પણ નીકળી ગયા હશે! શુ કરવુ તે માટે તે મુઝાઈ દુખી કીશોરીને ગમે તે ઉપાયે છોડવવાનો તેણે ઠરાવ કીધો, પણ તેથી વઈતાળના કાગળો હાથ કરવાની તક કદાચ જતી રહેવાનો ભય જણાયો શું કરવું તેની મુંઝવણમા તે હજી બાકોરા-માથી જોતી ઉભી હતી, એટલામા કીશોરીવાળી ઓરડીનો દરવાજો ઉઘાડી રાજવંશી પોશાકવાળો એક સ્વરૂપવાન યુવાન અંદર દાખલ થયો તેની પાછળ એક દાસી હાથમા પંખો લઈને આવી, જેણે અંદર આવીને બારણા બંધ કરી દીધા આ યુવાનની ઉમ્મર લગભગ પચીસેક વર્ષની હતી કદે તે ઠીંગણો પણ મજ-બૂત બાંધાનો અને ખુબસુરત હતો દાસીએ એક તરફ પડેલી ગાદીવાળી ચોકી ઉપાડીને કીશોરીની શય્યા પાસે મુકી, જે ઉપર બેસી યુવાન કેટલીકવાર કીશોરી તરફ જોયા પછી તેની નાડી તપાસી દાસી પ્રત્યે બોલ્યો-" મૂર્છા આવી છે! બહુ અશક્ત થઈ ગઈ છે! આજ કેટલા દિવસથી એણે અહારનો ત્યાગજ કીધો છે! કેવી હઠીલી! અફસોસ! એ સુંદરી મારી વાત માનતીજ નથી, નાહકમા પોતાના પ્રાણ ગુમાવવા તૈયાર થઈ છે! ખેર! હુ મારો નિશ્ચય ફેરવનાર નથી! એ મારી થઈને રહેવાનુ કબુલ નહી કરે તો બીજાની થવા માટે હુ એને જીવતી રહેવા દઈશ નહી! જોઉ, હજી કંઈ સમજે છે! એને શુદ્ધિમા આણવાની તજવીજ કરવી જોઈએ!" તરતજ દાસી પલંગ પાસેની અલા-મારી ઉઘાડી તેમાથી કેટલીક શીશીઓ લઈ યુવક પાસે આવી, જેમાની એકમાથી અર્ક તેણે પોતાના રૂમાલપર છાંટયો અને બીજી શીશીમાથી અર્કના ટીપા પોતાના હાથમા લઈ કીશોરીના મુખ ઉપર છાંટયા, અને પોતાનો રૂમાલ થોડીવાર તેના નાક આગળ ધરી રાખ્યો કીશોરીની મૂર્છા ઉતરતી જણાઈ નહી, ત્યારે તેણે ત્રીજી શીશીમાથી થોડાક અર્ક તેના મુખ ઉપર છાંટયો, એટલે થોડીવારમા તે શુદ્ધિમા આવી આંખો ઉઘાડીને જોવા લાગી યુવાનપર નજર પડતા કમકમીને તેણે આંખો બંને હાથે ઢાંકી દીધી, એટલે યુવક ધીમે અવાજે બોલ્યો:- ' સુંદરી! આંખ શા માટે ઢાંકો છો-મુખચંદ્રને હથેલીરૂપ વાદળામાં શા માટે છુપાવો છો? કેટલીવાર તમને પૂછવા આવ્યો છુ! કંઈ સમજો!"

"પાપી! વારવાર ના પાડયા છતા નફ્ટ શરમાતો નથી! અમારી આશા રાખીશ નહી! તારૂ મુખ જોવા પહેલા અમે આ દેહનો અ ત આણીશુ !" કીશોરી ગુસ્સા સહ બોલી

"હઠીલી ! હઠ કરી શો લાભ મેળવીશ?" યુવાન બોલ્યો– "કુમાર ઇંદ્રજીતસિંહ અત્રે આવી તને છોડવી જશે, એમ માનેછે ?"

"ચ ડાળ ! તુ અમારી દ્રષ્ટિ આગળથી દૂર થા ! અમે તારા તેમજ તારી સાત પહેડીના નામપર થુ કીયે છીએ !" કીશોરી તિરસ્કાર યુક્ત અવાજે બોલી આથી યુવક બેહદ ગુસ્સે થઈ હોઠ પીસતો ઉઠયો, અને કમરેથી ખ જર કહાડી ડાબે હાથે કીશોરીનો હાથ પકડી તેને મારવાને હાથ ઉંચો કરી બોલ્યો– "એમજ છે તો પછી તને જીવતી શા માટે રહેવા દઉ !" કીશોરીની બારીક સ્થીતિ જોતા તેને બચાવવાનો બીજો કઈ માર્ગ ન જણાયાથી કમલીનીએ પોતાનુ ખ જર બાકોરામા નાખી તેની મૂઠ દબાવી, જેથી તે ઓરડામા એકાએક ચમકાટ પડવા લાગ્યો, અને તેથી યુવાન, કીશોરી અને દાસીની આંખો અ જાઈ ગઈ યુવાન અને દાસી ગભરાટમા પડયા, એટલે કમલીની મ્હોટેથી બોલી–"ખબરદાર! કીશોરીના પ્રાણ લઇને તારો જીવ જોખમમા નાખીશ નહી!" આ ગેબી અવાજે યુવાનના હોશ ઉડી ગયા, અને તે ગભરાટમા ઓરડીની બહાર નહાસી ગયો, જેની પાછળ દાસી પણ ઓરડી બહારથી બ ધ કરી જતી રહી કીશોરી ઉપરનુ વિઘ્ન તરતને માટે દુર થયલુ જોઈ કમલીની તે ઓરડામા વધુ વાર રોકાવાનુ યોગ્ય ન ધારી પોતાના ઓરડામા ગઈ અને પેલુ ચોકઠુ ભીંતમા જેમનુ તેમ બ ધ કરી દીધુ પોતાના ઓરડાનો બ ધ દરવાજો સહેજ ઉઘાડીને તે શય્યાપર પડી રાત હવે થોડીજ બાકી રહી હતી, પણ તેટલો સમય કીશોરીની અવદશાએ તેના મનમા અનેક વિચારોનુ તોફાન મચાવી મુકયુ હતુ રાત્રીના કીશોરીની ઓરડીમા જણાયલા અદ્ભુત ચમકાટ સાથે સ ભળાયલા ગેબી અવાજ વિષેની નાનુને ખબર મળી હશે, અને તેથી તે કદાચ પોતાનાપર પણ શ કા આણશે, એમ કમલીનીને લાગ્યુ તે વિષે કદાચ તે પૂછગાછ કરે તો શો જવાબ આપવો તે પણ તેણે મનમા નક્કી કરી રાખ્યુ આમ વિચારમા રાત પસાર થઈ ગઈ અને પરોઢીયુ થવા આવ્યુ, એટ-

સામા ઓરડાનો દરવાજો ઉઘાડી નાનુ ધીમે પગલે અંદર દાખલ થઈ કમલીનીની નજર બારણા તરફજ હતી એટલે તેને જોઈ તે શય્યાપર બેઠી થઈ નાનુનો ચહેરો અત્યારે ઉદાસી અને ગભરાટથી છવાયલો હતો કમલીની તરફ તીક્ષ્ણ નજર ફેંકતા તેણે પૂછ્યું—"તમારી આંખો આટલી લાલ શાથી થઈ આવી? નિદ્રા આવી નહોતી શું?"

"શું કહુ બાઈ! પહેલી રાતના બે કલાક મીઠી નિદર કરી, પણ પછી આંખ મળીજ નથી!" કમલીની ગભરાટભરે અવાજે બોલી—"બાઈ! મે તમારૂ કંઈ બગાડયુ નથી, છતા કેવી ભયંકર ઓરડીમા મને સુવરાવી! હજી ધાસ્તિથી હઈયુ ધડકે છે!"

"પણ થયુ શુ?" નાનુએ અજાયબી બતાવી

"બધુંય જાણો છો છતા અજાણ્યા શુ થાઓ છો? માફ કરો બાઈ! હવે એક ઘડી પણ અહીં રહીશ નહીં!" આમ બોલતી કમલીની શય્યાપરથી નીચે ઉતરી ઓરડાની બહાર જવા લાગી ઓરડામા નાનુ આવી ત્યારે કમલીની ઉપર તેને રાત્રીના બનાવ વિષે શક હતો, પણ તેના ગભરાટથી તે મુઝાઈ કમલીની ઓરડાની બહાર પરસાળમા જઈ ચોકીપર બેસી ગઈ, એટલે નાનુએ તેની સામે બીજા આસને બેસતા પૂછ્યુ—"પણ આટલા ગભરાઓ છો તેનુ કારણ ખબર પડે? રાતમા તમે શુ જોયુ?"

"અરે બાઈ! રાતની વાત શુ કરૂ? તમારે ત્યા ભુતખાનુજ હોય એમ લાગે છે!" કમલીની બોલી—"બે કલાક મીઠી નિદ્રા ભોગવી મધરાતે મ્હોટો ગરબડાટ સાભળી હુ ઓચીંતી જાગી ઉઠી! અરે! ઓરડાની નીચે જાણે ગાડીઓ દોડતી હોય એમ લાગ્યુ! ધરતીકંપની પહેલા એવી ઘટના થાય છે, એમ ધારી દર પળે ધરતીકંપ થવાની દહેસત લાગવા માડી! ગભરાટમા ઈશ્વરનુ નામ સભારતી હુ બીછાનાપર પડી હતી એટલામા મારો પલગ હાલવા લાગ્યો, જેથી ચમકીને હું શય્યામા બેઠી થઈ તો મારી સામે એક છોકરાને ઉભેલો દીઠો—"

"તે છોકરોજ હતો કે કોઈ સ્ત્રી?" નાનુએ અજાયબીસહ પૂછ્યુ—"તેની ઉમ્મર કેવડી હતી? તેનુ સ્વરૂપ કેવુ હતુ?"

"પંદરેક વર્ષની ઉમ્મરનો એક ખુબસુરત છોકરોજ હતો! તેણે મ્હોટો ફેંટો બાધ્યો હતો, અને તેના હાથમા એક દાબડો હતો."

"ત્યારે તો એ છોકરો નહીં પણ છોકરાના વેષમાં સ્ત્રી હતી, અને તે પણ વળી કમલીની—" નાનુ ભાર દઇને બોલી, અને સહેજ અટકી જઈ વાત ફેરવી નાખી—"ઠીક, પછી શું થયુ?"

"બસ, મને જોતાજ તેણે કીશોરી માટે પૂછ્યુ, પણ કીશોરી કોણ તે હુ જાણતી હોઉં તો એને જણાવુ!" કમલીનીએ જણાવ્યુ—"મારી પાસેથી ખુલાસો ન મળવાથી ગુસ્સાથી આંખો લાલ કરી તેણે પોતાના હાથમાનો દાબડો જોરથી જમીનપર પછાડયો, એટલે તેમાથી ભય કર ચમકાટ નીકળ્યો! મને તો લાગ્યુ કે, આકાશમાની તમામ વીજળી ઓરડામાજ ઉતરી આવી હતી! તેજથી મારી આંખો અ જાઈને બ ધ થઈ ગઈ, અને ક પીને હુ શય્યાપર ઢળી પડી! પછી જાણે મારા શરીરપર કોઈ હાથ ફેરવતુ હોય, એમ મને લાગ્યુ, અને હુ બેહોશ થઈ ગઈ! મારા ધારવા પ્રમાણે એક પ્રહર પછી હુ શુદ્ધિમા આવી હોઈશ, અને ત્યારની જાગતીજ શય્યામા પડી હતી! ક્યારે સ્હવાર પડે કે ઓરડામાથી બહાર નીકળુ, એમ પ્રભુ પાસે માગતી હતી, અને તમને દીઠા ત્યારે મને ધીરજ મળી!" નાનુ આ સાભળી થોડી વાર વિચારમા ચુપ રહ્યા બાદ બોલી—"અવશ્ય આ કામ ન્હાના રાણીનુજ છે!"

"ન્હાના રાણી કોણ વળી?" કમલીનીએ પૂછ્યુ

"તમે એને ઓળખતા નથી!" નાનુએ જવાબ આપ્યો

"કામ ગમે તેનુ હોય પણ તોબાહ!" કમલીની બોલી—"મારો તો વિચાર હતો કે, મારૂ કામ પૂરૂ કરીને પાછી ફરતા એકાદ રાત કાશીમા ગાળવાની જરૂર પડશે તો અહીંજ મુકામ કરીશ કેમકે, માલતીબાના હેત માટે આ ઘર મારૂજ માનુ છું, પણ રાતના બનાવ પછી તો મારી હિંમત ચાલતી નથી બાઈ!"

"તમારી ધાસ્તિ નકામી છે!" નાનુ બોલી—"હવે આવતા જતા તમારે અમારે ત્યાજ ઉતારો રાખવો! રાતનો બનાવ ફરીથી કદી તમારા જોવામા આવશે નહી! હવે તમે અહિં નિશ્ચિ તપણે રહેજો! મારી ગેરહાજરીમા પણ તમને કોઈ વાતની મુંઝવણ ન પડે તે માટે હુ તમામ દાસી અને નોકરોને હુકમ કરી રાખીશ!"

"એ તો ઠીક, પણ તમે રત્નપુર ક્યારે જશો?" કમલીનીએ વાત ફેરવવા પૂછ્યુ, જેના જવાબમા માલતીએ જણાવ્યુ—'તમામ તૈયારી થઈ છે, અને તમને મળવાજ આવી હતી!"

"ત્યારે ઘડી પણ ન રોકાતા જલદી જાઓ!" કમલીનીએ જણાવ્યું-"મારે મીરઝાપુરમા કામ છે ત્યા હુ પણ જાઉં છુ!"

"પાછા કયારે આવશો?" નાનુએ પૂછ્યુ

"પાચેક દીન પછી હું પાછી ફરીશ ત્યારે!" કમલીનીએ જણાવ્યુ-"એ અરસામા તમે પણ માલતીબાને છોડવીને આવી શકશો! તમે આવ્યા પહેલા કદાચ હુ આવીશ તો અત્રે રહીશ! માલતીબાએ સોગન આપ્યા છે, એટલે એમને મળવા આવવુજ પડશે!"

"ત્યારે તમારે માટે પણ અશ્વ તેયાર કરાવુ છું!" આમ કહી નાનુ ત્યાથી બીજા ઓરડામા ચાલી ગઈ કમલીની પોતાના ઓરડામા જઈ થેલીમાથી કાગળ, વગેરે કહાડી પત્ર લખવા લાગી. પત્ર લખીને બરોબર બધ કરી તે પર તેણે પોતાની મોહોર કરી એટલામા નાનુ આવી અને સ્નાન સધ્યા વગેરે કરી ભોજન લઈને મીરઝાપુર જવાનો તેને આગ્રહ કર્યો, પણ તેણે તે માટે ત્યા ન રોકાતા માર્ગમાજ કોઈ સ્થળે સ્નાન વગેરે કરવાનો પોતાનો વિચાર જણાવ્યો, અને નાસ્તા માટે થોડો સુકો મેવો સાથે લીધો થોડી વારમા એક દાસીએ આવી અશ્વ તેયાર હોવાની ખબર કરી, એટલે બને જવાને ઉઠી બાગના દ્વાર આગળ બે અશ્વ ઉભા હતા, તેમાથી એક ઉપર કમલીની અને બીજા ઉપર નાનુ સ્વાર થઈ છુટા પડવાનો વખત આવતા કમલીનીએ બધ કરેલ પત્ર નાનુને આપતા કહ્યુ-"માલતીબાને મળો ત્યારે આ પત્ર મારા પ્રણામસહ આપજો!" નાનુએ પત્ર પોતાની થેલીમા મુકયો, અને બને બાગની બહાર નીકળી જુદી પડી રવાના થઈ

---

## પ્રકરણ ૧૨ મું.

### માયાવતીના મહેલમાં ચતુર.

ખંડીયેર આગળથી મહારાજ કુલીનસિહને રત્નપુર વિદાય કરી ચતુર કઈ તરફ ગયો, તે હવે તપાસીએ એક દિવસ અને રાત તેણે સાધારણ જમીનદારના સ્વરૂપમા ખંડીયેરની આસપાસના જગલ અને મેદાનમા ભટકયા કીધુ આમ ભટકતા બીજે દીને તે,

એક ન્હાના અસલી શીવમંદીર આગળ જઈ પહોચ્યો. આ શીવાલયની આસપાસ બીલી અને પારીજાતકના ઝાડો ઘણા હોવાથી તે સ્થાન શીતળ અને રમણિક લાગતુ હતુ, પણ ત્યા કોઈ પૂજારી નહોતો. થોડાક બીલપત્ર તોડીને ચતુર ભગવાન શંકરના દર્શન કરી મંદીરની પાછળ વહી રહેલા નિર્મળ ઝરાને કીનારે જઈ વિચાર કરતો બેઠો. થોડીવારે એક તરફથી બે માણસોની વાતચીતનો અવાજ તેને કાને પડતા તે તરફ તેણે નજર કરી તો બે માણસોને શીવાલય તરફ આવતા દીઠા. તેઓમાથી એકનો પોશાક ખંડીયેરમા બાવાજી સાથે કેદ પકડાયલા સીપાઈઓના જેવો હોવાથી તેઓ દુશ્મનના માણસો છે, એમ ધારી તેમની હીલચાલપર ધ્યાન રાખવા તે ઉઠીને એક ઝાડની ઓથે સંતાઈ ઉભો રહ્યો. તેઓ બંને વાત કરતા તેની આગળથી પસાર થઈને શીવાલયમા ગયા, જ્યાથી બે ઘડી વીતી ગઈ તો પણ પાછા બહાર નીકળ્યા નહી. શીવાલયમા આટલી બધી વાર તેઓ શુ કરતા હશે તે જાણવા ચતુર દર્શન કરવાને બહાને શંકરનુ નામ લેતો મંદીરમા દાખલ થયો, તો અંદર કોઈ તેના દીઠામા આવ્યો નહી. તેમનો કંઈ પત્તો ન લાગવાથી ચતુરે ધાર્યું કે મંદીરમાજ કોઈ સ્થળે ભોયરૂ કે સુરંગ જેવો છુપો માર્ગ હોવો જોઈએ, જેમા તેઓ અવશ્ય ગયા હશે. તીલસ્મી મકાનોથી તે અજાણ્યો નહોતો, એટલે તેણે તેવા છુપા માર્ગ માટે તપાસ કરવા માંડી, પણ તેમા તે ફાવ્યો નહી. તેઓમાથી કોઈ અવશ્ય તે છુપે માર્ગે આવજાવ કરશે ત્યારે જોઈ શકાશે, એમ ધારી તે શીવાલયની સામેના બીલીના ઝાડ તળે બેઠો. લગભગ અરધા કલાક બાદ પેલા બે પુરૂષોમાંનો એક જણ શીવાલયમાથી બહાર આવતો જણાયો. તેને જોતાજ ચતુર ગભરાયલા સરખો તેની સામે દોડી જઈ તેનો હાથ પકડી ઉતાવળે બોલ્યો—"બચાવો! મારા ભાઈના પ્રાણ ઉગારો! ભોળાનાથ આપનુ ભલુ કરો મુરબ્બી!"

"પણ તું કોણ છે?" તે પુરૂષે અજાયબીસહ પૂછ્યુ.

"ગરીબ જમીનદાર છુ શેઠજી!" ચતુર કાલાવાલા કરતો બોલ્યો—"પેલી ઝાડીમા મારા ભાઈને એક ડોકરી મારે છે! દોડો—એને બચાવો! ડોકરી એને મારી નાખશે! પૂજારીજી,

ઉભા શું રહ્યા છો ! મદદ કરો ! ભોળાનાથ આપનું ભલું કરશે !" આ સાંભળી તે પુરૂષને અજાયબી ઉપજી કેમકે, ચતુર શરીરે રૂષ્ટપુષ્ટ દેખાતો હતો, અને તેના ભાઈને એક ડોકરી મારે છતાં બંને ભાઈ મળીને તેની સામે પોતાનો બચાવ કરી ન શકે, એ નવાઈ જેવું ! બંને ભાઈઓને દબાવનાર તે ડોકરી કોણ હશે તે જોવાની ઇંતેજારીથી તેણે ચતુરને કહ્યું-" ગભરા નહી ભાઈ ! બતાવ, તારો ભાઈ ક્યાં છે ? જોઈએ કઈ પહેલવાન ડોકરી છે ?"

"ભોળાનાથ આપનું ભલું કરો !" ચતુર રાજી થતો બોલી ઉઠયો, અને મંદીરથી થોડેક દૂર ધીચ ઝાડીવાળા ભાગમાં તેને લઈ જઈ જાણે કોઈને શોધતો હોય તેમ આસપાસ જોવા લાગ્યો. કોઈને ન જોવાથી પેલા પુરૂષે બીજવાઈને પૂછ્યું-" ક્યાં છે તારો ભાઈ ? ડોકરી ક્યાં ગઈ દટાઈ ?" ચતુર કંઈ જવાબ ન આપતાં આમતેમ ફાંફાં મારવા લાગ્યો, એટલે તે વધુ તપી જઈ બોલ્યો-" અરે ! જગ્યાજ ભૂલી ગયો શું ? મને તો તું ગાંડાંઓનો મૂર્ખનો સરદાર લાગે છે !"

"તારા જેવા મૂર્ખના સરદાર સાથે શું કરે શા માટે મેળવ્યો ! અરે ભેંસના ભાઈ !-" ચતુર કંટાળી ગયો હોય તેમ બોલ્યો, જેથી બીજવાઈ તે બોલી ઉઠયો-" હરામખોર ! તારી મદદે આવ્યો તે ગાળો ખાવા માટે ! ગમાર ગધેડો જણાય છે !"

"એમજ ! તું ગધેડાનો સરદાર છે !" ચતુર દમામમાં બોલી ઉઠયો-" મરકટીયા માંકડા, મારી મદદે તું શું આવીશ ! પોતાનોજ બચાવ કરવાની તારામાં શક્તિ છે ?" આ સાંભળતાંજ તે ચમકી ગયો. ગામડીયો જમીનદાર કોઈ અઈયાર હોવો જોઈએ, એમ લાગતાં કમ્મરેથી ખંજર કહાડી તેણે તેનાપર હુમલો કીધો, પણ પહેલાથીજ સાવધ હોવાથી ચતુરે પાછળ ખસી જઈ ઘા ચુકવી એક છલંગ મારી તેનું કાંડું પકડી જોરથી એવો આંચકો માર્યો કે તેના હાથમાંથી ખંજર પડી ગયું, અને પોતાનો બચાવ કરવાની તેની તક મળે તે પહેલાજ ગરદનમાંથી પકડી તેણે જોરથી તેને જમીનપર પછાડી બેહોશીથી ભૂકી સુંઘાડી, જેથી તે બેહોશ થઈ ગયો. તે સ્થાનમાં માણસનો પગરવ નથી, એવી ખાત્રી કીધા બાદ પોતાની અઈયારીની થેલી છોડી ચતુરે આરસીમાં જોઈ તે માણસનું સ્વરૂપ ધારણ કરી લીધું, અને

પોતાના કપડા તેને પહેરાવી તેના વસ્ત્ર પોતે પેહેરી લીધા વળી તે બેહોશ પુરૂષને કોઈ ઓળખી ન શકે તે માટે તેનુ આખુ શરીર તેણે અબનુસ સરખુ કાળુ રંગી નાખ્યુ, અને તેના ચહેરાપર જખમના ડાઘ હોય એવા કોઈથી પણ કહાડી ન શકાય તેવા કેટલાક ડાઘાઓ પાડી તેનુ રૂપ તદન ફેરવી નાખ્યુ પછી તેની અઈયારીની થેલી લઈ તેમા તેણે પોતાની થેલીમાની તમામ વસ્તુ ભરી દીધી, અને પોતાની ખાલી થેલી તેની કમ્મરે લટકાવી તેને ઝાડ તળે પડયો રહેવા દઈ પોતે શીવાલયની સામેના [illegible] ઝાડ તળે આવી બેઠો ઘણીવાર સુધી તે મનમા આવે તેમ ગાતો ત્યા બેસી રહ્યો સાજનો સમય થવા આવ્યાથી ચતુર કંટાળીને ઉઠવાનો વિચાર કરતો હતો, એટલામા શીવાલયમા ગૂમ થયલો બીજો પુરૂષ તેમાથી બહાર આવતો જણાયો બહાર આવતા પોતાના સાથીને બીલીના ઝાડ તળે લહેરમા ગાતો બેઠેલ જોઈ તેની પાસે આવી તે બોલ્યો—"વાહરે ગોવીંદરાય! તમે ગાય-નની લહેરમા અહીં બેઠા છો શુ?" આમ જે પુરૂષનુ ચતુરે સ્વરૂપ ધારણ કર્યું હતુ, તેનુ નામ તેને ખબર પડી ગયુ, અને આપણે પણ ચતુર પોતાના ખરા સ્વરૂપમા જાહેર ન થાય ત્યા સુધી તેને ગોવીંદરાયને નામેજ ઓળખીશું! આપણો ગોવીંદરાય પોતાના સાથીને જોઈ ગાતો બંધ પડી જઈ તેની તરફ જોઈ રહ્યો, અને થોડી વારે ઉધરસ ખાઈ બોલ્યો—"યાર! આ ઉધરસથી મારો તમામ રંગ ઉડી જાય છે! અવાજ ભારે થવાથી ગાયનનો રસ પણ ઝામતો નથી, મઝાં નથી આવતી! ભાઈ, ઘુ જરા સુર પુરાવ કે તાનની ઝમક આવે!"

"સુર ને તાન એ શું બકો છો?" તે માણસ અજાયબીસહ બોલી ઉઠયો—"ગાડા થયા શું? આપણા અન્નદાતાનુ કામ બજાવવા નીકળ્યા છો કે તાન મારવા! મઝા મારવાનો આ વખત છે?"

"યાર! મઝાની શી વાત! એક ઘુંટડો મારયા લીધી કે શી લહેર! વાહરે બુટ્ટી! તારી બલીહારી!" ગોવીંદરાય આનં-દાવેશમા ગાજી ઉઠયો—"જીવતો રહે બહાદુર! ભોળાનાથ ભલુ કરો! અહાહા! સીદ્ધિની લોટી પીતા તમામ વાતે સીદ્ધિ!"

"ગોવીંદરાય! તમને શું થયુ છે?" પેલો પુરૂષ કચવાયો

"થાય શું? બચ્ચાજી, સાડી સત્તાવીસ હાથી પાણીને એક

મુંટડે હજમ કરી ગયો હું ! હરામખોરે લુણ પણ ન આપ્યું-મોણુ જ ખવરાવ્યું ! હત્તારીની !" આમ બોલતા ગોવીંદરાય મ્હોટેથી હસવા લાગ્યો તેનો સાથી તેને સમજાવવા લાગ્યો, એટલે વળી તે બકવા લાગ્યો—" જીભ સંભાળ ! જોવો છે આ ભડ-વીર ભીમનો સપાટો ! ભુખ લાગી હોય તો આપણી પાસેં ખોટ નથી ! કુબેરનો ખોલ્યો છે ભંડાર ને ખટરસ ભોજન છે તૈયાર, ઈચ્છા હોય તો એકાદ ગધેડો તું પણ હજમ કરી જા યાર ! ગધેડો પસંદ ન હોય તો ડુક્કર, અને તે પણ ન ભાવે તો કુતરા બીલાડા પર રાખજે સબર ! અરે ! ક્યાની વાત ક્યા કહાડી ! હળ ખેડતા આવડે નહીં ને થવુ છે ઘોડેસ્વાર ! વાહ ! અઈયાર ! માયાએ અચ્છી રંગત જમાવી હો યાર ! હજી મ્હોડામા પાણી છુટે છે !" આમ કહી તે પોતાની જીભ બહાર કહાડી બતાવવા લાગ્યો ! તેની આ હાલત જોઈ તેનો સાથી અફસોસ કરવા લાગ્યો, એટલે વળી તે હસીને બોલ્યો—' યાર ! અફસોસ કરવાથી શું વળશે ? ભાવી મિથ્યા થાય છે ? ગયાજી જઈ શ્રાદ્ધ સરાવો કે પ્રાણીની સદ્ગતી થાય ! પિતૃશ્રાદ્ધ ક્યારે કરવુ છે તે તો કહો કે, ભૂદેવોને મીષ્ટાનના નોતરા આપી આવુ ! ઘી ગોળની કરી દેજો મહેર, સાથે બુટ્ટી મળી કે થઈ લીલા લહેર ! દોસ્ત પછી જમવાનુ ઘેર !"

" ગોવીંદરાય, તમને નિસ્સંદેહ ગાંડપણ આવ્યુ છે ! તમારૂ ચિત્ત આમ શાથી ચળી ગયુ ! કોઈએ તમને કંઈ ખવરાવ્યુ છે ?"

" ખવરાવવાવાળાની શું કહુ ! બુટ્ટી પીવરાવનારની બોલ-બાલા-અદેખા લુચ્ચાના મ્હો કાળા !" ગોવીંદરાય હસતો બોલ્યો—" ગાંડાયેલાની વાત જવા દે ! બસ, વહાણ બરાબર હવાપર ચાલ્યુ, એ મારી ચાલાકીનોજ પ્રતાપ હો !" આમ આપણા ગોવીંદરાયે ગાંડપણાનો વેષ પૂરેપુરો ભજવ્યો, તે દરમ્યાન પોતાના સાથીનુ નામ દેવીસિંહ હતું, તેમજ ગોવીંદરાય મહારાણી માયા-વતીનો માનીતો અઈયાર હતો, તે પણ તેણે ચાલાકીથી જાણી લીધુ ગોવીંદરાયને કોઈ અઈયારે કંઈ ખવરાવી ગાંડો બનાવી દીધો હશે, એમ દેવીસિંહને લાગ્યુ, અને તેને ગમે તેમ કરીને ઘેર લઈ જવાનું તેણે બ્હાજબી વિચાર્યું આથી તેણે ગોવીંદરાયને કહ્યુ—" ભાઈ, હવે ઘેર ચાલો, વખત થઈ ગયો છે !" વરતજ આપણા ગોવીંદરાય તો બોલ્યા—" વાહ ! શું બાયડી છું કે ઘેર

ચાલું ! ચાલો બહાદુર, જંગલમાં જઈ શીકાર ખેલીએ ! સીંહની સાથે બાથ ભીડીયે ! શીયાળ તે આપણી શી ગણત્રીમાં ! ગુણી કાનો થનનનન થનથન તાથે તાથે નાચ નીરખીએ ! છેવટે તમારા દાદાના નામની પોક મૂકીએ !" આમ બોલતો તે મ્હોટેથી હસવા લાગ્યો, એટલે દેવીસિંહ તેને સમજાવવા બોલ્યો-"ચાલો, તમારી ઈચ્છા મુજબ જંગલમાં જઈ શીકાર ખેલીએ !"

"વાહ ! હું સાધુ વેરાગી છું કે જંગલમાં જઈએ ? અમે તો અહીંજ બેસીશું ને તારા જેવા દેખીતી આંખે અંધ બનેલા ગધેડાના શિકારપર સંતોષ પકડીશું ! અમ સંતોષીને નથી કોઈની પરવા ! જ્યાં બેઠા ત્યાં માયા મળી કે ચમન !" આમ તે જેમ મનમાં આવે તેમ બકતો ઉઠયો, અને એકાએક દેવી સિંહનો હાથ પકડી બોલ્યો-"ભાઈ મને કંઈ દેખાતુ નથી ! મારો હાથ પકડી ઘેર ચાલો !" દેવીસિંહને એટલુંજ જોઈતું હતું, એટલે તેનો હાથ પકડી તે માયાવતીના મહેલ તરફ ચાલ્યા

કાશીપુરીની પૂર્વ દિશા તરફ ગંગાજીની ડાહાબી બાજુએ આવેલો પ્રદેશ જમાનીયાને નામે ઓળખાતો હતો, તે ઉપર મહારાણી માયાવતી હુકુમત ચલાવતી હતી તેના બાપદાદા એ ફળદ્રુપ પ્રદેશ ઉપર અમલ ચલાવી ગયા હતા જમાનીયાના પ્રદેશની સામે ગંગાજીના કિનારાથી થોડે છેટે એક સુંદર વિશાળ બાગ હતો, જે 'ખાસ બાગ' ને નામે ત્યાંની પ્રજામાં મશહુર હતો આ બાગમાં રાજા અથવા રાજ્યના ખાસ કારભારીઓ સિવાય કોઈને જવાની સખ્ત મનાઈ હોવાથી તેની અંદરનો ભેદ છુપો હોવાથી પ્રજામાં તેના સબંધમાં અનેક અફવા ઉડતી હતી રાજ્યકુટુંબના માણસો, દીવાન અને અઈયારોજ આ બાગનો ગુપ્ત ભેદ જાણતા હતા બીજા કોઈથી તે જાણવાની તજવીજ કરી શકાય તેમ પણ નહોતુ કેમકે, કોઈ અજાણ્યું માણસ તે બાગમાં નજરે પડતા તેને મારી નાખવાનો રીવાજ અસલથી ચાલુ હતો જમાનીયામાં એક ન્હાના કીલ્લામાં રાણી માયાવતીનો મહેલ હતો, તેમાંથી ગંગાજીની નીચે થઈને એક સુરંગ છેક આ બાગમાં પૂરી થતી હતી, અને માયાવતી એ રસ્તે બાગમાં આવજાવ કરતી હતી જમાનીયા સુધી પહોચતા માર્ગમાં આપણા ગોવીંદરાયે આડાઈથી દેવીસિંહને હેરાન કરવામાં કચાસ રાખી નહી તેઓ બીજે દીને

રાતે જમાનીયાના કીલ્લામા જઈ પહોચ્યા મહારાણી વિષે પૂછ-પાછ કરતા તે 'ખાસ બાગ' મા પધાર્યા છે, એવી ખબર મળવાથી ગોવીંદરાયને ત્યા લઈ જવાની દેવીસિંહને ફરજ પડી આથી તે ફીલ્યો તેમજ બાગમા જવાનો સુરગનો રસ્તો જોવાની આપણા ગોવીંદરાયને તક મળી સુરગમા દેવીસિંહ સાથે કેટલેક સુધી ગયા બાદ ગોવીંદરાય ઉભો રહી બોલ્યો—"જુઓ, આજ તો વમારી શરમને ખાતર સુરગમા આવુ છું, પણ હવે ફરી કદી એ રસ્તે લાવીશ તો તને કાચોજ હજમ કરી જઈશ, અને સુરગનો પણ નાશ કરી નાખીશ! બોલ મને કયા તેડી જાય છે? વેરજ ચાલે તો મહે-રબાની! આ રસ્તે તો ઉમ્મરભર ચાલીને મારા પગ ઘસાઈ ગયા! જગલમા તેડી જશો તો મારા જેવો કોઈ ભૂરો નથી હો!"

"ભાઈ, મહારાણીની હજુરમા જઈએ છીએ!" દેવીસિંહે કટાળીને જણાવ્યુ, એટલે આપણો ગોવીંદરાય જમીનપર બેસી જતા બોલ્યો—"તો હુ નથી આવતો!" દેવીસિંહે તેને સમજાવવા માડયો, પણ તે ન માનતા બોલ્યો—"મહારાણી—અરે તે રોજ ચાર જીવતા માણસો હજમ કરી જાય છે તે શુ હુ નથી જાણતો? તુ પણ તેનો દાસ એટલે તેના જેવોજ! કાલે મારા દેખતા ત્રણ ગધેડા ખાઈ ગયો તે મને યાદ નથી શુ? મહારાણી પાસે ચાલ પછી તારી બરાબર ખબર લઉ છુ—પૂરી રેવડી કરૂ નહીં તો મારૂ નામ નહી! અરે! તને ઘે ટાને તે શુ પજવવો! જો તો ખરો મહા રાણીને પણ કેવી તાડના છાડપર ચ્હડાવુ છુ હાઆઆઆ! ઝનુડો ન જાણે મારી પ્રીઈઈહત, બાઈ અમે બાળકુ વારારેએએએએ—સૂર પૂરાવ, ઉસ્તાદ તાન લગાવ!" આમ રાગડો તાણતો તે ઉઠયો અને દેવીસિંહનો હાથ પકડી આગળ ચાલ્યો આખરે તેઓ સુરગ પસાર કરી બાગમાના એક ઓરડામા જઈ પહોચ્યા આ ઓરડામાથી તેઓ બહાર નીકળી એક બારાદરીમા ગયા, જ્યા માયાવતી પોતાની બેહેન લીલાવતી અને બીજી સાહે-લીઓ સગે હાસ્યવિનોદ કરતી બેઠી હતી વાચનાર, કીસન રાયને મહારાણીની દરબારમા આપણે જોયો હતો તે આજ સ્થાન હતુ તે સ્થાન કઈ આપણાથી અજાણ્યુ નથી દેવીસિંહ અને ગોવીદરાયને જોઈ માયાવતીએ આતુરતાથી પૂછ્યુ—"કેમ શા ખબર?" જવાબમા આપણો ગોવીદરાય બોલી ઉઠયો—"શાવ

અંધારી ! વર્ષાદ વરસે ! મૂસળધાર ભેદ ભાગ્યો ! દુશ્મને ઉપાડયું શીર-ચોરે જોઈ લીધું ઘર ! ભુખથી પેટ ફુલીને ઘડો થયું ! ત્રણ દિવસનો ભુખ્યો દાસ ! ગઈ કાલનું ખાધેલું હજી બરાબર હજમ થયું નથી-એ કેવું અંધેર ! જમાલગોટો ખવરાવો-બચાવો !" આવું ઢંગધડા વગરનું બોલવું સાભળી માયાવતી અજાયબીસહ દેવીસિંહ પ્રત્યે બોલી-"ગોવીદરાય આ શું બબડી ગયા તે અમારા સમજવામાં આવ્યું નહી !" દેવીસિંહ કંઈ ખુલાસો કરે તે પહેલા ગોવીંદરાય બોલી ઉઠયો-"અહોહો ! શું મ્હોટી વાત ! તમેજ માર્યો-હાથ પસાર્યો-છરો લગાવ્યો-સીંહ લડાવ્યા, પણ છે શીયાળવાની કાયા ! કર્મે લખાયા-ન ભુસી શકાયા ! કાચડ મારી પણ પોતાને પડી ભારી, એટલે લાગી અકારી ! કપાવ્યું ઝાડ ધારી, પણ વહી નીકળી લોહીની નદી ભારી, લે ચતુર વિચારી, મનમાં ધારી, મારા અનાડી રાજદુલારી ! હીહીહીહી !" માયાવતી આથી વધુ ગભરાઈ દેવીસિંહનું મુખ જોવા લાગી, એટલે તે તેની પાસે જઈ ધીમેથી બોલ્યો-"મહારાણી, ગોવીદરાય ગાડા થઈ ગયા છે !" આમ કહી તેણે શીવાલય આગળથી ગોવીદરાય તેને કેવી હાલતમાં મળ્યો હતો તે તમામ હકીકત કહીને જણાવ્યું-"કુલીનસિંહના કોઈ અઈયારે તેને કંઈ ખવરાવી ચિત્તભ્રમ કરી નાખ્યા હોય એમ લાગે છે ! વૈદરાજને તેડાવી એમનું ચિત્ત ઠેકાણે આવે તે માટે ઉપચાર કરવા જોઈએ !"

"એ ! એ ! ખબરદાર ! એકબીજાના કાન શું કરડો છો ? સમજ્યો !" ગોવીદરાય બોલી ઉઠયો-"મારી ચાડી કરે છે ! ફરીયાદ-મહારાણીજી ફરીયાદ ! હરામખોર દેવલાએ મને ઝેર ખવરાવી મારી નાખ્યો છે ! હું જીવતો નથી, પણ થયો છું ભૂત તમારા સમ મહારાણીજી, હવે હું ગોવીદરાય નહી પણ બીજો કોઈજ છું ! અરેરે ! ગજબ થયો ! ઈશ્વર ! ભલા માણસોને પકડી પીંજરામાં કેદ કરી હેરાન કરનાર પાપીઓની તું લેજે ખબર !"

"મહારાણી ! એમના બોલવા માટે મનમાં ખોટું કશું લગાડીએ !" દેવીસિંહ બોલ્યો-"અત્યારે એમની દયાજનક સ્થિતિ છે ! હું વૈદરાજને તેડી આવું છું !" આમ કહી તે માયાવતીની આજ્ઞા લઈ વિદાય થયો. માયાવતી ગોવીદરાય પ્રત્યે સ્નેહભરે અવાજે બોલી-"આવો, મારી પાસે બેસી સ્વસ્થ થઈ

કહો મીજાજ કેમ છે ?" ગોવીંદરાય હસતો તેની પાસે બેસતાં બોલ્યો—" મીજાજ ! ઓહ—મીજાજ માટે શું પૂછવું ? સારો છે !"

" પણ તમે કોણ છો તે જાણો છો ?" માયાવતીએ પૂછ્યું

" સારીપેઠે જાણીએ છીએ !" ગોવીંદરાય બોલ્યો—" મહારાજાધિરાજ શ્રી કુલીનસીંહ—પણ નહી ! એ તો છે ખુબસુરત—બસ, આપણે તો કુમાર ઇંદ્રજીત બળવાન, વળી બહુ સ્વરૂપવાન, એટલે સુંદરીઓ ભૂલી જાય છે ભાન ને સાન ! જાણેગા પીઓના કહાન !" વળી જરા અટકી જઈ બોલ્યો—" નહી—ઇંદ્રજીતકુમાર થવામા શોભા નહી ! એ બાળકને ચાઈચારી શેની આવડે ? બંદા તો છે ચાલાક અઇયાર, એટલે બનશું ચતુરસિંહ સરદાર ! બસ ! એજ પક્કો વિચાર ! મહારાણીજી, ઢંઢેરો ફેરવી દો કે હવે આ ભડવીર ભીમને સર્વ કહે સમશેર બહાદુર ચતુરસિંહ સરદાર !"

" એમ કરીશું મારા ચતુરસિંહ !" માયાવતી હસીને બોલી

" શાહબાસ ! આખો દિવસ આસપાસ કરવામા છે મઝાહ બેહદ ખરી, તેવી મઝાહભરી છે તમારી આ નવરંગી નફ્ટ નોકરી ! છાલકા પાણીમા ડુબી મરવામા જે મોજ મળે તે મોજ તમારી સેવા બજાવવામા છે !" ગોવીંદરાય હસીને બોલ્યો, જેથી અજબ થઈને મહારાણીએ પૂછ્યુ—" તે શા માટે ?" જવાબમા ગોવીંદરાય ગંભીર થઇ બોલ્યો—" આટલુ બધુ દુઃખ ભોગવ્યુ—લડ્યા, માથાના વાળ પણ ગયા ઘસાઈ, પણ આખે ન દેખાયું—ન સમજાયુ કે કોને માટે કોણ ગયો ફસાઈ, ફાસામા ફસનારની સુરત કેવી ગઈ બદલાઈ ?"

" ગોવીંદરાય, તમે શું બકો છો તે સમજાતુ નથી !" માયાવતી વીમાસણમા પડી બોલી, એટલે ગોવીંદરાય પોતાનુ કપાળ કુટતો બોલ્યો—" અફસોસ ! કેવા મૂર્ખ સાથે પડ્યુ પાનુ ! આવી જીદગી શા ઉપયોગની ! હું બોલ્યો તેની મતલબ સમજી મારી ઈચ્છા પૂર્ણ કરશો નહી ત્યા સુધી હું કોઈની સાથે બોલીશ નહી—ખાઈશ નહી—સુઈશ નહી ! એક ન બે ને ચાર—હજાર—પાંચસો—કંઈ નહી ! બસ ! ગમે તેમ થાઓ પણ હું જોઈશ !

" શું જોશો ?" માયાવતીએ પૂછ્યુ

" તે હું શું કહું ? ગરજ હોય તો સમજી જાઓ ! બસ ! સમજવામા કંઈ મોટી વાત નથી !" ગોવીંદરાય બોલ્યો.

"પણ અત્રે એવુ શું છે જે તમે નહી જોયુ હોય?"

"કંઈ નથી તોપણ હવે તે બરોબર ધારીને જોઈશ!"

"પણ શું જોશો તેનુ કાંઈ નામ કે નીશાન?"

"નામ કે નીશાન સાનમા સમજી જાઓ! કેવા મૂર્ખ છો? પહેલો અક્ષર કહુ તે પરથી સમજો જોઉં? કે–કે–કે–કે!" માયાવતી વિચારમા થોડી વાર ચુપ રહી બોલી—"શુ કેદીઓ?"

"હા–હા–હા–હા! સમજ્યા! હોશીયાર!" ગોવીંદરાય ખુશાલીમા બોલી ઉઠયો.

"તમેજ તેમને પકડી લાવ્યા હતા, એટલે જોયાજ હશે!"

"ફરી જોઈશું—નમસ્કાર કરીશુ, નાચ નચાવીશું—તાગડધીન્ના નાચો બદરજી નાચો ઠુમક ઠુમ ઠુમક!" આમ બોલતો ગોવીંદ રાય નાચવા લાગ્યો વાચનાર! ગોવીંદરાય રાણી માયાવતીનો માનીતો હતો કેમકે, તે બહુજ ચાલાક અઈયાર હોવાથી તેના તમામ અઈયારોનો તે વડો હતો તે આમ ગાંડો થઈ જવાથી તે બહુ દીલગીર થઈ હતી, અને તેની આવી હાલતમા તેને રાજી રાખવા જે ઓરડામા સુરંગનો માર્ગ હતો તેમા ગોવીંદરાયને સાથે લઈને તે ગઈ, અને તેઓ બને સુરંગમા ઉતર્યા સુરંગમા પચાસેક કદમ જેટલે જવા બાદ ઉભી રહીને મહારાણીએ ભીંતમાની એક અલામારી પોતાની પાસેના ચાવીઓના ઝુમખામાની એક કુચીથી ઉઘાડી, એટલે તેમા થઈને નીચે ઉતરવા માટે પગથીઓ જણાઈ ઉપરની છતમા ટાંગેલી એક હાંડીમા પ્રગટી રહેલા દીપકથી ત્યા પ્રકાશ પડતો હોવાથી સઘળુ સાફ જણાતુ હતુ માયાવતી ગોવીં-દરાયને લઈને તે પગથીઓ મારફત નીચે ઉતરી સીડી ખલાસ થતા તેઓ એક લાંબી સુરંગ જેવા ભોંયરામા જઈ પહોચ્યા, જેની એક તરફ લોખંડના મજબુત સળીયાવાળા દરવાજાવાળી કેટલીએક ઓરડીઓ હતી બધા દરવાજાપર લોખંડના મ્હોટા તાળા મારેલા હતા આ ઓરડીઓમા હાથ પગમા બેડીઓ સહીત ઉદાસ ચહેરે બેઠેલા કેટલાક કેદીઓપર ગોવીંદરાયની નજર પડી ઓરડીઓ એવી ઢબથી ગોળાકારમા બાંધવામા આવી હતી કે કેદીઓ છુટા રહેવા છતા એક બીજા સાથે વાતચીત કરી શકે તેમ હતુ કેદીઓપર નજર નાખતા ગોવીંદરાયે સૌથી પહેલા બળને દીઠો, એટલે તે મ્હોટેથી હસવા લાગ્યો, અને ચારે તરફ જોઈ

કંઈ બકવા લાગ્યો, જેનો ભાવાર્થ માયાવતી સમજી શકી નહી પછી તે એકાએક ગભીર થઈ માયાવતી પ્રત્યે બોલ્યો—"છટ! આ હરામખોરો આગળ મને શા માટે લાવ્યા? એમના મુખ જોવાની મારી ઈચ્છા નથી! ચાલો! હું તો જઈશ કે—કે—કે—કે!" આમ બબડતો તે ત્યાથી ભાગ્યો, અને જે બારાદરીમા પહેલા તે માયાવતીને મળ્યો હતો ત્યા આવી બેસી ગયો માયાવતી પણ ગભરાટમા તેની પાછળ દોડતી ઉતાવળે સુરંગનો દરવાજો બધ કરી બારાદરીમા આવી તો ત્યા ગોવીંદરાય હાંફતો બેઠો હતો કેટલીક દાસીઓ તેની પાસે ભેગી થઇ ગઈ હતી માયાવતીએ તેને ન્હાસી આવવાનુ કારણ પૂછયુ, તેમજ બીજા કેટલાક સવાલો પુછયા, પણ જવાબમા તેણે મ્હોમાથી એક શબ્દ કહાડયો નહી દાસીઓએ પણ તેને બોલાવવાની બહુ તજવીજ કરી, પણ પથ્થર બોલે તો ગોવીંદરાય બોલે! આ માથાકુટ ચાલતી હતી એટલામા દેવીસિંહ વૈદ્યરાજ સહ આવી પહોચ્યો વૈદ્યરાજ વૃદ્ધ હતા, છતા તેમના શરિરનો બાંધો મજબૂત હતો વૈદ્યરાજે ગોવીંદરાયની નાડી વગેરે તપાસી તેમજ કેટલીક પૂછપરછ કીધા બાદ એવો અભિપ્રાય આપ્યો કે, તેને કોઇ તેજ ઔષધી ખવરાવીને ચિત્તભ્રમ કરી નાખવામા આવ્યો છે, માટે બેએક દીવસ ચાપતા ઈલાજ લેવાથી તેને આરામ થઈ જશે માયાવતીએ ઉપચાર કરવાની આજ્ઞા આપવાથી વૈદ્યરાજે પોતાના ખીસામાથી રૂપાની એક મ્હોટી દાબડી કહાડી, અને તેમાંથી એક પડીકી છોડી તેમાની એક ગોળી આપણા ગોવીંદરાયને ખવરાવી, જે તે વગર આનાકાનીએ ખાઈ ગયો હોય તેમ મ્હોડું હલાવ્યુ, પણ ચાલાકીથી તેણે તે પોતાના દાતની પાછળ દબાવી રાખી, અને થોડીવાર રહીને ચાલાકીથી થુંકી નાખી તે પાછો ગાડાની માફક કુદવા ને બબડવા લાગ્યો. થોડીવાર આમ તેમ કુદ્યા બાદ તે બેસી જઈ જમીનપર ઢળી પડયો અને ઘોર નિદ્રામા પડયો હોય તેમ મ્હોટેથી ઘોરવા લાગ્યો પોતાની દવાની અસરથી તે નિદ્રાવશ થયો છે, માટે કોઈએ તેને જગાડવો નહી, એટલે જાગૃત થતા તેની ગાડાઈ દૂર થઈ જશે, એવુ જણાવી વૈદ્યરાજ માયાવતીની આજ્ઞા લઈ વીદાય થયો, એટલે ગોવીંદરાયને ત્યાજ સુતો રહેવા દઈ તેની સંભાળ માટે ચાર દાસીઓને રાખી માયાવતી પણ

પોતાના ઓરડામા ચાલી ગઈ આપણા ગોવીંદરાયે આ સઘળી વાતચીત સાભળેલી હોવાથી તે આખો મીંચી છેક બીજી રહવાર સુધી સુઈજ રહ્યો બીજી રહવારે માયાવતી અને દેવીસિંહ તેની તપાસ કરવાને આવ્યા, અને તેણે રાત્રી કેવી હાલતમા પસાર કરી તે વિષે દાસીઓને પૂછપાછ કરવા માડી, એટલે તે પણ બે ત્રણ વાર આળસ મરડીને આખો ચોળતો બેઠો થઈ પોતાની આસપાસ અજાયબીસહ જોવા લાગ્યો તરતજ માયાવતીએ તેની પાસે બેસતા આતુરતાથી પૂછ્યુ-"કેમ છો ગોવીંદરાય?"

"મારી હકીકત શું કહુ? અહીં કેમ આવી પહોચ્યો, તે માટે મને અજાયબી લાગે છે!" ગોવીંદરાય બોલ્યો-"મારૂ ગળુ શાથી બેસી ગયું હશે વારૂ? મારા શરિરમા આટલી અશક્તિ કેમ થઈ ગઈ? ઉઠવાની પણ મારામા તાકાત નથી!"

"ગોવીંદરાય, તમને આમ વાત કરતા જોઈ મને અત્યત આનદ થાય છે!" માયાવતી આનદસહ બોલી ઉઠી-"અરે! ગઈ કાલે તો તમે તદ્દન ગાડા બની ગયા હતા! રાત્રે વૈદરાજે એક ગોળી આપી ત્યારે અત્યારે તમારી એ ઘેલછા દૂર થઈ છે!"

"પણ તમારી આવી હાલત કોણે કરી?" દેવીસિંહે પૂછ્યુ

"તે હુ જણાવુ તે પહેલા તમે મને કેવી હાલતમા અને ક્યા દીઠો તે કહો?" ગોવીંદરાયે પૂછ્યુ, જેના જવાબમા દેવીસિંહ બોલ્યો-"કમલીનીને જમાનીયા આવી મહારાણી સાથે રહેવાને સમજાવવા ખડીયેરવાળા ભોયરા તરફ જવાને તમે વિદાય થયા પછી હું પણ મારૂ કાર્ય પૂર્ણ કરીને સુરગની બહાર નીકળ્યો તો શીવાલયની સામેના બીલીવૃક્ષ તળે તમે લહેરમા ગાડાની પેઠે સુર ખેચતા બેઠા હતા!" આટલુ કહી તેની ગાડાઈની સર્વ હકીકત જણાવ્યા બાદ તેણે પૂછ્યુ-"આ ઉપરથી એમ લાગે છે કે તમે કમલીની પાસે ગયા નથી!" આપણો ગોવીંદરાય ખસીયાણો પડી જઈ માયાવતી પ્રત્યે બોલ્યો-"મહારાણી, આવી થાપ મારી જીદગીમા કદી ખાધી નહોતી! હુ કમલીની પાસે જવાને શીવાલયની બહાર નીકળ્યો તો એક જમીનદાર સરખો રૂષ્ટપુષ્ટ માણસ મારી પાસે આવ્યો!" આમ કહી પોતે ખરા ગોવીંદરાયને જે બીના જણાવી હતી તે જણાવી તે બોલ્યો-"જમીનદારના ભાઈને મારનાર ડોકરી કોણ છે તે જોવા હુ તેની સાથે ગયો.

શીવાલયથી થોડેક છેટે ઝાડીમા દસેક માણુસો બેઠા હતા, તેઓ અમારી પાસે આવી અમને ઘેરી ઉભા, અને તેઓમાથી એકે ચાંદીની એક લોટી બતાવતા તેમાની ભાગ પીવા મને આગ્રહ કર્યો ડોકરીને બદલે દસ જુવાન માણુસોની વચમા ઘેરાયલો જોવાથી મને ફસાવવા જમીનદારનુ સ્વરૂપ ધરનાર કોઈ અઈયારે નક્કી ચાલાકી કરી છે, એમ શક જવાથી મે ભાગ પીવાની ના પાડી અને ત્યાથી ચાલવા માડ્યું, એટલે તેઓ મારા શરિરપર ધસી આવી મને પકડવાની તજવીજ કરવા લાગ્યા! અમો વચ્ચે ઝપાઝપી ચાલી, જેમા આખરે હુ જમીનપર પડયો, એટલે તેમણે મને બેહોશ કરી નાખ્યો! પછી શું થયુ તેની ખબર નથી!"

"ત્યારે તો તમને બેહોશ કીધા પછી એ ભાગ અથવા બીજી કોઈ ઓષધી તેમણે પીવરાવી દીધી હશે, તેની અસરથીજ તમારૂ ચિત્ત ભ્રમિત થઇ ગયુ હતુ!" માયાવતી બોલી

"એમજ હશે!" ગોવીંદરાય બોલ્યો–"હજી એ ભાગની અસર દૂર થઇ નથી! હજી મગજ ઘૂમે છે! થડો પહોર છે તે જરા બાગમા ફરવાથી કંઇક શાંતી થશે! એકલા ફરવા જેટલી હાથપગમા તાકાત નથી, એટલે શું કરવુ તે સુઝતુ નથી!"

"ખરેખર! બાગની તાજી હવા અને પુષ્પોની સુગંધથી તમારા ચિત્તને અવશ્ય શાતી મળશે, અને હાથપગના સાધા ઝલાઈ ગયા છે તે પણ છૂટા થશે! દેવીસિંહ હાથ ઝાલી ફરજો!" આમ કહી માયાવતીએ દેવીસિંહ તરફ જોયુ, એટલે તેનો મનોભાવ સમજી જઈ તેણે ગોવીંદરાયનો હાથ પકડી ઉઠાડયો, અને તેઓ બાગમા ફરવા લાગ્યા બાગમા ફરવા જવામા આપણા ગોવીંદરાયની મતલબ તેમાની ઈમારતો તથા બીજા ભાગોને લગતી બને તેટલી ખબર મેળવી લેવાની હતી દેવીસિંહ સંગે આડી અવળી વાતોમા થોડી વાર બાગમા ફરવા બાદ તે બારાદરીમા પાછો ફર્યો, અને માયાવતી આગળ બેઠો, એટલામા એક સ્ત્રી ચોપદારે આવી નમન કરીને જણાવ્યુ–"મહારાણીજી, બાગના દ્વારપર બે સના જેવા કાળા રંગનો એક કદરૂપો માણુસ આવ્યો છે, તે આપની હજુરમા આવવાની આજ્ઞા માગે છે અઈયાર પોતાને ગોવીંદરાયજી તરીકે ઓળખાવી સ્વરૂપ બદલાઈ જવા માટે તે ખુલાસો કરે છે કે, તેનુ શરીર તથા મુખ કોઈ અઈયારે એવું

રંગી દીધુ છે કે તે રંગ ધોઈ શકાતો નથી !" આ સાભળી માયાવતી આપણા ગોવીંદરાય તરફ અજાયબીસહ જોવા લાગી ગોવીંદરાય અને દેવીસિંહ પણ અજાયબી પામી એકબીજાનુ મુખ જોવા લાગ્યા થોડી વારે આપણો ગોવીંદરાય બોલ્યો–" પક્કો ઉસ્તાદ છે! મને લાગે છે કે, જમીનદારના રૂપમા જે માણસે મને ફસાવ્યો તેજ એ હોવો જોઈએ!" આટલુ બોલી તેણે તે ચોપદારને પૂછ્યુ–" એના મુખપર જખમના ડાઘ છે ?"

"હાજી!" ચોપદારે જણાવ્યુ–" આખના ભવાપર લાકડીના ફટકાનો આડો ડાઘ છે!" આ સાભળી ગોવીંદરાય બોલી ઉઠયો–" એજ માણસ! એ નહાસી જવા ન પામે! બચ્ચાજીને ખબર નથી કે ગોવીદરાય એની ખબર લેવા અહીં પહેલાથીજ બેઠા છે"

" લુચ્ચા અઈયારે જબરી હિમત ચલાવી!" માયાવતી બોલી, એટલે ગોવીંદરાય વચમા બોલી ઉઠયો–" એ હિમતની કિમત આપણે બરોબર કરીશુ! એને અત્રે બોલાવી આપણ બને પરદા પાછળ સતાઈ બેસીએ, અને દેવીસિંહ એની સાથે વાત કરે! જોઈએ એને ઓળખે છે કે! પછી આપણે એની રેવડી કરીશુ!" આ વિચાર યોગ્ય લાગ્યાથી માયાવતીએ ચોપદારને ફરમાવ્યુ–" અત્રે ચક બાધવાનુ દાસીને જણાવ અને એ ગોવીંદરાયને આપણા નિયમાનુસાર આખે પાટા બાધી અત્રે તેડી લાવ!"

" મહારાણીજી, અત્રેની દરેક બાબતની ઘણીખરી હકીકત તે જાણતો હોય એમ લાગે છે!" ચોપદારે હાથ જોડી જણાવ્યુ, એટલે આપણો ગોવીંદરાય બોલી ઉઠયો–" ત્યારે તો પક્કો ચોર! પહેલા એ અત્રે આવી ગયો હોય તોપણ કઈ નવાઈ સરખુ નથી! જોઈએ તો ખરા એ કોણ છે? તુ એને આખે પાટા બાધીનેજ લાવજે!" આજ્ઞા મળતાજ તે સ્ત્રી ચોપદાર ચાલી ગઈ

વાચનાર, કાળા ગોવીંદરાયને માયાવતીની હજુરમા આણવામા આવે ત્યા સુધીમા તેના બાગથી આપણે થોડા જાણીતા થઈએ આ બાગ એક ગામ હોય તેમ લગભગ બસો વીંઘા જમીનના વિસ્તારમા હતો, અને તેને ફરતી પચ્ચીસેક હાથની ઉંચાઈની કીલ્લા સરખી મજબૂત ભીંત હતી, જેના ઉપરના

ભાગમા ભાલા સરખા તીક્ષ્ણ અણીવાળા લોખંડના કાંટા એવી રીતે બેસાડવામા આવ્યા હતા કે, ગમે તેવો હોશીયાર અઈયાર પણ દીવાલ ઓળગીને અંદર આવવાની હિંમત કરી શકે તેમ નહોતુ ફીલ્લાની અંદરના આ બાગના ચાર ભાગ હતા પૂર્વ દીશા તરફ એક વિશાળ દરવાજો હતો, જેમા થઇને બાગના પહેલા ભાગમા જવાતુ હતુ, અને એ ભાગને ફરતી પણ મજબૂત ભીંત હતી આ ભાગના અંતમા વીસેક હાથ ઉંચી દીવાલ હતી, જ્યા માયાવતીના સીપાઈઓને રહેવાની કેટલીક ઓરડીઓ હતી, આ પહોળી દીવાલ ઉપર ચ્હડવાને પથ્થરની સીડી હતી, જે પર ચ્હડીને જોતા બાગનો બીજો ભાગ જણાતો હતો, અને તેમા ઉતરવાને દીવાલની બીજી તરફ પણ તેવીજ સીડી હતી આ બીજા ભાગના બાગમાં માયાવતીનો મહેલ હતો, જેમા દરબાર ભરવામા આવતી હતી આ બાગ વધુ રમણીક અને શોભાયમાન હતો એ ત્રીજા ભાગના બાગમા જવાનો માર્ગ માયાવતીના મહેલમાથી હતો એ ત્રીજા ભાગના બાગનું વર્ણન આ સ્થળે ન કરતા અમે એટલુજ જણાવીશુ કે, એના મધ્ય ભાગમા એક ઉંચો બુરજ હતો, જેની ચારે તરફ કેટલીક ઈમારતો હતી આ ઈમારતો અંદરના ચોક, ઓરડાઓ, ભોયરાઓ, વગેરેને તલેસમ સાથે સંબંધ હોવાથી તેમને લગતો ભેદ સહજમા જાણી શકાય તેમ નથી આ વચમાના બુરજમા ચોથા ભાગના બાગમા જવાનો માર્ગ હતો ચોથા ભાગના બાગના ભેદ જાણવાની જીજ્ઞાસા હાલ તરત શાંત રાખી આપણે કાળા ગોવીંદરાયને મળવા આતુર થઈ રહેલ માયાવતી અને આપણા ગોવીંદરાય તરફ નજર ફેરવીએ બારાદારીમા દાસીઓ ચક બાધીને જવા બાદ ગોવીંદરાય માયાવતી પ્રત્યે બોલ્યો—"જે અઈયારે આટલી હિંમત કરી છે તે હવે પોતાની ચાલાકી કેટલી હદ સુધી ચલાવવાની તજવીજ કરે છે તે જોઈએ !"

"અરે ! એ અહીં આવે કે તરતજ એના હાથપગમાં મજબૂત બેડીઓ પહેરાવી દેવી !" દેવીસિંહે જણાવ્યુ

"મને તો અઈયાર નહી પણ મૂર્ખનો સરદાર લાગે છે !" આપણો ગોવીંદરાય હસીને બોલ્યો—"ભલા માણસે મને ઠગ્યા પછી અહીં આવતા પહેલા પોતાનુ સ્વરૂપ તો બદલવું હતું !"

આમ તેઓ વાત કરતા હતા, એટલામા કાળા ખરા ગોવીંદરાયને ત્યા તેડી લાવવામા આવ્યો તેણે જે બીના જણાવી તેથી ત્યા બેઠેલા સઘળાઓ ઉપર અજબ અસર થઈ આપણા ગોવીંદરાય માટે રાણી માયાવતીના મનમા શકા ઉપજી અને કાળો ગોવીંદરાય પોતાની હકીકત કહેતો હતો, તે દરમ્યાન તે પાસે બેઠેલ ગોવીંદરાય ઉપર વારવાર તીક્ષણ નજર નાખતી હતી આપણા ગોવીંદરાયને માયાવતીના વિચિત્ર બાગને લગતી કશી ખબર નહોતી, અને તેને લગતી બાબતો વિષે તેને પૂછવામા આવતા તેનાથી કઈ ખુલાસો કરી શકાય તેમ નહોતુ, એટલે તેને પોતાનો ભેદ ખુલી જવાની દરપણે ધાસ્તિ લાગવા માડી રાજકુમારોને કારાગ્રહમાથી છોડવવાનુ તો બાજુએ રહ્યું, પણ કઈ તજવીજ કરીને ત્યાથી છટકી જવાનુ પણ તેને હવે મુશ્કેલ લાગ્યુ ખરો ગોવીંદરાય પોતાની હકીકત જણાવી રહ્યા બાદ કેટલીક વાર કઈ વિચારમા ચુપ રહેવા બાદ માયાવતીએ દેવીસિહને ચકની અદર પોતાની પાસે બોલાવી કહ્યું–"આ અઈયાર બહુજ ચાલાક છે, પણ કેટલીક બાબતો પૂછી એની ચાલાકી ખુલ્લી કરવાની આ સમયે માથાકુટ કરવી નથી કેમકે, અમારૂ મસ્તક એકાએક દુખવા માડયુ છે! હાલ એને ચોથા નબરના ઓરડામા કેદ કરો, અને ફુરસદે આપણે એની ખબર લઈશુ!" આટલુ કહી તે આપણા ગોવીંદરાય પ્રત્યે બોલી–"આપની તબીયત નાદુરસ્ત હોવાથી આપ બે ચાર દીન અત્રે રહો, એવી અમારી ઈચ્છા છે! આપને માટે ત્રીજા ભાગના બાગમાની બીજા નબરની બગલીમા ગોઠવણ કરાવીએ છીએ!" આપણો ગોવીંદરાય બીજા નબરની બગલી વિષે કઈ જાણતો નહોતો, એટલે માયાવતીનુ કહેવુ તેણે મજુર રાખ્યુ હવે પોતાના બચાવની એકે બારી નહોતી, એમ તે સારી પેઠે સમજી ગયો, પણ હિમત હાર્યો નહી આપણા ગોવીંદરાય માટે પહેલા ગોઠવણ કરવાનુ માયાવતીએ ફરમાવ્યાથી દેવીસિહ તેને હાથ પકડી સુરગમા ઉતરવાનો માર્ગ હતો તે ઓરડીમા લઈ ગયો આપણા ગોવીંદરાયે પણ દેવીસિંહની સાથે જવામાજ ડહાપણ જાણ્યુ ઓરડીની એક તરફની ભીંતમાની કેટલીક ન્હાની અલામારીઓમાની એક દેવીસિંહે પોતાની પાસેની કુચીથી ઉઘાડી, એટલે બીજી ઓર-

ડીમા જવાનો માર્ગ જણાયો, જેમા તેઓ બન્ને દાખલ થયા આ ઓરડીમા બીલકુલ અંધકાર હતો, તેથી તેમા શું હશે તે ચતુરના જોવામા આવ્યુ નહી આ ઓરડીમા દસેક પગલા ચાલ્યા પછી દેવીસિંહે ચતુરને એક સ્થળે બેસવાનુ કહ્યુ બન્ને જણ ત્યા બેઠા, એટલે એક ખટકા સાથે તે ભાગ જમીનમા નીચે ઉતરતો જણાયો, અને થોડી વારે ઉંડાણમા જઈ જમીન સાથે લાગ્યો તરતજ દેવીસિંહ એક શબ્દ પણ બોલ્યા વિના ચતુરને હાથ પકડી ઉઠાડી એક તરફ લઈ ગયો, અને દસેક પગલા જવા બાદ તેનો હાથ છોડી દઈ એકાએક જતો રહ્યો અંધારામા ચતુર તેને શોધવા ફાફા મારે તે પહેલા પાછો ચક્કર ફરવાનો અવાજ સંભળાયો, જેથી ચતુર સમજી ગયો કે, દેવીસિંહ પોતાને ત્યા મુકીને નીચે ઉતરેલા જમીનના પેલા ભાગ પર બેસી પાછો ઉપર ચ્હડી ગયો હવે પોતાને કેદ કરવામા આવેલ છે, એવી તેની ખાત્રી થઈ અંધારામા ફાફા મારતો તે આગળ ચાલ્યો આ ભાગ સુરંગ સરખો હતો, અને તેમા રસ્તો આડોઅવળો હતો તેથી કેટલેક સુધી ચાલતા તેને અથડામણ પડી પછી દુર અજવાળુ જણાતા તે તરફ તે ચાલ્યો, અને એક ખુલ્લા દ્વાર આગળ જઈ પહોચ્યો, જેમાથી એક બાગમા જવાતુ હતુ ચતુર બાગમા જઈ આસપાસ જોવા લાગ્યો બાગ હરીયાળીથી ભરપૂર હતો ફુલ કરતા ફળના ઝાડ ત્યા ઘણા નજરે પડતા હતા એક તરફ નાળા સરખી નિર્મળ નહેર વહી રહી હતી આ ત્રીજા ભાગનો બાગ હતો કેમકે, તેના મધ્યમા ઉચો મીનારો હતો, અને તેની આસપાસ કેટલીક ન્હાની મ્હોટી ઈમારતો હતી હવે શું કરવુ તેની મુઝવણમા ચતુર નહેરને કીનારે બેસી વિચાર કરવા લાગ્યો થોડીવારે તે ઉઠી તે બાગમા ફરી ઈમારતો જોવા લાગ્યો સઘળી ઈમારતોના દ્વાર બંધ હતા ફક્ત એકનો દરવાજો ઉઘાડો હતો, જેના ઉપર મ્હોટે અક્ષરે બેનો આંક ચીતરેલો હતો, જે જોઈ ચતુરે ધાર્યુ કે પોતાને માટે માયાવતીએ જણાવેલ બીજા નંબરની બંગલી એજ હશે ચતુર તે ખુલ્લા દ્વાર મારફત તે ઓરડામાં દાખલ થયો તેમા જમીનપર જાજમ પાથરીને એક તરફ ગાદી તકીયાની બેઠક બીછાવેલી હતી આ ઓરડામા દરવાજા ઉપરાત ચાર બારીઓ હતી, જે

પણ બાગમા પડતી હતી બાગમાના ફળ ખાઈ ભુખ મટાડી ચતુરે તે બ ગલીમા મુકામ કીવો

રાત એક પ્રહર વીતી ગઈ દીપક પ્રગટાવવા કઈ સાધન ન હોવાથી ચતુર બ ગલીમા અ ધારામા તકીયાની ઓથે આડે પડખે પડયો ઉંડા વિચારમા દ્વાર તરફ જોઈ રહ્યો હતો, એટલામા સામેના ઝાડોની ઘટામાથી એક માણસ હાથમા દીપક લઈને ઝડપથી આવતો જણાયો ચતુર બેઠો થયો એટલામા તો તે પુરૂષ દ્વાર આગળ આવી હાથમાનો દીપક જમીન પર મુકી ચતુર પ્રત્યે બોલ્યો–"નમસ્કાર મહેરબાન!" આ પુરૂષ ઠીંગણો પણ શરિરે રૂષ્ટપુષ્ટ હતો તેનો પોષાક સીપાઈ સરખો હતો, પણ ઢુ કા વાળની ભરાવ દહાડીથી તેના ચહેરાનો ઘણો ભાગ ઢ કાઈ ગયો હતો તે કોઈ અઈયાર છે, એમ ધારી ચતુરે તેને નમસ્કાર કીધા, એટલે તે મુખ મલકાવીને બોલ્યો–"ગુરૂરાજ, આપે ચાલાકી તો અચ્છી ચલાવી, પણ સહેજ ઉતાવળમા કામ બગાડયુ"

"ચાલાકી કેવી? ઉતાવળ શી?" ચતુરે પછયુ

"અજાણ્યા ન થાઓ મહેરબાન! તે હસીને બોલ્યો–"માયાવતીના બાગમા સ્વરૂપ બદલીને ગાડપણુ કીધા વિના કોઈ અઈયાર આવી શકેજ નહી, પણ ચાર દિવસ વધુ ગાડા રહ્યા હોત તો ખરો ગોવીંદરાય કઈ ફાવત નહી, અને ત્રીજા તથા ચોથા ભાગના બાગને લગતા ભેદનો ખુલાસો તમને કોઈ પૂછત પણ નહી!"

"હવે તમારે શુ કહેવુ છે? મારી પાસે કેમ આવ્યા?" ચતુરે પૂછયુ

"આપની હકીકત જાણી મદદ કરવા!" ઠીંગુજીએ જણાવ્યુ, એટલે ચતુર અજાયબી ધારણ કરી બોલ્યો–"મને શુ મદદ કરશો? હુ ગોવીંદરાયજ છુ! વિશેષ મારી હકીકત શુ જાણવી છે?"

"હવે એ સફ઼ઈ બ ધ કરો!" ઠીંગુજી હસીને બોલ્યો–"હવે તો મારાપર ભરોસો રાખી આપનુ ખરૂ નામ જણાવો!–"

"તમારાપર ભરોસો કેમ આવે?"

"આવવોજ જોઈએ! રક્તથી લખાયલુ પુસ્તક જુવો તો મારાપર વિશ્વાસ આવશે?" ઠીંગુજીએ પૂછયુ, જે સાભળતા ચતુર સ્તબ્ધ બની ગયો કેટલીક વાર સુધી તેની તરફ સ્થિર

દૃષ્ટિ રાખ્યા બાદ દીર્ઘ શ્વાસ લઈ તે ઉઠયો, અને ઠીંગુજીનો હાથ પકડી આતુરતાથી બોલ્યો–" તમને મારા મિત્ર સમજુ કે દુશ્મન ?"

" બ નેમાથી કાંઈ નહી ! " આ સાભળી ચતુર અજાયબ થયો, અને થોડી વાર વિચારમા ચુપ રહેવા બાદ બોલ્યો— "ત્યારે તમે કોણ છો ? રક્તથી લખાયલુ પુસ્તક તમારી પાસે છે ?"

"નહીં ! એ પુસ્તક મારા હાથમા આવ્યુ હોત તો અત્યાર સુધીમા કયારનુ મહારાજ કુલીનસિંહના ચરણમા ધર્યું હોત ! "

" ત્યારે તેનુ નામ તમે ક્યાથી સાભળ્યુ ?"

" મહારાજ કુલીનસિહના વફાદાર સેવકો એજ સ કેતથી એક બીજાને પોતાની ઓળખાણ આપે છે—"

" હા ! ત્યારે તમે મહારાજ કુલીનસિહજીના સેવક છો ?"

" નહી–હા–કદાચ હોઈશુ !"

" તમે પણ અજબ માણસ જણાઓ છો ! તમે કોણ છો એ ખુલ્લુ શા માટે નથી જણાવતા ?"

" તો શુ હજી તમને મારો વિશ્વાસ નથી ? "

" કોણે કહ્યું કે નથી ! એકવાર નહી પણ સત્તર વાર કહ્યું કે વિશ્વાસ છે, પછી શુ ? હવે તમારૂ નામઠામ જણાવશો ? "

" પહેલા આપનીજ ઓળખ આપો તો—"

" મહારાજ કુલીનસિંહનો દાસ હુ ચતુરસિ હ છુ ! "

" મારી ઓળખાણ આપુ તે પહેલા મારે તમને એક વાત પૂછવી છે ! " ઠીંગુજીએ કહ્યુ અને ગ ભીર થઈ પૂછ્યુ–" એક માણસ તમારી તરફ સ્નેહ રાખતો હોય, તમને અ ત કરણથી મદદ કરતો હોય, અને તમારા માટે પોતાના પ્રાણ આપવાને તૈયાર હોય, પણ તેના બાપદાદા, કાકા, ભાઈ કે કોઈ સગો તમારો દુશ્મન હોય, તે માણસ તમારી પાસે આવે તો તમે તેની સાથે કેવુ વર્તન ચલાવો ? "

"અમારી સાથે ભલાઈ કરનાર સાથે ભલાઈજ કરીએ વળી !" ચતુરે જણાવ્યુ , જે સાભળી ઠીગુજી બોલી ઉઠયો–" બસ ! તો મારૂ નામ કીસનરાય છે ! હુ કાશીજીનો રહીશ છુ ! "

" કીસનરાય ! " ચતુર યાદ કરતો બોલ્યો–" તમારૂં નામ મારા સાભળવામા આવ્યુ છે, પણ કયા તે યાદ આવતુ નથી !"

"મારી અજાયબીભરી કહાણી સાભળશો, એટલે મને સપૂર્ણ ઓળખી શકશો!" કીસનરાયે જણાવ્યુ-"મારી કહાણી અત્યારે કહેવા બેસીશ તો જે કામ માટે હુ આવ્યો છુ તેને વિલબ થઈ જશે, પણ મારી કહાણી સાભળવાથી અત્રેના ઘણા-ખરા ભેદ તમારા જાણવામા આવશે, એટલે તમે તમારૂ કામ સહેલાઇથી પાર પાડી શકશો!" આમ કહી તેણે પોતાની હકીકત કહેવા માડી

---

# પ્રકરણ ૧૩ મુ.

## કીસનરાયની કહાણી.

ચતુર તકીયાને અઢેલીને બેઠો, અને કીસનરાય તેની સામે બેસીને બોલ્યો-"બાલકપણ મે અમનચમનમા પસાર કરી કેમકે, ખાવાપીવાની તેમજ પહેરવા ઓઢોડવાની મનગમતી ચીજો મને મળતી હતી મારી માતાનો મારાપર બેહદ સ્નેહ હતો, પણ પિતાજી શ્યામરાયની ઝાઝી માયા નહોતી કેમકે, તે એક રાજાને ત્યા નોકરી હોવાથી પરદેશમા રહેતા અને ચાર પાચ માસ કે કોઈ વાર એકાદ વર્ષ પછી ઘેર આવતા, અને એકાદ અઠવાડિયુ ઘેર રહી પાછા નોકરીએ જતા હતા, એટલે હુ તેમના ઝાઝા પરિચયમા આવતો નહોતો મારી માતા પર પિતાજીનો સ્નેહ સારો હતો, અને તે ઘેર આવતા ત્યારે સારી સારી વસ્તુઓ તથા નાણુ માતાજીને આપી જતા હતા આથી અમે એક તવગર જમીનદાર અથવા ઠાકોર સરખા ઠાઠમાઠથી રહેતા હતા માતાએ મારી સભાળ રાખવાને એક વૃદ્ધા રાખી હતી તેની બહેન અમારા એક પાડોશી જમીનદારને ત્યા તેની ન્હાની પુત્રીની મહાવજત રાખવાને નોકરી હતી, એટલે મારી દાઈ મને રમાડવાને તે જમીદારને ત્યા વાર વાર લઈ જતી, તેમજ તેની બહેન પણ જમીદારની છોકરીને ફેરવવાને વાર વાર અમારે ત્યા આવતી આમ હુ તથા જમીનદારની બાળા રોજ સાથે રમતા હતા, અને અમારી ઉમ્મર વધવા સાથે અમો વચ્ચે સ્નેહ બધાયો, જે સમય જતા

એટલો દૃઢ થતો ગયો કે એક દીવસ પણ તેને જોયા વિના મને ગમતુ નહી આ બાળાનુ નામ અજબકુવરી હતુ તે વયે મારા કરતા ત્રણ વર્ષ ન્હાની હતી, અને સૌંદર્યવાન હતી, પણ જન્મથીજ મુગી હતી હુ સમજણો થયો ત્યારે મારા પિતાજી નોકરીના કારણે પોતાની જીદગી પરદેશમા ગુજારતા હતા, તે માટે મારા મનમા અનેક વિચારો આવવા લાગ્યા, અને તે માટે મારી માતાને પૂછતા જણાયુ કે પિતાજી પોતાની ઘણીખરી હકીકત તેનાથી પણ છુપાવતા હોવાથી તે પણ તેમની ગેરહાજરીનુ ખરૂ કારણ જાણતી નહોતી માતા પાસેથી ફક્ત એટલુ મારા જાણ-વામા આવ્યુ કે પિતાજી એક અઈયાર હતા, અને એક રાજાને ત્યા નોકરી હતા, જ્યા તેમની સાથે મારી એક સાવકી માતા પણ રહેતી હતી, જેને પેટે એક પુત્ર અને એક પુત્રી અવતર્યા હતા પિતાજી જ્યારે ઘેર આવતા ત્યારે મને અઈયારી શીખવતા હતા બાળવય પૂર્ણ થતા મારા શરીરમા યુવાનીનો ઉત્પાત ઉછ-ળવા લાગ્યો અને હુ પોતાને એક ચાલાક અઈયાર માનવા લાગ્યો એક દીન રાતે નિદ્રા આવતી ન હોવાથી હુ અમારા ઘરના નીચેના ભાગમા આવેલા મારા ઓરડામા અજબકુવરીના વિચા-રમા મશગુલ થઈ સુખાસને પડયો હતો પ્રેમની પિડામા નિદ્રા આવતી નહોતી સામેની ભીંતે લટકતી છબીઓ હુ એકટસે જોઈ રહ્યો હતો, એટલામા ઉપરના માળપર કોઈ માણસો ધમાચકડી કરતા હોય એવો અવાજ એકાએક સભળાયો દાસી કઈ કામ માટે ઉઠી હશે, એમ ધારી તે વિષે તપાસ કરવાને હુ ઉઠયો નહી પણ થોડીવારે કોઈ દાદર ઉતરતુ હોય એમ લાગ્યુ ભારી પગલાનો અવાજ હોવાથી કોઈ પુરૂષ નીચે આવતો હોય એમ જણાયુ પિતાજી ઘેર નહોતા, એટલે તે પુરૂષ અમારા ઘરમા કોણ આવ્યો હશે, તે માટે તપાસ કરવાને ઓરડાની બહાર જવા હુ ઉઠયો હુ ઉતાવળમા ઉઠવાથી થયલા અવાજથી ચેતી જઈ તે માણસ ઝડપથી ઉતરી નીચેના ચોકમા જઈ હુ ઓર-ડાની બહાર નીકળીને જોઉ તેટલામા તો અમારા બાગનો દર-વાજો ઉઘાડી રસ્તાપર દોડી ગયો હું પણ હાથમા ખજર લઈને તેની પાછળ દોડયો અમારો દરવાન સુઈ રહ્યો હતો, તેને જગા-ડીને હુ તેની પાછળ ગયો કેટલેક સુધી તો તે માણસ ઉતાવળે

દોડતો ગયો, પણ પછી બેફીકરાઇથી ધીમો ચાલવા લાગ્યો હુ તેની પાછળ જતો હતો તે વિષે તે જાણતો હશે યા નહી, તે મારા સમજવામા આવ્યુ નહી તેની પાસે પહોચતા મને જણાયુ કે તેણે પોતાનુ આખુ શરિર કાળા ઝભ્ભામા સતાડેલુ હતુ, અને તેની પીઠે મ્હોટી ગાસડી હતી, જેપરથી મને લાગ્યુ કે તે ચોર મારા ઘરમાથી ચોરી કરી જતો હશે 'ચોર, ચોર'ની બૂમ પાડી મહોલ્લામા વસતા લોકોને જાગૃત કરી તેમની મદદથી તેને પકડવાનો વિચાર તે વખતે મારા મનમા આવ્યો નહી, અને હુ તેની પાછળજ ચાલ્યો એક કલાક સુધી ચાલ્યા જવા બાદ શહેર બહારના ઝાડીવાળા ભાગમા તે માણસ ચાલ્યો, અને થોડેક છેટે એક સમાધી પાસે વાતો કરતા બેઠેલા દસેક માણસો પાસે ગયો તેને જોતાજ તેઓમાથી એકે પૂછ્યુ–"કહો ભાઈ, આ ફેરે કોને લાવ્યા?"

"કીસનરાયની માતાને!" તેણે જવાબ આપ્યો, જે સાભળતા મારી શી સ્થિતિ થઈ હશે તે સહજમા સમજી શકશો માતાને ઉપાડી આવનાર માણસને શહેરમાજ બીજા માણસોની મદદથી પકડવાને બદલે આટલે સુધી આવવા દેવાની કરેલી મૂર્ખાઈ માટે મને બહુ દુ ખ ઉપજ્યુ કેમકે, ઘીચ જ ગલમા આટલા માણસોની સામે હુ એકલો કઈ કરી શકુ તેમ નહોતુ દીલગીરી અને ધાસ્તિથી ધ્રુજતા અ ત કરણે એક ઝાડને ઓથે ઉભો રહી હુ તેમની હીલચાલ જોવા લાગ્યો, એટલામા તેઓમાથી એકે ઉઠીને સમાધીની એક તરફની એક મ્હોટી સીલા દ્વાર માફક ઉઘાડી, જેમા તેઓ સર્વ જતા રહ્યા, અને તેમની પાછળ સીલા પાછી બ ધ થઈ ગઈ તેમની રાહ જોતો હુ કેટલીક વાર ત્યા ઉભો રહ્યો, પણ તેઓ પાછા બહાર આવ્યા નહી, ત્યારે તે સમાધી પાસે જઈ જે સીલા ઉઘાડી તેઓ અ દર ગયા હતા તે તપાસવા લાગ્યો સીલાની સાધ જો કે જણાતી હતી, પણ તે ઉઘાડવાની કોઈ ચાપ યા કુ ચી માટે ઝીણુ છીદ્ર સરખુ પણ મને તેમા જણાયુ નહી આ સમાધી ચોર, ખુનીઓના છૂપા રહેઠાણનુ દ્વાર હશે, એ મે ત્યારેજ જાણ્યુ ગામના લોકોમા તે મહાત્માની સમાધી તરીકે જાણીતી હતી, અને ગરીબ લોકો તો તેની માનતા માની પુજા કરતા હતા તેની બ ધ થયલી સીલા

ઉઘાડવાની મે બહુ તજવીજ કરી, પણ મારી મહેનત સફળ થઈ નહી, એટલે ઘેર જઈ બીજા માણસોની મદદ લઈ એ સમાધી ખોદાવીને એ હરામખોરોની ભાળ મેળવવાનો વિચાર કરી હુ શહેર તરફ પાછો ફર્યો હુ ઘેર પહોચ્યો ત્યારે રાત બહુ થોડીજ બાકી રહી હતી મને બાળકપણથી રમાડનાર વૃદ્ધ દાઈ આટલી મોડી રાતે મને એકલો જવા દેવા માટે દરવાન, વગેરે અમારા સેવકોને ધમકાવતી બાગના દ્વારપર ઉભી હતી મને જોતા તે ગુસ્સામા ગાજી ઉઠી-'કસુભાઈ, આજે તને આ શુ થયુ? કોઈને કહ્યા વિના મોડી રાતે એકલો કયા ગયો હતો? માને તો ઘરમા જઈ જો! બીચારા રડીને લોથ થઈ ગયા છે!'

"માતાજી કયા છે?" મે અજાયબ થઇને પૂછ્યુ

"ઘરમા! બીજે કયા વળી? ઉપર એમના ઓરડામા!" ડોકરીએ જણાવ્યુ આથી હુ મુઝાયો પેલા ચોરને મારી માતાને ઉપાડીને પોતાના સાથીઓ સાથે સમાધીમા અદશ્ય થતો મેં નજરે દીઠો હતો, અને ઘરમા મારે માટે રડતી માતા કયાથી આવી હશે? મારા મનની મુઝવણ કોઇને ન જણાવતા હુ ઘરમા મારી માતાના ઓરડામા ગયો તો ત્યા ખરેખર, મારી માતા રૂદન કરતી શય્યાપર પડી હતી રૂદન કરતા તેના માથામા વાગ્યુ હતુ, જેમાથી નીકળતુ લોહી એક દાસી સાફ કરી જખમપર પાટો બાધતી હતી માતા પાસે દોડી જઈ મે ગભરાટસહ પૂછ્યુ-'માતા, રૂદન શા માટે કરે છે? માથામા તને કયા વાગ્યુ?'

"મારા બેટા!" મને ગોદમા દાબી માતા ગળગળે સાદે બોલી-'આટલી મોડી રાતે તુ કયા ગયો હતો? બેટા! તારી ચીંતામા મારો જીવ જવો બાકી હતો! તારી હાયમા દાદર ઉતરવા જતાં પડી ગઈ તેથી માથુ કુટયુ! બેટા, તુ કયા હતો?'

"આપણા ઘરમાથી એક ચોર ચોરી કરીને નહાસતો હતો તેને પકડવા ગયો હતો!' મે જવાબ આપ્યો, જેથી ગભરાટમા બેઠી થતા તેણે પૂછ્યું-'આપણા ઘરમા ચોર આવ્યો હતો? તેની પાછળ તુ કેટલેક સુધી ગયો? ગામ બહાર ગયો હતો? તેને પકડીને ચાવડીપર જમાદારને સોપ્યો શુ?'

"ના! થોડેક ગયા પછી તે અધારામા કોઈ ગલીમા નહાસી ગયો, એટલે હાથ આવ્યો નહી!' મેં જણાવ્યુ

"ચાલ! ધૂળ નાખી! દીકરા, આવી હુલ્લડાઈ કરવાનું શુ કામ? ચોરને પકડવા શુ દરવાન નહોતો કે તુ ગયો મારી આખોના નુર!" મારી માતા શાત પડી, એટલે મે પૂછ્યુ–'પણ એ શુ ચોરી ગયો તેની તપાસ તો કરાવો!' આમ કહી હુ બે દાસીઓ સાથે ઘરમા તપાસ કરવા લાગ્યો જે ઓરડામા અમારૂ જરીયાન અને ખજાનો હતો ત્યા તપાસ કરી તો તે સ્થળે સર્વ જેમનુ તેમ હતુ બીજા ભાગમા ખુલ્લા બ ડારીયામા દરરોજના વપરાસની કેટલીક કિમતી વસ્તુ પડી રહેતી હતી તેમાથી પણ કઈ ચોરાયુ નહોતુ ટુકમા અમારા ઘરમાની કઈ વસ્તુ ચોરાયલી જણાઈ નહી આથી ચોર ગાસડીમા શુ ચોરી ગયો હશે તે માટે અજાયબ થતો હુ થાકીને છેક લોથ થઈ જવાથી આરામ લેવા મારા ઓરડામા ગયો આ બનાવને ઘણા માસ વીતી ગયા તે ચોરી વિષે મારા મનની વાત મે કોઇને જણાવી નહી, પણ બીજે દીનથીજ મારી માતાની મારા તરફની રીતભાતમા મને ફરક પડતો જણાયો, અને સમય જતા તે હુ ખુલ્લી રીતે સમજવા લાગ્યો, એટલે મને શક ગયો કે મારી ખરી માતાને ચોર ઉપાડી ગયો હોવાથી તેમની સાથી અઈયારા તેનુ સ્વરૂપ ધારણ કરી અમારા ઘરમા રહી હતી આથી હુ મારી માતાની છૂપી રીતે શોધ કરવા લાગ્યો, અને ઘરમા મારી માતાનુ સ્વરૂપ ધારણ કરી રહેલી અઈયારાની શી મતલબ હશે તે શોધી કહાડવા તેની દરેક હીલચાલ ઉપર ખૂબ ધ્યાન આપવા સાથે મારા શરિરની પણ સભાળ રાખવા લાગ્યો એ અરસામા પડોસીની પુત્રી અજબકુવરીએ પણ મારી સાથેનો પ્રેમ બહુ વધારી દીધો તેના પ્રેમમા હુ એટલો બધો અંધ હતો કે, તેની રીતભાતમા ફરક પડેલો મારા જોવામા આવ્યા છતા તે સમયે મે તેની દરકાર કરી નહી અજબ મુગી બહેરી હોવા છતા તેના પિતાએ એક સ્ત્રી શિક્ષક રાખી તેને વાચતા લખતા શીખવી હતી, અને તે સ્ત્રીજ અજબની પ્રેમપત્રિકા લઇ વારવાર મારી પાસે આવતી હતી, અને મારા પત્ર લઈ જતી હતી અજબના હસ્તાક્ષરમા કેટલાક દિવસ પછી ફરક પડી ગયલો જણાયા છતા મે પ્રેમઘેલાએ તે ઉપર બહુ ધ્યાન આપ્યુ નહી. આમ છ માસ વીતી ગયા, જે દરમ્યાન મારા પિતાજી ત્રણેક વાર ઘેર આવી થોડા દીન રહી ગયા હતા ઘરની

રીતભાતમા થયેલો ફેરફાર મારી અઈયારની આખે સાફ જણાતો હતો પિતાજી મારી વેષધારી માતા તરફ વધુ સ્નેહ દાખવતા હતા, પણ એ અઈયારા અનેક પ્રકારની અગવડ ભરી માગણીઓથી પિતાજીને વારવાર હેરાન કરતી હતી પિતાજી ઘેર હતા ત્યારે એક દિવસ મધરાતે તેમને માતા સાથે ખટપટ ચાલી હુ બીછાનામા જાગતો પડયો હતો, એટલે તે મારા સાભળવામા આવતા તેનુ કારણ જાણવાની મને જીજ્ઞાસા થઈ આથી જે ઓરડામા તેઓ કકાસ કરતા હતા તેના દ્વાર પાસે જઈ હુ તેમની વાતચીત સાભળવા લાગ્યો એ ઓરડાને ત્રણ દ્વાર હતા, જેમાના બે બંધ હતા અને એક ખુલ્લો હતો તે ઉપર ચક બાધવામા આવ્યો હતો હુ એક બધ દ્વાર પાસે જમીનપર સુઈ તેમની બોલચાલ સાભળવા લાગ્યો, તો મારી માતા બોલતી સભળાઈ–" તમને મારો વિશ્વાસજ નથી તો પછી મારી તરફ અનહદ પ્રેમ દાખવવાનો ડોળ શા માટે કરો છો ? "

" અરેરે ! તારે માટે મારી જીદગી જોખમમા નાખવા સાથે મારા નામને હંમેશાનુ કાળુ કલક લગાડયુ છે, છતા તને સતોષ થતો નથી ! હજી તારી એવી ઈચ્છા છે કે હુ મરણુ લાયક પણ ન રહુ અને જીવતો રહીને પણ દુનિયાને મારૂ કાળુ મુખ બતાવી શકુ નહી !" પિતાએ કચવાઈને જણાવ્યુ, એટલે મારી માતા છણકો કરી બોલી–' હુ કયા એવુ ઇચ્છુ છુ ' એવો વિચાર આવતા પહેલા હુ ફાટીજ મરૂ ! આમ બોલો છો તે શુ એ પુસ્તક હુ કદી બીજા કોઇને આપી દઇશ ? ભલે, પુસ્તક પાછું લઈ જાઓ ! એ પેલા પટરાણીને આપજો !" આથી પિતાજી ખીજવાટસહ બોલ્યા–" મારી એ પ્રેમાળ નિર્દોષ પત્નિની અદેખાઈ ન કર ! તે તારા જેવી હઠીલી નથીજ ! રાજા કુલીનસિહને ત્યા ચોરી કરવાનુ તેણે મને કહ્યુ નથી, તેમજ તલેસમની લીલા જોવાની પણ ઈચ્છા બતાવી નથી ! "

" 'કયાથી બતાવે ?' મારી માતા ગુસ્સામા બોલી ઉઠી–'એ ભીખારડાની દીકરીમા તે કેટલી હોસ ને પહોચ હોય ?'

" ' મારી જીદગી રદ કરી મારા જીવની ગ્રાહક થવાની પહોચ તેણીનામા નથીજ !' પિતાજી કરડાકીમા બોલ્યા આ પછી તેમની વચ્ચે કેટલીક બહુ ધીમી વાત ચાલી, જે મને સંભ-

જાઈ નહી, પણ છેવટે પિતાજી નિરાશા સહ બોલતા સંભળાયા—'ખેર! ભાગ્યમા લખ્યુ હશે તે ભોગવીશુ! 'રકત ગ્રંથ' તને સોપુ છુ! ચાર દીન બાદ હુ પાછો ફરીશ ત્યારે તલેસમની લીલા તને બતાવીશ, અને પછી એ પુસ્તક રાજા કુલીનસિંહના મહેલમા છૂપી રીતે મૂકી આવીશ!' તેમની વાતનો અંત આવેલ ધારી હુ મુઝાયલા અંતઃકરણે મારા ઓરડામા જતો રહ્યો ભોળા પિતાજી મારી માતાનુ સ્વરૂપ ધરનાર કોઈ નીચ અઈયારાની કપટજાળમા સપડાઇ પોતાનાપર કોઈ ભય કર આફતનુ વાદળ તોડી પાડનાર છે માટે શુ કરવુ તેના વિચારમા હુ મારા ઓરડાના દ્વાર આગળજ ઉભો રહ્યો! પિતાજીને તેની ઠગાઈથી જાણીતા કરી ચેતવીને મારી ખરી માતાની શોધ કરવાની તેમને સલાહ આપવાનો મે નિશ્ચય કર્યો, અને તે માટે મે પિતાજીને બૂમ પાડી તરતજ તે ઓરડીમાથી બહાર આવી નીચે ઉતર્યા, અને મને બૂમ પાડવાનુ કારણ પૂછ્યુ ઘણીજ અગત્યની વાત કહેવી છે, એમ જણાવી હુ તેમને મારા ઓરડામા તેડી ગયો, એટલે પિતાજીએ મને પૂછ્યુ-'બેટા, શી ભેદી વાત છે?"

"અહીં કહેવાય તેમ નથી!" મે ધીમે અવાજે જણાવ્યુ 'પિતાજી, ભીંતને પણ કાન હોય છે! આપ મારી માતા માનો છો તે કદાચ સાભળી જશે?—' મારૂ બોલવુ પૂર્ણ થાય તે પહેલા પિતાજીએ અજાયબ થઈને પૂછ્યુ—' કેમ, શું એ તારી માતા નથી?'"

"નહી, પિતાજી!' મે જણાવ્યુ—'અત્રે કઈ ન પૂછતા એકાતમા ચાલો, પછી આપને સર્વ ભેદ જણાવુ!' પિતાજી ગભરાટમા મારો હાથ પકડી મને પોતાની ખાનગી બ ગલીમા લઈ ગયા, જે અમારા ઘરથી જુદી બાગના છેવટના એકાત ભાગમા હતી તેના બારણા બ ધ કરી બેસતા મે મારી માતાને ચોર ઉપાડી જવા પછી ઘરમા જે જે વિચિત્ર બનાવો જોયા તથા સાભળ્યા હતા, તે સવિસ્તર પિતાજીને કહ્યા, જે સાભળી તેમની અજબ હાલત થઈ તેમના ચહેરાપર ઉદાસી અને ભયની છાયા છવાઈ ગઈ, અને થોડીવાર ચૂપ રહેવા બાદ એક નિશ્વાસ નાખી તે દબાયલે અવાજે બોલ્યા-'જબરો ઠગાયો! વિચાર કરતા એ હરામખોર સ્ત્રીની રીતભાતમા ઘણો ફરક જણાય છે! બેટા, આટલા દિવસ એ ભેદ તે તારા હૃદયમા શા માટે છૂપાવી

રાખ્યો ! અરે ! તારી માતા માટે હુ આમ બેદરકાર રહ્યો ! તે બીચારી હવે કોણ જાણે જીવતી હશે યા-' દીલગીરીથી પિતાજી વધુ બોલી શકયા નહી, એટલે હુ દબાયલે અવાજે બોલ્યો- "પિતાજી, આ ભેદ છુપાવી રાખ્યો તેનુ કારણ આપ વિચાર કરશો તો સહજમા સમજી શકશો ! મારી ખાત્રી છે કે હજી માતાજીની જીદગી સલામત છે !"

" 'તારી એ કલ્પના ખરી છે ! તારી માતાનુ સ્વરૂપ ધારણ કરી આપણા ઘરમા રહેલી લુચ્ચી અઈયારા પોતાની ધારણા પાર પાડશે નહી ત્યા સુધી તારી માતાની જીદગીને આચ આવનાર નથી ! અરેરે ! મે જબરી થાપ ખાધી ! મારૂ જીવન અકારૂ કરી નાખ્યુ ! વારૂ, અત્યારે એ ભેદ મને જણાવવાનો તને વિચાર કેમ આવ્યો ?" આ પ્રશ્નના જવાબમા મે જણાવ્યુ-' એ બાબતની ચટપટી મને ઘણા વખતથી હતી, પણ અત્યારે તમો વચ્ચે ચાલતી તકરાર થતી સાભળી હુ ઉપર આવી દ્વાર આગળ સતાઈ તમો વચ્ચે ચાલતી રકઝક સાભળવા લાગ્યો. આથી એટલુ મારા જાણવામા આવ્યુ કે રાજા કુલીનસિંહજીને ત્યાથી આપ કોઈ પુસ્તક ચોરી લાવ્યા છો, અને બીજુ એક એવુ કામ કરનાર છો કે જેના માઠા ફળ તમારે ચાખવા પડશે ! આથી વધુવાર ચૂપ રહેવાનુ મને વ્યાજબી ન લાગ્યુ ! પિતાજી, આપ કયુ પુસ્તક લાવ્યા છો ?"

" 'એનો સંપૂર્ણ ખુલાસો કરવાનો સમય નથી, પણ દુકમા જણાવી તને સાવધ કરવાની જરૂર છે એ શ્રી તારી માતા ન હોવાથી હવે મારી જીદગીનો ભરોસો નથી !' પિતાજી ગભીર અવાજે બોલ્યા-' બેટા ! પ્રાચીન કાળમા કોઈના લોહીથી લખાયલુ પુસ્તક રાજા કુલીનસિંહને વિક્રમી તલેસમમાથી મળ્યુ છે ! તલેસમમા કાળા પથ્થરના મડપમા સગેમરમરના સીંહાસન ઉપર સીલા સરખી જણાતી આરસની પેટીનો સ્પર્શ કરતા માણસ બેહોશ થઈ જતુ હતુ, તેમાથી એ પુસ્તક અને અમુલ્ય હીરાનો શીરપેચ નીકળ્યા હતા ! રાજા કુલીનસિંહને હાથે જે તલેસમ તોડી ન શકાયું તેના ભેદ એ પુસ્તકમા છે ! તે તલેસમ કુમાર ઇંદ્રજીત અને આનંદસિંહ ફત્તેહ કરશે, એમ મનાય છે !'

"'પિતાજી, તલેસમના ભેદ એ પુસ્તકમા વર્ણવેલા છે તો મહારાજ કુલીનસિંહજીએ તે ફત્તેહ કેમ નહી કર્યું?' મે પૂછ્યુ, એટલે પિતાજીએ જણાવ્યુ-"બેટા, એ પુસ્તકની સાહ્યતાથીજ તલેસમ જીતી શકાય તેમ નથી। હા। જેની પાસે પુસ્તક હોય તે તલેસમને લગતી ખાતમી મેળવી શકે છે, અને ઈચ્છામા આવે તો તલેસમમા જઈ સહેલ કરી શકે છે। આ હરામખોર અબળાએ પણ તલેસમમા ફરવાની હઠ કરી તેથી મારે આ અપરાધ કરવો પડયો। મે ધાર્યું હતુ કે એની ઈચ્છા પૂર્ણ કરીને પુસ્તક પાછુ ત્યા મૂકી આવીશ, પણ એ કોઈ લુચ્ચી અઈયારા હોવાથી હુ જબરો ઠગાયો। તલેસમ સાથે એને અવશ્ય કઈ સબધ હોવો જોઈએ। અફસોસ। હવે તેની પાસેથી પુસ્તક પાછુ મળવુ મુશ્કેલ છે। અરેરે। મહારાજ કુલીનસિંહના ખાસ મહેલમાથી એ પુસ્તક ચોરીને બહાર નહાસતા તેમના અઈયારે મને દીઠો, અને હુ મુશ્કેલીએ નહાસી છૂટયો। હવે કોણ જાણે શુ થશે।'

"'આપે એ પુસ્તક વાચી જોયુ છે પિતાજી?' મે પૂછ્યું

"'ફક્ત પહેલુ પાનુ મારા વાચવામા આવ્યુ, તેમા એટલુજ લખ્યુ છે કે, જે માણસ પાસે એ પુસ્તક હશે તેને તલેસમના માણસો સહેજ પણ દુખ આપી શકશે નહી।' પિતાજી આખમા આસુ આણી બોલ્યા-'ખેર। એ સર્વ વિચાર કરતા રહેવામા કઈ લાભ નથી। હજી બની શકે તો એ અઈયારા પાસેથી પુસ્તક હાથ કરી લેવુ જોઇએ, માટે મારી સાથે ચાલ।' આમ કહી પિતાજી ઉઠયા, અને અમે ઘરમા ગયા બમ સાભળતા મારે ઉપર જવુ, એવી સુચના કરી મને દાદર આગળ ઉભો રાખી પિતાજી મારી માતાના ઓરડામા ગયા લગભગ એક કલાક હુ ઉભો રહ્યો એ પછી ઓરડામા કેટલાક માણસો લડતા હોય એવો ધમાચકડીનો અવાજ એકાએક સભળાવા લાગ્યો શુ કરવુ તેની મુઝવણમા થોડીવાર તો હુ ઉભો રહ્યો, પણ મારાથી રહેવાયુ નહી, અને હાથમા ખજર લઈ હુ ઉપર જઈ બેધડક મારી માતાના ઓરડામા દોડી ગયો। તે વખતે ધમાચકડી બધ પડી જઈ ઓરડામા શાતિ છવાઇ ગઇ હતી, પણ ઓરડામાનો દેખાવ જોઈ હુ ગભરાઈ ગયો। મારી માતાનુ સ્વરૂપ ધારણ કરનાર હરામખોર સ્ત્રી ત્યા નહોતી, પણ પિતાજી લોહી-

લુહાણ થઈ જમીનપર પડયા હતા તેમના માથા અને જમણુ
હાથમા જખમ થયા હતા, જેમાથી લોહી વહી રહ્યું હતુ તેમન
જખમ પર મારૂ ધોતીયુ ફાડીને મે પાટા બાધ્યા, અને પછ
તેમને શુદ્ધિમા આણવાના ઉપચાર કરવા માડયા થોડીવા'
પિતાજી શુદ્ધિમા આવતા મને ગળે વળગી પડયા, એટલે મે પૂછ્યુ
'પિતાજી, એક અબળાને હાથે આપ જખમી થયા?'

"'હુ આવ્યો ત્યારે એ અહીં એકલી નહોતી બીજા પાંચ
પુરૂષો તેની સાથે હતા, તેથી આ હાલત થઈ! હાય! આખ
પુસ્તક હાથ લાગ્યુ નહી! મારી જીદગી બરબાદ થઈ!'

'આપણા ઘરમા કયે રસ્તે એ હરામખોરો દાખલ થ
પોતાનુ કામ સાધી ગયા તે સમજી શકાતુ નથી! પહેલા પ
આવુ કઈક વાર જોવામા આવ્યુ હતુ!' મે જણાવ્યુ તર
પિતાજી ઉઠયા, અને મને ભેટી નિરાશાસહ બોલ્યા—'બેટ
ભાવી મિથ્યા થતુ નથી! હવે હુ અહીં રહી શકીશ નહી મા
જાઉ છુ અને છુપે નામે રહી મારી મૂર્ખાઈના ફળ ભોગવીશ
પુસ્તક હાથ લાગશે, અને હુ માથેથી બદનામીનુ કલક દૂર ક
શકીશ તો ફરી તને મળીશ નહિ તો હરી ઈચ્છા! બેટા! ‌ર
આ ઘર છોડીશ નહી, અને જે કઈ જોયુ તથા સાભળ્યુ છે તે
ભેદ જાણવાની તજવીજ કરજે તથા દોલત સંભાળી રાખી સાવધ
નીથી રહેજે!' પિતાજીના આ વચન સાભળી મારૂ હૈયુ ધડક
લાગ્યુ—ક ઠ રૂ ધાઈને આખોમાથી આસુની ધારા વહેવા લાગ
મારે પિતાજીને ઘણુ કહેવુ હતુ, પણ મારી જીભજ સીવા
ગઈ, અને જોતજોતામા પિતાજી ઘર છોડી ચાલ્યા ગય
બસ! પછી તમામ દુનિયા ઉજ્જડ વેરાન સરખી મ
જણાવા લાગી માબાપ વિનાનો હુ એકલો થઈ રહ્યો મા
દાસ દાસીઓને પણ ઘરમા મચેલા આ ઉપદ્રવની થોડી ઘણ
ખબર પડી ગઈ હતી, પણ મારા સમજાવ્યાથી તે વાત તેમ
છૂપાવી રાખી ઘર ખાવા ધાતુ હોય તેવુ ભયકર લાગ
માડયુ, તોપણ હૈયે હિમત ધરી જેમતેમ કરીને ઘરમા ર
બનેલા બનાવોની હુ ભાળ મેળવવા લાગ્યો રોજ મધરાતે આ
ચારીને લગતી જરૂરની ચીજોથી સજ થઈને હું જ ગલમાની પે
સમાધી આગળ જતો હતો એકદીને મધરાતે એ સમાધી

પાસેના આમલીના ઝાડપર ચ્હડીને મારા દુર્ભાગ્ય માટે દીલગીર થતો હુ બેઠો હતો, એટલામા સમાધીની પેલી સીલા ઉઘાડીને તેમાથી એક માણસ નીકળીને પૂર્વ દિશા તરફ ચાલ્યો! હુ પણ ઝાડેથી ઉતરીને દબાતે પગલે તેની પાછળ ગયો! વસ્તિવાળા ભાગમા આવતા એક બ ધ દુકાનમા બળતા દીપકના વાસની ટટ્ટીમાથી રસ્તાપર પડતા અજવાળામા તે માણસના હાથમા રાજદરબારમા રાજના ખાનગી સંદેશાઓ જેવી જાતના મ્હોટા પરબીડીયામા મોકલવામા આવે છે, એવુ એક મ્હોટુ પરબીડીયુ જોયુ, જે તેની પાસેથી લઈ લેવાથી મારી ધારણા કદાચ પાર પડશે, એમ ધારી જરા ઉતાવળે ચાલી તેની પાસે જઈ પાછળથી મેં ઓચિંતો તેને એકાએક એવો ધકકો માર્યો કે તે જોરથી જમીનપર પછડાયો, અને પરબીડયુ તેના હાથમાથી છુટી પડી ગયુ, જે ઝડપથી ઉપાડી હુ ત્યાથી ભાગ્યો તે માણસ ઉઠીને મ રી પાછળ દોડયો પણ હુ એટલી ઝડપથી દોડયો કે તે મને પકડી શકયો નહી આડી અવળી ગલીઓમા થઈને મારે ઘેર પહોચી હુ થાક ખાવાને દરવાજાપર ઉભો આ વખતે રામધન નામે અમારો એક સીપાઈ દ્વારપર પહેરાપર હતો તે કદે ઠીંગણો પણ શરિરે મજબૂત હતો, અને પિતાજીએ થોડા દીન થયાજ તેને નોકરીએ રાખ્યો હતો મે ધાર્યુ કે હુ દોડતો આવ્યો તેનુ કારણ પૂછશે, પણ તેણે મને કઈ પૂછયુજ નહી ઘરમા દાખલ થઈ હુ મારા ઓરડામા ગયો, જ્યા દીપક હજી બળી રહ્યો હતો તે પરબીડીયુ ઉખેડીને જોવાને હુ બહુ આતુર હોવાથી ઉતાવળે ઓરડાના બારણા અ દરથી બ ધ કરી દીપક પાસે બેઠો અને પરબીડયું ઉઘાડયુ તો તેમાથી પત્ર અને એક ન્હાની કુચી નીકળ્યા કુચી ખીસામા મૂકી દઈ હુ પત્ર વાચવા લાગ્યો, તેમા આમ લખ્યુ હતુ —

**શ્રીમાલતીજી**ની સેવામા લખવાનુ જે આપે સોપેલુ કામ પૂર્ણ થયુ છે રક્ત ગ્ર થ મારા હાથમા આવ્યુ છે નવરાત્રોનુ પખવાડયુ આપ રત્નપુરના તીલસ્મી ભોયરામા રહેશો, અને તે દરમ્યાન એ પુસ્તક મારા હાથમા આવે તો તે આપને આપવા મારે ભોયરાના બલીદાન આપવાના મ ડપમા આવવુ, એમ આપે લખ્યુ હતુ આપની આજ્ઞાનુસાર હુ રત્નપુરના ભોયરામા

ગયો હતો, પણ આપનો મીલાપ થયો નહી અઈયાર ચતુરસિંહની છુપી સત્તા ભોયરામા પ્રસરી રહેલી હોવાથી તેમજ તેના અઈયારો ચારે તરફ તોફાન મચાવી રહેલા હોવાથી ભોયરામાથી બહાર નીકળતા કદાચ કોઈ અઈયારનો ભેટો થઈ જતા રક્ત ગ્રથ તે ઝુટવી જાય, એવી ધાસ્તિથી પુસ્તક ભોયરામાની ચોવીસ નબરની ઓરડીની કુચી આપે મને આપેલી હોવાથી તેમા મુકયુ છે માર્ગમા આવતા મને સખ્ત મરડો થયાથી આપની હજુરમા આવવા જેટલી શક્તિ રહી નથી, પણ દૈવયોગે મારા એક મિત્રનો ભેટો થઈ ગયો તેની સાથે એ કુચી મોકલુ છુ કેમકે, તે વિના ચોવીસ નબરની ઓરડી ઉઘાડી સકાય તેમ નથી હવે આપ પુસ્તક મગાવી લેજો વિશેષ હકીકત આ પત્ર લાવનારને મુખે સાભળશો કેમકે, વધુ લખવાની મારામા શક્તિ નથી આ સાધુરામને જીવતા રહેવાની હવે આશા નથી ! આ દાસને આપના ચર્ણના દર્શન થવા દુર્લભ છે ! આરામ થશે તો હુ પોતે આ પત્ર લઈને પટના થઈ આપની સેવામા હાજર થઈશ ન આવ્યો તો સમજી લેશો કે હુ આ દુનિયામા રહો નથી આ પત્ર મળતાજ કીસનરાયની માતાનુ કાસળ પતાવી નાખજો લા આપનો વિશ્વાસુ સેવક **સાધુરામ**

"આ પત્ર વાચતા માતા માટે અત કરણમા નાશ પામવા માડેલી આશા પાછી સજીવન થઈ પત્ર માલતીને પહોચ્યો હોત તો મારી માતાજીની જીદગીનો અત આવી ગયો હોત પત્ર લઈ જનાર માણસ સાધુરામનો મિત્ર હતો, એમ મારી ખાત્રી થઈ માલતીને હુ ઓળખતો હતો કાશીપુરીમા ત્રીલોચનેશ્વર મહાદેવના મંદીર પાસેના એના વિશાળ મહેલનો ઠાઠ જોતા તે કોઈ રાજકુવરી હોય એમ લાગે છે તેનો ખર્ચ મ્હોટો છે, પણ આવક શી છે તેનો ભેદ જણાતો નથી વળી માલતી આપણા રીવાજ મુજબ પરદામા ન રહેતા ખુલ્લી પાલખીમા અથવા કદી ઘોડેસ્વાર થઈ બહાર ફરવા નીકળે છે આથી કાશીના ન્હાના મ્હોટા સર્વે માણસ તેને ઓળખે છે વળી પત્ર ઉપરથી મે ધાર્યું કે તલેસમ સાથે માલતીને સબધ હોવો જોઈએ, અને મારી માતા પણ તેના પંજામાજ હોવી જોઈએ આથી મારી માતાને કેમ છોડવવી અને રક્તગ્રથ કેમ હાથ કરવુ, તેની મુઝવણુમા કેટ

લાક દિવસ વીતી ગયા, તે દરમ્યાન પેલી કુંચી હું મારા ઘરની બહાર બીજી સલામત જગ્યાએ રાખી આવ્યો !" આટલુ કહી તે બોલતો અટકી ગયો, એટલે ચતુર આતુરતાસહ બોલ્યો– "પછી શું થયું ? તમારી કહાણી વિચિત્ર અને અમારી સાથે સંબંધ ધરાવનારી છે !"

"ખરૂં, પણ મારી હકીકત જણાવતા હું મારા પિતાજીની ભૂલ અને–" ક્રીસનરાયનું બોલવું પૂર્ણ થાય તે પહેલા ચતુર બોલી ઉઠયો–"હું સમજ્યો, પણ હું ખાત્રીથી કહું છું કે તમારા પિતાએ મ્હોટો ગુન્હો કર્યો છે, અને મહારાજ તરફથી તેને પકડી આપનારને મ્હોટું ઈનામ આપવાનુ જાહેર કરવામા આવ્યુ છે, છતા તમે ખુલ્લા અંત કરણે તમારી હકીકત જણાવો છો તેથી તેમને માફ કરવામા આવશે, અને તમે અમારી સાથે જે ભલાઈ દાખવશો તેના બદલામા તમને મહારાજ પાસેથી યોગ્ય ઈનામ અપાવીશ ! હજી તમારે ઘણી બાબતો કહેવાની હશે, પણ પહેલા હું જાણવા માગુ છું કે, રક્ત ગ્રંથ તમારી પાસે છે ? તે મેળવવાની અમારે આશા રાખવી ?" ક્રીસનરાય આનો જવાબ આપે તે પહેલા બંગલીની બહારથી એકાએક સંભળાયુ –"ક્રીસનરાય પાસે રક્ત પુસ્તક નથી તોપણ તે મેળવવાને તમારી યોગ્યતા પૂરવાર કરી આપતા તે તમે મેળવશો !" આ પછી મ્હોટેથી હસવાનો અવાજ સંભળાયો આથી તેઓ ગભરાયા બંનેએ જાણ્યુ કે કોઈ દુશ્મને છૂપી રીતે તેમની વાત સાંભળી ટકોર કરી હશે માયાવતીનો કોઈ અઈયાર આવ્યો હશે, એમ ધારી ક્રીસનરાયને જીંદગી બચાવીને ત્યાથી નહાસવાનુ અસંભવિત લાગ્યુ ક્રીસનરાય તરફથી કંઈ મદદ મળવાની ચતુરને ઉપજેલી આશા પણ નિરાશામા બદલાઈ ગઈ બંને ગભરાટમા ઉઠીને તે કોણ છે તે જોવાને દ્વાર પાસે ગયા તો એક માણુસ તેમની તરફ આવતો જણાયો, અને તેમને જોઈ તે હસીને બોલ્યો–"મને જોવાને આપે તસ્દિ શા માટે લીધી ? હું તમારી પાસે આવતો હતો ' ચતુરસિંહજી અને ક્રીસનરાય, મને બરાબર ઓળખી રાખજો કેમકે, હું તમને ઘણીવાર મળીશ !" ચતુર અને ક્રીસનરાય અજાયબીસહ તેની તરફ જોવા લાગ્યા કદે તે ઠીંગણો હતો શરિર શામળા રંગનુ હતુ, અને કાળી ભરાવ દહાડી અને

મૂછોમા તેનો અરધો ચહેરો છુપાઈ રહ્યો હતો તેની વિશાળ આખો બહુજ લાલ અને ચમકતી હતી હાથપગ મજબૂત અને સ્ફુર્તિવાળા દીસતા હતા કપાળે મ્હોટુ રામાનદી તીલક કર્યું હતુ તેનો ચહેરો ઘાટદાર અને સ્વરૂપવાન હતો કાળો પાયજામો, કઈ કઈ ચીંથેથી ભરેલ સખ્યાબધ ગજવાવાળુ સફેદ અગરખુ અને લીલો ફેટો, વગેરે તેનો પોશાક જોતા પણ હસવુ આવે તેમ હતું એક ખજર તેની કમ્મરે અને બીજુ તેના હાથમા હતુ ખૂબ ધ્યાનથી તેની તરફ જોઈ રહ્યા બાદ ચતુરે નામ પૂછતા તેણે જવાબ આપ્યો-" મારૂ નામ ગમે તે હોય પણ તમે મને ચકરમને નામે ઓળખજો !"

" વારૂ તમારે અત્રે કેમ આવવુ પડયુ ?" ચતુરે પૂછ્યુ, એટલે તે બોલ્યો-" આઠ માણુસો આ બાગમા ફસાયા છે, તેમના લોહી આવતી કાલે સાજે બાગમાના કયારાઓમા છટાશે, એવી બાતમી મળ્યાથી તમને સાવધ કરવા આવ્યો છુ !"

" કયા આઠ જણુ ફસાયા છે ?" ચતુરે પૂછ્યુ

" રાજા કુલીનસિંહજી એક—મહારાણી કાન્તા, કુમારો ઇંદ્રજીત અને આનદસિહ, કીશોરી, કામીની અને તમે બને મળી આઠ ખરા ?" તેણે જણાવ્યુ, એટલે ચતુર ગભરાટસહ બોલ્યો–"કુમારો અને અમે ફસાયા છીએ, પણ મહારાજ અને મહારાણી-"

"અરે ! તેઓ બને પણ સપડાયા છે ! પૂછો કીસનરાયને ?" તે બોલી ઉઠયો, એટલે કીસનરાય બોલ્યો–" ખરૂ છે ! તેઓ માયાવતીના પજામા કેમ સપડાયા તે હુ જાણુ છુ !"

" પણ વાતોમા વખત ગુમાવવાનો નથી !" ચકરમ બોલી ઉઠયો- " કીસનયરાય ! હુ ખાસ તમારે માટે આવ્યો છુ માટે ચાલો ! ચતુરસિહ પોતાનાથી બનતુ કરી લેશે !"

" પણ તમારાપર વિશ્વાસ કેમ આવે ?" કીસનરાયે પૂછ્યુ

" એટલે ?" ચકરમ દમામમા બોલ્યો-" ઠીક તારા કાનમા એક વાત કહુ તે સાભળ !" આમ કહી તે પાચેક કદમ પાછળ હઠી ગયો કીસનરાય અજાયબસહ તેની પાસે ગયો, એટલે તેણે તેના કાનમા કઈ કહ્યું, જે સાભળતાજ કીસનરાય બે ત્રણ પગલા પાછળ ખસી જઈ એકટસે તેની તરફ જોઈ રહ્યો અને થોડીવારે ચતુર પ્રત્યે બોલ્યો- " માફ કરજો ! મારે એમની સાથે જવું

પડશે, હવે મારી જીંદગી એમના હાથમા છે ।" આટલુ કહી તે ચકરમની સાથે ગયો, અને ઝાડાની ઘટામા તેઓ બને અદ્રશ્ય થઈ ગયા ચતુર એકલો પડતા અનેક વિચારોએ તેના ચિત્તમા ઉથલપાથલ મચાવી મુકી કીસનરાયની કહાણી સાભળી ઘણીક બાબતોના ભેદ તેના જાણવામા આવ્યા હતા, પણ હજી તેની. હકીકત સપૂર્ણ થઈ નહોતી એટલામા ચકરમે આવી રગ ફેરવી નાખ્યો, તેથી તેની ચિતા અને ગભરાટમા વધારો થયો ચકરમ કોણ હશે ? કીસનરાયના કાનમા તેણે શું કહ્યુ હશે ? તેણે જણાવ્યા મુજબ રાજા કુલીનસિહ, મહારાણી, બને કુમારો અને અઈયારોના શુ ખરેખર ખુન થશે? આવી અનેક પ્રકારની ચિતામા તેનુ ચિત્ત ચગડોળે ચ્હડયુ, પણ તે હિમત હાર્યો નહી અઈયારીની થેલી અને એક ખજર પાસે હોવાથી કઈ ઉપાય કરવાનો તેણે ઠરાવ કીધો શી તજવીજ કરવી તેના વિચારમા તે ઉભો હતો, એટલામા સામેથી રાણી માયાવતી આવતી જણાઈ. તેની સંગે ખરો ગોવીંદરાય, દેવીસિહ અને બીજા અઈયારો અને દાસીઓ હતા તેઓ પાસે આવી પહોચતા ગોવીંદરાય આપણા વેષધારી ગોવીંદરાયને ઝુકીને નમન કરી બોલ્યો-" મહેરબાન ગોવીંદરાયજી, આપની તબીયત ઠેકાણે આવી કે હજી ગાડાજ છો ?"

"હવે મને ગોવીંદરાય કહેવાની જરૂર નથી ।" ચતુર ગભીર અવાજે બોલ્યો- " આપ જાણો છો કે હુ મહારાજ કુલીનસિંહજીનો કોઈ અઈયાર છુ । હવે મારૂ નામ જાણીને ખુશી થશો કે હુ એ પ્રતાપી મહારાજનો નમ્ર દાસ અઈયારોનો ગુરૂ ચતુરસિંહ છુ, જેની હિમતની કિમત દુનિયા જાણે છે આ કેદીની હાલતમા પણ તે પોતાની ચાલાકી બતાવવાની આશા રાખે છે ।"

"હવે ગુરૂપદ ધારણ કરી શકો નહી કેમકે, આપની ચાલાકી અમારી આગળ ચાલી નહી હવે આપના હાથપગમા ઝાંઝરીયા પહેરાવીશુ !" ગોવીંદરાયે કહ્યું, એટલે ચતુર બોલ્યો- " અઈયારીમા હુ ફાવ્યો નહીં એમ તમારાથી કહી શકાયજ નહી કેમકે મારી થેલી અને કટાર મારી પાસેજ છે । ગાડો થયો છતા પણ અઈયારીની થેલી અને કટાર કોઇને લેવા દીધી નહી, એજ

આ ગુરૂની ચાલાકી છે ! તમારા ઝાંઝરીયા તો હાથમા કટાર છે ત્યાસુધી મને પહેરાવવાની કોણ હિંમત કરે છે તે જોઉં છુ !–"

"હુ ધારૂ છુ કે અત્રે તમે મને એકલાનેજ દેખો છો !" ગોવીંદરાય હસીને બોલ્યો–"મારી સાથે કોણ છે તે જોઈ શકતા નથી, એપરથી જણાય છે કે ગાડા થવા જતા તમે આધળા બની ગયા છો–" ગોવીંદરાયનું બોલવુ પૂર્ણ થાય તે પહેલા પાસેની એક ઓરડીનો દરવાજો ઉઘાડીને પેલો ઠીંગુજી ચકરમ ઝડપથી બહાર આવી સર્વની વચમા આવી ઉભો તેને જોતા માયાવતી અને તેનો સાથીઓ ગભરાયા વળી ઓરડીમાથી બહાર આવ્યા બાદ તેનો દરવાજો તેણે ઉઘાડો રહેવા દીધાથી તેમા પણ કેટલાક માણસો ઉભેલા જણાયા. સર્વને સંબોધી ચકરમ મ્હોટેથી બોલ્યો–" હુ કોણ છુ તે જણાવવાની જરૂર નથી, પણ શા માટે આવ્યો છુ તે તો કહીશ ! મને એક દાસી અને ગુલામની જરૂર છે, માટે તમો-માથી કોને પસંદ કરૂ ? (માયાવતીને બતાવીને) આ સુંદરી દાસી તરિકે ઠીક કામ લાગશે, અને આ ગુલામને લાયક જણાય છે !" આમ કહેતા તેણે હાથની ઈશારતથી ગોવીંદરાયને બતાવ્યો આથી ગુસ્સે થઈ ગોવીંદરાય બોલ્યો–"હરામખોર ! આવી બેઅદબ વાત કરનાર તું કોણ છે ? જાણતો નથી કે તુ કોની હજુરમા છે ?" આ સાભળી ચકરમ મ્હોટેથી હસીને બોલ્યો–"મારી સામે કોઈ ગમે તેમ બોલે પણ મને ક્રોધ ઉપજતોજ નથી કેમકે, ઈશ્વર સિવાય બીજો કોઈ મારાથી મ્હોટો નથી ! મારી સાથે વાત કરનાર મારા એક હલકા ગુલામ જેટલો પણ હોશીયાર નથી !" આમ કહી માયાવતી તરફ હાથ કરતા તે બોલ્યો–"આ કોણ છે તે હુ શું જાણુ ? પણ હુ કોણ છુ તે જાણવુ હોય તો પાસે આવો એટલે કાનમા કહુ !"

"તારી ચાલાકીમા ઠગાઈએ એવા મૂર્ખ નથી !" ગોવીંદરાયે કહ્યું, એટલે ચકરમ બાર દઈને બોલ્યો–"તુ મારી પાસે સાભળવાને આવીશ ત્યારે હું તારાપર ઘા કરીશ, એમ સમજે છે ? છટ ! અમારા જેવા બહાદૂરનું એ કામ નથી ! ગભરાય છે તો એક બાજુએ ચાલ એટલે તને દૂરથીજ સંભળાવુ !"

"તારાથી હુ ડરી જઈશ ?" આમ કહેતો ગોવીંદરાય તેની પાસે ગયો, અને નમીને સાભળવા લાગ્યો ચકરમે તેના કાનમા કઈ કહ્યુ તેના શબ્દોમા કોણ જાણે શી ભેદી શક્તિ હતી કે તે સાભળતાજ ગોવીંદરાયના હોશ ઉડી ગયા તેનો ચહેરો ફીકકો પડી ગયો શરીરમા કપારવ છૂટયો અને ગભરાટમા તે ચકરમનુ મુખ જોઈ રહ્યો તેની આ હાલત જોઈ ચકરમે કહ્યુ–" કેમ ? બરોબર સભળાયુ ન હોય તો સૌ સાભળે તેમ મ્હોટેથી બોલુ ?" આ સાભળી ગોવીંદરાય હાથ જોડી ગળગળે સાદે બોલ્યો–"ક્ષમા કરો ! હવે એ શબ્દો ફરી આપના મુખમાથી કહાડશો નહી ! આપ ગમે તે હો, પણ તે જાણવાની મારી ઇચ્છા નથી !" આથી માયાવતીએ અજાયબ થઈ તેને પૂછ્યુ–'ગોવીંદરાયજી, એણે એવુ શુ કહ્યુ, જે તમે આમ ગભરાઈ ગયા ?"

"માફ કરો માહારાણી ! હુ કહી શકતો નથી !" ગોવીંદરાય હાથ જોડીને બોલ્યો આથી માયાવતી તપી જઈને બોલી–"તે સાભળવાને શુ હુ યોગ્ય નથી ? નહી કહેવાનુ કારણ ?"

"મહારાણી ! એ શબ્દો મારા મુખમાથી નીકળી શકે તેમ નથી !" ગોવીંદરાય કરગરીને બોલ્યો, એટલે તે વધુ ગુસ્સે થઈ ગાજી ઉઠી–"કેમ, તને પણ અઈયારીનુ અભીમાન આવ્યુ શુ ? હુ શુ કરી શકુ છુ–કેટલી શક્તિવાન છુ, તે ભૂલી ગયો ?"

"મહારાણી !" ગોવીંદરાય દીન વચને બોલ્યો–"આપ વ્યર્થ ગુસ્સે થાઓ છો ! હુ કઈ ખુલાસો કરી શકુ તેમ નથી!"

"હવે સમજાયુ કે તુ ખરો ગોવીંદરાય નથી ! ફીકર નહી !" માયાવતી ગુસ્સાસહ બોલી, અને ચકરમ પ્રત્યે તેણીએ કહ્યુ–"કેમ રે ! બીજા કોઈને પણ તુ એ વાત નહી જણાવે ?"

"મારી પાસે આવશે તેના કાનમા હુ કઈક કહીશ, પણ એકજ વાત કહીશ કે નવી નવી વાતોની દરેકને જુદી જુદી મઝાહ ચખાડીશ, તેની કબુલાત આપતો નથી !" ચકરમે જણાવ્યુ.

"પણ તુ કોણ છે, અને આ બાગમા કયે માર્ગે આવ્યો?" માયાવતીએ પૂછ્યુ, એટલે તેણે જવાબ આપ્યો–"મારૂ નામ ચકરમ છે, અને આવવાના સબધમા તો કહેવાની જરૂર નથી કે હુ સર્વવ્યાપક છુ, એટલે ઈચ્છામા આવે ત્યા જઈ શકુ છુ !

તમારે કંઈ સાભળવુ હોય તો મારી પાસે આવી કાન ધરો!" આ સાભળી માયાવતીની આજ્ઞાથી દેવીસિંહ તેની પાસે ગયો. તેણે કાન ધરતા ચકરમ કંઈક કહીને બે એક પગલા પાછળ ખસી ગયો, પણ દેવીસિંહ તો પથ્થરના પૂતળા માફક જેમનો તેમ વાકો વળેલોજ ઉભો રહી ગયો માયાવતીને બેહદ અજાયબી ઉપજી કેટલીક વાર સુધી દેવીસિંહ તેમજ ઉભો રહ્યાથી તેણીએ તેને બૂમ પાડી, જેથી ચમકીને તે ચારે તરફ જોવા લાગ્યો, અને ચકરમપર નજર પડતા મુખ ફેરવી દઈ ગોવીંદરાયની પાસે જઈ કપાળે હાથ મૂકી ચુપચુપ બેસી ગયો આથી અજાયબ થઈ માયાવતીએ તેને પૂછ્યુ-"દેવીસિંહ! તુ પણ ગોવીંદરાયનો સાથી બન્યો? તે શુ સાભળ્યુ તે મને કહે?" જવાબમા દેવીસિંહે પણ તે ન જણાવવાનુ કહ્યાથી માયાવતી ગુસ્સામા બોલી-"આ જાદુગર જણાય છે! બસ! એને એકદમ કેદ કરવાનો હુ હુકમ કરૂ છુ!" તરતજ ચકરમ બોલી ઉઠયો-"અરે! એટલી તસ્દિ લેવાની કંઈ જરૂર! કેદ થવાને તો હુ આવ્યોજ છુ! બેડી ક્યા?" આમ બોલતો તે ઝડપથી માયાવતીની છેક પાસે ગયો, અને તે સાવધ થાય તે પહેલા તેના કાનમા કંઈ કહ્યુ, જેથી તેના ચહેરાપર એકાએક કાળાશ છવાઈ ગઈ, અને તમ્મર આવતા તે બેહોશ થઈ જમીનપર ઢળી પડી ગોવીંદરાય અને દેવીસિંહ સિવાય તેની સાથે આવેલ બીજા માણસો પણ ગભરાવા લાગ્યા કે કદાચ પોતાના કાનમા તે કંઈ કહેશે તો પોતાની પણ મહારાણી સરખી હાલત થશે ઘણી વાર સુધી માયાવતીની મૂર્છા વળી નહી આખરે ચકરમે ચતુરની પાસે જઈ તેના કાનમા કંઈ કહ્યુ, જેના જવાબમા તેણે જણાવ્યુ-"હુ તૈયાર છુ!" આથી તેનો હાથ પકડી જે ઓરડામાથી પોતે બહાર આવ્યો હતો તે ઓરડામા ચકરમ તેને પોતાની સાથે લઈ ગયો, અને અંદરથી બારણા ફરી બંધ કરી દીધા તેમને અટકાવવાની માયાવતીના કોઈ સેવકની હિંમત ચાલી નહી ચકરમ ઓરડાની બહાર આવ્યો, ત્યારે તેના કેટલાક સાથીઓ ઓરડામા ઉભેલા જણાયા હતા, પણ જ્યારે ચતુર તેની સાથે ઓરડામા ગયો, ત્યારે ત્યા એકે માણસ જણાયુ નહી આ તરફ માયાવતી શુદ્ધિમા આવતા તે ગોવીંદરાય અને દેવીસિંહ તેમજ બીજા

સેવકો સહ પોતાના મહેલમા ગઈ ગોવીદરાયનુ સ્વરૂપ ધારણ કરનાર ચતુરને ચકરમ છોડવી ગયો, એવી તેની ખાત્રી થઈ, પણ તે વિષે તેણે પોતાના સેવકોને કંઈ પૂછગાછ કરી નહી

# પ્રકરણ ૧૪ મું.

## વઈતાળ અને નાનુ.

માલતીના છુટકારા માટે રત્નપુર ગયલી નાનુ તરફ આપણે હવે નજર ફેરવીએ આપણી વાર્તાને પ્રસગે કાશીથી રત્નપુર જવાનો માર્ગ ભયાનક અને ધાસ્તિવાળો હતો કેટલેક સ્થળે તો તદન ખુલ્લા મેદાનમાથી જવાનુ હતુ, અને કેટલોક રસ્તો ભયાનક ઘીચ ઝાડીવાળા જગલમા થઇને હતો, એટલે હિંસક જગલી પ્રાણીઓના હૃદયભેદક અવાજથી ઉપજતા ભય અને જીવ જવાની ધાસ્તિસહ મુસાફરી કરવી પડતી હતી માર્ગમા ચોર લુટારાઓનો ભય હમેશનોજ હતો આની દરકાર ન કરતા નાનુ એકલી રત્નપુર તરફ રવાના થઈ, એ ઉપરથી તે કેવી હિંમતવાન, નિડર અને કઠણ હૈયાની હશે, એ સમજવુ સ્વાભાવિક છે એક નવયુવાનનુ સ્વરૂપ ધારણ કરી તેજ અશ્વપર સ્વાર થઇ તે બેધડક રત્નપુર તરફ જતી હતી તેની કમ્મરે અઈયારીની થેલી, ખંજર, કટાર અને એક ન્હાની પીસ્તોલ હતી બપોર થતા તે લગભગ પચ્ચીસેક ગાઉનો પંથ કાપી ગઈ, અને એક ઘીચ જગલમા દાખલ થઈ, જ્યા સૂર્યનો પ્રકાશ બહુ થોડો પ્રવેશી શકતો હતો જગલમા ઝાડી એટલી બધી ઘીચ હતી કે, ફકત એક સાકડા પગવાટે થઇનેજ ઘોડેસ્વારોને મુશ્કેલીએ મુસાફરી કરવી પડતી હતી કેમકે, બંને તરફ કાટાવાળા ઝાડોની ઝાડી હતી આ જગલની બહારના ભાગમા બીજી પહોળી સડક હતી, જ્યાથી ગાડા ગાડીઓ, વગેરે જતા હતા, પણ તે બહુ લાબો હોવાથી ઘોડેસ્વાર અને પગે જનારા મુસાફરો જગલમાના આ પગવાટને માર્ગે જતા હતા આ પગવાટાપર નાનુ ધીમેધીમે મુસાફરી કરતી હતી, એટલામા તેનો અશ્વ એકાએક ભડકીને ઉભો રહી બંને કાન આગળ કરી જોવા લાગ્યો

નાનુ ઘોડેસ્વારીમા હોશીઆર હોવાથી અશ્વના સ્વભાવ સારી રીતે સમજી શકતી હતી, એટલે તે ભડકીને ઉભો રહેતા ચારે તરફ જોવા લાગી તો સામેની તરફ રસ્તાની બરોબર વચમા બેઠેલા એક સિંહ ઉપર તેની નજર પડી. સિંહની પીઠ નાનુ તરફ હતી, એટલે હવે શું કરવુ તેની મુઝવણુમા તે સિંહ તરફ જોઇ રહી હજી તે કંઈ ઠરાવપર આવી નહોતી, એટલામા જમણી તરફની ઝાડીમાથી એક માણુસ ઝડપથી નીકળીને તેના ઘોડા પાસે આવી ઉભો, જેને જોતાજ તે ચમકી ગઈ, અને ગભરાટમા બોલી ઉઠી–"ઓફ! મને જબરી ઠગવામા આવી!" આમ બોલતા તેણે કમ્મરમાની પીસ્તોલપર હાથ નાખ્યો, પણ તે કંઇ કરી શકે તે પહેલા તે માણુસે તેનો હાથ પકડીને જોરથી એવો આચકો માર્યો કે તે ઘોડાપરથી નીચે આવી પડી, એટલે તેણે તેની છાતીપર ચ્હડી બેસી તેના બને હાથ મજબૂત પકડી લીધા. હવે પોતાના પ્રાણુ ઉગરી શકે તેમ નથી, એવી નાનુની ખાત્રી થઈ છતા પણ પોતાના દુશ્મન તરફ હિંમતથી જોઈ તે બોલી–"પેલી હરામખોરે મને ફસાવી! પણ વઈતાળ, મને મારીને તમે પસ્તાશો, અને જે કાગળો મેળવવાની આશાએ મને મારો છો તે મેળવી શકશો નહી! તે કંઈ હુ મારી સાથે લાવી નથી! તમે તો મારા વસ્ત્ર તપાસી ખાત્રી કરો! એ કાગળો મેળવ્યા સિવાય મારી અને માલતી સગે દુશ્મનાઈ બતાવવામા સાર નહી કહાડો!"

"હવે હુ તને છોડીશ નહી!" વઇતાળ ભાર દઈને બોલ્યો– "જે કાગળોને લીધે હું તમ નીચોની તાબેદારી ભોગવુ છુ તે હાલ તારી પાસે છે કેમકે, કમલીનીએ એ કાગળો સહિતજ તને મારા હાથમા ફસાવી છે, એમાં સંદેહ નથી! તારા વસ્ત્ર તપાસવા માટે તને છુટી કરૂ એવો હુ ભોળો નથી!"

"મને ફસાવનાર હરામખોર કમલીની હતી?" નાનુએ ચમકીને પૂછ્યુ–"અરેરે! ઘરમા આવેલ શિકાર ગુમાવ્યો! મને મારવામાજ લાભ હોય તો તેમ કર, પણ એક વાત સાભળીશ?"

"બોલ શું કહેવુ છે?"

"મને મારીને પણ તારા કાગળો તુ મેળવવા પામીશ નહી, એ ચોક્કસ છે! પણ હવે હું આ દુનિયા છોડીજ જાઉ છુ ત્યારે

તને શા માટે બરબાદ કરતી જાઉં ! મારો જમણો હાથ સહજ છૂટો કર તો હું બતાવું કે મારા મરણ પછી કાગળો તને ક્યાંથી મળશે !" થોડી વાર કંઇ વિચારમાં ચૂપ રહેવા બાદ વઈતાળે તેનો હાથ છોડયો, એટલે તેણે ચાલાકીથી તે હાથ તેના ગાલપર દાબીને જરા ઘસ્યો આથી જાણે ઝીણી સોયની સહજ અણી મારી હોય એવું વઈતાળને લાગ્યું, પણ ખરૂં જોતાં એમ નહોતું નાનુની આંગળીમાં એક અંગુઠી હતી, જેમાં હિરાને સ્થળે કાળા રંગનો પથ્થર બેસાડેલો હતો, જે વઈતાળના ગાલપર ઘસવાથી લાબો ઉઝરડો પડી તેમાં સહજ લોહી ચમચમી આવ્યું પણ વીંટીમાં જડેલા એ પથ્થરમાં કોણ જાણે કેવું ઝેરી પાણી હશે કે લોહી સાથે મળતાં તેની અસર થઈ, અને વઈતાળ કંઈ બોલે તે પહેલાજ એકદમ ચકરી ખાઈ જમીનપર પડી ગયો તરતજ નાનુ છૂટીને ઉભી થઈ અને પોતાના અશ્વની વાવદોર લઇ બેહોશ વઈતાળના હાથપગ મજબૂત બાંધીને તેણે તેને એક ઝાડ સાથે બાંધી દીધો પછી પોતાની અઇયારીની થેલીમાંથી એક શીશી કહાડી તેમાંના તેલમાંથી જરાક વઈતાળના ગાલપર પડેલા ઉઝરડાપર ચોપડ્યો આથી જોતજોતામાં તે ભાગમાં ફોલ્લા ઉપડી આવ્યા, જે તેણે પોતાના ખંજરની અણીથી ફોડીને તેમાંનું પાણી તદન કહાડી નાખ્યું, એટલે વઈતાળ શુદ્ધિમાં આવી ગયો, એટલે તે બોલી-"કેમ અભાગીયા ! તારા હાથના કીધાં હૈયે વાગ્યાં કે ! મારી પાસે કેવી અદ્‌ભૂત વસ્તુ છે તે જોયું? અરે ! હાથી પણ એ ઝેરની અસરથી મરણ પામે તો તારૂં શું ગજું ?"

"બસ !" વઈતાળ બોલ્યો-"મારા ભાગ્યમાં સુખ નથી !"

"વળી જોયું કે, એ હળાહળ ઝેર ઉતારવાની મારામાં શક્તિ છે !" નાનુ બોલી-"ખરેખર ! તું મરી ગયો હતો, પણ મેં તને જીવતો રાખ્યો તે એજ મતલબથી કે, તારા લખેલા કાગળોની હકીકત દુનિયામાં જાણ થયલી તું જુવે અને સાંભળે ! બસ ! એથી વધુ દુઃખ તારે લાયક નથી ! મને ફસાવનાર કમલીની મારા હાથમાંથી ક્યાં છટકી જશે ! કાલે એ અમારે ઘેર આવશે ! હવે યાદ આવ્યું ! ગઈ રાતના અદ્‌ભૂત બનાવનું મૂળ પણ તેજ !"

"નાનુ ! મને ક્ષમા કરો ! તમે કહેશો તેમ કરીશ !" વઈતાળ ગળગળો થઇ બોલ્યો-"બસ ! એ કાગળો બીજાને આપશો નહી, એવી કબુલાત આપો તો જે કહેશો તે કામ હુ બજાવીશ !"

"ભલે ! તુ મનમા કપટ નહી રાખે તો હુ એ કાગળો વિષે કોઇને જાણ થવા દઈશ નહી !" નાનુએ કહ્યુ, અને યાદ આવતા માલતીને માટે કમલીનીએ આપેલો કાગળ પોતાની થેલીમાથી કહાડી વઈતાળ સાભળે તેમ મ્હોટેથી તે વાચવા લાગી-"મારૂ કામ ઈશ્વરકૃપાએ પાર પડયુ છે ! કાગળો એની પાસે છે તે લેજો ! ભલા માણુસોને પિડનાર દુનિયામાથી દુર થાય એજ સારૂ છે ! તમને મળવાને હુ અહીં રોકાઈશ !" કાગળમા આટલુ જ લખ્યુ હતુ, જે વાચી રહ્યાબાદ તે મનમા બોલી-"લુચ્ચીએ ચીઠ્ઠી કેવી સીફતથી લખી છે કે કદાચ હુ તે ખોલીને વાચુ તોપણ મને શક ન જાય ! માલતી માટે કે વઈતાળ માટે લખી છે તે સમજાય તેવુ નથી ! એણે તો ધાર્યુ હશે કે હુ વઈતાળના પજામા ફસાઈશ, અને એ મારી ઝડતી લેશે તો કાગળ તેના હાથમા આવશે તે વાચીને અવશ્ય મને મારી નાખશે, અને પછી પોતાને આવી મળશે, એટલે ફીશોરીને છોડવી જઈશું ! ઠીક હરામખોર ! હવે તુ પણ જોઈશ કે હુ તારી સાથે કેવી સલુકાઈથી વર્તુ છુ !" તેને વિચારમા ચૂપ ઉભેલી જોઈ વઈતાળ બોલ્યો-"હવે મને છોડો ! જેમ કહેશો તેમ કરવાને હુ કબુલ છુ ! જુઓ, એક ભેદની વાત કહુ છુ, તે સાભળીને તમે બહુજ ખુશી થશો !"

"શી વાત છે વળી ?" નાનુ બોલી-"એ વાત પરથીજ તારા કહેવામા કેટલી સચ્ચાઈ છે તે જણાશે !"

"મારા હાથ બાન્યા છે, પણ તમેજ મારી કમ્મરેથી ખજર કહાડો, અને તેમા ચીઠ્ઠી બાધી છે તે વાચી જુઓ !" વઈતાળે જણાવ્યુ, એટલે નાનુ તેની પાસે ગઈ, અને ખજરની મૂઠપર હાથ નાખ્યો તરતજ તેના આખા શરિરમા ઝણઝણાટી પેદા થઈ, અને કપીને તે બેહોશ થઈ પડી હવે વઈતાળને હિમત આવી, અને તે પોતાના છુટકારાની તજવીજ કરવા લાગ્યો તેના હાથ પગ મજબૂત બાધેલ હોવાથી તે છોડી શકયો નહી, એટલે રસ્તેથી જતો કોઈ મુસાફર પોતાની મદદે આવે તે માટે મ્હોટેથી બૂમ પાડવા લાગ્યો આમ લગભગ બે કલાક વીતી ગયા પણ

કોઈ મુસાફર આવ્યો નહી એ અરસામા નાનુની બેહોશી દૂર થઈ ગઈ, એટલે બેઠી થતા તે વઈતાળ પ્રત્યે બોલી-" ઠીક ! તારી પાસે પણ અદ્ભૂત વસ્તુ છે ખરી !"

"પણ એ હવે તમારોજ માલ છે !" વઈતાળે કહ્યું

"ના ! જેનો સ્પર્શ થતાજ હુ બેહોશ થઈ ગઇ તે હુ પાસે કેમ રાખી શકુ ?" નાનુ બોલી-"ખજરની અસર તને થતી નથી તેથી બીજી અદ્ભૂત વસ્તુ તારી પાસે હશે ! એ વસ્તુ અને ખજર મને આપે તો તારો આ ગુન્હો પણ હુ માફ કરૂ !"

"મને માફ કરવામા આવશે, એની શુ ખાત્રી ?"

"ત્યારે ખજરની અસર ન થાય એવી ચીજ તે ખરેખર મને આપી છે તેની મને પણ શી ખાત્રી ?"

"પણ તે વસ્તુ આપુ તેની ખાત્રી કરીને મને છોડજો !"

"એવી ખાત્રી કરતા હુ પાછી બેહોશ થઈ જાઉં તો પણ નવાઈ નહી કેમકે, ચાલાકીમા તુ મારાથી ઉતરે તેમ નથી !" નાનુ બોલી, અને કઈ વિચારમા જરા ચૂપ રહ્યા બાદ બોલી-"ફીકર નહી ! કદાચ થોડીવાર માટે હુ ફરીથી બેહોશ થઈ જઈશ તોપણ તુ ઝાડ સાથે બાંધેલ હોવાથી મને કઈ કરી શકે તેમ નથી-" તેનુ બોલવુ હજી પુરૂ થયુ નહોતુ, એટલામા ઝાડીમા ખડખડાટ સભળાતા કોઈ આવતુ હશે એમ ધારી બોલતી અટકી જઈને તેણે પાછળ નજર કરી તો પોતેજ આપેલા અશ્વપર સ્વાર થઈ કમલીનીને આવતી જોઈ કમલીની ભીલડીના રૂપમા માલતીને ઘેર ગઈ હતી તેજ રૂપમા અત્યારે પણ હતી, એટલે ઓળખી શકાય તેમ નહોતુ, પણ વઈતાળે એ ભેદ ખુલ્લો કરી દીધેલ હોવાથી નાનુએ તેને ઓળખી અને તરતજ પોતાના અશ્વપર સ્વાર થઈ ગઈ કમલીની પાસે આવી પહોચી એટલે નાનુ ગભીર અવાજે બોલી-"તમે મને જબરી ઠગી, પણ હવે મારા હાથમાથી કયા છટકી જશો ? મહારાણી માયાવતીના તમે બહેન હોવાથી મારે તમને માન આપવુ જોઈએ, પણ તમારી દુશ્મનાઈ તરફ ધ્યાન આપી મહારાણીજીએ ઢંઢેરો ફેરવ્યો છે કે, જે કોઈ તમારૂ મસ્તક કાપીને તેમની હજુરમા રજુ કરશે, તેને મ્હોટુ ઈનામ મળશે ! આથી હુ તમને જીવતા છોડી શકુ તેમ નથી !

તમે રાજીખુશીથી મહારાણીને શરણે આવતા હો તો લઈ જવાને તૈયાર છું !"

"બરોબર !" કમલીની હસીને બોલી—"હુ હમણા માલતીના ઘરમા તારા સેવકોની વચમા હોઈશ, એમ સમજતી હોઈશ !"

"ના ! જ ગલમા હુ એકલીજ છુ, એ જાણુ છુ ! તમારી સાથે પણ કોઈ નથી ! હથીયાર ચલાવવામા તમારામા મારાથી વધારે શક્તિ છે, એમ માનતા હો તો આગળ આવી અજમાવો હાથ !" આમ કહેતા નાનુએ જમણો હાથ લ બાવ્યો, એટલે કમલીની હસીને બોલી–"વાહ ! તારી આગળીમાની અ ગુઠીથી હુ અજાણ હોઈશ કેમ ? ઠીક આવ ત્યારે !" આમ કહેતા તે ત્વરાથી પોતાના અશ્વને આગળ વધારી પોતાનુ ખ જર કહાડી સ્ફુરતીથી નાનુએ લ બાવેલા હાથને લગાડયું કે તરતજ તે બેહોશ થઈ ઘોડાપરથી નીચે પડી કમલીની પણ ઘોડાપરથી નીચે ઉતરી વઈતાળને છૂટા કરી બોલી–"વાહ ! તમે આવા ચાલાક છતા એની જાળમા ફસાયા ?"

"એની આગળીમા ચમકી રહેલી અ ગુઠીની મને ખબર હોત તો હુ ફસાત નહી !" વઈતાળ શરમાઈને બોલ્યો–"ખરેખર ! એ અમુલ્ય વસ્તુ અણીને વખતે બહુ ઉપયોગી થાય તેવી છે !"

"એ હરામખોરને એ એકજ ચીજ પાસે હોવાથી માયાવતી માન આપે છે ! એ વીટીના ઝેરથી કોઈ જીવતો રહી શકે તેમ નથી ! એની પાસેજ એનું ઝેર ઉતારવાની દવા છે !"

"એને માયાવતી સાથે શો સ બ ધ છે ?"

"માયાવતીની સખીઓમા સૌથી વડી છે, અને તે એને પોતાની બહેન કરતા પણ અધિક માને છે !"

"તો માયાવતીએ અ ગુઠી એની પાસેથી શા માટે ન લઈ લીધી ! એને તો એ બહુ કામની છે !"

"એને પણ નાનુએ એવી એક વીંટી અને તેનુ ઝેર ઉતારવાની દવા આપી છે, પણ તે કેમ બનાવવી તે બતાવતી નથી !"

"ઠીક ! તો હવે આપ એ વીંટી લઈ લ્યો !"

"મને એ ઉપયોગની નથી-અરે-એ પાસે રાખવામા પાપ છે, પણ માયાવતી સગે ખટપટ ચાલે છે ત્યાસુધી એ મારી પાસે જરૂર રાખીશ ! મારા ખજર આગળ એ અગુઠી શા હીસાબમા !"

"એ તો ખરૂ ! તીલસ્મી ખજર ધરાવનારને દુનિયામા કોઈનો ભય નથી !" વઈતાળ બોલ્યો-"મને પણ એક ખજર આપે રાખવા આપ્યુ છે, પણ તે હમેશ માટે મારી પાસે રાખવાનો હુકમ કરશો ત્યારે મને કેટલી ખુશાલી ઉપજશે !"

"ભલે !" કમલીની હસીને બોલી-"એ ખજર તમને હમેશ માટે આપુ છુ, પણ કીસનરારાય માટે તમે એવી ભલામણ કરશો નહી !" આ સાભળી વઈતાળ ખુશ થયો બાદ કમલીનીએ નાનુના હાથમાથી ઉગી પથ્થરવાળી વીટી ઉતારી લીધી, અને તેની થેલીમાથી એ વીટીના ઝેરની અસર મટાડનારી દવાની શીશી પણ શોધીને કહાડી લીધા પછી તેણે કહ્યુ-"એને મારા અદ્ભૂત મહેલે લઈ જઈ અજબને સોપી આવી મને મળજો ! હુ ફરી માલતીને ઘેર જાઉં છુ ! જુઓ, તમારા કાગળો એની થેલીમા છે તે કહાડી અત્રેજ બાળી નાખી તમારી હમેશની ચિતાનો અત આણો !' આટલુ કહી તે પોતાના અશ્વપર સ્વાર થઈ રવાના થઈ વઈતાળ પણ નાનુની થેલીમાથી પોતાના કાગળો કહાડી ત્યાજ બાળી નાખી તેની ગાસડી બાધી તેનાજ અશ્વપર સ્વાર થઈ તળાવની વચ્ચેના કમલીનીના મહેલ તરફ રવાના થયો

હવે વઈતાળની ખુશાલીની સીમા રહી નહી જે કાગળોને લીધે દુનિયામા તેને છપે નામે રહેવુ પડતુ હતુ અને માલતી અને નાનુ, વગેરેના હુકમને તાબે થવુ પડતુ હતુ, તે તેણે પોતાને હાથેજ બાળી નાખ્યા હતા નિશ્ચિત થઈ તે જગલમા ચાલ્યો રાત્રીએ થોડોક વાર આરામ લઈ તેણે પોતાની મુસાફરી ચાલુ રાખી હતી જગલને આડે અવળે માગ તે જતો હતો બપોર થતા તે એક ન્હાના ટેકરા આગળ જઈ પહોચ્યો, જેની ચારે તરફ બોર, બાવળ, આમલી, વગેરેના જગલી ઝાડોની ઘટા સાગી હતી, અને એક ન્હાનો ઝરો પણ વહેતો હતો સૂર્યનો તાપ અસહ્ય હોવાથી વઈતાળે તે સ્થળે થોડો સમય વિશ્રામ લેવાનુ યોગ્ય વિચાર્યું, અને ઝરાન કીનારે જાબુના એક ઝાડ નીચે તે બેઠો, તેમજ બેહોશ નાનુની ગાસડી પણ પોતાની પાસે રાખી ઝરાના નિર્મળ પાણીથી હાથ

મ્હો વોઈ પોતાની થેલીમાથી થોડોક મેવો કહાડી નાખ્તો ફરીને સ્વસ્થ થતા તેણે નાનુની ગાસડી છોડી અને લબવખો સુધાડી તેની બેહોશી દૂર કરી શુદ્ધિમા આવતા નાનુ આસપાસ નજર કરતા વઈતાળને જોઈ સમજી ગઈ કે કમલીનીની આજ્ઞાથી તે પોતાને કોઈ સ્થળે લઈ જતો હશે આથી તે વઈતાળ પ્રત્યે બોલી–"કમલીનીની આજ્ઞાથી મને લઈ જાય છે એ જાણુ છુ, પણ કેદી છતા મારા હાથપગ કેમ ખુલ્લા છે, અને મારી બેહોશી દૂર શા માટે કરવામા આવી તે સમજાતુ નથી!"

"તારા હાથપગ બાધવાની હવે જરૂર નથી!" વઈતાળ બોલ્યો–"તારે માટે હુ બહુ સાવચેત છુ તેમજ તુ મને કઈ કરી શકે તેમ નથી કેમકે, તારી પાસે પેલી વીંટી હવે રહી નથી વળી મારી પાસે આ અદ્ભૂત ખજર છે, એટલે મારે હવે કોનો ડર છે' મારી જીદગી ધૂળ કરનાર કાગળો પણ મે બાળી નાખ્યા છે! આ રમણિક સ્થાનની સ્વચ્છ હવાનો આનદ તુ પણ જરા ભોગવે, એ માટે તારી બેહોશી મે દુર કરી '"

"તને હવે કોઇનો ડર નથી એ ખરૂ, પણ એટલુ તો ખાત્રીથી માનજે કે અમારી સાથે દુશ્મનાઈ કરવામા તુ સાર નહી કહાડે, અને રાજા કુલીનસિહ પણ તારા ગુન્હા કદી માફ નહી કરે!"

"પણ કાગળો બાળી નાખ્યા પછી ગુન્હાની સાબીતીજ શી રહી? ઉદાર દીલના મહારાજ કુલીનસિહજી મને માફ કરશેજ!"

"છતા સસારનુ ખરૂ સુખ તુ મેળવી શકીશ નહી! રાજા કુલીનસિહને જીવન અર્પણ કર્યાથી પણ તને વિશેષ લાભ થશે નહી!"

"એ ખરો આનદ– ખરૂ સુખ શુ?"

"તુ ખરો સુખી ક્યારે કહેવાય? એક ઠાકોરની માફક તુ ઠાઠમાઠથી એશઆરામ ભોગવી શકે એટલી દોલત પાસે હોય અને કાશીમા રહેતી તારી વહાલી પત્નિ–કીસનની માતા તારી જીદગી સુખી કરવાને તારી પાસે હોય ત્યારેજ તુ સુખી થાય!"

"પણ એ મારી પત્નિ હતી તે તે કેમ જાણ્યુ?"

"અરે! મારાથી શી વાત અજાણી છે? તે કાશીપુરી છોડયા પછી જે જે ભેદો કીસનરાયના જાણવામા આવ્યા, અને જેને લીધે રક્ત ગ્રથ કયે ઠેકાણે રાખ્યુ છે તે પણ તેના જાણવામા આવ્યુ, એ સર્વ હકીકત તેણે તને જણાવી નથી?"

"ક્રીસનરાયે મને કંઈ કહ્યુંજ નથી ! અરે ! હુ તેનો પિતા છુ, એ પણ તે જાણતો નથી ! રક્તાગ્રંથને લગતી હકીકત જાણું છુ !"

"ત્યારે તો એ પુસ્તક હજી ક્રીસનરાયની પાસેજ હશે ?"

"તે હુ કહી શકતો નથી !"

"અને તે જાણવાની મને ઇચ્છા પણ નથી !"

"વારૂ ત્યારે મારી પત્નિ વિષે તુ કાંઈ જાણે છે ? શુ તે હજી જીવતી છે ?"

"હા ! જીવતી છે, પણ જેણે તેને કેદ કરી છે તેણે ચાર પાચ દીનમા તેના જીવનનો અંત આણવાનો ઠરાવ કીધો છે ?"

"એ કોને ત્યા કેદ છે ?"

"તે કહેવાની મને શું ગરજ ? તુ દુશ્મન બની મને કેદ કરી લઈ જાય છે ત્યારે તારી સાથે મારે ભલાઈ શા માટે કરવી ?"

"પણ એના બદલામા હુ તારી સાથે ભલાઈ કરીશ !"

"તુ ચાહે તો મારી સાથે ભલાઈ કરી શકે છે, અને હુ પણ તારી સાથે ભલાઈ કરૂ તેમ છુ ! વળી તારાપર તો મારો હક છે !"

"હક કેવો વળી ?"

"કેમ ! કાશીપુરીમા તારા ઘરની અગાશીમા ચાદની રાતે લીધેલી પ્રતિજ્ઞા યાદ છે ? રત્નપુર જતી વખતે લીધેલ સોગંદ—"

"બસ ! હુ સમજ્યો ! એ બધા કારસ્તાન તમારાજ ! ક્રીસનની માતાને ગૂમ કરી તેનુ સ્વરૂપ ધારણ કરી તુજ મારા ઘરમા રહી હતી—તારી સગેજ મે મઝાહ માણી હતી !"

"અને પરિણામમા **રક્તગ્રંથ** તમે મનેજ આપ્યુ હતુ !"

"બરોબર ! ત્યારે તો એક બેવફા વેશ્યાને પોતાના આશકપર જેટલો હક હોય તેટલો તારો પણ મારાપર હક ખરો !"

"ભલે એટલોજ ! વેશ્યા તો હુ છુજ ! મારી ચાલાકી જોઈ મને કામની ધારીનેજ માલતીએ પોતાની સખી તરીકે રાખી ! એમને પ્રતાપે મને સુખ મળવામા કંઈ ઓછ રહી નથી !"

"ત્યારે તો મારી પત્નિ મને પાછી મેળવી આપ !"

"મેળવી આપુ, પણ બદલામા શું આપીશ ?"

"આ તીલસ્મી ખંજર સિવાય જે માગીશ તે !"

"ખંજર મને નથી જોઈતુ ! રાજા કુલીનસિંહનો સાથ છોડી દઈ તુ અમારો મદદગાર થા, એટલુંજ હુ માગુ છુ ! પછી તુ અગણિત દોલત પ્રાપ્ત કરી સંસારમા સુખી જીદગી ગુજારીશ !"

"એ બનવુ મુશ્કેલ છે ! એમ કરવાથી મારી બદનામી થવા સાથે મહા દુર્દશામા મારા જીવનનો અંત આવશે !"

"કોઈ તારૂ નામ લે તેમ નથી ! ખરા સ્વરૂપમા નથી, અને કમલીની સાથે તારે નવીન પીછાન છે, એટલે તારૂ અસલ રૂપ તે જાણતી નથી ! ખરૂ સ્વરૂપ ધારણ કરી બેધડક દુનિયામા ફરી શકીશ ! કમલીની તને શું કરી શકશે ?"

"કમલીની મારા તમામ ભેદ જાણે છે ! એની સંગે દગો રમવો, એ પોતાની જીદગી સગે વેર બાધવા બરોબર છે કેમકે, તે સાધારણ અબળા નથી ! વળી અમો પ્રત્યે તેણે બતાવેલી ભલાઈનો ખ્યાલ કરતા તેની સંગે કપટ રમવાથી મારો પુત્ર કીસનરાય પણ મારાપર નાખુશ થયા વગર રહેશે નહી !"

"કીસનરાય પોતાની માતાની ખબર સાભળી ખુશ થશે ! કમલીનીનો ડર રાખો છો, એ તમારી ભુલ છે ! અરે ! એકાદ માસમા કમલીની આ દુનિયામા હરોજ નહી, અને તમે મદદ કરશો તો સાત આઠ દીનમાજ કમલીનીનુ કાસળ કહાડી નાખીશુ ! પછી તમને કોનો ડર રહેશે ? તમારા તીલસ્મી ખંજર સામે ટક્કર લેનાર દુનિયામા પછી કોણ રહેશે ? ખાત્રીથી માનજો કે કમલીનીનો અંત કાળ હવે સમીપજ છે, અને તમે એની સાથે રહી રખડી મરશો, માટે મારૂ કહ્યું માની અમારી સાથે રહો ! જુવો, તમારી મદદથી ટુંક મુદતમા કમલીની સાથે રાજા કુલીનસિંહ અને તેના બંને કુમારોને પણ આપણે આ દુનિયામાથી સદાના દૂર કરીશુ ! તમારી સુંદર પત્નિ તમને મળવા આવે, અગણિત દોલતના તમે માલેક બનશો, અને હુ પણ તમારી માશુક થઈ રહીશ ! મારા અંત કરણમા તમારી મોહક મૂર્ત્તિએજ ઘર કર્યું છે ! મહારાણી માયાવતી કેવી અદ્‌ભૂત શક્તિવાળા છે, તે જાણો છો ? તેમને સમજાવી તમને એકાદ રાજ્ય અપાવી દઈશ !"

"માયાવતીને હુ સારીપેઠે ઓળખુ છું, અને તેના ગુપ્ત ભેદો વિષે પણ કમલીનીએ મને થોડીક હકીકત જણાવી હતી !"

"અરે ! માયાવતીની શક્તિનુ વર્ણન શુ કરૂ ? જોત જોતામા હજારો માણસોના પ્રાણ લેવાની તેનામા શક્તિ છે। તેના સહજ ઈસારાથી તમારી આ દશા થઈ, તમારી પત્નિ ગૂમાવી અને સંસારમા તમે મુખ બતાવવાને લાયક ન રહ્યા।"

"પણ તે એટલી બધી શક્તિવાળી છે તો રાજા કુલીનસિંહ, વગેરેને મારી નાખવામા તેને શેની મુશ્કેલી હોય?"

"તેને મુશ્કેલી છે, એમ કોણ કહે છે? અરે! અત્યારેજ રાજા કુલીનસિંહ, તેના બને કુમાર, કીશોરી, કામીની અને ચતુર, વગેરે તેના અઈયારોને તેણે કેદ કીધા છે અને ઈચ્છામા આવે ત્યારે તેમને મારી નાખી શકે તેમ છ, તેમજ તમને તો તે એક મકોડ સમાન માને છે। એમના અઈયારો કદાચ થાપ ખાઇ જાય, અને તે કારણેજ **રક્તગ્રંથ** અમારા હાથમા આવ્યા પછી જતુ રહ્યુ, પણ આજકાલમા ફરી તે પુસ્તક માયાવતીને હાથ આવશેજ ! તમે અમારી વાત કબુલ નહી કરો તો સર્વની પહેલા તમારૂજ મોત આવશે। તમારે હાથે થોડુક કામ લેવુ છે, તેથી અત્યારસુધી જીવતા રહ્યા છો! તમે સહજ મદદ કરશો તેના બદલામા શુ મેળવશો તેનો પણ જરા ખ્યાલ કરો! કમલીનીએ મને અને માલતીબાને કેદ કીધા, તેમા મ્હોટુ કામ બજાવ્યુ, એમ માનશો નહી! એથી માયાવતીને કઈ નુકસાન નથી, અને અમે પણ ઘણા દિવસ કેદમા રહીશુ નહી, માટે જ કહુ છે તે ઉપર પુખ્ત વિચાર કરી કમલીનીને છોડો, નહિતો પસ્તાશો, અને તમારી પત્નિ પણ વલખા મારીને મરી જશે। મારા કહેવા ઉપર તમને વિશ્વાસ ન આવતો હોય તો હુ ખાત્રી કરી આપીશ!" આટલુ કહી તે વઈતાળનો હાથ દબાવતા સહજ નીચુ જોઈ બોલી–"પ્યારા! તમને ચાહુ છુ તેથીજ આટલુ કહુ છુ। માયાવતીને તમારી કઈ દરકાર નથી। તમો સજ રહી સંસારમા સુખ ભોગવવાની મને પણ અભિલાષા છે।" વઈતાળ વિચારમા મુઝાયો થોડી વાર ચૂપ રહ્યા બાદ એક નિશ્વાસ નાખી તે બોલ્યા–"ઠીક! તમે કહો છો તેમ કરીશ। વહાલી પત્નિ સાથે તમારા પ્રેમનુ પણ હુ પોષણ કરીશ!" નાનુ તેને ભેટી પડી, અને બને પ્રેમી હાસ્યવિનોદ કરતા થોડીવાર ત્યા બેઠા બાદ ખુશ થતા તે ટેકરાપર ચ્હડવા લાગ્યા

# પ્રકરણ ૧૫ મું.

## બે બહેનો.

સંધ્યાકાળનો સમય હતો સૂર્ય અસ્ત થઈ ગયો હતો છતા પશ્ચિમ આકાશમા લાલિમા પ્રકાશી રહી હતી મ દ પવનની લહેરીઓ મનને શાતી આપતી હતી આ સમયે ખુલ્લા વિશાળ મેદાનમા આપણી નજર ફેરવીશું ચારે તરફ દૃષ્ટિ નાખતા વેરાન જમીન દેખાતી હતી કયાય મ્હોટું ઝાડ નજરે પડતુ નહોતુ, ફક્ત પૂર્વ દિશામા બહુ છેટે ક ઈ ધાબુ જણાતુ હતુ, તે ઉપરથી ત્યા ન્હાનો ટેકરો હોય એમ અટકળી શકાતુ હતુ આ મેદાનમા ત્રણ ઘોડેસ્વાર યુવતીઓ દૂર જણાતા ટેકરા તરફ ધીમેધીમે ચાલી જતી હતી તેમના ચ્હેરા બુરખાથી ઢાકી દીધા હતા, તોપણ તેમના હાથ પગની નાજુકતા અને શરિરનો સુદર ઘાટ જોતા તેઓ સ્વરૂપવાન સુદરીઓ હશે, એમ સમજી શકાતુ હતુ આ સ્ત્રીઓની ઓળખાણ વાચનાર અમે આ સ્થળેજ આપીશું ! કાળા ઘોડા પર મહારાણી માયાવતી સ્વાર હતી પ ચકલ્યાણ ઘોડાપર તેની ન્હાની બહેન લીલાવતી હતી અને બદામી ઘોડાપર તેમની સખી રતન બેઠી હતી તેઓ વાતચીત કરતી ધીમેધીમે જતી હતી થોડેક ગયા બાદ તેમણે પોતાના મુખપરના બુરખા ઉચા કરી દીધા, અને માયાવતી બોલી-" પેલો ચક્રમ બાગમા કયાથી આવ્યો હશે ? આપણે જઇએ છીએ, એ માર્ગે એ આવ્યોજ નહોતો !"

"તલેસમ બાધનારાઓએ ત્યા જવાના બીજા પણ રસ્તા બાધ્યા હશે, તેમાથી એકાદ તે જાણતો હશે !" લીલાવતી બોલી

"પણ એ બીજા રસ્તાની પારકાને ખબર હોય, એ આપણે માટે ગ ભીર બાબત છે !" રતને જણાવ્યુ

"ખરેખર ! અજાયબીભરેલુ છે કે તલેસમની મહારાણી છતા જે રસ્તાઓની મને ખબર નથી તે બીજાની જાણમા કેવી રીતે આવ્યા હશે ?" માયાવતી વિચારમા પડી, એટલે લીલાવતી ગ ભીર અવાજે બોલી-" બહેન, તલેસમની કેટલીક બાબતો એવી છે કે તમે જાણો છો છતા નિયમાનુસાર મને પણ તે જણાવી શકો નહી ! આપના પતિ એ રસ્તાઓને લગતા ઘણા ભેદ જાણતા

હતા ! અરેરે ! તે દેવલોક પામ્યાને આજ પાચ વર્ષ થઈ ગયા ! આજે એ જીવતા હોત તો–તેનુ બોલવુ પુરૂ થાય તે પહેલા માયાવતી ગભરાઈને વચમા બોલી ઉઠી–"રસ્તાના ભેદ એ જાણતા હતા તે તે કયાથી જાણ્યુ ?"

"એક દીન વાત કરતા એમણે કહ્યુ હતુ કે ત્રીજા બાગના બાગમાં જવાના પાચ રસ્તા છે !" લીલાવતીએ જણાવ્યુ "અને એ રસ્તા દેખાડવાનુ એમણે કહ્યુ હતુ પણ તમારી બ્હીકે હું ન ગઈ !"

"પણ આજ દીન સુધી એ વાત તે મારાથી કેમ છાની રાખી ?" માયાવતીએ પૂછ્યુ

"આપ જાણતા હશો, એમ ધારી હુ બોલી નહી !" લીલાવતીએ જવાબ આપ્યા માયાવતી કંઈ વિચારમા ચુપ થઈ ગઈ તેનો ચ્હેરો જોતા જાણે તે ગભરાટ અને મુઝવણમા પડી હોય, એમ લાગતુ હતુ લીલાવતી તે જોઈ શકી તેના મનમા ખટકો પેદા થયો, અને તે માયાવતી તરફ શકભરી નજરે જોવા લાગી કેટલેક સુધી ચુપચુપ મુસાફરી કર્યા બાદ માયાવતી લીલાવતી તરફ આડી નજરે જોતા બોલી–"ત્યારે એ રસ્તાના ભેદ એ જાણતા હતા ?"

"હા !" લીલાવતીએ જણાવ્યુ અને પાછળ આવતી રતન તરફ નજર કરી તો તેનુ મુખ પણ ઉતરી ગયુ હતુ લીલાવતીને પોતાની તરફ બારિકીથી જોતી જોઈ માયાવતી અને રતન ચતી જઈ પોતાની ઉદાસી છૂપાવી આડીઅવળી વાતો કરવા લાગી

"હવે આપણે ટેકરાની પાસે પહોચ્યા છીએ ! બાવાજી મળી જાય તો ઠીક !" રતન બોલી, એટલે માયાવતીએ કહ્યુ–"મળનેજ ! બાવાજી હાલ કયાય જતા નથી ! એમને મળવા ત્યા જવાનુ મને ઠીક લાગતુ નથી !"

"કેમ વળી ?" લીલાવતીએ અજાયબ થઈને પૂછ્યુ–"એમને મળવાનો તમને તો બહુ ઉત્સાહ હતો !"

"ખરૂ, પણ વિચાર કરતા મને લાગે છે કે બાવાજી બધી વાતોના કંઈ જવાબ આપી શકશે નહી !" માયાવતીએ જણાવ્યુ

"આટલો પથ કાપીને આવ્યા પછી અહીંથીજ પાછા ફરીશુ ?" લીલાવતીએ પૂછ્યુ, એટલે માયાવતીએ દઢ અવાજે

જણાવ્યું–"હા ! હવે ત્યાં સુધી જવાની જરૂર નથી !" તેણે પોતાના ઘોડાને પાછો ફેરાવ્યો આથી લીલાવતી અને રતને પણ પોતાના અશ્વ વાળ્યા લીલાવતીના મનમાં ઉપજેલી ગ-ન મજબૂત થઈ ત્રીજા ભાગના બાગ વિષેની પોતે જણાવેલી હકીકતની માયાવતી ઉપર જબરી અસર થઈ છે, એવી તેની ખાત્રી થઈ, પણ તેમ થવાનું કારણ તે અટકળી શકી નહી

માયાવતીએ પોતાનો અશ્વ વાળ્યો એટલામાં હાથમાં તીર કમાન સહ સામે આવતા ચતુર ઉપર તેની નજર પડી તે તેને ઓળખતી હતી, એટલે અ વારૂ થઈ ગયા હતા પણ તેની ચપળ આંખે તેને બરોબર દીઠો તરતજ મ્યાનમાંથી તલવાર ખેંચતા તેણે ચતુર તરફ પોતાના અશ્વને છોડી મુકયો, જે જોઈ તે મ્હોટેથી બૂમ પાડી બોલ્યો–"ખબરદાર ! પાસે આવતા પહેલાં એકજ તીરમાં પ્રાણ ખોઈ બેસશો !" આથી માયાવતી અટકી ગઈ પણ રતનથી રહેવાયું નહી, અને તે તલવાર ખેંચી તેની તરફ ધસતાં બોલી–" હું તારા તીરથી ડરીશ નહી !"

"ત્યારે તારી જીંદગી તને વહાલી નથી !" ચતુરે કહ્યું–"યાદ રાખજે, આ હાથમાંથી છૂટેલું તીર ખાલી નહી જાય !"

"તારા એક તીરથી તું અમ ત્રણેને ડરાવવા માગે છે કેમ ?" રતન બોલી–"આ સમયે મારી પાસે તીર કમાન નથી, નહીતો તને પણ દેખાડત કે તીર કેમ છોડાય છે ?"

"એક અબળા છતાં પોતાને તું કેવીક બળવાન સમજે છે !" ચતુર હસીને બોલ્યો–"એક સ્ત્રીપર હું તીર નહીં છોડું !" આમ કહેતાં તેણે કમાન ખભે લટકાવી લીધી, અને પોતાની થેલીમાંથી લોખંડનો એક ન્હાનો ગોળો કહાડી રતનને બતાવતાં તે બોલ્યો–"તમારે માટે આ ગોળોજ પૂરતો છે ! હું ફરીથી કહું છું કે મારાપર તલવારનો ઘા કીધાથી પરિણામ સારૂં નહી આવે !"

"પણ આ કોણ છે તે જાણતો નથી ?" માયાવતી તરફ હાથ કરી બતાવતાં રતન બોલી

"તમો ત્રણેને સારીપેઠે ઓળખું છું, અને સાથે જાણું છું કે સુડતાલીસ નંબરની ઓરડીને પવિત્ર કરીને માયાવતી બેફિકર બની છે, જે વાતને પાંચ વર્ષ થયાં છે !" ચતુર ભાર દઈને બોલ્યો, અને તેણે માયાવતી તરફ ભેદભરી નજર નાખી તેનો

મ્હેરો ફીકકો પડી ગયો હતો, શરમથી તે નીચું જોઈ ગઈ હતી, પણ તેની આ સ્થિતિ ક્ષણવારજ રહી! ચતુરના વચનો સાભળી લીલાવતીએ અનચથી સહ તેની તરફ જોયુ, એટલે સ્વસ્થ થઈ તેણે રતન તરફ જોયુ તરતજ રતને પોતાના અશ્વને ચતુરની છેક પાસે લઈ જઈ તેનાપર તલવારનો ઘા કીધો, જે તેણે સ્ફુરતીથી ખસી જઇને ચુકવી નાખ્યો, અને પોતાના હાથમાનો લોખડનો ગોળો તેના અશ્વના કપાળમા એવા જોરથી માર્યો કે તે ઉભો રહી શકયો નહી, ગરદન હલાવી જમીનપર ઢળી પડયો ઘોડાના કપાળમા વાગીને દુર પડેલ ગોળો ચતુરે કુદીને ઉપાડી લીધો પોતાના ઘોડાને પડતા ચાલાક રતન કુદીને દુર જઈ ઉભી રહી, એટલે હાથમાનો ગોળો તેને બતાવતા ચતુર બોલ્યો-"આ ગોળાનો પ્રભાવ જોયો! હવે ઘા કરવાને આવીશ તો એ તારા ધુટણપર લાગશે અને જોતજોતામા લ ગડી બનાવી દઈશ! તમારા પ્રાણ લેવાની અત્યારે મારી ઈચ્છા નથી, પણ જે કામ માટે આવ્યો છુ તે પૂર્ણ કર્યા વગર પાછો ફરીશ નહી!"

"ઠીક ત્યારે બોલ તારે અમારૂ શુ કામ છે?" માયાવતીએ પૂછ્યુ

"ફક્ત તમારા ન્હાના બ્હેન લીલાવતીને એક વાત કહેવી છે! મારે બીજુ કઈ કામ નથી!" ચતુરે જણાવ્યુ

"બોલો, શુ કહેવુ છે?" લીલાવતીએ પૂછ્યુ

"આ બને ન સાભળે તેમ દુર આવો તો કહુ!" ચતુરે જવાબ આપ્યો-"બ્હીશો નહી! હુ દગાખોર નથી! ચાહુ તો અત્યારે તમો ત્રણેને રામશરણ પહોચાડી શકુ તેમ છુ! હુ તો ફક્ત તમને એક વાત કહેવાને આવ્યો છુ, જે સાભળવાનો તમ સિવાય બીજા કોઈને હક નથી!" આ સાભળી લીલાવતી ત્યાથી જરા દુર જઈ ઉભી, એટલે ચતુર તેની પાસે જઈ પોતાની થેલી-માથી એક કાગળ કહાડી તેને આપતા બોલ્યો-"આ જલદી વાચી લ્યો! માયાવતીને એની ખબર ન પડે!" લીલાવતીએ ચદ્રના પ્રકાશમા તે કાગળ ઉતાવળે વાચી લીધો, અને પછી ફાડીને ઝીણા તુકડા કરી ફેકી દીધા ચતુરે જવાબ આપવાથી તે ધીમેથી બોલી-"ફક્ત એટલુ જ કહેજો કે, બહુ સારૂ!" તરતજ ચતુર તેમને ત્યાજ છોડી ઉત્તર દિશા તરફ ચાલ્યો. પોતાની

પાછળ કોઈ આવતુ નથી તેની ખાત્રી માટે તે વારવાર પાછુ ફરી જોતો હતો ચતુરના જવા બાદ લીલાવતી માયાવતી પાસે ગઈ, એટલે તેણે ચીઠ્ઠીમા શુ લખ્યુ હતુ તે વિષે તેને પૂછ્યુ, જેના જવાબમા તેણે ખરી વાત છૂપાવી કંઈ વિચિત્ર વાત કહી માયા-વતીના મનનુ સમાધાન કર્યું, અને તેઓ માર્ગે પડી

વાચનાર! આ બનાવને બીજે દીને મધરાતે માયાવતીના તીલસ્મી બાગમાના મહેલમા જઈ આપણે ત્યાનો રગ નીહા-ળીએ પહેરેગીરો સિવાય સર્વ નિદ્રાધીન થયા હતા, પણ ફક્ત બે યુવતીઓની આખમા નિદ્રાનુ નિશાન નહોતુ! એક તરફ લીલાવતી પોતાના શયનગૃહમા વિચારમા નિમગ્ન થઈ બીછાનાપર આળોટતી હતી, અને બાગની બહાર જઈ કોઈને મળવાનો લાગ શોધતી હોય તેમ થોડી થોડી વારે ઉઠીને ઓરડાની બહાર જઈ આસપાસ કોઈ જાગતુ તો નથી તે જોઈ આવતી હતી બીજી માયાવતી પણ નિદ્રા આવતી નહોતી તેથી ઓરડામા આમથી તેમ આટા મારતી હતી અનેક તરેહના વિચારોમા તેનુ મસ્તક ઘુમતુ હતુ, અને પોતાના અતકરણની વેદના દબાવી ન શકયાથી તેના હોઠના હાલવાથી અતરનો દરવાજો ઉઘડી જતો હતો, અને હૃદયમા પૂરાઈ રહેલા અનેક ભેદ શબ્દરૂપ થઈ ધીમે ધીમે બહાર નહાસી જતા હતા

સર્વત્ર સૂનકાર છવાઈ રહેતાં લીલાવતી પોતાની શય્યાપરથી ઉઠી, અને કાળા ઝભ્ભામા પોતાનુ તમામ શરીર છૂપાવી અઈ-યારીની થેલી કમ્મરે લટકાવી દબાતે પગલે ઓરડાની બહાર નીકળી આમતેમ ફરવા લાગી. માયાવતીના શયનગૃહ પાસે જઈ તે સંતાઈને બહારથી જોવા લાગી તો તેને ઓરડામા ફરતી જોઈ, એટલામા તેના મુખમાથી નીકળતા કેટલાક શબ્દો તેને કાને પડયા

"એ રસ્તાઓ વિષે એને ખબર છે!" માયાવતી બોલતી સંભળાઈ—"પેલો ભેદ લીલાવતી જાણતી નથી ઓહ! રતનના પ્રેમ..." આટલુ સાભળતા લીલાવતી ગભરાઈ પોતાના ઓરડામા પાછી ફરવાનો વિચાર કરવા લાગી, પણ માયાવતીના મુખમાથી વધુ શબ્દો નીકળે તે સાભળવાની ઈચ્છાએ તેને ત્યાથી ખસવા દીધી નહી! માયાવતી કઈક વધુ બેચેન બનેલી જણાઈ, અને

પોતાની શય્યાપર પડી થોડીવાર બહાર ઉભી રહેતા માયાવતીના સ્વાસના સંભળાતા અવાજ ઉપરથી તે સુઈ ગઈ, એમ ધારી લીલાવતી ત્યાથી જઈ બાગમા ફરવા લાગી કોઈ પહેરેગીર પોતાને ન જુવે તે માટે ઝાડોની ઓથે સંતાતી તે બાગના છેક પાછલા ખુણામા ગઈ ત્યા એક ન્હાનો પણ મજબૂત મીનારો હતો, જેમા જવાનો લોખંડનો ન્હાનો દરવાજો ધીરેથી ઉઘાડીને અંદર દાખલ થઈ તેણે પાછો બંધ કરી દીધા અંધકાર હોવાથી થેલીમાથી દીવટ કહાડીને સળગાવી તે ઓરડીમા ચારે તરફ જોવા લાગી આ ઓરડી વર્ષો થયા બંધ હોવાથી તેમા કરોળીયાના જાળા બાઝી ગયા હતા ઓરડીમા ચારે તરફ પથ્થરની ચોરસ લાદીઓનુ બાંધકામ હતુ, અને ઉપરની છતમા ત્રણ છીદ્ર હતા, જેમાથી આકાશમા પ્રકાશી રહેલા તારાઓ દેખાતા હતા લીલાવતી હાથમાની દીવટ એક બાજુએ મુકી જમીનપર બેઠી થોડી વાર તે વિચાર કરતી ત્યા બેઠી તે પછી એક ખુણાની જમીનમાની એક ચોરસ લીલા સહજ ખટકા સાથે દરવાજાની માફક ઉંચે ઉઘડી જઈ કમલીની બહાર આવી તેને જોતાજ લીલાવતી ઉઠીને હેતથી ભેટી પડી બંનેની આખોમાથી આસુ ટપકવા લાગ્યા સ્નેહની ઉર્મિ શાંત પડતા છુટી પડી તેઓ બેસીને વાતચીત કરવા લાગી

"વહાલા બહેન!" લીલાવતી આનંદસહ બોલી—"મારા આનંદનો પાર નથી! અરે! આપને મારાપરથી હેત જતુ રહ્યુ, એથી મને બેહદ દીલગીરી લાગી હતી, પણ ચતુરસિંહે આપેલી આપની ચીઠ્ઠીએ મારા હૈયામા આશા સજીવન કરી!"

"બહેન, દુખી થવાનુ કારણ નહોતુ!" કમલીની સ્નેહભરે અવાજે બોલી—"હુ તને ભૂલીજ નહોતી! આજે તુ મને અહીં મળીશ, એવી મને આશાજ નહોતી કેમકે, તુ મારા જીવનના ગ્રાહક બની બેઠેલ મ્હોટા બ્હેન માયાવતીના તાબામા છે!"

"મ્હોટા બ્હેન ગમે તેમ હોય, પણ કંઈ મારા હૃદયમાથી આપના તરફનુ માન ઓછુ થયુ છે? આપની ચીઠ્ઠી મળ્યાબાદ હુ નીરાતે બેઠી નથી પરિણામ કેવુ ભયંકર આવશે તેનો ખ્યાલ કીધા વગર બેધડક અહીં આવી છુ! બહેન, આપ મહેલ છોડી ગયા તે વખતે મને તો કહેવુ હતુ!"

"તો શું હું માગી સગે આવી હોત ?"

"હા! અરે! અત્રે હું કેટલી દુઃખી છું તે મારૂં મન સમજે છે! એવા ભયંકર કામો મારી પાસે કરાવવામાં આવે છે કે તે યાદ કરતાં કંપારી છૂટે છે! શું કરવું ? લાચારીથી બનું કરવું પડે છે! હું સમજું છું કે માયાવતીને ગુસ્સે કરીને દુનિયામાં જીવતી રહી શકું તેમ નથી!"

"કારણ કે તલેસમના ભેદથી તું અજાણ છે! ભોળી બહેન, પણ અજબકુંવરીના રૂપમાં તો તે ચાલાકી ખૂબ ચલાવી હો!"

"એ તમે ક્યાંથી જાણ્યું ?"

"અરે! મને તમારી દરેક હીલચાલની ખબર પડે છે! કીસનરાય હાલ મારો મદદગાર બની મારૂંજ કામ કરે છે!"

"અરેરે! એ તમારો સાથી છે તો કોઈક દિવસ મારી સામે આવી ઉભો રહેશે ત્યારે મારાથી ઉંચું નહી જોવાય! ખરે ખર! એ બીચારા સાથે કપટ રમવામાં મે ઓછ રાખી નથી!"

"બહેન, એમાં તારી ભૂલ નથી! એ વાત હાલ રહેવા દઈ જે ધારણાથી હું અત્રે આવી છું તેની વાત કરીએ! આ તલેસમની મુદત હવે પૂર્ણ થવા આવી છે, અને માયાવતી ટુંક સમયમાં પોતાના પાપના ફળ ભોગવશે, માટે તારી શી ઈચ્છા છે ?" જવાબમાં લીલાવતી હાથ જોડીને બોલી-"હવે મને આપની સગે રાખો કે માયાવતીનું મુખ જોવું ન પડે! તલેસમના ભેદ હવે થોડા દીનમાજ ખુલ્લા થશે, એમ હું સમજું છું કેમકે કેટલીક મુદતથી અહીં એવા અદ્ભૂત બનાવો જોવા તથા સાભળવામાં આવ્યા છે કે માયાવતીની મતી પણ મુંઝાઈ ગઈ છે, તલેસમ તોડનાર ઇંદ્રજીત અને આનંદસિંહ માયાવતીના કેદી છે અને આવતી કાલે તેમને કતલ કરવામાં આવનાર છે, એજ ચિંતા છે!"

"પ્રભાત થતાં પહેલાજ બંને કુમારોને હું છોડવી જઈશ!"

"બસ! પછી ધાસ્તિ નથી!" લીલાવતી ઉત્સાહસહ બોલી- "બહેન, તેઓ કેવા ભલા અને સુંદર છે! કુમાર આનંદસિંહને દીઠા-" આટલું બોલી ચુપ થઈ લજ્જાથી તે નીચું જોઈ ગઈ કમલીની તેનો મનોભાવ સમજી ગઈ, પણ કંઈ સમજી ન હોય તેમ બોલી-"પણ કુમારોને છોડવવામાં તારી મદદ જોઈશે!"

"આપની આજ્ઞા માનવાને હું તૈયાર છું"

"કુમારોના કેદખાનાની કુંચી મને આણી આપ! માયાવતી તે નિરંતર પોતાની કમ્મરેજ રાખે છે, પણ તે સહજમાં લઈ શકાય એવી યુક્તિ બતાવું છું !" આમ કહી કમ્મરેથી તીલસ્મી ખંજર કહાડીને તેને બતાવતાં તે બોલી-" આ તલેસમની ભેટ છે! એનો હાથો સહજ દબાવ્યાથી એમાંથી ચમકાટ નીકળે છે, જેની સામે કોઈની આંખો ઉઘાડી રહી શકતી નથી! એ ઉપરાંત એમાં બે અજબ ગુણ છે! જેના શરિરને એ લગાડવામાં આવે છે તે તરત બેહોશ થઈ પડે છે, અને બીજું ગમે તે વસ્તુ એનાથી કાપી શકાય છે! તને બતાવું?" આમ કહેતાં તેણે ખંજરનો હાથો દબાવ્યો તેમાંથી નીકળેલો ચમકાટ જોઈ ન શકવાથી લીલાવતીએ પોતાની આંખો ઢાંકી દીધી કમલીનીએ તરત ચમક બંધ કરી, એટલે તે આંખો ઉઘાડી બોલી-" લાવો, હું એનો હાથો દબાવું! પણ મારા હાથમાં કેમ ધરી શકીશ? એનો સ્પર્શ થતાં તો બેહોશ થઈ જઈશ! ત્યારે બહેન, આપના પર એની અસર કેમ થતી નથી?"

આપણે જાણી ગયા તેમ કમલીની પાસે બે ખંજર અને બે વીંટી હતી એમાંથી એક વીંટી તેણે લીલાવતીને આંગળીમાં પહેરાવી તેનો ગુણ સમજાવ્યો, એટલે તે બોલી-" બહેન, આવી અદ્‌ભૂત વસ્તુ આપની પાસે છે તો માયાવતી પાસેથી કેદખાનાની કુંચી આપ પોતે લઈ શકો તેમ છે!"

"હું લઈ શકું છું, પણ માયાવતીના શયનગૃહ સુધી પહોચતાં રસ્તામાં મને કોઈ જોઈ શોર ગચાવે તો વ્યર્થ પંચાત થઈ પડે! મને કોઈની ધાસ્તિ નથી! આ ખંજરની મદદથી સેંકડો માણસોને મારી હું તેમની વચમાંથી છટકી જઈ શકું તેમ છે, પણ એવો પ્રસંગ ન આવે ને આપણું કામ થાય ત્યાં સુધી ઠીક, એમ ઈચ્છું છું! હવે અત્રે ખોટી ન થતાં તું ખંજર લઈને જા! તારી રાહ જોતી હું અહીં બેઠી છું!" તરતજ લીલાવતી રવાના થઈ, અને અરધા કલાકમાં પાછી ફરી કદખાનાની કુંચી કમલીની આગળ મુકતાં બોલી-" બહેન! કુંચી આણવામાં જરા મુશ્કેલી નડી નહી! રસ્તામાં પણ કોઈએ મને દીઠી નથી અને માયાવતી પણ ભર નિંદ્રામાં હતી કુંચી લેતાં તે જાગી ન ઉઠે તે માટે ખંજર તેના શરિરને લગાડયું કે તે સહેજ કંપી, અને તેની આંખો ઉઘડી નહી!

તે બેહોશ થતાજ બેધડક કુચી કહાડી લઈ હુ આવતી રહી! હવે અહીં ખોટી શા માટે થઈએ? પણ બહેન, કેદખાનામા જવાને આ બાગને રસ્તેજ આપણે જવુ પડશે!–"

"શા માટે? ત્યા જવાનો બીજો માર્ગ હુ જાણુ છુ!"

"માયાવતીબાના પતિ અત્રેના ઘણા રસ્તા અને ભોયરાથી જાણીતા હતા, એમણે તમને બતાવ્યા હશે!"

"નહી! બીજા કારણેજ અત્રેના ભેદ મારી જાણમા આવ્યા, જે સાભળીને તુ આનદ પામીશ! માયાવતી કઈ અત્રેના બધા ભેદ જાણતી નથી! ખરેખર! આપણા ભલા બનેવીને આપણાથી જુદા પાડયા નહોત તો અત્રેની ઘણી અજાયબી આપણા જોવામા આવી હોત! શુ તુ એમ માને છે કે રાણા જોરાવરસિહજી ઈશ્વરી મોતથી દેવલોક પામ્યા?"

"ના! મારી ખાત્રી છે કે એમને ઝેરજ આપવામા આવ્યુ હતું! મરણ બાદ એમના શરિરનો રગ તદન કાળો થઈ ચ્હેરો પણ ઓળખી ન શકાય એવો વિચિત્ર બની ગયો હતો, એ નજરે જોયુ હતુ! અરેરે! આપણાપર તેમનુ કેટલુ બધુ હેત હતુ!"

"એમનું હેત કયા સંભારીએ બહેન!" કમલીની બોલી, અને જરા ચુપ રહી વાત ફેરવીને બોલી–"આજે તને ચોથા ભાગના બાગમા તેડી જઈ એક તમાશો દેખાડીશ!"

"આપ શુ ત્યા જઈ શકો છો?"

"હા! હવે તો અત્રેના ઘણા ખરા ભેદ હુ જાણી ગઈ છુ, એટલે ગમે ત્યા જઈ શકુ છુ!"

"ત્યારે તો મને જરૂર તેડી જશો! રાણાજી વારવાર કહેતા હતા કે, ચોથા ભાગના બાગમા જે જાય તેને ખબર પડે કે દુનિયા શું છે, અને ઇશ્વરની સૃષ્ટિમા કેવી વિચિત્રતા નજરે પડી શકે છે!"

"હવે ચાલો, પહેલા કેદીઓને છોડવીએ!" આમ કહી કમલીની ઉઠી, અને હાથમા દીવટ લઈ જે સુરગમાથી સીલા ઉઘાડીને તે ત્યા આવી હતી તેની પાસે ગઈ તેમા ઉતરવાની પગથીઓ હતી, તે મારફત બન્ને બહેનો નીચે ઉતરી તેઓ છેલ્લી પગથીએ પહોચતાજ એક ખટકા સાથે ઉપરની સીલા બધ થઈ ગઈ

———:•:———

# પ્રકરણ ૧૬ મું.

## માયાવતીની મુઝવણ.

બેહોશ માયાવતી શુદ્ધિમા આવી ત્યારે તેના શરીરમા કળતર થતી હતી, જેનુ કારણ તે સમજી શકી નહી તેના મનમા અનેક પ્રકારના વિચારોએ ઉથલપાથલ મચાવી મુકવાથી તે બેચેન બની ગઈ, નિદ્રા આવવાને ફાફા મારવા લાગી પણ તેની સર્વ મહેનત ફોકટ ગઈ વિચારો દૂર કરવાને તે એક પુસ્તક લઈ વાચવા બેઠી, પણ બે માના વાચતાજ તેની આખ બીડાઈ ગઈ, અને તે ઉંડી ચિતામા પડી કેટલીક વાર તે આખો મીંચીને કોચપર પડી રહી, જે બાદ કોઈના પગનાનો અવાજ સાભળી તેણે દરવાજા તરફ નજર કરી તો રતન આવતી જણાઈ પાસે આવી તે બોલી–"વહાલા મહારાણી! આ સમયે તમારૂ મુખ ઉદાસ જણાય છે! તમે કઈ ગભીર ચિતામા લાગો છો! તમને નિદ્રા આવી લાગતી નથી!"

"ખરેખર! એમજ છે, પણ તારૂ મુખ—"

"હુ બહુ ગભરાઈ ગઈ છુ! પેલી વાત લોકોની જાબુમા આવ્યા વગર રહેશે નહી! તમામ પ્રજા એને ખરા અતઃકરણથી-'

"બસ! એ ચિતાએજ મારી આ દશા કરી છે!"

"આથી થોડાક દિવસ તમારાથી જુદી પડવાનુ મને ઠીક લાગે છે, અને એ કહેવા માટેજ અત્યારે હુ અહી આવી છુ!"

"અરે! તને શુ થયુ છે! બોલતા જરા સભાળ!"

"અરે ભૂલી, ભલી! ધાસ્તિ અને ગભરામણથી મારૂ તો આજે ભાનજ જતુ રહ્યુ છે!"

"તો તુ ક્યા જઈ રહીશ?"

"તમે કહો ત્યા!" રતને જણાવ્યુ, એટલે માયાવતી કઈ વિચારમા જરા ચુપ રહ્યા બાદ બોલી–"જવાની હાલ ઉતાવળ ન કર! કુમાર ઇંદ્રજીત અને આનદસિંહ આપણા પજામા છે! સૂર્યોદય થતા પહેલાજ હુ તેમનુ કામ કહાડી નાખીશ!"

"પણ ચકરમે કાનમા કહેલી વાતનો શો બદોબસ્ત કરશો?"

"હાય! તેની તરફથી પણ મને નિરાશાજ મળી! એ બહુ હઠીલો છે, માટે એનુ કાસળ પણ કહાડવુજ પડશે!"

"તો પછી તેમા વિલંબ શા માટે કરો છો?"

"ચાલ! હમણાજ હુ જાઉં છુ, તુ સાથે આવે છે કે?"

"હા ચાલો! એણે એ વાત ક્યાથી જાણી હશે?"

"કોણ જાણે!" આમ કહેતા માયાવતી ઉઠી કેદખાનાની કુચી માટે કમ્મરે હાથ નાખતા તે ન જોતા તે ગભરાઈ—બ્હાવરી બની ગઈ, અને નિશ્વાસ નાખી બોલી—"આવનારી આફતનુ આ બીજુ સુચન! કમ્મરેથી કારાગૃહની કુચી જતી રહી છે!" રતન ગભરાઈ, અને ઓરડામા આમતેમ શોધવા લાગી, એટલે માયાવતી બોલી—"ફોકટ ફાંફા ન માર! કુચી મારીજ પાસે હતી! ચાલ, લીલાવતીને પૂછીએ! કદાચ એને એ વિષે ખબર હશે!" તરત બને લીલાવતીના ઓરડામા ગઈ તે ત્યા નહોતી હવે તેમના ગભરાટનો પાર રહ્યો નહી માયાવતી બોલી—"લીલાએજ દગો દીધો!"

"એ કયા ગઈ?" રતન ગભરાટમા બોલી, એટલે માયાવતી આકાશ તરફ જોઈ નિશ્વાસ નાખી બોલી—"બાકી રહેલી પ્રહર રાત અમૂલ્ય છે તે લીલાની શોધમા વ્યર્થ શા માટે ગુમાવવી! એટલા સમયમાજ પેલા હઠીલાનુ મસ્તક મારે કાપી આવવુ છે કહી કરતા એને માટે મને બહુ ભય છે! હરામખોર ચકરમના શબ્દોના પડઘા હજી કાનપર પડયા કરે છે! ત્યા જતા માર્ગમા કેદખાનાની પણ તપાસ કરીશું! અરે! કેદીઓ કદાચ કેદખાનાની બહાર નીકળ્યા હશે તોપણ શી ફીકર છે! આ બાગની ભીંત ઓળગી તેઓ ન્હાસી જઈ શકે તેમ નથી! ગોવીંદરાય અને દેવીસિહને ઝટ તેડી આવ જોઉં!" તરતજ રતન જઈને બંને અઈયારોને તેડી લાવી તેઓ દરેક વાતે સજ થઈનેજ આવ્યા ગોવીંદરાયના ચ્હેરા પરનો કાળો રંગ હજી તદન સાફ થઈ ગયો નહોતો, તોપણ તેણે કરેલા ઉપચારોથી લગભગ અરધો રંગ જતો રહ્યો હતો, અને ટુંક સમયમા પોતાના અસલ સ્વરૂપમા આવવાની તેને આશા હતી લીલાવતીના ઓરડામાથી દરેક તીર અને કમાન લઈ રતન અને બંને અઈયારોની સાથે માયાવતી કેદખાનામા જવાના સુરંગમા ઉતરી. વાચનાર! ગોવીંદરાયના સ્વરૂપમા ચતુરને

કેદીઓ દેખાડવાને માયાવતી જે માર્ગે તેડી ગઇ હતી, તે માર્ગે તેઓ ગયા, એટલે તેનુ અત્રે ફરીથી વર્ણન કરવાની જરૂર નથી કેદખાનાના દ્વાર પાસે પહોચતા તે બ ધ જોઈ માયાવતીએ ગોવીંદરાય અને દેવીસિંહને કેદખાનાની કુ ચી અને લીલાવતી ગૂમ થવાની હકીકત જણાવી તાકીદ કરી કે જ્યા સુધી પોતે પાછી ફરે નહી ત્યા સુધી તેમણે દ્વાર પર હોશીયારીથી નજર રાખવી પછી ત્રીજા ભાગના બાગમા જે માર્ગે ચતુરને લઈ જવામા આવ્યો હતો તે માર્ગે તે રતન સાથે ગઈ આપણે જાણી ગયા તેમ એ બાગમા નાળા સરખી નેહર વહેતી હતી, જેમા એક હાથ કરતા વધુ ઉંડા પાણી નહોતા માયાવતી એ નહેરને કીનારે થોડેક સુધી ચાલી, અને બોરસલીના એક ગ ભીર ઝાડ આગળ જઈ પહોચી, જ્યા સંગેમરમરનો એક ન્હાનો ચબૂતરો હતો આ ચબૂતરા ઉપર પુરૂષ જેટલા કદની એક મૂર્ત્તિ બેસાડેલી હતી માયાવતીએ તે મૂર્ત્તિ પાસે જઈ તેના જમણા હાથનુ કાંડુ પકડી તે મરડ્યુ કે તરતજ તેનું મુખ ઉઘડી ગયુ, જેમા હાથ નાખીને તે ક ઈ ચક્કર ફેરવવા લાગી, એટલે થોડીક વારમા ચબૂતરાની સામેની તરફની જમીનમાની એક મ્હોટી સીલા ખટકા સાથે ઉઘડી ગઈ, અને નીચે ઉતરવા માટે પગથીઓ દેખાઈ પોતાની પાછળ આવવાની રતનને ઈશારત કરીને માયાવતી તે ભોયરામા ઉતરી ભોયરામા અ ધારૂ હોવાથી માયાવતીએ ફાંફા મારીને એક ગોખલામાથી ફાનસ તથા દીપક પ્રગટાવવાની વસ્તુ શોધી કહાડયા, અને દીપક પ્રગટાવીને ચારે તરફ જોવા લાગી તો પૂર્વ તરફનો સુર ગનો દરવાજો ઉઘાડો હતો, જે માર્ગે સુરંગમા દાખલ થઈ બ ને આગળ ચાલી સોએક પગલા જતા તે સુરંગ પુરી થઈ અને ઉપર ચ્હડવાને પગથીઓ નજરે પડી તે મારફત તેઓ ઉપર ચ્હડી ત્રીજા ભાગના બાગમાના મીનારાની નીચેના ભાગમા જઈ પહોચી અહીં પણ સંગેમરમરના એક ચબૂતરા ઉપર મનુષ્યની મૂર્ત્તિ બેસાડેલી હતી, તે પણ સુર ગનો દરવાજો હતો, જે માયાવતીએ પહેલાની માફકજ ઉઘાડયો આ સુરંગમા થઈને ચોથા ભાગના બાગમા જવાતુ હતુ બ ને તેમા દાખલ થઈ, અને બસે ક પગલા જવા બાદ સુર ગને છેડે ઉપર ચ્હડવાની પગથીઓ જણાઈ, જે મારફત ઉપર ચ્હડીને તેઓ એક ઓરડીમા ગઈ, જેના ખુલ્લા દ્વારમા થઈને તેઓ ચોથા ભાગના બાગમા જઈ પહોચી

વાચનાર ! આ બાગમાની અજાયબીઓ જોવામા સમય ન ગુમાવતાં આપણે હાલ તરત માયાવતી અને રતન શુ કરે છે તે પરજ દૃષ્ટિ રાખીએ ઓરડાની બહાર થોડેક છેટે પાકી બાધણીનો એક ખાલી કુવો હતો, જેમા લોખડની મ્હોટી સાકળ લટકતી હતી કુવાની પાળપર એક બાલદી અને દોરડુ પડયા હતા રતને તે બાલદીમા ફાનસ મુકીને કુવામા નાખ્યુ ફાનસ છેક તળીયે પહોચતા બ'ને સાકળ પકડીને કુવામા ઉતરી કુવાને તળીયે ભીંતમા એક દરવાજો હતો, જે ઉઘાડીને રતનને પોતાની પાછળ આવવાની ઈશારત કરી માયાવતી હાથમા ફાનસ લઈ તેમા દાખલ થઈ અહીં કેટલીક ન્હાની ઓરડીઓ હતી જેમાની વચલી ઓરડીમા એક પુરૂષ હાથમા પોલાદની મજબૂત ઢાલ લઈ આમતેમ ફરતો હતો. ઓરડીના બારણા લાખડની મજબૂત જાળીવાળા હતા ત્યા તદન અધારૂ હતુ, પણ માયાવતીએ આણેલ ફાનસના પ્રકાશથી તે ઓરડીમાની તમામ વસ્તુ તેમજ તે પુરૂષનુ મુખ બરોબર દેખાતા હતા કેદીની ઉમ્મર કેટલી હવી તે અત્યારે કહેવુ મુશ્કેલ હતુ કેમકે, દુ ખ અને દીલગીરીથી તેનુ શરીર સુકા કાષ્ટ સરખુ થઈ ગયુ હતુ તેની વિશાળ આખોની આસપાસ કાળાશ છવાઈ ગઈ હતી ચ્હેરાપર કરચલીઓ વળી ગઇ હતી, તોપણ તેના શરીરનો બાધો તથા અવયવો જોતા આગલા સમયમા તે ખુબસુરત નવયુવાન હશે, એમ ધારી શકાતુ હતુ તેના વસ્ત્ર તદન મેલા તેમજ ફાટેલા હતા ઓરડીમા એક તરફ ત્રાબાનો ઘડો, લોટો, અને ખોરાકીની કઈક ચીજો પડી હતી, અને નિદ્રા લેતી વખતે ઓઢોડવા પાથરવાને બે ધાબળી હતી ઓરડીના પાછલા ભાગની ભીંતમા એક ન્હાની બારી હતી, જેમાથી ખરાબ વાસ આવ્યા કરતી હતી માયાવતી અને રતનને જોતા કેદી ઉભો રહી ગુસ્સા ભરી નજરે તેમની તરફ જોવા લાગ્યો, એટલે માયાવતી ગભીર અવાજે બોલી–" આ છેલ્લી વારજ હુ તારી પાસે આવી છુ ! "

" પ્રભુ કરે ને એમજ થાય કે ફરી તારૂ મુખ જોવુ ન પડે !" કેદી તીરસ્કારભરે અવાજે બોલ્યો

" હજી પણ પેલો ભેદ મને બતાવે તો તને છોડી દઈશ ! " માયાવતી બોલી, એટલે તે તપી જઈ ગુસ્સાસહ બોલી ઉઠયો– " હરામખોર નીચ અબળા ! મારી આગળથી દૂર થા ! "

"ત્યારે તો એ ભેદ તુ તારી સાથેજ લઈ જઈશ એમ લાગે છે!" માયાવતી ભાર દઈને બોલી

"એમજ છે!"

"આ ઢાલ તારી પાસે ક્યાથી આવી?"

"તેનો જવાબ તને આપવાની કઈ જરૂર કુલટા?"

"તારી જીદગી તને પ્રિય હોય એમ લાગતુ નથી!"

"ખરેખર! જીદગી મને અકારીજ લાગતી હતી! પાચ દીન પહેલા અહારનિદ્રા ગમતા નહોતા, અને તારૂ કાળુ મુખ જોવાનો સમય આવે તે કરતા હુ મોત વધારે પસંદ કરતો હતો, પણ હવે મરવા તૈયાર નથી!" કેદી બોલ્યો, એટલે માયાવતી મ્હોટેથી હસીને બોલી–"તો હવે તને કોણ બચાવશે?"

"મારી આ ઢાલ!"

"આ ઢાલ એને કોણે આપી હશે? ચકરમ તો અહી આવ્યો નહી હોય?" રતને માયાવતીના કાનમા કહ્યુ, એટલે તેણે જણાવ્યુ–"કઈ સુજતુ નથી! આ ઢાલ ખરાબ ભવિષ્યની સુચના કરે છે!" આટલુ કહી તે કેદી પ્રત્ય બોલી–"ઢાલ તને કોઈ પ્રકારે બચાવી શકે તેમ નથી! હુ તારા પ્રાણ લીધા વિના અહિથી જનાર નથી!"

"ભલે! તારાથી થાય તે કરી લે!"

"તુ બહુજ હઠીલો અને નફ્ટ છે!"

"ચુપ હરામખોર! નફ્ટ તુ છે કે ઘડીઘડી મારી પાસે આવ્યા કરે છે નકટી!" આના જવાબમા માયાવતીએ કેદીને એક તીર માર્યું, જે તેણે ચાલાકીથી પોતાની ઢાલપર ઝીલી લીધુ બીજુ તીર પણ એમજ નકામુ ગયુ ત્રીજા તીરથી પણ તેનુ કઈ કામ ન સર્યું, અને તે લાચાર થઈ કેદી સામે જોવા લાગી, એટલે કેદી બોલ્યો–"તારાથી હવે કઈ પણ થઈ શકે તેમ નથી!"

"તુ તારા પ્રાણ કેમ બચાવી શકે છે તે પણ જોઉ છુ!"

"હવે તો તારૂ મોત સમિપ આવ્યુ લાગે છે!" કેદી ભાર દઈને બોલ્યો જવાબમા માયાવતી કઈ બોલે તે પહેલા એકાએક અવાજ સભળાયો–"ખરેખર! માયાનુ મોત સમિપજ છે!" આ ગેબી અવાજ સાભળતાજ માયાવતી ચમકી ગભરાટમા ચોતરફ જોવા લાગી, પણ અવાજ ક્યાથી આવ્યો તે જણાયો

નહી તે બ્હાવરી બની ત્યાંથી રતનસહ પાછી ફરી ત્રીજા ભાગના બાગમા થઈ કેદખાનાના દ્વારપર ગઈ, જ્યા તે ગોવીંદરાય અને દેવીસિંહને તપાસ રાખવાને બેસાડી ગઈ હતી તેમને જોતાજ ગોવીંદરાય બોલી ઉઠયો "અરે! આપ અમને અહિં નાહક બેસાડી ગયા!"

"ખરેખર! મને પણ પછી એમજ લાગ્યુ! તમે સાથે હોત તો બધી પંચાતનો નીકાલ આવી ગયો હોત! રતન સાથે હતી, તોપણ એને બહાર કહાડવાની મારી હિંમત ચાલી નહી!" માયાવતીએ જણાવ્યુ, એટલે ગોવીંદરાયે ચમકીને પૂછ્યુ—"તો શું આપ કેદીને જોવા ચોથા ભાગના બાગમા ગયા હતા? મે કહ્યુ તે બીજીજ મતલબથી કહ્યું!"

"હું એ દુશ્મન પાસે ગઈ હતી કેમકે, ચકરમ એને વિષે મને ચમકાવી ગયો હતો, પણ તમે શી મતલબથી કહ્યુ વારૂ?" માયાવતીએ આતુરતાથી પૂછ્યુ, એટલે ગોવીંદરાયે જણાવ્યુ—"મે એટલા માટે કહ્યુ કે, આ કેદખાનામા કંઈ ઉધુચતુ થતુ હતુ, એ અહીં બેઠા અમે જાણ્યુ પણ કંઈ કરી શકયા નહી!"

"ઉધુચતુ શું વળી?" માયાવતી અજાયબ થઈ?

"આ કેદખાનાની ભીંત ભાગવામા આવતી હોય એવો અવાજ સંભળાતો હતો અને કેદીઓના હાથપગમાની બેડીઓ કોઇએ તોડી નાખી હોય એમ લાગતુ હતુ!"

"ત્યારે તો કેદીઓ હજી આની અંદરજ છે! મે ધાર્યુ હતુ કે લીલાવતી કુંચી લઇ કેદીઓને છોડવી ગઇ હશે!"

"કેદીઓ તો અંદર હતા આપ ગયા બાદ કેદીઓની વાતચીતનો અવાજ અમને સંભળાયો હતો, તે પછી ભીંત તોડવાનો અવાજ પણ સંભળાવા લાગ્યો, પણ હવે કેદીઓ અંદર છે કે કેમ તે કહેવાય નહી થોડીક વાર થયા અંદર શુનકાર જણાય છે!" ગોવિંદરાયનુ આ કહેવુ સાભળી માયાવતી વિચારમા થોડીવાર ચુપ રહ્યા બાદ બોલી—"ભીંત તોડીને બાગની બહાર જવાનુ તો મુશ્કેલીભર્યું છે, પણ કેદીઓની બેડીઓ કોણે તોડી હશે, અને ભીંત ફોડવા તેઓ હથીયારો કયાથી લાવ્યા તે માટે અજાયબી લાગે છે! તમને ભ્રમ તો નહી થયો હોય!"

"ભ્રમ શેનો વળી ! મારી ખાત્રી છે !" ગોવીંદરાયે જણાવ્યું, જેને દેવીસિંહે ટેકો આપ્યો. આથી માયાવતી નિ:શ્વાસ નાખી બોલી-"અરેરે ! શી દુર્દશા થવા બેઠી છે ! કેદીઓ માટે હું પછી વિચાર કરીશ ! પહેલા એક કામમા તમારી મદદ લેવી છે ! જુઓ ! જે કામ માટે મે એને કેદ કીધો હતો તે થયુ નથી, અને તે કંઈ ભેદ બતાવે, એવી આશા પણ નથી, માટે એને મારી રોજની ખટપટનો અંત આણવાની મારી ઈચ્છા છે !"

"આપે જે દુ:ખદ સ્થિતિમા રાખ્યો છે, તેના કરતા એને માટે મોત સારૂં છે !" ગોવીંદરાય ગંભીર અવાજે બોલ્યો-"અરેરે ! એ બિચારો આ સંકટ સહેવાને યોગ્ય ન હતો ! આપને લીધે મારા પણ બંને ભવ બગાડયા ! અરેરે ! આપના કહેવાથી ઉશ્કેરાઇ જઈ ભલા માલીક સંગે જે ખરાબ ચાલ મે ચલાવી છે, તેનું દુ:ખ જીવતા સુધી હું નહીં ભૂલું-"

"ત્યારે મે બતાવેલી ભલાઈ યાદ નહીંજ કરો ?"

"હવે એ બાબતની તકરાર વ્યર્થ છે ! લાલચમા લોભાઈ એક વાર મે પાપ કર્યું પછી તેનો પશ્ચાતાપ શા કામનો ?" ગોવીંદરાય બોલ્યો, જેમા દેવીસિંહે ઉમેર્યું-"મને પણ એ માટે બહુ દુ:ખ ઉપજે છે, પણ હવે શું થાય ! આજકાલ જે બનાવો આપણા જોવા સાભળવામા આવે છે, તેનુ પરિણામ નક્કી ખરાબ આવશે !" આ સાભળી માયાવતી નિસાસો નાખી બોલી-"જોઈએ શું થાય છે ! પણ હવે આ વખતે આળસ કરશો તો મારી સાથે તમે પણ જીવતા બચવા પામશો નહી !"

"પાપના ફળ ભોગવવા પડશે, એ તો અમે જાણ્યું ! બોલો, શું કરીએ ? ઉગરવાની કંઈ બારી છે ?" ગોવીંદરાય બોલ્યો

"ચોથા ભાગના બાગમા ચાલી પહેલા કેદીને મારી પિડા પતાવો પછી બીજું કામ બતાવું !" માયાવતીએ જણાવ્યું, એટલે દેવીસિંહ બોલી ઉઠયો-"નહી ! આપણાથી નહી થાય ! ગોવીંદરાયને તેડી જાઓ ! હું એના ઉપર હથીયાર નહી ઉપાડું ! શીવ ! શીવ ! અનર્થની પણ હવે કંઈ હદ છે !-" આથી માયાવતી ગુસ્સે થઈ બોલી ઉઠી-"દેવીસિંહ ! મારી સમક્ષ આમ બોલતા અદબ રાખતો નથી તે ગાડો તો નથી થયો ! મારૂં સામર્થ્ય ભૂલી ગયો ?"

"આપનું સામર્થ્ય આપને છોડી ગયું છે!" દેવીસિંહ બોલ્યો આથી માયાવતીને ગુસ્સો તો ઉપજ્યો, પણ વખત વિચારી તે શાંત રહી માયાવતી બહુજ ચાલાક, સ્વાર્થિ અને નીચ હતી ગરજ પડતા તે ગધેડાને પણ બાપ કહે તેવી હતી, અને પોતાની મતલબ સરતા તે કોઈની પરવા કરે તેવી નહોતી આ સમયે પોતાનાપર આફત આવી પડેલી ધારી બંને અઈયારોને પટાવીને કામ લેવાનું વ્યાજબી વિચારી તે હસીને બોલી–" દેવીસિંહ ! મારૂં સામર્થ્યજ મને છોડી ગયું છે, એ કેમ જાણ્યું ?"

"કારણ કે એક નિરાધાર, કમજોર કેદીને મારવાને આપ અમને તેડી જતા હતા !" દેવીસિંહે જણાવ્યું –" એ બીચારાના પ્રાણ તો એક ન્હાનું છોકરૂં પણ લઈ શકે તેમ છે !"

"ખરૂં છે !" ગોવીંદરાયે ઉમેર્યું–" કેદખાનાના દ્વારમાથી એક તીર એનાપર ફેંકો તો તેનું કામ પાર થઈ જાય !"

"નહીં ! હું નિષ્ફળ ગઈ !" માયાવતી નિરાશાસહ બોલી– "તીર ખાલી ગયું, એટલેજ એને માર્યાવગર પાછી ફરી ! એક ઢાલ એની પાસે છે તેનાપર તીર ઝીલી તે ફુલાય છે કે હવે તેને કોઈ મારી શકે તેમ નથી !" આ સાંભળી ગોવીંદરાય ગંભીર થઈ બોલ્યો– " બસ ! થઈ ચુક્યું ! હવે બાજી હાથથી ગઈ ! એ કામ ચકરમનુંજ ! એ હરામખોરને ઓળખી પણ શકયા નહી !"

"એ વિચારમા વખત ગાળવો વ્યર્થ છે ! આપણા બચાવની તજવીજ કરવી જોઇએ !" માયાવતી ગળગળે સાદે બોલી

"આપે શી તજવીજ કરી છે ?" ગોવીંદરાયે પૂછ્યું

"તમે બંને મદદ નહી કરો તો મારી જીંદગી બચશે નહી ! મારાપર સંકટ આવતા તમે પણ બચી શકશો નહી !" માયાવતી બોલી–" તમે મારી સાથે ચાલો, અને ગમે તે રસ્તે કેદીને આ દુનિયામાથી દૂર કરો તો આપણી અરધી આફત મટી જશે ! એટલું કામ પાર પાડો તો બંનેને એકેક લાખ મોહોર ઇનામ આપીશ !" આ લાલચથી ગોવીંદરાય અને દેવીસિંહનું મન પીગળ્યું તે કેદીને પોતાને હાથે મારવા તેઓ રાજી નહોતા છતા પૈસાના લોભે અને પોતાની જીંદગી જવાના ભયથી તેઓ એ અનર્થ કરવાને તૈયાર થયા આથી માયાવતી તેઓ બંને અને રતનને સાથે લઈ ચોથા ભાગના બાગમા ગઈ પ્રાત:કાળનો સમય

થવા આવ્યો હતો, તેનુ પણ બ્હાવરી માયાવતીને ભાન નહોતુ ચોથા ભાગના બાગમા થઈને તેઓ કેદખાના આગળ ગયા, તો તેમની અજાયબી વચ્ચે કેદખાનાનો દરવાજો ઉઘાડો હતો, અને કેદી ત્યા નહોતો આ જોતા માયાવતી એક ઉંડી હાય નાખી બેહોશ થઇ ઢળી પડી રતન અને બને અઈયારોના હોશ પણ ઉડી ગયા, તેમના ચહેરા ફીક્કા પડી ગયા, હવે પોતાના પ્રાણ બચવાની તેમને આશા રહી નહી ત્યા ક્ષણમાત્ર ઉભા રહેવામા પણ હવે તેમને ધાસ્તી લાગી, પણ બેહોશ માયાવતીને ઉપાડીને બીજા ભાગના બાગમા લઈ જઈ શકાય તેમ નહોતુ ગોવાદરાયે થેલીમાથી અર્ક કહાડી માયાવતીના મુખમા બેચાર ટીપા રેડયા, જેથી થોડીવારે તે શુદ્ધિમા આવતા જમીનપર પડી રહી અફસોસ કરવા લાગી—" હાય ! મારા જીવનનો નક્કી અત આવી ગયો– યમરાજ મને બોલાવે છે ! અરેરે ! તે દીને કીસનરાયે રક્તગ્રથ જે ઓરડીમા છે, તેની કુચી પોતાની પાસે હોવાનુ દરબારમા જણાવ્યુ હતુ ત્યાર થીજ મારા જીવન માટે આશા છોડી હતી ! બસ ! એ પુસ્તકેજ મને ફસાવી ! અરેરે ! એ પુસ્તક માટે હરામખોર કીસનરાયને છોડી દેવામા ભૂલ કરી ! એ દુષ્ટનુ જ આ કામ ! લીલા અને રતનથી કામ થયુ નહી !" આમ બબડી તે રતન પ્રત્યે બોલી–" હાય ! તારે માટેજ મારી જીદગી ગુમાવુ છુ ! તારા પ્રેમમા પરવશ બની અઘોર પાપ કર્યા— તારે માટેજ લાજ મર્યાદા-કૂળ–ધર્મ સર્વનો ત્યાગ કરી હુ નીચ બની ! અરે ! તારે માટેજ મારા પતિની દુશ્મન બની– મારૂ સર્વસ્વ બગાડયુ – તારે માટેજ રાજા કુલીનસિહના કુમારોની દુશ્મન બની- તારે માટેજ કમલીની મારો ત્યાગ કરી ગઇ, અને આજે મારી આ દશા થઈ ! હાય ! બધુ તારે માટેજ ! અફસોસ ! ઈશ્વરે સર્વ પ્રકારનુ સુખ આપ્યુ, પણ સતોષ ન પામી કુપથે ગઈ તેથી આજે આ અવદશા થઈ ! અરેરે ! શુ ધાર્યુ હતુ ને શુ થઈ ગયુ ? ખરેખર ! પાપી માણસ કદી સુખી થતુ નથી, તેનો પ્રત્યક્ષ દાખલો હુ જ છુ ! " આમ તે અફસોસ કરતી હતી, એટલામા એકાએક ગેબી અવાજ સભળાયો– " હવે અફસોસ કરવામા શો ફાયદો ! દુષ્ટ કર્મોના ફળ અવશ્ય ભોગવવાજ પડશે ! " આથી સર્વ ચમકી ગયા, માયાવતી સાવધ થઈ એકદમ ઉભી થઈ ગઈ ! અવાજ ક્યાથી આવ્યો તે માટે સર્વ અજાયબીસહ ચારે તરફ જોવા

લાગ્યા, પણ કોઈ જોવામા આવ્યુ નહી ધાસ્તિથી તેમના શરીરમા કંપારવ છુટયો કોણ બોલ્યુ તેની તપાસ કર્યા સિવાય માયાવતી ધડકતે હૈયે બંને અઈયારો અને રતન સહિત પોતાના મહેલ તરફ રવાના થઈ

## પ્રકરણ ૧૭ મુ.



## કેદમાંથી છૂટયા.

**મા**યાવતીના કેદખાનાને લગતી હકીકત આગલા પ્રકરણમા થોડી ઘણી વાચનારની જાણમા આવેલી હોવાથી તેનુ લંબાણ વર્ણન અત્રે ફરીથી કરવાની કંઈ જરૂર નથી એ કેદખાનામા સંખ્યાબંધ ઓરડીઓ હતી, જેમાની સાત ઓરડીઓમા કુમાર ઇંદ્રજીતસિંહ, આનંદસિંહ, હમીર, બળ, વિજય, શુરસેન અને કામીની કેદ હતા બાકીની ઓરડીઓ ખાલી હતી જે ઓરડીમા કામીની કેદ હતી ત્યા પુરૂષ કેદીઓની નજર પહોચી શકતી નહોતી, તોપણ પોતાના હૃદયની દેવી પોતાનાથી દુર નથી, એવી આશામા કુમાર આનંદસિંહના જીવને કંઈક શાતી મળતી હતી પણ ઇંદ્રજીતકુમારના પ્રેમી મનની વ્યગ્રતા ઓછી થાય તેમ નહોતુ કેમકે, પોતાની વહાલી કીશોરી કયા અને કેવી દશામા હશે, તે વિષે તે કંઈ જાણતો નહોતો કેદખાનામા દીનરાત અંધકારજ રહેતો હોવાથી રોજ એક સેવક આવી તેમા ટાંગેલા ફાનસુમાનો દીપક સરખો કરી જતો હતો દિવસમા એક વાર કેદીઓને ખોરાક આપવામા આવતો હતો એક દિવસ સંધ્યાકાળે એક માણસ આ કેદખાનામા જઈ કેદીઓને સંબોધી બોલ્યા–"મહારાણી માયાવતીજી તરફથી આપને હુ જણાવવાને આવ્યો છુ કે આવતી કાલે એક પ્રહર દીન ચ્હડતા પહેલા સર્વને આ દુનિયામાથી દુર કરવામા આવશે આ ઉપરાત મારી પોતાની તરફથી ખેદસહ આપને ખબર આપુ છુ કે, મહારાજ કુલીનસિંહજી અને મહારાણી કાન્તાજીને પણ અમારા મહારાણીએ કેદ કીધા છે, અને તેમની દૃષ્ટિ સમક્ષ આપ સવના પ્રાણ લેવામા આવશે! તે પછી તેમને પણ કતલ કરવામા આવશે!" અત્યાર સુધી સુસ્ત અને ઉદાસ થઈ બેઠેલા આપણા વીર કેદીઓ આ સાભળી ચમકી ઉઠયા ગુસ્સાથી તેમની આખો લાલ બની

ગઇ, પણ તેઓમાથી કોઇએ તે માણસને કંઈ જવાબ આપ્યોજ નહી તેમને ઉપરની વીગત જણાવી તે માણસ કામીની કેદ હતી તે ઓરડીમા ગયો, અને થોડીવારમા તેને સાથે લઈને બહાર નીકળ્યો, ત્યારે સર્વની નજર તેનાપર પડી હાડમારી અને દુ ખથી તે જાણે લાબી માદગી ભોગવતી હોય તેવી સુકાઈ ગઈ હતી માથાના વાળ વિખરાયલા હતા, અને શરીર પરનુ વસ્ત્ર પણ મેલુ થઈ ગયુ હતુ આવી હાલતમા પણ ભોળપણ કોમળતા અને સુદરતા તેને છોડી ગયા નહોતા તેના હાથ પગમા બેડી હોવાથી તે મહા મુશ્કેલીએ ચાલી શકતી હતી માયાવતીનો સેવક કામીનીને લઈને કેદખાનાની બહાર જતો રહ્યા, અને તેમની પાછળ કેદખાનાના દ્વાર બધ થવાનો અવાજ કેદીઓને સભળાયો રાજા કુલીનસિંહ, વગેરે કેદ પકડાયાના સમાચાર સાભળી આપણા બહાદુર કેદીઓને બેહદ ગુસ્સો ઉપજ્યો કુમાર આનદસિંહની હાલત વધુ ખરાબ થઈ નિરાધાર કામીનીને દુશ્મનની સાથે જતી જોતા તેના હૃદયમા બળવા માડેલ ક્રોધાગ્નિ બેવડા જોસથી સળગી ઉઠયો, અને તે ગુસ્સામા પોતાની ઓરડીમા આમથી તેમ સિંહની માફક ફરવા લાગ્યો ઇદ્રજીતસિંહ અને આનદસિંહની ઓરડી એક બીજાની સામે હોવાથી તેઓ એકમે-ને જોઈ શકતા હતા, તેમજ અઈયારોની પણ તેમનાપર નજર પડી શકતી હતી, એટલે આનદસિંહને ઉશ્કેરાયલો જોઈ ઇદ્રજીતકુમારે કહ્યું-"ભાઈ આનદ! આ પરતત્રતામાજ આપણે સડયા કરીશું?"

"કદી નહી!" આનદસિંહ દૃઢ અવાજે બોલ્યો-"આપણે જગલી વાઘ નથી કે આ પાજરામા પુરાયલા પડયા રહીશુ!"

"નહીજ!" ઇદ્રજીત બોલ્યો-"લોખડના તારમા આપણે બધાયલા નહીંજ રહીએ!" આટલુ કહી તેણે પોતાના હાથ વાકા વાળી જેર કરીને હાથમાની બેડી તોડી નાખી આથી આનદસિંહે પણ ગુસ્સામા આવી પોતાના હાથમાની બેડીના કટકા કરી નાખ્યા, અને બને જણે પોતાના પગમાની બેડીઓ પણ ભાગીને કહાડી નાખી હવે બને વીરો સળીયામાથી બહાર નીકળવાની તજવીજ કરવા લાગ્યા લોખડના મજબૂત સળીયા બને હાથે પકડી તેઓ જોરથી ખેચવા લાગ્યા, એટલે સળીયા વાકા વળીને ઉપરના છીદ્રમાથી નીકળી ગયા, અને બને સિંહો

બહાર નીકળી એક બીજાને સ્નેહથી ભેટી પડયા પછી બને ભાઈ-ઓએ મળી પોતાના અઈયારોને પણ બહાર કહાડયા, અને સઘળાઓ ઝુરસામા આવી કેદખાનાના દ્વાર આગળ ગયા દ્વાર લોખડના જાડા પતરાના હતા તેમજ તેના મજાગરા પણ મજબુત હતા તેથી લગભગ એક પ્રહર સુધી તેમણે તે ભાગવાની તજવીજ કરી પણ તેમા તેઓ ફાવ્યા નહી હવે તેઓ કેદખાનાની ઓરડીના બારણા પાસેની ભીત તોડવા લાગ્યા એક પ્રહરમા તેમણે એક માણસ સહેલાઈથી નીકળી શકે એવડુ બાકોરૂ ભીંતમા પાડયુ તે બાકોરાની પેલી તરફ શું છે તે જાણવાને હમીરે તેમા ડોકુ નાખીને જોયુ પણ તે તરફ તદન અધકાર હોવાથી કઈ જાણી શકાયુ નહી, એટલામા કેદખાનામા લટકતા ફાનસ તરફ તેમની નજર પડતા બળે હમીરના ખભાપર ચ્હડીને ફાનસ ઉતારી લીધુ, અને તે હાથમા લઇને બાકોરા વાટે પેલી તરફ ઉતરી ગયો, એટલે બને કુમારો અને અઈયારો પણ તેની પાછલ નીકળી ગયા ખરે-ખર, તેઓ જો દીપક વગર બહાર નીકળ્યા હોત તો તેમની કોણ જાણે શું હાલત થઈ હોત તે કહી શકાવુ નહોવુ તેઓ ત્રીશેક હાથ લાબી અને પદરેક હાથ પહોળી એક ઓરડીમા જઈ પહોચ્યા જેની બરોબર વચમા એક કુવો હતો, અને તેની ચારે તરફ જમીનમા ચાર ભોયરા જણાતા હતા, અને તેમા ઉતરવાની પગથીઓ હતી કુવામા લોખડની એક સાકળ લટકતી હતી આ સિવાય ઓરડીની ચારે તરફની ભીંતમા બહાર જવાને એકે દરવાજો નહતો

"અત્રે આવજાવ કરવાને આ ભોયરાઓ સિવાય બીજો કોઇ રસ્તો જણાતો નથી !" કુમાર ઇદ્રજીતસિંહ બોલ્યો

"આજ્ઞા હોય તો દીપક લઈ ભોયરામા ઉતરી જોઇ આવુ કે અદર શુ છે ?" બળે કહ્યું, અને ઇદ્રજીતકુમારે આજ્ઞા આપતા તે એક ભોયરાના મુખ આગળ ગયો, અને એકાદ પગથી ઉતરીને અટકી જઈ બોલ્યો " આ ભોયરામા રોશની જણાય છે, અને ધીમે ધીમે તે વધતી જાય છે ! આ સુરગમા કોઈ માણસ હાથમા દીપક લઈને આ તરફ આવતુ હોય એમ લાગે છે !" તરતજ સઘળાઓ તેની પાસે જઇને વાકા વળીને ભોયરામા જોવા લાગ્યા, તો થોડી વારમા બે નાજુક સુદરીઓ પર નજર પડી, જેઓ

સીડી પાસે આવીને ઉપર ચ્હડવાનો વિચાર કરતી હતી તેઓ-માથી એકના હાથમા દીપક હતો, જેના પ્રકાશમા કમાર ઇંદ્રજીતે ઓળખી કહાડી કે તેણી કમલીની હતી તેણીની સગે લીલાવતી હતી જેણીને જોતા કુમારના મનમા શંકા ઉપજી કેમકે, જ્યારે કેદીની હાલતમા માયાવતીની દરબારમા જવુ પડયુ હતુ ત્યારે તેણીને માયાવતીની જોડે આસનપર બેઠેલી જોઈ હતી, એટલે તેણી પણ પોતાના દુશ્મનોમાની એક હતી, એમ તેને લાગ્યુ કમલીની પોતાની શુભેચ્છક છતા તેણીની સગે એક દુશ્મનને જોતાં ઇંદ્રજીત કુમારના મનમા વસવસો ઉપજે એ સ્વાભાવિક હતુ ભોયરામા સીડી પાસે આવતા ઉપર દીપકનો પ્રકાશ જોઈને કમલીની પણ અટકી ગઈ, એટલે ઇંદ્રજીતકુમારે ઉપરથી બૂમ પાડી કહ્યુ-"ગભરાઓ નહી! ઉપર આવો! અમે ઇંદ્રજીતસિંહ છીએ!" તરતજ કમલીની કુમારનો અવાજ ઓળખીને લીલાવતીસહ ઉપર આવી, અને બન્ને કુમાર અને તેમના અઈયારોને જોઇ અજાયબીસહ બોલી-"આપ સર્વ અત્રે કેવી રીતે આવ્યા?"

"અમે પણ તમને એજ પૂછતા હતા!" ઇંદ્રજીતે કહ્યુ

"હુ આપને છોડવવા આવી છુ, પણ આપને કારાગૃહમાથી મુક્ત કોણે કર્યા?" કમલીનીએ પૂછ્યુ

"કુમારો પોતેજ બેડી તોડી દ્વારના સળીયા ખેંચી કહાડી બહાર નીકળ્યા!" વીજયે જણાવ્યુ-"અમને પણ એમણેજ બહાર કહાડયા!" કુમાર ઇંદ્રજીત કંઇ કહેવા જતો હતો, એટલામા કમલીની બોલી ઉઠી-'કુમાર! આપનો મનોભાવ હુ સમજી ગઈ! આપ બહેન લીલાવતી વિષે કંઈ જાણવા માગોછો!"

"હા!" ઈંદ્રજીતે જણાવ્યુ-"માયાવતીની કપટજાળે અમારી આ દશા કરી છે તેની પાસે આ બાળાને જોઈ હતી!"

"કુમાર! આપણે ઘણા દીન સાથે રહ્યા પણ મારો ભેદ આપ જાણતા નથી! આ સમયે એટલુ જણાવવાની જરૂર છે કે આ મારી ન્હાની બહેન છે અને માયાવતી મારી મ્હોટી બહેન છે! અમે સગી બહેનો છીએ, પણ અણબનાવને લીધે હુ જુદી રહુ છુ, અને આજથી બહેન લીલાવતી તેનો સાથ છોડી આવી છે! આટલા દીન તે મારી દુશ્મન હતી, પણ આજ આ નિર્દોષ બાળાના જીવની ગ્રાહક બની, એટલે હુ એને બચાવી તેડી આવી! કુમાર, આટલા

ખુલાસા પછી આપ મને આપની દુશ્મન નહીજ માનો !" આટલુ કહી તેણે આતુરતાથી ઇદ્રજીતસિંહ તરફ જોયુ, એટલે તે ભાર દઈને બોલ્યા 'તમે અમારી સાથે ઘણી ભલાઈ કીધી છે! તમે અમારા શુભેચ્છક અને મદદગાર છો!"

"ચતુરસિંહજી દીવાન આપને છોડવવા અત્રે આવ્યા પણ કેદ પકડાઈ ગયા છે!" કમલીનીએ જણાવ્યું,

"શું ચતુરસિંહ પણ કેદી થયા? અમે કેદ હતા ત્યા તો તેમને રાખવામા આવ્યા નથી!" ઇદ્રજીતકુમારે પૂછ્યુ.

"તેમને બીજે સ્થળે રાખ્યા હતા, ત્યાથી મે છોડવ્યા છે, અને થોડીવારમા આપ એમને મળશો!" કમલીનીએ જણાવ્યુ કુમાર આનંદસિંહ અત્યારસુધી તેમની વાતચીત સાભળતો આડી નજરે લીલાવતીના સૌંદર્યની અલૌકિક છટાનો આનંદ ભોગવતો ઉભો હતો લીલાવતીની પ્રેમભરી નજર પણ તેની તરફ વાર વાર ખેચાતી હતી, જે કમલીની જોઈ શકી, પણ કંઈ જાણતી ન હોય તેમ ઇદ્રજીતકુમાર સાથે વાત કરતી હતી ચતુર કેદ પકડાયાની ખબર સાભળી આનંદસિંહે ચમકીને પૂછ્યુ–" શું અમારા માતાજી અને પિતાજી પણ–" તેનુ બોલવુ પુરૂ થાય તે પહેલા કમલીની બોલી ઉઠી– "તેમને પણ હરામખોર માયાવતીએ ફસાવ્યા છે, અને સાભળવા પ્રમાણે તેઓ સંકટમા છે! તેમને છેડાવતા બહુ મશ્કેલી પડે તેમ છે, તોપણ તેની તજવીજ કરવામા હવે વિલંબ કરવો ન જોઈએ, માટે હવે અત્રેથી સત્વર બહાર ચાલો!" આમ કહી તે ભોયરામા ઉતરી રાજા કુલીનસિંહ અને રાણી કાન્તાની હકીકત સાભળીને સર્વ ગભરાટમા પડયા, કંઈ પણ પ્રશ્ન કરવાની કોઈની હિંમત ચાલી નહી કુમાર ઇદ્રજીતસિંહ કમલીનીની પાછળ ઉતર્યો, જેની પાછળ સર્વ પણ ચાલ્યા કીશોરીની ખબર પૂછવાને કુમાર ઇદ્રજીતસિંહ અને કામીનીના સમાચાર જાણવાને આનંદકુમાર બહુ આતુર થયા હતા, પણ સમય વિચારી તેઓ ચુપ રહ્યા પગથીઓ ઉતરીને તેઓ એક સુરંગમા ચાલ્યા બે માણસ ચાલી શકે એટલીજ તે પહોળી હતી તેની ઉપરની છતને માણસનો હાથ લાગે તેમ હતુ તેની બંને તરફની ભીંત કાળા પત્થરની હતી, ઉપર અનેક તરેહના ખુબસુરત અને ભયંકર તેમજ આશ્ચર્યજનક ચિત્રો ચીતરેલા હતા, અને જાણે બેચાર દીન પહેલાજ

ચીતરેલા હોય તેમ તેમના રગ તાજા જણાતા હતા. ચિત્રો જોઈ કુમાર અને અઈયારોને અજાયબી ઉપજી, એટલે કમલીની બોલી– "કુમાર! આ તીલસ્મી ચિત્રો બારીકીથી જોવાની આપને ઈચ્છા જણાય છે!"

"ખરેખર! ઉતાવળમા આ ઉત્તમ કારીગીરીના ચિત્રો જોવાથી આનદ મળતો નથી!" ઇદ્રજીતકુમારે જણાવ્યુ–" દરેક ચિત્ર બારિકીથી જોવા લાયક છે, પણ અત્યારે એ બધા જોવાને અવકાશ નથી કેમકે, પુજ્ય માતાજી તથા પિતાજી સમીપ તાકીદે પહોચી તેમને કારાગૃહમાથી મુક્ત કરવાને અમે અધીર થયા છીએ!"

"કુમાર, આ ચિત્રો બારિકીથી જોતા ઘણો સમય જોઈએએ દરેકની હકીકત અને મતલબ સમજતા કેટલાક દિવસો જોઇએ, પણ હમણા દસ કલાકમા આપના માતપિતાજીને છોડવી શકીયે તેમ પણ નથી! તેઓ કયા કેદ છે, તે હુ જાણુતી નથી, અને તેની ભાળ મેળવતા કેટલાક પ્રહર તો જરૂર જોઈશે મહેલના ચોથા ભાગના બાગમા કોઈ ઠેકાણે તેમને કેદ કીધા હશે!"

"ત્યારે શું અત્રે બાગના ભાગ છે?" ઇદ્રજીતે પૂછયુ

"હા! ચાર જુદા ભાગ છે!" કમલીનીએ જણાવ્યુ– "પહેલા ભાગના બાગમા સીપાઈ અને નોકરોના રહેઠાણ છે બીજા ભાગના બાગમા માયાવતી રહે છે, ત્રીજા અને ચોથા ભાગમા કોઈ રહેતુ નથી, પણ જે માણસને છુપી રીતે કેદ રાખવો હોય તેને ત્યા રાખવામા આવે છે! ત્રીજા ચોથા ભાગના બાગ તુલેસમ જેવા છે! ચોથો ભાગ તો ભયાનક દેખાવોથી ભરપુર છે!"

"અને તે સ્થાનમાજ અમારા માતાપિતા કેદ છે?" ઇદ્રજીતકુમારે આતુરતાથી પૂછયુ–" તમારા ન્હાના બહેન એ વિષે કઈ જાણતા હશે?"

"નહી! એ બીચારી ત્રીજા અને ચોથા ભાગના બાગ વિષે કઈ જાણુતી નથી!" કમલીનીએ જણાવ્યુ

"માયાવતી પણ તેમને લગતા ભેદ હજી જાણુતી નથી!" લીલાવતીએ જણાવ્યુ–" બ્હેન કમલીની પણ હમણા બે ચાર માસમા કોણ જાણે કેવી રીતે અત્રેના તમામ વિચિત્ર ભેદ જાણવા લાગ્યા છે! આપણે જઇએ છીએ તે સુરગ વિષે પણ

માયાવતીને ખબર નથી!" કમલીનીના હાથમાની દીવટ બળી જવાથી ઓહોલવાઈ ગઈ હવે બળના હાથમાના ફાનસમા દીપક બળતો હતો, એટલે તે કમલીનીના કહેવાથી સૌની આગળ ચાલવા લાગ્યો વીસેક કદમ જતા તેઓ જે સ્થાનમા જઈ પહોચ્યા ત્યાથી ચારે તરફ જવાની ચાર સુરંગ હતી ત્યા જઈ પહોચતા કઈ તરફ જવુ તેના વિચારમા સર્વ ઉભા રહ્યા, એટલે કમલીની બોલી-"જમણા હાથ તરફની સુરંગમા થઈને આપણે તીલસ્મી મહેલના બહાર જઈ શકીએ તેમ છે! આ સામેની સુરંગ મારફત ત્રીજા અને ચોથા ભાગના બાગમા જવાય છે, અને ડાબી બાજુની સુરંગ બીજા ભાગના બાગમા પુરી થાય છે, જ્યા માયાવતી રહે છે! માટે બોલો કુમાર, હવે ક્યા જવાની આપની ઈચ્છા છે?"

"માયાવતીના બાગમા ચાલો તો આ સમયેજ તેને કેદ પકડી લઈએ કે તમામ અડચણ મટી જાય!" આનંદસિંહે કહ્યું

"એ કંઈ સહેલ નથી!" કમલીનીએ જણાવ્યુ—"વળી માયા-વતીઅત્યારે પોતાના મહેલમા નહી હોય, અને કદાચ હશે તો બધી વાતે સાવચેત હશે! વળી ત્યા જતા માર્ગમા આપણને બીજી અનેક મુશ્કેલી નડશે! બાગને ફરતી દીવાલ એટલી ઉંચી અને કઢંગી છે કે તે કુદીને બહાર નીકળી જવાય તેમ નથી એ ઉપરાત બાગના પહેરાપર પાચસો બહાદુર સીપાઇઓ રહે છે, જેઓ પલકમા સજ થઈ માયાવતી સમીપ આવી પહોચે તેમ છે! આથી માયાવતીને પકડીને પણ બાગની બહાર લઈ જઇ શકાય તેમ નથી! મારા વિચાર મુજબ આપે એકવાર અત્રેથી બહાર નીકળી જવુ!"

"અમારો જુદોજ વિચાર છે!" ઇંદ્રજીતકુમારે જણાવ્યુ "તમારાથી બની શકે તો આ તીલસ્મી ઈમારતના એવા ભાગમા અમને લઈ જાઓ, જ્યા બે ત્રણ દીન આપણે રહી શકીએ!"

"મને એ વિચાર ઠીક લાગે છે!" કમલીનીએ જણાવ્યુ

"બહેન, એવી કઈ જગ્યા છે?" લીલાવતીએ પૂછ્યુ

"ત્રીજા ભાગના બાગમા તો પેલી છેજ, અને ચોથા ભાગના બાગમા પણ છે!" કમલીનીએ જવાબ આપ્યો, એટલે લીલાવતી બોલી ઉઠી—"ના! ચોથા ભાગના બાગમા રહેવુ નથી કેમકે, તે ભયાનક સ્થાન છે! બહેન! ત્યાના તમામ ભેદ આપ જાણો છો?"

૧૫

"ત્યાના ભેદ જાણવા શુ સહેલ છે? એક ઈમારતમા જવાનો માર્ગ જાણુ છુ, ત્યા કોઈ આવી શકશે નહી!" કમલીનીએ જણાવ્યુ એટલે ઇંદ્રજીતકુમાર બોલી ઉઠયો-"ત્યાજ આપણે ચાલો!"

"ભલે ચાલો!" આમ કહી કમલીની સામેની સુરંગમા સવ-ળાઓ સહ ચાલી થોડેક ચાલતા તેઓ લોખંડના બંધ દ્વાર આગળ જઈ પહોચ્યા, જેમા કોઈ ઠેકાણે કુચી લગાડવાની જગ્યા કે કડી યા સાકળ જેવુ કંઈ ન હોવાથી તે કેવી રીતે ઉઘાડી શકાશે, તે સમજી શકાતુ નહોતુ દરવાજાની બંને બાજુએ ભીંતમા ત્રણ હાથ ઉંચે ચાંદીના બે હાથી હતા, તેમના ધડનો આગલો ભાગ થોડોક બહાર નીકળી આવેલ હતો વળી એક હાથીની સૂંઢ બીજાની સૂંઢમા વીંટળાયલી હતી બંને હાથીનો એકેક આગલો પગ બહાર નીકળીને કંઈક જમીન તરફ નમેલો હતો, એટલે જાણે બંને હાથી એકમેકની સાથે લડવાને તૈયાર થઈ રહ્યા હોય, એમ જણાતુ હતુ સર્વને વીમાસણમા પોતાની તરફ જોતા ઉભા રહેલ જોઈ કમલીની બોલી-"એક પુસ્તક વાચતા મને જણાયુ છે કે આ દ્વાર ઉઘાડવાને તેમજ બંધ કરવાને છુપી કમાન છે, જે આ હાથીઓના પેટમા છે, અને બંનેની સૂંઢો દબાવવાથી તે દબાય છે! જરા જોર અજમાવવાનુ કામ છે! બંને સૂંઢો દરવાજાને લાગે ત્યા સુધી જોરથી નમાવીને દબાવો જોઈએ!"

"લાવો હુજ પહેલા હાથ અજમાવી જોઉં!" વીજયે જણાવ્યુ, અને હાથીઓની પાસે જઈ બંને સૂંઢો પકડી જોર અજ-માવ્યુ, પણ તે એક વહેંત કરતા વધુ નમાવી શકયો નહી, જ્યારે દરવાજા અને હાથીની સૂંઢ વચ્ચે બે હાથનો અંતર હતો વીજય નિષ્ફળ થતા બીજા અઈયારોએ પણ જોર અજમાવી જોયુ પણ કોઈ વધુ નમાવી શકયો નહિ, એટલે કમલીની બોલી-"કુમાર, આપ બંને સિવાય કોઈથી દ્વાર ઉઘાડી શકાશે નહી!" આ સાભળી આનંદ-કુમારે ઇંદ્રજીત પ્રત્યે પૂછયુ-"આજ્ઞા હોય તો અમે હાથ અજ-માવીએ!" ઇંદ્રજીતકુમારે આજ્ઞા આપતાજ તેણે બંને સૂંઢ પકડી જોરથી આચકો મારી જોતજોતામા દરવાજાને લગાડી, જે સાથે હાથીઓની ચીચીયારીનો ધીમો અવાજ સંભળાયો, અને દરવાજાનુ બારણુ સરરરર કરતુ નીચે જમીનમા સરી ગયુ, એટલે કમલીની બોલી ઉઠી-"સૂંઢને પાછળ હઠાવશો નહી! તેની નીચેથી અથવા

ઉપરથી કુદીને પેલી તરફ ચાલો !" તરતજ બળ હાથમા ફાનસ-સહ કુદીને પેલી તરફ નીકળી ગયો, જે બાદ ઇંદ્રજીતકુમાર પણ ઓળંગી ગયો. કુમાર આનંદસિંહ તેની પાછળ જતો હતો, એટલામા પેલી તરફના બાગમા સંતાયલા એક માણસે ઝડપથી આગળ વધીને બળના હાથમાના ફાનસપર એક લાત મારી આથી ફાનસ તો પડયુ નહી, પણ તેમાનો દીપક ઓહોલવાઈ જઈ ત્યા અંધકાર છવાઈ ગયો આ કામ તેણે ઘણીજ ઝડપથી કર્યું, પણ સઘળાઓએ તેને દીઠો, પણ તે કોણ હતો તે ઓળખી શકાયુ નહી કેમકે, તેણે પોતાનો ચ્હેરો બુકાની બાધીને છૂપાવી રાખ્યો હતો, અને આખુ શરિર કાળા ઝભ્ભામા ઢાકી દીધુ હતુ અંધકાર થતાજ તેણે પોતાના હાથમાની ન્હાની તલવારનો કુમાર ઇંદ્રજીતસિંહ પર ઘા કીધો અંધારાને લીધે કંઈ નિશાન ન હોવાથી કુમારના ડાબા પડખાપર છરતો ઘા વાગ્યો, એટલે તે મ્હોટેથી બોલી ઉઠયો–" સર્વ સાવધ રહેજો ! દુશ્મનના હાથમા હથીયાર છે, અને અમને તેણે જખમી કીધા છે !" તરતજ કમલીનીએ પોતાની પાસેનુ તીલસ્મી ખંજર કમ્મરેથી કહાડીને તેનો હાથો દબાવ્યો, જેથી તેમાથી નીકળેલા ચમકાટ આગળ સર્વની આખો મીંચાઈ ગઈ તરતજ કમલીની દરવાજાની પેલી તરફ કુદી ગઈ, તો સામેની સુર-ગમા દુશ્મન નહાસતો જણાયો ખંજરના ચમકાટે તેની આખો પણ આંધળી કરી નાખી હતી, એટલે કમલીનીએ તેને સહજમા પકડી પાડયો, અને ખંજર તેના શરિરને લગાડતાજ તે બેહોશ થઈ પડયો તેને પડયો રહેવા દઈ કમલીની પાછી ફરી અને પોતાની થેલીમાથી દીવટ કહાડી સળગાવી, એટલે આનંદકુમાર અને અઈ-યારો પણ દરવાજાની આ તરફ નીકળી આવ્યા ઇંદ્રજીતકુમારના પડખાપર થયલા જખમમાથી લોહી વહી જતુ હતુ કમલીનીએ પોતાની થેલીમાથી એક શીશી કહાડી તેમાનુ તેલ પોતાના નાજુક હાથેજ જખમપર લગાડયુ, એટલે લોહી વહેતુ બંધ થઈ ગયુ પછી પોતાના સાળુમાથી એક ચીરો ફાડી તેણે જખમપર પાટો બાધ્યો, એટલે કુમાર મુખ મલકાવીને ધીરેથી બોલ્યો "તમારા ઉપકારના ભાર તળે અમે રોજ વધારે દબાતા જઈએ છીએ ! ઉંચુ મસ્તક કરવાનો સમય ઈશ્વર કોઈ દિવસ બતાવશે કે કેમ !"

" હવે એટલેથીજ બસ કરો કુમાર !" કમલીની હસીને બોલી

"એ હરામખોર નહાસી ગયો ?" આનંદસિંહે પૂછ્યું

"મારા હાથમાથી નહાસી જવાનું સહેલ નથી ! પેલી સુરંગમા એ બેહોશ પડયો છે !" કમલીનીએ જણાવ્યું "આ સમયે આ મારૂં ખંજર બહુ કામ આવ્યું !"

"વાહ ! એ તો અજબ વસ્તુ છે ! એના ચમકાટે અમારી આંખો પણ બંધ થઈ ગઈ !" ઇંદ્રજીતકુમાર બોલ્યો

"કુમાર ! એ તીલસ્મી ખંજર છે, અને એમા ઘણા ગુણ છે !" કમલીનીએ જણાવ્યું

"આ ખંજરમા એવી શી અજાયબી ભરી છે, તે જાણવાને અમે આતુર છીએ !" ઇંદ્રજીતકુમાર બોલ્યો—"અરે ! બીજી પણ કેટલીક બાબતો વિષે અમે જાણવા માગીએ છીએ, પણ એકાએક દુશ્મન આવી પહોચ—"

"ઇશ્વરેચ્છા !" કમલીની બોલી—"એ સેતાન સિવાય બીજો કોઈ અહીં આવી શકે તેમ નથી ! આ દ્વાર ઉઘાડવાની તેનામા શક્તિ ન હોવાથી ગુપચુપ ભરાઈ બેઠો હતો ! આમ છતા એ અહીં સુધી આવી પહોચ્યો, એ અજાયબી સરખું છે !"

"તમે એને ઓળખો છો કે ?" ઇંદ્રજીતકુમારે પૂછ્યું

"ઓળખાણ વિષે કંઈક શક છે, પણ ખાત્રી કર્યા વગર આપને કંઈ કહી શકતી નથી !" કમલીનીએ જણાવ્યું—"હવે આ દ્વાર બંધ કરવું જોઇએ કેમકે, એ રસ્તે દુશ્મનો આવી પહોચવાનો ભય છે !'

વાચનાર ! દરવાજાની આ તરફ પણ તેવાજ બે હાથી ભીંતમા હતા, જેમની સૂંઢોને આનંદકુમારે કમલીનીના કહેવા પ્રમાણે દરવાજા તરફ હડસેલી જેથી પેલી તરફના હાથીઓની નમેલી સૂંઢ પહેલાની માફક સીધી થઈ ગઈ અને દરવાજો બંધ થઈ ગયો આ જોઈ ઇંદ્રજીતકુમાર બોલ્યો—"આ તરફથી જો દ્વાર ઉઘાડવું હોય તો અત્યારે બારણા સાથે લાગેલ હાથીની સૂંઢોને આપણી તરફ ખેંચી સીધી કરવી જોઇએ, એટલે પેલી તરફની સૂંઢો દ્વારને લાગશે !" કમલીનીએ તેનું ધારવું વાસ્તવિક જણાવ્યું, એટલે તે બોલ્યો—"બસ ! હવે ચાલો, અને ચાલતા ચાલતા તમારા તીલસ્મી ખંજરની હકીકત પણ જણાવો !"

"શા માટે? અહીંજ એની હકીકત સમજાવી હુ આપને એવુ એક ખજર આપુ છુ!" કમલીનીએ જણાવ્યુ. અને ખજરને લગતી તમામ વીગત સમજાવી પોતાની પાસેનુ બીજુ ખજર અને તેની જોડની વીંટી કુમારને આપ્યા, એટલે લીલાવતી બોલી–"ન્હાના કુમારને પણ એક ખજર આપવુ જોઈએ બ્હેન!"

"એમા તમારી ભલામણની જરૂર નથી! એમને પણ ખજર આપીશ!" કમલીનીએ જણાવ્યુ–"મારી પાસે ખજર છે તે એમને આપ્યુ હોત, પણ હાલ એ મારી પાસે હશે તો આપની અનેક સેવા બજાવવાને હુ શક્તિવાન થઈશ કેમકે દુશ્મનો–"

"ભલે સગવડે આપજો! તમારી પાસેથી ખજર લઈ તમને ચિતામા નાખવાની અમારી ઈચ્છા નથી!" આનદકુમારે જણાવ્યુ

"અવશ્ય આપીશ!" કમલીનીએ જણાવ્યુ તેઓ સર્વે જે સ્થળે પેલો હરામખોર બેહોશ પડયો હતો ત્યા ગયા તેના મુખપરની બુકાની છોડી નાખતા કમલીની ચમકીને બોલી–"અરે! આ તો બીજોજ કોઈ છે! હુ ધારતી હતી કે તલેસમનો દારોગો હશે, અને મહારાજ કુલીનસિહના કેદખાનામાથી કોઈ પ્રકારે છુટી આવ્યો હશે, પણ આને તો હુ ઓળખતી નથી!" આટલુ કહી તે પોતાના મનમા બોલી–"એ મારી સગે દગો નહી રમ્યો હોય? કેમ કહેવાય? એવા માણસનો ભરોસો ન કર્યો હોત તો ઠીક હતુ!" નઈ ચિતામા તે થોડીવાર સુધી મુગી ઉભી રહી, એટલે આનદકુમાર તેનો હાથ પકડી બોલ્યો–"આપને વિચારમા પડેલ જોઈ અમને લાગે છે કે કોઈ આવી પડનારી નવી આફતે તમને ચિંતામા નાખ્યા છે!"

"એમજ છે!" કમલીની ગભીર અવાજે બોલી–"મારા કાર્યમા વિઘ્ન પડશે, એમ જણાય છે! ઈશ્વરેચ્છા! કુમાર! આપને માટે ગમે તે કષ્ટ તો શુ પણ પ્રાણ અર્પણ કરતા હુ પાછી પાની કરૂ તેમ નથી! ચાલો! હવે અત્રેથી સત્વર જઈએ!"

"શુ આ બાગની બહાર જઈશુ?" ઇદ્રજીતે પૂછ્યુ

"હા!" કમલીનીએ જણાવ્યું

"પૂજ્ય માતપિતાજીને છોડવીને પછી જવાની અમારી તો ઈચ્છા છે!" ઇદ્રજીતકુમારે જણાવ્યુ

"મારો પણ એજ વિચાર હતો, પણ પહેલા આપને સલામત બહાર લઈ જવાની જરૂર છે! કદાચ આપ ફરી ફસાઈ જાઓ તો પછી એમને છોડવવાની તજવીજ કોણ કરશે!" કમલીનીએ જણાવ્યુ, એટલે ઇદ્રજીત બોલ્યો–"ઠીક! અત્રેના ભેદોથી અમે અજાણ્યા હોવાથી કહેશો તેમ કર્યા વિના છુટકોજ નથી! અમારો વિચાર અત્રેથી એમજ જવાનો નથી! અમારા હાથપગ ખુલ્લા છે ત્યા એક શુ પણ પાચશો દુશ્મનોથી અમે ડરીશું નહી! વળી તીલસ્મી ખ જર પાસે છે, એટલે સાક્ષાત યમરાજની સાથે બાથ ભીડતા પણ અમે હઠીએ તેમ નથી!"

"કુમાર! આપની બહાદુરી કોઈથી અજાણ નથી, પણ સમય વિચારતા જણાય છે કે, આપ પહેલા અત્રેથી બહાર જાઓ તો સારૂ!" કમલીનીએ ગ ભીર અવાજે જણાવ્યુ, એટલે ઇંદ્રજીત-કુમાર જવાને તૈયાર થતા ધીમેથી તેના કાનમા બોલ્યો–"તમારૂ ચાતુર્ય જોઈ અમને અદેખાઈ આવે છે!"

"અદેખાઈ શાની?" કમલીનીએ ધીમેથી પૂછ્યુ, એટલે છેક સમીપ જઈ ઇંદ્રજીતકુમારે તેના કાનમા કહ્યુ–"તમ સરખુ રત્ન મેળવનાર પુરૂષ પૂર્ણ ભાગ્યશાળી હશે!" જવાબમા કમલીની છણકો કરી ધીમે સાહેજ બોલી–"મને આપના કરતા કોઈ વધુ ભાગ્યશાળી નર નજરે પડતો નથી, પણ–" વાચનાર, કમલીનીના આ શબ્દોએ ઇંદ્રજીતકુમારના અ ત કરણમા આન દનો ઝરો વહેતો કીધો, પણ છેવટના 'પણ' થી એ તમામ આન દ ઉડી ગયો, અને કમલીની પોતાનુ બોલવુ પુરૂ ન કરતા વીજય પ્રત્યે બોલી– "આ બેહોશ માણસને ઉપાડી જવો જોઇએ!" વીજયે તેને પોતાની પીઠે ઉપાડી લીધો, એટલે ઇદ્રજીતકુમાર બોલ્યો–"અમારા ધારવા મુજબ બહાર જવાનો માર્ગ આપણે પાછળ છોડી આવ્યા છીએ!"

"હા! એ માર્ગ સુગમ છે, પણ હવે આપણે એ રસ્તે નહી જઇએ! કેદખાનાની ભીંત આપે તોડી નાખેલ હોવાથી સુર ગનુ મુખ ઉઘાડુ રહ્યાથી હાથીવાળા દ્વારની પેલી તરફ દુશ્મનો આવી પહોચ્યા હોય તો ક ઈ નવાઈ નથી!"

"ત્યારે આ હરામખોર આવ્યો તે રસ્તે જઈશું?" ઇદ્રજીતે પૂછ્યુ, જેના જવાબમા કમલીનીએ જણાવ્યુ–"એ તરફ પણ દુશ્મનનો ભય છે! આપણે બીજે રસ્તે જઈશું!" આમ કહી તે

એક તરફ ચાલી, એટલે તેની પાછળ સર્વ ચાલ્યા આ સુરંગમા પણ બંને તરફની ભીંતે સુંદર ચિત્રો હતા થોડેક જતા એક તરફ દ્વાર ખુલ્લુ જોઈ કમલીની બોલી–"આ માણસ આ માર્ગે આવ્યો હશે, તેથી બંધ નથી!"

"ત્યારે આ રસ્તેજ ચાલો! કદાચ પાંચ પંદર દુશ્મનોનો ભેટો થયો તોપણ શું?" ઇંદ્રજીતકુમારે જણાવ્યુ

"ભલે ચાલો!" કમલીનીએ જણાવ્યુ, એટલે સર્વ તેમા દાખલ થયા, અને તેણે તે દ્વાર બંધ કરી દીધુ થોડેક સુધી એક સુરંગમા ચાલ્યા બાદ તેનો અંત આવ્યો, અને ઉપર ચ્હડવાને ન્હાની ગોળ ફરતી પગથીઓ જણાઈ તેઓ ઉપર ચ્હડયા પગથીઓ પૂરી થતા એક બંધ દ્વારમા ચાવીને બદલે ગોળ ચક્કર હતુ, જે કમલીનીએ ચાર પાંચ વાર ફેરવ્યુ, એટલે ખટકા સાથે પથ્થરની એક સીલા ઉઘડી ગઈ, અને સર્વ તેની બહાર નીકળી ખુલ્લા મેદાનમા જઈ પહોચ્યા, એટલે કમલીની બોલી–" દૈવ સાનુકુળ છે! અત્રે તો આપણો કોઈ દુશ્મન નથી!" જે માર્ગે તેઓ બહાર નીકળ્યા હતા, તે પથ્થરનો ચબુતરો હતો, જેનાપર શંકરનુ લીંગ સ્થાપન કરેલુ હતુ. ચબુતરાની એક બાજુએ નીચેની સીલા ઉઘડી જઇને બહાર નીકળવાનો માર્ગ થયો હતો શીવલીંગની સામે ત્રાંબાનો મ્હોટો નંદી બેસાડેલો હતો, અને તેના મુખ આગળ લોખંડનો એક સર્પ ગુંછળુ વાળી બેઠેલ હતો કમલીનીએ તે સાપનું માથુ બે હાથે પકડી ઉપરની તરફ ખેચ્યું, જેથી નંદીનુ મુખ ઉઘડી ગયુ, એટલે તેણે તેમા હાથ નાખીને કંઈ આંટા ફેરવવા માંડયા આથી તે ઉઘડી ગયલી પથ્થરની સીલા પાછી બંધ થઈ ગઈ પછી તેણે સાપનુ મુખ દબાવી દીધુ, એટલે નંદીનુ મુખ પણ બંધ થઈ ગયુ આ જોઈ ઇંદ્રજીતકુમાર બોલ્યો "આ દ્વાર પણ અજબ કારીગીરીવાળુ છે! માયાવતી એ વિષે જાણતી હશે?"

"હા! ત્રીજા ભાગના બાગમા જવાનો એ એક માર્ગ છે, જે અમે ત્રણે બહેનો જાણીએ છીએ!" કમલીનીએ જણાવ્યુ

"આ સ્થાન તો બહુ ભયાનક જણાય છે!" આનંદકુમાર આસપાસ નજર ફેરવતા બોલ્યો

"હા ! કમલીનીએ જણાવ્યું—" આ અસલી મસાણ છે, અને ગંગાજી સમીપમાં વહે છે ! અસલ આ મસાણ પાસેથીજ ગંગાજી વહેતા હતા, પણ હાલ સુકાઈ ગયા છે !"

"ઠીક, હવે આપણે કયાં જઈશું ?" આનંદકુમારે પૂછ્યું

"આપણે ગંગાજીને પેલે પાર જમાનીઆમાં જઈશું ! ત્યાં એક ગુપ્ત સ્થાનમાં આવેલું ઘર આપણે માટે ભાડે રાખ્યું છે, ત્યાં બે ત્રણ દીન રહીશું, એટલામાં હું કંઈ તજવીજ કરીશ ! મેં આ તરફ કીનારે હોડી બાંધી છે, તેમાં બેસીને આપણે સામે પાર જઈશું !" કમલીનીએ જણાવ્યું સર્વ ત્યાંથી રવાના થઈ ગંગા કીનારે આવ્યા, અને હોડીમાં બેસી સામે પાર ઉતર્યાં

## પ્રકરણ ૧૮ મું.

## નવી આશા.

દીન બે પ્રહરથી વધુ ચ્હડી ગયો હતો, પણ માયાવતીના ખાવાપીવાનું હજી કંઈ ઠેકાણું નહોતું હર પળે તેની ચિંતા વધતી જતી હતી ગોવીંદરાય, દેવીસિંહ અને રતન તેની પાસે હતા, પણ ધીરજ આપી તેના મનનું સમાધાન કરવા તરફ કોઈનું ધ્યાન નહોતું આગલા પ્રકરણોમાં જાણેલી બીનાપરથી આપણ સમજ્યા છીએ કે માયાવતી સાથે રતન અને તેના બંને અઈયારો કોઈ મ્હોટા પાપના બોજા તળે દબાયલા હતા, અને અત્યાર સુધીમાં બનેલા બનાવોએ તેમને ભડકાવી દીધા હતા, એટલે તેઓ પણ પોતાના જીવની ચિંતામાં પડયા હતા એ ત્રણ સિવાય કોઈ ચોથો માણસ માયાવતીને ધીરજ આપવા પાસે નહાતો વળી તેમના સિવાય બીજા કોઈને માયાવતીના ભેદોની ખબર પણ નહોતી, અને તે કોઈને જાણ કરવાની પણ તે હિંમત કરે તેમ નહોતું મહેલમાં સર્વત્ર ગમગીની છવાઈ રહી હતી દાસીઓ અને સીપાઈઓ શું થયું છે, અને શું થનાર છે તે કંઈ જાણતા નહોતા, તે પણ સર્વના સુખ ચિંતાથી ઝાંખા થઈ ગયા હતા કેટલીક વાર સુધી ચુપ રહેવા બાદ ગોવીંદરાય માયાવતી પ્રત્યે બોલ્યો "રાજા કુલીનસિંહના અઈયારો બહુજ ચાલાક અને જબરા છે ! તેમને કમલીનીજીની મદદ મળવાથી બેવડી હિંમત આવી છે !"

"ખરેખર! કમલીનીજ આ બધી ખરાબીનુ મૂળ છે, અને આપણે તેનો વાળ પણ વાકો કરી શકતા નથી!" રતન બોલી

"એ હરામખોર બાગમા આવી તોફાન મચાવી જાય અને તેની આપણને ખબર પણ ન પડે!" માયાવતી નિ શ્વાસ નાખી બોલી–"અરેરે! આપણી શી દૂર્દશા થનારી છે! કયા નહાસી જાઉં? પ્રાણ બચાવવા શું કરૂ! કંઈ સુઝતુ નથી!"

"એકદમ આમ નિરાશ થવાનુ કારણ નથી! આજના ઢઢેરાની પ્રજા ઉપર કેવી અસર થાય છે, તે જોઈએ!" રતને જણાવ્યુ

"શો ઢઢેરો ફેરવવાનુ દાડીયાને ફરમાવ્યુ છે? તે વખતે મારી સુધ ઠેકાણે ન હોવાથી હુ સમજી નથી!" માયાવતીએ પૂછયુ

"આપની વતી દીવાનજીને આજ્ઞા કરી તે મુજબ તેણે ચાર દાડીયાને બોલાવી આખા શહેરમા એમ ઢઢેરો ફેરવવાને ફરમાવ્યુ કે, આપણા રાજ્યના અઈયારોને ખબર પડવા મુજબ કુલીનસિંહનો અઈયાર સ્વર્ગવાસી મહારાજ જોરાવરસિંહજીનુ સ્વરૂપ ધારણ કરી આપણા શહેરમા પ્રજાને ઉશ્કેરવા આવ્યો છે, માટે એ હરામખોરનુ મસ્તક કાપીને દરબારમા હાજર કરશે તેને દશહજાર મોહોર ઈનામ આપવામા આવશે!" રતને જણાવ્યુ

"એનુ પરિણામ શુ આવે છે તે જોઇએ!" માયાવતી બોલી

"બે દીનમા કામ પાર પડે નહી તો સમજી લેવુ કે ઢઢેરાની અસર ઉલટી થઈ!" ગોવીંદરાય ગભીર અવાજે બોલ્યો

"ભાગ્યમા લખ્યુ હશે તે ભોગવીશુ! આમ બ્હેબાકળા બની ગભરાઈ જવાથી કઈ વળનાર નથી!" માયાવતી બોલી–"આ બારિક સર .મા તમે બને અઈયારોની તો મને હીંમત છે!"

"આપણા તો ચારે હાથ બોચે પડયા છે!" ગોવીંદરાય બોલ્યો–"રાજા કુલીનસિંહના અઈયારો અને કમલીનીજીની સામે આપણે બાથ ભીડી શકીએ તેમ નથી! ચતુરસિંહે મારા મુખપર કાળો રગ લગાડયો છે તે હજી તદન નીકળી ગયો નથી! મહારાણી, આપને કદાચ હજી આશા હશે, પણ મારી હવે હિંમત જતી રહી છે, અને અત્રે રહેવામા હુ તો જોખમ માનુ છું!"

"ખરેખર શુ તમે એમજ કરશો?" માયાવતીએ પૂછયુ

"હા! અત્રેથી ચાલ્યા જવાનો મેં પકકો નિશ્ચય કીધો છે!" ગોવીંદરાયે જણાવ્યુ

"તમારો શો વિચાર?" માયાવતીએ દેવીસિંહને પૂછ્યું

"મે પણ એવોજ ઠરાવ કીધો છે!" દેવીસિંહે જણાવ્યુ–"ચોમેર આગ સળગી ત્યા ઉભા રહેવામા શો લાભ?"

"હુ એક યુક્તિ બતાવુ છુ, તેથી જો આપણો પાસો સવળો ન પડે તો પછી તમે ગમે તેમ કરજો!" માયાવતીએ જણાવ્યું

"એ મ્હોતના ફાફા છે!" ગોવીંદરાય નિરાશાસહ બોલ્યો

"અરે! ગભરાઓ નહી!" માયાવતી બોલી–"તમે કેમ ભૂલો છો કે આ તલેસમની રાણી હોવાથી તેમાની ઘણી અદ્‌ભૂત વસ્તુઓ મારી પાસે છે! એક ચીજ હુ તમો બંનેને આપીશ, જે જોઈને તમે એમજ કહેશો કે, હવે કંઈ ચિંતા નથી! જોત-જોતામા સેંકડો માણસોના પ્રાણ લઈ શકીએ તેમ છે!"

"આપ તલેસમના રાણી છો અને તીલસ્મી ચીજો આપની પાસે છે, પણ આપ કહો છો તે વસ્તુ નજરે જોયા સિવાય અમે કંઈ કબુલાત આપી શકીયે નહી!" દેવીસિંહે જણાવ્યુ

"ભલે! મારી સંગે ચાલી તમે એ વસ્તુ જુવો, અને મન માને તો મારી સાથે રહેજો નહીંતો ગમે ત્યા ચાલ્યા જજો!" માયાવતી આમ કહી રતન અને બંને અઈયારો સહ બાગમા રવાના થઈ, જે બૂર્જમા કમલીની અને લીલાવતી મળ્યા હતા ત્યા તેમને લઈ ગઈ બૂર્જની બ જુમા કાળા પથ્થરની એક ઓરડી હતી પણ તેમા દાખલ થવાનુ દ્વાર કયાય જણાતુ નહોતુ માયાવતીના કહેવાથી ગોવીંદરાયે તેની અગાસીપર કમંદ ફેંકી તેની મદદથી તેઓ ચારે તેપર ન્હડી ગયા અગાસીની બરોબર વચમા ભોયરાના દ્વાર સરખુ ઢાકણુ હતુ, જેમા સાધારણ તાળુ મારેલુ હતુ માયાવતીના કહેવાથી ગોવીંદરાયે પોતાની થેલીમાથી એક વાકો સળીયો કહાડી તાળુ ઉઘાડી ઢાકણુ ખસેડી દ્વાર ઉઘાડયું, એટલે માયાવતીએ બંને અઈયારોને તેમા ઉતરવાને કહ્યું, જેના જવાબમા ગોવીંદરાયે જણાવ્યુ–"પહેલા આપ ઉતરો પછી અમે ઉતરીશુ! અત્રેની અદ્‌ભૂત ઘટનાઓથી અમે બહુ ડરેલા છીએ!" તરતજ માયાવતી કમંદની મદદથી તે ઓરડીમા ઉતરી, એટલે રતન અને બંને અઈયારો પણ તેની પાછળ ઉતર્યા ઉપરનુ ઢાકણુ ખુલ્લુ હોવાને લીધે ચંદ્રનો પ્રકાશ ઓર-ડીમા પડતો હતો એ ઓરડી વીસેક હાથ પહોળી અને તેથી

કંઈક વધુ લાંબી હતી ત્યાંની જમીન લાકડાની હતી, જેપર રંગ લગાડેલો હતો ઓરડીની વચમાં એક ન્હાની પેટી પડેલી હતી, જે બતાવતાં માયાવતી બંને અઈચારો પ્રત્યે બોલી–"બંને જણ મળીને એ પેટી મારી પાસે ઉપાડી આવો !" આ સાંભળી બંને અઈચારો પાસે જઈ પેટીના કડાં પકડીને તે ઉપાડવા જતા હતા, એટલામાં બોયપર જે સ્થળે તેઓ ઉભા હતા ત્યાંનું ગોળ પાટીયું બારણાંની માફક એક તરફથી અંદરની તરફ એકાએક નમી ગયું, અને બંને અઈચારો અંદર પડયા તેઓ પાણીમાં પડયા હોય તેવો ધબકારાનો અવાજ સંભળાયો તેમના પડવા સાથે જમીનમાંનું ઉઘડી ગયલું બારણું પાછું બંધ થઇ ગયું, અને પેટી પણ તે સ્થળે દેખાવા લાગી આ જોઈ રતન ધાસ્તીથી ધ્રુજતા બોલી–"આ કુવો છે?"

"હા ! આવા નિમકહરામોને શીક્ષા કરવા એ બનાવેલો છે !" માયાવતી ગુસ્સાસહ બોલી–"બંને નીચ કુતરાઓ મને છોડી જઈ પોતાની જીંદગી બચાવવા ઈચ્છતા હતા, તેની સજા હવે બરોબર ભોગવશે !"

"આપની સાથે આટલા દીન રહેવા છતાં આ કુવા વિષે મને તો કંઈ ખબરજ નહોતી !" રતન બોલી

"અત્રેના એવા ઘણા ભેદ તું હજી નથી જાણતી !" માયાવતીએ જણાવ્યું–"હવે ચાલો !" આમ કહી તે રતનસહ ઓરડાની બહાર નીકળી અને દ્વાર બંધ કરીને કમાનની મદદથી નીચે ઉતરી પોતાના શયનગૃહમાં પાછી ફરી દાસીઓએ તેને રતન અને બંને અઈચારો સહ તે ઓરડી તરફ જતી જોઈ હતી, પણ એકલી રતન સાથે તેને પાછી ફરેલી જોઈ તેમને અજાયબી ઉપજી, પણ તે વિષે પૂછપાછ કરવાની કોઈએ હિંમત કરી નહી. બીજે દીને સંધ્યાકાળે માયાવતી પોતાના ઓરડામાં મખમલની ગાદી પર આડે પડખે પડી હતી, અને રતન પાસે બેઠી હતી બંને ઉંડા વિચારમાં નિમગ્ન થઈ ચુપ બેઠી હતી આખરે રતન બોલી "બંને અઈચારોના પ્રાણ લેવામાં આપે ઉતાવળ કરી !"

"એ હરામખોરોને તો યોગ્ય સજા થઈ!" માયાવતી બોલી.

"જેવી ઈશ્વરેચ્છા ! પણ આવે બારિક સમયે બીચારી માલતી પણ નથી, એ દીલગીરી ભરેલું છે !" રતન બોલી.

"ખરેખર! માલતી ખરી મદદગાર હતી તેને ચતુરસિંહે કેદ કરી!" માયાવતી નિસાસો નાખી બોલી "વઈતાળના કાગળ લઈ નાનુ તેને છોડાવવા ગયાને બહુ દીન થયા તેનુ શુ થયુ, તે કંઈ જણાયુ નહી! ચતુરસિંહે તેને પણ કેદ પકડી હશે શુ? વઈતાળને મારવામા માલતીએ પણ ઉતાવળ કરી!"

"હા! એ તેણે મ્હોટી ભૂલ કરી! વઈતાળને હાથે ઘણા કામ લેવાની આશા હતી!" રતને જણાવ્યુ, એટલામા ઓરડાની બહારથી અવાજ આવ્યો–"હતી નહી પણ છે!" આ સાભળી માયાવતીએ દ્વાર તરફ નજર કરી તો નાનુ ઓરડામા દાખલ થઈ એટલે તે બોલી–"નાનુ, આ સમયે તુ ઠીક આવી! અહીં મારી સમીપ બેસ!" નાનુ તેની પાસે બેસતા બોલી–"આપ ઉદાસ જણાઓ છો! તબીયત તો ઠીક છે?"

"અરે! ઠીક શુ? બસ! જીવ નીકળવાની વાર!" માયાવતી નિસાસો નાખી બોલી–"તુ આવી છે તો તમામ હકીકત જાણીશ! પણ પહેલા કહે કે વહાલી માલતીને છોડાવી આવી? અત્રે આવતા તુ શુ બોલી? શુ વઈતાળને મારી નાખ્યા નથી? એ ખબર અસત્ય છે?"

"અસત્યજ!" નાનુએ જણાવ્યુ–"માલતીએ વઈતાળના પ્રાણ લીધા નથી, તેમજ તે કમલીનીના પંજામા સપડાઈ છે! મને એ ખબર આપવાને પણ ભાલડીના વેષમા કમલીનીજ આવી હતી! વઈતાળના કાગળ હાથ કરી મને કેદ પકડવાની તેની ધારણા હતી હુ પણ તેની કપટજાળમા ફસાઈ અને વઈતાળના તમામ કાગળ તેના હાથમા ગયા, જે તેણે બાળી નાખ્યા!"

"એ ખોટું થયુ!" માયાવતી બોલી–"વઈતાળ આપણા પંજામાથી જતો રહ્યો! જીવતો છે, એટલુ પણ ઘણુ છે! વારુ તુ તેના પંજામાથી કેમ છુટકી આવી? આના જવાબમા નાનુએ પોતાની તમામ હકીકત જણાવીને કહ્યુ–"વઈતાળને મારી સંગે અત્રે તેડી આવી છુ! તે આપણને મદદ કરવા તૈયાર છે!" આ સાભળી માયાવતીને આશા ઉપજી અને તે આનંદમા આવી બોલી– "અમારાપરનું સંકટનુ વાદળ દૂર થવાની આશા છે!"

"પણ એવી શી આફત આવી પડી છે?" નાનુએ પૂછ્યુ

"એ બધુ હુ જાણીશ ! પહેલા વઈતાળને મારી સમક્ષ બોલાવ ! મારે તેની સાથે થોડી વાત કરવી છે !" માયાવતીએ કહ્યું

"પહેલા આપની હકીકત મને જણાવો ! તે સાભળવાને હુ અધીરી થઈ છુ !" નાનુએ જણાવ્યુ માયાવતીએ છેક ચતુર ગાડો બનીને આવ્યો, ત્યાથી તેને ત્રીજા ભાગના બાગમા કેદ કીધો, ચકરમનુ આવી પહોચવુ, લીલાવતીનુ છોડી જવુ, વગેરે હકીકત જણાવી, પણ પોતાના અસલી કેદીનુ છુટી જવુ, અને બ ને અઈયારોને મારી નાખવાની હકીકત છુપાવી તેને બદલે જણાવ્યુ—"સ્વર્ગવાસી પતીરાજનુ સ્વરૂપ ધારણ કરી કુલીનસિંહનો અઈયાર આવ્યો છે, તેને પકડવા ગોવીંદરાય અને દેવીસિંહ ગયા છે !"

"એ ચકરમે સર્વના કાનમા શુ કહ્યુ ?" નાનુએ પૂછ્યુ

"ગોવીંદરાય અને દેવીસિંહને એ વિષે પૂછતા તેમણે જવાબજ આપ્યો નહી !" માયાવતીએ જણાવ્યું—"મારા કાનમા તેણે એટલુ જ કહ્યું કે, આ રાજ્ય આઠ દીનની અ દર ઇદ્રજીતસિંહના હાથમા જઈ મારી છ દગીનો અ ત આવશે ! શુ થાય છે તે જોઈએ ? હવે તો વઈતાળને બોલાવ ! એ અઈયાર હોવાથી એને વગર પરદે મળવામા હરકત નથી !" નાનુ મનમા ક ઈ વિચાર કરતી ત્યાથી રવાના થઈ અને બાગના દ્વારપર વઈતાળ ઉભો હતો તેને પોતાની સાથે લઈ પાછી ફરી પહેરેગીરોએ તેમને ક ઈ પૂછગાછ કરી નહી વઈતાળ બાગમાની દરેક ચીજને બારીકીથી જોતો અને અજાયબ થતો માયાવતીની હજુરમા પહોચ્યો, એટલે માયાવતીને બતાવતા નાનુએ જણાવ્યુ—"આ અમારા મહારાણી માયાવતીજી છે !"

"એમને હુ સારી પેઠે ઓળખુ છુ !" વઈતાળ માયાવતીને નમન કરતા બોલ્યો માયાવતીએ તેને બહુજ માન આપી પોતાની પાસે બેસાડયો, અને પૂછ્યુ—"તમારી પત્નિ તમને મળી ?"

"હા ! આપની તાબેદારી સ્વિકારતા મને જે લાભ થવાની આશા છે, તેનો એ પહેલો નમુનો છે !" વઈતાળે જણાવ્યુ

"નાનુએ તમને આપેલ વચન હુ પૂર્ણ કરીશ, અને તમારા દરેક કાર્ય માટે મ્હોટાં ઈનામ આપીશ !" માયાવતીએ જણાવ્યું.

"આપના કાર્યમા તનમનથી મહેનત કરી કમલીનીને હું બરોબર ફસાવીશ ! એ મારાપર જેટલો વિશ્વાસ રાખે છે તેટલીજ

પસ્તાશો ! " વઈતાળે કહ્યું-" પણ બે વાત આપે ધ્યાનમા રાખ વાની છે ! કમલીનીના મનમા મારે માટે શક ન ઉપજે તે માટે તેના મિત્ર તરીકેજ દેખાવ આપીશ, એટલે આપને કાને એવી કઈ ખબર આવે તો તે માટે મનમા અદેશો આણતા નહી ! "

" એવી નજીવી બાબતો સમજાવવાની જરૂર નથી ! એની સંગે મળ્યા વગર આપણુ કામ સરે તેમ નથી !" માયાવતી બોલી

" વળી આપની પાસે પણ હુ છૂપી રીતેજ આવતો જઈશ !" વઈતાળે જણાવ્યુ-" બીજુ મારાથી કોઈ વાત છૂપાવશો નહી કેમકે, તમારા ભેદ જાણ્યા વિના હુ કઈ કામ કરી શકીશ નહી!"

" એ પણ ખરૂ ! તમારાપર મને પૂર્ણ વિશ્વાસ છે, એટલે હુ કઈ પણ છૂપાવીશ નહી!" માયાવતીએ જણાવ્યુ

" ઠીક ! આપને એક બીજી વાત કહુ ! " વઈતાળ ગભીર અવાજે બોલ્યો-" નાનુ પાસેથી આપે જાણ્યુ તો હશે કે કાશીમા માલતીના તીલસ્મી મહેલમા કીશોરી કેદ છે, એ કમલીની જાણી ગયાથી તેને બીજે કોઈ સ્થળે રાખવાનુ આપે વિચાર્યું હશે !"

" હા !" માયાવતીએ જવાબ આપ્યો

" નહી ! કીશોરીને ત્યાજ રાખજો ! ' વઈતાળે જણાવ્યુ- " કીશોરીના મદદગારોને એ વિષેની હુ ખબર આપીશ, એટલે તેને છોડવવા તેઓ નકકી ત્યા આવશે, ત્યારે હુ તેમને ચાલા-કીથી પકડી લઈશ અને કોઈને ખબર પણ નહી પડે કે, એમા મારો હાથ છે !

" એ સલાહ યોગ્ય છે ! એમજ કરીશુ ! " માયાવતી ખુશ થઈ

" વારૂ, ઇદ્રજીતસિહ, વગેરેનુ શુ કર્યુ ? " વઈતાળે પૂછયુ

" અફસોસ ! કમલીની તેમને અત્રેથી છોડવી ગઈ, અને બહેન લીલાવતીએ પણ દગો દીધો ! " માયાવતી નિશ્વાસ નાખી બોલી, અને તેણે નાનુને પોતાની જે હકીકત કહી હતી તે તેને પણ જણાવી અકરમના સબધમા પાટીયા ગોઠવેલી વાત સાભળી વઈતાળે જરા મુખ મલકાવ્યુ, જેથી માયાવતી સમજી ગઈ કે એ માટે તેના મનમા શક ઉપજ્યો છે આથી તે બોલી-" મે જણાવેલી હકીકતમા એક વાત ખરી નથી, અને એક વાત મે છૂપાવી છે ! "

" જે કદાચ મને હમણા કહેવા યોગ્ય નહી હોય ?" વઈતાળે સહેજ હસીને પૂછ્યુ

"હા! તમારાથી કોઈ વાત ન છૂપાવવાની કબુલાત આપેલી હોવાથી તમને જરૂર જણાવીશ!" માયાવતીએ જણાવ્યુ-"વારૂ માલતીને કમલીનીના પંજામાથી છોડવવા તમે શુ કરશો?"

"માલતીને તો સહજમા છોડાવી શકુ, પણ કમલીનીને શક ન જાય એવી રીતે કામ લેવાની જરૂર છે! એ ચતુરા સહેજ પણ શક જતા સાવધ બની જશે!" વઈતાળે જવાબ આપ્યો

"તો આજદીન સુધી માલતીને પણ નહી જણાવેલ મારો ભેદ હુ તમને જણાવુ છુ!" માયાવતીએ કહ્યુ-"નાનુ, તુ પણ સાભળ!" આમ કહી તેણે પોતાની હકીકત કહેવા માડી લગભગ એક પ્રહર તેઓ વાત કરતા બેઠા છેવટે માયાવતીને કંઈ સમજાવી ઈનામમા હીરાનો હાર મેળવી વઈતાળ ત્યાથી વીદાય થયો

———— o ————

## પ્રકરણ ૧૯ મુ.

## નવી બાજીની રચના.

મધરાતનો સમય થઈ ગયાથી ચારે તરફ સુનકાર છવાઈ રહ્યો હતો પવન તદન બંધ થઈ ગયેલ હોવાથી ઝાડનુ પાદડુ પણ હાલતુ નહોતુ. કૃષ્ણપક્ષનો દિવસ હોવાથી ચંદ્ર ઉગ્યો નહોતો, પણ જંગલમા જતા મુસાફરોને માર્ગ બતાવવાને તારાઓનો પ્રકાશ પૂરતો હતો આ વખતે ગંગાજીને કિનારે બે મુસાફરો જમાનીયા તરફ ઉતાવળે ચાલ્યા જતા હતા. તેઓ જમાનીયાના પાદરમા આવી પહોચતા વસ્તીવાળા ભાગમા ન જતા શહેર બહારના અસલી ખંડીયરો તરફ ચાલ્યા આ તરફ ઘણા ખંડીયેર હતા, તે ચોર લૂંટારાઓ, વગેરેના ઉપયોગમા આવતા હતા, અને તેમના સંબધમા શહેરમાના નબળા અને બ્હીકણ માણસોમા અનેક પ્રકારની ગપ ઉડતી હતી કોઈ કહેતુ કે, ત્યા આગલા વખતમા ઘણા માણસો માર્યા ગયા છે, જેઓ ભૂત થઈ ત્યા રહે છે, અને આવતા જતા વટેમાર્ગુઓને હેરાન કરે છે કોઈ કહેતુ કે, એ સ્થાનમા જીનો રહે છે, અને જે ત્યા જાય છે તેને મારી નાખી તેઓ પોતાની જાતમા લઈ લે છે આમ અનેક તરેહની ભડકાવનારી વાતો રોજ ચાલતી હતી, પણ તે તરફ ચાલ્યા જતા આપણા

બે મુસાફરોને એ વિષે કંઈ પરવાહજ જણાતી નહોતી આ મુસાફરોમાથી એક બહુ કમજોર અને થાકી ગયેલ જણાતો હતો ખંડીયેરોવાળા ભાગમા જઈ પહોચતા એક સ્થળે ઉભા રહી તેઓ ચારે તરફ જોવા લાગ્યા પાસે એક ખંડીયેર હતુ, જેની ચારે તરફ જંગલી ઝાડ અને લતાઓ ઉગેલા હોવાથી ભયાનક દેખાવ થઈ રહ્યો હતો ત્યા એક માણુસ ફરતો હતો, તે બન્ને મુસાફરોને જોતા તેમની પાસે આવી બોલ્યો–"પેલે નક્કી કરેલ સ્થાને રહેવાનુ આપણા સાથીઓને યોગ્ય ન લાગ્યાથી એક નાવમા બેસી કાશી તરફ રવાના થઈ ત્યાથી આપણી બાજી આગળ ચલાવવાનો ઠરાવ કરવામા આવ્યાથી તેઓ સઘળા નાવપર સ્વાર થઈ ચુક્યા છે ચતુરસિંહ રાજા જોરાવરસિંહને લઈને આવે તેમને બાલાઘાટી તરફ તેડી લાવવાનુ કહી કમલીની મને અત્રે છોડી ગયા છે। તેમની નાવ ત્યા આપણી રાહ જોતી ઉભી હશે, માટે ચાલો।" વાચનાર આપણા બે મુસાફરો ચતુરસિંહ અને માયાવતીનો અસલી કેદી રાજા જોરાવરસિંહ હતા તેમને ખબર આપનાર વીજય હતો કંઈ વધુ પૂછગાછ કર્યા વગર તેઓ ત્રણે રવાના થયા, અને થોડી વારમા ગંગાકીનારે જઈ પહોચ્યા, જ્યા તેમને માટે નાવમા કમલીની, લીલાવતી, ઇંદ્રજીતસિંહ અને આનંદકુમાર, બળ, હમીર અને શુરસેન રાહ જોતા હતા નાવ ન્હાની નહોતી પણ હલકી અને ઝડપી ચાલની હતી તેમની સાથે એકે ખલાસી નહોતો અઈયારોજ હલેસા મારવાને તૈયાર થઈ રહ્યા હતા ચતુરસિંહ અને રાજા જોરાવરસિંહને જોતા સર્વ ઉભા થઈ ગયા અને ઇંદ્રજીતકુમારે માનસહ રાજા જોરાવરસિંહને પોતાની પાસે બેસાડી નાવ કીનારેથી હંકારવાની આજ્ઞા કરી, અને જોતજોતામા નાવ કીનારેથી દૂર જતી જણાવા લાગી, એટલે ઇંદ્રજીતસિંહ રાજા જોરાવરસિંહ પ્રત્યે બોલ્યો–"આપને જોઈ અમને અત્યંત આનંદ થયો છે! ઈશ્વરે આપનાં પ્રાણ બચાવ્યા એ અમારા સુભાગ્ય સમજીએ છીએ!"

"મારા પ્રાણ ઉગરવાની આશાજ નહોતી।" જોરાવરસિંહે જણાવ્યુ—"સર્વ આપના ચર્ણનો પ્રતાપ છે। આપને માટે કમલીની ત્યા આવ્યા તો મારી હકીકત એમની જાણમા આવી।"

"સૂર્યોદય થતાજ આપ આવી પહોચશો, એવી આશા હતી, પણ બે દીન વિલંબ થયો, તેટલો સમય અમે અનેક તરેહની

ચિંતામા મુશ્કેલીએ પસાર કર્યો! વિલંબ થવાનુ શું કારણ?" કમલીનીએ પૂછ્યું

"મને છોડવીને ચતુરસિંહ તીલસ્મી બાગની બહાર નીકળ્યા ત્યારે મહારાજ કુલીનસિંહ અને રાણી કાન્તાને નીચ માયાવતીએ તલેસમમા કેદ કીધા છે, એવી હકીકત એમણે મને જણાવી આથી હુ તેમને પાછો તલેસમમા લઈ ગયો અને હુ જઈ શકતો હતો તે બાગમા અમે તપાસ કરી! હુ છૂટો હતો એટલે મને કોઈનો ડર નહોતો!" જોરાવરસિંહે જણાવ્યુ

"એમની ભાળ મળી?" ઇંદ્રજીતકુમારે પૂછ્યુ

"એ વાત તદન જુદી છે!" જોરાવરસિંહે જવાબ આપ્યો "આપને ભૂલાવામા નાખવા દુષ્ટાએ પોતાના બે માણસોને મહારાજ અને રાણી કાન્તાનુ સ્વરૂપ ધારણ કરાવી કેદ રાખ્યા છે"

"આપે શી ખાત્રી કરી?" કમલીનીએ પૂછ્યુ

"તેઓ બંનેને જોઈને મે ખાત્રી કરી!" ચતુરે જણાવ્યુ

"ત્યારે તો આપણી મ્હોટી ચિંતા દૂર થઇ!" ઇંદ્રજીતકુમાર ખુશ થઈ બોલ્યો—"હવે કીશોરી અને કામીનીની ચિંતા રહી!

"મહારાજ જોરાવરસિંહજી સંગે ગુપ્ત બાગમા બે દીન રહી તેમા ફરીને એવી અદ્દ્ભૂત વસ્તુઓ મારા જોવામા આવી કે મારી મતીજ ગૂમ થઈ ગઈ!" ચતુર બોલ્યો—"મહારાજ સંગે બિક્રમી તલેસમમા ઘણી અજાયબીઓ જોઈ છે, પણ આ તલેસમ આગળ તે કંઈ હિસાબમાજ નથી!"

"મહારાજ જોરાવરસિંહજી એ તલેસમના રાજા છે, એટલે ત્યાના ભેદ એમના કરતા વધુ કોણ જાણી શકે છે, અને બે દીનં એ બાગમા તમને એમના સિવાય કોણ ફેરવી શકે તેમ છે! તલેસમના જે ભેદ એમને ખબર છે, તેના સોળમા ભાગ જેટલા પણ માયાવતી જાણુતી નથી! એમના જેવા ધર્માત્મા રાજન એ કુલટાની કપટજાળમા વિશ્વાસે ફસાઈ ગયા!" કમલીની બોલી

"એમની કહાણી વિચિત્ર હશે!" આનંદસિંહ બોલ્યો

"મારી શોકજનક કહાણી સાભળી આપનુ દીલ પણ ઉશ્કેરાઈ આવશે!" જોરાવરસિંહે જણાવ્યુ, અને લીલાવતી પ્રત્યે પૂછ્યુ—"લીલાવતી, તમે તો ઠીક છો?"

"આ સમયે મારા આનંદની સીમાજ નથી!" લીલાવતી હરખતી બોલી—"આપના દર્શન થશે, એવી સ્વપ્ને પણ આશા નહોતી! કમલીનીબાના પ્રતાપે એ આનંદનો પ્રસંગ આવ્યો!"

"છેલ્લા પાંચ વર્ષ શી મુસીબતમાં ગયા છે તે હુંજ જાણું છું!" આમ કહી જોરાવરસિંહે કમલીની પ્રત્યે પૂછ્યું—"તીલસ્મી બાગમાં પ્રવેશ કરવાની તમે કેમ હિંમત કરી શક્યા?"

"રક્ત પુસ્તક મારા હાથમાં આવી ગયું તેથી હું આટલું કરી શકી!" કમલીનીએ જવાબ આપ્યો

"ત્યારે તો મારા કરતા પણ ત્યાંની વધુ હકીકત જાણતા હશો!" જોરાવરસિંહે જણાવ્યું

"શું રક્ત પુસ્તક તમારી પાસે છે?" ઇંદ્રજીતસિંહે ચમકીને પૂછ્યું, એટલે કમલીનીએ જણાવ્યું—"હા જી, પણ તે આપને ત્યાંથી હું ચોરી લાવી, એમ માનશો નહી!"

"રક્ત પુસ્તક ચોરનાર બીજોજ છે, તે હું જાણું છું! કીસનરાય મારફત એ આપના હાથમાં આવ્યું હશે!" ચતુરે જણાવ્યું.

"હા! તીલસ્મી બાગમાં કીસનરાય આપને પોતાની કહાણી કહેતો હતો તે હું સાંભળતી હતી!" કમલીનીએ જણાવ્યું

"કીસનરાયની કહાણી શી છે વળી?" ઇંદ્રજીતે પૂછ્યું

"તે પણ હું આપને પછી કહીશ!" ચતુરે જણાવ્યું

આ સમયે નાવપરના સઘળા માણસો આનંદમાં હતા, પણ ઇંદ્રજીતસિંહ અને આનંદકુમાર કીશોરી અને કામીનીની ચિંતામાં પડયા હતા. ચતુરે પોતાના ગાંડપણની અને કીસનરાયની જે કહાણી તેને મુખે સાંભળી હતી તે સર્વને જણાવી. તેના ગાંડપણની હકીકત સાંભળી સઘળાઓને બેહદ હસવું આવ્યું. કીસનરાયની બાકીની હકીકત બંને કુમારોએ કમલીનીને પૂછી, જેના જવાબમાં તેણે જણાવ્યું—"કીસનરાયની કેટલીક હકીકત હું જાણું છું, પણ આ સમયે કંઈ કહીશ નહી! એને મુખેજ એની હકીકત સાંભળવાથી આપને વિશેષ આનંદ થશે! વળી એ હકીકત જાણ્યાવિના આપણું કામ હાલ અટકી પડે તેમ નથી! મારી થોડીક હકીકત આપને જણાવું છું!" આમ કહી વર્ઈતાળ, માલતી, નાનુ અને પોતાની હકીકત સર્વને જણાવી. માલતીના તીલસ્મી ઘરની અદ્ભુત હકીકત સાંભળી સર્વને અજાયબી ઉપજી, અને કીશોરીની

હુ ખદ હાલત માટે કુમાર ઇંદ્રજીતસિંહને બહુજ દીલગીરી ઉપજી, પણ ચતુરને એક વડીલ તરીકે માન આપતો હોવાથી તેણે પોતાની મનોવૃત્તિ દબાવી રાખી રાજા જોરાવરસિંહે તેને ધીરજ આપતા કહ્યું–" આપ ગભરાશો નહી ! માલતીના ઘરના તમામ ભેદ હુ જાણુ છું, એટલે કીશોરીને ત્યાથી સત્વર છોડાવીશું ! "

" કામીનીને પણ ત્યાજ રાખી છે ! " લીલાવતીએ જણાવ્યુ

" ત્યારે તો એક પ થ ને બે કાજ થશે !" જોરાવરસિંહે કહ્યુ

" હવે એ રકત ગ્ર થ અમને કયારે મળશે ? " ઇંદ્રજીતસિંહે કમલીનીને પૂછ્યુ.

" એ મારી પાસે હોવાથી આપ માગશો ત્યારે આપીશ !" કમલીનીએ જણાવ્યુ–" એની મદદથી હુ આપને કેદખાનામાથી છોડાવી શકી, અને એથીજ આપ તલેસમ ફત્તેહ કરશો !"

" અરે ! આપણે દૂર નીકળી આવ્યા !" રાજા જોરાવરસિંહ કમલીની પ્રત્યે બોલ્યો–" કાશી જવાનો વિચાર છે ? "

" હા જી ! કાશીમા ગુપ્ત સ્થાનમા મુકામ કરી ત્યાથી આપણુ કામ આગળ ચલાવવાનો ઠરાવ કીધો છે ! " કમલીનીએ જણાવ્યુ

" મારો જુદોજ વિચાર છે ! " જોરાવરસિંહે જણાવ્યુ– " જમાનીયાનો હુ રાજા હોવાથી તે ફરીથી મારા તાબામા કરી શકુ તેમ છે, પણ મારા મૃત્યુની ખોટી ખબર પાચ વર્ષ સુધી પ્રજામા ફેલાયલી હોવાથી લોકોની લાગણી ફેરવાઈ ગઈ હશે ! કદાચ તેમ ન હોય તોપણ હમણા જાહેર થવાનો અને માયાવતીને મારી નાખવાનો મારો વિચાર નથી ! એની કરણીના ફળ એને ભોગવવા દેવી ! જો કુમારશ્રી એક અઈયારને મારી સાથે મોકલે તો અમે કાશી જઈ માલતીના ઘરમાથી કીશોરી અને કામીનીને છોડાવી આવીએ ! એ અરસામા તમે અને કુમારો લીલાવતીસહ તલેસમના ચોથા ભાગના બાગમા જઈ દેવમદીરમા રહો ! ત્યા ફળફળાદીના ઝાડ ઘણા છે, અને નિર્મળ ઝરો વહે છે, એટલે કઈ અડચણ આવશે નહી, અને માયાવતીને પણ તમારી ભાળ મળશે નહી કેમકે, એ સ્થાન વિષે તે જાણતી નથી, અને ત્યા જઈ શકે તેમ નથી ! ત્યા મુકામ કરી બ ને કુમારોએ રકત ગ્ર'થ ધ્યાનથી સ પૂર્ણ વાચી જવુ જોઈએ, અને તેમા એમને જે

કંઈ ન સમજાય તે તમે સમજાવજો ! એ દરમ્યાન ત્યાંની ઘણીક અદ્ભુત ઘટનાઓ પણ એમના જોવામાં આવશે કમકે, હવે હું ક મુદતમાં એ તલેસમ એમના હાથમાં આવશે ! વડીલોના લખેલ અસલી લેખ ઉપરથી મારા જાણવામાં આવ્યું છે કે એ તલેસમની મુદત હવે પૂરી થવા આવી છે, અને એમને હાથેજ તે જીતાશે ! કુમારોની કુશળતાના સમાચાર મહારાજ કુલીનસિંહજીને પહોંચાડવાને એક અઈચારને રત્નપુર મોકલી ત્યાંથી થોડી ફોજ લાવી જમાનીયા સામે લડાઈ શરૂ કરવાનું જણાવો, પણ આપણે ફરમાવીએ ત્યાં સુધી એ લડાઈને સખ્તરૂપ આપી ઉતાવળે તેનું પરીણામ આણવાને બદલે ધીમી ધીમી ચાલુજ રાખવી ! બસ ! કીશોરી અને કામીનીને છોડાવી હું આપને મળીશ ત્યારે યોગ્ય લાગશે તેમ કરીશું ! એ દરમ્યાન દેવમંદીરમાં આપ રહી લાગ મળતાં માયાવતીને ચમકાવ્યા કરજો !"

"આપની સલાહ યોગ્ય છે, પણ કારાગૃહની મુસીબતો વેઠીને આપ બહુજ કમજોર થઈ રહ્યા છો તેથી આ નવી મુસીબત કેમ વેઠી શકશો ?" કમલીનીએ જણાવ્યું

"તેની ચિંતા નહી !" જોરાવરસિંહે જણાવ્યું, અને બંને કુમારો પ્રત્યે પૂછ્યું—"મારો વિચાર આપને કેમ લાગે છે ?"

"ઉત્તમ !" બંને કુમાર સાથે બોલી ઉઠયા

"ઠીક ! મારૂં તીલસ્મી ખંજર હું આપને આપું છું ! એ આપને બહુજ ઉપયોગી થઈ પડશે !" કમલીનીએ જણાવ્યું

"ખરેખર ! આ વખતે મને તે ઉપયોગી થશે પણ એ તમારી પાસે હોવાથી તમને કોઈનો ડર નથી, માટે તે તમારી પાસેથી લેવાનું યોગ્ય લાગતું નથી !" જોરાવરસિંહે જણાવ્યું

"કમલીનીએ એવુંજ એક મને આપ્યું છે, તે હું આપને આપું છું !" આમ કહી ઇંદ્રજીતસિંહે પોતાનું ખંજર આગ્રહથી જોરાવરસિંહને આપ્યું, નાવ કીનારે લંગારવાનો હુકમ કરવામાં આવ્યો, એટલે જોરાવરસિંહે પૂછ્યું—"મારી સંગે કોણ આવશે ?"

"આપ ફરમાવો તે !" ઇંદ્રજીતસિંહે જણાવ્યું—"કાકા ચતુરસિંહને અમારી પાસે રાખવાની ઈચ્છા છે ! આપને કેદખાનામાંથી છોડાવતાં બનેલા બનાવોની હકીકત એમને મુખે સાંભળવી છે !"

"તો હું જઈશ !" વીજયે જણાવ્યું

"ઠીક, અને હમીરને રત્નપુર મોકલીએ !" ઇંદ્રજીતે કહ્યું.

"હા ! પણ ચતુરસિંહજી ઉપરાત બળ અને શુરસેનને પણ આપની સંગે ત્યાં રાખશો નહી !" જોરાવરસિંહે જણાવ્યું

"અમારા રહેવાનું સ્થાન બતાવીને એમને તો ચારે તરફની બાતમી મેળવવા મોકલીશું !" ઇંદ્રજીતસિંહે જણાવ્યું

"એમજ !" જોરાવરસિંહે જણાવ્યું, અને કમલીની પ્રત્યે પૂછ્યું–"દેવમંદીરમાં જવાનો માર્ગ તો તમે જાણો છો ?"

"ફકત ગ્રંથની મદદથી બરોબર જાણું છું ?" કમલીનીએ જણાવ્યું એ દરમ્યાન નાવ કીનારે પહોચતા સર્વ ઉતર્યા રાજા જોરાવરસિંહ અને વીજયને કાશી તરફ અને હમીરને રત્નપુર તરફ રવાના કરીને કમલીની બંને કુમારો, વગેરે સહ માયાવતીના તીલસ્મી બાગ તરફ રવાના થઈ રાત્રી પૂર્ણ થવા આવી નહોતી, એટલામાં તેઓ ઝરાપર આવેલા મહેલથી થોડેક દૂર સુધી જઈ પહોચ્યા અજબની શોધમા નીકળેલ કીસનરાયને આ મહેલમાજ માયાવતીના દારોગા વૃદ્ધ સાધુની મુલાકાત થઈ હતી, અને ત્યાંથીજ તેને બેહોશ કરીને માયાવતીની દરબારમા ખડો કરવામા આવ્યો હતો માર્ગમા ચાલતાં ઇંદ્રજીતકુમાર બોલ્યો–"સુર્યોદય પહેલાજ આપણી મુસાફરી પૂર્ણ થવી જોઈએ કેમકે, દુશ્મનના રાજ્યમા નિડરતા સહ ફરવું યોગ્ય નથી !"

"પણ હવે બહુ દૂર જવુ નથી ! બસ, પેલુ ઘર દેખાય છે ત્યાજ જવુ છે !" મહેલ બતાવતા કમલીની બોલી

"એ તો દારોગાવાળો મહેલ છે !" લીલાવતી બોલી

"હા ! પણ મારા ધારવા મુજબ હરામખોર દારોગો કેદ પકડાયો છે ત્યારથી એ ખાલીજ રહે છે !" કમલીનીએ કહ્યું

"એમજ છે !" લીલાવતી બોલી–"તેમાથી છેક માયાવતીના બાગ સુધી એક સુરંગ છે, પણ તેની દારોગા સિવાય બીજા કોઈને આજસુધી ખબર નથી !"

"પણ મારે તે સુરંગનું કંઈ કામ નથી !" કમલીની બોલી–"મહેલની પાસેજ ઝરાના સામા કિનારાપર ટેકરો છે ત્યાં જઈશું ! આજનો આખો દિવસ એ ટેકરાપરજ રહેવુ પડશે !"

"માયાવતીનો કોઇ માણસ ત્યાં આવી પહોચશે તો ?" લીલાવતીએ ધાસ્તિ બતાવી, એટલે કમલીની બોલી–"અરે, એક નહી પણ દસ આવે તોપણ ચિંતા નથી!" આમ વાતચીત કરતા તેઓ મહેલ આગળ જઈ પહોચ્યા મહેલની બાજુમા થઈ ટેકરાપર જવાતુ હતુ, પણ મહેલ પાસે પહોચતા તેના કઠેરામાં લાબા કદના એક પુરૂષને ફરતો જોઈ કમલીની ઉભી રહીને તેની તરફ બારિકીથી જોવા લાગી કમલીની ઉભી રહેતા બ ને કુમારો અને અઈયારો પણ ઉભા રહી ગયા, અને સઘળાઓનુ ધ્યાન તે તરફ ગયુ બસે ક પગલા છેટે ઉભેલ માણસ ઓળખી શકાય એટલુ હજી અજવાળુ થયેલુ ન હોવાથી તે માણસ કોણ હતો તે તેઓ ઓળખી શકયા નહી તેમને જોઇ તે માણસ ઉતાવળે તેમની તરફ આવ્યો તે પાસે આવતા કમલીની તેને ઓળખીને બોલી ઉઠી–"એ તો વઈતાળ છે!" આ સાભળતા શુરસેન કપી ઉઠયો, પણ હિંમત રાખી તે ચુપ ઉભો રહ્યો વઈતાળ પાસે આવતા કમલીનીએ કહ્યુ–"વાહરે વાહ! તમારે ભરોસે કઈ કામ સોપ્યુ હોય તો ખરેખર બારજ વાગી જાય હો!"

"માફ કરજો! મારી એક ભૂલ થઇ તેથી આજ્ઞાનુસાર હુ આપને કાશીમા મળી શકયો નહી!" વઈતાળે હાથ જોડી કહ્યુ

"શી ભૂલ ?" કમલીનીએ પૂછ્યુ

"નાનુને લઈને હુ આપના મહેલ તરફ રવાના થયા બાદ બીજે દીને થાકી જવાથી જ ગલમા એક સ્થાને તેની ગાસડી છૂપાવી હુ થાક ખાવાને બેઠો, એટલામા મારી આખ મળી ગઈ! જ્યારે હુ નિદ્રામાથી જાગૃત થયો ત્યારે નાનુની ગાસડી મારી આગળથી ગૂમ થઈ ગયેલી જણાઈ આથી ગભરાઈને ચારે તરફ મે શોધ કરી, પણ તેની કઇ ભાળ મળી નહી!" વઈતાળે જણાવ્યુ–"કેટલાક દીન તેની શોધ કીધા બાદ વેષ બદલીને આખરે હુ કાશી ગયો તો નાનુ હોયાના સમાચાર મળ્યા! પછી હુ છૂપી રીતે માયાવતીના તીલસ્મી બાગમા ફરી તપાસ કરવા લાગ્યો તો બ ને કુમારો અને તેમના અઈયારોને કોઈ કેદખાનામાથી છોડાવી જવાની ખબર મળી, એટલે એ આપનુજ કામ હશે, એમ હુ સમજી ગયો! ત્યારથી હુ તમને શોધુ છુ, અને આજે અહીં અચાનક આવી ચ્હડયો!" આ સાભળી

કમલીની કંઈ વિચારમા થોડીવાર ચુપ રહેવા બાદ બોલી—"અત્યાર સુધી તમારી ચાલાકીની બડાઈ મારતા હતા, પણ તમારૂં પાણી જણાઈ આવ્યું ! ઠીક ! હવે અમારી સાથે ચાલો !" આમ કહી સઘળાઓ સહ આગળ ચાલી ઝરાને સામેપાર જઈ તેઓ ટેકરાની તળેટીમા પહોચ્યા, એટલે સર્વને પોતાની પાછળ આવવાનું કહી કમલીની ટેકરાપર ચ્હડવા લાગી તરતજ શુરસેન બોલ્યો—"કમલીનીબા, જરા મારી એક વાત સાભળો !"

"તમે શુ કહેનાર છો તે હુ સમજી ગઈ ! કંઈ ચિંતા ન કરશો ! બેધડક ચાલ્યા આવો !" કમલીનીએ જણાવ્યુ

"પણ મારી વાત સાભળ્યા પહેલા હુ ઉપર આવીશ નહી !" શુરસેને કહ્યું, એટલે સર્વને ટેકરાપર ચ્હડવાનુ જણાવી કમલીની શુરસેન સાથે બીજી તરફ ચાલી એકાતમા પહોચતા શુરસેન બોલ્યો—"વઈતાળને આપ ભલો અને વિશ્વાસુ માનતા હશો તોપણ મારે કહેવુ જોઈએ કે એ લુચ્ચાપર વિશ્વાસ રાખશો નહી !"

"તમે એજ કહેશો, એ હું સમજી ગઈ હતી !" કમલીનીએ જણાવ્યું—"વઈતાળે અઈયારના નામને કલંક લગાડનારા કામ કર્યા છે તેથી તેનાપર વિશ્વાસ રાખી શકાય તેમ નથી, પણ તમે ચિંતા કરશો નહી ! મારી સંગે એ દગો રમશે તો હુ તેને દુનિયામાથી બાતલ કરી નાખીશ !"

"ત્યારે આપ હજી એની સંપૂર્ણ હકીકત જાણતા નથી !"

"ના ! વઈતાળ તમારો ભાઈ છતા એની હકીકત હુ તમારા કરતા વધુ જાણુ છુ ! એ તમારો ભાઈ છે, એ કુમારો જાણી જવાથી એ કદાચ કંઈ દગો રમે તો નાહકમા તે માટે તમને કલંક લાગે અને કુમારોનું મન તમારા પરથી ઉઠી જાય, એ માટે બેફિકર રહો ! તમારે માથે કંઈ આળ નહી આવે !"

બંને કુમાર અને તેમના સાથીઓ ટેકરો ચ્હડી ગયા હતા. કમલીની પણ શુરસેન સંગે વાત કરતી તેમની પાછળ ઉપર પહોચી ગઈ ત્યાની હાલત જોતા અસલના વખતમા ત્યા સુંદર ઈમારત હોય તેવું જણાવું હતું, પણ આ સમયે એક ઓરડી સિવાય ત્યા બીજુ કંઈ નહોતુ આ ઓરડીમા પચીશેક માણસો બેસી શકે તેમ હતુ - ઓરડીના મધ્ય ભાગમા પથ્થરનો એક

ચબુતરો બાંધેલો હતો, જેની ઉપર પથ્થરનોજ એક સીંહ બેસા-ડેલો હતો. સર્વને ત્યાં બેસવાનું કહી કમલીની વઈતાળ પ્રત્યે બોલી—" અત્રેથી એક માર્ગ માયાવતીના બાગ સુધી જાય છે ! તમને અહીં મુકી અમે ત્યાં જઈશું અને કેટલાક દીન ત્યાંજ રહી કામ કરીશું ! એ અરસામાં હું તમને એક કામ સોપું છું તે તમે હોશીયારીથી બજાવશો, એવી આશા છે !"

" આપ આજ્ઞા કરશો તે બનાવવા તૈયાર છું, પણ આપને બેચાર વાતો કહેવી છે ! " વઈતાળે જણાવ્યું કમલીની વઈતાળ સંગે ઓરડીની બહાર આવી, અને થોડેક દૂર એક ઝાડ નીચે પડેલી સીલાપર બેસી તેઓ વાત કરવા લાગ્યા લગભગ બે ઘડી તેમની વાતચીત ચાલી છેવટે વઈતાળે પોતાની થેલીમાંથી ખડીયો, કલમ અને કાગળ કહાડી કમલીનીને આપ્યા, એટલે તેણે પોતાના બનેવી રાજા જોરાવરસિંહ પર એક પત્ર લખ્યો, જેમાં લખ્યું કે—" આ પત્ર આપીને વઈતાળને આપની પાસે મોકલ્યો છે એ વિશ્વાસપાત્ર માણસ છે, માટે આપના કાર્યમાં એની સલાહ અને મદદ લેશો આપને એ કોઈ સ્થળે લઈ જાય તો બેધડક જજો, અને કંઈ કામ કરવાનું કહે તો તે માટે કોઈ જાતની શંકા આણશો નહી ! મારા ભેદ એનાથી છુપા નથી ! મારો એનાપર પૂર્ણ વિશ્વાસ છે ! " આ બાદ પોતાની સહી તથા એક નિશાની કરીને તે પત્ર બંધ કરી તેણે વઈતાળને આપ્યો અને કહ્યું—" ત્યારે અત્યારેજ માલતીના મહેલ તરફ રવાના થઇ જોરાવરસિંહજીને મળી તમે યોગ્ય લાગે તેમ આપણું કામ કરો ! સાવધાનીથી કામ કરજો કેમકે બહુ બારિક સંજોગો છે ! તમારામાં સહેજ પણ કપટ જણાશે તો પછી મારા જેવી કોઈ બુરી નથી ! "

" આપ બેફીકર રહો ! " આમ કહી વઈતાળ તેની રજા લઈ રવાના થયો, અને ટેકરો ઉતરી જંગલમાં અદૃશ્ય થઈ ગયો

———o———

## પ્રકરણ ૨૦ મું.

### વઇતાળની વિચિત્ર હીલચાલ !

કુમારો અને અઈયારો તેમજ લીલાવતી સહ તલેસમના ચોથા ભાગના બાગમાં દેવમંદીરમાં રહીને કમલીનીએ શું કર્યું

તે જાણવા પહેલા આપણે વઈતાળ તરફ નજર ફેરવીશુ કેમકે, અત્યાર સુધીની તેની રીતભાત શક ભરી જણાઈ છે કમલીની પાસેથી વિદાય થઈ તે કાશી ન જતા માયાવતીના મહેલ તરફ રવાના થયો, અને દીન બે પ્રહર ચ્હડતા તેના બાગના દ્વારપર જઈ પહોચ્યો પહેરેગીરોમાના એકને પોતાના આવવાના ખબર માયાવતીને પહોચાડવાનુ કહેતા તેણે જવાબ આપ્યો–"આપને દાખલ થવા દેવાની અમને પરવાનગી મળી છે, પણ બીજા ભાગના દ્વારપરથી દાસી મારફત અદર ખબર મોકલજો !" તરતજ વઈતાળ અદર ચાલ્યો, અને બીજા બાગના દરવાજા પરથી તેના કહેવાથી દાસીએ તેના આવવાની માયાવતીને ખબર આપતા તેને તેની હજુરમા લઇ જવામા આવ્યો તેનો સત્કાર કરી માયાવતીએ આતુરતા સહ પૂછયુ–" આજ બહુ ખુશ જણાઓ છો અને જલદી પાછા ફર્યા છો તે શા શુભ સમાચાર લાવ્યા છો ?"

"આજ તો હુ મહાભારત કામ બજાવી આવ્યો છુ, અને તે માટે ઈનામ પણ મ્હોટુ લઈશ !"

"શુ કામ બજાવ્યુ છે તે તો કહો !"

"તે એકાતમા કહીશ !" માયાવતીએ તરતજ પોતાની દાસીઓને ત્યાથી દૂર થવાની ઈશારત કરી, અને એકાત થતા તે બોલી-" ખરેખર, દાસીઓ સમક્ષ પૂછવામા મે ભુલ કરી !"

"આપના પતી જોરાવરસિહ માટે આપે રચેલી બાજી નિષ્ફળ ગઈ !" વઈતાળ બોલ્યો–" હુ કમલીની પાસેથીજ આવુ છુ ! મારા પર પૂર્ણ વિશ્વાસ હોવાથી તે મારાથી કોઈ વાત છૂપાવતી નથી ! તેણે જણાવ્યા મુજબ જોરાવરસિહ હાલ જાહેર ન થતા છૂપા રહીનેજ તમને હેરાન કરી પોતાનું વેર વાળશે !"

"નક્કી એ મને હેરાન કરશે !" માયાવતી એક નિશ્વાસ નાખી બોલી–" અરેરે ! દુનિયામા મે શું સુખ ભોગવ્યુ ! પણ હવે તમે શા શુભ સમાચાર લાવ્યા છો ?"

"તમને હેરાન કરવા અનેક બાજીઓ રચાવા માડી છે !" વઈતાળ બોલ્યો–" રત્નપુરથી સૈન્ય પણ આ તરફ ચ્હડાઈ લાવશે કેમકે, જોરાવરસિહે કુમારોની ખાત્રી કરી છે કે રાજા કુલીનસિહ અને રાણી કાન્તાને તમે કેદ કીધા નથી પણ ભૂલાવો ખવરાવવા બે માણસોને તેમનુ સ્વરૂપ ધારણ કરાવી રાખ્યા છે !

વળી કીશોરી અને કામીનીને છોડાવવા જોરાવરસિંહ ઇંદ્રજીત-કુમારના અઈયારો સાથે માલતીના મહેલ તરફ ગયા છે !"

"ઇંદ્રજીતસિંહ, આનંદસિંહ કે અઈયારોથી હું ડરતી નથી ! રત્નપુરની ફોજનો પણ મને ભય નથી ! મને માત્ર જોરાવરસિંહની ધાસ્તિ છે ! અરે ! એના નામથી હું કંપી ઉઠું છું ! મેં એને દુઃખ આપવામાં ઓછ રાખી નહોતી—એને દગો દીધો છે ! એ મારા પંજામાંથી છટકી ગયાથી મને હેરાન કરવામાં કચાસ રાખશે નહીં ! માલતીના મહેલ તરફ ગયા છે, એટલું સારૂં છે ! આજેજ હું કાશી રવાના થઈ એમને કેદ પકડવાની તજવીજ કરીશ !"

"હવે તમે એમને કેદ પકડી શકો તેમ નથી ! તમારા જેવી એક હજાર સાથે જાય તોપણ એમનો વાળ વાંકો કરી શકો તેમ નથી કેમકે, કમલીનીએ એમને એવી અદ્‌ભૂત વસ્તુ આપી છે કે તેની મદદથી તે ગમે તે કરી શકે છે, અને તમે તેને કંઈ કરી શકો તેમ નથી !" આમ કહી વઇતાળે કમલીનીના તીલસ્મી ખંજરને લગતી હકીકત જણાવી, જે સાંભળી માયાવતી કેટલીક વાર અજાયબીમાં ચુપ રહેવા બાદ નિરાશાસહ બોલી—"એવું ખંજર એને હાથ લાગ્યું છે તો એ કોઈથી ડરે તેમ નથી ! બસ ! હવે મારા ચારે હાથ ભોંયે પડયા ! પણ એવું તીલસ્મી ખંજર કમલીનીને હાથ આવ્યું હોય, એની ખાત્રી શી ! એ અસંભવિતજ લાગે છે ! કમલીનીએ તમને ખોટું સમજાવ્યું હશે !"

"અરે ! તેવું એક ખંજર તેણે મને આપ્યું છે !" આમ કહી વઈતાળે પોતાની કમ્મરેથી ખંજર કહાડી બતાવ્યું, જે જોઈ માયાવતી અજાયબી સહ બોલી—"અરે હા ! હવે યાદ આવ્યું ! નાનુએ તમારી હકીકત જણાવતાં, આ ખંજર વિષે કહ્યું હતું, તે હું ભૂલીજ ગઈ ! હાય ! આ આફતે તો મારૂં ભાન જતું રહ્યું છે ! બસ ! હવે આપણે કંઈ કરી શકીએ તેમ નથી !"

"અરે ! એટલામાં ગભરાઈ નાહિંમત શું થાઓ છો ! હું તજવીજ કરી આવ્યો છું !" આમ કહી તેણે કમલીનીવાળો પત્ર માયાવતીને વંચાવ્યો, એટલે તે ખુશ થઈ બોલી—"ધન્ય વઈતાળ ! તમે જબરૂં કામ બજાવ્યું ! હવે કમલીનીને શક ન જાય એવી રીતે એ લુચ્ચાઓને તમે મારા પંજામાં ફસાવી શકશો !"

"એમા શું શક ? પણ એ માટે આપણે પહેલા કરેલી ગોઠવણ બદલવી પડશે ! કીશોરીને છોડાવવા જનારને આપણે પકડતા જઈશું, એ આપણી યોજના હવે અમલમા નહી મુકાય !"

"ત્યારે તમે કહેશો તેમ કરીશુ ! ખરેખર ! જોરાવરસિંહને પકડવાની તજવીજ કરીશું તો તે કેટલાક માણુસોને મારીને નહાસી જશે, અને તે ગરબડમા કદાચ તેને વિષે પ્રજા જાણીતી થશે તો આપણને નુકશાન છે ! ત્યારે હવે શું કરીશુ ?"

"આપ મને નાનુ ઉપર એક પત્ર આપો, તેમા જણાવો કે, કીશોરી અને કામીનીને છોડવી જનારને તે અટકાવે નહી, અને તેના મહેલમાના ભોયરાઓના છૂપા ભેદ મને બતાવે ! જ્યારે તેઓ કીશોરી અને કામીનીને ત્યાથી લઈ જશે, ત્યારે તેમને થાપ આપી હુ ઝરાપરના દારોગાવાળા મહેલમા લઈ જઈ ફસાવી દઈશ ! તે મહેલના ભોયરા અજાયબીથી ભરપૂર છે, એમ કમલીનીએ મને જણાવ્યુ છે, એટલે મારૂ કામ હુ ત્યા સહેલાઈથી પાર પાડી શકીશ, માટે ત્યાના ભોયરાઓની ચાવી મને આપજો ! જોરાવરસિંહને ત્યા કેદ પકડયા બાદ આપને હુ ખબર આપીશ, એટલે આપની ઈચ્છામા આવે તેવી તેની દશા કરજો !" માયાવતીને એ સલાહ યોગ્ય લાગી, અને તેણે દારોગાવાળા મહેલ અને ભોયરાની ચાવીઓ વઈતાળને આપી ત્યાના તમામ ભેદથી તેને જાણીતો કીધો, અને તેણે કહ્યા મુજબનો પત્ર નાનુ ઉપર લખી આપ્યો તરતજ વઈતાળ તેની રજા લઈ કાશી તરફ રવાના થયો માલતીને મહેલે જઈ તે નાનુને મળે તે પહેલા આપણે ત્યા પહોચી જઈ ત્યાનો રગ નીહાળીએ. રાત એક પ્રહર કરતા વધુ વીતી ગઈ હતી એક ઓરડામા નાનુ જમીનપર બેઠી હતી તેની પાસે એક ખુબસુરત યુવાન ત્રણ ચાર તકીયાને અઢેલી આડે પડખે પડયો ઉડા વિચારમા જમીન તરફ દૃષ્ટિ માડી રહ્યો હતો થોડીવાર ચુપ રહેવા બાદ નાનુ યુવાન પ્રત્યે બોલી—"ફરીથી પણ હુ તમને કહુ છુ કે કીશોરીના વિચાર મનમાથી કહાડી નાખો કેમકે વખત વિચારીને તેને આરામમા રાખવાનુ માયાવતીને યોગ્ય લાગ્યુ છે"

"પણ હું એને કયા દુ ખ દઉં છુ ? છતા મને તેની પાસે શા માટે જવા દેતા નથી ?" યુવાને પૂછયુ.

"માયાવતીનો તમે બિલકુલ વિચાર કરતા નથી, એ યોગ્ય નથી ! કીશોરી પાસે તમને જવા દઉં ? તમને જોતા એ પ્રાણ આપવા તૈયાર થઈ જાય છે ! તમારે લીધે તદન સુકાઈ ગઈ છે, અને હવે તમે તેની પાસે જાઓ તો એ જીવતી રહેશે નહી ! હવે વાત કરવાની પણ તેનામા શક્તિ રહી નથી ! એની જીંદગી માયાવતીને બહુ કિંમતી છે અને તમે આ ઘરમા નથી, એવી તેની ખાત્રી નહી થાય ત્યાસુધી મારી સાથે પણ તે વાત કરનાર નથી ! માયાવતીની આજ્ઞાનુસાર કેદ હોવા છતા પણ મારે તેને કેમ ખુશ રાખવી, એ મને સુઝતુ નથી !"

"બસ ! ફરી એની એજ પંચાત !"

"તો આ છેવટનું કહી દઉંછું કે કીશોરી સબંધી તમારો મતલબ પાર પડશે નહી માટે ઉતાવળે માયાવતી પાસે જાઓ !"

"એમજ છે તો મને માયાવતીનો દુશ્મન બનવાની ફરજ પડશે ! એના તમામ કારસ્તાનો હુ ખુલ્લા કરીશ !"

"જો તમારી એવીજ ધારણા છે તો હમણાજ તમને જહાન્નમમા મોકલી દઈશ !"

"તુ મારો વાળ વાંકો કરી શકીશ નહી ! તારી ઝેરી આંગૂઠીથી ડરતો નથી !" આમ કહી યુવાન ઉઠીને ઓરડાની બહાર જતો હતો, એટલામા સામેનો દરવાજો ઉઘાડી વઈતાળ દાખલ થયો, જેને સંબોધી નાનુ યુવાનને બતાવતા બોલી—"આ હરામખોરને હુ ક્યારની સમજાવતી હતી પણ માનતો નથી ! માયાવતીને ફસાવવા માગે છે !"

"એનુ કહેલુ મે પાછલે દરવાજે ઉભા રહીને સાંભળ્યુ છે !" વઈતાળ બોલ્યો આથી યુવાન ગુસ્સે થઈ ખંજર કહાડીને વઈતાળ તરફ ધસ્યો વઈતાળે ત્વરાથી તેનુ કાંડુ પકડી લઈ બીજો હાથ કમ્મરબંધમા નાખી પગમા આંટી દઈ એક ધક્કો મારી તેને જમીન પર પછાડ્યો, અને પોતે તેની છાતી ઉપર ચ્હડી બેઠો, એટલામા નાનુ દોરડુ લઈ આવી જેથી તેમણે તેના હાથપગ મજબૂત બાંધ્યા, અને વઈતાળ તેને બીજા ઓરડામા ઘસડી ગયો, એટલે નાનુ પણ તેની પાછળ ગઈ અરધાક કલાક બાદ નાનુ અને વઈતાળ તે ઓરડામા પાછા આવ્યા, અને બંને પ્રેમીઓ ગાદીપર બેસી હાસ્યવિનોદ કરવામા મશગુલ થયા

યુવાનને તેઓ કેદ કરી આવ્યા હતા થોડો સમય હાસ્યવિનોદમા ગાળ્યા બાદ નાનુના પૂછવાથી વઈતાળે પોતાની હકીકત જણાવી પહેલા તેણે રાજા જોરાવરસિંહ ઉપર કમલીનીએ લખેલો પત્ર નાનુને બતાવ્યો, અને પછી માયાવતી સગે થયલી વાતચીતની બીના જણાવી તેણે લખી આપેલ પત્ર આપ્યો આ સર્વ હકીકતથી નાનુ બહુજ ખુશ થઈ બોલી ઉઠી—" તમારા વિના બીજાથી આ કામ થયા હોતજ નહી ! મારાપર માયાવતીનો પત્ર લાવવાની જરૂર નહોતી વહાલા ! હુ તમારી આજ્ઞાની કયા બહાર છુ ?"

" એ તો મારી ખાત્રી હતી વહાલી !"

" રાજા જોરાવરસિંહ અને વીજય તમારા પહેલા આ શહેરમા આવી પહોચ્યા છતા હજી આ મહેલમા આવ્યા નથી, એ અજાયબી ભરેલુ છે ! તેઓ ક્યાક ખટપટમા પડયા હશે ! સર્વ વાજતુ ગાજતુ માડવે આવશે, પણ હવે તમે શુ ધાર્યું ?"

" તેઓ બંનેને મારે શોધી કાઢવા પડશે ! એમને છૂપી રીતે અહીં તેડી લાવી ફીશોરી અને કામીનીને છોડવી તેમની સાથે જઈશ ! પછી માર્ગમા રત્નપુર પહોચાડવાને બહાને તેમને લઈ જઈ મારી છુપી ખોહમા મારા માણસોને સોપી આવીશ ! મારા રહેઠાણની એ ગુફા કેટલી સલામત છે તે તમે કયા નથી જાણતા ! પછી જોરાવરસિંહને મળીને કેદ કરી માયાવતીની હજુરમા પહોચાડી દઈશ, એટલે તે પણ નિશ્ચિત થઈ જશે "

" બસ ! એટલુ કામ પાર પડયુ તો પછી માયાવતી પાસેથી મ્હોં માગ્યુ ઈનામ મેળવીશુ કેમકે, રાજા જોરાવરસિંહની તેને એટલી બધી ધાસ્તિ લાગી છે કે, કુમાર ઇંદ્રજીતસિંહ, વગેરેના હાથમાથી તલેસમ બચાવવા તરફ પણ તે લક્ષ આપતી નથી ! જોરાવરસિંહને મારીને તે નિશ્ચિત થાય તો ભાગ્યશાળી !"

" એમજ થશે ! હવે તમે મને આ મહેલના તમામ ભેદ બતાવો ! છૂપા ભોયરા, દરવાજા વગેરે કઈ રહી ન જાય !"

" ઠીક ચાલો !" આમ કહી નાનુ ઉઠી અને વઈતાળને મહેલમાના દરેક ઓરડા ઓરડી, ભોયરા, છૂપા રસ્તા, અને સુરગ દેખાડવા લાગી, તેમજ તે ઉઘાડવા અને બધ કરવાની યુક્તિ પણ તેણે તેને બતાવી પછી વઈતાળ જોરાવરસિંહ અને વીજયની શોધમા નીકળી પડયો બીજે દીને મધરાતે તે પાછો મહે

લમા નાનુ પાસે આવ્યો આ સમયે તે મહેલના પાછલા ભાગમા આવેલ નજરબાગમા કઈ વિચારમા એકલી ફરતી હતી વઈતાળને જોતા તે હસતી તેની પાસે આવીને બોલી-" કઈ કામ થયુ ?"

"હા !" વઈતાળે જણાવ્યુ-" બને મળ્યા, અને કમલીનીનો પત્ર વાચીને જોરાવરસિહને ખાત્રીજ થઈ ગઈ"

"ત્યારે તો કામ પાર ! હવે શુ કરીશુ ?"

"તેઓ બને અત્યારે અહીં આવતાજ હશે, માટે તમે હવે ઓરડામા જઈ બારણા બધ કરી નિરાતે નિદ્રા લ્યો, અને સીપાઇઓને આજ્ઞા કરો કે આજે કોઈ પહેરાપર રહે નહી, સઘળાઓ સુઈ રહે, અને બાગમા કોઇને દેખે તોપણ ચુપ રહે !"

"બહુ સારૂ !" આમ કહી નાનુ મહેલમા જઈ વઈતાળના કહ્યા પ્રમાણે સીપાઈઓને આજ્ઞા કરી પોતાના શયનગૃહમા જઈ બારણા બધ કરીને શય્યાપર પડી વઈતાળ બાગમા ફરતો પાછલી દીવાલ પાસે છુપો દરવાજો હતો ત્યા જઈ પહોચ્યો, એટલે ત્યા કોઈના આવવાની રાહ જોવા લાગ્યો અરધાક કલાક બાદ કોઈએ બહારથી દરવાજાપર ધીમેથી ત્રણ ટકોરા માર્યા, એટલે વઈતાળે દ્વાર ઉઘાડી નાખ્યુ, અને બે માણસ અદર દાખલ થયા નક્કી કરેલ સમશ્યાપરથી તેઓ જોરાવરસિહ અને વીજય છે, એમ જાણતા વઈતાળ તેમને લઈને નજરબાગના મધ્યભાગમા એક કુવારો હતો ત્યા આવ્યો, એટલે જોરાવરસિહે પૂછ્યુ-" પહેરો કઈ તરફ છે તેની તપાસ કીધી ?"

"કયાય પહેરો નથી ! અત્રેના સર્વ માણસોને મે બેહોશ કરી નાખ્યા છે !" વઈતાળે જવાબ આપ્યો

'ત્યારે આપણે બેધડક કામ કરીશુ ! મારી પાછળ ચાલ્યા આવો !" જોરાવરસિહે જણાવ્યુ, અને એક તરફ હાથ કરી બતાવતા કહ્યુ-"પેલા ટાકીવાળા ન્હાવાના ઓરડાને માર્ગે ભોયરામા જઈશું ? કીશોરી અને કામીની કયા કેદ છે તે જાણો છો ?"

"હા ! 'વાયુમડપ' મા બને કેદ છે !" વઈતાળે કહ્યુ

"ત્યારે તો એ માર્ગે જવાની જરૂર નથી !" જોરાવરસિહે જણાવ્યુ-" વઈતાળ, તમે આગળ ચાલો !" તરતજ વઈતાળ આગળ ચાલ્યો, એટલે તેઓ બને તેની પાછળ ચાલ્યા ત્રણે

ઉત્તર તરફના ચોકમા જઈ પહોચ્યા, જ્યા બંને તરફ બે ઓરડીઓ હતી, અને તેમના બારણા અત્યારે ખુલ્લા હતા ત્રણે જણે જમણી તરફની ઓરડીમા જઇને તેના બારણા બંધ કરી દીધા વઈતાળે પોતાની થેલીમાથી દીવટ કહાડીને દીપક પ્રગટાવ્યો, એટલે સામેની ભીંતમા એક અલામારી જણાઈ, જે ઉઘાડવાની ચાપ વઈતાળ જાણતો હોવાથી તેણે તે ચાપ દબાવી એટલે અલામારીનુ બારણુ ઉઘડી ગયુ, અને તેમા નીચે ઉતરવાને પગથીઓ જણાઇ તરતજ ત્રણે જણ એ માર્ગે ભોયરામા ઉતરી એક ઓરડામા જઈ પહોચ્યા. તેનુ બંધ દ્વાર વઈતાળે ઉઘાડયુ, અને તેઓ એક બીજી ઓરડીમા દાખલ થયા, ત્યા ખાટલા ઉપર પડેલો કીશોરી ઉપર તેમની નજર પડી કામીની તેનુ મસ્તક દબાવતી પાસે બેઠી હતી કામીનીની મુખમુદ્રા ફીક્કાશથી છવાયલી હતી, પણ કીશોરી તો લાબી માદગીને બીછાને પડી હોય તેવી હાડપીંજર સરખી થઈ ગઈ હતી તેના ખાટલાની પાસે એક બીજા ખાટલાપર પણ શય્યા પાથરેલી હતી, જે કામીનીને માટે હોય એમ જણાતુ હતુ ઓરડીના એક ખુણામા પાણીનો ઘડો, ચાદીનો એક લોટો અને પ્યાલુ તથા ભોજનની કંઈક સામગ્રી પડયા હતા કીશોરી અને કામીની વીજયને સારી પેઠે ઓળખતી હતી, પણ વઈતાળને તો કામીનીજ ઓળખતી હતી કમલા સાથે તેના કાકા શુરસેનને મળવાને તે પેલા તીલસ્મી ખંડીયેરમા ગઈ હતી ત્યારે ત્યા વઈતાળને દીઠો હતો, અને તેને જોઇને શુરસેન ડરી ગયો હતો, એ પણ તે જાણતી હતી આથી અત્યારે વઈતાળને જોતા તે ગભરાઈ, પણ સાથે વીજય હોવાથી તેને ધીરજ મળી કીશોરીને તો પોતાના છુટકારાની સંપૂર્ણ આશા ઉપજી વઈતાળ અને જોરાવરસિંહ રાજા કુલીનસિંહના અઈયારો હશે, એમ કીશોરીને લાગ્યુ તેના અંતઃકરણમા સુકાઈ ગયેલ આશાનો ઝરો પાછો વહેવા લાગ્યો, અને કુમાર ઇંદ્રજીતસિંહને મળવાની ઉમ્મેદમા તેને નવુ જીવન આવી ગયુ તે વીજય પ્રત્યે બોલી—" તમો સર્વને અત્રે જોઇ અમારા દુર્ભાગ્યનો અંત આવેલ લાગે છે ! "

" અમે આપને વિપદમાથી છોડવવા આવ્યા છીએ ! " વીજય બોલ્યો—" આપને જોઈ અમારૂ અંતઃકરણ ચીરાઈ જાય છે ! દુનિયામા નિર્દોષ માણસોની શુ આવીજ દશા થાય છે ! "

"મહારાજ કુલીનસિંહજીના બને કુમાર અને અઈયારોને માયાવતીએ કેદ પકડયા છે, એ ખરૂ છે?" કીશોરીએ પૂછયુ

"હા જી! હુ પણ તેમની સંગે કેદ હતો! ઈશ્વર કૃપાએ સર્વે છુટયા છીએ, અને અમે આપ બંનેને છોડવવા આવ્યા છીએ!" વીજયે જણાવ્યુ—'આપ મારી પાસેથી ઘણીક વાતો જાણવાને આતુર જણાઓ છો, અને મારે પણ આપને કેટલીક હકીકત કહેવાની છે, પણ અત્યારે વાતોમા વખત ન ગાળતા ઉતાવળે અત્રેથી બહાર જવુ જોઈએ!"

"ચાલો! હુ તૈયાર છુ!" કીશોરી બીછાનામા બેઠી થતા બોલી અત્યાર સુધી તેનામા ચાલવાની શક્તિ નહોતી, પણ કુમાર ઇંદ્રજીતસિંહને મળવાની ઉમ્મેદમા તેના શરીરમા નવુ લોહી આવી ગયુ, અને કામીનીનો હાથ પકડીને બાગની બહાર જવા જેટલી તેનામા શક્તિ આવી ગઈ કામીની વઈતાળને જોતા ગભરાઈ પણ વીજય સાથે હોવાથી તે કંઈ બોલી નહી, અને સઘળાઓ ધીમે ધીમે ભોયરાની બહાર નીકળ્યા, અને પેલા છુપા દરવાજાને રસ્તે બાગની બહાર આવી પહોચ્યા થોડેક છેટે ત્રણ ઘોડા અને એક રથ તૈયાર હતા કીશોરી અને કામીનીને રથમા બેસાડી જોરાવરસિંહ, વીજય અને વઈતાળ ઘોડા પર સ્વાર થઈ ઉતાવળે ત્યાથી રવાના થઈ જોતજોતામા મહેલ બહાર નીકળી ગયા, અને મળસ્કુ થતા પહેલા પાચ ગાઉ મંજલ કરી ગયા એક ચોવાટપર આવી પહોચતા તેઓ પોતાના અશ્વોને વિશ્રામ આપવાને થોભ્યા અને કયે માર્ગ જવુ અને રથની સંભાળ કોને સોપવી તે વિષે વિચાર કરવા લાગ્યા

———o———

## પ્રકરણ ૨૧ મુ.

## મ્હોટી ચિંતા મટી!

આજ આપણ વઈતાળને વળી માયાવતીની હજુરમા બેઠેલ જોઈએ છીએ તેમના મુખ પરનો ભાવ જોતા જણાય છે કે વઈતાળે બજાવેલા કામથી માયાવતી ખુશ થઈ છે તેઓ બંને એકલાજ હતા, એટલે માયાવતી હપભેર બોલી—"ખરેખર! તમે મારી જીંદગી બચાવી છે!"

" જોરાવરસિંહને ભૂલાવામા નાખી કેદ કરવામા મને ઘણી મુશ્કેલી નડી–અરે ! એ દીવસથી ખોરાક પણ નથી લીધો, ફક્ત પાણી પીને પેટ ભર્યું છે ! " વઈતાળ ફુલાઈને બોલ્યો–" કમલીની અથવા રાજા કુલીનસિંહના કોઇ માણસને મારાપર શક ગયો નથી, એટલુ સારૂ છે ! જોરાવરસિંહ સાથેના વીજયને કામને બહાને રત્નપુર રવાના કરી તેને વાતોમા ખુશ કરી દારોગાવાળા મહેલમા લઈ જઈ કેદ કરી દીધો ! "

" તેને ત્યા રામશરણજ પહોચાડી દેવો હતો ! જીવતો રાખવાનુ કઈ કારણ નથી ! " માયાવતી બોલી ઉઠી

" ફક્ત તમારી ખાત્રી કરવા માટે જીવતો રાખ્યો છે ! "

" એનુ મસ્તક કાપી આણ્યુ હોત તો પણ મારી ખાત્રી થાત ! ચાલો ઠીક ! હવે એને મારવામા ઢીલ કરવી યોગ્ય નથી ?"

" હા ! હવે ઢીલ કેવી ! હવે એ કદાચ પાછો છટકી જાય તો મારી પણ દુર્દશા સમજવી !"

" અરે છટ ! હવે એ શેનો બચવા પામે ! હુ પોતે તમારી સાથે આવી એને કતલ કરી હમેશાની પિડાનો અંત આણુ છુ ! થોડો સમય આરામ લ્યો ! જરા અંધારૂ થતા આપણે નીકળીશું ! તમે બે દીનથી ભૂખ્યા છો, તે ભોજન પણ કરી લ્યો ! પણ વારૂ કીશોરી અને કામીનીને કયા રાખી છે ? "

" તેમને એક એવી ગુફામા રાખી છે કે મારા સિવાય બીજો કોઇ તેમને બહાર કહાડી શકે તેમ નથી ! હુ એ ગુફામા ઘણા દીનથી રહુ છુ, એટલે મારા કેટલાક માણસો ત્યા છે ! એ તો ઠીક પણ હવે એક વાતની ધાસ્તિ છે ! બને બાળાઓ માટે કમલીની મને પૂછશે તો શો જવાબ આપવો? રત્નપુર અથવા એના તળાવની વચમાના મહેલમા તેમને રાખી છે એમ કહીશ, તો મારૂ તમામ ભોપાળુ ફુટી જશે ! "

" અરે ! પણ તમે ક્યા કાચા છો ! હોઠ સાજા તો ઉત્તર ઝાઝા ! કઈક ગોઠવી રાખજો ! "

" જોઈ લઈશું, પણ આપના બધા કામ પાર પાડયા તેનુ ઈનામ શુ આપશો ? મ્હો માગ્યુ ઈનામ આપવાનુ વચન યાદ છે ?"

" હા, યાદ છે ! દારોગાવાળા મહેલમા જઇ પેલાને મારી નિશ્ચિત થાઉ તો પછી માગશો તે ઈનામ આપીશ ! "

"બસ ! દારોગાવાળો મહેલ મને આપો, અને તેમાના અજાયબઘરની ચાવી મને સોપો !" આ સાભળી માયાવતીએ ચમકીને પૂછ્યુ–" અજાયબઘર વિષે તમે ક્યાથી જાણ્યુ ?"

"એ પણ એક તલેસમ છે, અને તેમા કઈક અદ્ભૂત વસ્તુઓ છે, એમ કમલીની કહેતી હતી !"

"પણ તેમાની ઘણીક વસ્તુઓ એવી છે, કે તે જો મારા દુશ્મનોના હાથમા જાય તો હુ આફતમા આવી પડુ !"

"તે મારે કયા કોઈને આપવી છે !"

"ઠીક તો હુ આપીશ કેમકે, તમે મ્હોટો ઉપકાર કીધો છે ! એ કુચી સભાળથી રાખજો ! એ ચાવીને લગતી સંપૂર્ણ હકીકત હુ જાણતી નથી, પણ ધારવા મુજબ તે અમૂલ્ય હોવી જોઈએ કેમકે, જોરાવરસિંહ તે હમેશ પોતાની પાસે રાખતા હતા ! વઈતાળ ! એ કુચી ન લ્યો તો હુ તમને અનગળ દોલત આપુ !"

"આપ ધાસ્તિ રાખશો નહી ! આપના દુશ્મનના હાથમા એ જશે નહી ! ખાત્રીથી માનજો કે એક માસની અદર હુ આપના સર્વ દુશ્મનોનુ બીજ દુનિયામા નહી રહેવા દઉ ! પછી મારી પત્નિ સંગે એ મહેલમા રહી આપને પ્રતાપે આનદમા જીવન ગાળીશ !"

"ઠીક ! ત્યારે કુચી આપીશ !"

"તો આપવામા હવે વિલબ શેનો છે ?"

"બસ ! પેલાનુ કાસળ પતાવી આવીએ એટલે ! તમે ભોજન કરી લ્યો, એટલામા દીવસ આથમી જશે !" આમ કહી માયાવતીએ એક ટકોરી વજાડી, એટલે કેટલીક દાસીઓ અદર દોડી આવી, તેમને વઈતાળ માટે ભોજનની તૈયારી કરવાની આજ્ઞા કરી વિદાય કીધી ભોજન તૈયાર થતા વઈતાળે જમી લીધુ, અને અધારૂ થતા તેઓ દારોગાવાળા મહેલ તરફ જવાને તૈયાર થયા રતનને પણ માયાવતીએ સાથે આવવાનુ કહ્યુ, અને ત્રણે પોતાના મુખપર બુરખા ઢાકી ઘોડેસ્વાર થઈ રવાના થયા તે મહેલ પાસે જઈ પહોચતા અશ્વોને ઝાડ સાથે બાધી તેઓ મહેલમા દાખલ થયા તેની કુચી માયાવતીએ વઈતાળને આપેલી હોવાથી તેમજ ત્યાના ભેદથી તેને જાણીતો કરેલ હોવાથી તે આગળ ચાલ્યો મહેલમાના જમણી તરફના

ચોકમા એક બધ ઓરડી હતી, જેનો દરવાજો કેમ અને કયાથી ઉઘડતો હતો, તેનુ કઈ નિશાન જણાતુ નહોતુ આ દ્વાર પાસે પહોચતા વઈતાળે પોતાની થેલીમાથી એક કુચી કહાડી, અને દ્વારની જમણી તરફની લાકડાની ભીંત પગથી ઠોકવા માડી ચાર પાચ ઠોકરો મારતા ત્યાથી પાટીયાનો ચોરસ કટકો જુદો પડી નીકળી આવ્યો, અને હાથ જઈ શકે એટલુ એક બાકોરૂ તેમા જણાયુ, જેમા વઈતાળે કુચી સહ હાથ નાખી તેની છૂપી કલ ઉઘાડી, એટલે દ્વાર ઉઘડી ગયુ તરતજ ત્રણે જણ અદર દાખલ થયા એટલે દ્વાર પાછુ બધ થઈ ગયુ, અને પેલુ પાટીયુ પણ જેમનુ તેમ ગોઠવાઈ ગયુ ઓરડીમા તદન અધકાર હોવાથી વઈતાળે થેલીમાથી દીવટ કહાડી દીપક પ્રગટાવ્યો ઓરડીના મધ્ય ભાગમા પાચેક માણસો ઉભા રહી શકે એવડી લોખંડની એક ગોળ પાટ જમીનમા જડેલી હતી, અને તેની વચમા ત્રણ હાથની ઉચાઈનો લોખડનો સ્થભ હતો, જેના ઉપર એક ચક્કર હતુ ત્રણે જણ એ સ્થભને પકડી ઉભા રહ્યા, એટલે વઈતાળે જમણે હાથે તે ચક્કર ફેરવવા માડયુ, જેથી એક પ્રકારનો ગડ-ગડાટ થવા લાગ્યો અને સ્થભ સહિત તે લોખડની પાટ જમીનમા ઉતરવા લાગી લગભગ વીસેક હાથ જેટલે જમીનમા ઉતર્યા બાદ તે પાટ જમીનને લાગતા તેઓ તે પરથી ઉતરી પડયા હવે તેઓ એક ચોરસ ઓરડીમા જઈ પહોચ્યા, જેની પૂર્વ તરફની ભીંતમા એક સુરગ હતી પશ્ચિમ તરફ એક કુવો હતો ઉત્તર તરફ ચાર પેટીઓ પડી હતી, અને દક્ષિણ તરફ સળીયાવાળા દ્વારથી બધ કરેલ એક ઓરડી હતી, જેમા એક માણસ જમીન પર ઉધુ મસ્તક નાખી પડયો હતો, અને ત્યાની જમીન લોહીથી તરબોળ થઈ રહી હતી તે માણસને આવી હાલતમા પડેલો જોઈ વઈતાળ ચમકીને બોલી ઉઠયો–" અરે ! આ શુ ? એણે જમીન સાથે માથુ પછાડીને પોતાના પ્રાણ કહાડી નાખ્યા !'

" એમજ લાગે છે ! એણે મારી મહેનત બચાવી એ ઠીકજ થયુ ! " માયાવતી ખુશ થઈ બોલી–" પણ એ જીવતો છે કે મરણ પામ્યો છે તેની શી ખાત્રી ? " આ સાભળી રતન તેના તરફ બારીકીથી જોઈને બોલી–" શ્વાસનો અવાજ સભળાતો નથી ! મારા ધારવા મુજબ એમા જીવ લાગતો નથી ! "

"અરે! આપજ ઓરડીની અંદર જઈને એને બરાબર તપાસો!" વઇતાળે માયાવતીને કહ્યુ

"ના! મને એની પાસે જતા ધાસ્તિ લાગે છે! કદાચ ઢોંગ કીધો હોય તો!" માયાવતી જોરાવરસિંહ તરફ જોતા બોલી–"પેલુ તીલસ્મી ખંજર તો એની પાસે દેખાતુ નથી!"

"એ ખંજર વીજયે થોડા દીન માટે એની પાસેથી માગી લીધુ છે, એટલે તેની પાસે છે!" વઈતાળે જણાવ્યુ

"તમે એની પાસે જાઓ! એની પાસે હથીયાર નથી અને તમારી પાસે ખંજર છે!" માયાવતીએ વઈતાળને કહ્યુ, એટલે તરતજ તેણે જાળીને મારેલુ તાળુ ઉઘાડયુ, અને અંદર જઈને જોરાવરસિંહના શબને સીધુ કરી માયાવની પ્રત્યે જણાવ્યુ–"હવે એમા જીવ નથી! તમે બેધડક અંદર આવી જુઓ!" માયાવતી રતનનો હાથ પકડી ઓરડીમા દાખલ થઈ, અને જોરાવરસિંહને બારીકીથી જોવા લાગી માથુ ફાટીને લોહી વહી જવાથી તે મરણ પામ્યો હતો અને તેથી તેનો ચહેરો પણ ભયાનક થઈ રહ્યો હતો તે મરણ પામ્યાની માયાવતીની પૂર્ણ ખાત્રી થતા તે બેહદ ખુશહાલીમા આવી જઈ વઈતાળ પ્રત્યે બોલી–"બસ હવે હુ નિશ્ચિંત થઈ! આ લાશને હવે છુપી રીતે ઠેકાણે પાડી દેવી જોઈએ!"

"એમા શું મ્હોટી વાત છે! એને ઉપર લઈ જઈ જંગલમાથી લાકડા ભેગા કરી બાળી ખાખ કરી નાખીએ!" વઈતાળે સુચવ્યુ

"ના! રાત્રીને વખતે જંગલમા ચીતાનો પ્રકાશ થતા કોઈને શક જવાથી અથવા કુલીનસિંહના કોઈ અઈયારનુ ધ્યાન એ ચાવાથી તે ત્યા આવી પહોચે!" માયાવતીએ જણાવ્યુ.

"આપણે બીજે રસ્તે એનો નિકાલ આણીશુ! એને ઉપર લઈ જઈ ન્હાના કટકા કરી ઝરામા નાખી દઈશુ, એટલે તે માછલીઓ ખાઈ જશે!" વઈતાળે સુચવ્યુ આ સલાહ માયાવતીને યોગ્ય લાગી, એટલે વઈતાળે લાશને ઉપાડી, અને તેઓ પેલી લોખંડની પાટપર આવી સ્થંભને પકડીને ઉભા તરતજ વઈતાળે તે પરના ચક્કરને ઉધું ફેરવવાથી પાટ ઉપર ચ્હડવા લાગી, અને જોતજોતામા ઉપરની જમીન સાથે લાગી વઈતાળે અંદરથી

ઓરડીનુ દ્વાર ઉઘાડયુ અને તેઓ બહાર આવ્યા, એટલે લાશને ચોકમા નાખી રતન તરતજ કમ્મરેથી ખંજર કહાડી લાશના કટકા કરવા લાગી હાડકા અને માસ ઝરામા નાખી દઈને અને લોહીથી ખરાબ થયલી ત્યાની જમીનને પાણીથી ધોઈ નાખ્યા બાદ તેઓ પોતાના ઘોડાપર સ્વાર થઈ પાછા ફર્યાં, અને મધ-રાત પહેલાજ મહેલે જઈ પહોચ્યા મહેલમા પગ મુકતાજ વઈ-તાળે પોતાનુ ઈનામ માગ્યુ, એટલે માયાવતી મુખ મલકાવીને બોલી—" તમારૂ ઈનામ આપુ છુ, પણ વારૂ કદાચ ઈનામમા તમને અજાયબઘરની કુચી ન આપુ તો હવે તમે શુ કરો ? "

" શું કરૂં ? મારો જીવ આપુ વળી ? " વઈતાળે જણાવ્યુ

" તેથી મને શુ નુકશાન થસે ? " માયાવતીએ પૂછયુ

" હું એમ સહજમાજ જીદગીનો અત નહી આણુ ! " વઈતાળ હસીને બોલ્યો—" પહેલા તો કમલીની પાસે જઈ મારા પાપ તેને જણાવીશ અને સાથે તમારી તમામ ગુપ્ત વાતો તેને કહીશ ! પ્રથમ તમારા પ્રાણ લઈને પછી કમલીનીને હાથે મારો જઈશ ! તમારો બાગ, દારોગાવાળો મહેલ અને માલતીના મહે-લને લગતા તમામ ભેદ હુ જાણુ છુ, એટલે હુ કેટલો ઉપદ્રવ જગાડી શકુ છુ, એ સમજી શકશો ! અત્યારે બાગમા તમારા પજામા છુ, એમ ધારશો નહી કેમકે—"

" બસ ! આમ ઉશ્કેરાઈ ન જાઓ ! " માયાવતી બોલી ઉઠી—" હું તો મશ્કરી કરતી હતી ! વચન પાળવામા હું કદી પાછી હઠુ તેમ નથી ! બેસો, હમણા તમને કુચી આપુ છુ ! "

" બસ ! તો પછી મને પણ વચનનો સાચો સમજજો ! અરે ! એવા કામો કરી બતાવીશ કે તમે અજાયબ થઈ જશો ! "

" જુઓ, વળી ઉશ્કેરાઈ ન જશો ! પણ હુ કપટથી બીજી કુચી આપીશ તો તમે શુ જાણશો કે તે અજાયબઘરનીજ છે ? "

"આ વઈતાળને ઉલ્લુ ન સમજશો ! પોથીના આકારની એ કુચીના બને પૂઠાપર ભમરના ચિત્ર છે, એ હુ જાણુ છુ ! "

"શાહબાસ ! તમે બહુજ ચાલાક છો કોઈના છળમા ઠગાઓ તેવા નથી ! વારૂ, આ ખબર તમને કમલીનીએજ—"

" હા ! એણેજ આપી છે ! અરેરે-તે મારે માટે કેવી લાગણી ધરાવે છે છતા આજે હુ તમારે માટે તેનો દુશ્મન બન્યો છુ, તે ફક્ત અજાયબઘરની કુચીની લાલચેજ ! "

"કુંચી હું તમને આપીશ! વળી, બીજી એક એવી વસ્તુ આપીશ કે તમે કબુલ કરશો કે કદર કરવામાં હું મોળી નથી!" આમ કહી વઈતાળને ત્યાં બેસાડી માયાવતી બહાર ગઈ

લગભગ અરધેક કલાકે તે એક રત્નજડિત દાબડો લઈને પાછી ફરી, જે વઈતાળ પાસે મુકતાં બોલી–"લ્યો, એ અમુલ્ય વસ્તુ!" વઈતાળે આતુરતાસહ દાબડો ઉઘાડી, તેમાંથી ગુટકા જેવી એક ન્હાની પોથી હાથમાં લઈ આમ તેમ ફેરવીને જોયા બાદ તે બોલ્યો—"બસ! એજ!" બીજી કેટલીક વાતચીત કરી કમલીનીને મળી તેની હીલચાલની બાતમી મેળવવા વઈતાળ ત્યાંથી રવાના થયો તે ખુશ થતો બાગની બહાર નીકળીને ઉત્તર દીશા તરફ ચાલ્યો, અને થોડેક દુર જઈ એક સ્થળે ઉભો રહી આમ તેમ જોવા લાગ્યો, એટલામાં ઝાડની ઓથે સંતાયલા બે માણસ બહાર નીકળી તેની સામે આવી ઉભા, અને તેઓમાંથી એકે અઈયારોની છૂપી ભાષામાં પૂછ્યું–"કુંચી મળી?" જવાબમાં વઈતાળે તેજ છૂપી ભાષામાં કહ્યું–"હા!" આ સાંભળી તે પુરૂષ આનંદમાં આવી તેને ભેટી પડયો પછી તેઓ ત્રણે ખુશ થતાં આગળ ચાલ્યાં

રાજા જોરાવરસિંહને દુનિયામાંથી સદાના દૂર કરી માયાવતી પોતાની મ્હોટી આફત ટળી ગયલી સમજતી હતી કેમકે, તેની હયાતીથી પ્રજામાં પોતાનાં પાપ પ્રગટ થવાની ધાસ્તિ હવે રહી નહોતી આથી તે નિશ્ચિંત થઈ હવી હવે ફક્ત તલેસમ કુમાર ઈંદ્રજીત અને આનંદસિંહના હાથમાં ન જાય તેની ચિંતા હતી, અને તે માટે કમલીનીને કેદ પકડી મારી નાખવાની જરૂર જણાઈ કેમકે, તલેસમને લગતાં છૂપાં ભેદ જાણતી હોવાથી તલેસમની રાણી હોવાને લીધેજ પોતાની તમામ પ્રજા પરજ નહીં પણ મ્હોટા મ્હોટા રાજા રાણાઓ ઉપર પણ માયાવતી રૂઆબ બતાવી શકતી હતી, અને પોતાની દરેક ઈચ્છા પાર પાડી શકતી હતી, પણ તલેસમ હાથમાંથી જતાં સાધારણ જમીનદાર સરખી પોતાની સ્થિતિ થશે, એમ તે સારી પેઠે સમજતી હતી આથી વઈતાળ સરખા એક ચાલાક અઈયારને પોતાની મદદે આવેલ જોઈ કમલીની તરફની ચિંતા પણ દૂર થવાની તેને આશા ઉપજી હતી, પણ લીલાવતી પોતાના આશ્રયમાંથી જતી રહેવા માટે તે

દુખી થઈ હતી અનયબધરની કુચી લઈને વઈતાળ તેની પાસેથી વીદાય થયો ત્યારે રાત્રી પૂર્ણ થવા આવી હતી, છતા આખી રાત્રીનુ જાગરણ હોવાથી અને થાક ચ્હડેલ હોવાથી તે નિદ્રાવશ થઈ ગઈ દીન એક પ્રહર ચ્હડતા રતને આવીને તેને જગાડી આખો દીન તો તેણે હાસ્યવિનોદમા પસાર કર્યો, પણ રાત્રી પડતા એક અદ્ભૂત બનાવ તેના જોવામા આવ્યો, જેથી તે પાછી ગભરાટમા પડી મધરાત વીની ગઈ હતી માયાવતી શયનવાસમા સુદર પલગપર ઘોર નિદ્રામા પડી હતી. ઓરડાની બહાર યુવાન સુદરીઓ હાથમા ખુલ્લી તલવારે પહેરો ભરતી હતી ઓરડામા કાચની એક હાડીમા દીપક બળી રહ્યો હતો ઓરડાનું દ્વાર બધ હતુ, એટલામા એકાએક દીપક ઓલોલવાઈ જઈ ઓરડામા અધકાર છવાઈ ગયો માયાવતીની ઉંઘ બહુજ કાચી હતી, અને સહેજ ખડખડાટ થતા તે જાગૃત થઈ જતી હતી આ સમયે પણ તે ગાઢ નિદ્રામા હતી પણ એક હાડીના ફુટવાથી થએલા ખણખણાટથી તે જાગી ઉઠી અને ઓરડામા અધકાર જોઈ બીછાનાપરથી ઉતરી ફાફા મારતી બારણા પાસે ગઈ દ્વાર પાસે જઈ તે ઉઘાડવાની તેણે તજવીજ કરવા માડી તો તેની કળ કુચીથી બધ કરેલી હતી, એટલે ઉઘાડી શકી નહી આથી તે ગભરાઈ તેની છાતી ધડકવા લાગી ઓરડામા કોણ આવ્યુ હશે, અને કોણે દ્વાર બધ કર્યા હશે, તે માટે તે વીમાસણમા પડી દ્વારની બહાર દાસીઓ પહેરો ભરતી હશે, છતા ખબર આપી આજ્ઞા મેળવ્યા વિના અંદર આવવાની કોણે હિંમત કરી હશે? ઓરડામા કોઈ આવ્યુ હશે તો તે અદરજ હોવુ જોઈએ કેમકે, દ્વાર બધ હતુ! વિચાર કરતા તેને લાગ્યુ કે કદાચ રતન હોય! પણ વળી વિચાર બદલાયો, અને તેની એટલી હિંમત ચાલે નહી, એમ લાગ્યુ આમ કઈક વિચારોએ તેના ગભરાટમા વધારો કીધો, અને હવે તેને એટલી બધી ધાસ્તિ લાગી કે તેની જીભ સીવાઈ ગઈ, તે દાસીને પણ બૂમ પાડી શકી નહી તેના પગ પણ હવે ઠરી શકયા નહી, તે દ્વારની પાસેજ બેસી ગઈ તેની આખોમાથી આસુ ટપકવા લાગ્યા, એટલામા ઓરડામા કોઈ ફરતુ હોય તેવો પગલાનો અવાજ સભળાયો આથી તે વધુ ગભરાઈ અને ધાસ્તિમા ઉઠીને દરવાજા આગળથી ખસી ભીંતની

ઓથે ઉભી રહી હવે કોઈ માણસ જોરથી પગ પછાડીને ઓર ડામા ફરતો હોય તેમ સ્પષ્ટ સંભળાતુ હતુ આ માણસ ભીંતની ઓથે ઉભેલી માયાવતીની સમીપ આવતુ જણાયુ, અને થોડી વારમા તો એક મજબૂત હાથમા તેનુ કાંડુ પકડાઈ ગયુ, જેથી તેણે એક ચીસ પાડી, પણ તે સાથેજ તે હાથ પકડનારે જોરથી તેના ગાલ પર એક તમાચો લગાવ્યો જેની વેદનામા તે બેહોશ થઈ ઢળી પડી પેલા માણસે પોતાની પાસેના ચોર ફાનસ ઉપરનુ ઢાકણ ખસેડતા ઓરડામા પ્રકાશ થઈ રહ્યો આ સમયે માયાવતી શુદ્ધિમા હોત તો પણ તે માણસને ઓળખી શકી હોત નહી કેમકે, તેણે પોતાનુ મુખ બુરખા તળે ઢાકી દીધુ હતુ આ ઓરડાની ચારે તરફની ભીંત સીસમના પાટીયાનીજ હતી, જેનાપર સુદર કોતરકામ કરેલુ હતુ માયાવતીના પલગના પગ તરફના ભાગ આગળની ભીંતમા એક માણસ સહેલાઇથી આવજાવ કરી શકે એવડું પાટીયુ બારણાની માફક ઉઘડી ગયુ હતુ બેહોશ માયાવતીને ધીમેથી ઉપાડી શય્યાપર સુવરાવી દઈને ઓરડાના દ્વારમા મારેલી ચાવી ઉઘાડીને પોતાની પાસે રાખી તે માણસ દીવાલમા થયલા પેલા બારીકામા ચાલ્યો ગયો, અને તેની પાછળ તે પાટીયુ પણ અસલની માફક ભીંતની સાથે ભીડાઈ ગયુ લગભગ કલાકેક પછી માયાવતી શુદ્ધિમા આવી, અને આખ ખોલી જોવા લાગી તો ઓરડામા હજી અધારૂજ હતુ આસપાસ હાથ ફેરવી જોતા પોતે શય્યાપર પડેલી જણાઈ, પણ હજી તેની ધાસ્તિ દૂર થઈ નહોતી કેટલીક વાર શય્યાપરજ પડી રહ્યા બાદ કોઈના પગલાનો અવાજ સંભળાયો નહિ, ત્યારે હિંમતથી શય્યાપરથી ઉઠી તે દ્વાર પાસે આવી તો બારણાની ચાવી પણ ઉઘડેલી જણાઈ તરતજ દ્વાર ઉઘાડી તે બહાર નીકળી તો દાસીઓ ખુલ્લી તરવારે પહેરો ભરતી હતી, જેમને તેણે પૂછ્યુ "ઓરડામા કોણ આવ્યુ હતુ?" જવાબમા સઘળીઓએ અજાયબી સહ જણાવ્યુ "કોઈ નહી!" આ તેમના જવાબપર માયાવતીને વિશ્વાસ આવ્યો નહી અને તે રાતી પીળી થઈ જઈ તેમનાપર પોતાનો ગુસ્સો કહાડવા લાગી પોતાની દાસીઓ દુશ્મનો સગે મળી ગઈ છે, એમ તેને શક ગયો, પણ તેની સાબીતી વિના તેમને શીક્ષા કરવાનુ વ્યાજબી લાગ્યુ નહી હજી

તેની ધાસ્તિ તદન મટી નહોતી, એટલે ઓરડામા ન જતા બહાર જ પડેલા એક સુખાસનપર આડે પડખે પડીને તેણે બાકીની રાત પસાર કરી રાત્રી પૂર્ણ થઈ મળસ્કુ થવાની તૈયારી હતી, એટલામા રતન એક માલણને હાથ પકડીને ઘસડતી ત્યા આવી પહોચી માયાવતીને બહાર બેઠેલી જોઇ તેણે અજાયબ થઇને પૂછ્યુ–" બહાર કેમ બેઠા છો ? "

" અરે ! શુ કહુ ? " માયાવતીએ ગભરાટ ભરે અવાજે જવાબ આપ્યો–" આજે તો ઈશ્વરેજ જીદગી બચાવી છે "

" એટલે ? " રતને અજાયબી સહ પૂછ્યુ

" પણ આ માલણને કેદી માફક કેમ પકડી આવી છે ? "

" પહેલા આપની હકીકત જણાવો ! " રતને કહ્યુ આથી માયાવતીએ રાત્રીના બનાવની તમામ હકીકત તેને જણાવી, જે સાભળી તે પણ ભયભીત થઇ બોલી—" દાસીઓપર કોઈ પ્રકારનો શક લઈ જવો યોગ્ય નથી ! આ હરામખોર માલણની હકીકત આપ સાભળશો ત્યારે દાસીઓ પરનો આપનો શક દૂર થઈ જશે ! દાસીઓ નિમકહલાલ છે, તેની મે ખાત્રી કરી છે ! "

" ઠીક ! પણ આ માલણનો શો ગુન્હો છે તે તો કહે ! એ તો પોતાની ફરજમા ચોકકસ છે ! " માયાવતીએ પૂછ્યુ

" એનુ અ તઃકરણ ઝેરી કાટાથી ભરેલુ છે ! " રતને જણાવ્યુ–" આજ રાત્રે નિદ્રા આવતી નહોતી એટલે હુ બાગમા ફરતી હતી વિચારવમળમા ફરતી ફરતી હુ ન્હાના હોજ પાસે જઈ પહોચી, એટલામા દ્રાક્ષના મ ડપમા પાદડાઓનો ખડખડાટ સાભળી ચમકીને ઉભી રહી ગઈ જરા વારમા તો ચપટી વજાડવાનો અવાજ સ ભળાયો, એટલે મને લાગ્યું કે દાળમા કઈ કાળુ હોવુજ જોઇએ ! એ અરસામા દ્રાક્ષના મ ડપની પૂર્વ તરફની ચ બેલીની ઝાડી સુધી હુ જઈ પહોચી હતી, એટલે ચપટીનો અવાજ સાભળી ઝાડીમા સ તાઇ જઈ દ્રાક્ષના મ ડપ તરફ ધ્યાન દઇને જોવા લાગી તો બે માણસો એ મ ડપમા દાખલ થતા જણાયા ! હુ તરતજ જમીનપર સુઈ જઈ પેટે ચાલતી ધીમે ધીમે મ ડપની પાસે ગઈ તો ત્યા બે જણની ધીમી વાતચીતનો અવાજ મારે કાને સ ભળાયો, અને વધુ સમીપ જતા શબ્દો પણ સાફ સ ભળાવા લાગ્યા. સૌથી પહેલા આ હરામખોર

માલણ બોલતી સંભળાઈ કે ' હુ ક્યારની તમ લોકોની રાહ જોતી હતી ! આના જવાબમા તેઓમાથી એક જણ બોલ્યો–" ખરે ખર ! તે તો કબૂલાત મુજબ કામ બજાવ્યુ છે, તેનુ ઈનામ અત્યારેજ તને આપીશ ! પણ આજે કામના રોકાણને લીધે કમલીની અહીં આવી શકી નથી ! અમે તને કહેવાનેજ આવ્યા કે, આવતી કાલે મધરાતે છૂપુ દ્વાર ઉઘાડુ રાખજે ! તને આજ કરતા મ્હોટુ ઇનામ આપીશુ ! ' જવાબમા આ લુચ્ચી બોલી –' બહુ સારૂ !' આ પછી વધુ વાત સંભળાઈ નહી, અને પેલા બને માણસો મંડપમાથી નીકળીને દક્ષિણ દિશા તરફ જતા દેખાયા, જેમની પાછળ માલણ પણ ગઈ હુ તેમની પાછળ જવાને બદલે જમીન પર પડી રહી ! "

" સીપાઈઓને બૂમ પાડીને એ બને માણસોને તારે કેદ કરી લેવા હતા ! " માયાવતી વચમા બોલી ઉઠી

" બનેને પકડીશ તો આવતી કાલે મધરાતે કમલીની અહીં આવશે નહી, એ વિચારે હુ ચુપ રહી ! " રતને જણાવ્યુ

" ખરેખર ! વારૂ પછી શું થયુ ? " માયાવતીએ પૂછયુ

" થોડીવારે હુ ઉઠીને બાગની પાછલી તરફ ગઈ, એટલામા માલણ પોતાની ઓરડી તરફ પાછી ફરતી મને મળી, એટલે મે એને પકડી અને છૂપુ દ્વાર બંધ છે કે નહીં તે જોવાને ગઈ દ્વાર બંધ જોયુ એટલે કુલટાને આપની હજુરમા લઈ આવી ! "

" કેમ ? આ બધુ ખરૂ છે કે ? " માયાવતીએ માલણને પૂછયુ તે કંઈ ન બોલતા નીચુ મસ્તક કરી ઉભી રહી, એટલે તે દાસીઓ પ્રત્યે બોલી–" હવે આજ રાત્રીએ તમે કમલીનીને કેદ નહી પકડશો તો અમે એમજ સમજશું કે તમે સર્વ માલણ માફક નિમકહરામ બની દુશ્મનોને મળી ગઈ છો !" તમામ દાસીઓએ માયાવતીને નમન કર્યું, અને તેઓમાથી એક હાથ જોડી બોલી– "મહારાણીજી, અમારી નિમકહલાલી અવશ્ય બતાવીશું ! કમલીની બાગમા આવશે તો તેને અમે કેદ પકડયા વિના રહીશું નહી ! "

" હુ પણ તમારી સાથે રહીશ ! " માયાવતી બોલી–"મધ-રાતે મારે હાથેજ છૂપુ દ્વાર ઉઘાડી તેને અંદર આવવા દઈશ ! જુઓ, આ વાત કોઈને કાને ન જાય તેની સંભાળ રાખજો ! "

——(૦)——

# પ્રકરણુ ૨૨ મુ.

## બે ભેદી પુરૂષો.

કમલીની મધરાતે પોતાના બાગમા આવશે ત્યારે તેને કેદ પકડી શકાશે, એ વિચારે આજે માયાવતી ઉમગમા જણાતી હતી, પણ રાતે પોતાના શયનગૃહમા કોણ આવ્યુ હશે, તે માટે અનેક તર્ક દોડાવતા પણ તે કઈ જાણી શકી નહી, અને આખરે એમજ મન વાળ્યુ કે એ કામ પણ કમલીનીનુજ હોવુ જોઈએ, એટલે તે કેદ પકડાશે તો પછી તમામ ખટપટનો અત આવી જશે, અને રાજા જોરાવરસિહને મારી નાખવાથી જેટલી ચિતા ઓછી થઈ છે, તેટલીજ ચિતા કમલીનીને મારવાથી પણ ઓછી થશે, અને પછી પોતાની સાથે દુશ્મનાઈ કરવાની કોઈની હિમત ચાલશે નહી કમલીનીને પકડી તેને કેવી રીતે રીબાવીને મારવી તે વિષે તે આખો દિવસ અનેક વિચાર કરવા લાગી અને મધરાત થતા પહેલા હથીયાર સજીને રતનને સાથે લઈને જે છુપે દરવાજે કમલીની બાગમા આવનાર હતી તે તરફ ગઈ તેની આજ્ઞા મુજબ કેટલીક પહેરેગીર સ્ત્રીઓ પણ ખુલ્લી તલવારે તે દરવાજાની પાસેના ઝાડો અને ઝાડીઓમા આમ તેમ સતાઈને સજ થઈ ઉભી હતી દરવાજાની પાસેનીજ ઝાડીમા રતન છુપાઈ રહી, જ્યારે માયાવતી તેથી થોડેક દૂર એક વૃક્ષ પર ચ્હડી બેઠી બરોબર મધરાત થતા રતન કમલીનીના આવવાનો સમય થયેલ જાણી દરવાજાની પાસે જઈ ઉભી, અને બહારથી કોઈ માણસ દ્વારપર ધક્કો મારે કે તરત તે ઉઘાડી નાખવાને તૈયાર થઈ રહી તેણે મુખ બુરખાથી ઢાકી દીધુ હતુ થોડી વારમાજ દ્વારપર બહારથી કોઈએ ટકોરો માર્યો, એટલે રતન આતુરતાથી એકદમ દ્વાર ઉઘાડી નાખી એક તરફ ખસી ગઈ દ્વાર ઉઘડતાજ બે માણુસો બાગમા દાખલ થયા, જેમના શરીરે કાળા ઝભ્ભા હતા અને મુખપર બુરખા નાખેલા હતા, એટલે તેઓ પુરૂષ છે કે સ્ત્રી તે પણ સમજી શકાતુ નહોતુ આ બનેમાથી એક લાબા કદનો માણુસ હોવાથી તે પુરૂષ હોય એમ માની શકાતુ હતુ તેઓ

બને બાગમા આવ્યા એટલે રતને દરવાજો પાછો બધ કરી દીધો, અને પછી તેઓ બનેને પોતાની પાછળ આવવા ઈશારત કરી હથીયારબધ પહેરેગીર સ્ત્રીઓ સતાઈને ઉભી હતી ત્યા જઈ પહોચતા રતન ઉભી રહી અને તેઓ પ્રત્યે બોલી—"આપની આજ્ઞાનુસાર મે આપનુ કામ બજાવ્યુ છે, માટે મારૂ ઇનામ આપો !" જવાબમા તેઓમાથી નીચા કદનો માણસ બોલ્યો, "પુરૂષ હોવા છતા સ્ત્રીના પોશાકમા માયાવતી સાથે નિરતર રહેનાર રતનને કોઈ પાસેથી ઈનામ શા માટે માગવુ પડે ? દોલતની તેને શું ઓછ ? હુ ધારૂ છુ કે નીચ માયાવતી પણ અમને પકડવા આટલામાજ કોઈ સ્થળે હશે ! એને અત્રે બોલાવ કેમકે, ખાસ તેને ઈનામ આપવા માટેજ અમે આવ્યા છીએ !" આ સાભળી રતન પોતાનો ભેદ ખુલી જવાથી ગભરાટમા પડયો પોતે પુરૂષ છે, એમ જાહેર થઈ જવાથી પોતાની જીદગી બચાવવાની તેને હવે આશા ન રહી ઝાડીમા સતાયલી તમામ પહેરેગીરો તેમજ માયાવતીએ પણ પેલા માણસના બોલો સાભળ્યા અવાજ પરથી તે માણસને ઓળખી કહાડવાની માયાવતીએ બહુ તજવીજ કરી, પણ તે અવાજ બદલીને બોલવાથી ઓળખી શકાય તેમ નહોતુ

રતન બને માણસોને પકડવાની તજવીજમા હતો, પણ હવે તે એટલા બધા ગભરાટમા પડયો હતો કે તેના મુખમાથી એક શબ્દ નીકળી શક્યો નહી એ અરસામા ઝાડીમા સતાયલી તમામ પહેરગીર સ્ત્રીઓએ નીકળી બને બુરખાવાળા માણસોને ઘેરી લીધા માયાવતી પણ ત્યા આવશે, એવી રતનને આશા હતી, પણ તે ફોકટ હતી કેમકે, ભેદી માણસના શબ્દોએ તેના ઉપર તો વધુ અસર કરી હતી ગભરાટમા તે ભાગીને પોતાના દીવાનખાનામા જઈ બેઠી, અને ત્યા પહેરો ભરતી સ્ત્રીઓમાથી એક મારફત પહેલા ભાગના બાગમાના પોતાના સીપાઈઓને હુકમ મોકલાવ્યો કે ખાસ બાગમા દુશ્મનો ઘુસી આવ્યા છે તેમને પકડીને તેમનુ મસ્તક કાપી પોતાની હજુરમા રજુ કરવુ

પહેરેગીરોને જોઈ રતને ભેદી માણસને દમામથી પૂછયુ— "અત્રે શા માટે આવ્યા છો ?" તરતજ પેલા માણસે જવાબ આપ્યો—"તુ હરામખોરને જવાબ આપવાનુ કઈ કારણ ?"

"તમારૂ મોતજ તમો બ નેને અહીં ખેંચી લાવ્યું છે, એમ લાગે છે!" રતન ગુસ્સાભરે અવાજે બોલ્યો.

"ખરેખર! તારૂ મોતજ અમોને અહીં તેડી લાવ્યું છે!" ભેદી માણસ હસીને બોલ્યો. તરતજ રતને પોતાનું ખ જર તેને મારવાને ઉગામ્યું, પણ તેણે ચાલાકીથી ખસી જઈ ઘા ચુકવી નાખ્યો, જે અરસામા બીજા માણસે ઝડપથી તેની પાછળ જઈ કમ્મરમા એક લાત એવા જોરથી મારી કે તે ઉંધોજ જમીન પર પછડાયો, પણ તરતજ બેઠો થઈ તેણે બ નેને પકડવાનો પહેરેગીરોને હુકમ કીધો. તમામ પહેરેગીરો પણ ગભરાટમા પડી હતી કેમકે, બુરખાવાળા બ ને મરદો હોવાની તેમની ખાત્રી થઈ હતી, તેમજ રતનને તેઓ બળવાન માનતી હતી, તેને જમીનપર પછડાયલી જોઈ તેમની પણ હિ મત જતી રહી હતી વળી એ માણસોને મુખે રતન એક પુરૂષ છે, એ સાભળીને તેમજ તેથી રતનને ગભરાટમા પડેલી જોઈ તેઓ ઘોટાળામા પડી ગઈ, છતા રતને આજ્ઞા કરવાથી તેઓ બ ને પુરૂષોને ઘેરી ઉભી, પણ તેમને ક ઈ કરી શકી નહી, એટલે ફરી રતને તેમને જોરથી કહ્યું–"બ ને ચોરો નહાસી ન જાય!" તુરતજ લાબા પુરૂષે ઝડપથી કુદીને બહાદુરીથી રતનનો ખ જરવાળો હાથ પકડી લીધો, અને તે મ્હોટેથી બોલ્યો–"અમે નહાસી જવા માટે આવ્યા નથી, કેદ પકડાઈને અજબ તમાસો દેખાડવા આવ્યા છીએ, પણ તને નહાસી જવાની તક નહી આપીએ!" આટલુ કહી તે પહેરેગીરો પ્રત્યે બોલ્યો–"અમે અત્રેથી નહાસીશુ નહી, તમે કહેશો ત્યા આવવાને તૈયાર છીએ!" પોતાનુ કાડુ મજબૂત હાથમા પકડાયલુ જોવાથી હવે રતનની ખાત્રી થઈ કે બ ને સાધારણ માણસો નથી, અને તેમની સામે જોર દેખાડવામા સાર નથી! એટલામા 'ચોર! ચોર!'ની બૂમ સંભળાવા લાગી, અને બાગમા કેટલીક મસાલોનો પ્રકાશ જણાવા લાગ્યો જરા વારમા કેટલાક સીપાઇઓ મસાલોસહ ત્યા આવતા જણાયા, જેઓ માયાવતીની આજ્ઞા મૂજબ દુશ્મનોને પકડવાને આવ્યા હતા જોતજોતામા પહેરેગીર સ્ત્રીઓની વચમા રતનનુ કાડુ પકડી ઉભેલ બ ને ભેદી માણસોની પાસે તેઓ આવી પહોચ્યા સીપાઈઓ પોતાને ક ઈ કહે અથવા પકડવાની તજવીજ કરે તે પહેલા બુરખાવાળો ન્હાનો માણસ મ્હોટે અવાજે બોલ્યો–"ભાઈઓ! હુ

અત્રેથી નહાસી જઈશ, એમ માનશો નહી ! હુ તમારો દુશ્મન કે દુશ્મનોનો સાથી નથી, પણ તમારો મિત્ર અને શુભેચ્છક છુ ! પ્રભાતે મારા મુખ ઉપરનો બુરખો ખસેડી નાખીશ ત્યારે તમે જાણશો કે હુ તમારો એક અસલી સાથી છુ ! અત્યારે તો હુ તમારી એક મૂર્ખાઈ તમને બતાવવાને આવ્યો છુ ! અરેરે ! તમારા પૂજ્ય રાજા જોરાવરસિંહની ગરદનપર ખ જર ફરે તેની તમને ખબર પણ ન પડે ! વળી વધુ અફસોસની વાત એ છે કે મહારાજ જોરાવરસિંહજીને મારનાર, તેની શુભ આશાઓનો નાશ કરનાર, એમની ભલી પ્રજાના અ ત કરણમા શોકનો અગ્નિ સળગાવનાર, એમની કિર્ત્તિ અને નામનાને કાળો ડાઘ લગાડનાર, તેમના ધર્મ-અર્થનુ સત્યાનાશ વાળનાર પાપી તમારાપર હુકમ ચલાવે-તમને મૂર્ખ બનાવે ! મહારાજ જોરાવરસિહજી ઘણા વર્ષો થયા મરણ પામ્યા છે, એમ માનશો નહી કેમકે તેમના પવિત્ર રક્તથી ભીંજા ચલી જમીન પણ હજી સુકાઈ નથી, એ હુ તમને સાબીત કરી આપીશ ! તમારા વહાલા મહારાજનો ખુની કોણ છે તે જાણવાની ઈચ્છાએ તમે તેનુ નામ મને પુછશો તો તે હુ જણાવીશ—અરે ! તે માણસ તમને પકડીને હવાલે કરીશ કેમકે, એ માટેજ હુ અત્રે આવ્યો છુ !" આ સાભળી સઘળા સીપાઈઓ તેમજ પહેરેગીર સ્ત્રીઓના હૃદય હુચમચી ગયા રાજા જોરાવરસિંહનુ નામ સાભળતાજ તેમજ તે મરણ પામ્યાને ઘણા દિવસ થયા નથી, તથા તેનુ ખુન કરનાર પોતાનાપર હુકમ ચલાવે છે, એ જાણતા સર્વના દીલ બેચેન બની ગયા ! તેમની આખોમાથી આસુની ધારા વહેવા માડી, અને ઝુસ્સામા આવી સઘળાઓ બોલી ઉઠયા—" કહો ! અમારા ગરીબરક્ષક, પ્રજાપાળક મહારાજનો ખુની કોણ છે, તે કયા છે ?" જવાબમા તે ન્હાનો માણુસ બોલી ઉઠયો— ' આ હરામખોર રતનજ મહારાજનો ખુની અને તેમની નામનાને કલ ક લગાડનાર છે ! માયાવતી એનુ' માન રાખે છે, તેથી ડરશો નહી ! એ પુરૂષ છે કે સ્ત્રી તેની તો ખાત્રી કરો ! કેટલાક વર્ષો થયા તમારી આખોમા ધૂળ નાખીને સ્ત્રી બનીને તમારા ઘરમા રહે છે, અને આ રાજ્યનુ સત્યાનાશ વાળે છે ! જરા સબૂર કરો તો પછી તમને એક બીજી ભેદી વાત જણાવીશ ! સ્હવાર પડતા સુધી અમને બીજે કયા ન લઈ જતા અત્રેજ રહેવા દેજો !" આથી સઘળો ભેદ ખુલી

ગયો સીપાઈઓ અને પહેરેગીર સ્ત્રીઓ પોતપોતામા ગુસપુસ વાતો કરવા લાગ્યા કોઈની આંખોમાથી અશ્રુધારા વહેવા લાગી, કોઈએ શરમથી નીચુ જોઈ લીધુ, કોઈ હાથ અફસોસ કરી નિસાસા નાખવા લાગ્યો, કોઈ ગુસ્સામા હોઠ પીસીને રતન તરફ જોઈ રહ્યો મસાલના પ્રકાશમા રતનના મુખપર થયેલ ફેરફાર સીપાઈઓ બરોબર જોઈ શકયા ધાસ્તિ અને ગભરાટથી તે અધમુવા સરખો થઈ ગયો હતો સીપાઈઓને બરોબર રંગપર ચ્હડેલ જોઈ તેમજ હવે તેઓ ધીરજ ધરશે નહી, એમ ધારી બ ને બુરખાવાળા પુરૂષોએ એક બીજાને ઈશારતથી કંઈ જણાવ્યા બાદ ન્હાના માણુસે રતનની સાડીનો ઉપલો છેડો ઝડપથી ખેંચી લીધો, અને તેની કંચુકી પણ ફાડી નાખી, જે સાથેજ તેની છાતીપરના મરદાનગીના ચીન્હો સાફ દેખાઈ આવ્યા આ જોતાજ સીપાઈઓને બેહદ ગુસ્સો ચ્હડયો પોતાના રાજાનુ એ હરામખોરને લીધેજ ખુન કરવામા આવ્યુ છે, એમ હવે તેમની ખાત્રી થઈ પહેરેગીર સ્ત્રીઓ તો અજાયબી અને ગભરાટમા એક બીજીનુ મુખ જોતી દીંગમૂઢ સરખી ઉભીજ રહી ગઈ, પણ ગુસ્સામા આવેલા સીપાઈઓએ ધસી જઈ રતનને ઘેરી લીધો, અને તેની બૂરી દશા કરી નાખી બ ને ભેદી માણુસો તેને છૂટો મૂકી એક તરફ ઉભા રહી તમાસો જોવા લાગ્યા સીપાઈઓએ રતનને ઘણા સવાલ પૂછયા, પણ તેના મુખમાથી એક શબ્દ નીકળવા પામ્યો નહી આખરે તેને તેમજ બંને ભેદી માણુસોને રાજ્યના દીવાનની હજુરમા ખડા કરવાનો તેમણે ઠરાવ કીધો ક્રોધાવેશમા આવેલા સીપાઈઓ રતન માટે વિચાર કરવામા ગુંથાયલા હતા, એ અરસામા બ ને બુરખાવાળા માણુસો લાગ જોઈ ત્યાથી અદશ્ય થઈ ગયા રતન સાથે તેઓ બ નેને પણ દીવાનની હજુરમા લઈ જવાનો સીપાઇઓએ ઠરાવ કીધો, ત્યારે તેઓ તેમની શોધ કરવા લાગ્યા, પણ કયાયથી પત્તોજ લાગ્યો નહી આમ શોધ કરતા પ્રભાત થવા આવ્યુ, એ અરસામા આ આશ્ચર્યજનક બનાવની ખબર પવન વેગે સર્વ સ્થળે પ્રસરી ગઈ આ સમયે માયાવતીના સર્વ સીપાઈઓ તદન સ્વત ત્ર અને બળવાખોર સરખા થઈ રહ્યા હતા બહુ શોધ કરવા છતા પણ જ્યારે બુરખાવાળા માણુસોની ભાળ મળી નહી ત્યારે તેઓ કમનસીબ રતનને ધસડતા બાગની બહાર જવાને ચાલ્યા માયાવતીને આ

સર્વે સમાચાર મળતા તે પહેલા તો બહુજ ગભરાઈ, અને પોતાની તેમજ રતનની જીંદગી માટે તદન આશા છોડી બેઠી તેના મુખપર ફીક્કાસ છવાઈ ગઈ દીલગીરીથી આંખો અરધી બીડાઈ ગઈ શરિરમા કંપારવ થઈ આવ્યો હવે શુ કરવુ તેની મુઝવણમા તે કેટલીક વાર મૂઢ સરખી બેસીજ રહી થોડી વારમા તેની આંખો તેમજ મુખપર રક્તવર્ણ છવાઈ જતા તેને બેહદ ગુસ્સો ઉપજ્યો હોય, એમ જણાવા લાગ્યુ, અને તે બબડી—"હવે એ હરામખોરોને સમજાવવાની તજવીજ કરવી ફોકટ છે ! હુ તલેસમની રાણી છતા શુ થોડાક હરામખોરોને તાબે કરી શકુ નહી ? નિમકહરામ સીપાઈઓને મારી આજ્ઞાનો ભંગ કરવા માટે યોગ્ય સજા કરવાની હજી મારામા શક્તિ છે !" આમ બોલતા તે ઉઠી, અને જે ઓરડીમા થઈને ત્રીજા ભાગના બાગમા જવાતુ હતુ તેમા ગઈ આ ઓરડીમા થઈને એક દરવાજો ઉઘાડી તે બીજી ઓરડીમા ગઈ, જેમા એક કુવો હતો અને તેમા ઉતરવા માટે એક સાકળ લટકતી હતી, જે પકડીને તે કુવામા ઉતરી અને એક વિશાળ સ્થાનમા જઈ પહોચી ત્યા તદન અંધકાર હોવાથી આમતેમ ફાંફા મારતી તે એક ખુણામા ગઈ અને ત્યા ભીંતમા જડેલુ એક ચક્કર ફેરવવા માડયુ, જેથી થોડીવારમા તે સ્થાનમા ઉપરની છતમા લટકતા કાચના એક ગોળ ફાનસમા પોતાની મેળે દીપક પ્રગટી નીકળ્યો, જેના તેજસ્વી પ્રકાશમા ત્યાની તમામ વસ્તુઓ સાફ દેખાવા લાગી આ વિશાળ ઓરડામા અનેક અદ્દભૂત વસ્તુ પડી હતી, અને જ્યા ત્યા વિચિત્ર યાન્ત્રિક કામ ગોઠવેલુ હતુ તેની વચમા સંગેમરમરના ચોવીશ સ્થંભો હારબંધ ઉભા હતા, જે પથ્થરના મહેરાબોથી એક બીજા સાથે જોડેલા હતા સર્વે મહેરાબોની વચમા મ્હોટા ઘંટ લટકતા હતા, અને દરેક ઘંટની નીચે ગોળ માથાવાળો અકેક હાથો હતો વળી દરેક મહેરાબ ઉપર મ્હોટા અક્ષરોએ કંઈ લખેલુ હતુ, જે માયાવતી ધ્યાન દઈને વાચવા લાગી આમ વાચતા તે એક મહેરાબ નીચે ઉભી રહી ગઈ, જે પર લખ્યુ હતુ -"બીજા ભાગનુ તીલસ્મી દ્વાર" આથી તે મહેરાબમા લટકતા ઘંટ નીચેનો હાથો તેણે ફેરવવા માડયો પાચેક આટા ફરીને તે અટકી ગયો, એટલે તે સામેની ભીંત પાસે જઈ મનમા બબડી—" હવે હરામખોરો બાગની બહાર કેમ જઈ શકે છે ?" ભીંતમા દરવાજા

વગરની પાચ નબરવાર અલામારીઓ હતી, અને દરેક અલા-મારીમા ચાર અભરાઈઓ હતી પહેલી અલામારીમા કાચની શીશોઈઓ હતી, બીજીમા કેટલાક ત્રાબાના દાબડા હતા, ત્રીજીમા કાગળના કેટલાક બ ડલ પડયા હતા, જેને ઉધઈ પણ લાગી હતી, ચોથીમા અષ્ટધાતુની ઘણીક મૂર્તિઓ પડી હતી, અને પાચમીમા ચાર તામ્રપત્ર હતા, જેમના પર ઉપસેલા સુંદર અક્ષરે કઈ લખેલુ હતુ પહેલી અલામારીમાથી એક શીશોઈ માયાવતીએ ઉપાડી, તેમા કઈ અર્ક હતો, તેમાથી થોડોક પોતે પીધા બાદ તે શીશોઈ લઈને તે બીજી અલામારી પાસે ગઈ તેમાથી એક દાબડો ઉપાડીને પછી તે જે રસ્તે આવી હતી તેજ રસ્તે પોતાના દીવાનખાનામા પહોચી ગઈ હવે તેણે પોતાની સાથે આણેલ દાબડો ઉઘાડયો તો તેમા એક જાતની ભૂકી ભરેલી હતી આમાથી થોડીક ભૂકી પોતાના હાથમા લઈને તેણે દીવાનખાનાની બહાર સુગ ધ તથા શોભા માટે ગોઠવેલા ફુલપાનના સુ દર કયારાઓમા છાટી દીધી, અને બાકી વધેલી ભૂકી લઈને તે દીવાનખાના ઉપ-રની અગાસીમા ગઇ, જ્યા તે દાસીઓમા સૌથી વડી પોતાની માનીતી દાસી લીલાને પણ સાથે તેડતી ગઈ અગાસીમા પહો-ચતા તેણે પોતાના હાથમાની શીશોઈ બતાવતા લીલાને કહ્યું– " તારો ખોબો ધર એટલે તેમા આમાથી થોડોક અર્ક આપુ તે પી જા કે પછી થોડા સમયમા અત્રે ઘેરાનારા આફતના વાદળ તળે તુ પણ ફસાઈ ન જાય ! " જવાબમા લીલા ખોબો ધરતા બોલી–" હું સારી પેઠે જાણુ છું બા, કે મારા સિવાય આટલી કૃપા આપ કોઈ તરફ દાખવતા નથી ! "

" બસ ! જલદી પી જઈ હુ કહુ છુ તે સાભળ ! " માયા-વતી તેના ખોબામા અર્ક રેડતા બોલી લીલા તરતજ તે પી જઈ બોલી–" બા, અત્યારે આપની હાલત તદ્દન બદલાયલી લાગે છે ! "

" લીલા ! તારાથી મે કઈ વાત છુપાવી નથી ? " માયા-વતી ગ ભીર થઈ બોલી–" જે કઈ હું કરી ચુકી છુ, અને કરૂં છુ, તે બધુ તુ જાણે છે ! ફક્ત બે વાત છુપાવી હતી, તેમાની એક આજે ખુલ્લી થઈ ગઈ ! હવે બીજી વાત છે તે કોઈવાર હું તને જણાવીશ ! હરામખોર બુરખાવાળાએ આવી કેવો ગજબ મચાવ્યો છે, તે તુ કયા નથી જાણતી ! હવે રતનનો ભેદ છુપો

રહે તેમ નથી ! હરામખોર સીપાઈઓ પણ ઉશ્કરાઈ ગયા છે ! અરે ! મે ગમે તે ખરાબ કામ કર્યું તોપણ એમણે તો મારી વિરૂદ્ધ થવુ નહોતુ ! પણ એના ફળ તેઓ બરોબર ચાખશે ! હુ તલેસમની રાણી છુ તેનો પણ તેમણે ખ્યાલ નથી કર્યો ! બસ ! બહાર જવાનો રસ્તો મે બધ કરી દીધો છે, એટલે તેઓ આ બાગની બહાર જઈ શકે તેમ નથી, અને હુ તેમની કેવી દુર્દશા કરૂ છુ તે થોડી વારમા જોઈશ ! આ ક્યારાઓમા જે ભૂકી છાંટી છે, તેની તેજ સુગધ બહુ દૂર સુધી પ્રસરી જશે ! એના જેવી બેહોશીની દવા દુનિયામા મળવી મુશ્કેલ છે, જે એ હરામખોરો ઉપર ઝેરની અસર કરશે ! તુ જઇને એમને આડુ અવળુ સમજાવી મારી પાસે અત્રે તેડી આવ-અથવા નહી તો -ઠીક જો-ભલે રહેવા દે ! બસ ! હવે મારા પ્રાણ ઉગરે તેમ નથી, તોપણ હુ હજારોના પ્રાણ લીધા વિના રહીશ નહી ! અરેરે ! બ ને હરામખોર બુરખાવાળા કોણ જાણે કયા જતા રહ્યા ! પણ ફીકર નહી ! જોઈ લઈશુ !" આટલુ બોલી કઈ વિચારમા પોતાની હડપચી પકડી તે બોલી-" મને લાગે છે કે તેઓમાથી એક તો જરૂર-હા-જરૂર એજ છે, અને બીજાને પણ ઓળખ્યો, પણ અફસોસ-એ વસ્તુ ગઈ, એજ ખોટુ થયુ ! હવે હુ બીજા કામની તજવીજ કરૂ છુ ! જીવપર આવીને કામ લીધા વિના છૂટકોજ નથી ! એક વાર તો તને છોડીને હુ-મારૂ કહેલુ તો તુ સમજી ગઈ ને ? અત્યારે મારી તબીયત .ઠીક ! તુ જા અને જો તેઓ માને તો ઠીક નહીં તો પછી આજે હુ આ બાગમા તેમના લોહીની નદી વહેતી કરીશ ! " માયાવતીનુ બોલવુ ઢગધડા વગરનુ હતુ, પણ ચાલાક લીલા તેનો ભાવાર્થ સમજી ગઈ અને બોલી-" આપ ચિતા ન કરો બા ! હમણાજ જઈ હુ બધાઓને ઠીક કરૂ છુ ! આપ શાત થઈ તીલસ્મી વચ સત્વર-" તેનુ બોલવુ પૂર્ણ થાય તે પહેલા માયાવતી ચમકીને બોલી ઉઠી- " વાહ ! તે ઠીક યાદ કરાવ્યુ ! એ તો ભૂલીજ ગઈ ! બીજી પણ એક વાત તને પછી કહીશ ! હવે તુ જા !" તરતજ લીલા અગાસીમાથી નીચે ઉતરી બાગમા ચાલી

સીપાઈઓ રતનને પકડી પહેલા ભાગના દ્વાર પાસે જતા તે માયાવતીએ તીલસ્મી કુચીથી બ ધ કરેલ હોવાથી બાગની બહાર

જઈ શકયા નહી બારણુ મજબૂત હોવાથી તે ઉઘાડી અથવા ભાગી શકાય તેમ નહોતુ વાચનારને યાદ હશે કે પહેલા અને બીજા ભાગના બાગની વચ્ચે બહુજ ઉચી અને પહોળી મજબૂત ભીંત હતી, એટલે કમદની મદદથી પણ તેનાપર ચ્હડીને બીજી તરફ જવાય તેમ નહોતુ, પણ ફક્ત સીડી મારફત એકમાથી બીજામા જવાતુ હતુ માયાવતીએ જે દ્વાર બધ કરી દીધુ હતુ તેમા થઈને પછી એ ભીંત પાસે જવાતુ હતુ, પણ દ્વાર બધ થવા સાથે ભીંત-માની પગથીઓ પણ ભીંતમા ઘુસી ગઈ હતી, એટલે તેપર ચ્હડી શકાય તેમ નહોતુ તે માયાવતીનુજ કામ છે, એમ સીપાઈઓ સમજી ગયા, અને તે તલેસમની રાણી હોવાથી પોતાને બાગમા ફસાવીને મારી નાખશે, એવી તેમને ધાસ્તિ લાગી, પણ પોતાના રાજા સાથે રમવામા આવેલા દગાના સ્મરણે તેમના અતકરણમા સળગાવેલા ગુસ્સાના અગ્નિમા એ ધાસ્તિ થોડીવારમા બળી ગઈ જે છૂપા દરવાજા મારફત બને બુરખાવાળા માણસો બાગમા આવ્યા હતા તેમા થઈને બાગની બહાર જવાના ઈરાદાથી તેઓ પાછા ફર્યા, પણ તે સ્થાનપર પ્હોચતા તેમની અજાયબી અને ગભ રાટની હદ રહી નહી કેમકે, ત્યા તે બારણુ પણ દેખાયુ નહીં ! ત્યા કદાચ બારણુ હોય એવી ફક્ત નીશાની નજરે પડતી હતી, અને જાણે છૂપા દરવાજાપર લોખડનુ પતરૂ જડી લેવામા આવ્યુ હોય એમ જણાતુ હતુ બાગની બહાર નીકળવાનો બીજો કોઈ માર્ગ ન હોવાથી હવે સીપાઈઓ મુઝાયા માયાવતી પાસે જવાનો ઘડી-કમા તેઓ વિચાર કરતા, પણ ડરને લીધે તેમ કરવાની તેમની હિમત ચાલતી નહી દિવસ લગભગ એક પ્રહર જેટલો ચ્હડવા આવ્યો સીપાઈઓ શું કરવુ અને કયા જવુ તેની મુઝવણમા ઉભા હતા, એટલામા સામેથી લીલા આવતી દેખાઈ તે છેક પાસે આવતા બોલી—" તમે તમારા પોતાના દુશ્મન કા બનો છો ? મહા-રાણી માયાવતીજી એક તલેસમના રાણી હોવાથી ધારે તે કરી શકે છે, તે શું એમના નોકરો હોવા છતા તમે ભૂલી ગયા ? હજારો માણસોને સહજમા ધૂળ ચાટતા કરી શકે, તેવા એક બળવાન માલીકની વિરૂદ્ધ થઈને તમે જીંદગી બચાવી શકશો ? યાદ રાખજો કે આ બાગમાજ ભૂખ્યા તરસ્યા માર્યા જશો, માટે મહારાણીજીના ચરણમા પડી એમની ક્ષમા માગો !" સીપાઈઓ હજી શું કરવુ તેના

વિચારમા હતા, એટલામા જમણી તરફથી શ ખ ફુ કવાનો અવાજ સંભળાયો, જેથી તેમણે ફરીને નજર કરી તો પેલા બુરખાવાળા પુરૂષો તેમને હાથની ઈશારતથી પોતાની તરફ બોલાવતા હતા તેમને જોતાજ સીપાઇઓના મનની હાલત બદલાઈ ગઇ તેમને ફરી નવી આશા ઉપજી, અને તરતજ તેઓ રતનને લઈને તે ભેદી માણસોની પાસે ગયા, એટલે તેઓમાનો લાબો માણસ તેમના પ્રત્યે બોલ્યો "ગભરાશો નહી ! ચાલો, અમે સર્વને બાગની બહાર લઈ જઇશુ, પણ તે પહેલા તમને એવો તમાસો અમે દેખાડીશું કે તે જોઈને તમે બેહદ ખુશ થવા સાથે નિડર બની જશો ! એ તમાસો અમે તમો સર્વને સાથે દેખાડીશુ નહી, પણ સામેની ઓરડીમા હુ જાઉ, એટલે તમોમાથી પાચ પાચ જણ સાથે વારાફરતી તેમા આવજો તો એ અદ્‌ભૂત તમાસો બતાવીશ !"

બ ને બુરખાવાળા માણસો જે સ્થળે ઉભા હતા તેની પાછળ એક ભીંત હતી, જે બીજા અને ત્રીજા ભાગને જુદા પાડતી હતી, અને ત્યાજ તે ભીંત સાથે સંબ ધ ધરાવતી એક સાધારણ ઓરડી હતી પાચ જણને પોતાની પાછળ આવવાનુ જણાવી તેઓ બ ને તે ઓરડીમા જતા રહ્યા વાચનાર ! આ સમયે સીપાઈઓના મનની હાલત કેવી હતી તે કહેવુ મુશ્કેલ છે ! તરતજ પાચ બહાદુર અને હિ મતવાન સીપાઈઓ તે ઓરડીમા ગયા, અને લગભગ પા ઘડી સુધી તેની અ દર રહેવા બાદ બહાર નીકળ્યા, તો તેમના મુખ પર ઉદાસી છવાઈ રહેલી હતી તેમની આખોમાથી આસુની ધારા વહી રહી હતી, અને તેઓ નીચે મસ્તકે પોતાના સાથીઓ તરફ આવતા હતા તેઓ પાસે આવતા તેમની એકાએક એવી હાલત થવા માટે તેમના સાથીઓએ તેમને પૂછવા માડયુ, જેના જવાબમા તેમણે જણાવ્યુ–" પૂછવા કરતા તમે અ દર જઈ નજરેજ જોઈ આવો ! ઓરડીની અ દર જવામા હરકત નથી, એટલી અમે ખાત્રી આપીએ છીએ !" આ સાભળી સર્વ અજાયબ થયા, અને પોતપોતામા કઈ મસલત કરીને પછી બીજા પાચ સીપાઇ ઓરડીમા ગયા તેઓ પા ઘડી બાદ ઓરડીમાથી બહાર આવ્યા ત્યારે તેમની પણ એવીજ હાલત થઈ હતી વળી પાચ સીપાઈ ઓરડીમા ગયા તો તેમની પણ તેવીજ અવસ્થા થઈ આમ પાચ પાચ થઈને બધા સીપાઈ ઓરડીની અ દર જઈ આવ્યા, અને

સર્વની તેવીજ હાલત થઈ રતન અજાયબી સહ આ અચંબો તમાસો જોઈ રહ્યો હતો, અને તે ભેદ જાણવા બહુ આતુર થયો, પણ કોઈને પૂછવાની હિંમત ચાલી નહી ઓરડીમા સઘળાઓએ સરખુંજ જોયું છે, એમ પોતપોતામા ઈશારાથી સીપાઈઓએ ખાત્રી કરી લીધી, એટલામા બંને બુરખાવાળા ઓરડીની બહાર આવ્યા, અને તેઓમાથી ઠીંગણા માણસે સીપાઈઓને કહ્યું–"હવે રતન અમને સોપો!" તરતજ સીપાઈઓએ રતનને તેમના કબજામા સોપ્યો, એટલે તેને સાથે લઈને બંને પાછા ઓરડીમા જતા રહ્યા, અને લગભગ અરધા કલાકે પાછા બહાર આવ્યા, એટલે ઠીંગણો પુરૂષ સીપાઈઓએ પ્રત્યે બોલ્યો-"રતનને અમે એક સ્થળે મૂકી આવ્યા છીએ! ચાલો, તમને બહાર લઈ જઈએ!" સીપાઈઓ જરા પણ આનાકાની વગર ત્રણ ટોળામા થઈને તેમની સાથે ઓરડીમા ગયા સર્વની પાછળ બંને બુરખાવાળા ઓરડીમા જતા તેનું દ્વાર અંદરથી બંધ થઈ ગયું આ પંચાતમા દિવસ લગભગ બે પ્રહર જેટલો વીતી ગયો લીલા દૂર ઉભી રહી જોતી હતી તે માયાવતી પાસે પાછી ફરી, અને તેણે તમામ હકીકત જણાવ્યાથી માયાવતીના દુ:ખ અને ગભરાટનો પાર રહ્યો નહી દ્વાર બંધ કરીને તેમજ ત્થારાઓમા બેહોશીની ભૂકી છાંટીને સીપાઈઓને વશ કરવાની આશા હવે નિરાશામા બદલાઈ ગઈ પોતાના બચાવની તેને હવે એકે બારી જણાઈ નહી આમ મુંઝા-ચલી–ગભરાયલી તે પાછી પેલા તીલસ્મી ભોયરામા ગઈ જ્યાથી તેણે બાગનું દ્વાર બંધ કર્યું હતું ત્યાની બીજી અલામારીમા ત્રાંબાના દાબડા પડયા હતા તે જોવા લાગી આમ દાબડાઓ ઉઘાડીને જોતા તેણે એક લાંબો દાબડો ઉઘાડયો, તેમા હાથી-દાંતનો બાર આંગળનો એક તમંચો અને ન્હાની લાલ રંગની કેટલીક ગોળીઓ તેમજ એક તામ્રપત્ર હતા આ સર્વ જોઈને દાબડામા મુકી તે લઈને તે પોતાના દીવાનખાનામા પાછી ફરી દાસીઓ રાહ જોતી ત્યા બેઠી હતી, તેમની આગળ દાબડો ઉઘાડી તામ્રપત્ર હાથમા લઈને તે વાચવા લાગી, અને વાચી રહ્યા બાદ લીલા પ્રત્યે બોલી–"હું કેવી આફતમા આવી પડી છુ તે જોયું?"

"હા બા!" લીલા દબાયલે અવાજે બોલી–"બંને બેડી પુરૂષોનો ખ્યાલ આવતાં હૃદય કંપે છે! નક્કી ભારે તોફાન

જાગશે, કેમકે, એ હરામખોરોને લીધેજ સીપાઈઓ ઉશ્કરાઈ ગયા છે ! ”

“ ખરેખર ! મારા પ જામાથી છટકી ગયલા એ નિમકહરામો તમામ લશ્કરને ઉશ્કેરશે ! ” માયાવતી ગભરાટ સહ બોલી

“ એમા શુ શક ? લશ્કર શુ પણ તમામ પ્રજા બ ડખોર બની જશે ! ” લીલા ભાર દઈને બોલી–“ હવે આપણા બચાવની એકે બારી જણાતી નથી ! અરેરે ! બા, આપે બ ને ભેદ મારાથી છાના રાખ્યા નહોત તો મે પણ ક ઈ રસ્તો બતાવ્યો હોત ! ”

“ બે ભેદ કયા ? ” માયાવતીએ અજાયબી સહ પૂછ્યુ

“ એક તો રતનવાળો ! ” લીલાએ જણાવ્યુ

“ અને બીજો ? ” માયાવતીએ પૂછયુ જવાબમા લીલાએ નમીને તેના કાનમા કહ્યુ–“ જોરાવરસિ હજીને વઈતાળની મદદથી આપે મારી નાખ્યા તે ! ” આ સાભળી લીલાને દૂર લઈ જઈને તેણે ધીરેથી પૂછ્યુ–“ લીલા, તુ ફક્ત દાસીઓમા વડી હોવાથી મારી માનીતી નથી, પણ છેક બાળપણથી વહાલી સખી સરખી સાથે રહી છે, માટે ખરૂ કહેજે–આ વાત તે કેમ જાણી ?

“ હુ અઈચારી જાણુ છુ, એ આપને ખબર છે, એટલે એ ભેદ જાણુ તેમા શુ નવાઇ ! ” લીલાએ કહ્યુ–“ બા, બીજા ઘણાક ભેદ મે મારી ચાલાકીથી જાણ્યા છે, જે અત્યારે આપને કહેવા યોગ્ય નથી, પણ હુ ક સમય પછી એ વિષે હુ આપની સ ગે વાત કરીશ ! અત્યારે તો એટલુ જ કહુછુ કે આપણા પ્રાણ બચાવવાની કોઈ તજવીજ કરો ! મને તો વઈતાળ માટે પણ શ કા છે ! ”

“ ત્યારે શુ વઈતાળે મને ઠગી ? ” માયાવતીએ પૂછયુ

“ હા જી ! મારા અનુમાન મુજબ મહારાજ જોરાવરસિ હજીને મારી નાખ્યા નથી, પણ તે હયાત છે ! ” લીલાએ જણાવ્યુ

“ એમજ હોય તો મ્હોટો ગજબ થયો ! પણ તેની ક ઈ સાબીતી ? ” માયાવતી ગભરાટભરે અવાજે બોલી

“ આજે તો નહી પણ આવતી કાલ સુધીમા એ વિષે હુ આપની ખાત્રી કરી આપીશ ! ” લીલાએ જણાવ્યુ

“ હુ તો અત્યારે દીવાનની સલાહ લેવા કીલ્લામા જનાર હતી, પણ આ નવી અડચણ આવી પડી ! ” માયાવતી બોલી

"પણ બા, આ દાબડો આપ શામાટે લાવ્યા છો ? એમાનો તમંચો અને ગોળીઓ શા કામના છે ?" લીલાએ પૂછ્યુ

"એ તમંચામા ગોળીઓ ભરાય છે ! એનો સ્હેજે અવાજ ન થતા ગોળી અરધા ગાઉ જાય છે !" માયાવતીએ જણાવ્યું–"વળી ગોળી કોઈને લાગતા અથવા જમીનપર પડતા ફાટી જઈ તેમાથી ઝેરી ધુમાડો નીકળી જેના શ્વાસમા જાય તે બેહોશ થઈ જાય છે ! હજાર માણસોને બેહોશ કરવા દસ ગોળી પૂરતી છે !"

"આ બારિક સમયમા એ તો બહુ કામની છે !" લીલા બોલી ઉઠી–'દાબડામા પાંચસેક ગોળીઓ હશે, પણ તે બાદ કદાચ દાબડામાનુ તામ્રપત્ર આપ વાચતા હતા તે કામ લાગશે હશે ?"

"હા ! એમા ગોળીઓ બનાવવાની રીત છે !" માયાવતીએ જણાવ્યુ–"એવી સેકડો વસ્તુ આ તલેસમમા છે, પણ તલસમની સપૂર્ણ હકીકત હુ જાણતી નથી એટલે લાચાર ! ચોથા ભાગના બાગ વિષે તો કંઇ જાણતીજ નથી ! બસ ! હુ જાણુ છુ, અને તલેસમમા જેટલે સુધી જઈ શકુ છુ તેટલામા પણ એવી અનેક વસ્તુ છે !"

"એ વસ્તુઓ લઈ અત્રેથી જતા રહેવાનો વખત આવ્યો છે કેમકે, આપના રાજ્યપર ઘેરાયલુ આફતનુ વાદળ ઓચિંતુ ત્રુટી પડશે !" લીલા બોલી–"ખબર મળ્યા મુજબ રાજા કુલીનસિંહની સેના કુચ કરતી આજકાલમા અત્રે આવી પહોચશે !"

"મને પણ એ સમાચાર મળ્યા હતા !" માયાવતી બોલી–"અરે ! જોરાવરસિંહ અને રતનના ભેદની ભાજગડ ન હોત તો એ મ્હોટી ફોજની સામે બાથ ભીડવા હુ તૈયાર હતી પણ હવે પ્રજામાથી પણ કોઈનાપર વિશ્વાસ રાખી શકાય તેમ નથી !"

"હવે આપના કોઈ સેવક ઉપર સત્તા ચલાવી શકો તેમ નથી, માટે વાતોમા વખત ન ગાળતા હવે શુ કરવુ, અને ક્યા જવુ યોગ્ય છે, તે માટે ઠરાવ કરવાની જરૂર છે !" લીલાએ જણાવ્યુ

"એ તો ઠીક, પણ આ આફતમા તુ ક્યા સુધી મારી સંગે રહીશ, એ હુ પહેલા જાણવા માગુ છુ !" માયાવતીએ પૂછ્યું

"જ્યા સુધી આ દેહમા પ્રાણ છે, અને આપ મારાપર વિશ્વાસ રાખશો ત્યા સુધી !" લીલાએ જવાબ આપ્યો

"આ કઈ સીધો, સ્પષ્ટ જવાબ નથી !"

" પણ એ બધાપર આપ પછી વિચાર કરજો ! એકવાર અત્રેથી બહાર નીકળી કોઈ સલામત સ્થાને ચાલો !" લીલા ઉતાવળે બોલી

" વારૂ, દાસીઓની મારી તરફ કેવી લાગણી છે ?" માયાવતીએ પૂછ્યુ, જેના જવાબમા લીલા બોલી—"પાંચેક દાસીઓ વિશ્વાસુ છે ! બીજીઓના સબધમા હુ કહી શકતી નથી !"

" અરેરે ! છેક એટલી હદે વાત આવી છે !" માયાવતી ઉંડો નિશ્વાસ નાખી બોલી—" સર્વ મ્હારા પાપના ફળ ! બનવા કાળ હશે તે બનશે ! તમ ચો અને ગોળીઓ હુ સંભાળીને રાખુ છુ, અને તીલસ્મી ભોયરામા જઈને સફરમા ઉપયોગી થઈ પડે એવી જે વસ્તુ હાથ આવશે તે લઈ આવુ છુ ! પછી વિશ્વાસપાત્ર દાસીઓ હશે તેમને લઈ આપણે અત્રેથી ચાલ્યા જઈશુ ! ચિ તા નહી ! હજી લાખો દુશ્મનોને ઠાર કરવાની મારામા હિ મત છે !" તરતજ પાછળથી કોઈ માણસ બોલ્યુ—"ખરેખર ! મરતા મરતા પણ તુ હજારો ઘરનુ સત્યાનાશ વાળીશ !" આ સાભળી તેઓ ચમકી ગઈ જે તરફથી અવાજ આવ્યો તે તરફ તેમણે બહુ શોધ કરી, પણ કંઈ પત્તો લાગ્યો નહી

—— o — —

## પ્રકરણ ૨૩ મુ.

### તલેસમમાં પ્રવેશ.

તલેસમની સહેલ કરવાની વાચનારને જીજ્ઞાસા થઈ હોય તો ચાલો ! કુમાર ઇંદ્રજીતસિંહ અને આન દસિહ ચોથા ભાગના બાગમા જઈ રહ્યા છે તલેસમમા પ્રવેશ કરવાનુ એજ દ્વાર છે દારોગાવાળા મહેલની પાસેના ટેકરાપરથી તેઓ કયે માર્ગે ચોથા ભાગના બાગમા જઈ રાજા જોરાવરસિહની સુચના મુજબ દેવમ દીરમા રહ્યા તે વાચનારને બતાવવાનો હવે અવકાશ નથી, પણ અ માર્ગે અઈયારો સંગે આવજાવ કરવાની વાર વાર તક મળશે, ત્યારે સર્વ આપમેળે જણાશે ચોથા ભાગનો બાગ અદ્ભૂત અને ભય કર દેખાવોથી ભરપૂર હતો, પણ તેની તમામ હકીકત તો કુમારો તે જીતશે ત્યારે આપણને જણાશે, એ દરમ્યાન બ ને કુમારો અને તેમના સાથીઓએ ત્યા પહોચતા જે કઈ જોયુ તેની ટુ ક હકીકત આ સ્થળે

વાચનારને જણાવીશું આ ભાગને આપણે બાગ તરીકે ઓળખીએ છીએ, પણ ત્યા ઝાડપાનનુ નામનિશાન નહોતુ ચારે તરફ અનેક પ્રકારની ઈમારતો હતી જે દેવમ દિરમા કુમાર અને તેમના સાથીઓ રહ્યા હતા, તેને મધ્ય ભાગમા ગણીને એ ઈમારતોની થોડીક હકીકતથી વાચનારને જાણીતા કરીશું આ દેવમ દીર કઈ કોઈ દેવનું સ્થાન નહોતુ, પણ દસ હાથ લાબા અને તેટલાજ પહોળા એક ચોતરાપર ચાળીશ સ્થભોપર બાન્ધેલ કાળા પથ્થરનો એક ઓરડો હતો આ ઓરડાની વચમા દસેક હાથના ઘેરાવાવાળો એક સ્થભ હતો, જેની ઉપર જાતજાતના ચિત્રો પાડેલા હતા એ સિવાય એ દેવમ દીર બીજી કઇ નવાઈની વસ્તુ નહોતી, પણ એ ઓરડામા પ્રવેશ કરવાનું કોઈ દ્વાર સાદી નજરે જણાતુ નહોતુ. આ ઉપરાત તેની ચારે તરફ ફરતી એટલી ઉચી ભીંત બાંધેલી હતી કે તેની અ દર રહેનારાને બહારથી કોઈ જોઈ શકે તેમ નહોતુ દેવમદીરની ચારે તરફની થોડી જમીનમા પકા ક્યારા બાંધેલ હતા, જેમા અનેક જાતના ઝાડ હતા, જે ખરા નહીં પણ એક પ્રકારની ધાતુના બનાવેલા અને કુદરતી સરખા દેખાય એવા ર ગેલા હતા આ બનાવટી બાગમા બબે માણસો બેસી શકે એવડી ખુરસી સરખી કેટલીક બેડકો પણ બાધેલી હતી આ ક્યારાઓની ચારે તરફ ન્હાની ન્હાની ઓરડીઓ અને ઈમારતો હતી, જે સઘળીનુ વર્ણન અત્રે ન કરતાં બાગની ચારે તરફ એક બીજાની સામે આવેલી ચાર ઈમારતો, અને તે દરેકની બાજુએ આવેલ એક ઓરડી, તેમજ દરેક ઓરડીથી થોડેક છેટે આવેલ એકેક કુવાને લગતી થોડીક હકીકત અત્રે રજુ કરીશુ પૂર્વ તરફની ઈમારતની ચારે તરફ પીત્તળની ઉચી ભીંત હતી, એથી તેનો ઉપરનો ભાગજ માત્ર દેખાતો હતો, એટલે તેની અ દર શુ છે તે જણાતુ નહોતુ તેની અગાસીમા લોખડનો એક સ્થભ હતો, જેનો બીજો છેડો આરકા માફક વાકો થઈને ઈમારતની પાસેના કુવાની અ દર સુધી હતો ઈમારતને ફરતી પીત્તળની ભીંતમા એક બધ દ્વાર હતુ, જેની બંને તરફ પીત્તળના બે માણસો હાથમા ખુલ્લી તલવાર લઈ ઉભા હતા પશ્ચિમ તરફની ઈમારતના દરવાજા પર હાડકાઓનો મ્હોટો ઢગલો પડયો હતો, જેની વચમા લોખડની સાકળનો એક છેડો દાટેલો હતો,

અને તેનો બીજો છેડો તે ઈમારતની પાસેના કુવાની અ દર ગયો હતો ઉત્તર તરફની ઈમારત કાળા પથ્થરની ગોળાકાર બાધણીની હતી, અને તેની ચારે તરફ ચક્કરો અને જાતજાતની કમાનો તેમજ કુચીઓ હતી આ ઈમારતની પાસેના કુવામાજ માયાવતી પોતાના પતિને મારી નાખવાને ગઈ હતી દક્ષિણ તરફની ઈમારતના ચારે ખુણે ચાર બૂરજ હતા, જેપર લોખ ડની જાળી હતી, અને એ ચાર બૂરજોપર જાળીની નીચે ચાર મોર હતા, તે જીવતા નહીં પણ કોઈ વિચીત્ર મેળવણીના બનાવેલા હતા, અને નિર તર નાચીજ રહ્યા હતા આજે એ વિચિત્ર દેવમ દિરના ઓરડામા બન્ને કુમારો, કમલીની, લીલાવની અને અઈયારો વાતચીત કરતા બેઠા હતા કોઈના લોહીથી લખાયલુ પુસ્તક **રક્તગ્ર થ** કુમાર ઇદ્રજીતસિ હના હાથમા હતુ, અને તે આતુરતાથી તેનુ પૂઠુ જોઈ રહ્યો હતો તે પુસ્તક વાચી જેવાની હજી સુધી તક આવી નહોતી કમલીનીની પ્રેમભરી નજર ઇદ્રજીતસિ હપર ઠરી રહી હતી, અને લીલાવતી પણ આડી નજરે આન દસિ હને નીરખી રહી હતી

" હવે જેમ બને તેમ ઉતાવળે આ પુસ્તક આપે વાચી જવુ જોઈએ " કમલીનીએ ઇદ્રજીતકુમાર પ્રત્યે કહ્યુ

" અમારી પણ એવીજ ઈચ્છા છે, પણ તે પહેલા જે કાર્ય માટે ચતુરસિ હ કાકા અને અઈયારોને આપણે અહીં સુધી સાથે લાવ્યા છીએ તે પૂર્ણ કરવા જોઈએ ! " ઇદ્રજીતે જણાવ્યુ

" એમને તો માત્ર માર્ગ દેખાડવાનેજ હુ અહીં તેડી લાવી હતી ! હવે અત્રેથી જઈ એમણે કઈ નવુ કાર્ય કરવુ જોઈએ, અને આપે **રક્તગ્રથ** વાચીને તલેસમ ફત્તેહ કરવાની તજવીજ કરવી જોઈએ !" કમલીનીએ જણાવ્યુ

" જોરાવરસિ હજીએ કહ્યુ હતુ કે કીશોરીકુવરી અને કામીનીને છોડવી તેઓ આવ્યા પછી અમારે તલેસમ ફતેહ કરવા માડવુ !" ઇદ્રજીતે જણાવ્યુ "વળી જોરાવરસિ હજીના છુટકારાને લગતી હકીકત ચતુરસિ હ કાકાને મુખે અમારે સાભળવી છે "

" ઘણી ખરી હકીકત તો મે જણાવી છે !" ચતુરે કહ્યુ

" કમલીનીજીએ ચકરમ રૂપે આપની પાસે આવી માયાવતી અને અઈયારોના કાનમા -ઈ કહ્યુ તેથી તે ગભરાયા,

એટલે સુધી આપે જણાવ્યું હતું !" આનંદસિંહ બોલ્યો " ધારવા મુજબ રાજા જોરાવરસિંહ વિષે કંઈ ઈશારો કીધો હશે !"

" હા જી ! " કમલીની બોલી, " મહારાજ જોરાવરસિંહને કેદ કરવામાં માયાવતીને બને અઈયારોએ મદદ કરી હતી, અને રતનો–રતન તેનું મૂળ છે ! "

" રતનો મૂળ છે ? " ઇંદ્રજીતસિંહ હસીને બોલ્યો

"હા ! રતન સ્ત્રી નહી પણ પુરૂષ છે ! એની સુંદરતાએ માયાવતીને લલચાવી છે, એના મોહમાં અંધ બની તેણે અઘોર કર્મ કર્યા છે !" કમલીની બોલી "રતન સ્ત્રીના સ્વરૂપમાં રહી શકે, એવો તેનો ચહેરો કુદરતે બનાવ્યો છે ! વળી કદે ઠીંગણો હોવાથી અને અઢાર વર્ષની ઉમ્મર થતાં પણ એને દાઢી મુછ આવેલ ન હોવાથી એક સ્ત્રી તરીકે અચ્છી રીતે રહી શકે છે, છતાં તે બળવાન છે ! "

"આ તો વિચિત્ર નવાઈ ! " ઇંદ્રજીત અજાયબ થઈ બોલ્યો લીલાવતીની અજાયબીનો પણ પાર રહ્યો નહી કમલીની આગળ બોલી " રતન મરદ હોવાનું માયાવતી, ગોવીંદરાય અને દેવીસિંહ સિવાય કોઈ જાણતું નહોતું ! કેટલાક દીન પછી એ ભેદ મારી જાણમાં આવ્યો, પણ આજ સુધી મે તે કોઈ આગળ ખુલ્લો કીધો નહોતો રાજા જોરાવરસિંહજીની હકીકત પણ એ ચાર સિવાય કોઈ જાણતું નહોતું મને પણ અચાનક એ ભેદ જણાયો ! જોરાવરસિંહજીનો ભેદ કોઈની જાણમાં આવશે તો નક્કી પોતાનાં મોત આવશે, એમ તેમની ખાત્રી હોવાથી ચકરમનાં રૂપમાં મે તેમનાં કાનમાં એ વાત કહી તેથી તેમના હોશ ઉડી ગયા હતા, કેમકે તે સાથે મે તેમને જણાવ્યું કે જોરાવરસિંહજીનો ભેદ હજારો માણસોની જાણમાં આવી ગયો છે, અને મહારાજ કુલીનસિંહજીની સેના પણ એ ભેદ જાણે છે ! "

" ત્યારે એ વાત ગોવીંદરાય અને દેવીસિંહે માયાવતીને કેમ કહી નહીં ? " આનંદકુમારે પૂછ્યું

" કારણકે તેમણે માયાવતીના બે પ્રેમીને તે ન જાણે તેમ મારી નાખ્યા છે, એ વાત પણ મે તેમના કાનમાં કહી હતી ! " કમલીનીએ જવાબ આપ્યો તરતજ ઇંદ્રજીતકુમાર હસીને બોલ્યો– " તમારી બહેન તો નીચ અને લુચ્ચી છે, પણ તમે હવે કેવા નીવડો છો તે જોઈએ ! " કમલીની શરમાઈને હાથ જોડી લીલા-

વતીને બતાવના બોલી-" અમે બ ને બહેનો માટે એમ ધારશોજ નહી ! નીચ માયાવતીની અને અમારી માતા જુદી હતી ! "

" એટલુ સારૂ છે ! " ઇંદ્રજીતસિંહ હસીને બોલ્યો-"વારૂ ચકરમ બન્યા પછી તમે શુ કીધુ ?"

" પહેલા કીસનરાયને બાગની બહાર પહોચાડી અને ચતુરસિંહને જોરાવરસિંહજીની પાસે લઈ જઈ બ નેની ઓળખાણ કરાવી ત્યા રહેવાનું સ્થાન અને જોરાવરસિંહજીને છોડાવવાની યુક્તિ તેમજ તેમને સાથે લઇને બાગની બહાર નીકળવાનો માર્ગ બતાવી હુ ચતુરસિંહથી છૂટી પડી આપને મુક્ત કરવાની તજવીજ કરવા લાગી ! બસ ! પછીની હકીકત આપ જાણો છો ! જોરાવરસિંહજીને ચતુરસિંહે કેવી રીતે છોડવ્યા તે એમને પૂછો ! "

વાચનાર સમજી ગયા હશે કે જોરાવરસિંહને છોડવનાર ચતુરજ હતો, અને માયાવતી જોરાવરસિંહને મારવા કેદખાનામા ગઈ ત્યારે ગેબી અવાજથી તેને ગભરાટમા નાખનાર પણ તેજ હતો તેની હકીકત સાભળી બ ને કુમાર ખુશ થયા પછી કમલીનીએ ચતુરસિંહને રત્નપુર વિદાય કરી બીજા અઈયારોને પણ જુદા જુદા કામ સોપી રવાના કીધા આ બાગમાના ઝાડપાન બનાવટી જોઈને ઇંદ્રજીતકુમારને અજાયબી લાગી હતી કેમકે, ચોથા ભાગના બાગમા ફળફુલના ઝાડ ઘણા હોવાથી ખાવાપીવાની અડચણ નહી પડે, એમ જોરાવરસિંહે જણાવ્યુ હતુ, પણ તેવુ તો અત્રે કઈ નહોતુ આ વિષે તેણે કમલીનીને પૂછતા તેણે હસીને જણાવ્યુ-" કુમાર ! પેલી તરફ ચારે બાજુએ મજબૂત દીવાલથી ઘેરાયલી થોડીક જમીનમા જાતજાતના ફળના અનેક ઝાડ છે, અને તેમની સભાળ માટે એકે માળી નથી તોપણ બહારથી એક નહેર ભીંત નીચે થઈને અંદર સુધી વહેતી બાધવામા આવેલી છે, એટલે બાગમાના તમામ વૃક્ષોને પાણી પહોચે છે ! ઝાડો જુના થતા પડી જાય છે, અને નવા ઝાડ પોતાની મેળે ઉગે છે ! ફક્ત દસ પ દર વર્ષે આ તલેસમનો રાજા એ બાગ એકવાર સાફ કરાવે છે ! ત્યા જવાનો માર્ગ હુ આપને બતાવીશ, એટલે આપને કોઈ પ્રકારની અડચણ પડશે નહી ! " પછી તે બ ને બહેનો પણ બ ને કુમારને ત્યા એકલા છોડી કઈ જરૂરના કામ માટે ત્યાથી રવાના થઈ, જ્યારે ઇંદ્રજીતકુમારના પૂછ

વાથી કમલીનીએ જણાવ્યુ–" અમે પરમ દિવસે પાછી ફરીશુ !" આમ ત્રણ દીન બ ને કમારો દેવમ દીરમા રહ્યા, અને જરૂર પડતી ત્યારે પેલા મેવાવાળા બાગમા જઈ પેટ ભરીને પોતાના મુકામપર પાછા ચાલ્યા આવતા હતા આ અરસામા તેમણે તીલસ્મી ફકતગ્રંથ વાંચી નાખ્યુ તેમા કેટલેક સ્થળે શબ્દો ઈશારતમાજ વર્ણવેલા હોવાથી તેમાની કેટલીક બાબતો તેઓ બરોબર સમજી શકયા નહી તલેસમના કેટલાક ભેદ અને રસ્તા તેમના જાણવામા આવ્યા પણ તમામ અસલ ભેદ તેઓ જાણી શકયા નહી કમલીની પાછી ફરતા તેને પૂછી ખુલાસો મેળવવાનો તેમણે ઠરાવ કીધો આમ બે દિવસ પસાર થઈ ગયા ઓહોડવા પાથરવા માટે કઇ વસ્તુ દેવમ દીરમા નહોતી પણ બ ને કુમારોને કોઈ વાતની હેરાનગતી ભોગવવી પડી નહી ત્રીજે દીને મધરાતે બ ને કુમારો શાત મીઠી નિ દ્રામા પોતાના મનની માનેલી પ્રેમમૂર્ત્તિ સગેના હાસ્યવિનોદના સુખદ્ સ્વપ્નની મઝાહ ભોગવતા હતા, એટલામા એક પ્રકારના ગડગડાટથી તેઓ ચમકી જાગી ઉઠયા, અને તે અવાજ કયાથી આવે છે તે જાણવા ચારે તરફ અજાયબીસહ જોવા લાગ્યા બહુ ધ્યાનથી સાભળવા છતા પણ અવાજ શેનો આવે છે તે સમજી શકાયુ નહી ફક્ત એટલુ જણાયુ કે દેવમ દીરની પૂર્વ તરફની ઈમારતમાથી તે અવાજ આવતો હતો ત્યા જઈને તપાસ કરવાનુ તેમને યોગ્ય ન લાગવાથી તેઓ અગાસીમા જઈ તે તરફ જોવા લાગ્યા લગભગ અરધા કલાક સુધી એ ગડગડાટ સભળાયા બાદ બ ધ થઈ ગયો, અને તે ઈમારતનો દરવાજો ઉઘાડીને એક માણસ તેમાથી બહાર નીકળતો જણાયો તે દેવમ દીર પાસે આવ્યો, અને થોડીવાર ત્યા ઉભો રહીને પૂર્વ તરફની ઈમારત સાથે સબ ધ ધરાવતા કુવા તરફ ચાલ્યો કુવા પાસે પણ થોડીવાર ઉભો રહ્યા બાદ તે આગળ ચાલ્યો, અને આમતેમ ફરતો ન્હાની ઈમારતો પાછળ જઈ અદરય થઇ ગયો થોડીવાર પછી તે તરફથીજ અબળાના રૂદનનો અવાજ સભળાવા લાગ્યો, જે સાભળી ઇંદ્રજીતકુમાર બોલ્યો–" આ માણસ અત્રે આવ્યો એ અજાયબી ભરેલુ છે !"

" અને આ રૂદનથી આપણી અજાયબીમા વધારો થાય છે !" આન દસિંહ બોલ્યો-"આજ્ઞા હોય તો તપાસ કરી આવીએ !"

"જવામાં હરકત નથી !" ઇંદ્રજીતકુમાર બોલ્યો, અને કંઈ વિચારમાં જરા ચુપ રહી ફરી બોલ્યો–" ઠીક ! તમે અત્રે બેસો ! અમેજ તપાસ કરવા માટે જઈએ છીએ !"

"તો આપણે સાથેજ જઈએ !" આનંદસિંહે કહ્યું

"આપણામાંથી એકે તો અત્રે રહેવુજ જોઈએ ! તમેજ જાઓ ! તલવાર સાથે રાખજો !" ઇંદ્રજીતે જણાવ્યું અને અગાસીમાંથી નીચે ઉતર્યો, એટલે આનંદસિંહ તલવાર લઈ ઓરડાના મધ્યભાગમાંના ગોળ સ્થંભ પાસે ગયો, અને તેમાં કોતરેલી એક મૂર્તિપર હાથ મુકીને તે જોરથી દબાવી તરતજ સ્થંભમાં એક બારી ઉઘડી ગઈ, જેમાં થઈને તે સ્થંભમાં દાખલ થયા, અને થોડીવારમાં બનાવટી બાગ પાસે ચાલતો નજરે પડયો રૂદનનો અવાજ આવતો હતો તે તરફ જતા તે એક ન્હાના ઘર આગળ જઈ પહોંચ્યો, જેના ખુલ્લા દરવાજા પાસે આમથી તેમ ફરતા પેલા માણસપર તેની નજર પડી આનંદકુમારને જોતા તે ઝડપથી ઘરની અંદર જતો રહ્યો, એટલે કુમાર પણ વગર ધાસ્તિએ તેની પાછળ ગયો આ ઘર બે મજલાનું હતું, અને તેમાં કેટલીક ન્હાની ઓરડીઓ હતી, જે દરેકને બે દરવાજા હોવાથી એકમાંથી બીજીમાં એમ બધી ઓરડીઓમાં જવાતું હતું કુમાર આનંદસિંહ જો- ઉતાવળે તે માણસની પાછળ ગયો હતો, પણ પેલો માણસ એક ઓરડીમાંથી બીજીમાં થઈને કેટલીક ઓરડીઓમાંથી પસાર થઈ અદ્રશ્ય થઈ ગયો રાતનો સમય હોવાથી ઘરમાં તેમજ દરેક ઓરડીમાં અંધારૂ હતું, એટલે ઓરડીઓમાં ફરી તે માણસને શોધી શકાય તેમ નહોતું આથી કુમાર પાછો ફરી ઘરના દરવાજાપર આવ્યો તો તે બંધ હતો દ્વાર ઉઘાડવાની અને છેવટે બારણા ઉતારીને બહાર નીકળવાની કુમારે બહુ તજવીજ કરી, પણ તેમાં તે ફાવ્યો નહી આખરે થાકીને તે એક ઓરડીના દ્વાર પર આવી ઉભો, એટલે ઉપરના મજલાપરથી વળી રૂદનનો અવાજ સંભળાયાથી ત્યાં જઈ તપાસ કરવાનો કુમાર વિચાર કર્યો, પણ ઉપર જવા માટે ક્યાંય દાદર દેખાયો નહીં આથી તે મુંઝાયો, અને અંધકારમાં આમથી તેમ ફાંફાં મારવા લાગ્યો આમ રાત્રી અથડામણમાંજ પસાર થઈ ગઈ સવાર પડતા સૂર્યનો પ્રકાશ ઘરની અંદર પડવાથી ત્યાંની તમામ વસ્તુઓ હવે દેખાવા લાગી, એટલામાં પાછળની તરફથી અચાનક દ્વાર ઉઘડવાનો અવાજ

આવ્યો, જેથી તેણે પાછળ ફરી જોયુ તો એક ઓરડીનું દ્વા અત્યાર સુધી બધ હતુ તે ઉઘડી ગયલુ દેખાયુ તે બેધડ તેમા દાખલ થયો તો એક તરફ ઉપર જવાને નાજુક પગથી ઓની એક સીડી જણાઈ, જે મારફત તે ઉપરના મજલા ઉપ પહોચી જઇ આસપાસ જોવા લાગ્યો આ મજલાપર એકસરખ બાર ઓરડીઓ હતી, જે દરેકમા બબે દ્વાર હોવાથી એકમાથ બીજી ઓરડીમા જઇ શકાય તેમ હતુ આનદસિહ એક ઓર ડીમા દાખલ થયો તો તેમા કાળા પથ્થરના એક ચબુતરા સિવાય બીજુ કઈ જણાયુ નહીં આ ચબુતરા ઉપર એક કમાન અને પાચ તીર પડ્યા હતા, જે તપાસી જોતા પથ્થરના બનાવેલ જણાયા તે બીજી ઓરડીમા ગયો તો તેમા એક લાશ પડ હતી, જેનુ કપાયલુ મસ્તક પણ પાસેજ પડ્યુ હતુ આ લાશ પણ પથ્થરનીજ હતી, એટલે તેને બરોબર તપાસીને કુમાર ત્રીજ ઓરડીમા ગયો તો તેની અદર ભીંતમા કેટલીક ખીલીઓ ઠોકેલ હતી, જે દરેકપર એકેક ખુલ્લી તલવાર ટાગેલી હતી આ તલ વારો કઈ બનાવટી નહોતી, પણ ખરા લોખડની હતી, અને તેમનાપર બહુજ કાટ ચ્હડી ગયો હતો ત્યાથી ચોથી ઓરડીમ જતા ચાદીના એક સિહાસન ઉપર એક મૂર્ત્તિ બેઠેલી જણાઈ આ મૂર્ત્તિ એક પ્રકારની ધાતુની બહુજ સરસ બનાવેલી હતી તે જોતાજ આનદસિહે ઓળખી કહાડી કે તે લીલાવતીની હતી એકાતમા પોતાની હૃદયદેવીની મૂર્ત્તિ જોતા તે કેટલીક વાર સુધ તેના દરેક અવયવ પ્રેમભરી નજરે જોતો ત્યાજ ઉભો રહ્યો એટલામા પાસેની ઓરડીમાથી ખટકાનો અવાજ સભળાયો, જેથ કદાચ પેલો ગૂમ થયેલો માણસ તેમા હશે, એમ ધારી કુમાર ઉત વળે તે ઓરડીમા ગયો તો ત્યા કોઈ હતુ નહીં, પણ એક તર ચાદીની પેટી પડી હતી, જેની વચમા હાથ જઈ શકે એવડુ એક છી હતુ, અને તેની પાસે નીચે મુજબ સોનેરી અક્ષરે લખેલુ હતુ

**આ છીદ્રમાં હાથ નાંખશે તો એક અજબ વસ્તુ મળશે**

આ વાચતા આનદસિહે કઇ વિચાર કર્યા વિના છીદ્રમ હાથ નાખ્યો પેટીમા હાથ પડતાજ મજબૂત બેડીમા બધાઈ ગ હોય તેમ અદર સીકડાઈ ગયો વળી તે પેટી જમીન સાથે જડે હોવાથી સહેજ ખસેડી શકાય તેમ નહોતુ તેણે પોતાનો હા

ફૂટો કરવાને ફાંફા માર્યા પણ સર્વ ફોકટ ! વાચનાર ! આન દકુમારને આ હાલતમા અત્રેજ રહેવા દઈ આપણે તેની રાહ જોતા દેવમ દિરમા બેઠેલા ઇંદ્રજીતકુમાર તરફ નજર ફેરવીએ ઘણી વાર રાહ જોવા છતા આન દકુમાર પાછો ન ફરવાથી તે બેચેન બનવા લાગ્યો, અને વખત જતો ગયો તેમ તેમ તેની બેચેનીમા વધારો થયો ચિ તામા આખી રાત વીતી ગઈ, અને દીન પણ એક પ્રહર જેટલો ચ્હડી ગયો પણ આન દકુમાર ન આવવાથી તે નક્કી કોઈ આફતમા ફસાઈ ગયો હશે, એમ ધારી પોતે તેની શોધમા જવાને ઠરાવ કીધા, એટલામા કમલીની લીલાવતી સહ ત્યા આવી પહોચી ઇંદ્રજીતને ઉદાસ ચહેરે એકલો બેઠેલ જોઈ તે તરત સમજી ગઈ કે આન દકુમાર અવશ્ય કોઈ સ કટમા ફસાયો હશે, અને તલેસમમા તેમ થવાના નવાઇ સરખુ નથી કેમકે, તલેસમમા રહેનાર માણસ સહજ ભૂલ કરતા આફતમા આવી પડે છે આથી તેણે આતુરતાથી પૂછ્યુ—"પ્રતાપી કુમાર ! આજ ઉદાસ કેમ છો ? આન દસિંહજી ક્યા ગયા ?" જવાબમા કુમારે આગલે દિવસે બનેલા બનાવની હકીકત જણાવતા કહ્યુ—" ભાઈ આન દસિ હ લગભગ ત્રણ પ્રહરથી ગયા છે પણ પાછા ફર્યા નથી તેથી ચિ તા થાય છે !" આ હકીકત સાભળી લીલાવતી બહુ દુ ખી થઈ તેની આખોમા ઝળઝળીયા ભરાઈ આવ્યા, જે તેણે મહા મુસીબતે છૂપાવ્યા બને કુમારોજ તલેસમ ફત્તેહ કરશે, એમ તે ખાત્રીથી માનતી હતી છતા પોતાના વહાલાપર શી આફત આવી પડી હશે, એ વિચારે તે ગભરાટમા પડી એ હાલત છૂપાવવાની તેની ગમે તેટલી તજવીજ છતા ઇંદ્રજીતસિ હ અને કમલીની તેની મનોવૃત્તિ જાણી ગયા તમામ હકીકત સાભળ્યા બાદ કેટલીક વાર ઉંડા વિચારમા ચુપ રહીને કમલીની બોલી " અત્રે કોઈ આવે તેમા અજાયબી નથી, પણ એક સ્ત્રી અત્રે આવે એ નવાઈ સરખુ જ ! કુમાર, આપે સ્ત્રીનાજ રૂદનનો અવાજ સાભળ્યો હતો ?"

"ખરેખર ! આપ, માયાવતી અને મ્હારા સિવાય કોઈ ચોથી સ્ત્રીને અત્રે આવવાનો માર્ગ ખબર નથી ! કેટલાક પુરૂષો અત્રેનો માર્ગ જાણે છે !" લીલાવતીએ જણાવ્યુ

"પણ દેવમ દિરમા અમે અને જોરાવરસિહજી ઉપરાત બીજો કોઈ આવી શકે તેમ નથી !" કમલીની બોલી "પણ

એ વાતો પડતી મૂકી આનંદસિંહજીની શોધ તાકીદે કરવી જોઈએ! અત્રે કોઈ દુશ્મન મુશ્કેલીએ આવી શકે છે, તોપણ જરા ધાસ્તિ લાગે છે કેમકે, બંને કુમારોને કેદખાનામાંથી છોડાવ્યા પછી આપણે તીલસ્મી બાગની બહાર જતા હતા ત્યારે પેલો હરામખોર આવી પહોંચી કુમારશ્રીને જખમી કરશે, એવું આપણે સ્વપ્ને પણ ધાર્યું નહોતું! અત્રે પણ કોઈ લુચ્ચો આવી પહોંચ્યો હોય તો?" આમ વાતચીત કરીને તેઓ આનંદ-કુમારની શોધમાં દેવમંદિરની બહાર આવીને જે તરફ તે ગયો હતો તે તરફ ચાલ્યા એક ઘર આગળ જઈ પહોંચતા કમલીની ઉભી રહી ગઈ અને તેના બંધ દરવાજા તરફ બારીકીથી થોડી-વાર જોઈ રહ્યા બાદ આગળ ચાલી બીજા ઘર આગળ જઈ પહોંચતા તેના બંધ દ્વાર તરફ એમજ જોયા પછી માથું હલા-વતી તે આગળ ચાલી આમ કુમાર અને લીલાવતી સહ સાતેક ઘરના દ્વાર જોતી જે ઘરમાં આનંદકુમાર ગયો હતો તે ઘર આગળ તે જઈ પહોંચી તેના દ્વાર તરફ એકટસે જોઈ રહ્યા બાદ બોલી ઉઠી—'બસ! આનંદસિંહજી આ ઘરમાંજ છે! કુમાર ઉપરાંત બીજા બે માણસ પણ ઘરમાં છે!" આમ કહી ઉપ-રના ચોકઠા તરફ હાથ કરી ઇંદ્રજીતકુમારને બતાવતા તે બોલી—"જુઓ! પેલા કાળા પથ્થરની ત્રણે ખીલી નીચી વળી ગઈ છે!"

"તેથી શું?" ઇંદ્રજીતકુમારે અજાયબીસહ પૂછ્યું.

"આ ઘરમાં જેટલા માણસ જાય તેટલી ખીલી નમી જાય!" કમલીનીએ જણાવ્યું એટલે ચોકઠા તરફ જોતા ઇંદ્રજીતકુમાર બોલ્યો—"એ ચોકઠામાં બાર ખીલી હોવાથી બાર માણસો ઘરમાં જતા બારે નીચી વળી જાય, પણ વધુ માણસો જાય તો?"

"બારથી વધારે માણસો આ ઘરમાં જઈ શકેજ નહીં!" કમલીનીએ જણાવ્યું, "કુમાર! તલેસમના બંધારણ આગળ કોઈનું જોર ચાલતું નથી!"

"પણ ભાઈ આનંદસિંહ આ ઘરમાં છે, એ તમે કેમ જાણ્યું?" ઇંદ્રજીતકુમારે પૂછ્યું—

"મેં અટકળ કરી કેમકે, આપે જણાવ્યા મુજબ એક માણસ બાગમાં આવ્યો, જે બાદ સ્ત્રીના રડવાનો અવાજ સંભ-ળાયો, એટલે બે થયા, અને ત્રીજા આનંદકુમાર તેમની પૂંઠે

આવ્યા હશે ! ત્રણ માણસ આ ઘરમાં હોવાની ખાત્રી છે, એટલે એ ત્રણજ હોવા જોઈએ !" કમલીનીએ ખુલાસો કર્યો

"ભાઈ આનંદસિંહની હવે ભાળ લેવી જોઈએ ! એમનાપર કદાચ સંકટ આવી પડયું હશે !" ઇંદ્રજીતકુમારે આતુરતાસહ જણાવ્યું કમલીની કંઈ વિચારમાં જરા ચુપ રહીને બોલી-"કુમાર ! આ ઘરનું દ્વાર મહા મુશ્કલીએ ઉઘાડી શકાય તેમ છે, પણ ચોકઠામાની નીચી વળેલી ત્રણ ખીલી સિવાય બાકીની નવ ખીલીમાંથી ગમે તે એકને છલંગ મારીને પકડી લઈ જોરથી નીચે નમાવો, જોઇએ શું થાય છે ?" તરતજ ઇંદ્રજીતકુમારે છલંગ મારી એક ખીલી પકડી આંચકો મારી નીચી વાળી નાખી એકાએક જાણે તે ઘરની અંદર મ્હોટા ચક્રો અને કમાનો વગેરે યંત્ર જોરથી ચાલતા હોય, એવો ગડગડાટ સંભળાવા લાગ્યો ત્રણે જણ દરવાજાથી જરા દુર ખસી શું થાય છે તેની રાહ જોતા ઉભા જરા વારમાં અગાસીમાંથી અવાજ સંભળાયો-"જરા આમ જુઓ !" આ સાંભળી ત્રણે જણે ચમકીને ઉપર નજર કરી તો એક માણસ વાંકો વળીને તેમની તરફ જોતો અગાસીમાં ઉભેલ જણાયો આ માણસે પોતાનું મુખ બુરખામાં સંતાડેલું હોવાથી તે કોણ હતો તે જણાયું નહીં કુમાર વગેરેની પોતાની તરફ નજર જોઇ તેણે એક વાળેલો કાગળ તેમની તરફ નીચે ફેંક્યો, જે કમલીનીએ ઉપાડી લઈ ઉખેડીને વાંચ્યા બાદ ઇંદ્રજીતકુમારને કહ્યું-"તાકીદે એ નીચી વાળેલી ખીલીને અસલની માફક સીધી કરી નાખો !"

"કેમ ? કાગળમાં શું લખ્યું છે ?" ઇંદ્રજીતે અજાયબીસહ પુછયું, એટલે કમલીની ઉતાવળે બોલી-"પહેલાં ખીલી સીધી કરો ! વિલંબ કરવામાં આપણુંનેજ નુકસાન છે !" તરતજ કુમારે છલંગ મારીને ખીલીને આંચકો મારી સરખી કરી દીધી, એટલે ઘરમાં થતો ગડગડાટ બંધ થઈ ગયો કમલીનીએ કાગળ કુમારના હાથમાં આપ્યો, જેમાં અઈયારોની ભાષામાં લખ્યું હતું કુમાર તે ભાષા જાણતો હોવાથી તે વાંચી શકયા તેમાં નીચે મુજબ લખ્યું હતું —

અત્રે હું છું ડરશો નહીં-કુમારને સ્હેજ પણ ઈજા થશે નહીં જરાવાર ઉભા રહો હું પોતે નીચે આવું છું આપનો દુખી દેવ

પત્ર લખનાર દુખી દેવ કોણ હશે તે ઇંદ્રજીતકુમાર જાણી શક્યો નહી એ વિષે તેણે કમલીનીને પૂછતાં તેણે જવાબ આપ્યો "કુમાર, ધીરજ ધરો ! એ કોણ છે તે આપ હમણાં જાણશો !" કુમારે આતુરતાથી દ્વાર તરફ જોયું, એટલામાં તે ઉઘાડીને બુરખાના મુખ છુપાવેલ દુખી દેવ રતનનો હાથ પકડી તેને ઘસડતો બહાર આવ્યો. બારણાની બહાર આવતાં તેણે પોતાના મુખપરનો બુરખો ખસેડી નાખ્યો. તેનું ખરૂ સ્વરૂપ જોતાં ઇંદ્રજીતસિંહ હર્ષાવેશમાં આગળ વધી સ્નેહથી તેને ભેટતાં બોલ્યો— "મહારાજ જોરાવરસિંહજી ! અત્રે આપની મુલાકાત થશે, એવી કોને આશા હતી ! ખરા દુખી દેવ ! ભાઈ આનંદસિંહ આ ઘરમાં છે ?"

"હા ! અંદર પધારો !" જોરાવરસિંહે જણાવ્યું.

"અબળાના રૂદનનો અવાજ અમે સાંભળ્યો હતો તે પણ ત્યારે આ ઘરમાંજ હશે ?" ઇંદ્રજીતકુમારે પૂછ્યું.

"તે અબળા આ રહી !" રતનને બતાવતાં જોરાવરસિંહે જણાવ્યું—"કુદરતે આ હરામખોરનો અવાજ પણ એવો બનાવ્યો છે કે તે ઉપરથી પણ એ પુરૂષ છે, એમ સમજાતું નથી !"

"એને આપે ક્યારે પકડ્યો ?" કમલીનીએ પૂછ્યું.

"ગઈ કાલે એને હું આ ઘરમાં કેદ કરી ગયો હતો, અને આજે એને લઈ જવા આવ્યો હતો !" જોરાવરસિંહે જણાવ્યું.

"ગઈ કાલે આપ અત્રે પધાર્યા હતા ખરા ! અમને મળ્યા વગર જતા રહ્યા તેનું કંઈ કારણ ?" ઇંદ્રજીતકુમારે પૂછ્યું.

"કુમાર, કાલે એક પળ ખોટી થતાં આપણું કામ બગડી જાય તેવા સંજોગો હતા, એટલે આપની પાસે આવ્યો નહીં !" જોરાવરસિંહે ખુલાસો કર્યો—"અરે ! ગઈ કાલની હકીકત સાંભળી આપને હાસ્ય આવશે, પણ પહેલાં ઘરમાં પધારી કુમાર આનંદસિંહજીને મળો !"

"ભાઈ બહાર કેમ ન આવ્યા ?" ઇંદ્રજીતે પૂછ્યું.

"બહાર આવી શકે તેમ નથી ! એ તલેસમમાં ફસાયા છે, એટલે હવે તેની અંદર જઈ તે તોડીનેજ બહાર નીકળી શકશે, માટે તેમને મળવામાં હવે ઢીલ ન કરો !" જોરાવરસિંહે જણાવ્યું.

"જે કામે આપ ગયા હતા તે થયું ?" ઇંદ્રજીતે પૂછ્યું.

"હા !" જોરાવરસિંહે જવાબ આપ્યો

"વઈતાળને કયા છોડી આવ્યા ?" કમલીનીએ પૂછ્યુ

"એ પણ આવતોજ હશે !" જોરાવરસિંહે જણાવ્યુ– "ખરેખર ! એ પણ ચાલાક અને પકકો અઈયાર છે ! એની ચાલાકીની હકીકત સાભળતા આપને હાસ્ય આવ્યા વિના રહેશે નહી ! કુમાર આનદસિંહ માટે આપ ચિતા કરશો નહી ! આપ બને ભાઈ આ તલેસમ જીતશો, એમ નિર્માણ થયેલ છે !"

' એ તો ખરૂ, પણ રક્તગ્રથમા વર્ણવેલી બાબતો ભાઈ આનદસિંહ સમજી શકયા નથી એથી તલેસમ ફત્તેહ કરતા એમને થોડી હેરાનગતી ભોગવવી પડશેજ !" ઇદ્રજીતકુમારે જણાવ્યુ "એમાના દશબાર શબ્દોનો અર્થ સમજાયો નહી, એટલે એમાની ઘણીક બાબતોની મતલબ ધ્યાનમા ઉતરી નહી !"

"પણ હુ આપને એવી ચાવી બતાવુ કે પછી આપ ગમે તે તીલસ્મી પુસ્તક વાચીને સમજી શકશો ! અને ગમે તેવા ગુચવણ ભરેલા શબ્દનો ભાવાર્થ સહેલાઈથી સમજી શકશો !" જોરાવરસિંહે જણાવ્યુ, અને કુમારના કાનમા કઈ કહ્યુ, જે સાભળતા તે એકદમ હસી પડી બોલ્યા "વાહ ! કેવી ચતુરાઈ ! જરાકમા ભાવાર્થ કેવો બદલાઈ જાય છે ! આપનુ કહેવુ બરોબર છે ! આપ તલેસમના રાજા એ ભેદ જાણો ! બસ ! હવે હુ તમામ તીલસ્મી શબ્દના અર્થ સમજી શકીશ !" કમલીની હવે ચુપ રહી શકી નહી તે કરડાકીમા બોલી– "ખરેખર ! રાજા છો એટલેજ કવે રૂવામા સ્વાર્થ ભરેલ છે !" જવાબમા જોરાવરસિંહ -હુ-"એટલામાજ મનમા ખાટુ કેમ આવી ગયુ ! તમારા ચહેરાપર જનાયલી ઉદાસી પરથી જણાય છે કે કુમારને મે કાનમા કહ્યુ તે તમારાથી છુપુ રાખવા માટેજ, એમ માનો છો ? તમે સમજતુ હતા આ હરામખોર અત્રે છે તેનો પણ ખ્યાલ કરવો હતો ! એ ભેદ તમારાથી છુપો રહેનાર નથીજ !' કુમારે કમલીની તરફ વિચિત્ર નજરે જોયુ, જેથી તે હસીને મુખ ફેરવી લઈ ઘરમા જવાને તેના દ્વાર તરફ ચાલી તરતજ ઇદ્રજીત કુમાર, લીલાવતી, અને તેનનો હાથ પકડીને જોરાવરસિંહ તેની પાછળ ઘરમા ગયા જે ઓરડીમા આનદકુમારનો હાથ પેટીમા સપડાઈ ગયો હતો તે ઓરડીમા જોરાવરસિંહ સર્વને લઈ ગયો તો તે પેટી તેમજ આનદસિંહ ત્યા જણાયા નહી, પણ જે સ્થળે પેટી

પડી હતી તેટલી જમીનમા એક કુવા જેવુ થઈ રહ્યુ હતુ આ જોઈ જોરાવરસિંહની અન્તયબીનો પાર રહ્યો નહી, અને તે દીંગમૂઢ સરખો કુવા તરફ જોઈ રહ્યો તેની આ હાલત જોઈ ઇદ્રજીતકુમારે આતુરતાથી પૂછયુ–"આપ શી વીમાસણમા ઉભા રહી ગયા? ભાઈ આનદને આપ આ આરડીમાજ છોડી ગયા હશો?"

"હા!" જોરાવરસિહે જણાવ્યુ-"આ કુવો દેખાય છે તે સ્થળે એક પેટી હતી, તેમા આનદસિહજીનો હાથ સપડાઈ ગયો હતો! હવે તો તે તલેસમમા દાખલ થઈ ગયા!"

"ઈશ્વરેચ્છા!" ઇદ્રજીતકુમાર નિશ્વાસ નાખી બોલ્યો–"અત્યારે અમારૂ મન વ્યગ્ર બની ગયુ છે આપ આ બાગમા આવી અમને મળ્યા વિના આ ઘરમા શામાટે ગયા? ભાઈ આનદસિહને આ ઘરમા રહેવા દઈ બચાવવાની આપે કઈ તજવીજ શામાટે ન કરી? આવી વણીક બાબતો જાણવા અમે અધીર બન્યા છીએ! પણ આ કુવાના શુ છે તે પહેલા જોઈએ!" આમ કહી તે કમલીની પ્રત્યે બોલ્યો "તીલસ્મી ખજર આપો તો કુવામા પ્રકાશ કરીને જોઈયે!" કમલીનીએ તીલસ્મી ખજર તેને આપ્યા, એટલે હાથમા ખજર લઈને તે કુવાની પાસે ગયો અને કુવામા તેનો પ્રકાશ પાડી તેણે નમીને અદર જેયુ કુવામા તેણે કાણ જાણે શુ જોયુ કે કોઈને કઇ કહ્યા વગરજ હાથમા ખજર સહીત તે એકદમ કુવામા કુદી પડયા આ જોઈ કમલીની અને લીલાવતી ગભરાઈ જોરાવરસિહને અન્તયબી ઉપજી અને તેણે પણ પોતાની પાસેના ખજરથી કુવામા પ્રકાશ પાડીને જોયુ, પણ કઈ જોવામા આવ્યુ નહી

'આ ખાડામા એવુ તે શુ દેખાય છે?" કમલીનીએ પૂછયુ

'કઈ દેખાતુ નથી!" જોરાવરસિહે જવાબ આપ્યો

"હવે આપ સલાહ આપો કે શુ કરવુ?" કમલીનીએ કહ્યુ, એટલે જોરાવરસિંહ તેની પાસે આવતા બોલ્યો–"બને કુમારજ આ તલેસમ તોડશે, છતા બને સાથે તલેસમમા ગયા, એ સારૂ ન થયુ! ભાવી બળવાન છે! હવે હમણા આપણે કુમારોને મળી શકીયે તેમ નથી, માટે ચાલો! અત્રે ઉભા રહેવુ યોગ્ય નથી! બને કુમારોને હજી ઘણી બાબતોથી જાણીતા કરવાની જરૂર હતી!" તેઓ ઘરની બહાર નીકળવાને ચાલ્યા, એટલે કમલીની બોલી–

"પણ આ હરામખોર રતનને સાથે લઈ ક્યાં ફરશો? એને અત્રે શા માટે લાવ્યા હતા?"

"કાલે એને પકડીને હું આ ઘરમાં મૂકી ગયો હતો! એ બહાર નીકળી શકશે એવી મને ખાત્રી નહોતી, પણ આજે હું અત્રે આવ્યો ત્યારે ત્રણ દ્વાર એણે ઉઘાડી નાખ્યાં હતાં, અને ચોથો ઉઘાડવાની તજવીજમાં હતો! આ ઘરનો છૂપો ભેદ એ ક્યાંથી જાણતો હશે તે અટકળી શકાતું નથી!" જોરાવરસીંહે જણાવ્યું

"આપે એને કેવી રીતે પકડયો?" કમલીનીએ પૂછયું

"પહેલાં એને ઠેકાણે પાડીયે, પછી એની હકીકત જણાવીશ!" જોરાવરસિંહે જણાવ્યું આમ વાત કરતાં તેઓ ઘરની બહાર આવ્યા, અને દેવમંદીર તરફ ચાલ્યા પહેલાં તેઓ પશ્ચિમ તરફ આવેલા ઘર પાસે ગયા, જેના દરવાજા આગળ હાડકાઓના એક મ્હોટા ઢગલાની વચમાં લોખંડની સાંકળ દાટેલી હતી, અને તેનો બીજો છેડો પાસેના કુવામાં ઉતારેલો હતો જોરાવરસિંહે રતનને તે કુવા પાસે લઈ જઈ જબરદસ્તીથી તેને તેની અંદર ધકેલી દીધો કુવામાંથી તેની ચીચીયારી સંભળાતી હતી, તેની દરકાર ન કરતાં તેઓ ત્રણે દેવમંદીરમાં જતા રહ્યા ત્યાં જઈ બેસતાં કમલીનીએ પૂછયું—"વારૂ વઈતાળે શું કર્યું તે જણાવો! મેં એને આપની પાસે મોકલ્યો હતો, એટલે તેણે ખરા અંતઃકરણથી કામ બજાવ્યું કે નહી તે જાણવા આતુર છું!"

"વઈતાળે દીલથી કામ બજાવ્યું!" જોરાવરસિંહે જણાવ્યું "માયાવતીને દેખીતી રીતે એ એવો મળી ગયો કે તેને તો લાગ્યું કે ઈનામની લાલચથી તે પોતાનું કામ બજાવશેજ!"

"એ વાત એણે મને જણાવી હતી!" કમલીની બોલી—"ખરેખર! એણે અજબ રીતે માયાવતીને ઠગી! આપણા તરફની નજીવી વાતો તેને કહીને તેણે પોતાની મતલબ પાર પાડી! પણ કાશીમાં આપની પાસે આવ્યા પછી એણે શું કર્યું તે મારે જાણવું છે!"

"ત્યાં એણે બહુજ અજાયબી પમાડનારાં બે ત્રણ કામો બજાવ્યાં, અને તેમાં પણ એક કામની તો કંઈ વાતજ ન પૂછો!"

"એ ક્યાં વળી?" કમલીનીએ આતુરતાથી પૂછયું

"એણે માયાવતીને કહ્યુ કે 'હુ જોરાવરસિંહને પકડી દારોગોવાળા મહેલમા કેદ કરૂ છુ, એટલે તમારે હાથેજ એને મારી નાખી નિશ્ચિંત થજો !" આ કામ તેણે ચાલાકીથી બજાવ્યુ, અને ઈનામમા માયાવતી પાસેથી અજાયબઘરની કુચી મેળવી !"

"એ મ્હોટુ કામ થયુ! એ કુચી કોની પાસે છે ?"

"મારી પાસે ! મને આપશે, એવી આશા નહોતી પણ મે માગી ત્યારે તેણે તરત આપી દીધી !" જોરાવરસિંહે જણાવ્યુ

"મે એને સર્વ સમજાવીને મોકલ્યો હતો !" કમલીનીએ જણાવ્યુ—"ખરેખર વઈતાળ કામનો માણસ છે ! મહારાજ કુલીનસિંહનો એ ગુન્હેગાર છે, અને દેહાત દડની શીક્ષાને પાત્ર છે, પણ એ ભૂલ એણે મોહપાશમા લપટાઈને કરી છે ! બાકી એની દાનત સાફ છે, અને પોતાની ભૂલ માટે હવે એ બહુ પસ્તાય છે ! આવા સજોગો જોતા એ ક્ષમાને પાત્ર છે !"

"ખરેખર ! વળી તમારે લીધે એણે અત્યાર સુધીમા કુલીનસિહજીની જે સેવા બજાવી છે, તે ધ્યાનમા લેતા તેની આગલી ભૂલ કઈ બીસાતમાજ નથી !" જોરાવરસિંહ બોલ્યો

"વારૂ આપને મારવાના સબધમા એણે માયાવતીને કેવી રીતે ઠગી ?" કમલીનીએ પૂછ્યુ જવાબમા જોરાવરસિંહે તમામ હકીકત જણાવી, જે આપણે આગળ જાણી ગયા છીએ તે માટે વઈતાળ સબધી વાચનારને ઉપજેલી શકા આ ખુલાસાથી દુર થઈ હશે, અને કમલીનીની આજ્ઞા મૂજબ તેણે માયાવતીને ઠગવા સઘળી ચાલાકી ચલાવી હતી, એ સાફ જણાયુ હશે

———(०)———

## પ્રકરણ ૨૪ મુ.

## તીલસ્મી સુરંગ.

ખરેખર ! ઇશ્વરની લીલા અપાર છે ! પાપના ફળ માણસને અવશ્ય ભોગવવા પડે છે ! જે માયાવતી આજ સુધી દુનિયાને તુચ્છ ગણતી હતી તે હવે દુનિયાને પોતાનુ મુખ બતાવવાની પણ હિમત કરી શકતી નથી ! જે માયાવતી કોઈનાથી ડરતી નહોતી

તે આજે એક પાદડાના ખડખડાટથી ધ્રુજે છે ' દીનરાત હાસ્ય વિનોદ કરતી હતી તે આજે રડીને આખો ભુઝાડે છે ! સંધ્યાકાળને સમયે ભયાનક જંગલમા દુખી-ઉદાસ માયાવતી પાચ દાસીઓ-સહ કરેલા પાપકર્મોનો પશ્ચાતાપ કરતી બેઠી હતી તેઓ સર્વ પુરૂષના વેષમા હતી દાસીઓ પાસે એકેક ભાલો અને તીરકમાન હતા, જ્યારે માયાવતી પાસે ફક્ત તીલસ્મી તમચો હતો રાત્રીના આગમન સાથે અંધકાર વધતો જતો હતો, તેમ તેનો ગભરાટ વધતો જતો હતો તે કોઈના આવવાની રાહ જોતી હોય તેમ વારવાર પૂર્વ દિશા તરફ આતુરતાથી જોતી હતી થોડીવારમા તે તરફથી દીપકનો પ્રકાશ આવતો જણાયો, અને તે સમીપ આવતા પુરૂષ વેશમા લીલા હાથમા ફાનસ લઈને આવતી દેખાઈ તે પાસે આવતા માયાવતીએ ગભરાટસહ પૂછ્યુ-" કહે શા ખબર ?"

" ખબર શુ કહુ ? બસ ' હવે જમાનીયાની ગાદી આપ મેળવી શકો તેમ નથી !" લીલાએ જવાબ આપ્યો

" પણ દીવાન પાસે તુ ગઈ હતી ?" માયાવતીએ પૂછ્યુ

" હા ! બાગમાના બદખોર સીપાઇઓમાના કેટલાક તે સમયે ત્યા હતા, અને દીવાનજીને બુરખાવાળાઓની હકીકત કહેતા હતા, પણ મને જોઈ તેઓ ચુપ થઈ ગયા !" લીલાએ જણાવ્યુ-" દીવાનજીએ મને આવવાનુ કારણ પુછતા મે જણાવ્યુ કે ' માયા-વતીબા અમને છોડી કયાક જતા રહ્યા છે, અને ચારે તરફ શોધતા તેમની ભાળ મળી નહી, ત્યારે આપને ખબર આપવાને આવી છુ ! ' આ સાભળી દીવાને મને કહ્યુ-' ઠીક ! તુ જરા બહાર બેસ, એટલામા આ સીપાઈઓની હકીકત હુ સાભળી લઉ !' આમ મામલો બગડી ગયેલો જોઈ તમજ કદાચ મને કેદ પકડવામા આવે, એવી ધાસ્તિ લાગવાથી હુ બહારના પહેરેગીરોને સમજાવી ત્યાથી નહાસી આવી !"

" પણ બને બુરખાવાળાઓનો કઈ ભેદ જણાયો ?"

" ના, પણ આપણે બાગમાથી નહાસવાનો વિચાર કીવા ત્યારે જે અવાજ સભળાયા હતો, તે બોલનારની ભાળ મળી છે !"

" તે કોણ હતો વારુ ?"

" વઈતાળ ! દીવાન પાસેથી છટકીને હુ આ તરફ આવતી હતી ત્યારે માગમા તે મળી ગયા તેણેજ મને કહ્યુ કે, બોલનાર તે પોતે

હતો, અને મને આપને જણાવવાનું કહ્યું કે, હવે આપની ખરાબ દશા બેસી ચુકી છે માટે કરેલા કર્મોના ફળ ભોગવવા તૈયાર થઈ રહેવું! હજી પણ ઈનામ મળે તો આપને મદદ કરવાની તેણે મરજી જણાવી!" આ સાભળી માયાવતીએ ઉંડી હાય નાખી પૂછ્યુ—"વારૂ, બીજી શી ખબર છે?"

"બીજી ખબર શું કહુ? રાજા કુલીનસિંહની વીસ હજાર સીપાઇઓની ફોજ આવી પહોચી છે, જેનો સરદાર નાહરસિંહ છે! દીવાને આપણા સરદારને પત્ર આપી તેની પાસે મોકલ્યો હતો! પણ જવાબમા નાહરસિંહે મ્હોડેથીજ એમ કહેવરાવ્યુ કે 'અમે ફકત માયાવતીને પકડવાને આવ્યા છીએ?' પછી દીવાને આપની શોધમા જાસુસો મોકલ્યા છે, એવી ભાળ મળી છે!"

"ત્યારે હરામખોર દીવાન પણ અમારો દુશ્મન બની બેઠો છે, એમ દેખાય છે! પછી બીજુ કંઈ?"

"રાતને સમયે વેષ બદલીને હુ રાજા કુલીનસિંહની છાવણીમા ગઈ, અને ફરતી ફરતી નાહરસિંહના તબુની બરોબર સામે જઈ પહોચી, એટલામા તબુના દ્વારપરના પહેરેગીરના હાથમાની મશાલના પ્રકાશથી બુરખાવાળા બે માણસો તબુમાથી બહાર નીકળી હુ ઉભી હતી તે તરફ આવતા જણાયાથી હુ એક તરફ સંતાઈ રહી તેઓ મારી પાસેથી ચાલ્યા ગયા, એટલે તેમના કદ અને ચાલવાની ઢબપરથી મે તરત ઓળખી કહાડયા કે તેઓ બાગમા તોફાન મચાવનાર ભેદી માણસોજ હતા!"

"અફસોસ! પણ એ બને હરામખોર કોણ છે તેનો ભેદ જણાતો નથી! તેઓ આપણા તીલસ્મી બાગના તમામ છુપા ભેદ જાણે છે, અને રાજા કુલીનસિંહના પક્ષના છે!"

"તેઓ રાજા કુલીનસિંહના પક્ષનાજ છે, એમ કહેવાય નહી! કદાચ નાહરસિંહ પાસે મદદ માટે પણ તેઓ ગયા હોય!"

"હા! એમ કદાચ હોય! પણ હુ જોરાવરસિંહ સિવાય બીજા કોઈથી કયા ડરૂ છુ! બીજા સર્વેને તો હુ જોતજોતામા પહોચી શકુ છું! બસ! તુ કહે છે તેમ જોરાવરસિંહ મારે વઈતાળે મને ઠગીજ હોય તો થઈ ચુકયુ! જોરાવરસિંહ હયાત હશે તો એ મારી માઠી દશા કીધા બાદ મારા પ્રાણ લેશે! મ્હારા ભેદ જાહેરમા આવેતા પોતાની અપકિર્તિ થશે, તેની પણ એ દરકા

નહી કરે ! હરામખોર કમલીની અને કુલીનસિંહના અઈયારોએ એને કારાગૃહમાથી છોડવ્યો તે વખતેજ એણે ધાર્યુ હોત તો મારા પ્રાણ લીધા હોત! એથીજ મારૂ હૈયુ વધારે ધ્રુજે છે ! મ્હોતથી પણ વધુ ભય કર શિક્ષા એણે મારે માટે નક્કી કરી હશે ! અરેરે ! તીલસ્મી ભેદો જાણવાની આશામા મે એને આટલો સમય જીવતોજ શામાટે રાખ્યો ? તે વખતેજ મારી નાખ્યો હોત તો આ સમય જોવો ન પડત !" આમ બોલતી માયાવતી રૂદન કરવા લાગી, એટલે લીલા તેને ધીરજ આપતા બોલી-" બા, આ રૂદન કરવાની વેળા છે ! હવે તો પ્રાણ ઉગારવાની તજવીજ કરવી જોઈએ !"

"શુ કરૂ ? ક્યા જાઉં ? કોની મદદ માગુ ?" માયાવતી ડચકા ખાતી બોલી-" આવા વખતમા કોણ મદદ કરશે ? આજ સુધી મે કોઈ સાથે પણ ભલાઈ કીધી નથી-કોઈનાપર લેશ ઉપકાર કીધો નથી તો પછી અત્યારે મને મદદ કરવાની કોને ગરજ હશે ? રાજા કુલીનસિંહના કુમાર્ગ સ ગે નાહક વેર બાધ્યુ !"

"જે થયુ તેનો હવે વિચાર શામાટે કરવો !" લીલા ગભીર અવાજે બોલી-" બા ! આ દાસી સેવામા હાજર છે ! ગભરાઓ નહી ! હજી આપની પાસે એવી અદ્ભુત વસ્તુઓ છે કે અમે તેવુ મુસ્કેલ કામ પણ સહેલાઈથી પાર પાડી શકાશે ! વળી પૈસા ટકા માટે પણ મુઝવણ પડે તેમ નથી કેમકે જરઝવેરાત આપણે સાથે લીધુ છે ! પછી ચિતા શાને કરવી ?"

" ચિતા કેમ ન કરૂ ? છુપી રીતે રહેના માલતીનુ ઘર હતુ ત્યા પણ કુલીનસિંહના અઈયારોના પગલા થયા ફીરોઝી અને કામીનીને ત્યાથી તેઓ છોડવી ગયા, એ સમાચાર તુજ લાવી હતી ! નાનુને પણ કદાચ તેમણે કેદ પકડી હશે, માટે આપણે છુપી રીતે રહી શકીએ એવુ સ્થાન પહેલા શોધી કહાડવુ જોઈએ !"

"એનો બદોબસ્ત કીધો છે !" લીલાએ કહ્યુ-" અત્રેથી થોડે છેટે-" હજી તેનુ બોલવુ પૂરૂ થયુ નહી, એટલામા પાછળથી કેટલાક માણસો ઉતાવળે દોડતા આવતા જણાયા તેઓ કઈ માલ ઉપાડીને નહાસતા હોવાથી ચોર હોય એમ લાગતુ હતુ કેમકે, તેમને પકડવાને તેમની પાછળ આવતા ઘોડેસ્વારોના ઘોડાઓની ખરીઓની ટાપનો અવાજ સભળાતો હતો તે ચોરો પાચ હતા માયાવતી, વગર બેઠી હતી ત્યા તેઓ આવી પહોચતા

પૂંઠે આવતા સ્વારોના હાથમા ચોરીના માલ સાથે પકડાઇ જવાની ધાસ્તીએ તેમની પાસે ચોરીનો માલ ફેંકીને નહાસી ગયા અને જરા વારમા કેટલાક ઘોડેસ્વારો ત્યા આવી પહોચ્યા સ્વારોએ ત્યા આવી શુ કર્યું તે જાણીએ તે પહેલા માલ મૂકી નહાસી ગયેલ ચોરો કયા જાય છે તે આપણે જોઈએ તેઓ જગલમ વીચ ઝાડીવાળા ભાગમા ગયા બાદ ધીમે ચાલે ચાલવા લાગ્યા આમ કેટલેક ગયા બાદ તેઓ એ-સ્થળે ઉભા રહ્યા, અને આસપાસ નજર ફેરવીને જોવા બાદ તેઓમાથી એક જોરથી સીટી વગાડી, જેના જવાબમા ઝાડીમાથી તેવીજ સીટી સભળાઈ, અને થોડી વારમા પાચ હથીઆરબધ લૂટારાઓ તેમની પાસે આવી પહોચ્યા પાસે આવતાજ તેમાથી એકે તેમને પૂછયુ—"કેમ કામ પાર?" જવાબમા પાચે જણ બોલી ઉઠયા—"હા!" તેએ વચ્ચે કઈ વધુ વાતચીત ચાલે તે પહેલા ઝાડીમાથી તેઓ કંઈક ખુલ્લા જગલમા ગયા તો બે સ્વાર તેમની રાહ જોતા એક ઝા પાસે ઉભા હતા આ સ્વારોનો પોશાક અમીર સરખો હતો અને તેઓ સાધારણ માણસ હોય એમ લાગતુ નહોતુ કેમકે તેમનાથી થોડેક છેટે તેમના બે અશ્વોને પકડીને બે સીપાઈ ઉભા હતા વળી બને સ્વાર બહાદુર અને હિમતવાન દેખાતા હતા તેમજ ખજર, ઢાલ, તલવાર, તીરકમાન અને કમદ વગેરે હથીઆરોથી સજ થયેલ હતા લૂટારાઓને પોતાની સામે ઉભેલ જોઈ તેઓમાથી એકે તેમને પૂછ્યુ-"કેમ એની ભાળ મળી?"

"હાજી!" એક લૂટારાએ હાથ જોડીને જણાવ્યુ-"વળી અમને કામ સોપ્યુ હતુ તે પણ બજાવી આવ્યા છીએ!"

"એની સાથે બીજુ કોણ છે?" તે સ્વારે પૂછયુ

"લીલા અને બીજી પાચ દાસીઓ!" લૂટારાએ કહ્યુ

"તમે એને કયા મલ્યા, અને પછી શુ કર્યું?" સ્વારે પૂછ્યુ

"જમાનીયામાથી નહાસીને કાશીમા રહેવાની ધારણાથી તરફ તેઓ રવાના થઈ!" લૂટારાએ જણાવ્યું-"કાશીની સરહદમા ગગાપુર નામે ગામડાની પાસેના જગલમા તે એક દી રોકાઈ કેમકે, કેટલીક બાતમી મેળવવાને તે લીલાને જમાનીયા છોડીને નીકળી હતી આથી ત્યાજ કામ પાર પાડવાનો અમ સારો લાગ મલ્યો! કેટલાક માણસોને લઇ કાશીરાજની અમ

દારી તળેના ગંગાપુર ગામમા અમે એક જમીનદારના ઘરમા ખાતર પાડી, કેટલોક કિંમતી માલ ચોરીને એવી રીતે ભાગ્યા કે, પહેરેગીરોએ અમને દીઠા, અને કેટલાક સ્વાર અમારી પૂંઠે પડયા, જેમને જંગલમા આડાઅવળા ફેરવીને જે સ્થળે માયાવતી હતી ત્યા લઈ જઈ ચોરીનો માલ તેની પાસે નાખી અમે ભાગી ગયા! સ્વારો કંઈ અમારાથી બહુ દૂર નહોતા, એટલે પુરૂષ વેષમા બેઠેલ માયાવતી અને તેની દાસીઓને ચોરીના માલ સાથે જોઈ તેમણે ચોર ધારીને પકડી લીધી હશે! એની પકી બાતમી મેળવવા અમે રોકાયા નહી કેમકે, અમારે આપની હજુરમા હાજર થવાનુ હતુ '"

"અમારે એટલુ જ કામ હતુ!" સ્વાર ખુશ થઈ બોલી ઉઠયો—"શાહબાસ! તમે બરોબર કામ બજાવી આવ્યા! હવે તમે જાઓ! જમાનીયાને સામે પાર ગંગાકિનારાપરની ઝાડીમા પરમ દિવસે રાત્રે મળજો કેમકે, તે વખતે કદાચ કામ પડશે!" આટલુ કહી તે પોતાના સાથી પ્રત્યે બોલ્યો—"કહો વીજયસિંહ, આપણી સંગે આવેલ આ બંને સ્વારોને શી આજ્ઞા કરીશું?",

"જાસુસ તરિકે ઉપયોગી થઈ પડે તેવા હોય તો એમને કાશી મોકલીએ!" વીજયે જણાવ્યુ

"ભલે! અને હવે આપણે તાકીદે કમલીનીજીને જઈ મળીએ, નહીતો તેમના મનમા એમ આવશે કે વઈતાળ બેદરકાર છે!" આ ઉપરથી વાચનાર સમજી ગયા હશે કે બંને સ્વારો વીજય અને વઇતાળ હતા દશે લૂંટારા અને બંને સ્વારોને રવાના કરી તેઓ ઉતાવળે જમાનીયા તરફ ચાલ્યા જમાનીયા ચારેક કોસ દૂર હોવાથી પ્રભાત થતા પહેલાજ તેઓ દારોગાવાળા મહેલની પાછળના ટેકરાપર જઈ પહોચ્યા, જ્યાથી કમલીની બંને કુમારો અને અઈ-યારોસહ તીલસ્મી બાગમાના દેવમંદીરમા ગઈ હતી આપણે જાણી ગયા તેમ એ ટેકરાપર એક ઓરડી હતી, જેમા પથ્થરના ચબૂતરા-પર પથ્થરનો એક સિંહ બેઠેલ હતો આ ચબૂતરો અને સિંહ દેખાવે પથ્થરના જણાતા હતા, પણ ખરૂ જોતા એક જાતની રસાયણી મેળવણીના બનાવેલા હતા આપણા બંને અઈયારો સિંહ પાસે વાતચીત કરતા ઉભા, પણ તેમને કયા ખબર હતી કે, કેટલેક દૂરથી તેમની પાછળ આવતી બે સ્ત્રીઓ આરડીની બહાર સતાઈને તેમની

વાતચીત સાભળતી ઉભી હતી માયાવતીને તો થોડા સમય પહે લાજ આપણે જ ગલમા છોડી આવ્યા ત્યારે તો તેમની પાસે ચોરીનો માલ પડેલો જોઈ ચોર ધારીને કાશીના રાજાના સ્વારોએ તેમને કેદ પકડી હતી, છતા તે નાનુ સાથે વીજય અને વહેતાળની પાછળ આવી શકી, એ અજાયબ થવા સરખુ છે, માટે જ ગલમા સ્વારોએ તેમને ઘેરી લીધા બાદ શુ થયુ તેની હકીકત આ સ્થળેજ ટુ કમા રજુ કરીશું સ્વારોને પોતાની આસપાસ જોતા પહેલા તો તે ગભરાઈ ગઇ, પણ તરતજ હિ મત ધરી તેણે પોતાની પાસેના તમ ચામા ગાળી ભરીને તેજ સ્થળે જમીનપર મારી, જેથી એક અવાજ સાથે ગોળીમાથી એકદમ ધૂ માડો નીકળી આસપાસ પ્રસ રવા લાગ્યો સ્વારો આની દરકાર ન કરતા તેમને પકડી મુશ્કેટાટ બાધવા લાગ્યા તમ ચામાથી ગોળી મારવા માટે સ્વારોને ગુસ્સે ઉપજ્યાથી તેઓમાથી કેટલાકે લાત અને ખાસડાથી તેની એવી પૂજા કરી કે બેહદ માર પડવાથી તે બેભાન થઈ પડી લીલા અને બીજ દાસીઓને પણ બહુજ માર પડયો એ અરસામા તીલસ્મી ગોળીને ધૂ માડો ત્યા ફેલાઈને સર્વના નાક અને આખમા ઘુસી ગયાથી માયાવતી અને લીલા સિવાય સર્વે જોતજોતામા બેહોશ થઈ પડયા બેહોશીની અસર ન થાય તે માટે માયાવતી અને લીલાએ અ પીધુ હતુ તેથી તેઓ શુદ્ધિમા રહી હતી મારથી બેભાન થઈ પડેલ માયાવતીને ભાન આવતા તે જેમ તેમ કરીને ઉઠી, અને લીલાસા ત્યાથી નહાસી જવાનો વિચાર કરવા લાગી આ વખતે પોતાન જીવના જોખમે સાથે આવેલી નિમકહલાલ દાસીઓને પણ તેણે સંભારી નહી લીલાની તેમનાપર નજર પડતા તેણે તેમને લખલખે સુંઘાડી શુદ્ધિમા આણી, અને પછી તેઓ સઘળી ત્યાથી ચાલી જી બચાવવાના ગભરાટમા ક્યા જવુ તેનો વિચાર કીધા વગર ઉતા વળમા તેઓ દારોગાવાળા મહેલ તરફ ચાલી ધારતીની મારી તેએ આખી રાત ચાલી ગઇ, અને સ્હવાર પડતા પહેલા દારોગાવાળ મહેલની પાસે જઈ પહોચી માર્ગમા તેમને અનાયાસે નાનુ મળ ગઈ તે માયાવતીને મળવાને તીલસ્મી બાગ તરફ જતી હતી. તો માયાવતીને ઓળખી નહી, પણ લીલાએ તેને ઓળખવાથી બૂ પાડી બોલાવી નાનુ પાસે આવતા માયાવતીને આવી હાલતમા જો અજાયબ થઈ તેમ થવાનુ કારણ પૂછવા લાગી, અને તમામ હકીક

સાંભળી દુઃખી થઇ બોલી-"મને પણ વઈતાળ માટે શક જાય છે ! એ કપટ રમ્યો તેમાં નવાઈ નથી, પણ ફીકર નહી ! હુ એની સત્વર ભાળ મેળવીશ ! આપ કાશી ચાલી અમારા મહેલમા રહો, અને પછી જુવો કે, વઈતાળને હુ પણ કેવો કસાવુ છું!" હજી તેમની વાત પૂર્ણ થઈ નહોતી, એટલામા સામેથી બે માણસો આવતા જણાયાથી તેઓ ચુપ થઈ ગઈ તેઓ વઈતાળ અને વીજય હતા અંધકારને લીધે માયાવતી જોકે તેમન ઓળખી શકી નહી તોપણ તેમને ટેકરા તરફ જતા જોઈ તેણે નાનુના કાનમા ધીમેથી કહ્યુ-" એ બને ટેકરાપર જાય છે તે કમલીનીના સાથી લાગે છે ! જાણીતા માણસ વિના અત્યારે ત્યા કોઈ જાય નહી !"

"કમલીનીના સાથી કે કુલીનસિંહના અઈયારોજ હશે !" નાનુ બોલી—"આપના તીલસ્મી બાગમા જવા માટેજ તેઆ ટેકરાપર જતા હશે કેમકે, બાવાજીને મુખે મે વારવાર સાભળ્યુ છે કે, બાગમા જવાનો એક માર્ગ એ ટેકરાપરથી પણ છે ' "

"રસ્તો છે, પણ એ ગુપ્ત માર્ગ -ચાથી અન કેવી રીતે જવાય છે તે મને ખબર નથી ! કમલીનીએ સર્વ ગુપ્ત માર્ગની હકીકત રક્તગ્રંથમાથી જાણી હશે ! કીસનરાય અને વઈતાળને લીધે એ પુસ્તક તેના હાથમા ગયુ હશે !" માયાવતીએ જણાવ્યુ

"એમજ હશે ' એમની પાછળ જઈશુ તો કઈક ભેદ જણાશે !" નાનુએ કહ્યું આ વિચાર માયાવતીને પસદ પડયાથી દાસીઓને પાછળ મૂકી તેઓ બને તેમની પાછળ ગઈ, અને બને અઈયારો ઓરડીમા ગયા ત્યારે બહાર સતાઈને ઉભી રહી તેમની વાતચીત સાભળવા લાગી

"વીજયસિંહ ! દેવમદીરમા જવા માટે આ માર્ગ છે !" સિંહના મસ્તકપર હાથ મૂકીને વઈતાળે જણાવ્યુ

"રાજા જોરાવરસીહજી આપણને ત્યા મળશે !"

"હા ! કમલીની, લીલાવતી અને કુમારો પણ ત્યાજ છે !"

"આ દ્વાર કમલીનીએ તમને દેખાડયુ હશે ?"

'હા ! આ રસ્તો બહુજ ભયકર છે ! ત્યાગ જુઓ, હવે હુ દ્વાર ઉઘાડુ છુ !" આમ કહી વઈતાળે સિંહની જમણી આંખમા આંગળી નાખી, જેથી આખની કીકી અદર દબાઈ ગઈ, અને સિંહનું મુખ ઉઘડી ગયુ, જેમા બીજો હાથ નાખીને તેણે ચક્કરના

આટા ફેરવવા માડયા, એટલે થાડી વારમા ચબૂતરાની આગળની એક સીલા ખસી જઈ નીચે ઉતરવાના માર્ગ જણાયો તેમા અધકાર હોવાથી વીજયે દીપક સળગાવવાને પાતાની થેલીમા હાથ નાખ્યો, પણ વઈતાળે તેને તેમ કરવાની ના પાડી પોતાની પાછળ આવવાનુ કહ્યુ આગળ વઈતાળ અને પાછળ વીજય, એમ બને નીચે ઉતરી ગયા જમીનપર પહોચ્યા બાદ વઈતાળે દીવટ કહાડી દીપક સળગાવ્યો તેઓ એક ઓરડીમા જઈ પહોચ્યા હતા, જેને ત્રણુ બાજુ ભીંત હતી, અને એક તરફની ભીંતમા સુરગ જેવો માર્ગ હતો ઓરડીની વચમા લોખડનો એક સ્થભ હતો, જેના મધ્ય ભાગમા લાબા હાથાવાળુ એક ચકર હતુ, જે ફેરવવા માડતા વઈતાળ બોલ્યો–"આપણે આવ્યા તે માર્ગ બધ કરવાની કુચી છે ! આ સુરગ છેક ચોથા બાગના બાગ સુધી છે !" તેઓ બને સુરગમા દાખલ થયા આ સુરગની પહોળાઈ ચારેક હાથ હતી, અને તેની જમીનમા સફેદ અને કાળી લાદીઓ અનુક્રમે બેસાડેલી હતી સુરગની બંને તરફની ભીંત લોખડની હતી, અને થોડે થોડે છેટે લોખડના માણુસના પૂતળા લાબા હાથ પહોળા કરી ભીંતે અઢેલીને ઉભેલા હતા સુરગના મુખ પાસે આવતા વઈતાળે વીજયને કહ્યુ–"આ રસ્તે જવુ અને મ્હોતના મુખમા જવુ સરખુ છે, માટે સભાળથી મારી પાછળ આવજો અને કાળા પથ્થરપર પગ ન પડે તેનુ ધ્યાન રાખજો, નહીં તો પ્રાણુ ઉગરશે નહી ! કમલીનીજીએ મને કહ્યુ છે કે, કાળા પથ્થરપર કોઈનો પગ પડતાજ ભીંત સાથે લાગીને ઉભેલા લોખડના માણુસો તેને પોતાના હાથમા એટલી મજબૂતીથી પકડી લે છે કે પછી તેમાથી છૂટા થઈ શકાતુ નથી ! આ સુરગમા ઘણા માણુસો ભૂલાવામા પડી માર્યા ગયા હશે, માટે સભાળીને પગ મૂકજો ! મારી પાસે દીવટ છે, છતા તમે પણ દીવટ સળગાવી હાથમા રાખો કે સફેદ પથ્થરપરજ પગ મૂકીને ચાલ્યા જઈએ !" વીજયે દીવટ સળગાવી લીધી અને સફેદ પથ્થર પર મૂકીને ચાલતા તેઓ આગળ વધ્યા સુરગમા સ્વચ્છ હવા આવવાને ભીંતમા કેટલેક ઠેકાણે બેમાલુમ વેહ રાખેલા હોવાથી તેમા સ્હેજ પણ દૂર્ગંધ આવતી નહોતી તેઓ લગભગ બસેંક પગલા જેટલે સુરગમા જવા બાદ ભીંતને અઢેલીને ઉભેલા

લોખંડના પૂતળાના બીડાયલા હાથની વચમાં એક હાડપીંજર જોઇ વઈતાળ બોલ્યો-" અત્રે પગલું મૂકતાં કરેલી ભૂલનો આ નમુનો જોયો ! કોઈ માણસ આટલે સુધી ચાલાકીથી આવ્યા પછી સહેજ ગફલતીથી જીવ ગૂમાવી બેઠો છે ! " તેઓ બને અનય ખીસહ તે હાડપીંજરને જોતા જરા ઉભા એટલામાં પાછલી તરફથી આવતા દીપકના પ્રકાશ તરફ વીજયની નજર જતાં તે બોલી ઉઠયો-" પેલો દીપકનો પ્રકાશ કેવો દેખાય છે ? "

" કોઈ આવે છે ! " પોતાના હાથમાંનો દીપક આગળ ધરી બારીકીથી જોતાં વઈતાળ બોલ્યો

" બે સ્ત્રીઓ જણાય છે ! " વીજયે જણાવ્યું

" કમલીનીજી અને લીલાવતી હશે ! અજાણ્યો માણસ આ સુરંગમાં આવી શકે નહી ! " વઈતાળ બોલ્યો, એટલે વીજય તે તરફ ધ્યાનથી જોતાં બોલ્યો-" તેઓ હોય એમ લાગતું નથી ! "

" તો ચાલો, પાછા ફરીને જોઇએ ! " વઈતાળે જણાવ્યું, અને પાછા ફરી તેઓ તે તરફ ચાલ્યા હજી તેઓ પાંચેક પગલાં ચાલ્યા હશે એટલામાં તેમની સામે જમીન પર કંઈ વસ્તુ આવીને પડી, અને એક ફટાકા સરખો અવાજ થઈને તેમાંથી બેહોશીની અસરવાળો ઝેરી ધૂમાડો નીકળવા લાગ્યો વાચનારને જણાવવાની જરૂર નથી કે, વઈતાળ અને વીજયની વાતચીત સાંભળ્યા બાદ તેઓ સિંહના મુખવાળું દ્વાર ઉઘાડીને ભોંયરામાં ઉતર્યા, એટલે માયાવતી અને નાનું પણ તે દ્વાર બંધ થયું તે પહેલાં તેમની પાછળ ભોંયરાના ચારપાંચ પગથીયાં ઉતરી ગઈ હતી, એટલે ભોંયરામાં પણ તેમણે વઈતાળ અને વીજયની વાતચીત સાંભળી હતી તેમને પોતાની તરફ પાછા વળતા જોઈ માયાવતીએ તીલસ્મી તમંચામાં ગોળી ભરીને મારી હતી

---

## પ્રકરણ ૨૫ મું.

### કર્યું શું ને થયું શું ?

રાજા જોરાવરસિંહ, કમલીની અને લીલાવતીને આપણે દેવમંદીરમાં વઈતાળની રાહ જોતાં છોડી આવ્યા છીએ તેઓ

ત્યાં ઘણી વાર બેઠા છતાં પણ તે ન આવવાથી કમલીનીએ કહ્યું– "વઈતાળ નક્કી કોઈ કામમાં ફસાઈ ગયો હશે, માટે આપણે અત્રે શા માટે ખોટી રહીએ ! હજી આપણે ઘણા કામ કરવાના છે !"

"મારા વિચાર મુજબ હાલ તમારે કરવા યોગ્ય કંઇ કામ નથી ! બને કુમારો તલેસમમાથી તે ફત્તેહ કીધા સિવાય બહાર નીકળી શકે તેમ નથી ! માત્ર હરામખોર માયાવતીના સંબંધમાં ઘણું કરવાનું છે તે હું એકલોજ કરી નાખીશ બીજા જે કામો છે તે તો અઈયારો પણ બજાવશે !" જોરાવરસિંહે જણાવ્યું

"ત્યારે એમજ કહો કે મારે અત્રે રહેવાની જરૂર નથી !" કમલીનીએ કહ્યું–"લીલાવતી અને હું તળાવની વચમાંના મ્હારા મહેલમાં રહીશું ! ત્યાંથી રત્નપુરની ખબર રાખીશું !"

"હા ! તમારે મહેલેજ જાઓ ! કીશોરી અને કામીનીને ત્યાં મોકલાવી છે, અને તમે મળશો નહી ત્યાં સુધી તેઓ બેચેન રહેશે ! વળી તમે જે કેદીઓને ત્યાં મોકલ્યા છે, તેમની પણ ખબર લેવી જોઈએ !"

"ઠીક ! થોડીવાર વઈતાળની રાહ જોઈએ !" કમલીનીએ જણાવ્યું મધરાત થતા સુધી વઈતાળની રાહ જોઈ જોરાવરસિંહ, કમલીની અને લીલાવતી ત્યાંથી રવાના થયા આરડાની વચમાં ચિત્રોવાળા ગોળ સ્થંભ પાસે જઈ જોરાવરસિંહે તેમાંનું એક ચિત્ર હાથ મૂકી જોરથી દબાવ્યું, એટલે એક ન્હાની બારી ઉઘડી ગઈ, જેમાં તેઓ ત્રણે દાખલ થયા તેમાં નીચે ઉતરવાને પગથીઓ હતી, જે મારફત તેમાં અંધકાર હોવા છતાં નીચે ઉતર્યા તેઓ નીચે એક ઓરડીમાં પહોચતા જોરાવરસિંહે અંધારામાંજ ફાંફાં મારીને એક ગોખલામાંથી વીવટ અને દીપક પ્રગટાવવાની વસ્તુઓ શોધી કહાડી દીવો સળગાવ્યો દીપકનો પ્રકાશ થતા હવે જણાયું કે તે ઓરડી દશેક હાથ લાંબી તથા તેટલીજ પહોળી હતી તેની ચારે તરફની ભીંતમાં ચાર દરવાજા હતા, અને ઉપરની છતમાં લોખંડની બે સાંકળો લટકતી હતી આમાંની એક સાંકળ જોરાવરસિંહે ખેંચીને ઉપરના સ્થંભમાં ઉઘડી ગયલી બારી બંધ કરી દીધી આ પછી તેઓ ઉત્તર તરફની ભીંત પાસે જઇને તેમાંનું દ્વાર ઉઘાડવાની તજવીજ કરવા લાગ્યા આ દરવાજામાં ત્રાંબાના સેંકડો ખીલા બેસાડેલા હતા, અને તે દરેક ખીલાના

માથાપર કંઈ કંઈ ઉપસેલા અક્ષર હતા, જે જોરાવરસિંહે બરાબર જોઈને એક પછી એક દબાવવા માડયા જે ખીલાના માથા પર (હ) અક્ષર હતો તે તેણે પહેલા દબાવ્યો, ત્યારપછી (ર) અક્ષરવાળો ખીલો, પછી (ભ) વાળો, પછી (જ) વાળો, પછી (ન) વાળો, પછી (ક) વાળો, પછી (ર) વાળો, એમ એક પછી એક ખીલાઓ દબાવ્યા, અને છેલ્લો ખીલો દબાવ્યો કે તરતજ તે દરવાજો ઉઘડી ગયો, અને એક સુરંગ જણાઈ આ સુરંગ દારોગાવાળા મહેલની પાછળના ટેકરાપરની ઓરડી સુધી ગઈ હતી, અને અત્રે આવવાને વઈતાળ અને વીજય તેમાજ ઉતર્યા હતા દરવાજો ઉઘડતાજ જોરાવરસિંહે પોતાની બને સાળીઓ સહ તેમા દાખલ થઈ દરવાજાને હડસેલીને બંધ કરી દીધો દરવાજામા આ તરફ પણ તેવાજ અક્ષરોવાળા ખીલા જડેલા હતા સુરંગમા થોડેક ચાલ્યા બાદ તેની જમીન સફેદ અને કાળા પથ્થરની બાંધેલી જણાઈ, એટલે તેઓ ત્રણે સફેદ પથ્થર પર પગ મુકીનેજ ચાલવા લાગ્યા લગભગ એક પ્રહર સુધી આમ ચાલ્યા બાદ તેઓ વઈતાળ અને વીજય ઉભા હતા, ત્યા જઈ પહોચ્યા માયાવતીએ ફોડેલી ગોળીમાથી નીકળેલ ઝેરી ધૂમાડો સુરંગમા પ્રસરવા માડયો હતો, અને તેથી બને અઈયારો બેહોશીની અસર તળે ઝોકા ખાવા લાગ્યા હતા જોરાવરસિહ, કમલીની અને લીલાવતીને એ ધૂમાડાની ખબર નહોતી સુરંગમા માયાવતી આવી પહોચી હશે, એવો તેમને ખ્યાલ પણ આવ્યો નહોતો કેમકે, ગોળી ફોડયા બાદ તરત જ તેણે પોતાના હાથમાનો દીપક ઓહોલવી નાખ્યો હતો ત્યા જઈ પહોચતા બને અઈયારને જોઈ કમલીનીએ વઈતાળને બોલાવ્યો પણ બેહોશીની અસર તળે હોવાથી તેણે જવાબ આપ્યો નહી, પણ જોતજોતામા બને અઈયારો બેહોશ થઈ ઢળી પડયા જોરાવરસિંહ, કમલીની અને લીલાવતીના શ્વાસમા પણ એ ધૂમાડો જવાથી બને અઈયારોની પાછળ તેઓ ત્રણે પણ બેહોશ થઈ ઢળી પડયા લગભગ અરધી ઘડી સુધી રાહ જોયા બાદ માયાવતી અને નાનુએ પોતાની પાસેનો દીપક પ્રગટાવ્યો અને બેહોશીની અસર ન થાય તે માટે કંઈ ઔષધ ખાઈને બને બેહદ ખુશ થતી કમલીની, વગેરે પોતાના પાચ દુશ્મનો બેહોશ થઈ પડયા હતા ત્યા પહોચી

ગઈ તે ખુશ થતી નાનુ પ્રત્યે ફુલાઇને બોલી–"બસ ! હવે કોની ધાસ્તિ રહી છે ?"

"ખરેખર ! આપ બહુજ ભાગ્યવાન છો ! દુનિયામા હવે કોઈ આપની સાથે બાથ ભીડી શકે તેમ નથી !" નાનુ બોલી, અને વઈતાળ તરફ હાથ કરી બતાવતા તેણે જણાવ્યુ–"જુઓ, આ લુચ્ચાની કમ્મરમા કમલીનીએ આપેલ તીલસ્મી ખંજર છે ! ખરેખર ! એથી વધુ અજાયબીભરી વસ્તુ દુનિયામા ભાગ્યેજ હશે !"

"જોરાવરસિંહને પણ કમલીનીએ એવુજ ખંજર આપ્યુ છે, એમ એ હરામખોરે કહ્યુ હતુ !" માયાવતી બોલી, અને બેહોશ જોરાવરસિંહનુ શરીર તપાસવા લાગી તેની કમ્મરમા ખંજર જોઈ બોલી ઉઠી–"એની કમ્મરે પણ ખંજર છે ! ત્યારે તો કમલીની અને લીલાવતી પાસે પણ તેવાજ હશે'" આમ કહી કમલાની, લીલાવતી અને વીજયના શરિરપર તપાસ કીધા બાદ તે બોલી–"બીજા કોઈ પાસે નથી ! ભલ, બે ખંજર તો મળ્યા ! એક હુ રાખીશ અને બીજુ તને આપીશ ! ચાલ, વઈતાળનુ ખંજર તુ કહાડી લે, અને એમનુ હુ લઈ લઉ છુ !" આમ કહેતા તેણે જોરાવરસિંહની આગળીએથી વીંટી ઉતારી પોતાની આગળીમા પહેરી લીધી અને પછી તેની કમ્મરેથી તીલસ્મી ખંજર કહાડી લીધુ નાનુએ પણ વઈતાળની વીંટી અને ખંજર લઇ લીધા, જે બાદ માયાવતી આનંદસહ નાનુ પ્રત્ય બોલી-"બસ ! હવે આ ખંજરથીજ પાચે જણને ઠાર કરી હુ હમેશ માટે નિશ્ચિત થાઉ છુ !" આમ કહી તેણે જોરાવરસિંહને મારવા હાથ ઉંચકયો, એટલે નાનુ તેનુ કાડુ પકડી બોલી–"જરા સબુર કરો–ઉતાવળા ન થાઓ ! હવે એ બધા આપના પંજામા છે, એટલે કોઈ રસ્તે છુટી શકે તેમ નથી ! લાબો વિચાર કર્યા વિના આમ ઉતાવળ શામાટે કરવી ? વિચાર કરતા કદાચ કંઈ વધુ લાભનો રસ્તો જણાય તો ?"

"પણ હાથમા આવેલા દુશ્મનને મારવામા ઢીલ કરવી વ્યાજબી નથી !" માયાવતી બોલી–"જોરાવરને મે કેદ કીધો ત્યારે મારી નાખવાનો વિચાર કરવામાંજ વરષો વીતી ગયા, અને એ ઢીલનુ પરિણામ શું આવ્યુ ? એ ઢીલથીજ આજે એક ભીખારણ જેવી મારી હાલત થઈ ! ઇશ્વરકૃપાએ આજે દુશ્મનો મ્હારા પંજામા સપડાયા, હવે તેમને મારવામા વિલંબ કરૂ ?"

"જેવી તમારી મરજી! પણ જરા ઢીલ કરવાની સલાહ આપવામા મારી એ મતલબ છે કે, એમને મારી નાખ્યા બાદ આ સુરંગના છૂપા ભેદોથી આપણે અજાણ્ હોવા છતા અત્રેથી બહાર નીકળી શકીશુ કે નહી તેની તપાસ કરવી જોઈએ!" નાનુએ જણાવ્યુ

"એટલે? અત્રેથી બહાર જવામા આપણને અડચણ નડશે! વઈતાળ અને વીજય સુરંગમા ઉતર્યા તે વખતની તેમની વાતચીત શુ આપણે સાભળી નથી? જે રીતે દ્વાર બંધ કર્યુ તે રીતે શુ ઉઘડશે નહી?" માયાવતીએ અજાયબી બતાવી

"એ સર્વના જવાબ મ્હારાથી આપી શકાય તેમ નથી, પણ એ સબંધી પુખ્ત વિચાર કરવા માટેજ એમને મારવામા જરા વિલંબ કરવાનુ કહુ છુ!" નાનુએ જણાવ્યુ માયાવતી વિચારમા પડી થોડીવાર ચુપ રહી ખંજર મ્યાનમા નાખતા બોલી–"ભલે! થોડી વાર પછી એમને મારી નાખીશુ! એમના ઉપરની બેહોશીની અસર દૂર થતા સમય લાગશે, એટલામા આપણે દરવાજાની તપાસ કરીએ! જોઈએ તે ઉઘડે છે યા નહી!" આમ કહી તે નાનુસહ સુરંગના દ્વાર તરફ ચાલી સ્થંભ પાસે જઈ પહોચતા તે નાનુ પ્રત્યે બોલી–"આ સ્થંભમાના ચક્રને ફેરવીને વઈતાળે દ્વાર બંધ કર્યુ હતુ!"

"ત્યારે એ ઉંધુ ફેરવવાથી દ્વાર ઉઘડશે!" નાનુએ જણાવ્યુ, અને ચક્રના આટા ઉંધા ફેરવવા માડયા કેટલીકવાર ફેરવ્યા બાદ દ્વાર ઉઘડયુ કે નહી તે જોવા બંને પગથીઆ ચ્હડી ઉપર ગઈ તો દ્વાર તો બંધજ હતુ આથી માયાવતી અજાયબી સાથે ગભરાટમા પડી નીચે ઉતરી, અને દીંગમૂઢ સરખી નાનુ તરફ જોવા લાગી, એટલે તે બોલી–"કેમ? બધાને મારી નાખ્યા હોત તો આપણે પણ સુરંગમા રૂંધાઈ મુવા હોત કે?"

"ખરેખર!" માયાવતી બોલી, એટલામા કંઈ યાદ આવતા તેણે જણાવ્યુ–"અરે! જે તરફથી જોરાવર, વગેરે આવ્યા તે તરફ જઈને તપાસ કરીએ! કદાચ ત્યાનુ દ્વાર ઉઘાડુ હશે!"

"ચાલો! કદાચ મહેનત સફળ થાય પણ ખરી, પણ ત્યાથી પાછા ફરતા સુધીમા આ બધા હોશમા આવી જશે!–"

"કદાચ તેમ બને, માટે બધાના હાથપગ મજબુત બાધી દઈએ કે પછી હોશમા આવે તોપણ કંઈ કરી શકે

નહી !" આમ કહી માયાવતી જોરાવરસિંહ, વગેરેને જોવા લાગી વઈતાળ અને વીજયની કમ્મરમા કમદ હતી તેપર નાનુની નજર પડી તરતજ તેણે તે છોડી લીધી અને બંનેએ મળીને સર્વના હાથ પગ ખુબ મજબૂત બાધી દીધા, અને પછી તેઓ જોરાવરસિંહ, વગેરે આવ્યા હતા તે તરફ ગઈ ખીલાવાળા દ્વાર પાસે જઈ પહોચતા તે બંધ જોઈ માયાવતી તે ઉઘાડવાની માથાકુટ કરવા લાગી પણ તેમા તમામ મહેનત નિષ્ફળ ગયેલ જોઈ તેણે ધાસ્તિ અને ગભરાટસહ પૂછ્યુ—" હવે શું કરીશુ ? "

" શું વળી ? એમને શુદ્ધિમા આણી કોઈ રસ્તે દ્વાર ઉઘાડવાની રીત જાણવી જોઈએ ! બીજો ઉપાયજ નથી ! " નાનુએ કહ્યુ

" ત્યારે પાચમાથી એકને શુદ્ધિમા આણી સમજાવી ફોસલાવી દ્વાર ઉઘાડવાની યુક્તિ જાણી લઈ એમને કતલ કરી નાખીશું ! "

" ના ! રકત ગ્રંથ અને વઈતાળને આપેલ અજાયબ ઘરની કુચી હાથમા આવે ત્યા સુધી એમને કેદ રાખવા ! "

" હાય ! આ બધી આફતોનો છેડો કયારે અંત આવશે !" માયાવતી નિશ્વાસ નાખી બોલી, અને વિચારમા જરા ચુપ રહી ફરી બોલી " ફીકર નહી ! ગમે તે થાય ! એ બધાને હુ જીવતા રાખીશ નહીં ! પહેલા સર્વના કપડા તપાસવા જોઈએ ! કોઈની પાસે કદાચ રકત ગ્રંથ અને અજાયબ ઘરની કુચી હશે ! "

" એ સંભવિત છે ! " નાનુએ જણાવ્યુ

માયાવતી અને નાનુ જોરાવરસિંહ, વગેરે બેહોશ પડયા હતા ત્યા ગઈ, અને સૌથી પહેલા વઈતાળની થેલી તપાસવા માડી, પણ તેમાથી કંઈ ઉપયોગી ચીજ નીકળીજ નહી તેમા અનેક જાતના ઓષધો અને મેલવણીઓથી ભરેલી ઘણી સુંદર દાબડીઓ હતી, પણ તેમના ગુણ વિષે ખબર ન હોવાથી તે તેમને કશા ખપની નહોતી ! પછી તેની કમ્મર તેમજ ખીસા, વગેરેમા પણ તપાસ કરી, પણ કંઈ વળ્યુ નહી આખરે ઉદાસ થઈ માયાવતી જોરાવરસિંહના કપડા તપાસવા લાગી, વાંચનારને યાદ હશે કે અજાયબઘરની કુચી જોરાવરસિંહે વઈતાળ પાસેથી લઈ પોતાની પાસે રાખી હતી, એટલે તેના ખીસા તપાસતા તેમાથી તે કુચી માયાવતીને હાથ લાગી, જેથી બેહદ ખુશ થઈને તે નાનુ પ્રત્યે બોલી—" અજાયબઘરની કુચી મળી ! હવે ધાસ્તિ

નથી ! હવે દારોગાવાળા મહેલમા નિશ્ચિતપણે રહીને હુ મ્હારા દુશ્મનોપર બદલો લઈશ ! વિરૂદ્ધ થઈ બેઠેલા સીપાઈઓના અંત કરણમા ઉપજેલો શક દૂર કરી હવે તેમના પર મ્હારી હકુમત જમાવી દઈશ ! હરામખોર દીવાનને પણ હવે બરોબર સજા કરીશ ! બસ ! આ તીલસ્મી ખંજરની મદદથી ગમે તેવુ મુશ્કેલ કાર્ય પાર પાડીશ ! ”

“ એ તો ઠીક ! ત્યારે રક્તગ્રંથ પણ કોઈની પાસ હશે માટે એની તપાસ કરો ! ” નાનુએ જણાવ્યુ, એટલે વળી માયાવતી શોધવા લાગી નાગરાવરસિંહ પછી કમલીની, લીલાવતી અને બીજયના વસ્ત્ર તેણીએ તપાસ્યા પણ કાઈની પાસેથી રક્તગ્રંથ નીકળ્યુ નહી, તેમજ બીજી કઈ કામની વસ્તુ પણ મળી નહી આખી આખરે વઈતાળને શુદ્ધિમા આણીને તેને સમજાવી પટાવી અને ન માને તો ડરાવી ધમકાવીને દ્વાર ઉઘાડવાની યુક્તિ જાણવાનો તેમણે ઠરાવ કીધો, અને નાનુ તેને શુદ્ધિમા આણવાને લખલખો સુંઘાડવા જતી હતી, એટલામા જે તરફથી તેઓ વઈતાળ અને વીજયની પાછળ સુરંગમા આવી હતી તે તરફ દીપકનો પ્રકાશ જણાયો આથી તે અટકી ગઈ અને લખલખાની દાબડી જમીનપર મુકી દઈ પોતાની કમ્મરેથી તીલસ્મી ખંજર કહાડી હાથમાનો દીપક ઓહોલવીને તે બોલી—“ જુઓ, અંધારામા આમતેમ ખસતા નહી ! કદાચ કાળા પથ્થરપર પગ મુકાઈ જશે તો મુસીબતમા આવી પડશો ! આ આવનાર માણસ કુલીનસિંહનો કોઈ અઈયાર અને આપણો દુશ્મન હશે, માટે તમે પણ ખંજર હાથમા રાખજો ! ”

“ તે દીવટ ઓહોલવી નાખી પણ એ એના દીઠામા આવીજ હશે ! ” માયાવતી બોલી, અને આવતા માણસ તરફ બારીકીથી જોઈ બોલી—“ આ તો દારોગા—સાધુજી છે !”

“ મને પણ એજ લાગે છે !” નાનુ બોલી, એટલામા તે માણસ વધુ પાસે આવવાથી તેને ઓળખીને તે બોલી ઉઠી—“ એજ ! એમની દહાડી અને જટા સાફ દેખાય છે ! દારોગાજીજ ! કારાગૃહમાથી એ છૂટી આવ્યાથી આપણને લાભ છે ! ”

“ એ છૂટયા, એ ઠીકજ થયુ, પણ અત્યારે અહીં આવ્યા નહોત તો સારૂ હતુ ! જોરાવરસિંહના સંબધમા દુનિયા સંગે હુ

જે ઠગાઈ રમી છુ તેની અમને પણ ખબર નથી, એટલે જોરાવર સિહને અત્રે જોતા કદાચ એ ગુસ્સામા આવી જઈ મ્હારી વિરૂદ્ધ થઈ મને ફજેત કરવા તૈયાર થઈ જાય તો નવાઈ નથી ' એમના અંતઃકરણમા પોતાના રાજા તરફ પૂર્ણ સ્નેહભાવ હતો ! એ અત્રે આવ્યા એ બહુ ખોટુ થયુ ! પણ હવે તુ સાવધ રહેજે ! તીલસ્મી ખંજરના ગુણ વિષે તેમજ જોરાવરસિહના સબધમા–"

"હુ કંઈ બોલીશજ નહી !" નાનુ બોલી ઉઠી–" હવે તો દારોગાજી પાસે આવી પહોચ્યા છે, માટે આપણે પણ દીવટ સળગાવીએ !" આમ કહી તેણે દીવટ સળગાવી અને દારોગાને મળવા સામે ગઈ દારોગાએ પણ તેમને ઓળખી અને ખુશ થઈ કહ્યુ–" રાજા કુલીનસિંહના પંજાનાથી છૂટીને તમને રાજી ખુશીમા મળ્યો, એ મહાભાગ્યની વાત છે !"

"આપ ફરી આવ્યાથી મને બેહદ આનંદ થયો !" માયાવતી મુખપર ખોટુ હાસ્ય આણી બોલી–" અત્રે હુ કેવી આફતમા આવી પડી છુ ! આપ ન હોવાથી હુ બહુ મુઝાતી હતી !"

"એ વિષે કેટલુંક મે પણ જાણ્યુ છે !" દારોગાએ જણાવ્યુ– "અત્યારે મ્હેલે આવ્યો ત્યારે લીલા અને બીજી દાસીઓને જોઈ હુ અજાયબ થયો, અને પૂછતા લીલાએ મને ઘણીક હકીકત જણાવી ! કોઈ બે માણસો પાછળ તમે ટેકરાપર ગયા છો, એવી તેણે ખબર આપવાથી હુ પણ સુરંગમા આવ્યો !"

"વઈતાળ અને વિજયની પાછળ અમે અત્રે આવી !" માયાવતી બોલી–" આ સુરંગ વિષે આપે આજ સુધી મને કંઈ જણાવ્યુ નહોતુ, પણ વઈતાળે એનો દરવાજો ઉઘાડયો, એટલે અમે છૂપી રીતે તેની પાછળ દાખલ થઈ ગયા ! હવે દ્વાર બંધ હોવાથી અમે બહાર નીકળવાને ક્યારની ફાફા મારતી હતી પણ દ્વાર ઉઘડતુજ નહોતુ ! આપ આવી પહોચ્યા, એ બહુજ સારૂ થયુ, નહીં તો કોણ જાણે અમારી શી દશા થાત ! પાછા ફરી મને દ્વાર ઉઘાડવાની યુક્તિ પહેલા બતાવો, પછી આપણે વાત કરીશુ !"

"હવે તમે આટલા બધા શા માટે ગભરાઓ છો ?" દારોગો હસીને બોલ્યો–" પહેલા એ તો કહો કે અત્રે આવેલ બન્ને અઈયારો ક્યા છે ?" આ પ્રશ્નથી માયાવતી મુઝાઈ ! વર્ષો સુધી છૂપાવી રાખેલ જોરાવરસિંહનો ભેદ દારોગા આગળ ખુલ્યો

થઈ ન જાય એમ તે ઈચ્છતી હતી, પણ તે માટે કોઈ બારી નુઝતી નહોતી! તેનું હૈયું ધડકવા લાગ્યું, તેની મુખમુદ્રાપર ધાસ્તિ અને ચિંતાની ઝાખાશ છવાઈ ગઈ, પણ કંઈક હિંમત ધરીને પાછળની તરફ હાથ કરી બતાવતા તે બોલી—" બને માગી ચાલાકીથી બેહોશ થઈ ત્યા પડયા છે! વળી કમલીની, લીલાવતી અને એક બીજો અઈયાર પણ અત્રે મ્હારા પંજામા સપડાયા છે!"

" કમલીની અને લીલાવતી?" દારોગાએ અજાયબી બનાવી

" હાજી! લીલાવતી પણ કમલીનીને મળી ગઈ, એ શું આપના જાણવામા આવ્યું નહોતું?" માયાવતીએ જણાવ્યું

" હું ક્યાથી જાણી શકું?" દારોગાએ જણાવ્યું—" અરે! હું કેદ હતો તે ભોયરામા હવા પણ આવી શકે તેમ નહોતું! ચાલો, એ અઇયારોને તો જરા જોઉં!" આમ કહી તે જોરાવરસિંહ વગેરે પડયા હતા તે તરફ ચાલ્યો, એટલે માયાવતી અને નાનુ લાચારીથી તેની પાછળ ગઈ માયાવતી દારોગાથી ડરતી હતી અને તેથી તેને માન પણ આપતી હતી, તોપણ અત્યારે તેની વર્તણુંકમા ફરક પડી ગયો ધડકતે હૈયે તે બાવાજીની પાછળ ચાલી, પણ તેનો જમણો હાથ કમ્મરે ખોસેલ તીલસ્મી ખંજરની મૂઠપર હતો આ ઉપરથી લાગતું હતું કે વખત આવતા ખંજરનો બાવાજીપર ઉપયોગ કરવામા તે ભૂલે તેમ નહોતું કેમકે, તેની ખાત્રી હતી કે, રાજા જોરાવરસિંહને જોતાજ બાવાજી વીફરી જશે અને આજ સુધી તેનાથી છૂપો રહેલ ભેદ જાણતા પોતાને તે ધીક્કાર્યા વગર રહેશે નહીં આ તરફ બાવાજી પણ જાણે ગભરાતો હોય તેમ આડી નજરે આસપાસ જોતો ચાલતો હતો બેહોશ પડેલા માણસો પાસે જઈ પહોચતા બાવાજી દીવો આગળ ધરીને સર્વને એક પછી એક બારીકીથી જોવા લાગ્યો, અને તેમ કરતા જોરાવરસિંહપર તેની નજર પડતા તે ચમકીને માયાવતી તરફ જોઈ બોલ્યો—" હે! આ કોણ છે?"

" અરે! મે જણાવ્યું નહોતું કે એક બીજો અઈયાર પણ સપડાયો છે તેજ આ છે!" માયાવતી ગભરાટ સહ બોલી ઉઠી

" અરે! આ તો વર્ષો થયા પરલોક સીધારેલ મહારાજ જોરાવરસિંહ! નહીં! મુવેલા માણસ પાછા આવતા નથી!" દારોગો બેહોશ જોરાવરસિંહને બારીકીથી જોતા બોલ્યો—"હું ખથી

એમનો ચહેરો ફેરવાઈ ગયા છે, તોપણ પોતાની ભલાઈથી પ્રજાવર્ગના અંતઃકરણ જીતી લેનાર બુદ્ધિશાળી, માયાળુ મહારાણાને હું બરાબર ઓળખી શકું છું ! બસ ! એજ ! અરે ! એમના સંબંધમા તમે અમને ઠગ્યા ! તમારી બદચાલ વિષે હું જાણતો છતા કેટલાક કારણોથી આંખ આડા કાન કરતો હતો, પણ એ બદચાલ આટલી હદ સુધી ગઈ છે, એવું જાણતો નહોતો !" આમ કહી જોરાવરસિંહની નાડી તપાસી તે રાજી થઈ બોલી ઉઠયો-" ઈશ્વરની કૃપા છે ! મહારાજ જીવતા છે !"

"બાવાજી ! આપ ઉતાવળા બની નાહકમા મને બાળતીને વધુ બાળો નહીં !" માયાવતી કચવાઇને બોલી—"હું કહુ છુ તે માનો અને ખાત્રી રાખો કે, એ કુલીનસિંહનો અઈયાર સ્વર્ગવાસી પ્રતાપી મહારાજનુ સ્વરૂપ ધારણ કરી કેટલાક દિવસથી રૈયતને ઉશ્કેરે છે ! મને એની ખબર પડી, એટલે એ વિષે પ્રજાને જાણ કરવાને મે ઢંઢેરો ફેરવી એનુ મસ્તક કાપી આણનારને મ્હોટુ ઈનામ આપવાનુ જાહેર કર્યું હતુ ! આજે એ હરામખોર અનાયાસે મારા હાથમા સપડાઈ ગયો !"

"કદાચ એમ હશે !" બાવાજી કાંઇ વિચાર કરીને બોલ્યો, "પણ તમે તો વઈતાળ અને વીજયની પાછળ સુરંગમા આવ્યા હતા ! ત્યારે આ લોકો અહીં શું પહેલાથીજ આવેલ હતા ?"

"હા ! સુરંગમા આવી વઈતાળ અને વીજયને બેહોશીની ગોળી ફોડી મે બેહોશ કીધા, ત્યારે એ લોકો સામી તરફથી આવતા હતા ! અત્રે ભરાયલા ધૂમાડાની અસરથી એ બધા પણ બેહોશ થઈ પડયા !" માયાવતીએ જણાવ્યુ

"બેહોશીની ગોળી કેવી વળી ? એ વળી તમે કંઈ નવી યુક્તિ શોધી કહાડી છે શું ?" બાવાજીએ અજાયબી બતાવી

"અરે ! હુ ખી થઈને હું મહેલમાથી ભાગી ત્યારે આ તમંચો અને તેની ગોળીઓ સાથે લઈ લીધી તો અત્યારે ઉપયોગી થઈ ! એ આપનાથી અજાણી નહીં હોય ?" માયાવતીએ જણાવ્યુ

"હવે બરોબર !" આમ કહી દારોગો જોરાવરસિંહ તરફ જોઈ બોલ્યો -" આ વેષધારી કુલીનસિંહનો કયો અઈયાર છે, તેની હું હમણા તપાસ કરૂ છુ !" આમ કહી તેણે પોતાની થેલીમાથી એક શીશી કહાડી અને તેમાનો અર્ક પોતાની આંગ-

બીએ લગાડીને જોરાવરસિંહના ગાલપર તલનો કાળો ડાઘ હતો ત્યાં લગાડયા, અને જરાવાર રહીને તે કપડાથી લુછી નાખીને બારીકીથી જોયા બાદ તે બોલ્યો –" નહીં ' આ કંઈ કુલીનસિંહનો અઈયાર નથી ! એણે પોતાનું સ્વરૂપ બદલીને તલનો કાળો ડાઘ કીધો હોત તો અર્ક લગાડયાથી તે નીકળી ગયા હોત ' નક્કી મહારાજ જોરાવરસિંહજીજ છે !"

" અરે ! બાવાજી ! કુલીનસિંહના અઈયારોને હજી આપ જાણતા નથી ! તેઓ બહુજ પાકા રંગથી સ્વરૂપ બદલે છે ! " માયાવતી બોલી–" હમણાંજ ચતુરસિંહે આપણા ગોવીંદરાયના ચહેરાપર એવો રંગ લગાડયો હતો કે અનેક ઉપાય કરતાં પણ તે ધોવાયો નહી, જેની હકીકત સાંભળી આપ અજાયબ થશો ! "

" તે હશે પણ મારૂં અર્ક ગુણ દેખાડેજ ! " બાવાજીએ જણાવ્યું–" કદાચ એમના સંબંધમાં તમે અમને કહ્યા નહી હોય તો એ પોતેજ થાપ આપી જતા રહ્યા હશે–"

" એ તો બનવા જોગજ નથી ! " માયાવતી બોલી ઉઠી

"ત્યારે હું એને શુદ્ધિમાં આણું છું ! જોઈએ વાતચીત પરથી કંઈ ભેદ જણાય છે ! " બાવાજીએ જણાવ્યું

" ના ! એમ કરશો નહી ! પહેલાં સર્વને બહોશ હાલતમાંજ લઈ જઈ આપના મહેલમાં કેદ કરો ! " માયાવતી બોલી

" એમ તો નહી ' " બાવાજીએ જણાવ્યું, એટલે માયાવતી ભાર દઇને બોલી–" બસ ! હું કહું છું તેમજ કરો ! "

" કદી નહી ! " દારોગો ભાર દઈ બોલ્યો–" આ વિષે મને શંકા છે, માટે એમને તેમજ કમલીની અને લીલાવતીને શુદ્ધિમાં આણી હું ખાત્રી કરીશ ! ' આથી માયાવતીને બેહદ ગુસ્સો ઉપજ્યો તેની આંખો લાલ થઈ ગઇ, અને ક્રોધાવેશમાં કમ્મરેથી તીલસ્મી ખંજર કહાડી તે બોલી–" મારી આજ્ઞાનો તમે અનાદર કરશો ? મારા કરતાં તમ મ્હોટા થઈ ગયા શું ? હું તલેસમની રાણી છું તે ભૂલી ગયા ? હું વારૂ તે કરી શકું છું ! તમારાથી મારો વાળ પણ વાંકો થાય તેમ નથી ! ત્યો, હું ખુલ્લું જણાવું છું કે, આ તમારો રાજા જ છે ! રતન સંગે સુખ ભોગવવા અને તલેસમના ભેદ જાણવા મેં એને કારાગૃહમાં રાખ્યો હતો, જ્યાંથી હરામખોર કમલીની એને છોડવી ગઈ ! બસ ' હવે

તમારી નજર આગળજ સર્વના મસ્તક છેદીન હુ મારો કાં શાત કરીશ, તેમા આડા આવશો તો આ ખજરથી પહેલ તમારા પ્રાણ લઈશ ' "

" અરે ! બસ ' ઉશ્કેરાઈ ન જાઓ ! " દારોગો હસી બોલ્યો–" હુ શુદ્ધ છુ છતા તમો બનેથી ડરી જાઉં તેમ નથી તમ તલેસમના રાણી છો તો હુ તલેસમનો દારોગો છુ ! મારા પાસે પણ એવી કઈક અજબ વસ્તુ છે ! મારી સાથે બનાડબાજ તમે સાર નહીં કહાડો કેમકે, હવે તમે કબૂલ કીધુ છે કે–"

" હા ! કબૂલ કીધુ છ, અને ફરીથી કહુ છુ કે તમારા વગ મારૂ કામ અટક તેમ નથી ! " માયાવતી વચમા બોલી ઉઠી " તમને દારોગાપણુ અભીમાન છે તે હુ બરોબર ઉતારીશ ! આમ કહી તેણે ખજરમાથી હાથો દબાવી વીજળી સરખો ચમ કાટ કહાડયા પછી તે ચમકાટ બધ કરી જોયુ તો બાવાજીપ તેની કઇ અસર થઇ નહોતી આથી અજાયબ થઈ તેને બેહોશ કરવાની ધારણાથી તેણે ખજર તેના શરીરને લગાડયુ, પણ તેથ તે બેહોશ ન થવાથી તેની અજાયબી અને ગભરાટનો પાર રહે નહીં ત દીગમૂઢ બની બાવાજીના મુખ સામુ જોઈ રહી, એટલ તે હસીને બોલ્યો–" કેમ ? મારૂ અભીમાન યોગ્ય છે કે ? આ ખજરની શક્તિમા ફેરફાર થઈ ગયો છે, એમ સમજશુ નહી મને એની નવાઈ નથી ! આ મારા પ્રતાપી શીરછત્ર જોરાવર સિંહજીની કૃપાથી એવા ખજર, કટાર, તલવાર અને ભાલા મે જોયા અને વાપર્યા છે ! તલેસમના ભેદોમા પ્રવિણ થઈ હુ સિ બન્યો ત્યારથી એ નજીવી ચીજો મારે મનથી ઉતરી ગઈ ! આ ખજરની મારા પર કેટલીક અસર થઈ તે તો જોયુ ! હજી મારી શક્તિ તમે જાણી નથી ! અરે ! વગર હથિયારે હોવા છતા શુ કરી શકુ છુ તે તમે જાણતા નથી, અને તે તમને દેખાડ વાની પણ ઈચ્છા નથી ! અફસોસ ! તમે મને મારવા તૈયાર થયા ! ચિંતા નહી ! આજ સુધી મે તમારૂ માન રાખ્યુ તમે સારૂ નરસુ કર્યું તે તરફ મે ધ્યાનજ ન આપ્યુ, પણ હવે શું જોઉં છુ કે તમેજ–" તેનુ બોલવુ પુરૂ થાય ત પહેલા માયાવતી નરમ પડી જઈ બોલી ઉઠી–" બસ ! આપનુ કહેવુ સમજી ગઈ ! આપના પ્રાણ લેવાની મારી ઈચ્છા નહોત

અને નથીજ કેમકે, આપની કુમક ઉપર આપની મદદથીજ મ્હોટા બહાદુરોને હુ તુચ્છ ગણુ છુ ! આપ થોડા દીન દૂર થયા એટલામા મારી કેવી દૂર્દશા થઈ તે આપ કયા નથી જાણતા ? આપ તો મારા પિતા સમાન છો ! મારી થયેલી ભૂલ માટે અવશ્ય ક્ષમા કરશો ! રાજા જોરાવરસિંહને મારી નાખવામા આપની પરવાનગી મેળવુ, એ મતલબથીજ મે આ ભૂલ કરી !" આમ માયાવતી ગળગળી થઈ બાવાજીને કાલાવાલા કરવા લાગી કેમકે, તીલસ્મી ખજરની તેનાપર બીલકુલ અસરજ ન થવાથી તેનામા અવશ્ય અદ્‌ભૂત શક્તિ છે, અને તેવા એક સિદ્ધ પુરૂષને પોતાનો દુશ્મન બનાવવાનુ તેને યોગ્ય લાગ્યુ નહી આથી તે નમી જઈને સ્ત્રી ચરિત્ર ચલાવી બાવાજીને સમજાવવા લાગી તેનૂ બોલવુ પૂર્ણ થતા દારોગા થોડો સમય વિચારમા ચુપ રહ્યા બાદ મુખ મલકાવીને બોલ્યો-" ભલે ! તારી અ ભૂલ માટે તને ક્ષમા કરૂ છુ પુત્રી ! પણ કેટલાક વર્ષ પછી આ સ્થિતિમા મળેલ મારા રાજાજીને કાઈ પ્રકારનુ દુ ખ થાય, એવુ હુ ઈચ્છતો નથી !"

"તો પછી આપે ક્ષમાજ શાની કરી ?" માયાવતી દીન અવાજે બોલી-" હુ એમની સંગ દગો રમી અ વાત આપનાથી છાની રાખી, એ માટે આપને ગુસ્સો ઉપજ્યો ! પણ આપ અસલી વાતો-ખાસ કરીને મારા લગ્ન થયા અને પુતળાઓની ચાલાકી રમાઈ તે અધારી રાત્રીની વાત તો જરા યાદ કરો ! એ બધા કામ આપનાજ હતા ! મને આ સ્થિતિએ આણનાર તો આપજ છો ! અત્યારે મારી દુર્દશા થશે તો શુ આપ બચી જશો ? કદાચ જોરાવરસિંહને આપ બચાવો, પણ 'લક્ષ્મીદેવી' બચીને નહાસી ગઈ, એથી આપની ખરાબી નહી થાય ? એ વાત એમની જાણમા આવતા તે શુ આપને ક્ષમા કરશે ? ખરૂ કહુ તો આજ સુધીમા મે જે કઈ કર્યુ, તે તમામ આપની ભૂલનુ પરિણામ છે, એમ માનવામા આવશે ! 'લક્ષ્મીદેવી' વાળો ભેદ એની જાણમા ન આવે તે માટેજ મે એને કેદ કીધા હતો ! દારોગાના કાવત્રાથી લક્ષ્મીદેવીને બદલે-" આટલુ બોલી પોતાના શબ્દોની દારોગાપર શી અસર થાય છે તે જાણવા તેણે ચુપ રહી તેની સામે જોયુ દારોગા પણ તેનુ બોલવુ સાભળી ઉડા વિચારમા મુઝાઈ ગયા હતો થોડીવારે મસ્તક ઉંચુ કરી તે બોલ્યો-"બસ !

વધુ બોલવાની જરૂર નથી ! જોરાવરસિંહ માટે હુ તારાપર દબા નહી કરૂ પણ એટલુ કહુ છુ કે એને મારવાનો વિચાર થો દિવસ માડી વાળી હાલ એને કેદ રાખવો—અરે—એની સંગે ક લીની, લીલાવતી, વઇતાળ અને વીજયને પણ કેદ રાખવા ! કારણથી તને રાજ્ય છોડવુ પડયુ છે ત બધી પચાતો દુર ક હુ તને તારી અસલ સ્થિતિએ પહોચાડુ, એટલે તારી ઈચ્છા આવે તેમ કરજે ! બસ ! હવે આમા કઈ વાધો ન કહાડતા કહ્યુ એટલુ કરો નહિતો તુ સુખી થઈશ નહી !"

"ઠીક પણ એમને કયા કેદ કરીશું ?" માયાવતીએ પૂછ.

"મારા મહેલમા !" બાવાજીએ જવાબ આપ્યો

"અને મારે કયા રહેવુ ?" માયાવતીએ પૂછ્યુ, જેના જવ બમા બાવાજી હસીને બોલ્યા—"તારે ઘણા દિવસ તારા રાજ્યથ દુર રહેવુ પડશે, એમ માને છે ? અરે ! બે દીનમાજ તારી વિરૂ ધનારા નીમકહરામ સેવકોના મુખ કાળા કરી તને આગલ જાહોજલાલી ભોગવતી કરીશ ! જો ! ઠીક યાદ આવ્યુ ! અજાયબ ઘરની કુચી જોઈશે ! તે મહેલમા મૂકી આવી હોઈશ ?"

"મારી પાસેજ છે ! મહેલ છોડતા એ એકજ વસ્તુ સા ચવી શકી !" માયાવતીએ પાટીયા બાઠવી જણાવ્યુ

"વાહવાહ ! બહુ સારૂ કયુ ! કુંચી મને આપ !" દારોગા જણાવ્યુ માયાવાતીએ કુચી આપતા તે ખીસામા મુકતા દારો ગાએ પુછ્યુ "વારૂ આ ખજર તને ક્યાથી મળ્યુ ?"

"આવુ અકેક ખજર કમલીનીએ વઇતાળ અને જોરાવર આપ્યુ હતુ, એટલે એ સર્વ અત્રે બેહોશ થયા પછી અમ મળ્યા ! એક મે લીધુ અને બીજુ નાનુને આપ્યુ ! સાભળ પ્રમાણે આવા ખજર કમલીનીએ પોતાના સાથીઓને આપ્ય છે, પણ તે કાઈ જોવામા આવ્યા નથી !" માયાવતીએ જણાવ્

"હશે ! હવે અત્રેથી બહાર ચાલો, પછી આપણે નિરા વાત કરીશુ !" દારોગાએ જણાવ્યુ, અને માયાવતી તેમજ ના સહ તે ત્યાથી રવાના થયો સ્થભ પાસે પહોચતા દારોગો હ દ્વાર કેવી રીતે ઉઘાડે છે તે માયાવતી આતુરતાસહ જોવા લાગ તેમાનુ ચક્કર ફેરવીને તેણે દરવાજો ઉઘાડયો ત્યારે તેને બેહ અજાયબી ઉપજી કેમકે, તે ચક્કર તેણે પણ ફેરવ્યુ હતુ છતા દ્વા

ઉઘડયુ નહોતુ આનુ કારણ જાણવા તેણે દારોગાને પૂછતા તેણે હસીને જણાવ્યુ –" એ બધુ' તને નિરાતે સમજાવીશ !" વાચનાર ! દારોગાએ દ્વાર ઉઘાડવાની યુક્તિ માયાવતીને તો બતાવી નહિ, પણ તે માટેની તમારી ઇચ્છાના તૃપ્ત કરીશુ લાખ ડના સ્થભમા જે ચક્કર હતુ, તે એકજ તરફ ફેરવતા દ્વાર બધ થઈ જતુ હતુ, પણ તે ઉઘાડવા માટે તે ચક્કરના જમણી તરફ એક વીસ આટા ફેરવીને પછી ડાબી તરફ બાર આટા ફેરવ્યા બાદ જમણી તરફ ફરીથી નવ આટા ફેરવવાથી દ્વાર ઉઘડતુ દ્વાર ઉઘાડી દારોગો માયાવતી અને નાનુ સહ સુર ગની બહાર આવ્યો તે વખતે પ્રાત કાળનો સમય થવા આવ્યા હતો ટેકરીપર ઉભા રહી નજર કરતા ચારે તરફ મદાનમા સૂનકાર જોઈ તેજ સમયે બેહોશ જોરાવરસિંહ, વઈતાળ, વીજય, કમલીની અને લીલાવતીને સુરંગ માથી દારોગાના મહેલમા ઉપાડી જવાનો તેમણે ઠરાવ કીધો એટલે નાનુ જઈને લીલા અને દાસીઓને તેડી આવી, અને સઘળાઓ સાથે મળીને પાચે કેદીઓને સુરગની બહાર આણી દારોગાના મહેલમા ઉપાડી આવ્યા હવે કેદીઓને ક્યા રાખવા તે માટે તેઓ ત્રણ મસલત કરવા લાગ્યા અન્તયબ વરની જે ઓરડીમા વઈતાળે જોરાવરસિંહની બનાવટી લાશ માયાવતી અને રતનને બતાવી હતી ત્યા કેદીઓને રાખવાની દારોગાએ સલાહ આપી, પણ માયાવતીએ તેમને મેગજીનની બાજુના ભોયરામા રાખવાનુ જણાવ્યાથી તેના હોઠ ફફડવા લાગ્યા અને કપાળમા કરચલીઓ પડી ગઈ, જેથી તેને ગુસ્સો ઉપજ્યા હોય એમ જણાતુ હતુ, પણ મુખપર થયવા ફેરફારથી માયાવતી પોતાની મનોવૃત્તિ સમજી ન જાય તે માટે તેણે જરા મુખ ફેરવી લીધુ બાવાજીને ચૂપ જોઈ માયાવતી બોલી –" બસ ! મેગજીનની બાજુના ભોયરામાજ કેદીઓને રાખવાનુ ઠીક છે ! "

" ઠીક છે ! " દારોગાએ હસીને જણાવ્યુ

આ પુસ્તકના પ્રથમ પ્રકરણમા આપણે જાણી ગયા તેમ દારોગાના મહેલના ચારે ખુણામા ચાર ઓરડાઓ હતા, અને ચારે તરફ કઠેરાવાળો ખુલ્લો ઓટલા હતો મહેલમા પ્રવેશ કરવાના દ્વારની ડાહાબી તરફના ઓરડાની નીચે બે ભોયરા હતા, જેમાથી એકમા દારૂગોળો અને કેટલીક નહાની તોપ રાખેલા

હતા, અને તે મેગજીનને નામે ઓળખાતો હતો બાજુના બી
ભોયરામા દારોગાનો ખજાનો રહેતો હતો, અને તેમાજ કેદ
ઓને રાખવાનુ માયાવતીએ જણાવ્યુ હતુ મહેલમા કેદીઓ
આણ્યા બાદ બાવાજી ડાહ્યાબી બાજુના ઓરડામા ગયો ચ
ઓરડાની બે તરફની ભીંતમા બને ભોયરાઓના લોખંડના
દ્વાર હતા, જેમાથી જમણી તરફનુ દ્વાર કંઈ છૂપી ચાવીથી ઉઘ
ડીને તે નાનુ, લીલા તેમજ દાસીઓની મદદથી પાચે કેદીઓ
તેમની અઈયારીની થેલીઓ સહીત ભોયરામા મૂકી ત્યાં
ત્રાબાનો એક ઘડો લઈને બહાર આવી તેનુ દ્વાર બંધ ક
માયાવતી પ્રત્યે બોલ્યો—"હવે કેદીઓના ખાવા પીવાની ગોઠવ
કરવી જોઈએ ! બે દીન ચાલે એટલા જ ગળી ફળ અને ઘડાર
પાણી ભરીને ત્યા મૂકુ ! પછી જોઈ લઈશુ !" આમ કહી તે
દાસીઓને ફળ તોડી લાવવાની આજ્ઞા કરી દાસીઓ ચારે તરફ જઇ
ઘણાક ફળ તોડી આવી, જેની ગાસડી બાધીને તેમજ ઘડાર
પાણી લઇને દારોગો એકલોજ ભોયરામા પાછો ઉતર્યો, અ
પોતાની પાછળ અંદરથી તેનુ દ્વાર પણ બંધ કરતો ગયો લ
ભગ અરધી ઘડી કરતા વધુ સમય વીત્યા બાદ તે બહાર આવ્યો
એટલે માયાવતીએ અજયબ થઈને આટલી બધી વાર લાગવા
કારણ પૂછ્યુ, જેના જવાબમા તેણે જણાવ્યુ—" કેદીઓની થેલીઓ
તપાસવામા વખત થયો, પણ તેમાથી મારા કામની એકે વસ્
મળી નહી !" આ પછી સ્નાન સંધ્યા, વગેરે નિત્ય કર્મથી પ
વારી તેમણે ભોજન લીધુ અને પછી તેઓ વાતચીત કરતા બેઠ
જોરાવરસિહ, વગેરે કેદ પકડાવાથી માયાવતી ખુશ જણાતી હતી
પણ પોતાની રાજ્યગાદી અને જાહોજલાલી પાછી મેળવ
સિવાય તેને નિરાત વળે તેમ નહોતુ એ માટે કંઈ રસ્તો શો
કહાડવા તે દારોગા સંગે વાત કરતી હતી ફક્ત નાનુ તેમ
વાતચીત સાભળતી પાસે બેઠી હતી બાકીની દાસીઓ મહેલ
બીજા ભાગમા હતી

"બાવાજી ! આપ કેદ પકડાયા તે દીનથી મારા દુર્ભાગ્ય
શરૂઆત થઈ ! બસ ! ત્યારથી એક દીન હુ સુખે સૂતી નથી
મારા પર આવી પડેલ સંકટની હકીકત આપને જણાવી તે પર
આપ મારી હાલતનો ખ્યાલ કરશો !" માયાવતીએ જણાવ્યુ

"અરે ! જોરાવરસિંહ કમલીની અને લીલાવતી તરફની ચિંતા દૂર થઈ તોપણ રાજ્યમાં કે તીલસ્મી બાગમાં રહેવાની હું હિંમત કરી શકતી નથી ! બાગમાં કાંઈ બે બુરખાવાળા માણસોએ આવી રતનનો ભેદ ખુલ્લો કર્યાથી સીપાઈઓ વિરૂદ્ધ થઈ બેઠા છે ! વળી સાંભળવા મુજબ દીવાન મને કેદ પકડવાની તજવીજમાં છે !"

"દીવાનની આવી વૃત્તિ થવાથી લાગે છે કે, જોરાવરસિંહજીની હકીકત ખબર પડયાથી તેમને જમાનીયાની ગાદી પર બેસાડવાની તેની ઈચ્છા છે, અથવા તને પકડી રાજા કુલીનસિંહના કબજામાં સોંપી દઈ એની કૃપાથી પોતે જમાનીયાના રાજા થવાની તેને આશા છે ! રાજા કુલીનસિંહની વીશ હજાર સીપાઈઓની ફોજ નાહરસિંહની સરદારી તળે આવી પહોંચી છે ! આમ ચઢાઈ લાવ્યા છતાં નાહરસિંહ પડાવ નાખી રહ્યો છે તેનું કંઈ કારણ હશે !" બાવાજીએ જણાવ્યું

"કારણ એ હશે કે મને પકડી હવાલે કરવાની કબુલાત આપી દીવાને નાહરસિંહ સંગે સંધી કરી હશે !" માયાવતીએ જણાવ્યું

"એ બનવા જોગ છે, પણ ચીંતા નહી ! હું દીવાન પાસે જઈ તપાસ કરીશ કે તેની શી ધારણા છે !" બાવાજીએ કહ્યું— "હરામખોરી કરતો જોઈશ તો એની બરોબર ખબર લઈશ ! વારૂ તલેસમને લગતો ભેદ તો દીવાનને કોઈએ જણાવ્યો નથી ?"

"કંઈ કહી શકાય નહી ! તીલસ્મી બાગમાં આવેલ બંને નકાબપોશોએ કદાચ દીવાનને મળી તલેસમની હકીકત જણાવી પણ હોય !" માયાવતીએ જવાબ આપ્યો—"એ ભેદી માણસો તલસમના ભેદ મારા કરતા વધુ જાણતા હતા કેમકે, તેમને પકડવા મેં જે જાળ બીછાવી તે તેમણે તોડી નાખી હતી !"

"ફીકર નહી ! આવતી કાલેજ હું દીવાનને મળવા જઈશ !" બાવાજીએ જણાવ્યું, એટલે માયાવતી બોલી ઉઠી—"આજેજ જાઓ તો ઠીક ! મારી શોધમાં નીકળેલા સોપચાસ માણસો કદાચ અત્રે આવી પહોંચશે તો નવી મુશ્કેલીમાં આવી પડીશું, માટે આજેજ કંઈ બંદોબસ્ત કરો ! મારી પાસે ખંજર અને ગોળીઆ હોવાથી સેંકડો માણસોના હું પ્રાણ લઈ શકીશ પણ

તેઓમાથી કોઈ પાસે કમલીનીનું આપેલ આવુ ખંજર હશે તો મારો ઉપાય નથી!"

"પણ આ મહેલમા આવીને તને કોઈ હેરાન કરી શકે તેમ નથી!" બાવાજીએ તેને હિંમત આપી.

"અહીં ક્યા સુધી ભરાઈ રહેવુ? હમણાજ આપ દીવાન પાસે જાઓ! આપને જોતાજ એ ડરી જશે!" માયાવતીએ આગ્રહસહ જણાવ્યુ આમ તેણે બહુજ આગ્રહ કીધાથી બાવાજી જમાનીયા રવાના થયો જંગલમા તે દેખાતો બંધ થયો ત્યા સુધી માયાવતી તેની પાછળ જોઇ રહી પછી હર્ષમા તાળી ઠોકતી તે નાનુ પ્રત્યે બોલી–"અત્યારે બાવાજીને મોકલવામા મારી મતલબ સમજી?"

"મતલબ શી વળી? રાજ્ય મેળવવાની ઈચ્છા!" નાનુએ જણાવ્યુ

"ત્યારે ન સમજી!" માયાવતીએ જણાવ્યુ–"એ બધો બહારનો દેખાવ! બાકી ધાસ્તિ એક જોરાવરસિંહની હતી તે મારા પંજામાજ છે! બાવાજીએ તેને મારી નાખવા દીધો નહી તેથી આ ચરિત્ર ચલાવી બાવાજીને અહીંથી ખસતા કીધા–"

"તો શુ હવે તમે કેદીઓને મારી નાખશો?"

'હવે ધર્મના કામમા ઢીલ કેવી?"

"પણ ભોયરાની ચાવી તો બાવાજી તમને આપી ગયા નથી!"

"હા! એમા બાવાજી ચતુરાઈ ચલાવી ગયા! હુ ન જઈ શકુ એવે સ્થળે બાવાજી કેદીઓને રાખશે, એમ મને પહેલાથી લાગ્યુ હતુ, અને તેથીજ મેગજીનની બાજુના ભોયરામા રાખવાનુ મે પણ જણાવ્યુ! પોતાની હોશીયારીના અભીમાનમા બાવાજી મારી મતલબ સમજી શક્યા નહી, અને થાપ ખાઈ ગયા! કેદીઓવાળા ભોયરામા નહી પણ મેગજીનના ભોયરામા તો જઈ શકુ છુ–"

"હઅઅ! હવે સમજી! મેગજીનને આગ લગાડી આ–"

"બસ! આખા મહેલને ઉડાડી મુકીશ, જેથી કેદીઓના હાડકાનો પણ પત્તો નહી લાગશે! ચાલ, હવે શાહ કોની જોવી! આપણે થોડેક દૂર નીકળી જઈએ તે પછી મેગજીનના દારૂખાનામા આગ લાગે એવી કોઈ વસ્તુ મુકી આપણે રસ્તે પડીએ!" આમ કહી માયાવતી ઉઠી, અને નાનુસહ કામે વળગી

———o———

# પ્રકરણ ૨૬ મું.

## આંધળો બેહેરૂ કુટાયુ !

જમાનીયા ગયેલ દારોગો બીજે દીને બપોરે પોતાના મહેલ પાસે આવ્યો, ત્યારે મહેલને બદલે ત્યા પથ્થર, ઇંટ અને માટીનો ઢગલો જોઈ તે મનમા બોલ્યો–"કેદીઓને મેગઝનની બાજુના ભોયરામા રાખવાનુ માયાવતીએ કહ્યુ ત્યારેજ હુ સમજી ગયો હતો, પણ ચિ તા નહીં ! એમાના અજયબવરનો કોઈ પ્રકારે નાશ થાય તેમ નથી !" દારોગાનો મહેલ ઉડી જવાનુ કારણ વાચનાર સમજી ગયા હશેજ ! માયાવતીને મળી તેની સ ગે બે વાતો કરવાની બાવાજીની ઈચ્છા થઈ, પણ તે ક્યા ગઈ હશે તેના વિચા રમા તે આમ તેમ ફરવા લાગ્યો, એટલામા માયાવતીની એક દાસી તેને મળી, જેને માયાવતી વિષે પૂછતા તેણ જણાવ્યુ–"કાલે આપ જમાનીયા ગયા તે પછી માયાવતી બા અમો સર્વ દાસીઓ સહ આ જ ગલમા હાસ્યવીનોદ કરતા ફરતા કેટલેક દૂર નીકળી ગયા ! મહારાણીજીની એવી ઈચ્છા થઈ એ ઈશ્વરનો પાડજ માનો નહી તો અમો સર્વના ટુકડે ટુકડા થઈ ગયા હોત કેમકે, થોડીકજ વાર પછી ભયાનક ધડાકો સ ભળાયો, અને અમ મહેલ તરફ પાછા વળ્યા તો અત્રે ધુળ અને ધુમાડાથી એટલુ બધુ અ ધારૂ થઈ રહ્યું હતુ કે ક ઈ દેખાતુજ નહોતુ ! અમ તો બ્હીકના માર્યા દૂરજ ઉભા રહ્યા ! કેટલીક વાર પછી સર્વ શાત પડતા મહેલની આ દશા જોઈ માયાવતીબા નાનુ સ ગે કાશીજી ગયા !–"

"અને હુ આવુ ત્યારે મને આ ખબર આપવા તને અત્રે રાખી ગયા કેમ ?" દારોગા ગુસ્સાસહ બોલ્યો–" ઠીક ! તુ પણ ત્યાજ જા અને હરામખોર માયાવતીને કહેજે કે, તે ઠીકજ કર્યું, પણ એટલુ અવશ્ય યાદ રાખજે કે, પાપી કદી સુખી થતુજ નથી ! સબૂર ! હુ પત્ર લખી આપુ તુ તેજ લઈ જઈ માયાવતીને પહોચાડ !" આમ કહી તેણ પોતાની થેલીમાથી કાગળ વગેરે કહાડી પત્ર લખી દાસીને આ યા અને પછી પોતે ત્યાથી પશ્ચિમ દિશા તરફ રવાના થયો દાસી કાશી જઈને પત્ર માયાવતીને આપે તે પહેલા આપણે ત્યા પહોચી જઈએ

રાત એક પ્રહર કરતા વધુ વીતી ગઈ હતી કાશીમા માલતીના મહેલમાના એક શણગારેલા ઓરડામા માયાવતી સુખાસનપર આડે પડખે પડી સામે ખુરશીપર બેઠેલ નાનુ સગે વાતો કરતી હતી તેઓ બને સિવાય ઓરડામા કોઈ હતુ નહીં હાડી ઝુમ્મરો ઓરડામા તો ઘણા હતા, પણ એકજ હાડીમા દીવો બળતો હતો અત્યારે માયાવતી આનંદમા હતી કંઈ પૂછેલા પ્રશ્નનો ઉત્તર સાભળવાની આતુરતાના મલકાતે મુખે તે નાનુ તરફ જોઈ રહી હતી, એટલામા નાનુ બોલી –" આપને માથેથી માથી મ્હોટી પિડા તો દૂર થઈ, પણ તેથી હજી આપ નિરાતે બેસી શકો તેમ નથી ! "

" જમાનીયાની ગાદી મેળવતા હજી આપણને ઓછી મહેનત નહીં પડે ! " માયાવતી બોલી–" તોપણ આ ટળેલી પિડા એથી વધુ દુ ખપ્રદ હતી ! હરામખોર કમલીનીએ કંઈ ઓછા ગાબી નહોતી ! કુલીનસિંહની એ મદદગાર ન હોત તો બને મ્માશોને મે ક્યારના દુનિયામાથી દૂર કર્યા હોત ! વઈનાળનો નાટો દૂર થયો, એ પણ ઠીકજ થયુ કેમકે, આ મહેલને લગતા તમામ છૂપા ભેદ એ જાણતો હતો ! સર્વ ઠીકજ થયુ પણ નીચ ગીવાન વિરૂદ્ધ થઈ મને પકડવાની તજવીજમા છે, એ તે એને શુ સુઝયુ હશે ? "

' પેલા બને બુરખાવાળાના એ કારસ્તાન !"

" ખરેખર ! તેઓમાથી એક તો નક્કી જોરાવરસિંહજ હતો ! બીજો કોઈ ફક્ત મુખ દેખાડી માણસોને વશ કરી શકેજ નહીં ! "

" હવે જોરાવરસિંહનુ નામ ક્યા રહ્યુ છે કે ધાસ્તિ છે ? સીપાઈઓ અને દીવાનની આપણે હવે ખાત્રી કરી આપીશું કે કુલીનસિંહના અઈયારેજ રાજાજીનુ રૂપ ધરી તેમને ડગ્યા હતા ' "

" ગીવાનને કેદ કરવામા કંઈ મ્હોટી વાત નથી, પણ સરહદપર પડેલી કુલીનસિંહની સેના સાથે લડવુ પડશે, તેની ચિંતા છે ! હુ એકલીજ કુલીનસિંહની ફોજને મારી હઠાવી નહીં શકુ!"

" તે તો આપ જાણો ! હુ શું કહુ ? "

" હુ મારી શકુ ! અફસોસ ! વહાલો રતન–" રતનનુ નામ દેતા માયાવતીની આખોમાથી આસુ વહેવા લાગ્યા, જે નાનુએ પોતાના પાલવ વડે લુછી નાખતા તેને ધીરજ આપી, એટલામા

બારણાની બહારથી તાળીનો અવાજ સંભળાયો. કોઈ દાસી અંદર આવવાની રજા માગતી હશે એમ સમજી જઈ નાનુએ મ્હોટે સાદે પૂછ્યુ -" કોણ છે ? અંદર આવ !" તરતજ જે દાસીને દારોગાએ માયાવતીનો પત્ર આપ્યો હતો તે અંદર આવી તેને જોતાજ માયાવતીએ ટટાર થઈ બેસતા પૂછ્યુ-" કેમ દારોગો મળ્યો હતો ?"

" હાજી !" દાસીએ જવાબ આપ્યો, એટલે માયાવતી મુખ મલકાવીને બોલી -" એ તો ખૂબ રાતોપીળો થઈ ગયો હશે ?"

" બાવાજી બહુજ ગુસ્સે થઈ મુખમા આવી તેમ આપને ગાળો આપવા લાગ્યા, જે હુ તો સાભળીજ રહી ! આખરે આપને આપવા એક પત્ર લખી પોતે ચાલ્યા ગયા !" આમ કહી દાસીએ સાળુના પાલવે બાધેલ પત્ર છોડીને માયાવતીને આપ્યો, જે વાચી સંભળાવવાને તેણે નાનુને આપ્યો. નાનુ પત્ર ઉખેડીને પહેલા મનમા વાચવા લાગી. થોડોક વાચતા તેના ચહેરાપરનો રંગ ઉડી ગયો, અને ધાસ્તિથી તેનુ શરીર ધ્રુજવા લાગ્યુ, જેથી ગભરાઈને માયાવતીએ પૂછ્યું -" કેમ ? શું લખ્યુ છે ?" જવાબમા નાનુ નિસાસો નાખી પત્ર માયાવતી પાસે મુકતા બોલી - " એ વાચવાની મારામા શક્તિ નથી ! હાય ! કુલીનસિંહના અઈયારો સામે બાથ ભીડવી, એ નક્કી ગાડાઈજ છે !" માયાવતી ગભરાટસહ પત્ર ઉપાડી વાચવા લાગી. તે વાચતાજ તેના શરીરમાથી પરસેવાના રેલા ચાલવા લાગ્યા-તેની આખે અંધારા આવવા લાગ્યા-શરીર ધ્રુજવા લાગ્યુ, અને એકાએક બેહોશ થઈ પડી. તરતજ નાનુએ ઉઠીને બંડારીયામાથી ગુલાબજળ કહાડી તેના મુખપર છાટ્યુ. થોડી વારે ભાન આવતા નાનુતરફ જોઈ તે ગળગળે સાદે બોલી " અફસોસ ! શુ ધાર્યું હતુ અને શું થયુ ?"

"બનવાકાળ હતુ તે બન્યુ ! હવે હિંમત હારેથી શુ થશે !" નાનુ ગંભીર અવાજે બોલી-" શુ કરવુ તેનો વિચાર કરો !"

" અરેરે ! હરામખોર અઈયારે જબરી થાપ આપી ! વળી લક્ષ્મીદેવી વાળો ભેદ મારાથી તેને કહેવાઇ ગયો, એ પણ મે મ્હોટી ભૂલ કરી !" માયાવતી ગળગળે સાદે બોલી-" એ તો જો કે કાઈ સમજ્યો નહીં હોય પણ જોરાવરસિંહ આગળ એ લક્ષ્મીદેવીનુ નામ લેશે, અને મે એને દારોગો સમજીને જે કહ્યું તે

સર્વ જણાવશે ત્યારે તે તમામ ભેદ જાણી જશે, અને તેથી મારા-પરનો તેનો ગુસ્સો દશ ગણો વધી જશે ! મારા સબંધમા પોતાની બદનામી થશે એવુ અત્યાર સુધી એને લાગતુ હતુ તે હવે નહીં લાગે ! હાય ! હવે જીવનની આશા રહીજ નથી !"

"લક્ષ્મીદેવી આપનુજ નામ છે !" નાનુ બોલી—"આપે દારોગાસ્વરૂપ અઈયાર સંગે એ વિષે જે કઈ વાત કરી, એથી મને કંઈક શકા ઉપજી ખરી ! શું ખરેખરા—" તેનુ બોલવુ પૂર્ણ થાય તે પહેલા માયાવતી વચમા બોલી ઉઠી—"ઓફ ! એ ભેદ દારોગા સિવાય બીજો કોઇ જાણતો નહોતો, પણ આજે—" આટલુ બોલી જરા ચુપ રહી તે ફરી બોલી—"નહીં ! હજી એ ભેદ છૂપાવવાની હુ તજવીજ કરીશ ! તને પણ નહીં કહુ ! બસ ! લક્ષ્મીદેવીનું નામ ફરી બોલીશ નહીં !" આમ કહી દારોગાનો પત્ર બતાવતા તેણે કહ્યુ—"એ પત્ર ફરી વાચી સંભળાવ જોઉ !" તરતજ નાનુ તે પત્ર લઈ નીચે મુજબ વાચવા લાગી —

"પાપી માણસ કદી સુખી થાય છે શું ? રાજા બીરેંદ્રસિંહ, વીજય, વઈતાળ, કમલીની અને લીલાવતીને મેગજીનમા આગ લગાડી મહેલ ઉરાડી દઈ મારી નાખ્યાથી તુ નિશ્ચિત થઈ છે, અને હવે તને હેરાન કરનાર કોઈ નથી, એમ તુ સમજતી હઈશ ! દારોગાનુ સ્વરૂપ ધરી આવેલા અઈયારોના ગુરૂ ચતુરસિંહને તુ સુરંગમા મળી હતી, એવો તને સ્વપ્ને પણ ખ્યાલ નહીં આવ્યો હોય ! દારોગાનો મહેલ ઉરાડી મૂકવાથી કેદીઓનો વાળ પણ વાકો થયો નથી, એ તારા માનવામા નહીં આવે, પણ તારી પાસેથી લીધેલી અજાયબઘરની કુંચી કેદીઓને ખોરાક અને પાણી આપવા ગયો ત્યારે તેમને શુદ્ધિમા આણીને હુ આપી આવ્યો હતો, જેથી તેઓ સહીસલામત બહાર નીકળી ગયા છે ! સાચાનો રક્ષક ઈશ્વર છે તેનો પ્રત્યક્ષ દાખલો જોયો ! નીચ માયાવતી! હુ કમાજ તુ સમજી જજે કે, એ દારોગો હું પોતે ચતુરસિંહ છુ !"

પત્ર પુરો થતા માયાવતીને ચક્કર આવવા લાગ્યા. તેનુ શરિર ધ્રુજવા લાગ્યું, અને થોડીવાર દીગમૂઢ સરખી પડી રહેવા બાદ બેઠી થઈ તે નાનુ પ્રત્યે બોલી—"ચતુરસિંહ હરામખોર છે ! બે વાર એણે મને ઠગી ! અરેરે ! અજાયબઘરની કુંચી હાથમા આવી હતી તે પણ ગઈ તીલસ્મી ખંજર અને તમંચો પાસે રહ્યા છે,

પણ એથી મારી જીંદગી બચી શકે તેમ નથી ! બસ ! લક્ષ્મી દેવીવાળો ભેદ ખુલ્લો થઈ જશે, એ બહુ ખોટુ થયુ !"

"હવે શો ઉપાય !" નાનુ ગભીર થઇ બોલી-"ચતુરપર ખજરની અસર ન થઈ તે તેની પાસે પણ તેવુ ખજર હશે !"

"એ હશે, પણ હવે આપણા રક્ષણ માટે કઈ માર્ગ શોધી કહાડવો જોઈએ !" માયાવતી બોલી નાનુ કઈ બોલતી હતી એટલામા ઓરડાનુ દ્વાર ઉઘાડીને માયાવતીના દારોગા ચદ આવતો જણાયો ! તેને જોઈ માયાવતી ક્રોધાવેશમા ઉછળીને ઉભી થતા બોલી-"તુ હરામખોરને અત્રે કોણે આવવા દીધા ? તારૂ મોતજ તને અહીં ઘસડી આવ્યુ લાગે છે ! તારો પત્ર મને મળ્યો નહોત તો હુ તારી કપટજાળમા ફસાઈ હોત ! નીચ લુચ્ચા ! હવે તુ મારા હાથમાથી બચીને જીવતો જઈ શક તેમ નથી !"

"અરે ! તુ શુદ્ધિમા છે !" દારોગો અજાયબી સહ બોલ્યા "તને પોતાને ભૂલી ગઈ લાગે છે ! કોની માથે શુ વાત કરે છે તેનુ કઈ ભાન છે ? મનમા આવે તેમ બકે છે, તે પરથી જણાય છે કે મારૂ નહી પણ તારૂ મોત મને અહીં તેડી લાવ્યુ છે !"

"ખરૂ છે ! મને ભાન હોત તો લુચ્ચાની ચાલાકીમા આધળી બની ઠગાઈ નહોત !" માયાવતી ખજર હાથમા લતા ગાજી ઉઠી-"ઠગારા ! તે મને જબરી થાપ આપી, પણ હવે હુ તારી કેવી દુર્દશા કરૂ છુ તે જોજે !"

"આટલી લુચ્ચાઈ કર્યો પછી પણ બેધડક તુ અહીં આવ્યા એ અજાયબી સરખુ છે !" નાનુ બોલી ઉઠી-"તને તારા પ્રાણની પણ દરકાર નથી લાગતી ! ફીકર નહી ! તીલસ્મી ખજરની તારા પર અસર નથી થતી તો હુ બીજી રીતે તારી ખબર લઈશ !"

માયાવતીનુ ઉગ્ર સ્વરૂપ જોવા જેવુ હતુ એક વાધણ માફક દારોગા તરફ ધસી જઇ સ્ફુર્તિથી તેણે પોતાની આગળીમાની વીંટીનો ઝેરી હીરો તેના ગાલ પર ઘસ્યો, જેથી જરાક ઉઝરડો પડયો, પણ ઝેરની અસર થતા વિલબ લાગ્યા નહી જોતજોતામા દારોગો તમ્મર ખાઈ બેહોશ થઈ ઢળી પડયો તરતજ માયાવતીએ નાનુને કહ્યુ-"હવે એના હાથપગ સીકડીને શુદ્ધિમા આણી પૂછીએ કે, ચતુરસાહેબ, કવી તમારી ચાલાકી ?"

"અરે! સાથે બેન નાનુ! તું આ બનાવટી દાઢી ઉખેડી લઇને પછી એને બુદ્ધિના બાળી પૂછીએ કે, અઈયારોના ગુરૂજી, હવે તબીયત કેમ છે?" નાનુએ સલાહ આપી માયા વતી અત્યારે એટલી ઉશ્કેરાઈ ગઈ હતી કે તે એમજ સમજતી હતી કે દારોગાના રૂપમા ચતુરસિંહજ છે, પણ એક વાર તેને હજા પછી તેમજ તે વખતની પોતાની ઓળખાણ આપ્યા પછી તેજ સ્વરૂપમા ફરી તેની પાસ આવે એવો ચતુર મૂર્ખ નહોતો! વાચનાર! અત્યારે તો ખરો દારોગોજ બેહોશ થઈ પડ્યો હતો, અને પોતાના ખરા મદદગારને દુશ્મન ધારી તે નાનુની સલાહ મુજબ તેનુ નાક કાપવાને તઈયાર થઇ ગઈ ઉત્સાહમા આવેલી નાનુએ પહેલા તીક્ષ્ણ ખંજરવડે દારોગાનુ જરા નાક કાપી લીધુ, અને પછી દાઢીના વાળ ખેચવા લાગી દાઢી કંઈ બનાવટી નહોતી, એટલે એકજ ઝટકામા ઉખડી ગઈ નહી, તેથી નાનુ થોડા વાળ ખેચતા બોલી-"ચતુરસિંહ બહુ મજબુત મસાલાથી દાઢી લગાડે છે!" આમ અન્ધી દાઢીના વાળ ખેચતામા તો બીચારા દારોગાના ચહેરો લોહીથી લાલચોળ બની ગયા, જે તરફ માયાવતીનુ ધ્યાન જતા તે ચમકીને બોલી ઉઠી-'સબૂર' આપણે બનાવામા પડયા! આ ચતુરસિંહ નથી પણ ખરો દારોગાજ છે!' આ સાંભળી નાનુ અટકી જઈ દારોગા તરફ બારીકીથી જોતા બોલી ઉઠી-'હાય! હાય! મ્હોટી ભૂલ થઈ!"

"ગજબ થયો!" માયાવતી ગભરાટમા બોલી ઉઠી-"એણે તો મારી સંગે સદા ભલાઈજ કરી છે! હાય! હાય! ઝેરની અસરથી એ મરી જશે, માટે તે ઉતારવાની તજવીજ કરો!"

"ઝેર તો જરા વારમા ઉતારી શકાશે પણ હવે આપણે એને મુખ શુ બતાવીશુ?" નાનુએ ગભરાટ સહ જણાવ્યુ

"મે તો ફક્ત દાઢી કહાડવાનુજ કહ્યુ હતુ, પણ તેજ નાક કાપ્યુ!" માયાવતી બોલી

"અરે વાહ! ગાળો પણ મેજ આપી કેમ?" નાનુ તેને ગળે પડવા લાગી-"તમારી આજ્ઞા વિના મે નાક કાપ્યુ કેમ? ટોપલો મારે માથે નાખી છુટી જવા માગો છો કે? લોકોમા તમારૂ ખરાબ બોલાય છે તે ખોટુ નથી! તમારી મિત્રતાપર વિશ્વાસ રાખવામા મૂર્ખાઈજ છે! મારી નજર આગળજ આમ કરો તો પાછળ

કોણ જાણે શુ એ કરે! બસ' તમે કેવા સ્વાર્થિ છો તે જણાયુ!" આટલુ કહી તે ત્યાથી ચાલી ગઈ, અને ઝેર ઉતારવાની દવાની શીશી લાવી તેમાથી થોડીક દવા દારોગાના ગાલપર જ્યા ઉઝરડો પડયો હતો ત્યા લગાડી તરતજ તે સ્થળે ફોલ્લા માફક ચામડી ઉપસી આવી, જે ફોડીને નાનુએ તેમાથી પાણી કહાડી નાખ્યું, એટલે દારોગાની બેહોશી દૂર થઈ પોતાની હાલત જોઈ તે દુ ખી થયો માયાવતીએ પોતાની શી અવદશા કરી છે તે હજી તેના જાણવામા આવ્યુ નહોતુ, પણ તેનાપર તેને એટલો બધો ગુસ્સો ઉપજ્યો કે કઈ પણ ન પૂછતા તે દીંગમૂઢ સરખો તેનુ મુખ જોઈ રહ્યો માયાવતી હાથ જોડીને તેના કાલાવાલા કરતી બોલી—" ક્ષમા કરશો! કુલીનસિહનો કોઈ અઈયાર આપનુ સ્વરૂપ ધારણ કરીને તો નથી આવ્યો, તેની ખાત્રી કરવા માટે મે ફક્ત આપને બેહોશ કર્યાં! બાકી બધુ નાનુએ કર્યું!"

"બરોબર! બાવાજી બધુ સમજે છે!" નાનુ બોલી ઉઠી—"ઝેરી વીંટીથી એમના પ્રાણ લેવાની પણ મારી મરજી હતી'" આમ કહી તેણે બાવાજીને જણાવ્યુ—" માયાવતીની મિત્રતાપર વિશ્વાસ રાખવામા મ્હોટી મૂર્ખાઈ છે, પોતાના પતિને કેદ કરીને વર્ષોસુધી દુ ખ દેતા એ અચકાઈ નહી તો પછી આપ અને હુ તે શી ગણત્રીમા? લક્ષ્મીદેવીવાળો ભેદ પણ એણે ચતુરને જણાવી સાથે કહ્યુ છે કે, એ તારસ્તાન દારોગાજીના છે!"

"હવે નાહકમા મને બદનામ કરવા લાગી કેમ?" માયાવતી ગુસ્સાભરી નજરે નાનુ તરફ જોતા બોલી

"મને ખોટી બદનામ કરી બાવાજીનુ નાક કાપવાનો વાક તમે મારાપર ઓહોરાડો છો ત્યારે મારે ખરુ કહેવુ નહીં?" નાનુ ગુસ્સાસહ બોલી—" મારી સામે આખો શુ કહાડો છો? હુ તમારાથી ડરી જઈશ નહી' તમે મને શુ કરશો? પહેલા તમારા પ્રાણ તો બચાવો!" આજ સુધીમા કાઇનો એક બોલ પણ માયાવતી સાભળી રહી નહોતી તો પછી નાનુના આ અપમાન ભરેલા શબ્દો તે કેમ સહન કરી શકે? બેહદ ગુસ્સામા તે નાનુ તરફ જોઈ રહી, એટલામા બાવાજી બોલી ઉઠયા—" બસ! નાનુને મુખે લક્ષ્મીદેવીનુ નામ નીકળવા પરથીજ પૂરવાર થાય છે કે તમામ વાક તારોજ છે!" આથી માયાવતીના ગુસ્સામા

વધારો થયો, અને તે કમ્મરેથી ખંજર ખેંચી નાનુ તરફ ધસી ગઈ, પણ નાનુએ ચાલાકીથી બાજુએ ખસી જઈ તેનો ઘા ચુકાવી નાખ્યો, અને તેણે પોતાનું ખંજર માયાવતીને મારવા ઉગામ્યુ બંને વચ્ચે લડાઈ શરૂ થઈ બંને લડવામા ચાલાક નહોતી, એટલે જેમ ફાવ્યુ તેમ એક બીજીપર ઘા કરવા લાગી તલવાર યા ખંજર મારતી વખતે તેનો હાથો સામાન્ય રીતે જોરથી દબાવવોજ પડે છે, તેમ બંનેના હાથમાના ખંજરના હાથા દબાતા તેમાથી ચમકાટ નીકળવા લાગ્યો, તેથી બાવાજીની આંખો અંજાઈ ગઈ, અને ગભરાટમા તે ત્યાથી ન્હાસી જવાની તજવીજ કરવા લાગ્યો ચતુરનો પત્ર લઈ આવેલ દાસી પણ ગભરાઈને બહાર ન્હાસી ગઈ તેણે સર્વ દાસીઓને આ લડાઈની ખબર આપી આથી સર્વ દાસીઓ ત્યા દોડી જઈ લડાઈ બંધ પાડવાની તજવીજ કરવા લાગી વાચનાર ' અવળી દશા બેસતા માણસની કેવી સ્થિતિ થાય છે તે કદાચ નજરે જોયુ નહીં હોય તો કોઈ સ્થળે વાચ્યુ તો હશેજ ' માયાવતીની પણ અત્યારે તેવીજ હાલત થઈ હતી તે જમાનીયાની રાણી હતી ત્યારે તેનામા સેંકડો એબ છતા લોકો તેને માન આપતા હતા, તેનાથી ડરતા હતા, અને તે ગમે તેવુ ખરાબ કામ કરવાનુ કહે તોપણ તેના હુકમને માન આપતા હતા, પણ હવે તે નથી પોતાનુ મુખ છૂપાવવા તેને પોતાનુ રાજ્ય છોડીને ન્હાસી જવાની ફરજ પડી હતી તે ભીખારણ બની ગઈ હતી કાલે તે બળવાન મહારાણી હતી, આજે તેની પાસે દમડી પણ નથી ' કાલે તેનાથી હજારો વીર યોદ્ધાઓ ડરતા હતા, આજે એક દાસી પણ ડરતી નથી ! કાલે તેના મુખમાથી બોલ પડતાજ સેંકડો માણસો પ્રાણ ખોઈ બેસતા હતા, આજે એક દાસીને તે કંઈ કરી શકતી નહોતી ' આ સર્વ દુષ્કર્મના ફળ હતા ' માલતી માયાવતીની સખી હતી અને નાનુ માલતીની સાધારણ ઓળખાણની સખી અને માયાવતીની દાસી જેવી હતી માલતી અને નાનુએ માયાવતીને હાથે બેશુમાર દોલત મેળવી હતી, અને આ મહેલ તેમજ સર્વ જાહોજલાલી તેને લીધેજ મેળવી હતી ! એજ નાનુ માયાવતીની સેંકડો ગાળો રોજ સહન કરતી હતી, પણ માયાવતી રાજપાટ, ધનદોલત, વગેરે ગુમાવી કંગાલ હાલતમા આવી પડી, ત્યારે એજ નાનુ બકરીમાથી વાઘ બની

ગઈ, અને તેની દાસીઓની નજરમા પણ માયાવતી હલકી દેખાવા લાગી ! હવે માયાવતી પાસેથી કઈ મેળવવાની નાનુને આશા નહોતીજ પણ હવે તો પોતેજ તેને મદદ કરવાની હતી, એટલે તેની આખ ફેરવાઈ જતા વાર લાગી નહીં, અને કાગનો વાઘ કરીને તે માયાવતીનો જીવ લેવા તયાર થઈ ' આમા અમે નાનુનો દોષ જોતા નથી, પણ માયાવતીના કુકર્મોનુ પરિણામજ માનીએ છીએ આ લડાઈની ખબર સાભળી ત્યા દોડી આવેલી દાસીઓ પણ નાનુનુજ અન્ન ખાતી હતી, એટલે તેનેજ મદદ કરવા તયાર થઈ ગઈ હતી, પણ તીલસ્મી ખજરોના ચમકાટથી તેઓ વચ્ચે પડી શકી નહી આમ કેટલીક વાર લડાઈ ચાલ્યા બાદ નાનુએ મ્હોટે અવાજે કહ્યુ -" યાદ રાખ માયાવતી કે, અત્યારે લડીને તુ મને જીતી શકીશ નહી ! તારાથી હારીને હું કદાચ અત્રેથી નહાસી જાઉં તોપણ નગીરાજની હજુરમા જઈ તારી તમામ હકીકત તેને જાહેર કરૂ તો તેજ પળે તે તને પકડી રાજા કુલીનસિંહની હજુરમા મોકલાવી દેશે ! હાલ તુ અહી સતાઈ બેઠી છે, પણ તારે વિષે કોઈને મ્હોજ ખબર પડતાજ તારી વધુ દુર્દશા થશે આપણા અસલના સબધનો ખ્યાલ કરી હુ તને ક્ષમા કરૂ છુ પણ સાથે આજ્ઞા કરૂ છુ કે આ રાતેજ અત્રેથી નહાસી જઈ તારા પ્રાણ બચાવ ' " આ સાભળી માયાવતી લડતી અટકી ગઈ, દીગમૂઢ સરખી કેટલીક વાર ઉભી રહી, પણ આખરે પોતાની હાલતનુ ભાન થતા ખજર કમ્મરે ખોસી દઈ ઉતાવળે ઓરડાની બહાર નીકળી બાગની બહાર ચાલી ગઈ અને કાળ જાણે ક્યા જતી રહી તેના જવા બાદ નાનુએ આસપાસ નજર કરી તો દારોગો પણ ક્યાય જણાયો નહીં, જે માટે તપાસ કરતા જણાયુ કે તે પણ લાગ જોઈને ત્યાથી છુપાય ગયા હતો

——(૦)——

## પ્રકરણ ૨૭ મુ.

## માયાવતીનો ભેદ !

દારોગાવાળા મહેલમા મેગજીનની બાજુના ભાયરામા કેદ થયેલા કેદીઓ તરફ આપણે હવે નજર ફેરવીએ મેગજીનમા આગ લગાવીને આખો મહેલ માયાવતીએ ઉરાવી મુકવા ઇચ્છતા

કેદીઓ સલામત છટકી જવાના શુભ ખબર તો આપણને મળ્યા છે, પણ તેઓ કેવી રીતે બહાર નીકળી ગયા તે વિષે કેટલાક ખુલાસા વાચનારની જાણ માટે અત્રે કરીએ છીએ મગજીનની બાજુના ભોયરામાં કેદીઓને રાખ્યા બાદ તેમને ખાવાપીવા માટે ફળ તથા પાણી લઈને ચતુર બીજી વાર એકલોજ ભોય-રામાં ગયો, તે વખતે તેણે સર્વની બેહોશી દૂર કરીને તેમને ટુંકમાં સર્વ હકીકત જણાવી હતી, અને માયાવતી પાસેથી મળેલી અજાયબઘરની કુંચી રાજા જોરાવરસિંહને આપીને તાકીદે ત્યાંથી બહાર નીકળી જવાનું કહ્યું, જેના જવાબમાં જોરાવરસિંહે જણાવ્યું –“ કુંચી અમને ન મળી હોત તોપણ અમે અત્રેથી બહાર નીકળી શક્યા હોત કેમકે, અત્રેના તમામ ભેદ હું જાણું છું ! હવે અમારે વિષે તમારે નિશ્ચિંત રહેવું, પણ ચોવીસ કલાક સુધી માયાવતીથી દૂર થતા નહીં, અને એ અરસામાં તેને કંઈ કામ કરવા દેતા નહીં ! અમે પોતે તમને શોધીને મળીશું !”

દારોગાવાળા મહેલના ભેદ ચતુર ઉપરાંત રાજા ક્ષીનસિં-હના બીજા અઈયારોને પણ કમલીનીએ જણાવ્યા હતા માયા-વતીના કહેવાથી દારોગાસ્વરૂપ ચતુર દીવાનને મળવા જમાનીયા ગયો નહોતો, પણ મેગજીનની બાજુના ભોયરામાંથી ટેકરાની ઉત્તર તરફ જંગલમાં કાંઈ સ્થળે બહાર નીકળાય છે, એમ તે જાણતો હોવાથી રાજા જોરાવરસિંહ અને કમલીની, વગેરેને મળ-વાને તે તરફ ગયો એકાદ કોસ ચાલ્યા બાદ તે ઊંચ ઝાડીવાળા ભાગમાં જઈ પહોંચ્યો ક્યાં શોધ કરવી તેની વીમાસણમાં તે જરા ઉભો, એટલામાં વીજય મળ્યો, અટલે બંને ત્યાંથી રવાના થઈ જંગલમાં એક વૃક્ષ નીચે જોરાવરસિંહ, વગેરે બેઠા હતા ત્યાં જઇ પહોંચ્યા ચતુરને જોતાજ સર્વ ઉઠી તેની સામે ગયા અને રાજા જોરાવરસિંહે તેનો હાથ પકડી જણાવ્યું –“ ઠીક આવી મળ્યા ! બસ ! આજે તમેજ અમારા પ્રાણ ઉગાર્યા છે ”

“ એ સર્વ ભગવતીનો પ્રતાપ ” ચતુરે કહ્યું–“ એની કૃપાથીજ આપ બચ્યા ! એ માટે મારા વખાણ કરો તે સાંભળી ફુલાઈ જવાનેજ હું અત્યારે અહીં આવ્યો નથી ! પણ તમારા એ વખાણ હું એ કામના બદલામાં નહી ગણું, પણ એક બીજું જ કામ, જેનો ભેદ આપને મુખેથીજ મેળવીશ ત્યારે જાણીશ કે હું

એક બહુજ અજાયબીભરેલું કામ બજાવી આવ્યો છું, અને જે હું પોતે પણ જાણતો નહોતો, તેના બદલાના આ સર્વ વખાણ છે ' વળી સાથે મારે એટલું પણ કહી દેવું જોઈએ કે આપ એકલાજ નહીં પણ કમલીની અને લીલાવતી પણ મારા વખાણ કરશે '" આ સાભળી જોરાવરસિંહ વીમાસણમા પડી ગયો કેમકે, ચતુરને ખુશહાલી ભરેલ ચહેરે આવેલ જોઈ તેને મુખેથી કંઈ ખુશ ખબર સાભળવાને સર્વ આતુર થઇ રહ્યા, પણ ચતુરની રંગીલી વાત સાભળતા જોરાવરસિંહ વિચારમા પડી ગયો ચતુર પોતે જાણતો નથી એવી તે શું ખબર હશે, જે મારી પાસેથી જાણીને મને કહી ખુશ કરશે ? આથી તેણે જરા મશ્કરી કરતા કહ્યું –"ચતુરસિંહ ' આજ કેમ લાગ છે ? ભાગ વધારે તો લેવાઈ નથી ? "

"ભાગની વધુ અસર આપ સરખાનેજ લાગે, જેમન પોતાના સગાવહાલાનું પણ ભાન રહેતું નથી ' " ચતુર હસીને બોલ્યો, " મહારાજ ' હું મશ્કરીમા કહેતો નથી, પણ સાબીત કરી આપીશ કે આપ પણ તેઓમાના એક છો ' આ સમય હું આપને શું કહીશ તે જાણવા આપનો જીવ તળેઉપર થતો હશે, માટે કહો જોઉં, લક્ષ્મીદેવી કોનું નામ છે ? "

"હરામખોર માયાવતીનુજ '" જોરાવરસિંહે જવાબ આપ્યો

" બસ ' ખુશ ખબરનો ભેદ આપને મુખેથીજ સાભળ્યો '" ચતુર બોલી ઉઠયો, " પહેલા આપની પાસેથી મ્હોટું ઈનામ મેળવવાની કબુલત લઇશ ' માત્ર મ્હોડાના વખાણથી શું વળે ?"

" આપને ઈનામ આપવાને હું યોગ્ય નથી, છતા આપને લેવુજ હોય તો ઈનામ પણ આપ નક્કી કરશો તે હું આપીશ !"

" ઠીક, તો આપો વચન ' મારી મરજીમા આવશે અને આપ મને આપી શકો એવી હાલતમા હશો ત્યારે ઈનામ માગીશ ' " ચતુરે જણાવ્યું

જોરાવરસિંહે તેને વચન આપ્યું અને પૂછયું –" હવે તો કહેશો ? "

" હા ! " ચતુરે જણાવ્યું, " બસ ! એ સાભળીને આપ સર્વ બહુજ ખુશ થશો ! પણ અધીરા ન થાઓ ' શાત થઈ બેસો !"

" આ બેઠા, પણ મુદ્દાની વાત બાજુએ મુકી આડી વાતો શા માટે કરો છો ? " જોરાવરસિંહની અધીરાઈ વધી

" કારણ એજ કે ખુશ થવા બાદ આપ દુખી પણ થશો અને મ્હોટી મુઝવણમા પડશો ! સાભળો ! માયાવતી કઈ ખરેખરી તમારા પત્નિ લક્ષ્મીદેવી નથી ! " આ સાભળી રાજા જોરાવરસિંહ, કમલીની અને લીલાવતીને બેહદ આનંદ ઉપજ્યો હર્ષાવેશમા તેમના મુખમાથી એક શબ્દ પણ નીકળી શકયો નહીં આખરે કમલીની બોલી –" બસ ! આજે મારે કપાળેથી કલંકની મ્હોટી કાળી ટીલી દૂર થઈ ! મારી બહેન દુષ્ટ છે તો હુ પણ કેવી નીવડીશ, એ મહેણાના વિચારમા રોજ જીવ બાળતી હતી !"

" મને પણ લોકોને મુખ બતાવતા શરમ લાગતી હતી તે હવે દૂર થઈ ! " જોરાવરસિંહ બોલી ઉઠયો–" હવે જમાનીયાની દરબારમા પ્રજા સમક્ષ નીચ માયાવતીની તપાસ કરીશ ! પણ એ વિષે આપને ક્યાથી ખબર પડી ? "

" મે આપને જણાવ્યુ તેમ દારોગાના સ્વરૂપમા હુ સુરંગમા માયાવતીને મળ્યો ત્યારે આપને શુદ્ધિમા આણવા માટે અમો વચ્ચે બહુ તકરાર થઈ ! એ સમયે અમો વચ્ચે થયલી વાતચીત દરમ્યાન લક્ષ્મીદેવીના સંબધમા જે વાત થઈ તે મે અક્ષરેઅક્ષર યાદ રાખી છે ! " આમ કહી લક્ષ્મીદેવીના લગ્ન વખતની યાદ આપી માયાવતીએ દારોગાને દબાવવાની તજવીજ કરી હતી તે વીગતવાર જણાવીને તેણે કહ્યુ–" આ બાબત હુ કંઈ જાણતો ન હોવાથી મે તેને કંઈ જવાબ આપ્યો નહીં !"

" બસ ! આટલી હકીકતજ પૂરતી છે ! " જોરાવરસિંહ બોલી ઉઠયો–" એ દુષ્ટા મારી પત્નિ નથી ! લગ્નને દિને બનેલા બનાવો હવે મને સાભરે છે ! હરામખોર દારોગોજ આ ખટપટનું મૂળ છે ! "

" દારોગાની મદદથી પોતાનુ કામ પાર પડયા બાદ બ્હેન લક્ષ્મીદેવીને મારી નાખવાની એ દુષ્ટાની ધારણા હતી, પણ બ્હેન એના પંજામાથી છટકીને ન્હાસી ગયા હોય, એમ લાગે છે ! " કમલીની બોલી

" એમજ છે ! મને લાગે છે કે લક્ષ્મીદેવી હજી હયાતજ છે ! શોધ કરવાથી નક્કી ભાળ મળશે ! " ચતુરે જણાવ્યુ

" ત્યારે અમને મળી એ ભેદ જણાવવાની તેમણે તજવીજ કા ન કરી ? " જોરાવરસિંહે જણાવ્યુ

"અમાગ તજવીજ નહીજ કરી હોય, એમ કેમ કહી શકાય ?" કમલીની બોલી-"કદાચ એ બીચારીની તજવીજ અફળ ગઈ હશે! માયાવતી અને દારોગાએ કઈ થોડી ચોકસી રાખી નહી હોય, ત્યા એ બીચારીનુ શુ ગજુ ? હુ સગી બ્હેન છતા ઠગાઈને આટલા વર્ષ તેની સાથે રહી તો બીજાની શી વાત? એ લગ્નને ચાર વર્ષ વીત્યા બાદ માતાજીના મરણને લીધે લીલાવતી સહ હુ આપને ત્યા આવી ત્યારે માયાવતીને જોતાજ મને શક તો ગયો, પણ ચાર વર્ષના અતરમા તેના સ્વરૂપમા એટલો ફેરફાર થયો હશે, એ અનુમાને શક દૂર થઈ ગયો!"

"તેમ થવામા નવાઇ નથી!" ચતુરે ઉમેર્યુ-"કુમારીઓના સ્વરૂપ લગ્ન બાદ ચાર પાચ વર્ષ સાધારણ ફેરવાઈ જાય છે!"

"કુલટાએ સગી બ્હેનજ હોય તેમ અમને સ્નેહથી રાખ્યા, પણ તે જોગવરસિહને કેદ કીધા ત્યા સુધીજ!" કમલીનીએ જણાવ્યુ

"મને તો આપણા રીવાજોએ ફસાવ્યો!" જોરાવરસિહ જણાવ્યુ-"લગ્ન પહેલા તમારા બ્હેનને મે જોયલાજ નહી તો પછી એ કપટ હુ જાણુજ ક્યાથી!"

"ખરેખર! જબરી ઠગાઈ ચલાવી! હવે હુ વ્હાલા બ્હેન લક્ષ્મીદેવીને ક્યા શોધુ?" કમલીની દુખી થઈ

"માયાવતીએ કહેલી વાતપરથી એટલુ તો જણાય છે કે દારોગાએ લક્ષ્મીદેવીને કોઈ ગુપ્ત સ્થાનમા રાખ્યા હતા, પણ કેટલાક દીન પછી તે કોઈ રીતે ન્હાસી ગયા, એટલે કમલીની અને લીલાવતીને મળી શક્યા નહી હોય!" ચતુરે જણાવ્યુ

"દારોગાને પૂછ્યાથી ખરી હકીકત જણાશે!" જોરાવરસિહે કહ્યુ

"દારોગો તો રત્નપુરમા કેદ છે!" ચતુરે કહ્યુ, એટલામા એક તરફથી અવાજ આવ્યો -"દારોગા રત્નપુરમા નથી! એ ત્યાથી ન્હાસી ગયો છે!" તરતજ ચમકીને ચતુરે પાછળ ફરી જોયુ તો હમીરપર નજર પડી હમીર પોતાના પિતા તથા રાજા જોરાવરસિહને પગે લાગ્યો અને તેમના કહેવાથી ત્યા બેઠો એટલે ચતુરે પૂછ્યુ -"શુ સતાઈને અમારી વાતો સાભળતો હતો?"

"ના જી! હુ હમણાજ આવ્યો છુ! આપના છેલ્લા વાક્ય ઉપરાત મે કઈ સાભળ્યુ નથી!" હમીરે જણાવ્યુ-"હુ તલે-

સમમા જવાને દારોગાવાળા મહેલ પાસે પહોચતા તે દારૂગોળાથી ઉરાડી મૂકવામા આવ્યો હોય, એવી ખડીયેર સરખી હાલતમા જોઈ મને ધાસ્તિ લાગી, અને તે કામ આપણા દુશ્મનોનુ હોવુ જોઈએ એવો વહેમ જતા આપણામાથી નાઈને મળવાની આશામા હુ જ સલમા ભટકતો આવી ચ્હડયો ! મહેલ ઉડી જવાનુ કારણ આપ જાણતા હો તો જણાવો !"

"હુ મહારાજશ્રી, વગેરેના કુશળ સમાચાર પહેલા જાણવા માગુ છુ !" ચતુરે જણાવ્યુ-"પછી તને મહેલ તારાજ થવાને લગતી હકીકત પણ જણાવીશ કેમકે, તને એક વીકટ કામ સોપપવાનુ છે, અને તે કેટલુ બધુ અગત્યનુ છે તે એ મહેલને લગતી હકીકત જાણીને તુ સમજી શકીશ !"

"મહારાજ શ્રી તથા સર્વ મંડળ રાજીખુશીમા છે !" હમીરે જણાવ્યુ-"અત્રેના સમાચાર સાભળી મહારાજશ્રીને બહુજ ક્રોધ ઉપજ્યોછે, પણ આપ વીદાય થતી વખતે આપના સોગન આપીને જે વાત કહી આવ્યા છો તે યાદ કરીને મહારાજશ્રી ઈચ્છા વિરૂદ્ધ ચુપ રહી તમાસો જુવે છે ! આપ પ્રત્યેના મહારાજશ્રીના સ્નેહભાવને લીધેજ પોતે શક્તિવાન છતા કઈ કરતા નથી !"

"બરોબર ! મહારાજશ્રીને વીજયગઢ પધારી ત્યાથી અમે શુ કરીએ છીએ તે જોયા કરવાની હુ અરજ કરી આવ્યો છુ ! મહારાજશ્રી વીજયગઢ પધાર્યા ?" ચતુરે પૂછ્યુ

"હા જી ! હુ વીજયગઢથીજ આવુ છુ !" હમીરે જણાવ્યુ-"રત્નપુરમા હાલ એકલા જોશીજી છે, જેમને રાજકાજમાથી બીલકુલ અવકાશ મળતો નથી, તેથીજ દારોગો ચાલાકીથી કારાગૃહમાથી નહાસી ગયો તે જણાયુ નહી ! આ સમાચાર વીજયગઢ પહોચતા ભવિષ્યમા કઈ ગરબડ ન થાય તે માટે ચમનરાયને મહારાજશ્રીએ રત્નપુર મોકલી ત્યાજ રહેવાની આજ્ઞા કરી છે ! મને પણ અત્રેના સમાચાર માટે મહારાજશ્રીએજ મોકલ્યો છે !"

પછી ચતુરે દારોગાવાળો મહેલ તારાજ થવાને લગતી તમામ હકીકત તેને જણાવી, જે સાભળીને તે બોલ્યો-"માયાવતી ખરી લક્ષ્મીદેવી નથી તો મૂળ વાતનો [illegible] મેળવવા તેનેજ પકડવી જોઈએ, અને હરામખોર દારોગાને શોધી કહાડવો જોઈએ !"

"ખરેખર ! એમજ થવુ જોઈએ, અને હવે હુ પણ છુપો રહેવાનુ નકામુ સમજુ છુ !" જોરાવરસિંહે જણાવ્યુ

" આપણે શુ કરવુ તે નક્કી કરવુ જોઈએ ! " ચતુરે જણાવ્યુ, અને જોરાવરસિહને પૂછ્યુ—" આપની શુ સલાહ છે ? "

"સૌનો તમારા પર વિશ્વાસ છે ! તમે કહો તેમજ કરીએ !" જોરાવરસિહે જવાબ આપ્યો

" ઠીક તો કમલીની અને લીલાવતીને લઇને આપ જનાનીયા પધારો અને તીલસ્મી બાગમા જઇને પ્રગટ થાઓ ! હુ ધારૂ છુ કે ત્યા કોઈ આપની વિરૂદ્ધ નહીંજ હોય ! " ચતુરે જણાવ્યુ

" વિરૂદ્ધ કોણ ? મારા સેવકો મને મળવા અધીરા થયા છે ! તેઓ આગળ હુ પ્રગટ થયો છુ ! " જોરાવરસિહે કહ્યુ

" એ વળી કયારે ? " ચતુરે અજાયબ થઈને પૂછ્યુ

" આપ પાછા મળ્યાજ કયા હતા કે જાણો ! કમલીની, લીલાવતી, વઈતાળ અને વીજયસિહ જાણે છે ! " જોરાવરસિંહે જણાવ્યુ—' એ તો એક હસવા જેવી કહાણી છે ! એક દીને રાતે વઈતાળને લઈને હુ તીલસ્મી બાગમા માયાવતી રહેતી તે બાગમા ગયો, અને માલણને મળી પૈસાની લાલચ આપી સમજાવી કે બીજે દીને કમલીવી બાગમા આવનારછે તે માટે તેણે છૂપો દરવાજો ઉઘાડી તેને અદર દાખલ કરવી ! આમા અમારી મતલબ એ હતી કે કમલીની બાગમા આવનાર છે, એવી ખોટી ખબર માયાવતીને પહોચે અને તે કમલીનીને પકડવા પહેલાથીજ સજ થઈ રહે ! ખરૂ જોતા કમલીનીને બદલે અમે બીજે દીને મધરાતે છૂપે માર્ગે બાગમા ગયા, જે મારા સિવાય કોઈને ખબરજ નથી ! બાગમાજ નહીં પણ જે ઓરડામા માયાવતી નિદ્રાવશ થઈ હતી તેમા અમે ગયા ત્યા હાડીમા બળતો દીવો ઓહોલવી નાખી ઓરડાનુ દ્વાર પણ મે અદરથી ચાવી મારી બધ કરી દીધુ શયનગૃહના દ્વારપર સખ્ત પહેરો હતો પણ હુ તો એક છૂપી સુરગમા થઈને ત્યા પહોચ્યો હતો, જેનો એક છેડો તે ઓરડામા હતો ઓરડાની ચારે તરફની ભીંત અબનુસના લાકડાની હોવાથી તેમા એક દ્વાર છે એમ કોઈ જાણે તેમ નહોતુ આ દ્વાર એક છૂપી કમાન દબાવતા ઉઘડી જાય છે ઓરડાનુ દ્વાર અદરથી બધ કીધા બાદ મે એક હાડી ભાગી નાખી તેના કાચના કટકા જમીનપર પડવાથી થયલા અવાજને લીધે માયાવતી નિદ્રામાથી ચમકી ઉઠી અધારાને લીધે તેનુ મુખ દેખાતુ

નહોતી, પણ તે ખરેખર બહુજ ગભરાઈ ગઈ, અને દરવાજા પાસે જતા તે બધ જોઈ તેના ગભરાટમા પણ વધારો થયો હશેજ ! હુ પગ પછાડીને ઓરડામા ચાલવા લાગ્યો, અને અધારામા માયાવતી પાસે જઈ મે તેનો હાથ પકડયો, એટલે તેણે ચીસ પાડી મે પણ જોરથી તેને એક તમાચો લગાવી છોડી દીધી પછી મારી પાસે ફાનસ હતુ તે સળગાવીને જોયુ તો તે બેહોશ પડી હતી તેને ઉપાડીને શય્યાપર સુવરાવી દઈ હુ દ્વારને મારેલી કુચી ઉઘાડી નાખ્યા બાદ ત્યાથી રવાના થયો આમ કરવામા મારી મતલબ એ હતી કે તે ગભરાઈને ઓરડાની બહાર નીકળી દાસીઓને તપાસ કરવા ચારે તરફ મોકલે તો અમે તે પછી જે કઈ કરનાર હતા, તેની તેને ખબર મળે ! એ પછી હુ અને વઈતાળ નક્કી કરેલ સ્થળે જઇને પેલી માલણને મળ્યા અને કમલીની રોકાણને લીધે આવી ન શકવાથી બીજે દીને મધરાતે આવશે માટે તે વખતે તેણે દ્વાર ઉઘાડવુ, એમ તેને જણાવીને જતા રહ્યા ! અમારી ઈચ્છા મૂજબ એ સમાચાર માયાવતી સુધી પહોચી ગયા કેમકે, બીજે દીને મધરાતે અમે છૂપે માર્ગે બાગમા દાખલ થયા તે વખતે અમને પકડવાને ત્યા ઘણા માણસો ઉભાજ હતા !"

માયાવતીને બાગમા જઈ હેરાન કરી ન્હસાડનાર બેઉ પુરૂષો કોણ હતા તે હવે વાચનારની જાણમા આવ્યુ હશે તેમણે ત્યા જે કઈ કર્યું તે વાચનારે નીહાળ્યુજ છે તેની તમામ હકીકત જોરાવરસિંહે ચતુર અને હમીરને જણાવી, જે સાભળી તેઓ ખૂબ હસ્યા પછી વીજય અને વઈતાળે પણ પોતપોતાની ચાલાકીની વાતો જણાવી આખરે ચતુર જોરાવરસિંહ પ્રત્યે બોલ્યો —

"હવે આપ ખુલ્લી રીતે મહેલે પધારી રાજ્યની લગામ હાથમા લઈ શકો છો ! બસ ! હવે આપની સત્તાનોજ ઉપયોગ કરો ! ઈશ્વરકૃપાએ હવે આપને કોઈ પ્રકારની ચિતા રહી નથી—"

"ચિતા કેમ નથી રહી ?" જોરાવરસિંહ બોલી ઉઠયો— "હા ! જે કારણોને લીધે હુ મારા રાજ્યમા પ્રગટ થતા અચકાતો હતો તે માત્ર દૂર થયા છે ! મારો એવો વિચાર છે કે કમલીની અને લીલાવતીને લઇને મારે મહેલમા રહી તલેસમમા પ્રવેશ કરી ચુકેલા બને કુમારોને મદદ કરવાની હુ તજવીજ કરૂ ! તેમને હાથે તલેસમ ફત્તેહ થવામા તો કઈ શકજ નથી, પણ મારી

મદદથી તેમને બહુ મહેનત ઉઠાવવી પડશે નહી ! વળી કીશોરી અને કામીનીને પણ મારા બાગમા રાખવાની મારી ઈચ્છા છે–"

"નહી ! નીચ માયાવતીપર મારૂ વેર વાળી બહેન લક્ષ્મી દેવીને શોધી કહાડીશ ત્યારેજ હુ આપના બાગમા આવીશ !" કમલીની ગભીર અવાજે બોલી–"કીશોરી અને કામીનીને પણ હાલ આપના મહેલમા રાખવાનુ યોગ્ય નથી ! એમને માટે આપ નિશ્ચિત રહેજો ! તળાવની વચમાના મારા મહેલમા તેમને જરાએ પણ દુખ કે હેરાનગતી પડશે નહી ! હુ હાથ જોડી અરજ કરૂ છુ કે મારી વાત કબુલ રાખી આપ મને ઈચ્છામા આવે તેમ કરવા દેશા !"

"તમારી કેટલીક વાત વ્યાજબી છે, પણ લાજ મર્યાદા વગર તમે આમ ભટકો, એ મને પસદ નથી !" જોરાવરસિહે ગભીર થઇને જણાવ્યુ–'તમને અઈયારીને શોખ છે, અને તમે ચાલાક છો, એ ખરૂ પણ મારી તેમજ બીજા કોઈની કીર્તિ તરફ પણ લક્ષ આપવુ જોઈએ ! તમારા અતઃકરણની ગુપ્ત ઈચ્છા સમજ્યાથી આ સલાહ આપતા તમારી અભિલાષાની હુ આડે આવવા ઈચ્છતો નથી કેમકે, તે યોગ્ય અને ઉત્તમ માનુ છુ !" કમલીનીએ આથી શરમાઇને નીચુ જોઈ જણાવ્યુ–"અઈયાર સિવાય બીજા કાઈને મુખે આપ સાભળો કે તેણે કમલીની કે લીલાવતીનુ મુખ જોયુ છે, અથવા તો અમો બનેમાથી એકે પણ આપની કીર્ત્તિને કલક લાગે એવુ કાઈ કામ કર્યુ છે, તે દીને આપ અમને ઈચ્છામા આવે તેવી શીક્ષા કરજો !" આથી વિચારમા પડી જોરાવરસિહે ચતુરની સલાહ પૂછી, એટલે તેણે જણાવ્યુ–"એ બાબતમા હુ સલાહ આપી શકતો નથી, પણ કમલીનીની પ્રાર્થના આપ સ્વિકારતા હો તો એમની સભાળ માટે મારા બે અઈયારોને હુ અમની સગ રાખીશ !"

"ત્યારે તો કમલીનીનુ કહેવુ મારે માનવુજ પડશે !" જોરાવરસિહે જણાવ્યુ–"ભલે ! થોડા-વિશ્વાસુ સીપાઈ પણ એમને મદદ કરવા માટે રાખીશુ !"

"હાલ વધુ માણસોની મને જરૂર નથી !" કમલીનીએ જણાવ્યુ–"હા ! હુ ગયા બાદ કીશોરી અને કામીની ઉપર પત્ર લખી તેઓ મારી સગેજ રહે એવી ભલામણ આપ લખજો ! વળી એક બીજુ કામ પણ છે ! આપને યાદ હશે કે મારી હકીકત આપને કહેતા મે જણાવ્યુ હતુ કે એક તીલસ્મી ઈમારત મારફત

માયાવતીએ કુમાર અને તેમના અઈયારો સાથે મારા પણ થોડાક બહાદુર સીપાઈઓને કેદ કીધા હતા !"

"કુમાર, વગેરે તેની અંદર જોઇને મ્હોટેથી હસતા તેમાં કુદી પડયા હતા તેજ ઈમારતને ?" જોરાવરસિંહે જણાવ્યું

"એજ ! કુમાર અને એમના અઈયાર તો છૂટયા, પણ મારા સીપાઈઓનો હજી કંઈ પત્તા નથી !" કમલીનીએ જણાવ્યું–"તેઓ તીલસ્મી બાગમાં કોઈ સ્થળે કેદ છે, તેની ભાળ આપ મેળવી શકશો ! વળી સઘળા હસતા કુદી પડયા તેનું કારણ આજ સુધી મને જણાયું નથી, કુમારને પણ પૂછવાની તક મળી નથી !"

"સીપાઈઓ કેદજ હશે તો હું તેમને જરૂર શોધી કહાડીશ !" જોરાવરસિંહે જણાવ્યું–"કુમાર, વગેરે હસતા એ ઈમારતમાં કુદી પડયા તેનું કારણ વીજયસિંહને પૂછવાથી પણ જણાશે કેમકે, તે પણ સાથે હતા !"

"એ માટે માફ કરજો !" વીજય બોલી ઉઠયા–"ઇંદ્રજીતકુમાર મારી સમક્ષ હશે નહી ત્યાંસુધી હું એ વિષે એક શબ્દ કહીશ નહી ! તે ગુપ્ત રાખવા તેમણે મને સોગન આપેલ છે !"

"આ તો અજાયબીમાં વધારો !" કમલીની બોલી ઉઠી–'ઠીક ! રહેવા દયો ! આગળ જતા જોઈ લઈશું ! ત્યારે આપે મારી અરજ મંજુર રાખી ? લીલાવતી મારી સંગેજ રહેશે ને ?"

"હા ! જે કંઇ કરો તે હોશીયારીથી કરજો, અને મને રોજ તમારા સમાચાર મોકલતા રહેજો !" જોરાવરસિંહે કહ્યું

"કબુલાત મુજબ બે અઈયારો તમને હું આપું છું માટે તમારી ઈચ્છામાં આવે તેને સાથે રાખો !" ચતુરે કમલીનીને કહ્યું

"વઈતાળ અને વીજયસિંહ આપો !" કમલીનીએ કહ્યું

"વઈતાળ આપનો અઈયાર છે ! એનાપર અમારો હક નથી ! એ તો તમારી સંગે રહેશે, પણ બીજા બે અઈયારો ?" ચતુરે પૂછયું

"ખરેખર ! આપની અમપર બહુજ કૃપા છે ! પણ બે અઈયારોજ અમને પૂરતા છે !" કમલીનીએ જણાવ્યું

"ભલે ત્યારે !" ચતુરે જણાવ્યું અને વીજય પ્રત્યે કહ્યું–"તમે કમલીનીનું કામ કરવા એમની સાથેજ રહેજો ! બસ ! હવે કંઈ વિશેષ કરવાનું રહ્યું નથી, પણ કમલીની અને લીલા-

વતી માટે વાહનની શી ગોઠવણ કરીશું ?" આમ કહી તેણે જોરાવરસિંહ તરફ જોયું, એટલે કમલીની બોલી ઉઠી –"રસ્તા માંથી હું બંદોબસ્ત કરી લઇશ ! એ માટે આપ ચિંતા કરશો નહીં !"

આમ કેટલીક વાતચીત કીધા બાદ સઘળાઓ ઉભા થયા. અને પોતપોતાને માર્ગે પડયા

---

## પ્રકરણ ૨૮ મું.

### નાનુ અને શ્યામલાલ.

એક પ્રહર જેટલી રાત વીતી ગઈ હતી કૃષ્ણ પક્ષના દિવસ હોવાથી આકાશમાં ચંદ્ર ઉદય થયો ન હોવાથી રાત અંધારી તો હતી, તેમાં વળી આકાશ વાદળાઓથી ઘેરાયલું હોવાને લીધે તારાઓનો ચમકાટ પણ ઢંકાઇ ગયો હોવાથી આજની રાત વિશેષ અંધકારવાળી હતી કાશીની સાકડી ગલી ઓમાં સૂનકાર છવાઈ રહ્યો હતો એક માણસ શહેરના પાદર માંથી ત્રિલોચનેશ્વર મહાદેવના મંદિર તરફ ઉતાવળો ચાલ્યો જતો હતો મધરાત થતા પહેલાજ તે માલતીના મહેલ પાસે જઈ પહોચ્યો બાગનો મ્હોટો દરવાજો તો આ સમયે બંધ હતો, પણ તેમાંની ન્હાની બારી હજી ઉઘાડી હતી, તેમાં નમીને તેણે અંદર જોયું તો બે પહેરેગીરો પહેરાપર હતા તે બેધડક તે બારી વાટે અંદર દાખલ થયો, અને પહેરેગીરો સાથે કંઈ પણ વાત કર્યા વિના પોતાનું ગજવું તપાસવા લાગ્યો તેને જોતાજ અજાયબ થઈને એક પહેરેગીરે પૂછયું –"તમે કોણ છો અને શા માટે આવ્યા છો ?" જવાબમાં તે માણસે પોતાના ખીસ્સા માંથી કહાડેલ પત્ર તેને આપતા કહ્યું –"મહેલની અંદર અત્યારે જે કોઈ સર્વથી વડું માણસ હોય તેને આ પત્ર સત્વર પહોચાડો !"

"પણ તમો કોણ છો, અને કોનો પત્ર લાવ્યા છો તે જણાવો તો પત્ર પહોચાડવાના આવશે !" પહેરેગીરે જણાવ્યું

"તમારા પ્રશ્નોના ઉત્તર હું આપીશ નહીં ! પત્ર તમારા માલીકને પહોચાડવામાં વીલંબ ન કરો !" પેલો પુરૂષ દમામ-માજ બોલ્યો, "તમે કદાચ કહેશો કે તમારા શેઠ નિદ્રાવશ

થયેલ હોવાથી તમે તેને જગાડી શકતા નથી, તો યાદ રાખજો સમય બહુ બારિક છે ! એક ક્ષણ પણ વ્યર્થ ગૂમાવવા જેવી નથી ! તમે મને પૂછગાછ કરતા ઉભા રહેશો તો હુ તમને કંઈ પણ જવાબ આપ્યા વગર અત્રેથી ચાલ્યો જઈશ, જેનુ પરિણામ માઠુ આવશે, અને પ્રભાત થતા પહેલાજ આ મહેલમા રહેનારા સર્વ માણુસો શમશરણ પહોચી જશે, તે બધુ તમારી ભૂલનુ પરિણામ ગણાશે ! ભલે ! મારે શા માટે આ પંચાત કરવી ? હુ તો મારે ચાલ્યો !” આમ કહી તે પાછો ફર્યો, એટલે સીપાઈ તેને અટકાવતો બોલ્યો –“ અરે ! ઉભા રહો ! પત્ર મારા શેઠને પહોચાડુ છુ ! વારુ એટલુ તો કહો કે એવી શી આફત આવી પડનાર છે, અને તેનુ શુ કારણ છે ? ”

“ હુ તમને કંઈ ખુલાસો કરનાર નથી ! ” પેલા પુરૂષે જણાવ્યુ-“ તમે એટલી પૂછગાછ કરવામા જે સમય ગૂમાવ્યો એટલામા કેટલુ નુકશાન થાય તેનો તમને ક્યાથી ખ્યાલ આવે ? ફરીથી કહુ છુ કે મારો પત્ર સત્વર પહોચાડો ! ” આ ઉતાવળ અને ધમકીથી બને પહેરેગીરો ગભરાટમા પડી ગયા વધુ પૂછગાછ કીધા વીના સીપાઈ પત્ર લઈને મહેલમા ગયો, જ્યાથી તે લગભગ અરધે કલાકે પાછો ફર્યો આટલી વાર પેલો પુરૂષ દરવાજા પાસે ઉભો રહ્યો બીજા પહેરેગીરે તેને કેટલીક વાતો પૂછવા માડી, પણ તેનો કંઈ જવાબ ન આપતા જાણે ઉડા વિચારમા હોય તેમ નીચી નજર કરી તે ઉભોજ રહ્યો પત્ર લઈ જનાર પહેરેગીરે અરધા કલાકે પાછા ફરીને તેને કહ્યુ –“ આપને નાનુબા બોલાવે છે ! ” આથી અજાયબી પામી તે પુરૂષે પૂછ્યુ –“નાનુબા ? આ મહેલમા શુ તે શેઠાણી છે ? મને તો માયાવતીને મળવાની આજ્ઞા હતી ! ”

“ હાલ નાનુબાઈ સિવાય બીજા કોઈ શેઠાણી અત્રે નથી !” પહેરેગીરે જણાવ્યુ–“ આપનો પત્ર નાનુબાને આપવાનો નહોતો ? પત્ર વાચતાજ એમનો ચેહરો ઉતરી ગયલો દેખાયો !”

“ ઠીક ! ચાલો ! ” આમ કહી તે પુરૂષ પહેરેગીર સાથે ચાલ્યો બાગમા થઈને તેઓ મહેલના પાછલા ભાગ તરફ ગયા, અને ઓટલાપર ચ્હડીને ડહાબી બાજુની ઓરડીનો દરવાજો ઉઘાડો હોવાથી તેમા દાખલ થયા આ ઓરડીમા એક હાડીમા દીપક

બળતો હતો, અને ઉપરના મજલાપર જવાને દાદર હતો, જે મારફત તેઓ ઉપર ગયા, અને એક ઓરડામા જઈ પહોચ્યા, જ્યાની ભોયપર આરસની લાદીઓ જડેલી હતી અત્રે ચાર હાડીઓમા તેજસ્વી દીપક બળતા હોવાથી પ્રકાશ સારો પડતો હતો આ ઓરડાની ડહાબી બાજુએ એક ઓરડો હતો જેના દરવાજાપર લાલ સાટીનનો પરદો હતો તેઓ બને ત્યા થોડી વાર ઉભા રહ્યા, જે દરમ્યાન પરદાની અદરથી કોઈએ તેમને ધ્યાનથી જોયા, એવુ આવનાર પુરૂષને લાગ્યુ આખરે પરદો સહેજ બાજુએ કરીને તે ઓરડીમાથી બે દાસીઓ હાથમા ખુલ્લી તલવાર સહ બહાર આવી, જેમની પાછળ નાનુ પણ સુદર અને કિમતી પોશાકમા દમામથી બહાર આવી આ સમયે પણ તેની કમરે કમલીનીવાળુ ખજર અને આગળીએ તેની સાથેની વીટી હતા આવનાર પુરૂષ તરફ ધારીને જોતા નાનુએ તેને પૂછ્યુ-" તમારુ નામ શુ અને તમને કોણે મોકલ્યા છે? તમને પહેલા દીઠા હોય, એમ લાગે છે, પણ ક્યારે અને ક્યા તે યાદ આવતુ નથી ! "

આ પુરૂષની ઉમ્મર લગભગ પીસ્તાલીસેક વર્ષની લાગતી હતી તેનુ શરીર દુબળુ પણ લાબુ સુદનુ અને મજબૂત બાધાનુ હતુ ચહેરો ખુબસુરત તેમજ રૂઆબદાર હતો, જેમા વાકા વાળેલી લાબી ભરાવ મૂછો અને ઉપર વાળેલી ટુકી દાઢી નજરે પડતા હતા વિશાળ ઓખોમા અત્યારે સહજ રતાશ જણાતી હતી તેનો પોશાક કિમતી નહોતો પણ સફાઈદાર અને ડાઠદાર હતો તેણે ચુસ્ત પાયજામો અને સમાનદાર ટગનો પહેરેલ હતો, જ્યારે માથાપર મ્હોટો ગુલાબી ફેટો બાધેલો હતો સામાન્ય રીતે જોતા તે કોઈ હલકો માણસ હોય એમ લાગતુ નહોતુ નાનુના વચનો સાભળીને તે મુખ મલકાવી બોલ્યા 'એટલુ જ નહી પણ બીજી કેટલીક વાતો તમે મને પૂછશો, પણ તમારા નોકરોની હાજરીમા હુ તમને કઈ જવાબ આપીશ નહી કારણ, હુ કઈ સાધારણ વાત માટે આવ્યો નથી ! તમને ધાસ્તિ ન હોય તો તમારી દાસીઓ અને પહેરેગીરને અત્રેથી જવાનુ ફરમાવો ! પછી મને જે કઈ પૂછશો તેનો હુ ખુલાસો કરીશ ! " આ સાભળી નાનુએ પોતાની કમ્મરે લટકતા તીક્ષ્ણ ખજર તરફ જોયુ, અને પછી દાસીઓ અને પહેરેગીરને ત્યાથી જવાની ઈશારત કરી તે પુરૂષ

પ્રત્યે તે બોલી–"તમારાથી ડરવાનું મને કંઈ કારણ નથી !"

"હવે તમારા પ્રશ્નનો જવાબ આપું છું !" પેલો પુરૂષ બોલ્યા–"મારૂં નામ શ્યામલાલ છે ! તમે મોતીજાન બજારમાંના તમારા ઘરની અટારીમાં બેસીને કટાક્ષથી સેંકડોનાં અંતઃકરણ વીંધી નાખતાં હતાં ત્યારે મને પણ દીઠો હશે ! વેશ્યાઓ વિશેષ ધન મેળવે છે, ત્યારે પોતાના આગલા વખતમાં જે ઓળખીતા પાસેથી થોડા ઘણા પૈસા મેળવ્યા હોય અને તે વખતે તેની સાથે ગમે એવો ગાઢો સબંધ હોય છતાં તેને ભૂલી જાય એમાં કંઈ નવાઈ નથી ! આથી હું ખાસ તમને તાણો નથી મારતો, પણ આપણી આગલી ઓળખાણની યાદ આપી મારી આટલી છૂટ માટે ક્ષમા માગું છું કેમકે, તમે ઉંચ સ્થિતિમાં છો !"

"હા ! મેં તમને ઓળખ્યા !" નાનું નસ્કોરાં ચ્હડાવીને બોલી–"પણ હવે તમારે શું કહેવું છે ?"

"એજ કે મને રજા આપો એટલે હું અત્રેથી ચાલ્યો જાઉં !"

'ના ! મારા સીપાઈ સાથે તમે મોકલેલા પત્રનો ભેદ હું જાણવા માગું છું કેમકે તેમાં ફક્ત લખ્યું છે કે, લક્ષ્મીદેવી પ્રગટ થઈ છે માટે માયાવતી અને તેના મદદગારોએ પોતાના પ્રાણ બચાવવા એકદમ ન્હાસી જવું !" આમ કહી નાનુએ તે પત્ર તેને બતાવ્યો, એટલે તે બોલ્યો "અને તેમાં એટલું પણ લખ્યું છે કે, નહીં તો બાર કલાક પછી તેઓથી કંઈ કરી શકાશે નહીં !"

"હા ! એમ લખ્યું છે ખરૂં, પણ એ લક્ષ્મીદેવી કોણ છે ? અને તે પ્રગટ થવાથી અમને શું નુકશાન થશે ?"

"શું લક્ષ્મીદેવીવાળો ભેદ તમે જાણતા નથી ? અજાયબી ! માયાવતીએ તે તમારાથી છૂપો રાખ્યો ? તો હું એ વાત જાહેર નહીંજ કરૂં ! પણ માયાવતી ક્યાં ? મારે તેને મળવું છે !"

"માયાવતી શું તમારી સામે આવી ઉભી રહેશે ? અનો દરજ્જો જાણો છો ? પારકા માણસને તે મુખ બતાવતી નથી !"

"એ બધું હું જાણું છું, પણ મારી આગળ તે મુખ ઢાંકશે નહી, એવી મારી ખાત્રી છે !"

"કદાચ હશે, પણ અત્યારે તે બહાર ગયા છે, અત્રે નથી !"

"ત્યારે હું જાઉં છું, અને તમને ચેતવું છું કે અત્રેથી છતા વળે ન્હાસી જાઓ !" આમ કહી શ્યામલાલ જવાને પાછો

વળ્યો, એટલે નાનુએ તેને રોકી કહ્યુ -" અરે ! જરા ઉભા રહો ! ઉતાવળા શુ થાઓ છો ? આપણી આગલી ઓળખાણ યાદ કરી મને લક્ષ્મીદેવીનો ભેદ મહેરબાની કરી બતાવો ! અમારાપર શુ સંકટ પડનાર છે, તે મને નહી જણાવો ?"

" આપણી દોસ્તી હુ ભૂલ્યો નથી ! અરે ! હજી તમને અ ત કરણથી દૂર કરી શકયો નથી !" શ્યામલાલે પાછા ફરીને જણાવ્યુ, અને કઈ વિચારમા જરા ચુપ રહી તે બોલ્યો -"તમને એક પત્ર આપુ તે વાચવાથી સર્વ જાણશો, પણ આ પરદા પાછળ કોઈ સતાઇને આપણી વાતો સાભળતુ હશે, એમ મને લાગે છે!"

" ના ! એવો વહેમ લાવતા નહીં ! કોઈ નથી ! " આમ કહેતા નાનુએ પરદો ખસેડી બારણા બહારથી બધ કરી દીધા તરતજ શ્યામલાલે ખીસ્સામાથી પત્ર કહાડી નાનુને આપવા હાથ લબાવતા કહ્યુ -" આ પત્ર માયાવતી સિવાય બીજા કાઇને ન આપવાનો ઠરાવ કરીનેજ હુ અત્રે આવ્યો હતો ! એને હુ ખરા અ ત કરણથી ચાહુ છુ, અને એને માટેજ આટલી બધી ઝહેમત ઉઠાવી છે ! અરે ! એ મોહીની પણ મને દીલથી ચાહે છે ! "

" માયાવતી માટે તમે આવુ બોલો તે દીલગીરી સાથે અજાયબી ઉપજાવનારૂ છે !" નાનુ ભાર દઇને બોલી-" તમે જુઠ્ઠા, દગલબાજ લાગો છો ! તમારી સાથે પ્રેમ બાધવા માયાવતીને શી ગરજ પડી છે ? એ પણ શુ મારી માફક ગ ધર્વ કુળને શોભા આપનારી છે ? " આ સાભળી શ્યામલાલ પત્રવાળો હાથ પાછો ખેચી લેતા મ્હોટેથી હસીને બોલ્યા -" બસ ! મૂળ વાતોની જ તમને ખબર નથી તો પછી મારી મતલબ તે કયાથી સમજી શકશો ? માયાવતીના સખી હોવાનો દાવો કરો છો, પણ આ ઉપરથી તો જણાય છે ક માયાવતીએ તમને એક હલકી દાસી જેવી પણ ગણી નથી ! એણે પોતાના અ તરની ક ઇ વાત તમને જણાવીજ નથી ! અરેરે ! તમને એટલી ખબર નથી કે માયા તો મારી સાળી થાય છે ! "

" માયાવતી તમારી સાળી ? ! અને લક્ષ્મીદેવી ? "

" લક્ષ્મીદેવીને બદલે મારી અન દારોગાની મદદથી માયાવતી- પણ નહીં ! માયાવતીએ એ ભેદ તમારાથી છાનો રાખ્યો છે તો હુ શા માટે કહુ ? ઠીક ! માયાવતી આવે તો કહેજો કે

શ્યામલાલ આવીને કહી ગયો છે કે લક્ષ્મીદેવી અને જોરાવરસિંહનો બંદોબસ્ત કીધો છે, એટલે હવે તેણે નિશ્ચિંત થવું અને મને તાકીદે મળવું ! અરે ! પણ આ મહેલમાં રહેનારા આજે કેદ પકડાઈ જશે, અને માયાવતીને અત્રે આવવાનો વખત પણ નહીં મળે ! તમને બધી વાત નકામી કહી ! તમે તમારા પ્રાણ બચાવવા તાકીદે અત્રેથી ન્હાસી જાઓ, અને માલમીલકત લઈ જવાય તેટલી લઈ જાઓ ! હું પણ જાઉં છું !"

"અરે ! ઉતાવળા શું થાઓ છો ? પેલો પત્ર કહાડયો હતો તે તો દેખાડો, અને એક વાતનો જવાબ આપીને જાઓ !" નાનુએ આગ્રહસહ કહ્યું, એટલે થોડીવાર કંઈ વિચારમાં ચુપ ઉભા રહેવા બાદ ખીસામાંથી ફરી પત્ર કહાડીને નાનુને આપતાં શ્યામલાલ બોલ્યો –"તમે વાંચી લ્યો ! જુઓ, મારી સાળીને માટે પત્રપર ખુશબોદાર અત્તર છાંટી આવ્યો છું ! એવો પણ વખત હતો જ્યારે તમે પણ મને કંઈક રાજી કીધો છે ! એ વાંચીને તમે આવી પડનારા સંકટની સંપૂર્ણ હકીકત જાણશો ! કદાચ માયાવતીને હું મળી શકું નહીં, તો આ પત્ર મોકલીને તેને આવનારી આફત વિષે સાવધ કરવા માટે હું એ લખી લાવ્યો હતો ! પણ અફસોસ ! એના તો દર્શને ન થયાં ! ઠીક ! હવે નિરાતે બેસીને તમેજ વાંચો, અને મને પણ જરા બેસવાની રજા આપશો કેમકે, ઉભો રહીને હું થાકી ગયો છું !" નાનુએ પત્ર લેતાં શ્યામલાલને બેસવાનું કહ્યું, અને પોતે પણ ત્યાંજ બેસી પત્ર વાંચવા લાગી. પરબીડીયું અને કાગળ એવાં તો અત્તરની સુગંધીવાળાં હતાં કે હાથમાં લેતાંજ નાનુનું મગજ તર થઈ ગયું. આવું ઉંચું અત્તર આજ સુધી તેણે જોયું નહોતું. આથી પત્ર વાંચતાં પહેલાં કેટલીક વાર સુધી તેણે તે સુંઘ્યાજ કર્યું, અને આંખો બંધ કરી તેની લહેરમાં મસ્ત બનવા લાગી, પણ એ સુગંધમાં મગજને ખુશ કરવા સાથે મીઠી બેહોશીની પણ અસર હતી, એટલે પત્ર વાંચતાં પહેલાંજ નાનુનું ચૈતન્ય જતું રહ્યું, અને બેહોશ થઈ ભીંતની ઓથે ઢળી પડી. તેની આ હાલત જોતાં શ્યામલાલે તેની પાસે જઈ ઉતાવળે તેની આંગળીમાંથી તીલસ્મી ખંજરની જોડની વીંટી ઉતારી લીધી, અને તેવાજ ઘાટની એક વીંટી પોતાના ખીસામાંથી કહાડીને તેને બદલે તેની આંગળીમાં પહેરાવી દીધી.

પછી પોતાના ડગલા તળે છૂપાવેલ તીલસ્મી ખંજર જેવુંજ અન્ય ખંજર કહાડીને નાનુની કમ્મરે ખોસી તીલસ્મી ખંજર કહાડી લઈને પોતાની કમ્મરે ડગલા તળે સંતાડી દીધું આમ ખંજર અને વીંટી બદલી લીધા બાદ તેણે સુગંધીદાર પત્ર પણ નાનુના હાથમાંથી લઈ લીધું અને તેને બદલે તેવીજ સુગંધીવાળો બીજો પત્ર તેના હાથમાં મુકી દીધો, જેની સુગંધમાં બેહોશી દૂર કરવાનો પણ ગુણ હતો આટલું કરીને તે પોતાને ઠેકાણે જઈ બેસી ગયો, અને નાનુ શુદ્ધિમાં આવવાની રાહ જોવા લાગ્યો થોડી વારમાજ નાનુ શુદ્ધિમાં આવી અને આંખો ઉઘાડી શ્યામલાલ તરફ જોતાં પેલો પત્ર ફરીથી સુંઘતાં બોલી –" વાહ વાહ ! આ સુગંધ તો અજબ છે ! પણ હું બેહોશ થઈ ગઈ હતી વારૂ ?"

" વાહ ! એ પણ ઠીક !" શ્યામલાલ હસીને બોલ્યો,–"જરા આંખ બંધ કરીને ઉઘાડવાનો અર્થ બેહોશી હોય તો થઈ ચુક્યું ! સુગંધની લહેરમાં ફક્ત બે પળ તમે આંખો મીંચીને તરત ઉઘાડી નાખી ! સુગંધમાં તમે તો મસ્ત બની ગયાં "

" હવે બહુ થયું !" નાનુ મુખ મલકાવીને બોલી,–"માયાવતીના તમે બનેવી ન થતા હોત તો મારે મ્હોડે કંઈ સાંભળત ! એક તરફથી કહો છો કે અમારી જીંદગીપર જે વખત જાય છે તેમાં આફત આવી પડનાર છે ત્યારે બીજી તરફથી આમ મશ્કરી કરો, એ સારૂં ? પત્ર તો વાંચુ '" આમ આમ કહી તે કાગળ વાંચવા લાગી, અને થોડી વારે બોલી–"આમાં તો કંઈ સમજાતું નથી ! બસ ! હારબંધ અક્ષરો લખ્યા છે '"

" હવે મારી ખાત્રી થઈ કે માયાવતીએ તમારી સંગે માત્ર ઉપરનીજ દોસ્તી રાખી છે ! તમો વચ્ચે ખરો સ્નેહ હોત તો તેણે પોતાની છાની વાત તમને જરૂર કહી હોત, અને તેથી તમે આ પત્રની મતલબ પણ સહજમાં સમજી ગયાં હોત !"

" વહાલા ! તમે મારાપર કૃપા કરીને મારી જીંદગી બચાવવા અત્રેથી ન્હાસી જવાની સલાહ આપો છો તેનું કારણ તો જણાવો ! ન્હાસીને હું ક્યાં જાઉં અને અત્રેના રાચરચીલાને બચાવવા શો ઉપાય કરૂં, એ મને કંઈ સુઝતું નથી !"

" હું શું સલાહ આપું ? તમને હું કંઈ રસ્તો બતાવું અથવા તો મારી સાથે આવવાનું કહું તો મારાપર તમને વિશ્વાસ

બેસશો નહીં કેમકે, ઘણે દિવસે મળ્યા છીએ, અને તે પણ તમારૂ મન અનેક પ્રકારના રાજકીય ઘોટાળામા મુઝાયલુ છે ત્યારે' તોપણ આટલુ કહેવામા મને હરકત નથી કે રાજા જોરાવરસિંહના લખ્યા મુજબ કાશીના મહારાજ આ મહેલને કબજે કરી અત્રે રહેનારા સર્વ માણુસને કેદ પકડશે ! માયાવતી અહીં રહે છે એવી રાજા જોરાવરસિંહને ખબર મળેલી હોવાથી પોતાની એ આજ્ઞા તરતજ અમલમા મુકવાની તેણે પોતાના પત્રમા તાકીદ કરી છે, પણ એટલુ સારૂ છે કે, જોરાવરસિંહનો પત્ર લઈ કાસદ હજી આ શહેરમા આવી પહોચ્યો નથી ' સ્હવાર સુધીમા તે આવી પહોચશે ' ખરેખર ' આજે તમને જોતા તમારાપરનો આગલો પ્રેમ અતરમા તાજો થાય છે ' બસ ! હુ તમને મદદ કરીશ !”

“ બસ ' આ વખતે મને મદદ કરશો તો એ ઉપકાર હુ જીવિતપર્યંત નહીં ભૂલુ ' હુ તમારી દાસી થઈને રહીશ, અને તમે કહેશો તેમ કરીશ, એમ સોગનપૂર્વક કહુ છુ ! ”

“ ઠીક, તો અત્યારે કેવી રીતે મદદ કરી શકુ છુ તે સાભળો ! જે માણુસ જોરાવરસિંહનો પત્ર લઈને કાશીરાજ પાસે આવે છે તેને હુ સારી પેઠે ઓળખુ છુ ' પ્રભાત સુધીમા તે વર્ણાને કિનારે આવી પહોચશે, એમ ધારૂ છું, માટે તેને કેદ કરો તો થોડાક દીનનો તમને અવકાશ મળે કેમકે, જોરાવરસિંહ પોતાના પત્રના જવાબની કેટલાક દિવસ રાહ જોશે ! ”

“ઉપાય તો મઝાનો છે, પણ તમેજ તેને નહીં પકડી શકો ? ’

“ તમે તો હાથ આપતા પહોચે વળગો છો ' તમે થોડાક સીપાઈ લઈને મારી સાથે ચાલો, અને શહેરના પાદરમા માગ રોકી બેસો તો એ આવે ત્યારે તમને ઓળખાવી આપુ, પછી તમને ઠીક લાગે તેમ કરજો ' મારે એની સંગે ઓળખાણ હોવાથી સામે જઈને હુ એને પકડી શકીશ નહીં ! ”

“ એટલુ તમે કરી શકો તો પછી મારે આવવાની શી જરૂર છે ? મારા સીપાઈઓને તમારી સાથે મોકલુ છુ, જેમને–”

“ બસ ' તમારી દાનત સાફ નથી, એ હુ સમજી ગયો ! એવા મતલબીને મદદ કરવાનુ હુ યોગ્ય ધારતો નથી ' વળી માયાવતી પણ પહેલી પંક્તિની મતલબી છે ! પોતે દૂર રહી બીજાને ફસાવી પોતાની મતલબ પાર પાડવામા તે બહુ હોશીયાર છે '

શું કરૂ કે મારી પત્નિ આગળ લાચાર છુ ! તે માયાવતી પ્રત્યે બહુજ મમતા રાખે છે, એટલે છૂટાતુ નથી !" આમ શ્યામલાલ એવા ઢગથી બોલતો હતો કે તેના શબ્દોમા સચ્ચાઈનો ભાવ જણાતો હતો વળી તેના મુખમાથી શબ્દ નીકળવા સાથે તેના ચહેરાપર પણ એવો ફેરફાર થઈ જતો હતો કે તેના કહેવામા સચ્ચાઈ નથી, એમ ચાલાક માણસને પણ શક જાય નહીં નાનુને પણ તેના વચનપર પૂર્ણ વિશ્વાસ આવ્યો અને જોરાવર સિહના કાસદને પકડવાની આશામા થોડાક સીપાઈઓસહ તેની સાથે જવાને તે તૈયાર થઈ સીપાઇઓ કરતા પણ પોતાની કમ્મરમાના તીલસ્મી ખજરપર તેને કામ પાર પાડવાની વધુ હિમ્મત હતી, પણ તે ખજર તો બદલાઈ ગયુ હતુ, એ તેને સ્વપ્ન પણ ખ્યાલ ક્યાથી આવે ? શ્યામલાલને જરા બેસવાનુ કહી તે સજ થવાને પેલી ઓરડીમા ચાલી ગઈ અને થોડી વારે એક મોટો ઝભ્ભો ઓઢોડીને બ્હાર આવી બોલી -"ચાલો, હુ તૈયાર છુ !" તરતજ બને જણ નીચે ઉતર્યા અને બાગમા થઈને મ્હોટા દર વાજા આગળ આવ્યા આ સમયે ત્યા પહેરેગીરો ઉપરાત આઠ હથી-યારબધ સીપાઈ સજ થઈ ઉભા હતા નાનુ અને શ્યામલાલ સીપા ઈસહ ગગા કિનારે થઈને કાશીના પાદરમા વહેતી વર્ણા નદી તરફ ચાલ્યા અને લગભગ અરધે કલાકે ત્યા જઈ પહોચ્યા આ સમયે મધરાતનો સમય થઈ ગયો હતો, અને આકાશમા ચદ્રનો પણ ઉદય થઈ ચુક્યો હતો વર્ણા નદીમા પાણી ઘણા હોવાને લીધે સામે પાર જવા માટે પાણીથી પચ્ચીશેક ગજ ઉચો મજબૂત પુલ હતો પૂલની બને બાજુએ મુસાફરોને થાક ખાવા માટે ચાર ચોતરા બાધેલા હતા, અને ત્યાજ નદીમા ઉતરવા માટે ન્હાની પગથીઓ બાધેલી હતી તેઓ આ પૂલ પાસે જઈ પહોચતા નાનુએ શ્યામ લાલને પૂછ્યુ-" અહીંજ બેસીશુ કે સામે પાર જઈશું " શ્યામ લાલે સામે પાર જવાની સલાહ આપવાથી તેઓ પૂલ પર ચાલ્યા હજી તેઓ પૂલ પર અરધેક રસ્તે ગયા હશે એટલામા સામેથી આવતા ઘોડાઓની ટાપનો અવાજ સભળાયાથી શ્યામલાલે કહ્યુ- " લ્યો ! આપણુને જરાએ ખોટી થવુ પડયુ નહી ! તે સ્વારજ આવે છે ! હવે તૈયાર થઈ જાઓ ! આપણે પાયદળ છીએ અને તેઓ ઘોડેસ્વાર હોવાથી છટકી ન જાય તેની સભાળ રાખજો !"

તરતજ નાનુ પોતાની કમ્મરેથી ખંજર કહાડી તૈયાર થઈ સીપાઇઓ પ્રત્યે બોલી—“એ સ્વાર છટકી ન જાય ! એમને પકડવા માટેજ આપણે આવ્યા છીએ !” સીપાઈઓ પણ મ્યાનમાથી તલવાર ખેંચી સજ થઈ ઉભા, એટલામા બે ઘોડેસ્વાર તેમની છેક પાસે આવી પહોચ્યા, જેમને જોતા તેઓ બધા સાથે પૂકારી ઉઠયા—“ સબૂર ! એક કદમ પણ આગળ વધશો નહી !” એટલામા પાછલી તરફથી પણ કેટલાક માણસો દોડતા આવતા જણાયા આથી નાનુ ગભરાટમા પડી ગઈ કેમકે, બ ને તરફથી પોતે ઘેરાઈ જવાથી હવે છટકી જવાની તેને આશા જણાઈ નહી પોતાના તીલસ્મી ખ જરની મદદથીજ બચવાની આશા હોવાથી તેણે હિ મત ધરી તેનો હાથો દબાવ્યો, પણ તેમાથી ચમકાટ પેદા થયો નહી ગભરાઈને તેણે પાછળ ફરી શ્યામલાલ તરફ જોયુ તો તે દેખાયોજ નહી હવે ગભરાટમા તે દીંગમૂઢ બની ઉભીજ રહી, એટલામા પાછળથી માણસો ત્યા આવી પહોચી તેના સીપાઈ ઉપર તુટી પડયા તેઓ પણ આઠજ હતા, પણ નાનુના સીપાઈ તેમની સામે ટકી શકયા નહી નાનુ ધાસ્તિમા એક ચીસ પાડી બાજુએ ખસી ગઈ, લાગ ન મળવાથી નહાસી જઈ શકી નહી ! નાનુની ચીસપરથી તે એક અબળા છે, એમ પેલા બ ને સ્વારો જાણી ગયા, એટલે તેઓમાના એકે ઘોડાપરથી ઉતરી તેને કમ્મરેથી ઉપાડી લઈ તેના હાથમાથી ખ જર ઝુટવી લઈને બીજા સ્વારની આગળ ઘોડાપર બેસાડી દીધી, અને પછી પોતે પણ ઘોડાપર બેસી જઈ મ્હોટે અવાજે કોઈને પૂછયુ—“ અત્રે એકલી નાનુજ છે કે બીજી કોઈ સ્ત્રી પણ છે ? ” આના જવાબમા દૂરથી કોઈએ મ્હોટેથી જણાવ્યુ—“ એકલી નાનુજ છે, માટે લઈને નહાસી જાઓ ! ” નાનુએ પણ આ અવાજ સાભળ્યો, અને તેપરથી તે સમજી ગઈ કે તે બોલનાર શ્યામલાલજ હતો પોતાના પ્રશ્નનો જવાબ મળતા બ ને સ્વાર ઉત્તર દિશા તરફ ઘોડા દોડાવી ગયા નાનુને પકડાયલી જોઈ તેના સીપાઈઓની હિ મત પણ જતી રહી. તેઓમાના બે તો જખમી થઈ પડયા, જ્યારે બાકીના છ જીવ લઈને નહાસી ગયા તરતજ શ્યામલાલ પેલા આઠે બહાદુરોની સામે આવી બોલ્યો—“ શાહબાસ ! તમે કામ ચાલાકીથી બજાવ્યુ, એ માટે હુ બહુ ખુશ છુ ! મારે માટે અશ્વ ક્યા છે ?”

શ્યામલાલને જોતા સઘળાઓએ હાથ જોડી ઝુકીને તેને નમન કર્યું, અને એક જણ ઘોડો લાવવાને દોડી ગયો થોડી વારમા તે એક અશ્વ લઈ આવ્યો, જે પર સ્વાર થઈને શ્યામલાલે તે સઘળાઓને કહ્યુ—" હવે તમે રમાપુર જાઓ ! મારૂ કામ પૂર્ણ કરીને હુ તમને ત્યા મળીશ !" આટલુ કહી તેણે પણ પોતાના અશ્વને ઉત્તર દિશા તરફ છોડી મૂકયો લગભગ એક કોસ જેટલો પંથ કાપ્યા બાદ જ ગલમા એક સ્થળે નાનુને ઉપાડી જનાર પેલા સ્વારો તેની રાહ જોતા ઉભા હતા તેમને તે મળ્યો, એટલે આનંદાવેશમા બોલ્યો—" શાહબાસ ! મારા મિત્રો ! તમારી પ્રશસા કરૂ તેટલી થોડી છે ! હવે અત્રે ખોટી થવાનો સમય નથી માટે ચાલો !" તત્તજ ત્રણે જણે અશ્વોની લગામ ઢીલી મૂકી દીધી, અને જોતજોતામા તેઓ જ ગલમા અદશ્ય થઈ ગયા

—— o ——

# પ્રકરણ ૨૯ મુ.

## તિલસ્મી મહેલપર હુમલો

વાંચનાર ! તળાવની વચ્ચેના કમલીનીના મહેલ તરફ હવે નજર ફેરવીએ હાલ એ મહેલમા કમલીનીની સખી તારા રહેતી હતી કમલીની તેને પોતાની સગી બ્હેન સમાન માનતી હતી અને તેનો બોલ પાછો ફેરવતી નહોતી, એ તેના દાસદાસી અને સીપાઈ, વગેરે સર્વ જાણતા હોવાથી તેઓ પણ તેને માન આપતા, અને તેની આજ્ઞાને આધીન રહેતા હતા કમલીનીના કહેવાથી તારા એ મહેલમા કેટલાક દીન કમલીનીના સ્વરૂપમાજ રહી હતી, જે વખતે નોકરો, વગેરે કોઈને પણ ખબર પડી ન હોતી કે તે તારા છે તેઓ એમજ સમજ્યા હતા કે કમલીનીએ તારાને કામે મોકલી છે જ્યારે કમલીનીએ માલતીને પકડીને તારા સગે પોતાને મહેલે મોકલી ત્યારથી તે ખરા સ્વરૂપમાજ ત્યા રહેતી હતી

કીશોરી અને કામીનીને માલતીના મહેલમાથી છોડવ્યા બાદ કમલીનીના મહેલમા તેમને મુકી આવવાને રાજા જોરાવરસિંહ, શ્રીજય અને વઈતાળ ત્યા ગયા, તે વખતની કેટલીક હકીકતથી

વાચનારને જાણીતા કરવાની જરૂર છે તેઓ મહેલ આગળ જઈ પહોચતા તારાને એ વિષેની ખબર પહોચાડવાને જોરાવરસિંહે વઈતાળને મોકલ્યો તારા તે વખતે કંઈ કામ પ્રસંગે તળાવની બહાર આવી હતી, એટલે વઈતાળને જોતા તેણે ખુશ થઈને કમળીનીના સમાચાર પુછયા, જેના જવાબમા વઈતાળે કમલીની તેનાથી છેલ્લી જુદી પડી હતી તે દીનથી છેવટ સુધીની તમામ હકીકત તેને જણાવી, જેમા રાજા જોરાવરસિંહની હકીકત પણ આવી ગઈ અને છેવટે કહ્યુ–' કીશોરી અને કામીનીને કમલીનીજીની ઈચ્છાનુસાર પહોચાડવાને મહારાજ જોરાવરસિંહજી અત્રે આવેલ છે ! થોડેક છેટે તેમણે મુકામ કીધો છે, અને તમને ખબર પહોચાડવાને મને મોકલ્યો છે !" જોરાવરસિંહ જીવતા તેમજ માયાવતીના બંધીવાન હોવાનો આજ દીન સુધી તારાને ખ્યાલ પણ આવ્યો નહોતો, એટલે વઈતાળને મુખે એ હકીકત જાણતા તેને બેહદ આનંદ ઉપજ્યો જોરાવરસિંહના છુટકારા માટે કમલીની કરતા પણ તેને વધુ આનંદ ઉપજ્યો હતો, એમ તેના ચહેરાપરથી વઈતાળને સાફ જણાયુ બેહદ ખુશહાલીમા તેનુ ગળુ પણ રૂંધાઈ ગયુ, અને આંખોમાથી હર્ષાશ્રુ ટપકવા લાગ્યા તેની આ હાલત જોઇ વઈતાળને અજાયબી ઉપજી, અને આટલા હદ ઉપરાતના આનંદથી કદાચ તેની તબીયતમા બગાડો થઈ જાય, એમ ધારીને તેણે તેનો આનંદ કંઈક ઓછો કરવાનુ યોગ્ય વિચાર્યું, અને તેથી તે બોલ્યો–"મહારાજ જોરાવરસિંહજી છુટયા છતા હજી તેમની જીંદગી જોખમમા છે ' "

" એટલે ? શા કારણે ? " તારાએ ચમકીને પૂછ્યુ

" માયાવતી હજી જરૂર કંઈક તોફાન જગાડશે ! મહારાજ જોરાવરસિંહના મરણ વિષે વર્ષો થયા તમામ પ્રજાને ખાત્રી થઈ ગઈ છે, એટલે હવે લોકોપર કેવી અસર થાય છે તે જોઇએ ! પણ હવે તમે વિલંબ ન કરો કેમકે તેઓ રાહ જોતા હશે ! " વઈતાળે જણાવ્યુ, અને તે ત્યાથી પાછો ફર્યો, એટલે તારા પણ કંઇ બોલ્યા વગર તેની સાથે ચાલી અરધોક કલાક ચાલ્યા બાદ તેઓ તેમની પાસે પહોચી ગયા રાજા જોરાવરસિંહ, કીશોરી, કામીની અને વીજયને જોઈ તારાના અંતઃકરણમા આનંદની લહેરો ઉછળવા લાગી, અને અંતરમા તે સમાઈ ન શકવાથી

દરેક રૂવા વાટે બહાર નીકળવા લાગી તેના મનમા અનેક પ્રકારના વિચારોએ ઉથલપાથલ મચાવી મૂકી અને પોતના હૃદયની ઉર્મિ મહા મહેનતે દબાવ્યા છતા જોરાવરસિંહને જોતા તે તેના ચર્ણમા જઈ પડી ! તરતજ જોરાવરસિંહે તેને ઉઠાડીને સ્નેહભરે અવાજે કહ્યુ-"તારા ! મારા છૂટકારાથી તને બેહદ આનંદ ઉપજ્યો છે, એ હુ જાણુ છુ ! કમલીની તરફ દ્રઢ સ્નેહ રાખીને તુ તેની સંગે રહેવાથી હુ બહુ ખુશ થયો છુ ! કમલીનીને લીધેજ મારી જીંદગી બચવા પામી છે, નહીતો હુ તો મરીજ ગયો હતો ! અરે-તેને પાચ વર્ષ પણ થઈ ગયા ! અહાહા ! ઈશ્વરની માયા વિચિત્ર છે ! હુ કહુ છુ તે ધ્યાનથી સાભળ કેમકે, અત્રે હુ બહુ સમય રોકાઈ શકીશ નહી!"

"આપ મહેલમા નહી પધારો ?" તારાએ આતુરતાથી પૂછ્યુ

"નહી ! મને અવકાશ નથી ! કદ્રજીતસિંહ, આનંદસિંહ અને કમલીની પાસે તાકીદે જવુ છે !" જોરાવરસિંહે કહ્યુ

"શુ તેઓ હજી નિશ્ચિંત થયા નથી ?" તારાએ પૂછ્યુ

"હજી સંપૂર્ણ નિશ્ચિંત થયા નથી !" જોરાવરસિંહે જવાબ આપ્યો આ સાભળી તારા વિચારમા થોડીવાર ચુપ રહ્યા બાદ બોલી- "ઠીક ! ત્યારે મને શી આજ્ઞા છે ?" આમ કહી કીશોરી અને કામીનીને બતાવતા તેણે કહ્યુ-"આ બંનેને અત્રે જોઈ મને બહુજ આનંદ ઉપજ્યો છે ! એમને માટે તો મને પણ કેટલાક દિવસ છૂપે વેષે રણપુરમા રહેવુ પડયુ હતુ ! હમણા તો આ અત્રેજ રહેશે ને ?"

"અવશ્ય રહેશે !" જોરાવરસિંહે જણાવ્યુ-"એમને તને સોપુ છુ ! કમલીની આવે ત્યાસુધી એમની સંભાળ રાખજે ! એમને કોઈ વાતની અડચણ ન આવે ! બંને કુમાર અને કમલીનીસહ હુ પણ થોડા દીનમા અત્રે પાછો આવીશ ! એક બીજી વાત ધ્યાનમા રાખજે ! મારે વિષે કોઈને હાલમા કહીશ નહીં કેમકે, હજી ગુપ્ત રહીનેજ મારે કેટલાક કામો કરવા છે ! આથીજ અત્યારે મહેલમા ન આવતા મે તને અત્રે બોલાવી !"

"બહુ સારૂ ! તમામ વાતે નિશ્ચિંત રહી આપના કાર્ય પૂર્ણ કરો !" તારાએ જણાવ્યુ પછી કીશોરી અને કામીનીને તે મહેલમા લઈ ગઈ વઈતાળ અને વીજય તેમને તળાવ સુધી વળાવી આવી જોરાવરસિંહ સંગે પોતાને માર્ગ પડયા કીશોરી અને કામીનીને

તારાએ બહુજ જતનથી રાખી અત્યાર સુધીમા સહેલા અનેક સંકટોથી તે બને બહુજ કમજોર અને દુબળી થઈ ગઈ હતી હવે તેમની ભાગ્યદશા ફરી હતી અને નિરાંતે બેસવાનો વખત આવ્યો હતો કીશોરી અને કામીની વચ્ચે પણ બહુજ ગાઢ સ્નેહ બંધાયો હતો બને કુમારો માયાવતીના પંજામાથી છૂટયાના સમાચાર જાણી તેમને ઉપજેલા આનંદથી તેમના જીવનની કરમાવા માંડેલી લતાપર આશારૂપી પાણી પડયુ હતુ, પણ માયાવતી કોણ છે, અને પોતાની તરફ આટલી દુશ્મનાઈ શા માટે બતાવે છે તેનો ભેદ જાણવાને તેઓ આતુર બની રહી હતી તીલસ્મી મહેલમા બે દીન સુખચેનમા પસાર કરવા બાદ ત્રીજે દીને સંધ્યાકાળે અગાસીમા તેઓ તારા સંગે હવા ખાતી બેઠી હતી ત્યારે વાતચીત દરમ્યાન કીશોરીએ તારાને કહ્યુ–" બહેન! તમે અમારી બહુજ સંભાળ રાખો છો! અત્રે અમને કોઈ વાતની ઓછ નથી! વળી ઈશ્વરકૃપાએ હવે ટુંક મુદતમા અમારા દુર્ભાગ્યનો અંત આવી જશે, એમ દેખાય છે પણ કેટલીક બાબતોનો ખુલાસો જાણવાને હુ આતુર છુ!"

"કઈ બાબતોનો ખુલાસો જાણવો છે? હુ જાણતી હોઈશ તો જરૂર કહીશ!" તારાએ જણાવ્યુ

"ત્યારે પહેલા કહે કે માયાવતી કોણ છે, અને તે અમારી દુશ્મન શામાટે છે?" કીશોરીએ પૂછયુ

"માયાવતી જમાનીયાની રાણી છે!" તારાએ જણાવ્યુ–"જમાનીયામા મ્હોટુ તલેસમ છે, તે વિષે એવુ જણાયુ છે કે ઇંદ્રજીતસિંહ અને આનંદસિંહ તે જીતશે! તે કુમારોના હાથમા ન જાય તે માટે માયાવતી આ તોફાન મચાવી રહી છે!"

"કમલીની કોણ છે? એમનુ નામ વારવાર સાભળ્યુ છે, અને એ અમારા મદદગાર છે!" કીશોરીએ કહ્યુ

"માયાવતીની બે બ્હેનો છે!" તારા એક નિસાસો નાખી બોલી–" એક આ મહેલની માલેક કમલીની પોતાની બહેનની રીતભાત અને ચાલચલણથી દુખી થઈને તેનાથી જુદી રહે છે, અને બંને કુમારોને મદદ કરે છે, અને બીજી સૌથી ન્હાની બ્હેન લીલાવતી માયાવતીની સાથે રહેતી હતી, પણ ખબર મળવા મુજબ તે પણ માયાવતીનો પક્ષ છોડી દઈને કમલીનીને આવી મળી છે!"

"અને રાજા બેરાવરસિંહજી અને વઈતાળ કોણ છે?"

" વઈતાળ કમલીનીનો અઈયાર છે, અને જોરાવરસિંહજી જમાનીયાના રાજા તથા માયાવતીના પતિ છે ' પાચ વર્ષ પહેલા રાજા જોરાવરસિંહજી સ્વર્ગવાસ પામ્યા, એવા ખબર ફેલાઈ ગયા અને કમલીનીએ તેમની દહનક્રીયા પણ પોતાની આખે જોઈ ' તે વખતે અમને ફક્ત એટલોજ વહેમ હતો કે માયાવતીએ જોરાવરસિંહજીને ઝેર આપ્યુ હશે ' આમ તેમના કહેવાતા મરણ પછી માયાવતી જમાનીયાનુ રાજ્ય ચલાવે છે ! માયાવતીએ બન્ને કુમારોને કેદ પકડયા, તેમને છોડવવા કમલીની જમાનીયા ગઈ, ત્યારે તેને કોઇ રીતે ખબર મળી કે, રાજા જોરાવરસિંહના સંબધમા માયાવતીએ દુનિયાને ઠગી છે, અને એમને તેણે કારાગૃહમા રાખ્યા છે, એટલે તેણે મહા મહેનતે રાજાજીને કારાગૃહમાથી છોડવ્યા પોતાના છુટકારાની હકીકત રાજાજીએ હાલમા છાની રાખી છે, અને વખત આવતા તેઓ પ્રગટ થશે ! આ હકીકત મે તમને ટુકમા જણાવી છે, પણ એ દરમ્યાન વઈતાળે એવા કામો બજાવ્યા છે કે, જેની હકીકત સાભળી અજાયબી ઉપજે છે ! વઈતાળે મને જ્યારે તમામ હકીકત જણાવી ત્યારે અજાયબી અને હરખમા મારી તો અજબ હાલતજ થઈ ગઈ '"

આમ કહી તારાએ વઈતાળે માયાવતી સંગે મિત્રતાનુ ડોળ બતાવી અત્યાર સુધી ચલાવેલી ચાલાકીની હકીકત તેમને સવિસ્તર જણાવી, જેથી તેમને પણ બેહદ અજાયબી ઉપજી અને એ સંબધી તેઓ વચ્ચે કેટલીક વાતચીત ચાલી આખરે કીશોરીએ તારાને પુછ્યુ, " બ્હેન ! મહારાજ જોરાવરસિંહજી અમને મુકવાને આવ્યા ત્યારે એમને તમે કહ્યુ કે, અમારે માટે તમે પણ રત્નપુરના કીલ્લામા કેટલાક દીન રહ્યા હતા ! ત્યારે તો લાલી અને કુદન વિષે તમે અવશ્ય કઈ જાણતા હશો ! " જેના જવાબમા તારા કઈ બોલવા જતી હતી, એટલામા એક જાતનો અવાજ સાભળી ચમકી નજરાટસહ તેણે અગાસીમા એક ચબુતરાપર ઉંચ માથે ઉભેલી પૂતળી તરફ જોયુ તો તે જોરથી નાચતી જણાઈ, જેથી બ્હેબાકળી સરખી ઉઠીને તે બોલી -" હાય ! અનર્થ થયો ! હવે આપણા પ્રાણ ઉગરે તેમ નથી ! બ્હેન કમલીની ! આ સમયે તમે ક્યા હશો ! હાય ! હવે હુ શુ કરૂ ? " વાચનાર ! તારા આમ એકાએક શા માટે ગભરાઈ ગઈ તેનુ કારણ એ હતુ કે તીલસ્મી મહેલના તમામ

ભેદ તે જાણુતી નહોતી, તોપણુ ઘણાખરા ભેદ કમલીનીએ તેને બતાવ્યા હતા, અને ઉંધ માથે ઉભેલી એ પૂતળીના સંબધમા કમલીનીએ તેને કહ્યું હતુ કે, મહેલમા રહેનારાઓપર ભવિષ્યમા આવી પડનારા કોઈ સંકટની અગમચેતી આપવાની એ પૂતળીમા શક્તિ છે જ્યારે એ સીધી થઇને જોરથી નાચવા માંડે ત્યારે સમજવુ કે મહેલમા રહેનારાઓપર કોઈ ભય કર આફત આવી પડનારી છે ! આથીજ તારાના હોશ ઉડી ગયા કીશોરી અને કામીની પણ બ્હાવરી બની ગઈ તારા ગભરાટમા આસપાસ જોતી હતી એટલામા પૂર્વ તરફના ખુલ્લા મેદાનમા અશ્વાક કોસને છેટે સે કડો માણુસો મહેલ તરફ આવતા જણાયા તેઓ લશ્કરી સીપાઇ અથવા લૂટારા હોય અને થોડા સમયમા સમીપ આવીને મહેલને ઘેરો નાખશે, એવી તારાને ધાસ્તિ લાગી તળાવની અદર પાણીમા છૂપી જાળીઓ તથા યત્રો હોવાથી કોઈથી તરીને મહેલમા આવી શકાય તેમ નહોતુ પણ તળાવ તરફ તેની નજર જતા તેમાનુ પાણી ધીમે ધીમે ઓછુ થતુ હોય તેમ લાગ્યુ, અને તેમાની જાળો અને યત્રો દેખાવા લાગ્યા આથી તારાને બચાવની આશા હતી તે પણ નાબુદ થઇ ગઈ, પણ હિમ્મત ન હારતા આવી પડનારી આફત વિષે કીશોરી અને કામીનીને સાવધ કરી દેવા તે દૃઢ અવાજે બોલી-"આપણુપર આવી પડનારા સંકટની તો ખબર મળી ! " આમ કહી મેદાનમાના સીપાઈઓ તરફ હાથ કરી બતાવતા તેણે ઉમેર્યું -" એ આપણા દુશ્મનો લાગે છે ! તેઓ અત્રે આવી પહોચી આપણુને કેદ પકડી લેશે ! તળાવના પાણીની અદર લોખડની જાળ અને યત્રો ગોઠવેલા હોવાથી પાણીમા તરીને અથવા હોડીમા બેસીને કોઈ મહેલમા આવી શકે તેમ નથી, પણ તળાવનુ પાણી એક દમ ઘટવા માંડયુ છે ! પાણી તદ્દન વહી જતા એમાની જાળ તેમજ યત્રોને તોડીને અત્રે આવવામા મુસ્કેલી નડશે નહી ! દુશ્મનોએ તળાવમાથી પાણી કહાડી નાખવાને પહેલાથીજ સુરગ ખોદી હોય એમ લાગે છે ! બસ ! તેમની મહેનત પાર પડશે ! કેવી અણધારી આફત ! " આટલુ કહી આકાશ તરફ જોઈ તે બોલી-"માતા જગદબે ! તારા વિના અમ અબળાઓનુ રક્ષણ કરનાર કોઈજ નથી ! માતા ! તારે શરણે આવેલાને જગતમા

કોઈ સ્હેજ પણ દુઃખ દઈ શકતુ નથી ! આટલા કષ્ટ સહન કરીને પણ ફક્ત તારે આસરેજ આટલા દીન જીવન ટકાવી રાખ્યુ છે, અને તારૂં સ્મરણ કરવાથી આજ સુધી અનેક આફતોમાથી સલામત બચવા પામી છુ, છતા આ શામાટે ? માતા ! તારે આધારેજ જીવતા હોય તેનેજ ? ના, ના ! આ સર્વ તારી માયાજ છે !" આમ ભગવતી જગદ બેનુ સ્મરણ કરતા તારાની આખો મીંચાઈ ગઇ, અને થોડી વારે એકાએક ચમકીને આખ ઉઘાડી કીશોરી અને કામીની તરફ જોતા તે બોલી–" મહામાયા આપણુ રક્ષણ કરશેજ ! આપણે શામાટે ગભરાઈએ ? શુ કરવુ તે એ દયાળુ માતાની કૃપાએ મને સુઝ્યુ છે ! બેએક સિવાય બાકીના સર્વ માણસો મહેલમાજ છે, એટલુ સારૂ છે' હવે હુ પણ શુ કરૂ છુ તે જોજો ! ' આમ કહેતી તે અગાસીપરથી નીચે આવી

આ મહેલને ચારે ખુણે નાજુક મીનારા હતા, જે દરેક ઉપર એકેક પૂતળી હાથમા તીરકમાન ચ્હડાવીને ઉભેલી હતી, એ વાચનારને યાદ હશેજ ' તારાએ અગાસીમાથી નીચે ઉતરીને આમાની એક પૂતળી પાસે જઇ તેનુ મસ્તક પકડીને પાછલી તરફ છેક જમીનને લાગે ત્યા સુધી નમાવ્યુ, જે સાથેજ તળાવના પાણીમા ખળભળાટ પેદા થયો આ જોઈ તારાએ ખુશ થઈને પોતાની પાછળ જોયુ તો તેની હીલચાલ જોતી કીશોરી અને કામીનીપર નજર પડી મહેલમાની દાસીઓને પણ ત્યા ઉભેલી જોઈ તારા બોલી –" ચિતા નથી ! દુશ્મનો આપણી પાસે આવી શકે તેમ નથી ! "

" આ બધુ તમે શુ કરો છો તે અમે કઈ સમજી નહીં ! પાણીમા આ ખળભળાટ શાથી થયો ? " કીશોરીએ પૂછ્યુ

" કોઈ દુશ્મન યુક્તિથી તળાવનુ પાણી કહાડી નાખી મહેલમા આવવાની તજવીજ કરે, તેવે વખતે બચાવ કરવા માટે આ પૂતળીઓ બનાવેલી છે ! " તારાએ ખુલાસો કર્યો,–" આ મહેલનો પાયો ગોળ બાધણીનો છે, જેમા સાતેક હાથની પહોળાઈના તલવાર સરખી ધારવાળા ચાર ચક્ર બેસાડેલા છે આ ચક્રનો એક હાથ જેટલો પહોળો ભાગ તો મહેલની ચારે તરફની ભીંતની અદર છે, જેનુ બીજા યત્રો સાથે જોડાણ કરેલુ

છે, અને બાકીનો છ હાથ જેટલો પહોળો ભાગ ભીંતની બહાર નીકળેલો છે આગળીમા વીંટી પહેરેલી હોય તેવી રીતે એ ચારે ચક્રો પાણીની અંદર આ મહેલની આસપાસ ગોઠવેલા છે ' હવે જ્યારે ચારે ખુણાના મીનારાઓપરની પૂતળીમાથી ગમે તે એકને જમીન સુધી નમાવી દઈએ કે તરતજ પાણીમાનુ એક ચક્ર જોરથી ફરવા લાગશે ! આ પ્રમાણે બીજી પૂતળીને નમાવવાથી બીજુ ચક્ર, ત્રીજીને નમાવ્યાથી ત્રીજુ અને ચોથીને નમાવ્યાથી ચોથુ ચક્ર ફરવા માડશે, પછી મહેલની પાસે કોઈથી ફરકી શકાયજ નહીં ' જે આવે તેના ચાર કટકાજ થઈ જાય ' મે આ પૂતળીને નમાવી દીધાથી એક ચક્ર ફરવા માડયાથી પાણીમા ખળભળાટ પેદા થયો છે ' આ બધુ બ્હેન કમલીનીએ મને થોડા દીન પહેલાજ બતાવ્યુ હતુ ! એકાદ હાથ પાણી ઓછું થતા ચક્ર કેવી ઝડપથી ફરે છે તે પણ તમને દેખાશે ' ”

“ મહેલના સંરક્ષણ માટે સારી ગોઠવણ કરેલી છે ' ” કીશોરી અજાયબીસહ બોલી

“એ ચક્ર ઉપરાત સરક્ષણ માટે બીજી પણ કેટલીક વસ્તુઓ છે, પણ તે વિષે હુ જાણતી નથી !” તારાએ જણાવ્યુ કીશોરી બારીકીથી જોરમા ઉછળતા સ્વચ્છ પાણી તરફ જોવા લાગી, તો તેમા ચમકતી કઈ વસ્તુ દેખાવા લાગી, અને પાણી વધુ ઘટતુ ગયુ તેમ ચક્ર દેખાવા લાગ્યુ થોડીક વારે પાણી વધુ ઘટતા એક ચક્ર જોરથી ફરતુ સાફ દેખાવા માડયુ, એટલે કીશોરી અજાયબીસહ બોલી ઉઠી—“ ખરેખર ' લોખંડનો માણસ પણ પાસે આવે તો તેના બે કટકા થઈ જાય ! ” આમ બોલતી તે ચક્ર તરફ એકટસે જોઈ રહી હતી, એટલામા માણસોની વાતચીતનો ઘોઘાટ સાભળી દુશ્મનો પાસે આવેલ જાણી તારા કીશોરી અને કામીની પ્રત્યે બોલી—“ બ્હેન ! હવે બાકીની ત્રણ પૂતળીઓને પણ તાકીદે નમાવી દેવી જોઇએ કેમકે, દુશ્મનો છેક પાસે આવી પહોચ્યા છે ' એક પૂતળીને હુ નમાવુ છુ એટલામા બીજી બનેને તમે નમાવીને અગાસીમા આવો એટલે ત્યાથી આપણે જોઇએ કે દુશ્મનો શું કરે છે ? ” કીશોરી, કામીની અને તારાએ જોતજોતામા બાકીની ત્રણે પૂતળીઓ નમાવી દીધી, અને પછી તેઓ ત્રણે અગાસીમા ગઈ, જે વખતે તારા ત્રણ કમાન અને કેટલાક તીર પણ પોતાની

સાથે લેતી ગઈ ચારે પૂતળીઓ નમાવ્યાથી તળાવનુ પાણી ઘણાજ જોરથી ઉછળવા લાગ્યુ હતુ અગાસીમા જઈને તારાએ દુશ્મનો તરફ નજર કરી તો તેઓ લગભગ ચારસો હથીયારબ ધ માણસો હતા, અને તળાવની છેક પાસે આવી પહોચી તેના ઉછળતા પાણી અને બહાર નીકળી આવેલ જોરથી ફરતા ચક્ર તરફ અજબ ચબીભરી નજરે જોઈ રહ્યા હતા

" બ્હેન કીશોરી ! પૂતળીઓની કરામત હુ જાણુતી નહોત તો આપણી કેવી અવદશા થઈ હોત ? " તારાએ કહ્યુ

" ખરેખર ! એ ચારે ચક્રથીજ આપણી જીદગી બચી છે ! " કીશોરીએ જણાવ્યુ–" દુશ્મનો પણ ચક્રને અજાયબીસહ જોઈ રહ્યા છે, એક પગલુ ભરવાની હિ મત કરી શકતા નથી ! "

" પણ આ હાલતમા આપણે કયા સુધી રહીશુ ? એ ચક્ર શુ આ પ્રમાણે ઘણા દીન સુધી ફર્યાજ કરશે ? " કામીનીએ પૂછયુ

" હા ! એક માસ સુધી બરોબર ફર્યા કરશે ! એ પછી તેમને ફેરવવાની બીજી કરામત છે, તે હુ જાણુતી નથી !" તારાએ જણાવ્યુ

" એક માસ તો આપણે સલામત રહીશુ તે અરસામા આપણી મદદે કોઈક આવી પહોચશે ! " કીશોરી બોલી ઉઠી

" અવશ્ય આવી પહોચશે ! " તારાએ જણાવ્યુ–"આપણો કાઈ સાથી ન આવે તોપણ રત્નપુરથી તો જરૂર મદદ આવશે કેમકે, આ પ્રદેશ રત્નપુર રાજ્યની હદમા છે, તેમજ રત્નપુર પણ અત્રેથી દૂર નથી ! આથી આટલા બધા માણસો ભેગા થઈને તોફાન મચાવે તે વિષેની અત્રેના રાજાને ખબર મળ્યા વિના રહેજ નહી ! "

"એ તો ઠીક પણ એટલા બધા દિવસો ચાલે તેટલો ખોરાક મહેલમા છે કે ? " કીશોરીએ પૂછયુ

" ઓહો ! એક વર્ષ ચાલે એટલો ખોરાક છે ! " તારાએ કહ્યુ

" અને પાણી માટે શી ગોઠવણ છે ? તળાવ તો એક પ્રહરમા ખાલી થઈ જશે ! " કામીનીએ પૂછયુ આથી તારા ચમકી –ગભરાટ અને મુઝવણમા પડી, જે જોઈ કીશોરી અને કામીનીને લાગ્યુ કે તળાવ ખાલી થઈ જતા તરસથીજ તેમની જીદગીનો અ ત આવી જશે તારાને ચિ તામા પડેલી જોઈ કામીની ક ઈ બોલવા જતી હતી, એટલામા ક ઈ યાદ આવતા તારા એકાએક ઉભી થઈ અને કીશોરી તથા કામીનીને પોતાની પાછળ આવવાની

ઈશારત કરી અગાસીમાથી નીચે ઉતરી કેટલાક ઓરડાઓમા થઈને તે એક ઓરડીમા ગઈ, જેમા નહાવા માટે હોજ બાધેલો હતો. આ હોજમા એક તરફથી તળાવનુ પાણી આવીને બીજી તરફથી નીકળી જતુ હતુ, અત્યારે તળાવમા પાણી ઘટવાથી તેમા પણ પાણી થોડુ કે ઓછુ થયુ હતું ત્યા પહોચતાજ તારાએ ઝડપથી હોજના બને મ્હોડા બધ કરી દીધા અને પછી એક દીર્ઘ શ્વાસ લઈને પોતાની પાછળ ઉભેલ કામીની તરફ જોઈ બોલી–" બ્હેન ! પાણી વિષે તમે યાદ કર્યુ નહોત તો તળાવમાથી પાણી નીકળી જતા આ હોજ પણ ખાલી થાત ! એનુ તો મને ધ્યાનજ ન રહ્યુ !"

" ત્યારે તો આ હોજ સિવાય બીજે કયાથી આપણને પીવાનુ પાણી મળે તેમ નહીં હોય !" કીશોરી ગભીર અવાજે બોલી

" અને હોજનુ પાણી આપણને ત્રણચાર દીન ચાલે એમ છે ! પછી આપણને તરસથી યમરાજના મહેમાન બનવુ પડશે, એટલે ચક્રથી એક માસ આપણુ રક્ષણ થાય એ નકામુ છે ! અરેરે ! જે કારીગરે મહેલના રક્ષણ માટે આવી અદ્ભુત ગોઠવણો કરી, અને તળાવમાથી પાણી વહી જતા પણ મહેલમા રહેનારાઓને દુશ્મનોનો ભય ન રહે તે માટે આવા ચક્ર ગોઠવ્યા તેને એટલો વિચાર ન આવ્યો કે તળાવ ખાલી થતા અત્રે રહેનારાઓ પાણી કયાથી મેળવશે ? આ મહેલમા કોઈ ઠેકાણે એક કુવો બાધવાનુ તેને નહીં સુઝયુ હોય !" કામીનીએ જણાવ્યુ

" પણ મહેલ બાધનાર કારીગરે એ ગભીર ભૂલ કરી હોય, એમ હુ ધારતી નથી ! કયાક કુવો અવશ્ય હશે, પણ મને તેની ખબર નથી ! ફીકર નહી ! હુ શોધી કહાડીશ !" તારાએ જણાવ્યુ

" વળી મને બીજી એક ધાસ્તી એ લાગે છે કે તળાવ ખાલી થવા પછી મહેલ નીચેથી સુરગ ખોદીને અત્રે આવવાની દુશ્મનો તજવીજ કરે તો ?" કામીનીએ પૂછ્યુ

" એમ બનવુ અશકય છે કેમકે, આ મહેલની ભીંત ભાગી શકાય તેમ નથી !" તારાએ જવાબ આપ્યો એ અરસામા તળાવની બહારથી ઘોઘાટ વધુ સંભળાવા લાગ્યો, જે સાભળીને તેઓ ત્રણે અગાસીમા જઈ સંતાઇને દુશ્મનોની હીલચાલ જોવા લાગી મહેલ સુધી પહોચવાનુ મુશ્કેલ ધારીને તેઓ શોરબકોર કરી રહ્યા હતા, અને કેટલાકો તે મહેલમાથી કોઈ માણસ બહાર નીકળે તો

તેને મારવા હાથમા તીરકમાન લઈને તૈયાર થઈ ગયા હતા દુશ્મનો તરફ બારીકીથી જોયા બાદ કીશોરી તારા પ્રત્યે બોલી-"બ્હેન ! આમાના ઘણા માણસોને હુ ઓળખુ છુ ! મારા પિતાજીની નોકરીમા મે તેમને દીઠા છે !"

"બરોબર ! એ તમારા પિતાજીને છોડવવા આવ્યા છે !" તારાએ જણાવ્યુ, એટલે કીશોરીએ પૂછ્યુ-"પિતાજી અત્રે કેદ છે ?"

"હા !" તારાએ જવાબ આપ્યો આથી કીશોરીના હૃદયપર જબરી અસર થઈ તેના પિતાએ તેને દુ ખી કરવામા જરા કસર કરી નહોતી, અને તેને લીધેજ આજસુધી તે સુખે બેસવા પામી નહોતી, છતા એજ પિતા કેદ હોવાના ખબર સાભળી તેના કોમળ અ તરમાથી આગલી સર્વ વાતો જતી રહી ! તે જાણતી હતી કે એજ પિતાએ પોતાના પ્રાણ લેવાની પોતાના ભાઈ કેસરીસિંહને આજ્ઞા કરી હતી, અને હજીપણ લાગ મળે તો તેમ કરતા તે રાક્ષસ પિતા અચકાય તેમ નથી છતા તેજ પિતાને જોવાની તેને ઈચ્છા થઈ, અને આખમા આસુ આણી તે ગળગળે સાદે બોલી-"બ્હેન ! પિતાજીને જોવાની મારી ઈચ્છા જાણી તમને અજાયબી લાગશે, પણ શુ કરૂ ? હૃદય માનતુ નથી !"

"બીજી કોઈ બાળાએ એવા પિતાને જોવાની ઈચ્છા બતાવી હોત તો હુ અજાયબ થાત, પણ તમારે માટે તો નહીજ કેમકે, તમારો સ્વભાવ હુ જાણુ છુ !" તારાએ જણાવ્યુ-"બહેન, મારી ખાત્રી છે કે તમારા પિતાજીને જોઈને તમે વધુ દુ ખી થશો ! તે બ ધીવાન હોવા છતા પણ તમને જોતાજ હજારો ગાળો આપવા માડશે, અને તમને મારવા માટે પછાડા મારશે !"

"ભલે ગાળો આપે ! માતપિતાની ગાળો આશીર્વાદ છે !" કીશોરી બોલી-"બ્હેન ! હુ એમની આગળ ઉભી નહીં રહુ, જોઈને તરત પાછી ફરીશ !" આમ તેણે બહુ કાલાવાલા કર્યાથી તેને દેખાડવાને કેદખાનામા લઈ જવાને તારા કબૂલ થઈ, એટલે કામીનીએ પૂછ્યુ-"હુ પણ આવુ કે ?" જવાબમા તારાએ જણાવ્યુ-"ભલે ! તમે પણ તમારી રાણી મોહીનીને જોઈ લેજો !" આમ કહી દાસીઓને બોલાવી તેમને હોજ તેમજ બીજી બાબતો વિષે કેટલીક સુચના આપ્યા બાદ કીશોરી અને કામીની સહ તે અગાસીમાથી નીચે આવી, અને એક ઓરડીમાથી ફાનસ તથા ખ જર લઈને બીજી

ઓરડીમા ગઇ, જે વદન ખાલીજ હતી તે ઓરડીના દ્વારને મારેલુ મજબૂત તાળુ ઉઘાડીને તેઓ ત્રણે તેમા દાખલ થઈ આ ઓરડી બહુજ ન્હાની હતી, અને તેની નીચે એક ભોયરૂ હતુ, જેમા જવાનો જમીનમા લોખડનો એક મજબૂત દરવાજો હતો તારાએ પોતાના હાથમાનુ ફાનસ જમીનપર મુકીને કમ્મરેથી કુચી કહાડી ભોયરાનું દ્વાર ઉઘાડયુ, અને પછી ફાનસનો પ્રકાશ તેમા નાખ્યો તો નીચે ઉતરવાને નાજુક પગથીઓ જણાઈ તરતજ કીશોરી અને કામીનીને પોતાની પાછળ આવવાનુ કહી તે ભોયરામા ઉતરી, પણુ નીચે પહોચતાજ એકાએક ચમકીને અજાયબી સહ ચારે તરફ જોવા લાગી આ ભોયરૂ પ દરેક હાથ લાબુ અને દશેક હાથ પહોળુ હતુ કેદીઓ માટે તેનો ઉપયોગ કરવામા આવતો હોય, એમ તેની બાધણીપરથી જણાતુ હતુ બંને બાજુએ બારણા વગરની દશ ઓરડીઓ હારબધ હતી, અને આવડા ન્હાના ભોયરામા વીસ ઓરડીઓ હોવાથી તેમા રાખ વામા આવતા કેદીઓ કેવી મુશ્કેલીથી રહેતા હશે, તેનો ખ્યાલ વાચનાર સહજમા કરી લેશે સામસામી ઓરડીઓની વચમા કેદીઓને ખોરાક, વગેરે આપવા જવા માટે સાકડો રસ્તો હતો અને તેને એક છેડે ભોયરામા આવવાની પગથીઓ હતી, જ્યારે બીજે છેડે લોખડનો એક મજબૂત દરવાજો હતો, જે અત્યારે ખુલ્લો હતો, અને લોખડનુ મ્હોટુ તાળુ જમીન પર પડયું હતુ તે દ્વાર ઉઘાડુ જોઈ તેમજ કેદીઓ નજરે ન પડવાથી તારા ચમકીને ચારે તરફ જોતા અજાયબી સહ બોલી—"દ્વારનુ તાળુ કોણે ઉઘાડયુ, અને મજબૂત હાથકડી અને બેડીમા સી-કડાયલા કેદીઓ કેવી રીતે નાસી ગયા હશે, તે સમજાતું નથી નક્કી આપણા સેવકોમાથી કોઈએ કેદીઓને મદદ કરી હશે કેમકે, બહારથી એ દ્વાર કોઈથી ઉઘાડી શકાય તેમ ન હોવાથી તેમનો કોઈ મિત્ર અત્રે આવ્યો નહીંજ હોય—"

"આ શુ કોઈ સુરગનુ દ્વાર છે ?" કીશોરીએ પૂછ્યુ

"અત્રે આવજાવ કરવાની એ સુરગ બહુ દુર સુધી છે ! તમારા પિતાજીને પકડી અત્રે લાવવામા આવ્યા ત્યારે એ ઉઘાડવામા આવી હતી ! બાકી એ બધજ રહે છે !" તારાએ જણાવ્યું

"ત્યારે તો સુરગના આ દ્વારને ઉતાવળે બધ કરવુ જોઈએ !"

કામીનીએ કહ્યુ-' દુશ્મનો કદાચ એ રસ્તે આવી પહોચરા "

"પણ આ સુરગમા જઈને આપણે તપાસ કરીએ તો કેમ ?" કીશોરીએ પૂછ્યુ -" કદાચ કેદીઓનો કઈ–"

"એમજ કરીએ ! પણ હથીયાર વગર સુરગમા જવુ ઠીક નહી ! તમે અત્રે ઉભા રહો તો હુ તીલસ્મી ભાલો લઈ આવુ !" આમ કહી તારા ગઈ, અને થોડી વારે ભાલો લઇને પાછી ફરી તો કીશોરી અને કામીની ત્યા જણાઈ નહી આથી તે બહુજ દુખી થઈ, અને જતી વખતે સુરગનુ દ્વાર ઉઘાડુ રાખી જવામા પોતે કેવી ભૂલ કરી તે હવે તેને જણાયુ સુરગમાથી દુશ્મનો આવીને તેમને ઉપાડી ગયા હશે, એમ ધારી તે હાથમા તીલસ્મી ભાલો લઇને સુરગમા ધસી ગઈ પહેલા તે કદી આ સુરગમા ગઈ નહોતી, તેથી તે વિષે કઈ જાણતી નહોતી આથી ભાલાનો હાથો દબાવી તેણે તેના ચમકાટના અજવાળામા આગળ ચાલવા માડયુ થોડેક ચાલતા નીચે ઉતરવાને પગથીઓ જણાઈ, જે મારફત નીચે જતા સીધી સુરગ જણાઈ, જેમા તે ઉતાવળે ચાલી થોડે જતા કેટલાક માણસો આગળ ચાલ્યા જતા જણાયા, જેઓ ભાલાનો અદ્ભૂત ચમકાટ જોઈ ઉભા રહી તે તરફ અજાયબીસહ જોવા લાગ્યા તેઓજ કીશોરી અને કામીનીને ધસડી જતા હતા, એટલે ઉતાવળે ચાલી ન શકવાથી તેમને તારાએ પકડી પાડયા તેના ભાલાના ચમકાટ સામે તેમની આખો મીંચાઈ ગઈ અને તેઓ નહાસી શકયા નહી તેમની છેક પાસે જઈ પહોચતા તારાએ જોયુ કે તેઓ ચાર જણ હતા, અને ભાલાના ચમકાટ સામે આખો ઉઘાડી રાખી ન શકવાથી આખે હાથ દઈ જમીનપર બેસી ગયા હતા કીશોરી અને કામીનીની પણ તેવીજ હાલત થઈ હતી તારાએ તે ચારેના શરીરને તરતજ ભાલો લગાડી તેમને બેહોશ કરી દીધા બાદ તેનો હાથો ઢીલો કરી ચમકાટ બધ પાડયો, એટલે કીશોરી અને કામીનીએ આખો ઉઘાડી તેમના હાથપગ દોરડાથી બાધેલ હતા તે તારાએ છોડી નાખ્યા, એટલે તેઓ બને સ્નેહથી તેને ભેટી પડી આખરે તારા બોલી–" બ્હેન ! તમે જરા અત્રેજ બેસો તો હુ આગળ જઈ તપાસ કરી આવુ, અને કોઇ દુશ્મન નહી દેખાય તો સુરગને નાકે જઇને ત્યાનુ દ્વાર બધ કરી આવુ !"

"ના બ્હેન! હવે આગળ જવાની જરૂર નથી!" કીશોરી બોલી ઉઠી,–"અહીંથીજ પાછા ફરી સુરંગ અને ભોંયરાના દ્વાર બંધ કરો!" આ સાભળી તારા કંઈ વિચાર કરીને બોલી–"તમે બંને અત્રેથી પાછા ફરી સુરંગ અને ભોંયરાના દ્વાર બંધ કરી મહેલમા રહો, અને હું સુરંગને માર્ગે બહાર જાઉં છું! કેદીઓ નહાસી ગયા છે તે બહાર જઈને તેઓ મ્હોટું તોફાન મચાવશે, અને મારે કમલીની બ્હેન આગળ નીચુ જોવાનો વખત આવશે! બ્હેન! તમે બંને ભગવતીની કૃપાથી તરતજ સલામત મળી ગઇ, નહીંતો કમલીનીને હું મ્હોડું શું બતાવત!"

"પણ આટલા બધા દુશ્મનોની વચ્ચે તમે એકલાને જવા દેતા અમારો જીવ કેમ ચાલે?" કામીની ગળગળે સાદે બોલી

"હજારો દુશ્મનો વચ્ચે એકલી જઇને હું વીજય મેળવીશ! આ ભાલાની અજબ શક્તિ તમે નથી જાણતા!" તારાએ જણાવ્યું

"ગમે તેમ હોય પણ અમે તમને એકલા જવા દઈશુ નહી! જવુજ હોય તો અમે સાથે આવીએ છીએ!" કીશોરી દ્દઢ અવાજે બોલી તારાએ બહુ સમજાવ્યા છતા બંને માનીજ નહી, અને તેને તેમનુ કહેલુ માનવાની ફરજ પડી આખરે ચારે બેહોશ માણસોને સુરંગની બહાર મુકી દઈ તેનો દરવાજો બંધ કરીને પાછા ફરવાનો તેમણે ઠરાવ કીધો, અને તે મુજબ તેઓ ત્રણે સાથે મળીને ચારે બેહોશ માણસોને ઘસડતી લગભગ અરધે કલાકે સુરંગને છેડે પહોચી આ છેડાને પહાડમાની એક ખોહ સાથે સબંધ હતો, અને તે બંધ કરવાને લોખંડનો એક દરવાજો હતો, જે આ સમયે ઉઘાડો હતો તારાએ ચારે બેહોશ માણસોને બહાર ખોહમા નાખી દઈ દ્વાર બંધ કરી દઈ અંદરથી સાંકળ મારી દીધી, અને પછી તેઓ ત્રણે પાછી ફરી માર્ગમા તારાએ તીલસ્મી ભાલાની કરામત તેઓ બંનેને સમજાવી સુરંગ અને ભોંયરાના દરવાજા બંધ કરી તેઓ મહેલમા આવી દુશ્મનોની હીલચાલ જોવાને અગાસીમા ગઈ અને ભીંતની ઓથે સંતાઇ દુશ્મનો પર તીરનો મારો ચલાવવાને રાખેલા બાકોરામાથી જોવા લાગી એ અરસામા તળાવમાનુ તમામ પાણી વહી ગયુ હતુ, અને જોરથી ફરતા ચારે ચક્ર સાફ દેખાતા હતા, જેથી મહેલ

સુધી પહોચવાનુ અસભવિત ધારી દુશ્મનો આનાયબીસહ તે તરફ જોતા ચક્રોને ફરતા બધ પાડવાની કાઈ યુક્તિ શોધવામા મુઝાયા હતા અત્યારે રાત એક પ્રહર જેટલી વીતવા આવી હતી, અને ચદ્ર પણ પોતાની ફર્જ બજાવી અસ્ત પામી દુનિયામા અધકાર પ્રસરાવવાની તૈયારીમા હતો, છતા દુશ્મનોમા શાતી ફેલાઇ નહોતી મહેલ સુધી પહોચવાનો એક ઉપાય તેમણે શોધી કહાડયો, અને તળાવને માટી નાખીને પૂરી નાખવા માડયો કેમકે, તેમને લાગ્યુ કે તળાવમા માટી ભરવાથી ફરતા ચક્ર પોતાની મેળે અટકી જશે ! તેમની આ યુક્તિએ તારા કીશોરી અને કામીનીને ગભરાટમા નાખી દીધી દુશ્મનો પાસે જમીનમાથી માટી ખોદવાને લગતા પાવડા, કોદાળી, વગેરે હથીયારો નહોતા, એટલે તલવારો, ખજર અને ભાલા તેમણે ત કામમા વાપરવા માડયા હતા, જેથી માટી ખોદતા વખત લાગતો હતો, પણ તળાવમા માટી ભરાવા માડયાથી તારાએ ગભરાટસહ કીશોરી તરફ જોયુ એટલે તે બોલી—" એકાદ દીનમા તેઓ તળાવ પૂરી નાખી શકે તેમ નથી તોપણ આપણા બચાવની કઈ બારી હવે શોધવી જોઈએ !"

" સુરગને માર્ગે નહાસી જવા શિવાય બીજો ઉપાય નથી !" કામીનીએ જણાવ્યુ, એટલે તારા બોલી-" પણ સુરગના મુખ વિષે દુશ્મનો જાણતા હોવાથી ત્યા તેમણે બદોબસ્ત રાખ્યો હશે !"

"હવે તો એકજ ઉપાય છે કે અત્રેથી તીરનો મારો ચલાવી દુશ્મનોની સખ્યામા બને તેટલો ઘટાડો કરીએ !" કામીનીએ જણાવ્યું

" બ્હેન ! મને ભાલો લઈને સુરગને માર્ગ બહાર જવા દો ! હુ એકલીજ બધા દુશ્મનોને જોતજોતામા ધૂળ ચાટતા કરી આવુ છુ ! આ ભાલાની શક્તિ જાણો છો છતા આવે બારિક સમયે હઠ કરી મને શા માટે રોકો છો ?" તારાએ કહ્યુ

" એ ખરૂ ! દુશ્મનોની વચમા પહોચીને તમે બધાને યમ લોક પહોચાડી દેશો, પણ તે પહેલા દુરથીજ તેઓ તમારાપર તીરોનો વર્ષાદ વરસાવવા માડે તો શુ કરશો ?" કામીનીએ ધાસ્તિ બતાવી તારા ગભીર વિચારમા પડી, પણ થોડીવારે કઈ યાદ આવતા બોલી-" ઠીક યાદ આવ્યુ ! મારે શરીરે બરોબર બેસતુ આવે એવુ પોલાદનુ એક કવચ અત્રે છે, તે પહેરીને જઈશ, એટલે તીરોના મારાની અસર થશે નહી ! બ્હેન ! તળાવ પૂરીને દુશ્મનો

આવી આપણને પકડશે ત્યારે શુ થશે ? આપણી આબરૂ લૂંટાય અને કલંકિત થઈને મરીએ તે કરતા પાચપચાસને મારીને લડાઈમા પડીયે એ ઉત્તમ !"

"નિસ્સંદેહ ઉત્તમ !" કીશોરીએ કહ્યુ–"પ્રાણ આપવાને તૈયાર થઈ તમે જાઓ છો ત્યારે અમને શુ અમારી દુર્દશા થવા માટે અત્રે છોડી જાઓ છો ?" આ બાબતમા તેઓ વચ્ચે ઘણી તકરાર ચાલી, અને આખરે તેઓ એવા ઠરાવપર આવી કે સ્વરૂપ બદલીને અને કવચ પહેરીને તારા હાથમા ભાલો લઈ સુરંગને માર્ગે બહાર જઈને દુશ્મનો સંગે લડી તેમને મારી હઠાવે. આમ ઠરાવ થતા તેઓ ત્રણે અગાસીમાથી નીચે આવી એક ઓરડીમા ગઇ તારાએ અનેક જાતના રંગોથી પોતાના શરિરને રંગી એવુ ભયાનક સ્વરૂપ ધારણ કીધુ કે ગમે તેવો હિંમતવાન માણસ તેને જોતાજ એકવાર તો ડર્યા વગર રહે નહી પછી કવચ પહેરીને હાથમા તીલસ્મી ભાલો લઈ તે તૈયાર થઈ, એટલે કીશોરી અને કામીની પણ હાથમા ફાનસ લઈને તેને વળાવવા સાથે ગઈ ભોયરાવાળી ઓરડીનો દરવાજો ઉઘાડીને તેમા જઈ ભોયરાનુ દ્વાર ઉઘાડી તેઓ ત્રણે કેદખાનામા ઉતરી અને ત્યાથી સુરંગનુ દ્વાર ઉઘાડી તેમા ચાલી તેઓ હજી થોડેક ગઈ હશે, એટલામા એકાએક દરવાજો બંધ થવાનો અવાજ પાછળથી સંભળાયો, જેથી તેઓ ત્રણે ચમકીને ઉભી રહી ગઈ તારા ગભરાટસહ બોલી ઉઠી–" આ શુ ? કોઈ દુશ્મન આપણા મહેલમાજ છે !" આમ કહેતી તે પાછી ફરી સુરંગના દ્વાર પાસે આવી તો તે બંધ દીઠો તે ઉઘાડવાની તેમની દરેક તજવીજ વ્યર્થ ગઈ ! અત્યારે આ ત્રણે અબળાઓની કેવી હાલત હશે તેનો વાચનારજ વિચાર કરી લેશે ! ગભરાટમા તેઓ બ્હેબાકળી બની ગઈ આખરે થાકીને જમીનપર બેસતા કીશોરી બોલી–" આપણો કોઈ નોકર દુશ્મનો સગે મળી ગયો હશે અથવા દુશ્મનનો કોઈ અઈયાર આપણા નોકરનુ સ્વરૂપ ધારણ કરી મહેલમા રહ્યો હશે !"

"કેદીઓને પણ એ હરામખોરેજ નહસાડી દીધા !" તારા બોલી–" સુરંગનુ દ્વાર બહારથી કોઈ ઉઘાડી શકે તેમ નથી છતા કેદીઓ નહાસી ગયા, એ માટે અત્યાર સુધી મને અજાયબી લાગતી હતી, પણ હવે ભેદ જણાયો ! આપણે મહેલમા પાછી ન જઈ

શકીએ તે માટેજ એ હરામખોરે આ દ્વાર બંધ કરી દીધું ! હા ! એને માટે બેફીકર રહેવામાં મેં કેવી ભૂલ કરી ? ! અરે ! અત્યારે આપણી આ હાલત થવાની ખબર આપણા નિમકહલાલ નોકરો ક્યાંથી જાણી શકશે !"

"આ તરફથી દ્વાર ઉઘાડી શકાશે નહી ?" કામીનીએ પૂછયું, જેના જવાબમાં તારાએ ડોકું ધૂણાવી ના પાડવાથી તે બોલી— "સુરંગના બીજા છેડાના દ્વારને દુશ્મનોએ બહારથી બંધ કર્યું હશે તો ? તે તરફ જઈ તપાસ તો કરીએ ! તે દ્વાર કદાચ હજી બંધ ન હોય તો નહાસી શકીશું !" તરતજ તેઓ ઉતાવળે ચાલી અને થોડીવારમાં તે દ્વાર પાસે જઈ પહોંચી તારાએ આતુરતાથી તેની સાંકળ ઉઘાડીને બારણાને ઉઘાડવાનો હડસેલો માર્યો પણ તે ઉઘડયું નહી, એટલે એક ઉંડી હાય નાખી જમીનપર બેસી જઈ તે બોલી—"બ્હેન ! દુશ્મનો ફાવી ગયા ! આપણા જીવનનો અંત આવ્યો ! આ બારણું અંદરની તરફ ઉઘડતુ હોત તો જોઈ શકત કે આગળનો માર્ગ શાથી બંધ કરવામાં આવેલ છે ! ઇંટ, પથ્થર કે માટીથી બંધ કરવામાં આવ્યો હોત તોપણ આ ભાલાથી તેમાં જવાનો રસ્તો કર્યો હોત ! પણ અફસોસ ! આ લોખંડનુ બારણું બહારની તરફ ઉઘડે છે ! અરેરે ! હવે શું કરૂં ? મને મોત આવે તેની પરવા નથી, પણ કમલીની બ્હેને તમ બંનેને મારી સંભાળમાં સોંપ્યાં છે તેમની મારે લીધે આ દશા થઈ !" આમ તે રૂદન કરવા લાગી કીશોરી અને કામીનીના હોશ ઉડી ગયા હતા, પણ તારાની આવી દુઃખદ હાલત જોઈ તેમણે મહા મહેનતે હિંમત ધરી તેને ધીરજ આપવા માંડી કેટલીકવાર ત્રણે જણીઓએ આંસુ સારવા બાદ આખરે કંઈક હિંમત ધરી બહાર નીકળ વાની તજવીજ કરવા માંડી, જેમાં તેઓ કેટલે અંશે ફાવી તે આપણે આગળ ચાલતાં જોઈશું

---

## પ્રકરણ ૩૦ મું.

### ઇંદ્રદેવ.

પાપી માણસોના અંતઃકરણમાં લજ્જા, માન કે આત્માભિમાન સ્વભાવિક હોતા નથી તેઓ પ્રકૃતિ અનુસાર વારંવાર

પોતપોતાનામા લડેવઢે છે, અને તે કકાશ એટલી હદ સુધી વધી જાયછે કે તેઓ એક બીજાનુ ખુન કરવાને તૈયાર થઈ જાય છે, પણ થોડીવાર રહીને તેમને ફરી મળી જતા વાર લાગતી હતી માયાવતી અને દારોગા વચ્ચે પણ પાછી મિત્રતા બધાતા વાર લાગી નહી આપણે જાણી ગયા તેમ દારોગાનુ નાક કાપવા માટે માયાવતી અને નાનુ વચ્ચે લડાઈ ચાલી, તે વખતે લાગ જોઈને દારોગો ત્યાથી નહાસી ગયો હતો, અને તે બાદ માયાવતી પણ નાનુના દમથી ડરીને ત્યાથી જતી રહી હતી બાગની બહાર નીકળીને તે ગગાના કિનારા તરફ ચાલી તો થોડેક જતા નાક કપાઈ જવાથી પોતાના દુર્ભાગ્ય માટે રડતા કકળતા ધીરે ધીરે ચાલ્યા જતા દારોગા સંગે તેનો ભેટો થઈ ગયો પોતાની પાછળ કોઈના પગલાનો અવાજ સાભળી દારોગાએ પાછળ ફરી જોયુ તો માયાવતી ઉપર તેની નજર પડી તે સમયે રાત્રીનો અધકાર સર્વત્ર છવાઈ ગયો હતો છતા લાબા સમયના પરિચયને લીધે બનેએ એક બીજાને ઓળખી કહાડયા તરતજ માયાવતી દારોગાના પગમા પડીને આખમાથી આસુ સારતી ગળગળે સાદે બોલી—"દારોગાજી, આપની દુર્દશા થઈ અને આપ ગુસ્સે થઈ ચાલ્યા ગયા, પણ હુ પ્રતિજ્ઞાપૂર્વક કહુ છુ કે એમા મારો દોષ નથી! આપ મારી વાત સાભળો અને તે પછી આપને લાગે કે, મારો દોષ છે તો બેધડક આપને હાથેજ મારૂ મસ્તક કાપી નાખજો! અરે! મારે હાથેજ હુ હૃદયમા ખજર મારી આ દેહનો અત આણીશ કેમકે, આપને દુખી કરી મારે આ સંસારમા જીવીને શુ કામ છે? હવે આપ સિવાય મને બીજા કોની ઓથ છે? આપજ મારાથી દૂર થાઓ તો પછી દુશ્મનોને હાથે મરવા કરતા મારે હાથેજ જીવન દોરી તોડી નાખવી ઠીક છે!"

"આજે તેજ મારી આ દુર્દશા કરી અને તેજ મારૂ નાક કાપ્યુ એમ મારૂ હૃદય તો મને સુચવે છે, પણ તુ અર્ણમા પડી તદન નિર્દોષ છે, એમ મારી ખાત્રી કરી આપવા કહે છે તો તારી વાત સાભળવાનું મને યોગ્ય લાગે છે! એ બાદ મને જેનો વાક જણાશે તેને હુ સજા કરીશ!" દારોગાએ ગભીર અવાજે જણાવ્યું

"બસ ! મારી પણ એટલીજ અરજ છે !" માયાવતી ઉઠીને હાથ જોડી આતુરતા સહ બોલી ઉઠી

"પણ અત્રે વાતો કરવી ઠીક નથી ! ગ ગાજીને સામે પાર કાઈ એકાત સ્થાને બેસીને તારૂ કહેવુ સાભળીશ !" દારોગાએ જણાવ્યુ પછી તેઓ બ ને ત્યાથી રવાના થઇ થોડીવારમા ગ ગા કિનારે જઈ પહોચ્યા, એટલે દારોગાએ પોતાના કપાયલા નાકને ધોઇને પોતાની થેલીમાથી મલમ કહાડી તેની પટ્ટી નાકપર લગાડી એક હોડી ભાડે કરી બ ને સામે પાર ઉતરી ત્યા ન રોકાતા લગભગ એક ગાઉને છેટે આવેલા એક ગામ આગળ જઈ પહોચ્યા, જેમા ઘોડાના વેપારી રહેતા હતા તે ગામ પાસે પહોચતા દારોગાએ માયાવતીને પૂછ્યુ–"તારી પાસે ક ઈ પૈસા ટકા છે કે ?"

"હા ! થોડીક મોહોરો અને ઝવેરાતનો એક દાબડો છે, જે તીલસ્મી બાગમાથી નહાસતી વખતે હુ સાથે લાવી હતી !"

પ્રભાતનો સમય થવા આવ્યો પણ ગામમા હજી થોડાજ માણસો જાગૃત થયા હતા માયાવતી પાસેથી પચાસ મોહોર લઈ તેને એક ઝાડતળે બેસાડી દારોગો ગામના પાદરમા આવેલી ધર્મ શાળામા ગયો, અને કેટલીકવારે જીન સાથના બે ઘોડા વેચાતા લઈને પાછો ફર્યો, જેપર સ્વાર થઈ તેઓ દક્ષિણ દીશા તરફ રવાના થયા બપોર થતા સુધી તેમણે મુસાફરી ચાલુ રાખી, જે બાદ જ ગલમા જઈ પહોચતા ઘોડાની ચાલ ધીમી કરી તેઓ વાત ચીત કરતા મુસાફરી કરવા લાગ્યા

"હવે આપણે નિર્ભય સ્થાને આવી પહોચ્યા છીએ, માટે તારે જે ક ઈ ખુલાસો કરવો હોય તે કહે !" દારોગાએ કહ્યુ

"આપ કવી રીતે કારાગૃહમાથી છૂટયા તેની હકીકત જાણતા પહેલા આપ ગયા તે દીનથી આજ સુધીની તમામ હકીકત મારે આપને કહેવી છે, જે સાભળીને આપની ખાત્રી થશે કે હુ તદ્દન નિર્દોષ છુ !" આમ કહી માયાવતીએ પોતાની હકીકત સવિસ્તર કહેવા માડી ચતુર ગાડો બનીને તીલસ્મી બાગમા આવ્યો ત્યાથી તે છેક ચોથા ભાગના બાગમા જવાના સુર ગમા જોરાવરસિ હ, કમલીની, લીલાવતી, વઈતાળ અને વીજય મળવાની, તેમજ દારોગાના સ્વરૂપમા ચતુર ત્યા આવતા તેની સ ગે થયલી વાતચીત, વગેરે તેમજ દારાગાવાળો મહેલ ઉરાડી નાખ્યા બાદ

તેનો પત્ર મળવાની અને ખરા દારોગાના સંબંધમાં ભૂલાવો ખાવા સુધીની હકીકત મીઠું મરચું ભભરાવીને તેણે જણાવી. તેનું બોલવું સમાપ્ત થતાં દારોગો બોલ્યો—" તું નિર્દોષ છે ! બધું હરામખોર નાનુએજ કર્યું ! તારી થોડીક ભૂલ ભૂલાવામાં થઈ છે ! પણ તારી હકીકત સાંભળી રાજા જોરાવરસિંહના સંબંધમાં તેં મારી સાથે ચલાવેલી ઠગાઈ માટે મને તારાપર બહુ ગુસ્સો ઉપજે છે !"

" એ મારો વાંક આગલા વખતનો છે, અને ભૂલથી લક્ષ્મીદેવીનો ભેદ ખુલ્લો થઈ જવાથી હવે તે ક્ષમાને પાત્ર છે ! મારી એ ભૂલ માફ કરી આપ તજવીજ નહી કરો તો આપણી જીંદગી જોખમમાં છે ! એ બાબતમાં આપણ બંને સરખા ગુન્હેગાર છીએ !"

" તારી ભૂલ ખરા દીલથી આજે કબૂલ કીધાથી હું તને માફ કરૂં છું ! મારી ખાત્રી થઈ કે આજે માત્ર નાનુની હરામખોરીને—" દારોગાનું બોલવું પુરૂં થાય તે પહેલાં માયાવતી પોતાના ઘોડાને પાસે લઈ દારોગાને પગે હાથ લગાડતાં બોલી—" મને માફ કરો તેમાં શું વળે ? જોરાવરસિંહ, કુલીનસિંહ, તેના કુમારો અને અઈયારો યમલોક પહોચી જાય, તેની તજવીજ કરો !"

" હું રસ્તો કહાડીશ, પણ પૈસા ખરચવા પડશે !—"

" પૈસાની મુઝવણ નહી પડે ! મારી પાસે લાખો મોહોરોની કિમ્મતના ઝવેરાત હોવા ઉપરાંત દેવગઢમાનો છૂપો ખજાનો મારા સિવાય બીજા કોઈને હાથે આવે તેમ નથી !"

" દેવગઢ કયું વળી ? હું એ વિષે કેમ કંઈ જાણતો નથી?"

" વાહ ! આપેજ રતનને તે ઘર આપ્યું તે વીસરી ગયા ?"

" અરે હા ! દેવગઢ નહી પણ શીવગઢ !"

" રતને મારી પાસેથી મેળવેલ તમામ ધન તેમાંજ રાખ્યું છે, અને એ તો કેદ પકડાયો છે, તેને કોણ છોડાવવા જશે ?"

" ત્યારે તો ત્યાં બેશુમાર દોલત હશે ! એ ઉપરાંત મને પણ તું કંઈ ખાલી ન સમજતી ! ઠીક છે ! હવે કંઇ ચિંતા નહી !"

" પણ આપણે કયાં જઈએ છીએ તે સમજાતું નથી !"

" સામેના ડુંગર ઉપર મારા ગુરૂભાઈ ઇંદ્રદેવને ઘેર જવું છે !"

" ઓહો ! યાદ આવ્યું ! એમને વિષેજ આપ વારંવાર કહેતા હતા કે એ પણ ચાલાક અને પ્રતાપી છે ! ઇંદ્રદેવ પણ કોઇ તલેસમના દારોગા છે, એમ આપે જણાવ્યું હતું !"

"હા ! એમની મને જબરી હિંમત છે ! એમની ઓથે તો હુ મહારાજા કરતા પણ મ્હોટો છુ ! એમણેજ મને કુલીનસિંહના કારાગૃહમાથી છોડાવ્યો છે ! એ બહુજ બુદ્ધિશાળી પક્કા અઈયાર છે, પણ સાથે મોજશોખ માણવામા પણ પૂરા છે !"

"વયમા આપ કરતા ન્હાના છે કે મ્હોટા ?"

"અરે ! યુવાન અને બળવાન છે ! એમનુ રહેવાનુ સ્થાન અને મહેલ પણ ઉત્તમ અને અજબ છે ! એ મારી માફક સાધુ જેવી જીંદગી ગુજારતા નથી, રાજા જેવા ઠાઠથી રહે છે !" દારોગાના આ શબ્દોએ માયાવતીના હૃદયમા એક પ્રકારની આશા પેદા કરી તેની આખોમા વિચિત્ર ચમકાટ પેદા થયો, અને ફીક્કા પડી ગયેલા ગાલો પર ક્ષણભર રતાશ આવી ગઈ તે કોમળ અવાજે બોલી–"આવી દુર્દશા થવા છતા હુ હજી નિરાશ થઈ નથી, એ આપનીજ કૃપાથી !"

"હુ જીવતો છુ અને તારાથી ખુશ છુ ત્યા સુધી તને નિરાશ નહી થવા દઉં !" દારોગો ભાર દઈને બોલ્યો–"પણ અફસોસ ! હજી ચાર દિવસ થયાજ તારી શોધ માટે એમની પાસેથી નીકળ્યો છુ ! આજે મારૂ નાક કપાયલુ જોઈ એ શુ કહેશે ?"

"અને નાનુએ આપની એ દશા કરી એમ જાણશે ત્યારે એમને ક્રોધ ઉપજ્યા વિના પણ નહીંજ રહે !"

"અરે ! નાનુને પકડી મગાવી એ કુટલાના પ્રાણ લેશે ! બસ ! હવે અત્રે ઘોડા પરથી ઉતરવુ પડશે !" આમ કહી દારોગાએ અશ્વ ઉભો રાખ્યો તેઓ એક પહાડની કંઠણમા આવી પહોચ્યા હતા, જ્યાથી ડાબી તથા જમણી તરફ આડાઅવળા ઉંચા નીચા પહાડોની હાર બહુ દૂર સુધી જણાતી હતી તેમને પહાડની ઉપર જવાનુ હતુ ઘોડા પહાડ પર જઈ શકે તેવો માર્ગ ન હોવાથી ઘોડા પરથી ઉતરી તેમને લાબા દોરડાથી ઝાડ સાથે બાધીને તેઓ પહાડપર ચ્હડવા લાગ્યા પહાડ બહુ ઉંચો નહોતો તોપણ માર્ગ વીકટ હોવાથી લગભગ એક કલાક તેઓ ઉપર જઈ પહોચ્યા ત્યા એક ઝાડ નીચે ઉભી રહીને માયાવતીએ સામે નજર કરી તો દૃષ્ટિ પહોચે ત્યા સુધીમા પર્વતજ દેખાયા વાચનાર ! આર્ય ભુમીમા સેકડો માઇલમા પથરાયલો આ વિંધ્યાચળ

પર્વત હતો માયાવતી ઉભી રહીને જોતી હતી ત્યાથી રાજા કુલીન સિંહનુ રાજ્યનગર કિર્તિપુર બહુ દૂર નહોતુ પણ તે ભાગ તે રાજ્યની હદમા નહોતો સૂર્યનો તાપ સખ્ખત હતો, તેમજ બંનેને ભુખ તરસ પણ લાગી હતી, એટલે દારોગાએ કહ્યુ–"હવે થાક ઉતરી ગયો હશે ! અહીં ઉભા રહેવાથી કંઈ વળશે નહી !"

"ઇંદ્રદેવને મહેલે પહોચતા કેટલો સમય લાગશે ?"

"ધીરે ચાલશું તો એક કલાક !" આમ કહી દારોગો ચાલ્યો માયાવતી તેની પાછળ ચાલી માર્ગ ઉંચો નીચો હોવાથી તેનો શ્વાસ ભરાઈ આવવાથી થોડી થોડી વારે તે થાક ખાવાને ઉભી રહી જતી હતી આખરે તેઓ એક ગુફાના મુખ આગળ જઈ પહોચ્યા, જે બે માણસોજ સાથે જઇ શકે એટલી પહોળી હતી માયાવતી બહુ થાકી જવાથી ગુફાના મુખ આગળ બે તરફ મ્હોટી સીલા પડી હતી તેમાથી એકપર દારોગો અને બીજી પર માયાવતી થાક ખાવા બેઠા તેમને ત્યા બેઠાને થોડી વાર થઈ એટલામા ગુફામાથી એક માણસ બહાર આવ્યો, જેની નજર પહેલા માયાવતીપર પડતા તે અજાયબી પામ્યો, પણ નજર ફેરવતા દારોગાને જોઈ તેણે તેની પાસે જઈ દંડવત કરીને કહ્યું– "માયાવતીને લઈને આપને અત્રે આવેલ જોઈ મને અજાયબી લાગે છે !"

"ખાસ કારણથી આવવુ પડયુ છે !" દારોગાએ જણાવ્યુ– "તમે તો સારી પેઠે છો ?"

"આપની કૃપાએ ખુશીમા છુ !" પેલા માણસે જણાવ્યુ– "આપ અત્રે પધાર્યા હતા ત્યારે અગત્યના કામે મને મોકલવામા આવ્યો હતો, તેથી આપના દર્શન થયા નહી ! કાલે આવ્યો ત્યારે આપ અત્રે એક દીન રહી જવાના ખબર મળ્યા ! આપના નાકપર પટ્ટી શા માટે છે ?"

"કાલે લડાઈમા એક માણસે મને જખમી કીધાથી પટ્ટી મારી છે !" દારોગાએ જણાવ્યુ, એટલે તે બોલી ઉઠયો–"એવુ કોનુ મોત આવ્યુ છે કે અમે હયાત છતા આપને જખમી કીધા ?"

"એ માટેજ હુ આવ્યો છુ ! તમે કયા જાઓ છો ?" દારોગાએ પૂછ્યુ

"મહારાજને કામે, પણ સંધ્યાકાળે પાછો આવીશ ! આપના આગમનની મહારાજને ખબર કરૂ ?" પેલા માણસે પૂછ્યુ

"જરૂર નથી ! હુ જઈશ ! તમે કામે જાઓ !" દારોગાએ જણાવ્યું, એટલે તેને પ્રણામ કરી તે માણસ ત્યાથી ચાલ્યો ગયો પછી માયાવતી દારોગા પ્રત્યે બોલી—" હાય ! પરદામા રહેનારી આ માયાવતીને ગમે તે માણસ હવે ખુલ્લી જોઈ શકશે !"

"પણ હવે એ વાતનો અફસોસ કરવો નહી !" દારોગાએ તેને ધીરજ આપી—" કાળે તારા ઘરનો ત્યાગ કરાવ્યો, રાજ્ય-સત્તા છીનવી લઈ રખડતી કરી, જીદગી બચાવવાને જ ગલમા સંતાતી છુપાતી કરી તો પછી પરદો અને આબરૂનો કયા વિચાર કરવો ? કોને માટે ? શુ રાજા જોરાવરસિંહ હવે તને પોતાની રાણી તરીકે રાખશે ? ના ! છતા લાજ શરમની પચાત કયા કરવી ? કર્મસંજોગે કદાચ તારી ચ્હડતી દશા થાય, અને અમારી મદદથી જોરાવરસિહ, કુલીનસિંહ અને તેના કુમારોપર વીજય મેળવી તુ કરી તલેસમની રાણી થાય ત્યારે એ બધા વિચાર કરજે ! તે વખતે તારી હાલની નિર્લજતા માટે કોઈ તારી વિરૂદ્ધ એક બોલ બોલવાની હિમત કરશે નહી ! બસ ! તુ પુરૂષજ હોય એમ હમણા માનજે, અને મારી સલાહ પ્રમાણે કરજે !"

"આપની સલાહ ખરી છે ! એવી નજીવી વાતનો હવે વિચાર નહી કરૂ !" માયાવતીએ જણાવ્યુ—" ચાલો હવે થાક ઉતરી ગયો ! આ માણુસ કોણ હતો ? મને એણે કયાથી ઓળખી ?"

"એ ઇંદ્રદેવનો અહ્યાર મને વાર વાર મળવા આવતો હતો એટલે તને ઓળખે !" આમ કહેતા દરોગો ઉભો થયો, અને તેને પોતાની પાછળ આવવાનુ જણાવી ગુફામા ચાલ્યો થોડેક ચાલતા ગુફા તદન અધારી થવાથી માયાવતી ગભરાઈને દારોગાના વસ્ત્ર પકડી ચાલવા લાગી સોએક કદમ ચાલવા બાદ દારોગો જરા અટકીને ડહાબી તરફ વળ્યો, એટલે માયાવતીને વધુ બ્હીક લાગી, અને તેણે પૂછ્યુ—" હવે અજવાળામા કયારે પહોચીશું ? કોઈ જંગલનુ જાનવર અહીં આપણને ફાડી ન ખાય !" આથી દારોગો મ્હોટેથી હસીને બોલી ઉઠયો—" બસ ! આટલીજ હિમત કે ? તલે-સમની રાણી હોવા છતા આવુ નિર્બળ હૃદય !"

"ના !" માયાવતી બોલી—" હુ ડરી નથી ગઈ ! ભુખ, તરસ અને થાકથી બેહાલ બની ગઇ છુ તેથી પૂછ્યુ કે સુરગનો કયારે છેડો આવશે ? ઇંદ્રદેવને મહેલે જવાનો એકજ માર્ગ છે ?"

"હા!" દારેગાએ જવાબ આપ્યો, જે સાભળીને તે બોલી–"ત્યારે તો આપના ઇંદ્રદેવના દુશ્મન ઘણા હશે, જેમના ડરથી તે આ પ્રમાણે સંતાઈને રહેતા હશે!"

"અરે, એમ તે હોય! પોતાના દુશ્મનને જોતજોતામા માહાત કરવાને ઇંદ્રદેવ પૂરતો શક્તિવાન છે! જે તલેસમનો એ દારેગો છે તે અત્રે હોવાથી એમને ફરજીયાત અહીં રહેવુ પડે છે!"

"એમ! ત્યારે એ તલેસમનો કોઈ રાજા નથી શું?"

"ના! આ તલેસમ તૈયાર કરતી વખતે તેના માલેકે એવી ગોઠવણ કરી છે કે પોતાના વંશજો તલેસમના રાજા તરીકે નહી પણ દારેગા તરીકે રહે! ઇંદ્રદેવ એ વંશનાજ છે, એટલે તલેસમની સંભાળ લેવા ઉપરાંત તલેસમપર તેમને બીજો કશો હક નથી! એમની પાસે ધન દોલતની કંઈ ઓછ નથી!"

"પણ એ તલેસમના પ્રબંધનો ભંગ કરીને તે તીલસ્મી વસ્તુઓ હાથ કરે તો તેમને કોણ અટકાવી શકે તેમ છે?"

"અટકાવનાર કોઈ નથી, પણ તે તલેસમના ભેદ જાણતાજ નથી! તલેસમના ભેદ આમ ગુપ્ત શા માટે રાખ્યા હશે?"

"મે તો મારા તલેસમનો ઘણો લાભ લીધો છે!"

"એ તલેસમમા પણ એવી કેટલીક ચીજો છે, જેનો લાભ એ તલેસમ તોડનાર સિવાય બીજો કોઈ લઈ શકતોજ નથી!" આમ કહેતા ઉભો રહી જઈ તે બોલ્યો–"ઉભી રહે! અત્રે દ્વાર છે તે ઉઘાડુ તો આગળ જઈએ!" માયાવતી ઉભી રહી, પણ બાવાજી શું કરે છે તે અંધારાને લીધે તે જાણી શકી નહી લોખંડનો એક ન્હાનો દરવાજો ઉઘડ્યો હોય એવો ધીમો અવાજ સંભળાયો, અને દારેગો માયાવતીને હાથ પકડીને બે ત્રણ પગલા આગળ ચલાવી પોતે પાછળ રહી ગયો પછી તે દ્વાર બંધ થવાનો અવાજ સંભળાયો તરતજ દારેગાએ દીવટ સળગાવી, જે ત્યા બારણાની પાસેજ કોઈ ઠેકાણે રાખેલી હતી ત્યા પ્રકાશ થતા માયાવતી આતુરતાથી ચારે તરફ જોવા લાગી તો જે તરફથી પોતે આવી હતી તે તરફ લોખંડના પતરાનુ એક ચોકઠુ જણાયુ, જેમા દરવાજાનો આકાર નહોતો બાકી ચારે તરફ પથ્થરજ જણાતા હતા ડુંગરમા કોતરીને તે સુરંગ બનાવેલી હોય એમ દેખાતુ હતુ આ સુરંગ કંઈ ત્યાજ સમાપ્ત થઈ નહોતી પણ

દહાબી તરફ પાચેક પગથીઓ ઉતરવા બાદ કેટલેક સુધી આગળ પણ સુરગમાજ જવાનુ હતુ માયાવતી કઈ પૂછવા જતી હતી એટલામા દારોગો બોલ્યા–" અત્રેના ભેદ ઇદ્રદેવની આજ્ઞા વિના બતાવી શકાય તેમ નથી માટે એ વિષે કઈ પૂછતીજ નહીં ! આ પગથીઓ ઉતરવાની હોવાથી તને ઠોકર ન વાગે તે માટેજ મે દીવટ સળગાવી !" આટલુ કહી તેણે દીવટ ઓહોલવી નાખીને તેને ઠેકાણે મૂકી દીધી અને પછી માયાવતીને હાથ પકડીને પગથીઓ ઉતારી થોડેક ચાલતા દૂર અજવાળુ જણાયાથી સુરગનો અત આવેલ જાણી માયાવતી અજાયબી, ડર, ચિંતા અને આશા સહ તે માર્ગે પસાર કરીને તેના છેવટના દ્વારની બહાર પગ મૂકવા સાથેજ એક રમણિક સ્થાનમા જઈ પહોચી ચારે તરફ હરીયાળીથી છવાયલા પર્વતોથી ઘેરાયલુ રગબેરગી પહાડી ફળફુલના ઝાડો તેમજ લતાઓથી ભરપૂર બે એકર વિસ્તારનુ મેદાન હતુ સામેના એક પર્વતમાથી નિર્મળ ઝરો વહેતો હતો, જેનુ ચમકતુ પાણી ધીમેધીમે નાચતુ કુદતુ નીચે આવીને ચારે તરફ બાધેલી ન્હાની ન્હાની નહેરોમા થઇને ફુલના ક્યારાઓમા પહોચતુ હતુ જાતજાતના પક્ષીઓના મીઠા કલરવ અને સુવાસિક પુષ્પોપર ઉડી રહેલ ભ્રમરનો મધુર ગુજારવ ઉદાસ બનેલા અતકરણમા આનદ પ્રસરાવી રહ્યા હતા આ સ્થાનમા અરધા ભાગમા સૂર્ય ભગવાને પોતાનો પ્રકાશ નાખીને તડકા છાયાનો ગભીર ગાલીચો બીછાવી ત્યાની શોભાને એવી ચિત્તાકર્ષક અને અનુપમ બનાવી દીધી હતી કે અનેક પ્રકારની ચિતાથી વ્યાકુળ બનેલ માયાવતી પણ તેમા મસ્ત બની પોતાના સર્વ દુખ જરાવાર તો વીસરી ગઈ જ્યારે પોતાની સ્થિતિનુ તેને ભાન થયુ ત્યારે આવા અજબ સ્થાનનો અપૂર્વ આનદ ભોગવનાર કોઈ ભાગ્યશાળી હશે કે ? એવો તેના મનમા વિચાર ઉત્પન્ન થયો, અને તે સાથે જમણી તરફના પહાડ પરના એક સુદર મહેલપર તેની નજર પડી, જે ધારીને તે જુએ તે પહેલા દારોગાએ હસીને કહ્યુ–" હવે અહીં કેટલીવાર ઉભી રહીશ ? આગળ ચાલ !"

જે સ્થળે માયાવતી ઉભી હતી તે જમીનથી પચ્ચીસેક વાર ઉચુ હતુ, અને ત્યાથી નીચે ઉતરવાને પગથીઓ હતી તેઓ નીચે ઉતરીને તે સ્થાનમા કુદરતે બનાવેલા સુદર ક્યારાઓમા થઈને

જે પહાડપર મહેલ હતો તેની તળેટીમા જઈ પહોચ્યા તે વખતે બે માણસ પહાડપરથી નીચે ઉતરતા હતા, જેમના પોશાક પરથી તેઓ અઈયાર હોય, એમ માયાવતી સમજી ગઈ થોડીવારમા તે બને દારોગા પાસે આવી પહોચતા દંડવત કરી બોલ્યા– "ઇદ્રદેવે આપને દૂરથી જોઈ ઓળખી કહાડયા, પણ માયાવતીને ઓળખી શક્યા નહી!" ત્યાનો દરેક માણસ પોતાને ઓળખે છે, એ જોઈ માયાવતીને બહુજ અજાયબી ઉપજી દારોગાએ બને અઈયારોને ઇદ્રદેવની કુશળતાના સમાચાર પૂછયા બાદ તેઓ ચારે પહાડપર ચ્હડવા લાગ્યા થોડી વારમા તેઓ મહેલ આગળ પહોચી ગયા તેમને આવકાર આપવાને ઇદ્રદેવ મહેલની પગથીઓ આગળજ ઉભો હતો તેણે તેમને સન્માનસહ લઈ જઈને દીવાનખાનામા બેસાડયા, અને દારોગાને પૂછ્યુ– "આપે તેમજ માયાવતીએ અત્રે આવવાની ઝહેમત ઉઠાવી તેનુ કારણ પૂછતા પહેલા આપના નાકપર પટ્ટી બાધવાનુ કારણ જાણવાને આતુર છુ!"

"ભાઈ! ભુખ અને તરસે જીવ સુકાઈ જાય છે, માટે પહેલા જરા સ્વસ્થ થઇએ તો મારી વીતક આપને જણાવુ!" દારોગાએ જણાવ્યુ તરતજ ઇદ્રદેવે ઉઠીને તેમના ખાવાપીવા માટે તૈયારી કરવાની આજ્ઞા કરી ખાઇપીને સ્વસ્થ થઈ આરામ લઈને થાક દૂર કીવા બાદ સધ્યાકાળે જે ઓરડામા દારોગાને ઉતારો આપ્યો હતો ત્યા ઇદ્રદેવ ગયો માયાવતી દારોગા પાસે પોતાના દુખ રડતી બેઠી હતી, તે ઇદ્રદેવને જોતા ચુપ થઈ ગઈ દારોગાએ ઇદ્રદેવને પોતાની બાજુએ બેસાડયો, એટલે તે બોલ્યો–"હવે આપની હકીકત જણાવો! તે સાભળવાને હુ બેહદ આતુર છુ!" તરતજ દારોગાએ પોતાની તેમજ માયાવતીની હકીકત કહેવા માડી, જે ઇદ્રદેવે સાભળ્યા કીધી નાનુને હાથે દારોગાનું નાક કપાયાની વાત સાભળી તેને બેહદ ગુસ્સો ઉપજ્યો, અને કઈ બોલ્યા વિના તે ઉઠીને ત્યાથી ચાલ્યો ગયો, એટલે દારોગો માયાવતી પ્રત્યે બોલ્યો–" મારી હકીકત સાભળીને એ બેહદ ગુસ્સે થઈ કઈ પણ બોલ્યા વગર ચાલ્યા ગયા તે નક્કી કઈ તજવીજ કરશે, એમ લાગે છે!"

"ઇદ્રદેવ નાનુને ઓળખે છે?" માયાવતીએ પૂછ્યુ

"અરે ! નાનુ વિષે એ જાણે છે તેટલુ તુ કે હુ જાણતા નથી !" બાવાજીએ જણાવ્યુ -"નાનુ વેશ્યા પેઠે બજારમા બેસતી અને મોતીજાનને નામે પ્રખ્યાત હતી ત્યારે ઇંદ્રદેવ પણ કોઈવાર છૂપે વેષે ગાણુ સાભળવા એને ત્યા જતા હતા, તેથી તેની દરેક બાબત એ જાણે છે ! આમ ઘણા દીન પરિચય રહેવા છતા ઇંદ્રદેવની ખરી હકીકત નાનુ જાણી શકી નહી તે તો એમને એક તવ ગર સરદાર સમજતી હતી !" લગભગ અરધો કલાક તેઓ આવી વાત કરતા બેઠા, જે બાદ સુરજસિંહ નામના ઇંદ્રદેવના અઈયારે ઓરડામા આવી દારોગાને કહ્યુ-"ઇંદ્રદેવ આપને બોલાવે છે ! નજરબાગમા તે એકલાજ છે, ત્યા આપ એકલાજ તેમને મળો !" આ સાભળી દારોગો ઉભો થયો, અને ઇંદ્રદેવને મળવાને ગયો, એટલે માયાવતી પણ પોતાના ઓરડામા જતી રહી મહેલની પાછળ એક ન્હાનો પણ સુ દર પુષ્પોથી ભરપુર બાગ હતો ત્યા ઇંદ્રદેવ એકલોજ ફરતો હતો દારોગાને જોતાજ તે બોલ્યો-"ભાઈ ! જે વાત સાભળવાની મને કદી આશા નહોતી તે આજ આપને મુખે સાભળી છે !"

"નાનુની હરામખોરીની વાત સાભળીને આપને ગુસ્સો ઉપજ્યોજ હશે !" દારોગો ભાર દઈને બોલ્યો

"ના ! નાનુ વિષે મારૂ કહેવુ નથી ! નાનુએ આપની સંગે બહુજ ખરાબ ચાલ ચલાવી, એ માટે તેને પકડી આણવા એક અઈયાર અને થોડાક સીપાઈઓને મે રવાના કીધા છે, પણ હુ તો રાજા જોરાવરસિંહ માટે કહુ છુ ! જોરાવરસિંહજી હયાત છે, એમ હુ ધારતોજ નહોતો ! માયાવતી જોરાવરસિંહની રાણી નથી, પણ આપની નીચ યુક્તિથી લક્ષ્મીદેવીને ઠેકાણે બેસી ગઈ છે, એવો સ્વપ્ને પણ મને ખ્યાલ આવ્યો નહોતો ! ઓફ ! દુનિયા કેવી વિચિત્ર છે ! માણસ કેવી બાજીઓ ગોઠવે છે !" આ સાભળી દારોગાએ ચમકી ઇંદ્રદેવ તરફ જોયુ, અને ઉદાસ ચહેરે તેને જમીન તરફ દૃષ્ટિ માડી ઉભેલ જોઈ તે દબાયલે અવાજે બોલ્યો-"માયાવતીને લક્ષ્મીદેવી બનાવવામા મારો વાક છે, પણ રાજા જોરાવરસિંહની બાબતમા હુ તદન નિર્દોષ છુ ! માયાવતીએ રાજાજીને કેદ કર્યા છે, એવી મને ખબરજ નહોતી !" દારોગાનુ કહેવુ સાભળ્યુ જ ન હોય તેમ ઇંદ્રદેવ બોલ્યો-"રાજા જોરાવરસિંહે

આપની સાથે કંઈ બુરાઈ કરી હોય એમ આપ કહી શકશો ? ” દારોગાએ ડોકું ધૂણાવી ના પાડી, એટલે તેણે પૂછ્યું–“ વળી જોરાવરસિંહની પછી આપ વિશેષ ધનવાન થયા છો, એમ કહી શકશો ? રાજાજીના સમય કરતા હાલ આપ વધુ સુખી છો ? ”

“ હાય ! મારા ભાગ્યમા સુખજ ક્યા સરજ્યું છે ?” દારોગો એક ઉંડો નિ શ્વાસ નાખી બોલ્યો

“ ના ! પ્રભુએ આપેલા સુખને તમે લાત મારી છે, છતા આજે નાક કપાવીને પણ દુનિયામા મુખ બતાવવાને તૈયાર થયા છો, અને પાછલી ભૂલો માટે પશ્ચાતાપ થતો નથી !” ઇંદ્રદેવ ઉશ્કેરાઈ જઈને બોલ્યો–“ નીચ માયાવતીએ પોતાનો ધર્મ નષ્ટ કીધો, જે કુલટાએ લોકલાજ છોડી દીધી, જે દુષ્ટા પોતાના શીરતાજ સાથે દગો રમી, જે પીશાચણીએ પોતાના માતપિતાના પ્રાણ લીધા, જેને લીધે આપને કારાગૃહના કષ્ટ ભોગવવા પડયા, અને જેની સોબતમા આ નાક કપાવ્યુ, તેને મદદ કરવા આપ ફરી તૈયાર થયા છો ! અને એ પાપમા મારી મદદ લઈ મને પણ નષ્ટ કરવા ધારો છો ! વાહ ભાઈ ! આપણા ગુરૂજીનુ નામ તો સારૂ વધાર્યું, અને મને પણ ઉત્તમ ઉપદેશ આપો છો ! અરે ! એક સાધારણ વેશ્યા સામે પોતાનુ નાક બચાવી ન શક્યા એવા આપ પ્રતાપી મહારાજા કુલીનસિંહનો નાશ કરવાને તૈયાર થાઓ, એ કેવી અફસોસની વાત ! આપને એમના કેદખાનામાથી હુ છોડવી આવ્યો, એટલોજ મે તેમનો ગુન્હો કર્યો, પણ હવે એ ગુન્હાની ક્ષમા મેળવવાની તજવીજમા છુ ! આપને માટે એકવાર અપરાધી થયા પછી હવે ફરીથી–” આટલુ બોલી તે અટકી ગયો દર પળે વધતા જતા ગુસ્સાથી તેનો કંઠ રૂંધાઈ ગયો દારોગાનો ચહેરો ફીકકો પડી ગયો પાછલા પાપોના ભય કર સ્વરૂપ તેની દૃષ્ટિ આગળ તરી તેને ડરાવવા લાગ્યા ! બ ને હાથે પોતાનુ મુખ ઢાકી તે રડવા લાગ્યો ! આ જોઈ ઇંદ્રદેવ બોલ્યો–“ અરેરે ! આગલો વખત યાદ કરો ! દયાવાન, ધર્માત્મા મહારાજા જોરાવરસિંહને લીધે આપને કેટલુ સન્માન મળતુ ? તેમની પાસે કોઈ નજરાણુ લઈ આવતુ ત્યારે ‘ મ્હોટા ભાઈ લેજો ’ એમ કહી તે આપની સમક્ષ રાખતા હતા ! કંઇ નવુ કામ કરવુ હોય તોપણ આપની સલાહ લેતા ! એમને ગુસ્સો ચ્હડતો અને તેથી એમની સામે જવાની કોઈની હિંમત

ચાલતી નહી ત્યારે આપને જોતા તે પોતે નીચુ જોઈ જઈ પોતાનો ક્રોધ સમાવી હસી પડતા હતા ! એ સર્વ આપની ધાસ્તિ કે દબાણથી નહી, પણ માત્ર આપ તરફના સ્નેહને લીધેજ ! ગુરૂજીએ આપને સારી દીક્ષા આપી હશે, એવી તેમની ખાત્રી હતી ! આપ આવા વિશ્વાસઘાતી હશો એવુ એ જાણતા નહોતા ! ઓફ ! એમની સાથે આવુ નીચ વર્તન ! એવી જીદગીપર ધૂળ પડો ! કોને માટે ? ઈશ્વરને પણ ભૂલી ગયા ! ઠીક જાઓ ! આ સમયે હુ વધુ વાત કરી શકતો નથી ! એમ ન સમજશો કે, આપને મારા મહેલમાથી જવાનુ કહુ છુ ! આપના ઓરડામા જઈ આરામ કરો ! બસ ! ચાર દીનની અંદર આપનુ હીત શાથી છે, અને કયે રસ્તે જવુ આપને યોગ્ય છે, તેનો પુખ્ત વિચાર કરી લેજો ! પણ યાદ રાખજો કે, આપણ વચ્ચે થયલી આ વાતચીતનો એક અક્ષરે માયાવતી જાણે નહી ! એ ચાર દીનની મુદતમા મને મળવાની પણ આશા રાખશો નહી !"

આટલુ કહી તે મહેલમા ચાલ્યો ગયો દારોગો પણ સીધો પોતાના ઓરડામા જઈ ચાદર ઓઢોડીને શય્યાપર સુઈ ગયો ઇંદ્રદેવે બાવાજીને શામાટે બોલાવ્યા હતા ? તે જાણવાને માયાવતી કેટલીક વારે તેના ઓરડામા આવી, અને તેને ચાદર ઓઢોડીને સુતેલ જોઈ અજાયબ થઈને તેણે મ્હોડપરથી ચાદર જરા ખસેડી તો તે જાગતોજ હતો લાબા સમયની માદગીથી શરિરમાનુ લોહી ઉડી ગયુ હોય તેવો દારોગાનો ચ્હેરો ફીકકો જોઈ માયાવતી સ્તબ્ધ થઈ ઉભી રહી, એટલે દારોગાએ તેને કહ્યુ-"અત્યારે મારી તબીયત ઠીક નથી ! કાલે તને બધી વાત કહીશ, માટે અત્યારે પોઢી જા !"

"પણ ઇંદ્રદેવે આપને કેમ બોલાવ્યા હતા ?"

"એમણે ચાર દીનમા આપણો બંદોબસ્ત કરી આપવાનુ જણાવ્યુ, જે અરસામા નાનુને તેમના માણસો પકડી આણશે !"

"પણ ત્યારે આપની હાલત આવી શાથી થઈ છે ?"

"મારી તબીયત ઠીક નથી ! હમણા તુ સુઈ જા !"

માયાવતી કંઈ વધુ ન પૂછતા પોતાના ઓરડામા ચાલી ગઈ થાકને લીધે તેને પણ નિદ્રા આવતા વાર લાગી નહી બીજે દીને પ્રભાતે દારોગાએ ઇંદ્રદેવ વિષે પૂછગાછ કરી તો એક સેવકે ખબર આપી કે-"ત્રણ ચાર દીન પછી આવવાનુ કહી ક્યાક ગયા છે, અને એ અરસામા આપ અને માયાવતીને અત્રેજ રહે-

વાનુ જણાવ્યુ છે '" હવે દારોગાજી સમજ્યા કે દુનિયામા તેમનો કોઈ સાથી નથી ! પોતાના બૂરા કામોનો ખ્યાલ કરીને કોઈ પોતાને મદદ કરે તેમ નથી ! કીધેલા પાપના ફળ તેને અવશ્ય ભોગવવા પડશેજ ! ચાર દીન તો દારોગાએ ત્યા પસાર કર્યાં પાચમે દીને પ્રભાતે પોતાની શય્યાપરથી ઉઠી તે ઓરડાની બહાર નીકળ્યો કે એક સેવકે આવી ખબર કરી-" ઇદ્રદેવજી આપને માયાવતીસહ નજરબાગમા બોલાવે છે !" આ સાભળતાજ દારોગો માયાવતીના ઓરડામા જઇ તેને લઈને નજરબાગમા ગયો ઇદ્રદેવ એક ખુરસીપર બેઠો હતો, અને તેની પાસે બે આસન ખાલી હતા, તેમજ બે માણસો નાનુને પકડીને ઉભા હતા ઇંદ્રદેવના કહેવાથી દારોગો અને માયાવતી આસને બેઠા ઇદ્રદેવે પોતાને મદદ કરવાની ના પાડેલ હોવી જોઇએ, એમ દારોગાના ચહેરાપર છવાયલી ઉદાસીથી માયાવતી સમજી ગઈ હતી, પણ નાનુને કેદીની હાલતમા જોઇ તેને કઈક ધીરજ મળી, અને ઇદ્રદેવ તરફથી મદદ મળવાની આશા ઉપજી વાચનાર હવે સમજી ગયા હશે કે નાનુંને મળી છેતરીને પકડનાર શ્યામલાલ ઇદ્રદેવનો કોઈ અઈયાર અથવા ઇદ્રદેવ પોતેજ હશે ! દારોગો અને માયા-વતી બેઠા બાદ ઇદ્રદેવે નાનુને પૂછ્યુ-" બાવાજીનુ નાક તે નથી કાપ્યુ ?"

"માયાવતીની આજ્ઞાથી મેજ કાપ્યુ !" નાનુએ જવાબ આપ્યો, એટલે ઇદ્રદેવે પોતાના સેવકને આજ્ઞા કરી-" તમે આ હરામખોરના નાકકાન કાપી લ્યો, અને એ કઈ બોલે તો જીભ પણ કાપી લેજો !" સેવકો એ માટે તૈયાર ઉભા હોય તેમ આજ્ઞા મળતાજ તે બજાવવામા આવી, અને પછી નાનુને કેદખાનામા લઈ જવામા આવી માયાવતી પણ ઇદ્રદેવની આજ્ઞાનુસાર પોતાના ઓરડામા ચાલી ગઈ એકાત થતા ઇદ્રદેવે દારોગાને કહ્યુ-"આપને નાહક દુ ખ દેનારને ઈશ્વરે કઈ વધુ પ્રમાણુમા સજા કરી, એ જોયુ ? આપે પણ વિચારવાનુ છે કે ભલા અને નિર્દોષ રાજા કુલીનસિંહ અન જોરાવરસિંહને વિના કારણે દુ ખ દેનારને તેની કરણીના ફળ શુ કોઈ દહાડો નહીં ચાખવા પડે ?"

"ખરૂ છે, પણ-" દારોગાનુ બોલવુ પૂર્ણ થાય તે પહેલા ઇદ્રદેવ ઉશ્કેરાઈ જઈ બોલ્યો-" આટલુ કહ્યા છતા કુલીનસિહના

અઈયારો સંગે બાથ ભીડવાની ઈચ્છા હજી દીલમાથી દૂર થઇ નથી? ભલે! આપની ઈચ્છામા આવે તેમ કરો, પણ એ બાબતમા મારી તરફની કંઈ આશા રાખશો નહી! આપ મને ગમે તેવો મ્હોટો માનતા હો પણ હુ તો એ લોકોની આગળ તૃણ સમાન છુ! અરે જ્યા પવન પણ ન જઈ શકે ત્યા કુલીનસિંહના અઈયારો જઈ શકે તેવા છે!" આમ કહી ખીસ્સામાથી એક પત્ર કહાડી દારોગાને આપતા તે બોલ્યો-"આ જરા વાચો! એ પત્ર પ્રભાતે હુ જાગૃત થયો ત્યારે તાવીજની માફક મારા કંઠમા બાધેલ હતો, એ જાણીને આપ ચમકી જશો! આવા અઈયારો જેના તાબેદાર છે, એવા રાજાની સામે થનાર દીવો લઈને કુવામા પડનાર મૂર્ખ નહી તો કેવો જાણવો?" દારોગાએ ધ્રુજતે હાથે તે પત્ર લઈને વાચવા માડયો, જેમા નીચે પ્રમાણે લખ્યુ હતુ -

ઇંદ્રદેવ! ગુપ્ત સ્થાનમા રહેવાથી અમારી દૃષ્ટિની બહાર છો, એમ ન સમજશો! તમે હોશીયાર અઇયાર, બુદ્ધિશાળી વીર પુરૂષ છો, એ અમે જાણીએ છીએ, પણ વગર બોલાવે અમે કોઈને મળતા ન હોવાથી આજસુધી આપણે મળ્યા નથી! તમે પણ નિર્દોષ નથી! હરામખોર દારોગાને રત્નપુરના કારાગૃહમાથી છોડવી જવાનો દોષ તમારે માથે છે, પણ અમારા કોઈ માણસને ઈજા કર્યા વગર એ કામ બજાવવામા તમે સારી બુદ્ધિ વાપરી, તેથીજ અત્યારસુધી બચી ગયા છો! પ્રતાપી દીવાનશ્રી ચતુરસિંહજીએ તમારો એ ગુન્હો ક્ષમા કીધો છે કમકે, દારોગો તમારો ગુરૂભાઇ હોવાથી એને મદદ કરવાની તમારી ફરજ હતી! પણ તમને ચેતવણી આપીએ છીએ કે હવે પછી માયાવતી, દારોગા કે અમારા બીજા કોઈ દુશ્મન સાથે મળી જશો કે તેમને મદદ કરશો તો તમે પણ વીજયગઢના બંધીખાનાની હવા ખાશો! દુનિયામા સત્યતા અને ભલાઈ દાખવશો તો ઈશ્વર તમારૂ ભલુ કરશે! વળી એ કહેવાનું કે અમારા બે તીલસ્મી ખંજર માયાવતી અને નાનુ પાસે છે! માયાવતી મદદ માગવાને દારોગા સાથે તમારે ત્યા આવી છે તેને એ વિષે તમે કંઈ કહેશો નહી! અમેજ તેની પાસેથી અમારૂ ખંજર લઈશુ પણ નાનુ પાસે ખંજર હતુ તે શ્યામલાલ બનીને તેને પકડવા ગયલા તમારા અઈયાર પાસે છે, તે અમને આપો! કાલે બપોરે તમારા મહેલમા આવવા માટેની જ ચલ

માની ગુફાના મુખ આગળ તમને મળવા અમે આવીશુ, તે વખતે તીલસ્મી ખંજરસહ તમને આવેલા જોઈશુ નહી તો એમજ સમજીશુ કે તમે માયાવતી અને દારોગાના મદદગાર છો ! પછી અમને યોગ્ય લાગશે તેમ કરીશું હાલ એજ, લી આપને ચેતવણી આપનાર બાળક **અઈયાર હમીર**

દારોગાએ પત્ર વાચીને ઇંદ્રદેવના હાથમા આપ્યો ભય, ચિંતા અને નિરાશાથી તેનો ચહેરો ઉજળો પડી ગયો કાગળમા હમીરે તીલસ્મી ખંજર માટે કરેલા ઈશારાથી તેણે ઇંદ્રદેવના હાથ તરફ જોયુ તો આગળીમા તેને લગતી વીંટી હતી. ઇંદ્રદેવ પોતાને મદદ કરે તેમ નથી, એવી ખાત્રી થતા તેને પોતાનુ ભવિષ્ય બહુ ખરાબ દેખાવા લાગ્યુ તે નીચુ મસ્તક કરી ઉભો રહ્યો તેના ચ્હેરાપર થતો ફેરફાર ઇંદ્રદેવ બારિકીથી જોવા લાગ્યો અને આખરે તે બોલ્યો–" આ પત્રમાના પ્રત્યેક શબ્દપર આપે વિચાર કીધો હશે, અને તેનો ભાવાર્થ સમજ્યા હશો ! હવે મારે એટલુ જ કહેવાનુ કે, આપને બદલે બીજો કોઈ હોત તો તેને મે અત્રેથી હાકી કહાડયો હોત, પણ આપ મારા ગુરૂભાઈ હોવાથી ત્રણ દીનની મહેતલ આપુ છુ, જે અરસામા આપ અત્રે રહીને આપના શુભાશુભનો વિચાર કરીને જે કરવુ હોય તે મને જણાવો, પણ એટલુ ધ્યાનમા રાખજો કે આપની દાનત સાફ હશે તો આપના વાંક ક્ષમા કરાવવાની હુ તજવીજ કરીશ, પણ રાજા કુલીનસિહની વિરૂદ્ધમા મારી મદદની આશા રાખશો નહી !"

" આપ તીલસ્મી ખંજર હમીરને મળીને આપશો શુ ?"

" અરેરે ! એમા પણ તમને શંકા લાગે છે શુ ?"

કંઈ વધુ ન પૂછતા દારોગો પોતાના ઓરડામા ચાલ્યો ગયો ઇંદ્રદેવ સાથે શું વાત થઈ તે જાણવા માયાવતી ત્યા બેઠી હતી. દારોગાને નિસાસો નાખી આસને બેસતો જોઈ તેણે પૂછ્યુ–" કહો શું થયુ ? નીચ નાનુપર ઠીક વેર વળ્યુ !"

" પણ ઇંદ્રદેવ આપણને કંઈ મદદ કરશે નહી !"

" તે એમણે મોઘમમા ના પાડી શુ ?"

" ચોખ્ખેચોખ્ખી ના પાડી !"

" એ તો બહુજ બ્હીકણ નીકળ્યા ! આટલી વાર તમો વચ્ચે વાત શું થઈ તે તો કહો ?" આના જવાબમા દારોગાએ તેને તમામ

વાત જણાવી તેમજ હમીરના પત્રની હકીકત કહી ઇંદ્રદેવના સમ જાવ્યાથી કદાચ દારોગો પણ પોતાનો પક્ષ છોડી દે, એવી માયા વતીને ધાસ્તિ લાગતા તે બોલી–" અરેરે ! ઇંદ્રદેવ પૂરો બ્હીકણ બાયલો નીવડયો ! ખાઈ પીને ઘરમા આળસુ માફક પડી રહે-તાજ જાણે છે ! એવો માણસ તે દુનિયામા ધૂળ નામના મેળવે ! ભાગ્યપર ભરોસો રાખી બેસી રહીએ એવા આપણે નથી ! ગરીબ અને લાચાર હોવા છતા પણ ચક્રવર્તી રાજા થવાને મહેનત કરનારા મનોરથ સફળ થાય ત્યાસુધી તેની પાછળ મ ડયા રહેનારા દૃઢ માણસોમાના આપણે છીએ ! હુ કોણ હતી, અને માગી ચાલા-કીએ કેવી ઉચ્ચ સ્થિતિએ પહોચી તેનોજ વિચાર કરો ! આ સમયે દુશ્મનો જોરપર આવ્યા છે, તેથી નિરાશ થઇ હાથ જોડી બેસી રહેવુ ? ના, ના ! હુ હિ મત હારીશ નહી ! આપ પણ તેવા નથી ! હવે હું દુશ્મનોને કેવા નચાવુ છુ તે દુનિયા જોશે ! બસ ! હવે બાયલા ઇંદ્રદેવની આશા છોડી પોતાની હિ મતપર ભરોસો રાખી અત્રેથી લાગ જોઈને ચુપચુપ બહાર ચાલો, એટલે થયુ !" અફસોસ ! વાચનાર, સારી શીખામણ કરતા ખરાબ સલાહની અસર માણસ પર વધુ થાય છે ! દારોગાના ડગમગી ગયલા મનપર માયાવતીના કહેવાની અસર થઇ, અને તે દીને રાતે તેઓ ઇંદ્રદેવના મહેલમાથી છૂપી રીતે ચાલ્યા ગયા હવે તેઓ ઇંદ્રદેવના પણ દુશ્મન બન્યા, અને પોતાને મદદ ન કરવા માટે તેને કેવી રીતે સજા કરવી તે માટે વિચાર કરવા લાગ્યા બીજે દીને બપોર સુધી મુસાફરી કર્યા બાદ સૂર્યના ઉગ્ર તાપથી વ્યાકુળ બની વિશ્રામ લેવાને તેઓ જ ગલમા એક નહેરને કીનારે બેસી વાતો કરવા લાગ્યા

"ફીકર નહી ! જરા ઠેકાણે પડીયે તો પછી ઇંદ્રદેવની પણ બરોબર ખબર લઈશ !" માયાવતીએ ગુસ્સાસહ જણાવ્યુ

"મને પણ એનાપર ગુસ્સો ઉપજ્યો છે !" દારોગા બોલી ઉઠયો–" લુચ્ચાએ અણીને વખતે મદદ કરવાની ના પાડી ! ફીકર નહી ! એને જોઈ લઈશુ ! પહેલા કુલીનસિ હના દુશ્મનો કોણ છે, અને તેમને કેવી રીતે આપણા પક્ષમા લેવા તેનો વિચાર કર-વાની જરૂર છે ! એક તો રાજા બલદેવસિ હ, તેનો કુમાર કેસરી-સિ હ અને તેમના સાથીઓ, બીજી મોહીની, ત્રીજો રત્નસિ હનો

કુમાર કલ્યાણસિંહ, ચોથો સુબેદાર ખીજરખા, જેની પુત્રી ગૌહહરને કુલીનસિંહે કેદ કરી છે એ ઉપરાંત એ ચારેના સાથી ઘણા હશેજ !–"

"એ બધા મળી જાય તો આપણે કુલીનસિંહ અને તેના સાથીઓને પાયમાલ કરી શકીએ ! તેઓ આપણા પક્ષમા ખુશીથી આવે, પણ મુઝવણ એ છે કે ખીજરખા સિવાય બાકીના સર્વ કેદ છે ! રાજા બલદેવસિંહને કોણે કેદ કીધો છે વારૂ ?"

"બહાદુર નામ ધારણ કરીને વઈતાળે તેને ફસાવ્યો હતો, અને હાલમા કમલીનીના તળાવની વચમાના મહેલમા તે કેદ છે ! મોહીની અને માલતીને પણ ત્યાજ કેદ કરેલી છે !"

"ત્યાથી એમને છોડવવાનુ કામ તો જરા મુશ્કેલ છે !"

"તારા બને અઇયાર ગોવીંદરાય અને દેવીસિંહ ક્યા ગયા ? તારી આ દુર્દશાના સમાચાર તેમણે નહી જાણ્યા હોય ? આ તોફાન અને તારી નહાસભાગની વાત જમાનીયાની તમામ પ્રજામાજ નહી પણ છેક દૂરના દેશો સુધી પ્રસરી ગઈ છે છતા તેમને કાને ન ગઇ હોય એ કેમ બને ? આનુ કારણ કંઈ બીજુ જ હશે ?" જવાબ શો આપવો તે માટે માયાવતી વિચારમા પડી ગઇ બને અઈયારોને મારી નાખવાની વાત તેણે આજ સુધી દારોગાને જણાવી નહોતી કેમકે, તે જાણીને તે ગુસ્સે થશે, એવી તેને ધાસ્તિ લાગી હતી તે હવે સુઝાઈ ! અઈયારોને મારી નાખવાની વાત છૂપાવી તેમને વિષે કંઈ બીજુ બહાનુ અડાવી દેવાથી ચાલશે ? ના ! એ વાત આખરે તેને જાણ થયા વગર રહે તેમ નહોતુ કેમકે, લીલા તે જાણતી હતી, અને તે પણ પોતાને છોડી ગયેલી હોવાથી પોતાનુ ભોપાળુ ખુલ્લુ કરી દે તેમા નવાઈ જેવુ નહોતુ આમ વિચાર કરીને આખરે માયાવતી એવા ઠરાવ પર આવી કે ભવીષ્યમા બનનાર હશે તે બનશે, પણ હાલ તો દારોગાને જણાવવુ નહી આથી તે ગભીર અવાજે બોલી–" મને પણ દીનરાત એજ વિચાર આવે છે કે, મારા અઇયારો આવા સમયમા મને કેમ છોડી ગયા, અને ક્યા ગયા હશે ?"

"તેઓ તારી પડતી દશા જોઈ તને છોડી ગયા !"

"એમજ ! પણ એ પચાત બાજુએ મુકી હવે આપણે ક્યા જવુ અને શું કરવુ, તેનો વિચાર કરીએ !"

"પહેલા આપણે બીજરખા પાસે જઈ એની મદદ લઈએ ! બીજરખા બહાદુર અને લડવૈયા છે ! એની પાસે પૈસો નથી ! "

"એટલુ સારૂ છે ! ધનથી હુ એનુ ઘર ભરી દઈશ, એટલે ખુશીથી મ્હોટી ફોજ તૈયાર કરીને તે આપણને મદદ કરશે-"

"ચાલો-પણ સામેની ઝાડીમાથી નીકળીને આ તરફ કોણ આવે છે ? બલદેવસિહ લાગે છે ! બસ ! એજ ! એ એકલો નથી ! પાછળ બીજા કેટલાક માણસો પણ છે ! " માયાવતીએ ચમકીને તે તરફ જોયુ, અને રાજી થતી ઉભી થઈ

---

## પ્રકરણ ૩૧ મુ.

### વિચિત્ર હુમલો !

દુશ્મનોથી ઘેરાયલા કમલીનીના મહેલ તરફ આપણી દૃષ્ટિ એ ચાય છે ! દુશ્મનો કોણ હતા ? કમલીનીના નોકરોમા પોતાના અન્નદાતાને ફસાવનાર કોણ નિમકહરામ હતુ ? તેને લગતી કેટલીક હકીકતથી વાચનારને જાણીતા કરવાની જરૂર છે ! કમલીનીના મહેલમા દશ દાસીઓ રહેની હતી એ ઉપરાત નોકરો અને સીપાઈઓ તો ઘણા હતા, પણ તેમને રહેવા જેટલી જગ્યા મહેલમા નહોતી, એટલે તેઓ કામ પડતા ભેગા થઈ જતા હતા એ સર્વ ક્યા રહેતા હતા તે કમલીની અને તારા સિવાય બીજુ કોઈ જાણતુ નહોતુ એ સીપાઈઓમાથી કેટલાકને માયાવતીએ કેદ કીધા હતા, અને જે દશબાર બાકી રહ્યા હતા તેઓ કમલીનીના કામમા રોકાયા હતા પાચેક સીપાઇ કામ માટે તારા પાસે આવ્યા હતા, અને બહાર દુશ્મનોએ ઘેરો નાખવાથી પાછા જઇ શકયા નહોતા, તેઓજ આ વખતે મહેલમા હતા કમલીની જે વખતે માયાવતીની સાથે કજીયો કરીને જુદી રહેવાને નીકળી તે વખતે જે દસ દાસીઓ તેની સાથે જમાનીયાથી આવી હતી તેજ અત્યારે મહેલમા હતી, તેમા ભગવતી નામે દાસી બહુજ લુચ્ચી અને મેલા મનની હતી બોલવામા તે બહુજ મીઠી હોવાથી વાતવાતમા પોતાની નિમકહલાલી બતાવતી હતી, પણ અ તરમાથી કાળી નાગણ હતી, જેના ડસનો કોઈ મ ત્રજ નહોતો તે

પૈસાની બહુજ લાલચુ હતી આટલા દોષ છતા પણ તે ચાલાકીથી કમલીની અને તારાને રાજી રાખતી હતી, અને પોતાના અવગુણ તેમને જાણવા દેતી નહી ભગવતીજ હમેશા કેદીઓને ખોરાક, વગેરે આપી આવતી હતી પહેલા બલદેવસિંહ અને મોહીની કેદખાનામા આવ્યા હતા, જેમના પછી માલતીને પણ ત્યાજ કેદ કરવામા આવી તે માયાવતીની સખી હોવાથી ભગવતીને ઓળખતી હતી, અને તેજ કારણથી ભગવતી પણ તેને સારી પેઠે ઓળખતી હતી આથી ખોરાક આપવા ભગવતી કેદખાનામા જતી ત્યારે માલતી પોતાની મીઠી વાતોથી તેને છાપરે ચ્હડાવતી અને ભવિષ્યની ઝળકતી વાતો કરીને અનેક પ્રકારની આશાઓ આપી લલચાવતી હતી આખરે ત્રણ લાખ મોહોરોની લાલચ આપીને પોતાને, મોહીનીને અને બલદેવસિંહને મદદ કરવાનુ તેણે તેની પાસે કબલ કરાવ્યુ આમ લાગ મળતા કેદીઓને કેદખાનાની બહાર પહોચાડવાને ભગવતી તૈયાર થઈ, અને તેણે ત્રણે કેદીઓને કહ્યુ –" તમને છોડવવા માટે મારે બહુજ મહેનત કરવી પડશે, અને તમારા નોકરો અને સીપાઈઓને મળીને તેમને હાથે પણ કેટલુ ક કામ લેવુ પડશે, માટે તમે મને અકેક પત્ર લખી આપો કે તમારા સેવકો મને તમારી મદદગાર સમજી હુ કહુ તેમ કરે અને ખરચને માટે જોઈતા નાણા પણ આપે ! " તેની આ વાત ત્રણે કેદીઓએ કબૂલ કરી અને લાગ મળતા ખડીયો, કલમ અને કાગળ, વગેરે કેદખાનામા લઈજઈને તેણે તેમની પાસેથી પોતાની મરજી મૂજબ લખાવી લીધુ કમલીનીના જવા બાદ એકલી તારા મહેલમા રહેવાથી ભગવતીને પોતાનુ કામ કરવાનો ઠીક લાગ મળ્યો છૂપી રીતે તેણે કેટલાક નોકરો રાખીને તેમની મારફત મોહીની, માલતી અને બલદેવસિંહના છીન્નભીન્ન થઈ ગયલા માણસોને ભેગા કરાવ્યા અને તેમના માલેકો કેદ હોવાની તેમને ખબર આપી ધીરેધીરે બદોબસ્ત કરીને તેણે ગોઠવણ કરી એક દીને કેદીઓને સુરગને માર્ગે કેદખાનાની બહાર પહોચાડી દીધા હાલમા મહેલને ઘેરી પડેલા દુશ્મનો ભગવતીના કારસ્તાનથીજ ભેગા થયલા હતા કીશોરી, કામીની અને તારાને પણ તેણેજ સુરગમા બધ કરી હતી ઝવેરાત, વગેરે કિંમતી વસ્તુઓ પહેલાથીજ ભેગી કરી પોતાને માટે જુદી રાખ્યા બાદ

દુશ્મનો મહેલમા આવી મનગમતી લૂટ લઈ જાય એવી તેની ઈચ્છા હતી પોતાની પાસે મોહીની, વગેરે ત્રણે જણે લખી આપેલ પત્ર હોવાથી ઝવેરાત, વગેરે લઈને જતી વખતે તેઓમાથી કોઈ પોતાને રોકશે નહી, એવી તેની ખાત્રી હતી આથી કીશોરી વગેરેને સુરગમા પૂર્યા બાદ બહારની ઓરડીને પણ તાળુ મારીને ચાવી પોતાની પાસેજ રાખી તે એક ફાનસ લઈને અગાસીમા ગઈ, અને ફાનસને આમતેમ હલાવીને ઈશારતથી દુશ્મનોને કઈ ખબર આપી, જેથી ખુશ થઈને તેઓ વધુ ઉત્સાહથી ઉતાવળે તળાવ પૂરવાના કામમા મડયા દુશ્મનો મહેલમા સહેલાઈથી આવી શકે માટે ચારે પૂતળીઓને સીધી કરીને ચક્રો ફરતા બધ કરવાની તેને ઈચ્છા થઈ, પણ તેમ કરવાથી બીજા નોકરોને પોતાના ઉપર વહેમ જવાની તેને ધાસ્તિ લાગી આથી તે વિચાર માડી વાળી તે ઝવેરાત, વગેરે કિમતી વસ્તુઓ ભેગી કરવાની વેતરણમા પડી નિમકહરામ ભગવતીએ બધુ સત્યાનાશ વાળ્યુ છે, અને તારા, કીશોરી અને કામીનીને સુરગમા પૂરી મૂકી છે, એવો વહેમ પણ કમલીનીની બીજી દાસીઓ અને નોકરોને આવ્યો નહી તેઓ એમજ જાણતા હતા કે તારા કામ અર્થે કીશોરી અને કામીનીને પોતાની સાથે તેડી ગઈ છે રાત વીતી ગઈ બીજો દિવસ અને રાત પણ પસાર થઈ ગયા, અને ત્રીજે દીને પ્રભાતે દુશ્મનો તળાવને બે તરફથી પૂરીને મહેલની અદર જઈ પહોચ્યા બસે કડો હથીયારબધ માણસોની સામે થવાની મહેલમાની દાસીઓ અને ચારપાચ સીપાઈઓ હિમત કરે, એ અસભવિતજ હતુ તેઓ પોતાના માલેકના દુર્ભાગ્ય માટે દુખી થતા બાજુએ ઉભા રહી દુશ્મનોને તેમનુ કામ બેધડક કરવા દેવા લાગ્યા, અને તેમા પણ કોઈક બીચારા દુશ્મનોને હાથે માર્યા ગયા મહેલમા આવી દુશ્મનોએ લુટ મચાવી, અને જે હાથમા આવ્યુ તે લઈ લીધુ, તેમજ પોતાનાથી લઈ ન જવાય એવી વસ્તુઓ ભાગી તોડીને અથવા બાળીને ધૂળધાણી કરી નાખી આમાથી પરવાર્યા બાદ તેઓ કીશોરી, કામીની અને તારાને ગોધવા લાગ્યા તે ત્રણે કયાય ન દેખાયાથી તેમને માટે ભગવતીને પુછવાનો તેમણે વિચાર કીધો, પણ તે લુચ્ચી તો પોતાનુ કામ કરીને છૂપી રીતે ક્યારની ત્યાથી નહાસી ગઈ હતી કમલીનીની

તમામ દાસીઓ અને નોકરો પણ આ મારફાડમા પોતાના પ્રાણ બચાવવાને લાગ જોઇને ત્યાથી નહાસી ગયા હતા

મહેલનો કબજો લેનાર દુશ્મનો, બલદેવસિંહ, મોહીની અને માલતીને છોડવવાને આવ્યા હતા કે ત્રણેના ભગવતીએ કરેલા છુટકારાની હકીકત જાણતા હતા, અને કીશોરી, કામીની અને તારાને પકડવાને મહેલમા આવ્યા હતા, એ વિષે વાચનારને ઉપજેલી શકા દૂર કરવાને કેટલોક ખુલાસો અત્રે કરીશું મહેલમાનો કોઇ સુરગ માગ ભગવતીની મદદથી બલદેવસિંહ, વગેરે નહાસી ગયા છે, એ ખબર ભગવતીએ તેમને પહોચાડી નહોતી કેમકે, જે દીને તેમણે મહેલને ઘેરો નાખ્યો, અને તેમણે ખોદેલી સુરગમાથી તળાવનુ પાણી બહાર વહી જવા લાગ્યુ, તે દીને બપોરેજ તેને કેદીઓને નહસાડવાનો લાગ મળ્યો હતો. પૈસાની લાલચમા અધ બનેલી ભગવતીને તે વખતે સહેજ પણ ધાસ્તિ ન લાગી કે તારા કેદખાનામા કેદીઓને નહી જોય તો તેને તે માટે પોતાના પરજ શક આવ્યા વિના નહી રહે કેમકે, તેના સિવાય બીજા કોઇને તારા કેદખાનાની કુચી આપતી નહોતી આથી કેદીઓને નહસાડી દીધા બાદ વખત જતા તેને ધાસ્તિ લાગવા માડી, અને કેદીઓ ગૂમ થવાથી તારાને ખબર પડતા તે પૂછે તો શો જવાબ આપવો તે માટે તે વિચારમા પડી પણ ત્યાથી નહાસી જવા સિવાય પોતાના બચાવનો બીજો એકે માર્ગ તેને જણાયો નહી તેણે ત્યાથી નહાસી જવાની બહુ તજવીજ કરી પણ તેમા ફાવી નહી કેમકે, તળાવમા આવવા જવાનો માર્ગ ખોલવાની ચાવી તારાના હાથમા હતી આથી બલદેવસિંહ, વગેરેના છુટકારાની ખબર તેણે દુશ્મનોને પહોચાડી નહી કેમકે, તેથી તેઓ ગમે તેમ કરીને મહેલમા આવશે તોજ પોતાને ત્યાથી નહાસી જવાનો લાગ મળશે, એમ તેને લાગ્યુ એ અરસામાજ તારા, કીશોરી અને કામીનીને સુરગમા બધ કરી દેવાનો તેને લાગ મળી ગયો, અને તે પછી દુશ્મનો મહેલમા આવ્યા ત્યારે તે નહાસી ગઈ

અત્રે આપણને શકા ઉપજશે કે, કેદખાનામા કેદીઓને ન દીઠા ત્યારે ભગવતીના હાથમાજ કેદખાનાની કુચી હોવા છતા પણ તારાને તે માટે તેના પર વહેમ ન ગયો ? ના ! એમ

નહોતુ કેદખાનામાથી કેદીઓને જતા રહેલ જોઈ તેમજ સુરંગનુ બીજુ દ્વાર ઉઘાડુ હોવાથી તેજ વખતે તારાને શક ઉપજ્યો હતો કે તે કામ નીચ ભગવતીનુજ હોવુ જોઈએ, પણ એ માટે તે નિમકહરામને પૂછગાછ કરી સજા કરવાનુ તે વખતે તેને વ્યાજબી ન લાગ્યુ, તેમજ દુશ્મનોએ મહેલને ઘેરો ઘાલવાથી પોતાના બચાવની ગરબડમા તેમ કરવાનો તેને વખત પણ કયા હતો ? પણ તેણે કાલીસિંહ નામના વિશ્વાસુ તેમજ બહાદુર સેવકને એ વાત જણાવી હતી, અને તે વિષે જેમ ઠીક લાગે તેમ કરવાની તેને સુચના પણ કરી હતી કાલીસિંહ બહાદુર હોવા સાથે બુદ્ધિશાળી, હોશીયાર અને ચાલાક પણ હતો, અને કમલીનીના સીપાઈઓનો સરદાર હતો તે ઘણોખરો કામને લીધે મહેલની બહારજ રહેતો હતો, પણ દુશ્મનોએ મહેલને ઘેરો ઘાલ્યો તે વખતે કામ પ્રસગે તારા પાસે આવેલ હોવાથી મહેલની બહાર જઈ શક્યો નહોતો તારાએ કદીઓ નહાસી જવાની હકીકત તેને જણાવતા તેને પણ તે માટે ભગવતીપરજ વહેમ ગયો, અને ત્યારથી તે સાવચત બની તેની દરેક હીલચાલપર બારિક નજર રાખવા લાગ્યો, છતા કીશોરી, વગેરેને તે લુચ્ચીએ સુરંગમા કેદ કરી દીધી છે, એ ખ્યાલ તેને આવ્યાજ નહી દુશ્મનોએ તળાવમા માટી પૂરવા માડયાથી હવે મહેલનો બચાવ કરી શકાય તેમ નથી, એમ કાલીસિહની ખાત્રી થઈ ગઈ, પણ સુરંગ માર્ગે બહાર ગયલી તારા હાથમા તીલસ્મી ભાલો લઇને દુશ્મનોના ટોળામા જશે ત્યારે તેઓ નહાસભાગમા પડયા વગર રહેશે નહી, એવી તેને આશા હતી દુશ્મનો મહેલમા ઘુસી આવ્યા તોપણ તારા ન આવી પહોચવાથી તેમજ એ ગરબડમા ભગવતીને ઝવેરાત, વગેરેની ગાસડી લઈને નહાસતી જોઈ તે પણ તેણીની પાછળ ગયો

આ તરફ દુશ્મનો મહેલમા લુટફાટ કરીને નિશ્ચિત થયા બાદ બલદેવસિહ, મોહીની અને માલતીને છોડવવાની તજવીજમા પડયા મહેલમા દરેક સ્થળે તેઓ શોધી વળ્યા પણ ક્યાયથી તેમની ભાળ મળી નહી, ત્યારે તેઓમાના થોડાક સીપાઈઓ જેઓ પોતાને બુદ્ધિશાળી અન હોશીયાર માનતા હતા, તેઓ એક સ્થળે ભેગા થઈ વિચાર કરવા લાગ્યા ભગવતી કંઈ કહ્યા વગર

શા માટે નહાસી ગઈ હશે, તેમજ કીશોરી, કામીની અને તારા મહેલમા હતી છતા ક્યા જતી રહી, એ માટે તેમને અજાયબી ઉપજી આખો મહેલ શોધી વળતા તેઓમાથી કોઈનો પત્તો લાગ્યો નહી, ત્યારે તેમની ખાત્રી થઈ કે મહેલમા ક્યાક ભોંયરૂ હોવુ જોઈએ, જેમા પોતાના માલીકો કેદ કરવામા આવ્યા હશે અને કીશોરી, વગેરે પણ તેમા ભરાઈ બેઠી હશે, પણ તે કયા હશે તે માટે તેઓ વીમસણમા પડયા કીશોરી અને કામીનીને ભોંયરા-માથી પકડી જનારા અને સુરંગના દ્વારને બંધ કરનારા શું તેઓમાનાજ કોઈ નહોતા ? ના ! તેઓ જુદાજ માણસો હતા. ભગવતીની મદદથી મોહીની, માલતી અને બલદેવસિંહ કેદખાના-માથી છુટયા, અને સુરંગને માર્ગે બહાર નીકળ્યા ત્યારે મોહી-નીના કેટલાક માણસો દ્વાર આગળ આવેલ હતા, તેઓમાથીજ ચાર જણ કીશોરી અને કામીનીને ભોંયરામા પકડવા ગયા હતા, અને બેહોશ થઈને સુરંગની બહાર પડયા બાદ જ્યારે તેઓ શુદ્ધિમા આવ્યા ત્યારે સુરંગના દ્વારની આડે ઇંટ પથ્થર, વગેરે નાખીને તે બંધ કરી મોહીની સંગે ચાલ્યા ગયા હતા તળા-વને ઘેરો ઘાલનારાઓને તેઓ મળ્યાજ નહોતા

મહેલનો કબજો લેનાર દુશ્મનોમા ત્રણ સરદાર હતા, તેમની સલાહ મુજબ સર્વ કામ થતા હતા તેઓ ત્રણે ભોંયરાની શોધ કરવા લાગ્યા દિવસનો બાકી રહેલો ભાગ અને ઘણીખરી રાત એ શોધમાજ વહી ગઈ પ્રભાત થવાની તૈયારી હતી તે વખતે તે ત્રણ સરદારો જે ઓરડીમા કેદખાનાના ભોંયરાનુ દ્વાર હતુ તેના બંધ દરવાજા આગળ હાથમા કાનસ સહીત જઈ પહોચ્યા, અને તાળુ ભાગીને ઓરડીમા ગયા તો જમીનમા ભોંયરાનુ દ્વાર જણાયુ, જેને પણ તાળુ મારેલુ હતુ

"આ ભોંયરામાજ મહારાજ બલદેવસિંહજી કેદ હશે! મહા મહેનતે એનો પત્તો મળ્યો!" એકે જણાવ્યુ

"પણ કીશોરી, વગેરે એ ભોંયરામા હશે, એમ ધાર્યું હતુ તેમ હોત તો બહારથી તાળુ હોત નહી!" બીજાએ જણાવ્યુ

"બરોબર! તેઓ બીજે ક્યાક સંતાઈ હશે!" ત્રીજાએ કહ્યું–"પહેલા આપણા માલીકને તો છોડવીએ! એમને તો શોધી કહાડીશુ! હશે તો મહેલમાજ! કયા જનાર છે? આ તાળુ

પહેલા ભાગો!" તરતજ તાળુ ભાગીને ભોયરાનુ દ્વાર ઉઘાડવામા આવ્યુ, અને એક જણ હાથમા ફાનસ લઈને તેમા ઉતર્યો, એટલે બાકીના બને પણ તેની પાછળ ઉતર્યા હજી તેઓ પાચેક પગથીઓ ઉતર્યા, એટલામા કેટલાક માણસોની વાતચીત અને ફરવાનો અવાજ તેમને સભળાયો, જેથી તેઓ ત્રણે નીચેની તરફ જોવા લાગ્યા, તો સૌથી આગળના સીપાઈની ત્રણ માણસોપર નજર પડી, જેઓ સીપાઇઓને તેમજ ફાનસનુ અજવાળુ જોઈ નીચે ઉભા રહી ઉપરની તરફ જોતા હતા તેઓમા એક પુરૂષ અને બે સ્ત્રી હતી બલદેવસિહ મોહીની, અને માલતી હશે, એમ સીપાઈઓને લાગ્યુ, અને તેઓ વધુ નીચે ઉતરે તે પહેલા નીચેથી અવાજ આવ્યો—"ઉભા રહો! અમેજ ઉપર આવીએ છીએ!" એ ત્રણ સીપાઈઓમાનો રામનદન નામનો સીપાઇ બલદેવસિહનો જુનો નોકર હતો, અને બાકીના બે મોહીનીના સેવક હતા અવાજ સાભળતા ત્રણે ઉપર ચ્હડી આવ્યા, અને તેમની પાછળ ભોયરામાના ત્રણ માણસો, જેમને તેઓ પોતાના માલીક સમજતા હતા, તેઓ પણ બહાર આવ્યા, અને સવળાઓ મહેલના દીવાનખાનામા ગયા અત્રે દીપકના પ્રકાશમા સઘળાઓએ પોતાના માલીક બલદેવસિહ, મોહીની અને માલતીને ઓળખતા તેમના આનદનો પાર રહ્યો નહી મ્હોટી લૂટ મેળવવા સાથે પોતાના માલીકોને છોડવવા માટે તેમની તરફથી સારૂ ઈનામ મળવાના આશાએ સવળાઓની ખુશહાલીમા વધારો થયો રાજા બલદેવસિંહને નમન કરવાને તેઓ અધીરા બની એકબીજાની ઉપર પડવા લાગ્યા તેમનો આ ઉત્સાહ જોઈ બલદેવસિહ ધીમે સાદે બોલ્યો—"શાહબાસ બહાદુરો! આજે તમે અમારી જીદગી બચાવી છે! તમારી નિમકહલાલી અને બહાદુરી અમે જન્મભર નહી ભૂલીએ! કારાગૃહના અસહ્ય સકટથી અમારૂ શરિર દુર્બળ અને નાતવાન થઈ ગયુ છે, તે અમારા કમજોર અવાજ પરથી તમે સમજી શકશો! પણ જીદગી છે તો શક્તિ આવશે! તમારી બહાદૂરી માટે આવતી કાલે અમે સર્વને યોગ્ય ઈનામ આપીશુ! વળી અમારા દુશ્મન કુલીનસિહને હવે અમે છોડનાર નથી! તમો સરખા બહાદુર, નિમકહલાલ અને હિમતવાન અમારા મદદગાર છે, એટલે હવે એને પોતાના અભિમાનના કડવા ફળ

સત્વર ચબાડીશુ બહાદુરો ! અમને મળવાનો તમારો ઉત્સાહ જોઈ, સર્વને બરોબર નીરખી શકીએ તે માટે બહાર ખુલ્લા મેદાનમા ચાલો ! તમામ સીપાઈ મહેલમા સમાઈ શકે તેમ નથી!" આ સાભળતાજ સઘળાઓ બહાર જઈ તળાવની નીચે ખુલ્લા મેદાનમા ભેગા થઈ ગયા, જ્યા બીજા સીપાઈ પણ તેમની રાહ જોતા ઉભા હતા સીપાઈઓની પાછળ બલદેવસિંહ પણ મેદાનમા ગયો મોહીની અને માલતી મહેલમાજ બેસી રહી અત્યારે પ્રભાતનો સમય હોવાથી પૂર્વાકાશમા સૂર્યનો પ્રકાશ ઝળકી રહ્યો હતો બલદેવસિંહ ખુલ્લા મેદનમા જઈ હભો રહેતા સીપાઈઓ ખુશાલીમા આવી જયજયકારના પોકારો કરતા તેને ચારે તરફથી વેરીને ઉભા, એટલામા પૂર્વ તરફથી દુદુભી, વગેરે વાજીત્રોનો અવાજ સભળાવા લાગ્યો, જેથી સીપાઇઓ સગે બલદેવસિંહ ચમકી ગયો, અને ધ્યાન દઈને તે તરફ જોતા બોલ્યો—" આ વાજીત્રો સૈન્યના લાગે છે! અરે ! રાજા કુલીનસિહની ફોજ આવતી હોય એવો વાજીત્રોનો નાદ સભળાય છે ! કુલીનસિહે વીજયગઢ સર કર્યું ત્યારે સૈન્યના વાજીત્રવાળાઓ માટે ચતુરે નવા રાહનુ ગાયન ખાસ તૈયાર કર્યું હતુ તેજ આ ગાયન છે! ધૂળ ઉડતી જણાય છે ! હવે શુ કરીશુ ? તમારા હુમલાના સમાચાર રત્નપુર પહોચી ગયા હોય એમ લાગે છે, પણ દુશ્મનોની સખ્યા ત્રણસોકથી વધુ લાગતી નથી ! " એ બાદ પશ્ચિમ દિશા તરફથી પણ વાજીત્રોનો અવાજ આવવા લાગ્યો, જે ધ્યાન દઈને સાભળતા તે તરફથી પણ ફોજ આવતી હોય એમ લાગ્યુ આથી બલદેવસિહના સીપાઇઓ ગભરાટમા પડીને તેના મુખ સામે જોવા લાગ્યા કારાગૃહના કષ્ટ ભોગવવાથી બલદેવસિહના ચહેરા અને અવાજમા જોકે ફેરફાર થઈ ગયો હતો, પણ કુલીનસિંહનુ લશ્કર આવતુ જોઈ તેના ચહેરા ઉપર લેશ પણ ગભરાટ જણાતો નહોતો તે જુસ્સાસહ સીપાઈઓ પ્રત્યે બોલ્યો—" ગભરાઈને હિમત હારશો નહી ! બહાદુરીથી લડી એમનો અસબાબ લૂટી લ્યો ! નહાસીને મહેલમા ભરાઈ જશો તો દુશ્મનો ચારે તરફથી ઘેરીને જોતજોતામા ફાવી જઈ સર્વેને કતલ કરી નાખશે, પણ ખુલ્લા મેદાનમા હિમતથી લડશો તો સમય આવતા નહાસી જઈને પણ પ્રાણ બચાવી શકશો ! ' આ હિમત ભરેલા શબ્દોની

સીપાઈઓ પર કઈ બહુ અસર થઈ નહી, લડવુ કે નહી? ઉભા રહેવુ કે નહાસી જવુ? વગેરે વિચાર કરવાના બહુ અમૂલ્ય વખત એમજ વહી ગયો, તે આરસામા ધસી આવતા કુલીનસિંહના લશ્કરે પૂર્વ અને પશ્ચિમ તરફથી દુશ્મનોને ઘેરી લીધા બલદેવસિંહના સીપાઈઓ તો નહાસી ગયા હોત પણ તેના હિંમતભરેલા શબ્દો સાભળીને તેઓ ઉભા રહી ગયા, અને રાજા કુલીનસિંહના સીપાઈઓ પણ બસે જેટલા થોડા જોઈને તેમની સગે જીવપર આવીને લડવા લાગ્યા રત્નપુરથી આવેલી લશ્કરની ટુકડીનો સરદાર ચમનરાય હતો તળાવવાળા મહેલપર હુમલો કરનાર દુશ્મનોની સખ્યા અને બળ વિષે તેણે જાસુસ મોકલીને પ્રથમથીજ ખબર કહડાવીને પછી પોતાના સીપાઈઓને ચારે તરફ ફેલાવીને દુશ્મનોને ઘેરી લેવાની બાજી રચી હતી! ચમનરાયના સીપાઈઓએ ચારે તરફથી દુશ્મનોને ઘેરી લઈ ખૂબ માર માર્યો ચમનરાય હાથમા ખુલ્લી તલવારે કેસરીસિંહ માફક મેદાનમા ઘૂમી પોતાના સીપાઈઓને શૂર ચ્હડાવવા સાથે જે તરફ ધસતો તે તરફના પાચદશ દુશ્મનોને ધૂળ ચાટતા કરી દેતો હતો દુશ્મનો ગભરાઈને નહાસવાની તજવીજ કરવા લાગ્યા, પણ તેમા તેઓ ફાવ્યા નહી લગભગ બે કલાક લડાઈ ચાલી, જેમા દુશ્મનોમાથી અરધા કરતા વધુ માણસો માર્યા ગયા, અને બાકીના જીવ બચાવવા નહાસી ગયા ચમનરાયના ફક્ત વીસ સીપાઈ લડાઈમા પડયા, પણ લડાઈ બધ થતા બલદેવસિંહ લડતા માર્યો ગયો કે લાગ જોઇને નહાસી ગયો, એ જણાયુ નહી લડાઈમાથી પરવાર્યા બાદ ચમનરાય પોતાની સગે માત્ર બાર સીપાઈ લઈને તીલસ્મી મહેલ તરફ ગયો તે મહેલમા જઈ પહોચે તે પહલા મહેલમાથી નીકળીને તેની તરફ આવતા એક સીપાઈએ પાસે આવી એક પત્ર તેને આપ્યો ચમનરાય ત્યાજ ઉભા રહી પત્ર વાચી જોયો પત્ર વાચતા વારવાર તેના મુખપર હાસ્ય આવી ગયુ, અને પત્ર લાવનાર માણસનુ મુખ તે બારિકીથી જોવા લાગ્યો પછી તેણે તે સીપાઈને ત્યાથી જવાની ઈશારત કરી, એટલે તે તેને નમન કર્યા વગરજ નાચતો કુદતો ત્યાથી જતો રહ્યો ચમનરાય તરતજ થોડાક માણસો સહ મહેલમા ગયા, અને ત્યા ચારે તરફ ફરીને તપાસ કરી પણ કાઈ ન જણાયાથી

બહાર આવીને પોતાના વીજયી સીપાઈઓસહ રત્નપુર તરફ પાછો વળ્યો ચમનરાયની આ વિચિત્ર હીલચાલથી વાચનારને અજાયબી ઉપજી હશે કેમકે, તીલસ્મી મહેલમા જવા છતા પણ તેણે સુરગમા ફસાયલી કીશોરી, કામીની અને તારાની તો ખબર પણ લીધી નહી, અને ત્યા સાધારણ રીતે જોઈને રત્નપુર જતો રહ્યો ! બેશક ! આમા કઈ ભેદ હોવો જોઈએ, જે ખુલ્લો થાય ત્યા સુધી વાચનારને પોતાની આતુરતા દબાવી રાખવી પડશે

—— o ——

## પ્રકરણ ૩૨ મુ.

### રામ રાખે તેને કોણ ન ચાખે !

નીમકહરામ ભગવતી ઝવેરાત, વગેરે કિમતી વસ્તુઓની ગાસડી લઈને દુશ્મનો મહેલમા આવ્યા તે વખતે લાગ જોઈને નહાસી ગઇ, અને પોતાની પાછળ કોણ આવે છે તે પાછુ ફરીને જોયુ પણ નહી રાત એક પ્રહર વીતતા સર્વત્ર ચંદ્રનો પ્રકાશ પૂર છટાથી છવાઈ રહ્યો હતો, ત્યારે હાફતી અને ધાસ્તિથી ધ્રુજતી ભગવતી એક ધીચ જ ગલમા જઈ પહોચતા તદન સૂનકાર જોઇ થાક ખાવા પથ્થરની એક સીલા પર બેસી ગઈ બહુ દૂર નીકળી આવેલ હોવાથી હવે કોઈનો ડર ન હોવાથી ત્યાજ થોડી વાર આરામ લેવાનો તેણે વિચાર કર્યો, પણ સીલાપર પીઠ ટેકવતાજ તેની નજર પોતાની સામે ઉભેલા કાલીસિહપર પડતા તેના ચહેરાપરનો રગ ઉડી ગયો—ઉતાવળે ચાલવાથી તેનો ચ્હડી આવેલ શ્વાસ પણ બેચાર પળ અટકી ગયો, અને ગભરાટસહ તે તેનુ મુખ જોતીજ રહી ગઇ તેની આ હાલત જોઈ કાલીસિહ ગભીર અવાજે બોલ્યો—" કેમ ? તુ સમજી હોઈશ કે, હવે તુ સલામત નહાસી આવી અને ઝવેરાતની ગાસડી તને પચી ગઈ ! "

" ના ! એમાથી તમને હુ અરધો ભાગ આપીશ ! " ભગવતી કઇક સ્વસ્થ થઈને બોલી—" એ ઝવેરાત બચાવી લાવી તેમા ખોટુ શું ? દુશ્મનો લૂટી જાત તે કરતા તો હુ લાવી ! આપણુ વચ્ચે વહેચી લેવાની ક્યા ના પાડુ છુ ? "

"અર્ધો ભાગ હુ નહી લઉં ! હુ આખી પોટલી લઈશ !"

"વાહ ! મહેમત ઉઠાવીને હુ દુશ્મનોના હાથમાથી બચાવી લાવી અને બધુ તમે લઈ જાઓ તો મને શો લાભ ?"

"તને લાભ જોઈએ ખરો ! ઈચ્છા હોય તો અન્નદાતા તરફ નિમકહરામ થઈ દુશ્મનોને કેદખાનામાથી નહસાડી દેનારને જે લાભ થવો જોઈએ તે તને થશે !" આથી ચમકીને ભગવતીએ પૂછ્યુ-"શુ કહ્યુ ? તમને મારા પર કઈ શક છે ?"

"શક કેવો ? ફક્ત માલીકને દગો દઈ કેદીઓને નહસાડી દેવાનોજ !"

"ના, ના ! કેદીઓ નહાસી જવાની મને કઈ ખબરે નથી ! વળી તારા સગે દગો રમવા વિષે આપ કહો છો, તે પણ બીજી દાસીના કારસ્તાન છે, અને તેને લીધે બીચારી તારા મોત-" આટલુ બોલી તે જાણે કઈ છાની રાખવાની વાત ઓચિતી મુખમાથી નીકળી ગઈ હોય તેમ એકાએક અટકી ગઈ આથી કાલીસિહની ખાત્રી થઈ કે દુશ્મનો સગે મળી જઈને તે લુચ્ચીએ તારાને મોતના પજામા ફસાવી દીધી હશેજ આનો પત્તો મેળવવા તે બોલ્યો-"હા બોલ ! અટકી કમ ગઈ ?"

"આપણા અન્નદાતાને નુકસાન થાય એવુ કઇ કર્યું નથી !"

"ત્યારે કેદીઓને નહસાડનાર અને તારાને ફસાવનાર કોણ ?"

"નિમકહરામ લુચ્ચી લાલન !"

"હુ તનેજ એ લુચ્ચી લાલન ગણુ છુ ! બીચારી લાલન તો તદન નિર્દોષ છે ! જે કઈ બન્યુ તે સર્વ તારાજ કારસ્તાન ! કેદીઓની તુ વિશ્વાસપાત્ર હતી ! તારી મદદથી તેઓ નહાસી ગયા ! આ દુશ્મનોને તેજ ભેગા કરીને મહેલ લૂટાવ્યો અને તારાને પણ-"

"ના, ના !" ભગવતી હાથ જોડી કાલાવાલા કરતી બોલી-"કદાપી નહી ! મને વ્યર્થ દોષીત વિશ્વાસઘાતી ન માનો !"

"ત્યારે આ શુ ?" એક પત્ર કહાડી તેને બતાવતા કાલીસિંહ બોલ્યો-"આમા પણ લાલનનુજ નામ છે કે ? હાથમા લઈને બરોબર જો !" વાચનાર ! બલદેવસિંહ, મોહીની અને માલતી પાસે તેણે લખાવી લીધેલ ત્રણ કાગળોમાનો આ એક હતો, જે ભોગજોગે કાલીસિંહને હાથ લાગ્યો હતો પત્ર જોતાજ ભગવતી

ઝાંખી પડી ગઈ તેનુ હૃદય ધડકવા લાગ્યુ કંઠ રૂંધાઈ જવાથી તે કંઈ જવાબ આપી શકી નહીં યમરાજની ભયાનક મૂર્તિ તેની સામે આવી ઉભી! હવે કાલીસિંહ ગુસ્સો દબાવી શકયો નહી જોરથી તેને એક તમાચો મારી તેણે પૂછયુ–" હરામખોર! હવે કેમ ચુપ થઈ રહી?" ભગવતીના તો હોઠજ સીવાઈ ગયા હતા તરતજ કાલીસિંહ તલવાર કહાડીને હાથ ઉંચો કરી બોલ્યો– "સત્ય કહી દે નહીતો એકજ ઝટકે ધડથી માથુ જુદું થઇ જશે!" હવે પોતાના પ્રાણ ઉગરે તેમ નથી, એવી ખાત્રી થતા બીજુ કંઈ ન સુઝવાથી ભગવતીએ જોરથી એક ચીસ પાડી તરતજ એક તરફની ઝાડીમાથી અવાજ આવ્યો–" પુરૂષ થઈને એક અબળાના પ્રાણ લેવાને તત્પર થનાર કોણ હીચકારો છે?" તરતજ કાલીસિંહે ફરીને જોયુ તો જમણી તરફ થોડેક છેટે એક યુવાનને હાથમા ખંજર સહિત ઉભેલો જોયો તે યુવાને કાલીસિંહ પ્રત્યે ફરી કહ્યુ–" આ મરદનુ કામ નથી!" આના જવાબમા કાલીસિંહે તેને જણાવ્યું–" મરદનુ કામ નથી, એ ખરૂ પણ આ નિમકહરામ દુષ્ટા મારા પ્રશ્નનો સત્ય જવાબ આપતી નથી, એટલે લાચાર છુ! જવાબ મેળવ્યા સિવાય હું એને છોડીશ નહી!"

વાચનાર! આ યુવાન આપણો ચાલાક અઈયાર હમીર હતો કમલીનીના મહેલને દુશ્મનોએ ઘેરો ઘાલ્યાના ખબર મળતા તે ત્યા જતો હતો તે અનાયાસે ભગવતીની ચીસ સાભળીને ત્યા આવી પહોચ્યો હતો. કાલીસિંહ અને ભગવતીને તે ઓળખતો નહોતો, અને તેઓ પણ રાત્રીનો વખત હોવા સાથે તેણે સ્વરૂપ બદલેલુ હોવાથી તેને ઓળખી શકયા નહી કાલીસિંહનો ખુલાસો સાભળી તેણે પૂછયુ–" તમારી કઈ વાતનો એ જવાબ નથી આપતી તે હરકત ન હોય તો જણાવો?"

" આપ અમારા દુશ્મનોમાના કોઇ ન હો તો જણાવુ, માટે આપની ઓળખ પહેલા આપો।"

" તમારીજ ઓળખાણ પહેલા શા માટે નથી આપતા?"

" એનુ કારણ એ કે અઈયારો ભેદ જાણીને પોતાનુ કામ કહાડવા ઘણીવાર દુશ્મનના પક્ષવાળા બની જાય છે!"

" પ્રતાપી મહારાજ કુલીનસિંહનો કોઈ અઈયાર એવો બાયલો નહી હોય, જે ખુલ્લા મેદાનમા એક પુરૂષ અને એક

અબળા સમક્ષ પોતાને છુપાવવાની તજવીજ કરે !" હમીર ભાર દઈને બોલ્યો. આ સાભળી કાલીસિંહ ખુશ થઈ બોલી ઉઠયો– "આપ મહારાજ કુલીનસિંહના અઈયારોમાના છો, એટલુ જ જાણીને હુ જણાવીશ કે સેવક કાલીસિંહ નામે કમલીનીજીનો એક સીપાઈ છે, અને આ એમનીજ લુચ્ચી દાસી ભગવતી છે ! એની નિમકહરામીથીજ દુશ્મનોએ તળાવવાળો મહેલ કબજે કીધો છે, અને કીશોરી, કામીની અને તારાબાઈનો કઈ પત્તો નથી ! આ હરામખોરેજ એમને કયાક ફસાવી દીધા છે, જેનો ખુલાસો મેળવવાને હુ એ નીચને મારતો હતો !"

"એ ત્રણેના ખબર જાણવાને તો હુ પણ આતુર છઉં !" હમીર બોલી ઉઠયો–" તેમને મળવાનેજ હુ જતો હતો, એટલામા દુશ્મનોએ મહેલપર હલ્લો કરવાના સમાચાર માર્ગમા મળ્યાથી ત્યા ઉતાવળે પહોચવા હું જ ગલને માર્ગે જતો હતો !"

"હવે કૃપા કરી આપનુ સ્વરૂપ બતાવો તો આપને માટે મનમા સ્હેજ ખટકો છે તે દૂર થાય ! મહારાજ કુલીનસિંહજીના સર્વ અઈયારોને હુ ઓળખુ છુ !" કાલીસિંહે જણાવ્યુ તરતજ હમીરે બનાવટી દહાડી મૂછ તથા વાળ કહાડી નાખી પોતાનુ અસલ સ્વરૂપ બતાવ્યુ, એટલે કાલીસિંહે તેને ઓળખી નમન કર્યું, અને સર્વ હકીકત જણાવી, જે સાભળી તે ઉશ્કેરાઈ જઈ બોલી ઉઠયો– "અફસોસ છેક આટલી હદ સુધી વાત ગઈ ! ફીકર નહી ! આ હરામખોર પાસેથી હુ કીશોરી, કામીની અને તારાની ભાળ મેળવુ છુ ! એ અબળા છે, એટલે એને ખ જરથી તો નહી મનાવી શકાય પણ ખાસડાથી એની બરોબર પૂજા કરીશ ! પણ એક ખબર તમને આપતા હુ ભૂલીજ ગયો ! અત્રે હુ એકલો નથી, પણ કમલીનીજી બીજા બે અઇયારો સહ આ જ ગલમાજ છે !"

"કયા છે ?" કાલીસિંહે આનદાવેશમા પૂછયુ, પણ ભગવતી આ ખબર સાભળી શબવત થઈ ગઈ હવે પોતાના પ્રાણ ઉગરે તેમ નથી, એવી તેની ખાત્રી થઈ હમીરે જોરથી સીટી વજાડી, જે સાથે સુકા પાદડાનો ખડખડાટ તેમજ ઘોડાઓની ખરીઓનો અવાજ સંભળાયો, અને થોડી વારમા ઘોડે સ્વાર કમલીની, લીલાવતી, વઈતાળ અને વીજયસિંહ સહ ત્યા આવી પહોચી કમલીનીને જોતાજ ભગવતી બ્હેબાકળી બની ગઈ તેનો

શ્વાસ રૂધાઈ ગયો તે થરથર કંપવા લાગી કમલીનીના ચરણમા પડી પોતાની નિમકહરામી કબૂલ કરીને ક્ષમા માગવાની તેની મરજી થઈ, પણ ધાસ્તિથી તેના શરીરમા લોહી ફરતુ બધ થઈ જતા તે બેહોશ થઈ પડી તેની આ હાલત જોઈ કમલીનીને બહુજ અજાયબી લાગી વઈતાળને દીપક પ્રગટાવવાનુ કહી હમીરે કાલીસિહને મુખે ભગવતીની જે હકીકત સાભળી હતી તે કમલીનીને સવિસ્તર જણાવી, જે સાભળતાજ તેને બેહદ ગુસ્સો ઉપજ્યો, પણ ધાસ્તિથી યા બહુ ધમકાવ્યાથી ભગવતીનો જીવ કદાચ ઉડી જાય અથવા તો કદાચ ગાડી બની જાય તો કીશોરી, કામીની અને તારાની કંઈ ભાળ મળશે નહી, એમ ધારીને તેણે પોતાનો ગુસ્સો દબાવી રાખ્યો દીપકના પ્રકાશમા ભગવતીનુ મુખ જોયુ તો બેહદ ધાસ્તિથી કાળુ પડી ગયુ હતુ, અને આખો બીડાઈ ગયલી હતી, તેમજ શરીર કંપી રહ્યું હતુ આથી કમલીની મ્હોટેથી બોલી–" શુદ્ધિમા આવી મારૂ કહેવુ સાભળ ! એકદમ નાઉમ્મેદ ન થા ! કદાચ તારી જીદગી બચી જશે ! " આ શબ્દોએ કમલીનીએ ધારવા જેવી અસર કરી તેણે આખો ઉઘાડી એટલે કમલીનીએ કહ્યુ-" તે ગભીર ગુન્હો કર્યો છે, પણ જો સાચુ કહીશ તો જીવતી જવા દઈશ ! " હવે ભગવતી બેઠી થઈ, અને ધ્રુજતે સાદે બોલી–" મને જીવતી જવા દેશો ? "

" હા ! કીશોરી, કામીની અને તારાની ખરી હકીકત જણાવી તારો દોષ કબૂલ કરીશ તોજ છોડીશ ! " કમલીનીએ કહ્યું, એટલે ભગવતી તેના પગમા પડીને બોલી–" હુ ગુન્હેગાર છુ ! લાલચથી લોભાઇ મે અનર્થ કર્યો ! બલદેવસિંહે મને લલચાવી !" આમ કહી તમામ ખરી હકીકત જણાવી ફરી કમલીનીને પગે પડી તે બોલી–" મે કંઈ વાત છુપાવી નથી ! હવે મને છોડો ! "

" છોડીશ ! " આમ કહી કમલીની વઈતાળ અને કાલીસિંહ તરફ જોઈને બોલી–" એને યોગ્ય લાગે ત્યા તમારા તાબામા કેદ રાખજો ! અમે મહેલ તરફ જઈ કીશોરી, વગેરેને છોડવવાની તજવીજ કરીએ છીએ, પછી જેવો વખત હશે તે પ્રમાણે કરીશુ ! કાલે આ વખતેજ અમે બધા કે અમોમાથી કોઈ પણ અત્રે આવીશું તે વખતે તમે હાજર રહેજો ! ભગવતીનુ કહેવુ ખરૂ પડયુ હશે તો ઠીકજ, પણ એની એકે વાત ખોટી હશે તો અત્રેજ એનુ

મસ્તક કાપી નાખીશું !" આટલું કહી હમીર, વીજય અને લીલાવતીને પોતાની સાથે લઈને કમલીની ત્યાથી રવાના થઈ અત્યારે તેની પાસે તીલસ્મી ખજર હતુ, જે ઇદ્રદેવે હમીરે લખ્યા મુજબ મોકલી આપ્યુ હતુ ત્યાથી થોડેક છેટે એક ટેકરો હતો, જેની સંગે જોડાયલા ઉચા નીચા ટેકરાઓની બહુ દૂર સુધી હાર હતી કમલીની, વગેરે તે તરફ ગયા મહેલ લૂટાયો તે કરતા કીશોરી, વગેરે ફસાઈ જવા માટે કમલીની વધુ દુ ખી થઈ હતી તેઓ ઉતાવળે ટેકરા તરફ ચાલ્યા જતા હતા

"તારાએ જબરી ભૂલ કરી !" કમલીની નિ શ્વાસ નાખી બોલી-"હવે ત્રણેને ઈશ્વર સલામત મેળવે તો સારૂ !"

"બીચારી કીશોરી અને કામીનીએ વિધિના શા અપરાધ કર્યા છે કે દુ ખ સિવાય-" લીલાવતી ગમગીન અવાજે બોલી, એટલે કમલીની વચમા બોલી ઉઠી-"અરે! દુ ખથી બીચારી અધમૂવી તો થઈ ગઈ હતી, તે હવે આટલા દીન ભૂખતરસ વેઠીને જીવતી રહી હશે કે કેમ તેની મને ચિ તા લાગી છે ! અરેરે ! તેમની જીંદગીને આય આવી હશે તો બને કુમારોને હુ મ્હોડુ શુ બતાવીશ ! કઈ અમગળ થયુ હશે તો હુ પણ ત્યાજ મારી જીદગીનો અત આણીશ ! હે પ્રભુ ! તારી અલૌકિક સૃષ્ટીમા એકેક કરતા ચ્હડીયાતા ઉત્તમ પુષ્પો પડયા છે, તે એ બને માટે ઓછા નથી, પણ હે સર્વજ્ઞ ! તુ જાણે છે કે, બને કુમારોની જીદગીના સુખનો અને તેને આધારે પડેલ મારા સુખનો એ બને બાળાઓ પરજ આધાર છે ! નીચ ભગવતી માટે મને પ્રથમથીજ ચિ તા હતી, પણ એ લુચ્ચી આટલી હદ સુધી નિમકહરામ બનશે, એવી આશા નહોતી ! માયાવતીના સમાગમમા હોવાથી એ મારા મહેલના ભોયરા અને કેદખાનાના ભેદ જાણતી નહોતી, તેમજ મે પણ તેને બતાવ્યા નહોતા તોપણ તેને માટે મનમા ખટકો કાયમ હોવાથી હુ ભોયરા અને સુરગના તાળા ઉઘાડીને અદર જતી ત્યારે પાછળથી કોઇ સુરગના બારણા સાકળ મારીને બધ કરી ન શકે તે માટે કડીમા તાળુ મારી હમેશ ચાવી સાથે લઇ જતી ! તારા જાણતી હતી છતા તેણે કેમ ભૂલ કરી ? ભગવતી માટે ઉપજેલી શકા દૂર કરવા તેને કસી જોવાનો ઘણા દીનથી મે વિચાર કીધો હતો, પણ ચાર દીન નિરાતે મહેલમા રહેવાનુ

થાય ત્યારે અવકાશ મળેને! ભગવતી આટલી નિમકહરામ હોવા છતા પણ અમારે ત્યાની જરા પણ વાત આજ સુધી માયાવતીને તેણે જણાવી નથી, એ અજાયબી જેવુ છે!"

"પ્રસંગાનુસાર માણુસની વૃત્તિ એકાએક બદલાઈ જાય છે!" હમીર ગંભીર અવાજે બોલ્યો—"ચાલાક ઠગારો માણુસ પોતાની મીઠી વાતોમા ભોળવીને માણુસની વૃત્તિ સહજ બદલી શકે છે કેમકે, ચંચળ મનને કાબુમા રાખવુ કંઈ સહેલ નથી! મનને વશ કરવા મહાન ઋષિમુનીઓએ સેંકડો વર્ષ કરેલી તપશ્ચર્યા પણ જોતજોતામા વૃથા ગઈ છે! પણ સારા અને નરસા માણુસમા એટલો ભેદ તો અવશ્ય હોય છે કે વૃત્તિ બદલાઈ જવાથી યા ભૂલથી કંઈ ખરાબ કામ થઈ જાય તો સારો માણુસ ચમકી જઈ પોતાનાથી એ ખોટુ થઈ ગયુ, એમ સમજી જાય છે, જ્યારે ખરાબ માણુસને તે સમજાતુ નથી! મન શુ છે? તેમા કેવી ચંચળતા છે? તે કેટલી ઝડપથી બદલાઈ જાય છે? તેને કાબુમા ન રાખવાથી કેવી ખરાબી થાય છે? એવો જે માણુસ વિચાર કરે છે, તેના હૃદયમા એક દૈવી શક્તિ ઉત્પન્ન થાય છે મનની ચંચળતાથી કંઈ ખરાબ કામ થવાનુ હોય અથવા થઈ જાય છે, તો તરતજ એ શક્તિ માણુસના મનમા ખટકો પેદા કરી તે માટે તેને સાવધ કરે છે! આ વિષય ગંભીર છે, એટલે માર્ગમા ચાલતા એનુ ખરૂં સ્વરૂપ હુ આપને સમજાવી શકતો નથી તોપણ મારી મતલબ આપ સહજમા સમજી ગયા હશો! હવે કોનુ મન કેટલા સમયમા ફેરવી શકાય, એનો આધાર વિચારશક્તિની દૃઢતા અને સ્થિરતાપર છે! ભગવતી એક સ્ત્રી છે, એટલે તેનુ મન પુરૂષના મન કરતા સ્વાભાવિક વધુ ચંચળ અને નબળુ હોય, એટલે આપના કેદખાનામા ત્રણ લુચ્ચાઓની મીઠી વાતોથી પ્રસંગ આવતા તે બદલાઈ જાય તો કંઈ નવાઈ નથી! ભગવતી પ્રથમથીજ ખરાબ હતી કે પાછળથી બગડી, એની કંઈ ખાત્રી થતી નથી!"

"તમારા વિચાર યોગ્ય છે!" કમલીનીએ જણાવ્યું, એટલે વીજય સ્નેહથી હમીરની પીઠ ઠોકતા બોલ્યો—"વાહ! મનની નિર્બળતા તુ સારીપેઠે સમજે છે, એ જાણી હું રાજી થયો છુ! આના મીઠા ફળ તુ ભવિષ્યમા આપીશ! જે કાર્ય માટે આપણે

જઈએ છીએ તે પાર પાડી ઈશ્વર આપણા મનોરથ પૂર્ણ કરે તો પછી કોઈવાર એ વિષય સબંધી હુ તને વધુ સમજાવીશ !" આમ વાતો કરતા તેઓ ઉતાવળે ચાલ્યા જતા હતા રસ્તો વીકટ હતો, પણ ચંદ્રનો પ્રકાશ પૂરતો હોવાથી તેમને બહુ મુશ્કેલી નડી નહી કેટલાક ટેકરા પસાર કરીને તેઓ એક સાકડા પગવાટ આગળ જઈ પહોચ્યા, જેની બને બાજુ ઉંચા પહાડ હતા ત્યા જઈ કમલીની અને લીલાવતી ઘોડા ઉપરથી ઉતરી તેમને એક ઝાડ સાથે બાધીને પગેજ આગળ ચાલી તેમની પાછળ બને અઈયાર ચોરતરફ અજાયબીસહ જોતા ચાલ્યા આ પગવાટ પર બસેક પગલા જવા બાદ એક નિર્મળ ઝરા આગળ તેઓ જઈ પહોચ્યા, જે તેમના માર્ગની આડે જમણી તરફથી ડહાબી તરફ વહેતો હતો કમલીની પણ ઝરાના બને કીનારા પર ઉગેલા ન્હાના જગલી ઝાડોને બારીકીથી જોતી ઝરાને કીનારેજ ડાહાબી તરફ ચાલી થોડેક જતા એક ઝાડની આસપાસ પથ્થરનો ઢગલો કરેલ જોઈ તે ઉભી રહી, અને આસપાસ નજર ફેરવ્યા બાદ પોતાના સાથીઓસહ ઝરાને સામે પાર ઉતરી જઈને સામેની તરફજ ચાલી થોડેક દૂર જવા બાદ ઢોળાવવાળી જમીનપર તેઓ ચાલવા લાગ્યા, અને બસેક પગલા ચાલ્યા બાદ એક ગુફાના મુખ આગળ જઈ પહોચ્યા હવે કમલીનીના કહેવાથી વીજયે દીવટ સળગાવી અને તેઓ તે ગુફામા દાખલ થયા ગુફાની હાલત જોતા તેમા વર્ષો થયા માણસનો પગરવ તો શું પણ કોઇ જાનવર પણ ન આવ્યુ હોય તેમ જણાતુ હતુ થોડીક વારમા ગુફાનો અત આવી ગયો, અને તેમને લોખડનુ એક બધ દ્વાર જણાવ્યુ, એટલે લીલાવતી તરફ ભેદભરી નજર નાખી કમલીનીએ કહ્યું—" આ દ્વાર વિષે રાજા જોરાવરસિહજી સિવાય કોઈ જાણતુ નથી ! મને પણ રક્તગ્રથને લીધે એ વિષે ખબર પડી ! એની કુચી પણ અત્રેજ છે!" આમ કહીને તે પોતાના તીલસ્મી ખજરનો હાથો દરવાજાના જમણી તરફના વચલા ભાગપર ઠોકવા લાગી, એટલે એક વહેત જેટલુ પતરૂ ઉઘડી ગયુ કમલીનીએ તેમા હાથ નાખીને કઈ ચાપ દબાવી જે સાથેજ ધીમો અવાજ થઈ બારણુ ઉઘડી ગયુ પછી તેણે ઉઘડી ગયેલ પતરૂ પાછું બધ કરી દીધુ, અને સર્વ તે દરવાજામા દાખલ થયા આ દ્વાર બધ કરવાને અદરની તરફ પણ

તેવીજ ચાપ હતી તે દાબીને કમલીનીએ બંધ કરી દીધું, અને પછી તેઓ આગળ ચાલ્યા લગભગ એક કલાક સુધી ઉતાવળે ચાલ્યા બાદ તેઓ સુરંગને બીજે છેડે આવી પહોચ્યા, જ્યા પણ તેવોજ પણ ન્હાનો દરવાજો હતો તે દ્વાર પણ ઉઘાડીને કમલીની સઘળાઓસહ તેમા ચાલી થોડેક જતા બે તરફ સુરંગ જણાઈ એટલે ત્યા ઉભી રહી કમલીની વીજય પ્રત્યે બોલી–" જમણી તરફની સુરંગમા જવાથી જે કેદખાનામા કેદીઓ હતા તે ભાગમા આપણે પહોચીશુ, જ્યારે ડાહાબી તરફની સુરંગમા ભગવતીએ કીશોરી, વગેરેને બંધ કરી છે તેની વચમા જઈ પહોચીશુ !–"

" ડાહાબી તરફજ ચાલો ! કીશોરીજી, વગેરેની તાકીદે સંભાળ લઈએ !" વીજયે કહ્યું સર્વ તે તરફ ચાલ્યા, એટલે હમીરે કહ્યુ– " આ સુરંગમા આપણે થોડુંક ચાલવુ પડે, તેમ લાગે છે કેમકે બંને તરફની ભીંત અને ઉપરની છત ભીનાશવાળી છે, અને કોઈ કોઈ ઠેકાણેથી પાણી પણ ટપકે છે, એપરથી જણાય છે કે આપણે તળાવની નીચે ચાલીએ છીએ !"

" તમારી અટકળ ખરી છે !" કમલીનીએ જણાવ્યુ

થોડેક ચાલતા એક બંધ બારી આવી, જે કમલીનીએ આગલા બંને દરવાજા માફકજ ઉઘાડી, અને હમીરને બીજી દીવટ સળગાવવાનુ કહ્યુ કીશોરી, વગેરેને કેવી હાલતમા જોઈશુ, એ માટે મનમા અનેક વિચાર કરતા તેઓ અધીરાઈથી તે બારીમા દાખલ થયા તો ત્યા સામે જમનીપર પડેલી ત્રણ લાશોપર તેમની એકાએક નજર પડી, જે જોતાજ કમલીની ચીસ પાડી તે લાશોની પાસે બેસી ગઈ ભુખ અને તરસથી તારા, કીશોરી અને કામીની શબવત્ થઈ પડી હતી તારાની પાસે તીલસ્મી ભાલો પડયો હતો, અને તેને લગતી વીંટી તેની આગળીમા ચમકી રહી હતી સૌથી પહેલા કમલીનીએ કીશોરીના હૃદયપર હાથ મૂકયો તો તેના ધબકારા બંધ થઈ ગયા હતા, તેમજ શરિર શીતળ હતુ તેની આખોમાથી આસુની ધારા વહેવા લાગી વળી તેણે નાડી તપાસી, અને આનંદાવેશમા બોલી ઉઠી–"હજી નાડી ચાલે છે ! પ્રભુ ! મારી મહેનત સફળ કરશે !" પછી તેણે તારા અને કામીનીને પણ તપાસી જોઇ બંને અઈયારોએ પણ તેમને બારીકીથી જોઈ ત્રણેની હાલત ઘણીજ ખરાબ હતી ભાન બીલકુલ નહોતુ તેમજ શ્વાસની ગતી

પણ બીલકુલ જણાતી નહોતી, પણ ફક્ત બહુજ ધીમી ચાલતી નાડી સ્હેજ જણાતી હતી ત્રણે હજી જીવતી છે, એમ જાણીને સર્વેને કંઈક આશા તો ઉપજી, પણ અંત કાળની અવસ્થામાંથી તેઓ પાછી ઉઠશે કે કેમ તે માટે શંકા હોવાથી કમલીની, લીલાવતી, વીજય અને હમીરના હૃદય ધડકી રહ્યા હતા વીજયે પોતાની થેલીમાથી એક શીશી કહાડી, અને તેમાના લાલ રંગના અર્કના થોડા ટીપાં ત્રણેના મુખમાં રેડીને જરાવાર પછી નાડી તપાસી તો તેની ગતીમાં કંઈક સુધારો થતો જણાયો, અને શ્વાસ પ્રણ જરા ચાલવા લાગ્યો તેમને ખુલ્લી હવામા લઈ જવાથી તેમના પર ઔષધની અસર જલદી થશે, એમ હમીરે જણાવ્યાથી કમલીનીએ તારાની આગળીએથી તીલસ્મી વીંટી ઉતારી લીધી, અને તે હમીરને આપતા કહ્યું-" આ વીંટી તમે પહેરો કે તીલસ્મી લાલો તમારી પાસે રાખી જરૂર પડતા તે ઉપયોગમાં લઈ શકો ! ત્રણેને બહાર લઈ જવા બાદ લીલાવતી અને વીજયસિંહને લઈને થોડા સમય માટે હુ તમારાથી જુદી પડીશ આ ત્રણની સંભાળ તમારે એકલાએ લેવી પડશે !"

"આપનુ કહેવુ હુ સમજ્યો !" આગળીમા વીંટી પહેરતા હમીર બોલ્યો-" મોહીની, માલતી અને બલદેવસિંહનુ સ્વરૂપ ધારણ કરીને દુશ્મનોને ફસાવવાની આપની ધારણા છે ?"

"વાહ ! ધન્ય તમારી પ્રબળ બુદ્ધિને ! મારો એજ વિચાર છે !" કમલીની ખુશ થઈ બોલી ઉઠી તેઓ ચારે મળીને સંભાળથી ત્રણે બેશુદ્ધ બાળાઓને સુરંગની બહાર લઈ ગયા, અને વીજય તથા હમીર તેમને શુદ્ધિમા આણવાના ઉપચાર કરવા લાગ્યા તેમની જીદગી જોખમમાથી પસાર થઈ બચી ગયલી જણાતા વીજય અને લીલાવતીને લઈને કમલીની સુરંગમા પાછી ગઈ, અને ત્યાથી કેદખાનાવાળી ઓરડીમા પહોચીને તેમણે મોહીની, માલતી તેમજ બલદેવસિંહના સ્વરૂપ ધારણ કરી લીધા આ ઉપરથી વાચનાર સમજી ગયા હશે કે દુશ્મનોએ ભોંયરામાથી જે કેદીઓને બહાર કહાડયા હતા તેઓ મોહીની, માલતી અને બલદેવસિંહના સ્વરૂપમા કમલીની, લીલાવતી અને વીજય હતા તેમણે શું કર્યું તે આપણે જાણ્યું, માટે હમીરની સંભાળમા મૂકી આવેલ કીશોરી વગેરેની કેવી હાલત છે તે જાણવાને તેમની તરફ નજર ફેરવીએ

મળસ્કુ થતા સુધીમા તેમનાપર ઔષધોપચારની સારી અસર થઈ, અને તેમણે આખો ઉઘાડી આસપાસ જોવા માડયુ, જે જોઈ પોતાની મહેનત સફળ થયલી માની હમીર બેહદ આનંદ પામ્યો ! તેને સ્વપ્ને પણ ખ્યાલ આવ્યો નહી કે દુર્દૈવે તેમનો પીછો હજી છોડયો નહોતો વિધાતા હજી તેમની વેરણજ હતી.

---

## પ્રકરણ ૩૭ મું.

### વઈતાળની વિચિત્ર હાલત !

ભગવતી અને વઈતાળને જંગલમા છોડી કમલીની, વગેરે મહેલ તરફ ગયા બાદ વઈતાળ એક સીલાપર બેસી કંઈ વિચારમા પડયો, અને કાલીસિંહ કંઈ કામ અર્થે ત્યાથી ચાલ્યો ગયો ભગવતી વઈતાળની સામે એક બીજી સીલાપર કપાળે હાથ દઈ બેઠી હતી તેના હાથપગ ખુલ્લા હતા તોપણ ત્યાથી નહાસી જવાની તેનામા હિંમત નહોતી વઈતાળ કંઈ ગંભીર ચિંતામા પડયો હોય અને લાચાર બની ગયો હોય, તેવો ભાવ તેના મુખ ઉપરથી જણાતો હતો એક ઉંડો નિશ્વાસ નાખી તે ધીમેથી બબડયો—" ખરેખરે !- એજ હતો ! તેણે મને પોતાની નજરથી દૂર નહીજ જવા દીધો હોય—" હજી તે કંઈ આગળ બોલવા જતો હતો, એટલામા પાછળથી કોઈ બોલ્યુ–" હા ! નજરથી દૂર નથીજ કીધો ! " ચમકીને તેણે પાછળ ફરી જોયુ તો એક માણસને પોતાની તરફ આવતો દીઠો જોતજોતામા તે તેની સામે આવી ઉભો ચંદ્રના પ્રકાશમા તેનુ સ્વરૂપ સાફ દેખાતુ હતુ તે કદે ઠીંગણો પણ શરિરે ભરાવ અને મજબૂત બાધાનો હતો મુખમુદ્રા જરા લાબી હતી માથાપરના ગુંછળાવાળા લાબા વાળ એવા ચમકતા હતા કે તે બનાવટી લાગતા હતા તેણે ચુસ્ત પાયજામો અને ઘુંટણની ઉપર સુધીનુ અંગરખુ પહેર્યો હતા, જેમા સંખ્યાબંધ ગજવા હતા વળી રેશમી કમરબધપર કિંમતી કમંદ વીંટાળેલ હતી કમ્મરે ડાહાબી તરફ એક સુંદર મ્યાનમા નાજુક હલકી તલવાર લટકી રહી હતી, તેમજ પીઠે ગેંડાની ન્હાની ઢાલ હતી આ ઉપરાત તેના હાથમાં કપડામા વીંટાળેલી કંઈ વસ્તુ

હતી તેના માથા ઉપર પાઘડી, ટોપી કે ફેંટો કંઈ નહોતા તેના રૂવેરૂવામાં ચાલાકી અને સ્ફુરતી ભરેલ હોય, એમ તેની ચાલવાની ઢબ ઉપરથી સાફ જણાતું હતું કેટલીક વાર સુધી તો બને પૂતળા માફક એક બીજાની સામે જોઇજ રહ્યા આખરે વઈતાળે તેને પૂછ્યું –"તમે શું ઘણા સમયથી અમારી સાથે છો ?"

"હા! દૂરથી તમારી સાથે છું !" તે પુરૂષે જવાબ આપ્યો

"બરોબર! માર્ગમાં મે તમને દીઠા હતા ખરા!"

"પણ કંઈ બોલ્યા નહી, અને કમલીની આગળ તમારી ફજેતી ન થાય, એ માટે હું પણ સંતાઈ ગયો!"

"ત્યારે અત્યારે પણ હું એકલો નથી તેનો કંઈ વિચાર નહી આવ્યો હશે!"

"કદાચ હશે! ખરૂ કહેજો! મને તમારી સામે જોશો, એવો તમને વિચાર આવ્યો હતો?"

"ના! સ્વપ્ને પણ નહી!"

"ત્યારે તો આજનો દિવસ મ્હોટા આનંદનો માનવો!"

"તમારે આનંદનો હશે, પણ મારે દુર્ભાગ્યનોજ છે!–"

"કારણકે તમે મને મરણ પામેલ ધારતા હતા! તમારા દોષ જાણનાર દુનિયામાં કોઈ રહ્યુ નથી, એમ ધારી નિશ્ચિંત હતા!"

"મારા અપરાધ પ્રગટ થવાનો હવે ભય નથી! મહારાજ કુલીનસિંહજી તરફથી કમલીનીજીને પ્રતાપે મને માફી મળી છે!"

"પણ સૌભાગ્યવતી તારાએ તને માફ કીધો નહી હશે! અરે! તેને ખબર પણ નહી હોય કે તું તેના–"

"બસ! બીજુ માણસ અત્રે છે તેનો ખ્યાલ કરીને બોલજો!"

"મને કંઈ જરૂર નથી! હું કંઈ આંધળો નથી કે ભગવતીને જોઈ ન શકુ!"

"તો એના દેખતા જરા સંભાળીને બોલો!"

"તે નહી બને! બોલ્યા વગર હું જનાર નથી! કમલીનીના ભયથી તમે ભગવતીને દૂર કરી નહી શકો માટે તમારી આબરૂનો વિચાર કરીને હુંજ એને અત્રેથી રવાના કરૂ છું!" આમ કહી તે ભગવતી પ્રત્યે બોલ્યો–"અત્રેથી મરજીમાં આવે ત્યાં ચાલી જા!" આથી વઈતાળ કંપીને બોલી ઉઠ્યો–"એમ ન કરો!"

"બસ એમજ કરીશ!" આમ કહી તેણે ફરી ભગવતીને કહ્યું–"કેમ જતી નથી? મોતના પંજામાંથી છુટવાનું તને નથી ગમતું?" આ સાભળી વઈતાળ કરગરીને બોલ્યો–"હું હાથ જોડું છું! ક્ષમા કરો, અને જરા તો વિચાર કરો!"

"તમે વિચાર કીધો હતો કે વળી હું કરૂં?"

"પણ એને હાથપગ બાંધી દૂર બેસાડીને આપણે વાત કરીએ!" આ સાભળી તેણે ભગવતીને પૂછ્યું "કેમ? હાથપગ બંધાવીને જીવ ખોવો છે કે નહાસી જવું છે?" તેમની વાતચીત સાભળીને તેમજ તે અદ્ભૂત માણસને વઈતાળને દબાવતો જોઈ ભગવતીને અજાયબી ઉપજી તે માણસ હુકમ કરતો હોય, એમ દમામસહ બોલતો હતો, ત્યારે વઈતાળના મુખમાથી નીકળતા શબ્દો લાચારી અને નિર્બળતા બતાવતા હતા તે સમયે તેનું ત્યા આવી પહોચવું વઈતાળને પસંદ પડયું નહોતું, અને તેમની વચ્ચેનો ગુપ્ત ભેદ પ્રગટ થવાનું પણ તેને રૂચતું નહોતું, એમ સાફ જણાતું હતું તે માણસનું આવી પહોચવું ભગવતીને પોતાને માટે તો લાભકારક જણાયું તેને ત્યાથી ચાલ્યા જવાનું તે કહેતો હતો, અને વઈતાળ તેની આજ્ઞાનો અનાદર કરી શકતો નહોતો આથી ભગવતીએ ધાર્યું કે, ત્યાથી નહાસી જવામા વિલંબ કરવો, એ મૂર્ખાઈ ભરેલુ છે કેમકે, કમલીની કદાચ કબૂલાત મુજબ પોતાને જીવતી છોડી દેશે, પણ ત્યા સુધી પરાધીન શામાટે રહેવું? કદાચ તારા, કીશોરી અને કામીની ભૂખથી મરી ગઈ હોય અને તેથી ગુસ્સે થઇને પોતાને પણ સ્વધામ પહોચાડી દે તેના કરતા ઈશ્વરે મોકલેલા એ માણસની સહાયતાનો અનાદર શામાટે કરવો? આમ વિચાર કરીને ભગવતી ઉભી થઈને ઉતાવળે ધીચ જંગલ તરફ રવાના થઈ વઇતાળ પોતાની પાછળ તો નહી આવતો હોય એમ ધારી તેણે પાછળ ફરી જોયું, પણ તે ન જણાયાથી ઉતાવળે ચાલી મોહીની, માલતી અને બલદેવસિંહને કેદખાનામાથી છોડવવામા પોતે મદદ કરેલી હોવાથી તેઓમાથી એકની પાસે જતા તે પોતાને સાહ્ય કરશે, એવી તેને આશા હતી તે ઉતાવળે જવાથી સાથે આણેલી ઝવેરાતની ગાસડી લેતા ભૂલી ગઈ, તે ત્યા સીલાપરજ પડી રહી ભગવતી નહાસી જવાથી વઈતાળને ગુસ્સો ઉપજ્યો તેણે જોરથી સીટી

વજાડયા બાદ પેલા માણસને કહ્યું–" ભગવતીને નહસાડી મૂકવામા તમે બહુજ ખોટું કર્યું ! તમારી આ જબરદસ્તી મારાથી સહન કરી શકાતી નથી ! "

" તો શુ મારી સાથે લડશો ? હા કહો જોઉં ? "

" તમારૂ શરીર વજનુ નથી કે એટલા ઉશ્કેરાઈ જાઓ છો ! "

" તમે વીર પુરૂષ મારી સાથે લડવા તૈયાર થઈ ગયા છો, એ હુ જાણુ છુ ! " તે મ્હોટેથી હસીને બોલ્યો, એટલામા પાદડાનો ખડખડાટ થવાથી કોઈ આવતુ હોય એમ લાગ્યાથી તેણે પાછળ ફરી જોયુ, અને કાલીસિંહને આવતો જોઈ વઈતાળ પ્રત્યે કહ્યું–" કાલીસિંહને બોલાવવા તમે સીટી વજાડી, એ હુ સમજી ગયો હતો ! એ આવ્યાથી હુ ડરતો નથી ! તમારી એ મૂર્ખાઈ માટે હુ દીલગીર છુ ! ભલા માણસ એટલો વિચાર ન કીધો કે ભગવતીના દેખતા તમે મારી વાતો સાભળી શકતા નહોતા તે કાલીસિંહ આગળ કેમ સાભળશો ? ભલે ! એની મારે શી પચાત ! બીજા પણ બસો માણસ ભેગા કરો ! "

" એટલે તમે તો લશ્કર લઈને આવ્યા હશો ? "

" એમજ છે ! મારા હાથમાની આ પોટલીમાની ચીજ એક હજાર બહાદૂર સીપાઈ બરોબર છે ! એમા શું છે તે નથી જાણતા ? પહેલુ નામ ગમે તે હોય, પણ હાલ આપણે ઓળખીએ છીએ તે તારાનુ નસીબ એમા બધ કરેલુ છે ! એ ઉઘાડવાની તમે આજ્ઞા આપો છો ? યાદ રાખજો કે એ ઉઘડવાની સાથેજ એમાથી એવી સખ્ત આગ નીકળશે કે જે માત્ર જોતાજ તમે બળી ખાખ થઈ જશો ! " આ સાભળીને વઈતાળ કપીને બે ત્રણ પગલા પાછળ હઠતા બોલ્યો–" અરે ! જરા સબૂર કરો ! હુ હાથ જોડુ છુ ! '

" ત્યારે શુ કહેવુ છે ? જલદી બોલ ? "

" આજે મારી પાસે શા માટે આવ્યા ? " આ પ્રશ્ન સાભળી તે પુરૂષ મ્હોટેથી હસીને ધીક્કારભરે અવાજે બોલ્યો– " કેવો મૂર્ખ છે ! એટલુ નથી સમજતો કે જે દીનથી તુ મારા પર હાથ ફેરવી ગયો છે તે દીનથીજ હુ તને શોધતો હઈશ ! અરે ! જે હરામખોરની શોધમા હુ વર્ષો થયા રખડુ છુ તે લુચ્ચો વઈતાળના ખોળીઆમાં સતાઈ રહ્યો છે, એ હુ જાણતો હોત તો

ક્યારનો તને આવી મળ્યો હોત—આટલા દિવસ વ્યર્થ ગૂમાવ્યા નહોત!" હવે વઇતાળ ગભરાયો. કેટલીકવાર ચુપ રહ્યા બાદ નીચુ માથુ કરી તે દબાયલે અવાજે બોલ્યો—"થોડા દીન તમે મને છોડી દેશો, એવી હુ આશા રાખુ છુ! હુ પ્રતિજ્ઞાપૂર્વક કહું છુ કે હુ પોતે તમને આવી મળીશ, તે વખતે ખુશીથી મારૂં મસ્તક કાપી લેજો! હુ જરાપણ દુ ખી નહી થાઉં!"

"એટલે? મસ્તક કાપી લેવાથી શું મારૂ વેર વળશે?"

"શું એથી પણ ક ઈ વધુ સખત શીક્ષા બીજી છે?"

"એ તો સજાજ શેની કહેવાય વળી! તારે માટે તો બીજીજ સજા નક્કી કરી છે, અને ત્યારેજ મારૂ વેર પૂર્ણ વળશે!"

"ત્યારે આપણા વચ્ચેની એ પ ચાતનો કોઈ રીતે પણ નીકાલ નહી આવે શુ? થોડા દીન પણ મને છૂટો નહીજ મુકો?"

"ના! અત્યારેજ મારી સાથે આવવુ પડશે!"

"નહી આવુ તો જોરજુલમથી લઈ જશો?"

"હા! જોરજુલમથી મરજીમા આવશે ત્યા લઈ જઈશ!"

"તમારા બળપર એટલા બધા મુસ્તાક છો શુ?"

"હા! બળની સાથે કળ પણ ખરી!"

"ત્યારે જોઉં તો ખરો કે શુ કરો છો?"

"કાલીસિંહના દેખતા આ ગાસડી છોડી એમાની વસ્તુ ખુલ્લી કરૂ? તુ ડરી તો નહી જાય?"

"નહી ડરૂ! કાલીસિંહને તમારી ભૂલ સમજાવીશ!"

"એમ! ત્યારે તો મારે બીજી યુક્તિ લડાવવી પડશે!" આમ કહી તે પુરૂષે જોરથી ત્રણ તાળી પાડી, જે સાથેજ પાસેના ઝાડોની ઘટામાથી એક માણસ નીકળીને તેમની તરફ આવતો જણાયો. તેણે પગથી તે માથા સુધી પોતાનુ આખુ શરિર કાળા ઝભ્ભામા સ તાડેલુ હતુ. વઈતાળ તેને જોતાજ ધાસ્તીથી ક પીને બે ચાર પગલા પાછળ હઠી બારિકીથી તેની તરફ જોવા લાગ્યો, અને કાલીસિંહપર આ વાતચીતની શી અસર થઈ છે તે જાણવાને તેની તરફ તેણે નજર કરી, પણ રાતનો સમય હોવાથી તેમજ તે જરા દૂર ઉભેલો હોવાથી તેનો મનોભાવ સમજી શક્યો નહી. તે જરા હિંમત ધરીને પેલા નવા આવનાર છૂપા માણસ પ્રત્યે બોલ્યો—"આ ઝભ્ભામા કોણ સ તાયુ છે તે મને કેમ જણાય?"

"બરોબર! કહો તો હું ઝભ્ભો ઉતારી નાખું!" તે રૂપા માણસે જણાવ્યું-"પણ મારો અવાજ તમારા કાનમા-"

"બસ!" વઈતાળ ચમકીને બોલી ઉઠયો-"આ અવાજ મારાથી ભૂલાય તેવો નથી! હાય! આનુ નામજ લાચારી!" આટલુ બોલી તે કાલીસિંહ પ્રત્યે બોલ્યો-"તમે જરા અત્રેથી દૂર જાઓ! હુ સીટી વગાડુ ત્યારે આવજો!" કાલીસિંહે સ્વપ્ને પણ નહી ધારેલો દેખાવ જોયો! બન્ને માણસોને જોવાથી વઈતાળની કેવી સ્થિતિ થઈ, એ તે બરોબર સમજી ગયો જે વઈતાળનુ નામજ માણસોના હૃદય કપાવી નાખતુ તે પોતેજ અત્યારે આમ લાચાર કેમ બની ગયો તે માટે તેને બહુ અજાયબી ઉપજી તે વઈતાળના હુકમનો અનાદર કરીને ત્યા ઉભો રહી શકે તેમ નહોતુ, છતા આ આશ્ચર્યજનક દેખાવ પોતાની નજરથી દૂર કરવાને તેનુ મન માનતુ નહોતુ વઈતાળના કહેવાથી તે ત્યાથી ચાલ્યો ગયો પણ થોડે દૂરથી પાછો ફરીને દબાતે પગલે આવી એક ઝાડની ઓથે સતાઇને ઉભો રહી તેમની વાતચીત સાંભળવા લાગ્યો કાલીસિંહના જવા પછી વઈતાળે પહેલા આવેલા માણસને પૂછયુ-"આપણ વચ્ચેની પંચાતનો કંઇ સમજાવટથી નીકાલ આવશે?"

"ના! બસ! ગુપચુપ મારી સાથે ચાલ!" તે પુરૂષે દૃઢ અવાજે જણાવ્યું વઈતાળ કંઈ વિચારમા નીચુ જોઇ રહ્યો, એટલે તે બોલ્યો-"અત્રેથી નહાસી જવાનો તારો વિચાર લાગે છે, પણ યાદ રાખ કે મારી પાસે આ પોટલીમાની વસ્તુ છે, અને મારા સાથી જીવતા છે ત્યા સુધી તારી એ તજવીજ વૃથા છે! બસ! તને ફરીથી કહુ છુ કે ગુપચુપ મારી સાથે ચાલ્યો આવ"

"ભાગવા કરતા તો તમારી સાથે લડીને છેવટ આણુવાનુ વધુ પસંદ કરૂં છુ! આવી જાઓ સામે!" વઈતાળે જણાવ્યુ, તરતજ પેલા માણસે પોતાના હાથમાની પોટલી પેલા બુરખાવાળા માણસને આપીને તેને ત્યાથી ચાલ્યા જવાનુ કહ્યું, એટલે તે ત્યાથી ખસી ઝાડોની ઘટામા અદૃશ્ય થઈ ગયો બન્નેએ મ્યાનમાથી તલવાર કહાડી અને તેમની વચ્ચે લડાઈ શરૂ થઈ વઈતાળ તલવાર ફેરવવામા હોશીયાર અને બહાદુર હતો, પણ તેનો દુશ્મન તેના કરતા વધુ ચાલાક અને બળવાન હતો, એમ ઝાડની

ઓથે સતાઈને જોતા કાલીસિંહને જણાયું કેમકે, એક કલાક લડવાજ તેણે વઈતાળને થકવી નાખ્યો, છતા પોતાના શરિરે એક ઝખમ પણ થવા દીધો નહી વઈતાળને તો ઘણા ન્હાના ઝખમ થયા હતા, અને તેમાથી લોહી વહી રહ્યું હતુ વળી ઘણીવાર જાણીજોઈને તે બહાદુરે વઈતાળને છોડી દીધો હતો, નહીં તો તે ક્યારનો માર્યો ગયો હોત વઈતાળ પોતે પણ એ સારી પેઠે સમજતો હતો આમ કરતા પ્રભાત થયા હવે વઈ-તાળ તદન થાકી ગયેલો હોવાથી જરા વિશ્રામ લેવાને ઉભો રહી પોતાના દુશ્મન તરફ જોવા લાગ્યો તો તેના ચહેરાપર થાક કે ઉદાસીની નિશાની પણ જણાતી નહોતી તેનુ મુખ મલકાઈ રહ્યું હતું, અને ઉચ્ચ ભાવનાભરી દૃષ્ટિએ તે વઈતાળ પ્રત્યે જોઈ રહ્યો હતો જરા થાક ખાવા બાદ વઈતાળ પોતાના વેરી પ્રત્યે દબાયલે અવાજે બોલ્યો-"હવે મારામા લડવાની હિંમત નથી, અને તમે પણ દુશ્મનની માફક મારી સાથે લડતા નથી! લડાઈ દરમ્યાન ઘણીવાર તમે જાણીજોઈને તમારો ઘા ચુકાવી નાખતા હતા! બસ! હવે તો મારે હાથેજ મારી જીંદગીનો અંત આણવા સિવાય બીજો ઉપાય રહ્યો નથી!"

"ના! તુ એમ કરી શકીશ નહી! તારી સર્વથી અધિક વહાલી વસ્તુ મારા કબજામા છે!" તે પુરૂષે જણાવ્યુ-"જેને તુ લામાધાટીમા મુકી આવ્યો છે, તે તારા મરણ બાદ મહા આફ-તમા આવી પડશે! તેની લાજ લૂંટાય, એમ તો તુ કદી નહીજ ઇચ્છે, એવી મારી ખાત્રી છે!" આ શબ્દોએ વઈતાળના હૃદ-યને ચીરી નાખ્યુ, જેની વેદના તે સહન કરી શક્યો નહી તેને તમ્મર આવી ગયા, એટલે તે બંને હાથે પોતાનુ મસ્તક પકડી જમીનપર બેસી ગયો એક શીકારી પોતાના શીકારને પકડયા બાદ ખુશહાલી અને આશાભરી દૃષ્ટિએ તેની તરફ જેમ જુવે તેવી દૃષ્ટિએ તે વિચિત્ર માણસે વઈતાળ તરફ જોયુ આ સઘળો તમાસો કાલીસિંહ અજાયબીસહ જોઈ રહ્યો હતો એ દરમ્યાન એક વાર તેને પણ ઝાડીમાથી નીકળીને વઈતાળની મદદે જવાની ઇચ્છા થઈ પણ બે બાબતોનો વિચાર કરીને તે અટકી ગયો હતો એક તો એ કે આટલી લડાઈ ચાલવા છતા પણ વઈતાળે સીટી વગાડી તેને બોલાવ્યો નહી તેથી તેને લાગ્યુ કે, પોતે ત્યા

હોય, એ વઈતાળને પસદ નહોતુ, અને બીજુ એ કે, લડવામા વઈતાળની બહાદુરી અને ચાલાકી વિષે બહુ વખાણ સાભળવા છતા તે વિચિત્ર માણસ લડવામા ઘણીજ મ્હડીયાતી ચાલાકી ધરાવતો હતો તેની વીરતા જોઈ કાલીસિહ પણ ડરી ગયો, અને તેની સામે જઈ વઇતાળને પોતે કઈ મદદ કરી શકશે નહી, એવી તેની ખાત્રી થઇ હતી. આમ વિચાર કરતો કાલીસિહ ઉભો હતો, એટલામા પાછળથી કોઇ માણસે આવી તેના મ્હોડાપર હાથ મૂકયો, જેથી ચમકીને તેણે પાછળ ફરી જોયુ તો એક બુરખાવાળા માણસને દીઠો તે કદે સાધારણ હતો શરિરે કપડા એટલા ચુસ્ત પહેર્યા હતા કે શરિરનો મજબૂત અને ઘાટદાર બાધો સાફ જણાતો હતો કમ્મરે ખ જર અને તલવાર તથા પીઠે ઢાલ ઉપરાત હાથમા એ હાથનો મજબૂત ડ ડુકો હતો તેની કમ્મરે કમ દ અને અઇયારીની થેલી હતા તેની તરફ બારીકીથી જોયા બાદ કાલીસિહ કઈ બોલે તે પહેલા તેણે તેને ચુપ રહીને પોતાની પાછળ આવવાનુ ઇશારતથી જણાવ્યુ કાલીસિહ ચુપ તો રહ્યો પણ તેની પાછળ જવાની તેની હિમત ચાલી નહી, એટલે તે માણસે ધીમેથી તેને કહ્યુ—"મને તમારો મિત્ર સમજીને વગર ધાસ્તિએ ચાલ્યા આવો! વિલબ કરશો તો પસ્તાશો!" આમ કહી કાલીસિહનુ કાડુ પકડીને તેણે તેને પોતાની તરફ ખેચ્યો જાણે લોખડના મજબૂત હાથમા પોતાનુ કાડુ પકડાયુ હોય, એવુ કાલીસિહને લાગ્યુ, અને તે છોડવી શકાય તેમ ન હોવાથી તેને ના કહેવાની પણ તેની હિમત ચાલી નહી, એટલે તે ચુપ ચુપ તેની સાથે ચાલ્યો દશેક પગલા ચાલીને તે માણસે ઉભા રહી કાલીસિંહને કહ્યુ—"આટલુ જોવા છતા પણ તમે કમલીનીનુ નિમક ખાઓ છો તેનો વિચાર કરો છો કે નહી?"

"અલબત! કેમ ન કરૂ?" કાલીસિંહે જણાવ્યું

"તો જ્યા વઈતાળ પોતાના દુર્ભાગ્ય માટે વિચાર કરતો બેઠો છે ત્યા જઇ ભગવતીએ ચોરીને આણેલી ઝવેરાતની ગાસડી ઉપાડી આવો! એમા લાખોની કિમતનો માલ છે તે કદાચ દુશ્મન લઈ જશે તો કમલીનીને નુકશાન થશે!"

"પણ એમ કરવાથી કદાચ વઈતાળ ગુસ્સે થશે તો?"

"તમારે વઈતાળના ગુસ્સાને બદલે તમારા માલીકના લાભનો વિચાર કરવાનો છે! વઈતાળ તમને કંઈ કહેશેજ નહી! વળી તેનો દુશ્મન પણ કંઈ નહી બોલે, એમ હું ધારૂં છું કેમકે, ગાસડીમાં શું છે તે એ જાણતો નથી! વળી હું સંતાઈને ઉભો છુ, એટલે કદાચ તમને કોઈ અટકાવશે તો હું આવી પહોચી તેમની સાથે લડવા મંડીશ, જે અરસામાં તમે ગાસડી ઉપાડીને ચાલ્યા જજો!"

"ત્યારે તમે પહેલાથીજ જઈને એની સાથે લડવા માંડો, જે દરમ્યાન હું આવીને ગાસડી ઉપાડી લઈશ!"

"આ ઉપરથી જણાય છે કે મારા કહેવાપર તમને ભરોસો નથી, અને એ માણસથી તમે બહુ ડરો છો!"

"એમજ છે! વઈતાળ સરખા બળવાનને એણે માહાત કીધો, અને તમે પણ તેની સાથે લડીને ફાવી શકશો નહી! તેમની લડાઈ તમે જોઈ હોત તો એની સાથે લડવાની મરજીજ ન થાત!"

"એમની લડાઈ મે જોઈ છે, અને લડવાની હિંમત છે!"

"ત્યારે વિલંબ ન કરો! લડાઈ શરૂ કરો, એટલે હું આવીને ગાસડી ઉપાડી જઈશ! પણ તમે કોણ છો, અને કમલીનીજી માટે આટલી મહેનત શા માટે ઉઠાવો છો તે તો કહો?"

"એનો ખુલાસો નહી કરૂં, પણ ગાસડી લઈને તમે ક્યાં જશો? જુઓ હું જણાવું છું! અહીંથી દક્ષિણ તરફ જજો! થોડે દૂર પીપળાનું ઝાડ આવશે, ત્યાંથી ડાહાબી તરફ પગવાટ જણાશે, તે માર્ગે જજો! થોડેક ચાલતા વળી પીપળાનું ઝાડ આવશે તેની નીચે એક બુરખાવાળો માણસ અને અત્રેથી નહાસી ગયલી હરામખોર ભગવતી બેઠેલાં હશે! હું આવું ત્યાં સુધી તમે ત્યાંજ બેસજો અથવા એ બુરખાવાળો માણસ કહે તેમ કરજો! તેને પણ મિત્ર ગણી ડરશો નહી! અરે! એક વાત તો તમને કહેતા વીસરીજ ગયો! તમે જોયું તેમ એ અદભૂત માણસે વઈતાળને પોતાને તાબે કરી લીધો છે, એટલે તેને તે પોતાની સાથે તેડી જશે ત્યારે હું પણ તેમની પાછળ જઈશ! આથી મારી રાહ ન જોતા તમે પેલા બુરખાવાળા માણસ અને ભગવતી સહ રાતે અત્રે આવજો કેમકે, કમલીનીએ કહી ગયા મુજબ તે વખતે અત્રે આવશે! બસ! તેને આ તમામ હકીકત જણાવી કહેજો

કે કાલે સાંજે એમના તીલસ્મી મહેલ આગળ આવી હુ તેમને મળીશ ! હવે મારી સાથે આવો ! હુ એની સાથે લડવાને જાઉં છુ !" આમ ઉતાવળે કહીને તે વિચિત્ર માણસ જ્યા વઈતાળ બેઠો હતો ત્યા ગયો કાલીસિંહ પણ તેની પાછળ જઈને જરા દૂર ઝાડની ઓથે સતાઈને ઉભો તેમની દરેક હીલચાલ તે જોઈ શકતો તેમજ વાતચીત સાભળી શકતો હતો વઈતાળ હજી કંઈ વિચાર કરતોજ બેઠો હતો, અને તેનો દુશ્મન પણ તેની સામે જોતો ઉભો હતો, એટલે પેલો વિચિત્ર માણસ તો જે સીલાપર ઝવેરાતની પોટલી પડી હતી તેનાપર જઈને બેઠો તેને જોતાજ વઈતાળે જાણ્યુ કે તે પણ પોતાના દુશ્મનનોજ કોઈ સાથી હશે, પણ આ નવા માણસને જોતા તેને પણ અજાયબીમા ગરકાવ થયેલો જોઈ તે કંઈ બોલવા જતો હતો એટલામા તેના દુશ્મનેજ તે બુરખાવાળાને દમામથી પૂછ્યુ—"તમે અહીં શામાટે આવ્યા છો ?"

"તે તમારે જાણવાની કંઈ જરૂર નથી ! ભાઈ, તમે તમારૂ કામ કરો !" તે વિચિત્ર પુરૂષે બેદરકારી સહ જવાબ આપ્યો, જે સાભળી વઈતાળ અને તેનો દુશ્મન બને દગ થઈ ગયા, અને આખરે તે માણસે વઈતાળને કહ્યુ-"ઠીક ! આપણે એની સાથે કંઈ કામ નથી માટે તુ ઉભો થઈ મારી સાથે ચાલ !"

"ન આવે તો પીઠે ઉપાડી જાઓ !" પેલો વિચિત્ર માણસ મશ્કરીભરે અવાજે બોલ્યો આથી તપી જઈ તે માણસે તેને પૂછ્યુ—"અમારી વાતમા તમારે વચ્ચે બોલવાની શી જરૂર ?" આના જવાબમા તે ઠાવકે મુખે બોલ્યો—"તમારા ઝગડાનો જલદીથી અંત આવી તમે બંને અહીંથી પતો તે માટે સલાહ આપુ છુ ! બીજાની જગ્યામા આવીને તોફાન કરવુ યોગ્ય નહી !"

"ઓહો ! ત્યારે આપ આ પ્રદેશના રાજા હો, એમ લાગે છે !" તે માણસે ગંભીરતા ધારણ કરીને જણાવ્યુ

"આ જંગલનો ઠેકેદાર છુ, અને એટલી હિંમત રાખુ છુ કે હવે પંદર પળની અંદર તમે અત્રેથી નહી ચાલ્યા જાઓ તો કાન પકડીને આ જંગલની બહાર મૂકી આવીશ અને વધુ ભીજાજ કરશો તો કપડા લત્તા ઉતરાવીને બે લાત મારી સીધો દક્ષિણ દિશાનો રસ્તો બતાવીશ !" બુરખાવાળાના આ શબ્દો સહન

કરી ન શકવાથી વઈતાળનો વેરી મ્યાનમાંથી તલવાર કહાડતા બોલ્યો–" ચુપ ! એક શબ્દ વધુ બોલ્યા વગર ચાલ્યો જા નહીતો એકજ ઝટકે બે કટકા કરી નાખીશ ! " તે પણ સ્ફુર્તીથી તેની સામે ઉભો થઇ બોલ્યો–" પતરાજી મુકી દઈ ચુપચુપ અત્રેથી ચાલ્યા જાઓ ! તારા જેવા એક અણઘડની સામે તલવાર ઉપાડવાનું મને ઠીક નથી લાગતુ ! તને તો હાથ અને લાતથીજ હું પાંસરો કરી દઈશ ! " આ સાંભળી પેલા માણસે તેનાપર તલવારનો સખત ઘા કીધો, પણ ચાલાકીથી ખસી જઈને તેનો ઘા ચુકવી દઈ તેણે તેની પાછળ જઈ કમ્મરમા એક એવી લાત લગાવી કે તે જમીનપર પછડાયો આ જોઈ વઈતાળ બોલી ઉઠયો–" વાહવાહ ! " પોતાની આ હાલત થતા તેમજ દુ ખ પર ડાહામ દીધા બરોબર વઈતાળના મુખમાથી વાહવાહનો પૂકાર નીકળતાજ તે માણસ છેડાયલા સાપની માફક ફુ ફાડો મારીને ઉઠી પાછો લડવા લાગ્યો પેલા વિચિત્ર માણસે તો હજી પણ પોતાની તલવાર મ્યાનમાજ રહેવા દીધી હતી, તે ફક્ત પોતાના ડ ફુકાવડેજ લડતો હતો, અને બીજા હાથમાની ઢાલપર દુશ્મનના ઘા ઝીલતો હતો એ દરમ્યાન કાલીસિંહ ત્યાથી ઝવેરાતની ગાસડી ઉપાડી જતો રહ્યો થોડીવાર સુધી લડયા બાદ તે બુરખાવાળા પુરૂષે લાગ જોઈને પોતાના દુશ્મનના તલવારવાળા હાથના કાંડા પર પોતાના ડ ફુકાનો એક ફટકો એવા જોરથી લગાવ્યો કે તેનુ કાડુ ઉતરી જઈ તલવાર હાથમાથી છુટીને દૂર જઈ પડી આ જોઈ વઈતાળ વળી ઉત્સાહમા બોલી ઉઠયો–" વાહવાહ ! તમો જેવો બહાદુર મે આજસુધી જોયોજ નહોતો ! " પેલો માણસ પણ હવે હિ મત હારી ગયો તે વિચિત્ર પુરૂષની સંગે લડવામા પોતે ફાવે તેમ નથી, એવી તેની પૂર્ણ ખાત્રી થતા અજાયબી, શરમીંદગી અને નિરાશાસહ તે તેની તરફ એકટસે જોઈ રહ્યો, એટલે તે વિચિત્ર માણસ બોલ્યો–" હું ફરીથી કહુ છુ કે મારી આજ્ઞા મુજબ અત્રેથી ચાલ્યા જાઓ ! વઈતાળ સાથેની તમારી પ ચાતમા હુ પડનાર નથી ! એમા તમે તમારૂ ફોડી લ્યો ! "

" બહુ સારૂ ! " એમ કહી તે પુરૂષ વઇતાળ પાસે જઈ બોલ્યો–" હવે તુ મારી સાથે આવે છે કે નહી ? "

" ના ! મારી મરજી નથી ! " વઇતાળે જણાવ્યું

"ઠીક, તો મારે જે કંઈ કરવુ છે તે આ બહાદુર વીર નરના દેખતાજ કરી નાખુ છુ કેમકે આવા મજબૂત શાક્ષી મને બીજા નહી મળે!" આમ કહી તેણે પેલો બુરખાવાળો માણસ, જેના હાથમા તેણે પોતાની પોટલી આપી હતી, તેને બોલાવવાને જોરથી ત્રણ તાળી વગાડી થોડી વાર રાહ જોવા છતા પણ તે ન આવવાથી તેની અજાયબીનો પાર રહ્યો નહી, અને તે પોતે તેને શોધવાને ગયો ચારે તરફ શોધ્યા પછી તેણે તે માણસને વિચિત્ર હાલતમા એક ઝાડ નીચે પડેલ દીઠો તેના આખા શરીરને ઢાકનાર કાળો ઝભ્ભો અત્યારે તેના શરીર પર ન હોવાથી તે એક સ્રી હતી, એમ સાફ દેખાતુ હતુ દોરડાથી તેના હાથ પગ મજબૂત બાધેલ હોવાથી તે જમીન ઉપર પડી હતી, અને તેના મ્હોડામા કપડાનો ડુચો મારેલો હોવાથી તે બોલી શકતી નહોતી તેને સોપેલી તારાના ભાગ્યની ગાસડી પણ તેની પાસે નહોતી પેલા માણસે તરતજ તેના મુખમાથી ડુચો કહાડી નાખ્યો, અને હાથપગ છોડી નાખતા તેની તેવી હાલત થવાનુ કારણ પૂછ્યુ, જેના જવાબમા તેણે જણાવ્યુ—"તમે વઈતાળ સાથે લડતા હતા ત્યારે એક બુરખાવાળા માણસે અહીં આવીને ઝડપથી મારા મ્હોડા ઉપર ચાદર નાખીને મને ગુગળાવી નાખી હુ ચીસ પાડીને તમને બોલાવુ તે પહેલા તો મારા મુખમા ડુચો મારીને હાથપગ મજબૂત બાધી તમે આપેલી ગાસડી લઈ તે જતો રહ્યો!"

"ઓહ! હવે જણાયુ કે એ હરામખોર અત્રે મારી ખરાબી કરીને પછી મેદાનમા મારી સાથે લડવા આવ્યો! અરેરે! એણે મારૂ સત્યનાશ વાળી નાખ્યુ! વઈતાળ પર સત્તા બેસાડવાના જે સાધન મારી પાસે હતા તે હાથમાથી જતા રહ્યા!"

"પણ કયા બુરખાવાળા સાથે તમારે લડાઈ થઈ, અને તેનુ છેવટ શુ આવ્યુ?"

"મારી સાથે લડનાર માણસ હજી ત્યા બેઠો છે! તને બાધનાર એજ હોવો જોઇએ! હુ તેને મહાત કરી શક્યો નહી! હવે હુ એને કંઈ કરી શકુ તેમ નથી!"

"તો એ વઈતાળનો મદદગાર હશે!"

"વઈતાળની બાબતમા વચ્ચે પડવાની તો ના પાડે છે!"

"ઠીક! વહાલા! ચિંતા ન કરો! મેં એને ઓળખ્યો! તક આવતા આજની શીકસ્તનું તેનાપર વેર વાળી શકશો!"

"હે! તે એને ઓળખ્યો? કેવી રીતે?"

"એ મારા હાથપગ બાંધતો હતો ત્યારે એકાએક એના મુખપરથી બુરખો ખસી જવાથી મે એને ઓળખી લીધો।

"એ કોણ છે?" આના જવાબ તે સ્ત્રીએ તેના કાનમા ધીમેથી કંઈ કહ્યું, જે સાંભળતાજ તે ચમકી જઈ ઉંડા વિચારમા પડી થોડીવાર ચુપ રહ્યા બાદ બોલ્યો-"ઓહ! બુરખા તળે એ અદ્વિતિય મનુષ્ય છુપાયલુ હશે એવુ મે ધાર્યું નહોતુ! બહુ ખોટુ થયુ! એ વસ્તુ મારા હાથમા હતી ત્યારે વઈતાળને જેટલો ભય હતો તે કરતા હવે વિશેષ છે! હવે શી ચિંતા કરવી? ભાળ મળી છે તો એ કયા જનાર છે? કયારે પણ હુ વેર વાળીશ! અરે, પણ મને એક વિચિત્ર વાત સુઝી છે!" આમ કહી તેણે તે સ્ત્રીને ધીરેથી કાનમા કંઈ કહ્યું, જે સાંભળ્યા બાદ તે બોલી "ઠીક! હુ હમણાજ જાઉં છુ, અને ખાત્રીથી માનજો કે એક કલાકમા મારા સ્વારીના ઘોડાની પીઠ ખાલી થશે અન તાકીદે-"

"બસ! હુ સમજી ગયો! તમે જાઓ! હુ હવે એની પાસે જાઉં છુ!" આમ કહી સ્ત્રીને વીદાય કરી તે વઈતાળ બેઠો હતો ત્યા ગયો. પેલા બુરખાવાળા પુરૂષને ત્યા ન જોયાથી વઈતાળને પૂછતા તેણે જવાબ આપ્યો-"કોણ જાણે કયા ગયો!"

"તુ એને ઓળખે છે?" તેણે પૂછ્યુ

"ના!" વઈતાળે જવાબ આપ્યો

"ત્યારે એ તારો પક્ષ શા માટે કરતો હતો?"

"એ મારો પક્ષ કરતો હોય એવી એની કંઈ વાત કે રીત-ભાત મારા જોવામા તો આવી નથી!"

"ત્યારે મારે તને જણાવવુ જોઈએ કે તારાના ભાગ્યની ગાસડી એ જોરજુલમથી બેગમના હાથમાથી છુટવી ગયો છે!"

"ઠીક થયુ! એક બલા તો માથેથી દૂર થઈ!"

"દૂર ન થઈ! અરે! જો તુ એને ઓળખતોજ ન હોય તો તારા પર એક નવી આફત આવી પડી, એમ જાણજે!"

"ભલે! ભાગ્યમા હશે તે થશે! પણ હવે તમે શુ માગો છો તે કહેશો? કોઇ પ્રકારે મારો પીછો છોડશો?"

"અરે! આસડી ગઈ તેથી શું થયું? હજીએ તુ મારા પંજામાજ છે! તારી પેલી બહુજ વહાલી વસ્તુ હજી મારા કબજામાજ છે! બસ! હુ હુકમ કરૂ છુ કે મારી સાથે ચાલ્યો આવ!"

"ચાલો!" આમ કહી વઈતાળ આકાશ તરફ જોઈ નિ શ્વાસ નાખી ઉઠયો, અને તેની સગે પૂર્વ દિશા તરફ ચાલ્યો.

— o —

## પ્રકરણ ૩૪ મું.

### તારાનું ભાગ્ય!

કૅમલીની પોતાનુ કામ પૂર્ણ કરીને સુરગને માર્ગે પાછી ફરી ત્યારે કીશોરી, કામીની અને તારા પૂરતી શુદ્ધિમા આવી હમીર સંગે વાતચીત કરતી હતી જેમની જીદગીની આશા નહોતી તેમને સારી હાલતમા જોઈ કમલીની, લીલાવતી અને વીજયના આનદનો પાર રહ્યો નહી હજી ઉઠવાની શક્તિ નહોવાથી તેઓ જમીનપર આડે પડખે પડી વાતો કરતી હતી પરસ્પર મીલનના આનદની ઉર્મિ શાત પડતા કમલીની, લીલાવતી અને વીજય હવે શુ કરવુ તે માટે મસહલત કરવા લાગ્યા કેમકે, કીશોરી વગેરે ચાલી શકે, એટલી બે ત્રણ દીન પછી પણ તેઓમા શક્તિ આવવાનો સંભવ નહોતો.

"દુશ્મનોએ અમારા મહેલની એવી ખરાબ દશા કરી નાખી છે કે તેમા જઈને રહી શકીએ તેમ નથી! અરે! બીછાના અને વાસણો પણ તેઓ ઉપાડી ગયા છે!" કમલીનીએ જણાવ્યુ

"વળી તળાવ માટીથી પૂરી નાખેલ હોવાથી ત્યા નિર્ભય થઈ આપણે રહી શકીએ નહી તળાવ પણ સહજમા સાફ કરી શકાય તેમ નથી!" વીજયે જણાવ્યુ

"અરે! એની તો ચિતા નથી! તળાવ મજુરો વગર બે દીનમા સાફ કરી શકાય!" કમલીનીએ જણાવ્યુ-"મહેલમાં એક વિચિત્ર કુવો છે તેનુ મુખ ઉઘાડી નાખુ તો તેમાથી બે હાથ પ્હોળી પાણીની ધારા ઝરા માફક કેટલાક મહીના સુધી વહ્યા કરે એમ છે! વળી તળાવમાથી પાણી નીકળી જવા માટે મ્હોટી મોરી છે! કુવાનુ તેમજ મોરીનુ મુખ ઉઘાડી નાખવાથી તળા-

વમાની માટી ધોવાઈ જતા વાર લાગશે નહી !" આ સાભળી તારા ધીમે સાદે બોલી-" અરેરે ! એ વિષે હુ જાણતી હોત તો તળાવમા માટી ભરાવાજ દેત નહી !"

"ભાવી મિથ્યા થતુ નથી !" વીજયે જણાવ્યુ-" ત્યારે તળાવ સાફ કરીને આ આ ત્રણેને મહેલમાજ લઈ જઈએ !"

"એમજ કરીશુ !" કમલીનીએ જણાવ્યુ-" એ દીનમા મહેલ અને તળાવ સાફ થઈ જશે ત્યા સુધી એમને અત્રેજ રાખીશું ! આ સ્થાન પણ નિર્ભય છે ! અત્રે અજાણ્યુ માણસ આવી શકે તેમ નથી ! ચારે તરફના આ ઉંચા પહાડ પર જતા મુસાફરો વારવાર દેખાય છે, પણ તેઓ અત્રે આવી શકતા નથી ! વીજયસિંહ ! મહેલ અને તળાવ સાફ થઈ આપણને રહેવા લાયક થાય ત્યા સુધી તમે ત્યા રહેજો ! ત્યા શું કરવુ તે હુ તમને સમજાવીશ ? હુ અત્રે રહીને એ અરસામા આ ત્રણેની સંભાળ લઈશ !"

"ભલે ! આપ કહેશો તેમ કરવાને તૈયાર છુ !" વીજયે જણાવ્યુ-" પણ એમને માટે ખાવાપીવાની ગોઠવણ કરો !"

"હા !" કમલીનીએ જણાવ્યું, અને હમીરને કહ્યું-"જાઓ, આ રમણીક સ્થાનમા તીતર વગેરેની કંઈ ખોટ નથી !-"

"ખરેખર ! તીતરનો સેરવો એમને માટે બહુજ ગુણકારી છે !" હમીરે જણાવ્યુ, એટલે કીશોરી ધીમે અવાજે બોલી ઉઠી-"ના ! હુ સેરવો કે માસ નહી ખાઉં ! સ્ત્રીઓને એ-"

"ઓષધી તરીકે લેવામાં કંઈ હરકત નથી !" વીજયે જણાવ્યુ કીશોરી આનો કંઈ જવાબ આપી શકી નહી હમીર તીતરો પકડવાને રવાના થયો, અને થોડી વારમા કેટલાક તીતરોને પકડીને પાછો ફર્યો પોતાની થેલીમાથી વાસણ કહાડીને તે સેરવો તૈયાર કરવા લાગ્યો કમલીની અને વીજય વાતો કરતા બેઠા વાતપરથી વાત નીકળતા વીજયે જણાવ્યુ-" આપણા અશ્વોને ઝાડ સાથે બાધી આવ્યા છીએ તે બીચારા ભુખ્યા મરી જશે માટે કહો તો તેમને અત્રે લઈ આવુ, અને વઈતાળ અને કાલીસિહને ભગવતીસહ જગલમા છોડી આવ્યા છીએ તેઓ પણ મળી જાય તો કહી દઉં કે તેમને આજે રાત્રે ત્યા આપ મળી શકશો નહી, અથવા તેમને પણ અત્રે તેડતો આવુ !"

"અશ્વને લઈ આવો ' વઈતાળ, વગેરે તમને ત્યા મળશે નહી !" કમલીનીએ જણાવ્યુ "વળી આ સ્થાનનો ભેદ તેમને બતાવવાનુ યોગ્ય નથી ' હાલના સ જોગો જોતા કાલીસિંહપર પણ વિશ્વાસ રાખી શકાતો નથી। આમજ વઈતાળ મારા તાબામા છે, ને આપણને રાજી રાખવાની તે હમેશા તજવીજ કરે છે, પણ એ કેટલીક બાબતોમા એવો ફસાઇ ગયો છે કે તે ગમે તેવો આપણો શુભેચ્છક છે છતા તેનુ મન તેના કબજામા નથી તેથી તેની વૃત્તિ કયારે બદલાઈ જશે તે કહેવાય નહી ' વઈતાળના સ બ ધમા આ વાત જાણી તમને અજાયબી ઉપજશે કેમકે, એની ખરી હકીકત તમે જાણતા નથી, પણ હુ એની સાતે પહેડીની હકીકત જાણુ છુ, અને વખત આવતા તમે પણ તે જાણશો ! વઈતાળ આપણો શુભેચ્છક છે, એમા તો શક નથી, પણ એનુ અ ત કરણ સ્વચ્છ નથી ' એને દરેક વાતે સ્વત ત્ર બનાવવાની હુ તજવીજમા છુ, પણ એનુ મુખ કોઈ એવી બાબતથી સીવાઈ ગયુ હોય તેમ એના મુખમાથી એક શબ્દ નીકળતો નથી ! કોઈ કાળા કર્મનુ કલ ક એને કપાળે સજ્જડ ચોટયુ છે, તે આસુઓથી પણ ધોવાઈ શકાય તેમ નથી ' એકજ ભૂલ માણસની આખી જી દગી બરબાદ કરી નાખે છે, તેનો વઈતાળ પ્રત્યક્ષ પૂરાવો છે ! વીજયસિંહ ' તમે ચાલાક છો, એટલે મારી માફક એનો ભેદ જાણવાની તજવીજ કરશો તો જરૂર ભાળ મેળવી શકશો ' એ નીમકહરામ નથી, પણ જે માણસનો પોતાના હૃદયપર અધિકાર નથી તેનો વિશ્વાસ કેવો કરવો ?" આ હકીકત સાભળીને વીજય તેમજ કીશોરી, કામીની અને તારા અજાયબી પામી, પણ હમીરના ચહેરાપર તેવા આશ્ચર્યની ક ઇ નીશાની જણાતી નહોતી કેટલીક વધુ વાતચીત કીધા બાદ વીજય ઘોડાઓને લઈ આવવાને રવાના થયો લગભગ અરધે કલાકે તે ઘોડા બાધ્યા હતા ત્યા જઇ પહોચ્યો ત્યાથી થોડે દૂર વહેતા એક ઝરામાથી ઘોડાઓને પાણી પીવરાવીને પછી ઘાસ વાળી જમીનપર તેઓ છૂટથી ચરી શકે એવી રીતે લાબા દોરડા વડે તેમને ઝાડ સાથે બાધી તે વઈતાળ, વગેરેને મળવાના વિચારે આગળ ચાલ્યો તે થોડેક ગયો એટલામા તો સામેથી વઈતાળ અને તેનાપર કાબુ મેળવનાર પેલો વિચિત્ર માણસ સામેથી આવતા જણાયા વઈતાળને

બેહદ ઉદાસ જોઈ પાસે આવતા વીજયે પૂછ્યુ–" કેમ મહેરબાન, કયા જાઓ છો ? તમારી સાથે આ મહાપુરૂષ કોણ છે ? "

" એમને આપ નથી ઓળખતા ! " વઈતાળે જણાવ્યુ– " અગત્યના કામ માટે હુ એમની સાથે જાઉં છુ, જેમાથી ક્યારે મુક્ત થઈ પાછો ફરીશ તે કહી શકાતુ નથી તેથી આપ કમલી-નીજીને કહેજો કે, આજે રાત્રે હુ એમને મળી શકીશ નહી "

" પણ એમની સાથે કયા જાઓ છો ? "

" તે હુ નથી જાણતો ! " વઈતાળે ગભરાટસહ જણાવી નિ શ્વાસ નાખ્યો કમલીનીએ તેને વિષે કહેલી હકીકત વીજયને યાદ આવી, અને તેનો હાથ પકડી એક તરફ લઈ જઈ તેણે પૂછ્યુ–" ભાઈ, તમે કયા જાઓ છો, તે પણ કહી શકતા નથી ? આપણે મિત્ર નથી ? તમારા અ તરની વાત મને નહી કહો ? કંઈ જવાબ આપો ! અરે ! તમે રડો છો શા માટે ? "

" હાય ! મારા હૃદયની હાલત હુ કહી શકતો નથી ! " વઈતાળ સ્નેહથી વીજયનો હાથ પકડી બોલ્યો–" તમે મારા વડીલ બ ધુ છો ! તમને હુ ખોટી વાત કહીશ, એમ મનમા વિચાર આણશો નહી, પણ હુ ક ઈ કહી શકતો નથી ! બસ ! લાચાર છુ ! મારૂ સર્વસ્વ આ હરામખોરના હાથમા છે, જેમાથી છુટ-કારો મેળવવાની ક ઈ આશા નથી ! હાય ! ભાઈ, હવે મને જવાની આજ્ઞા આપો ! જીવતો હઈશ તો પાછો મળીશ ! "

" વઈતાળ ! તમારી વાત હુ ક ઈ સમજ્યો નહી ! નિરાશ ન થતા ભેદ સમજાવો તો તમને મદદ કરી શકુ ! " વીજયે જણાવ્યુ

" ભાઈ, તમે મદદ કરી શકો તેમ નથી ! બસ ! મારા કમ-નસીબને દૈવ સિવાય બીજુ કોણ ફેરવી શકે તેમ છે ? "

" દઇવ ક ઈ પોતાને હાથે ફેરવતુ નથી ! ઈશ્વરી પ્રેરણાથી માણસજ માણસને મદદગાર થાય છે, માટે છેક આશા છોડી દઈ જાણી જોઈને તમારી જી દગીના દુશ્મન ન બનો ! ખરી હકીકત મને જણાવો ! પછી હુ શુ કરૂ છુ તે જુવો ! "

"પણ હુ ખરી હકીકત જણાવીશ, એટલે તમેજ મને ધી ક્કારી તમારી નજરથી દૂર કરશો ! ભાઈ ! મારી પ્રકૃતિ બદલવાની મે તજવીજ કરી છે, અને મારે કપાળે લાગેલ કાળુ કલ ક દૂર કરીને ધર્મપ થે ચાલીશ, એવી પ્રતિજ્ઞા લીધી છે, ત્યારથી મારા હૃદયની

વિચિત્ર હાલત થઈ છે! ભૂતકાળમા મે કીધેલા કર્તવ્યો પ્રકટ થઈ જશે, એમ લાગતા મને મોત કરતા પણ અધિક દુઃખ થાય છે અને એ કષ્ટમાથી છુટવાને આત્મહત્યા કરવાનો વિચાર કરૂ છું ત્યારે મારા હૃદયમાથી એક ગેબી અવાજ સંભળાય છે 'ખબરદાર! તારે માથેથી કલંકનો ડાઘ દૂર કરવાની લીધેલી પ્રતિજ્ઞા પૂર્ણ કર્યા વગર પ્રાણ ત્યાગ કરીશ તો પ્રભુ સમક્ષ જુઠો ઠરી નર્કે જઈશ, અને તારા અમર આત્માને બેહદ સંકટ ભોગવવા પડશે તે હજારો વર્ષો સુધી પાણી વીનાની માછલી માફક તરફડશે!' બસ! આ ગેબી અવાજથી હુ મુઝાઉં છુ! ભાઈ, તમેજ વિચારો કે, મારા નિંદ્ય કર્તવ્યો મારે મુખે હુ તમને શું કહુ? કદાચ કહીશ તો તમે મને ધીક્કારશો!"

"કદી નહી! હુ પ્રતિજ્ઞા પૂર્વક કહુ છુ કે, કદાચ મને એમ જણાશે કે તમે મારા પિતાના ખુની છો તોપણ હુ તમો તરફ હમણા જેવોજ સ્નેહ રાખીશ, માટે સંકોચ વગર બોલો!" આ સાભળી વઈતાળ વીજયના પગમા પડી રડવા લાગ્યો વીજય તેને ઉઠાડી ભેટતા સ્નેહભરે અવાજે બોલ્યો–"હિંમત રાખો! ઈશ્વર સૌ રૂડા વાનાજ કરશે! સત્યને માર્ગે ચાલનારને પ્રભુ સદા સહાય કરે છે!" પેલો વિચિત્ર માણસ દૂર ઉભો રહી આ સર્વ જોઈ રહ્યો હતો, તે ગુસ્સે થઈ વઈતાળ પ્રત્યે બોલ્યો–"વઈતાળ! રસ્તે ચાલતા ગમે તેવા રખડતા માણસ આગળ ઉભો રહી તુ કલાકના કલાક રડયા કરે, અને હુ તારા ચોકીબાનની માફક ઉભો રહુ શું? ચાલ જલદી! હુ કઈ તારો તાબેદાર નથી, તુ મારો તાબેદાર છે!" આથી વઇતાળે વીજય તરફ લાચારીથી જોયુ, એટલે તેણે તેના કાનમા કંઈ કહ્યુ, અને પછી જરા આગળ વધીને પેલા માણસ પ્રત્યે જણાવ્યુ–"જીભ બહુ ચાલે છે કે? મને રખડતો માણસ કહે છે તે હુ કોણ છુ તે જાણે છે?"

"બહુ સારી રીતે! તમે રાજા કુલીનસિંહના અઈયાર વીજયસિંહ છો, તે સાથે મારે શી મતલબ? મારા માણસને તમે આટલો વખત શામાટે ખોટી કર્યો?" પેલા માણસે પૂછયુ

"વઈતાળ અમારો સાથી છે, છતા તારી ઘેલછામા તુ એને તારો માણસ ગણતો હોય તો તારે જે કંઈ કહેવુ હોય તે એને કહે!" વીજયે જણાવ્યુ–"તને ગાડો ધારીને હું છોડી દઈશ,

પણ મહારાજ કુલીનસિંહના અઈયારને તું રખડતો માણુસ કહે- વાની હિંમત કરે છે? રાજ્યના દીવાન કરતા પણુ અઈયારનો દરજ્જો ઓછો નથી! તારી એ બેઅદબી માટે તને હું યોગ્ય સજા કરીશ!"

"મને સજા કરશો? એવા તે તમે કોણ મ્હોટા થઈ આવ્યા?" પેલા વિચિત્ર માણુસે જણુાવ્યું, એટલે વીજય તપી જઈ બોલ્યો–"તો રાજા કુલીનસિંહના અઈયાર કેવા છે તે બતાવું?"

"હા, હા! હું તમારાથી ડરતો નથી!" આમ કહી તે માણુસે મ્યાનમાથી તલવાર ખેંચી કહાડી અને આગળ ધસીને વીજયપર ઘા કીધો, પણુ તેણે સ્ફુર્તિથી કુદીને દૂર ખસી જઈ એક ન્હાનો પથ્થર જમીનપરથી ઉપાડી લઈને પોતાના દુશ્મનને એવો માર્યો કે તે તેના ઘુંટણુમા લાગતા તે લથડી ગયો. તે સાવધ થાય તે પહેલા તેણે બીજો પથ્થર તેના બીજા ઘુંટણુમા એવા જોરથી માર્યો કે તે ઉભો રહી શકયો નહી વળી વીજયે ત્રીજો પથ્થર તેના જમણુા હાથના કાંડામા એવા જોરથી માર્યો કે તલવાર તેના હાથમાથી છુટીને જમીનપર પડી ગઈ હજી તે ગભરાટસહ વીજય તરફ જોઈ રહ્યો હતો, એટલામા તેણે ફેંકેલ એક બીજો પથ્થર તેના કપાળમા એવો સજ્જડ લાગ્યો કે તેથી તમ્મર ખાઈ તે જમીનપર ઢળી પડયો. તરતજ વીજયે તેની પાસે જઈને પોતાની થેલીમાથી બેહોશીની દવા કહાડી તેને સુંઘાડી દીધી અને તેના હાથપગ બાંધ્યા બાદ વઈતાળ પાસે આવી કહ્યું–"તમે ચિંતા કરશો નહી! એ હરામખોરને હું કેવો બનાવુ છુ તે જોજો!"

"આહાહા! આપના શા વખાણુ કરૂં?" વઈતાળ બોલ્યો 'અરેરે! એક વાર એવો વખત હતો કે આવા દુષ્ટ માણુસો મારૂં નામ સાભળતા કંપી જતા હતા! હાલ સમય બદલાઈ ગયો! એનુ મુખ જોતા મારી શક્તિ, ચપળતા અને ચાલાકી જતી રહી છે! હવે હું શું કરૂં? મારી પત્નિને એણે કોણુ જાણે કયા કેદ કરી છે, તે માટે વિચાર કરવો જોઈએ!"

"એમ? ફીકર નહી! એ કોણુ છે, તમને ક્યારે મળ્યો અને પછી શું થયુ, તે પહેલા જણુાવો!" વીજયે વિચારીને પૂછ્યુ, જેના જવાબમા તે માણુસ કોણુ હતો તે તો વઈતાળે જણુાવ્યું

નહી, પણ જગલમા એ મળ્યા પછી જે કંઈ બન્યુ હતુ તે સવિ-સ્તર જણાવ્યુ વીજય વિચારમા પડી ગયો ભગવતી નહાસી જવા માટે તે દીલગીર થયો કેમકે, તેને પેલા બુરખાવાળા માણસે પકડી હતી તે કંઈ વઈતાળ અને તે જાણતા નહોતા એ બુરખા વાળો કોણ હશે ? તારાનુ ભાગ્ય શી વસ્તુ હશે ? વગેરે બાબતો ઉપર વીજયના મનમાથી અનેક વિચાર પસાર થઈ ગયા તારાના એ ભાગ્યના સબધમા વઈતાળ કરતા વધુ સ્પષ્ટ હકીકત કોઈ જણાવી શકે તેમ નથી, એની જોકે વીજયની ખાત્રી થઈ, પણ અત્યારે તે પોતાને મુખે એ ભેદ કદી ખુલ્લો કરશે નહી, અને તે માટે દબાણ કરવાથી એ દુખી થશે એમ ધારી તેણે પુછ્યુ –"વઈતાળ, મારાપર તમને વિશ્વાસ છે ? આ દુષ્ટના પજામાથી હુ તમને છોડાવવાની તજવીજ કરૂ ? એને હુ મારી નાખીશ કે કેદ રાખીશ એ માટે ચિતા કરશો નહી ! એમ કરવાથી તમારા પતિપર સકટ આવી પડશે, એ હુ સમજુ છુ "'

"આપનાપર મને સપૂર્ણ વિશ્વાસ છે ! આ દુષ્ટ સાથે આપ ગમે તેમ વરતો, પણ મારી એટલીજ અરજ છે કે આ ભેદ વિષે મારે મુખેથી કઈ બેલાવવાની આપ તજવીજ કરશો નહી, અને તપાસ કરતા કદાચ તમને એ વિષે કઇ જાણ થાય તોપણ મારી ઈચ્છા વિના તે ભેદ મહારાજ કુલીનસિંહજી, એમના બને કુમારો, મહારાજ જોરાવરસિંહજી, તારા અને કમલીનીજીને જણા-વશો નહી ! આશા છે કે મારી એટલી અરજ માન્ય રાખશો અને મને આપનો ન્હાનો ભાઈ સમજી આ દુષ્ટના પજામાથી છોડાવશો ! એટલુ ધ્યાનમા રાખજો કે આ લુચ્ચાને કેદ કરીને આપ નિશ્ચત નહી રહેશો કેમકે, એના સાથીઓ જબરા લુચ્ચા છે !"

"ચિતા નહી ! બસ ! તમારી રજા વગર તમારો ભેદ હૃદ-યમા છૂપાવી રાખવાને હુ કબૂલ છુ ! ગભરાશો નહી ! તમારી ચિતા દૂર કરી તમને સ્વતત્ર બનાવવાની હુ તજવીજ કરીશ, માટે હાલ તો તમે જાઓ, આવતી કાલે પ્રભાતે કમલીનીજીના મહેલે આવી અમને મળજો ! કાલીસિહ મળે તો એને તેડતા આવજો !"

"આ સર્વ હકીકત કમલીનીજીને જણાવશો શુ ?"

"જરૂર પડશે તો જણાવીશ! તમને કંઈ હરકત નથી! તમારો ભેદ છુપાવવાની મારી પ્રતિજ્ઞા હું નહિ ભૂલું!" પછી વઈતાળ ત્યાંથી રવાના થયો, એટલે વીજય પેલા બેહોશ માણુસની ગાસડી ઉપાડીને ઘોડા હતા ત્યાં આવ્યો, અને એક ઘોડાપર તે ગાસડી બાંધીને બીજાં ઘોડાપર પોતે બેસી બંને ઘોડાને ચલાવતો કમલીની, વગેરે હતા તે તરફ ચાલ્યો, અને બપોર વીત્યા બાદ તેમની પાસે જઈ પહોંચ્યો ખોરાક પેટમાં જવા બાદ કીશોરી, વગેરેને કંઈક શકિત આવી હતી તેઓ વાતચીત કરતી સીલાને અઢેલીને બેઠી હતી. વીજયને જોતાંજ હમીરે ઉઠીને ઘોડાપરથી પેલા માણુસની ગાસડી લઇને કમલીનીની પાસે આણી મુકી, એટલામાં વીજયે ઘોડા ઝાડ સાથે બાંધી તેમની પાસે આવી તે ગાસડી છોડી તેમાંથી નીકળેલા બેહોશ માણસ તરફ સઘળાઓ અજાયબીસહ જોવા લાગ્યા અને કમલીનીએ વીજયને પૂછયું "એ કોણ છે? એને કયાંથી લાવ્યા?"

"એ કોણ છે તે હું જાણતો નથી!" વીજયે જણાવ્યું

"ત્યારે એને શામાટે પકડી આવ્યા?" કમલીનીએ પૂછ્યું

"એની હકીકત તો બહુજ વિચિત્ર છે!" વીજયે જણાવ્યું–"ખરેખર! વઈતાળ કોઈ મ્હોટા ભેદનો ભોગ થઈ પડયો છે!"

"ઠીક, પણ એ ભાંગીતુટી વાતોને બદલે ખુલાસાવાર હકીકત જણાવો!" કમલીનીએ કહ્યું, એટલે વીજયે તે વિચિત્ર માણસ અને પેલા બુરખાવાળા ભેદી માણસને લગતી વઈતાળને મુખે સાંભળેલી હકીકત કહી સંભળાવી, જેથી કમલીનીને તો જોકે અજાયબી ઉપજી, પણ તારા વધુ અજાયબ થઈ આખરે કમલીનીએ તારાને પૂછયું–"સખી, તારા ભાગ્યની ગાસડી આ માણુસની પાસે હતી ત્યારે તું એને ઓળખતી હોઈશ!"

"એને મેં કદી જોયો નથી!" તારાએ કહ્યું

"બરોબર છે!" કમલીનીએ જણાવ્યું–"એણે પોતાનું સ્વરૂપ બદલ્યું હશે! એના બનાવટી વાળ કહાડી નાખી એનું મુખ ધોઈ નાખીશું પછી કદાચ તું એને ઓળખી શકીશ!"

'ખરૂં! હું એનું મુખ ધોઈ નાખું!" આમ કહી વીજય પોતાની થેલીમાંથી લોટો કહાડી પાસે વહેતા ઝરામાંથી પાણી ભરી આવ્યો, અને પેલા વેષધારી માણુસના કૃત્રિમ વાળ કહાડી

નાખી તેનું મુખ ધોવા લાગ્યો જેમ જેમ તે માણસનો ચહેરો સાફ થતો ગયો તેમ તેમ તારાના મુખપરનો રંગ બદલાતો ગયો, અને તે માણસનુ ખરૂ સ્વરૂપ જોતાજ તે એક ચીસ પાડીને બેહોશ થઈ ઢળી પડી આથી સઘળાઓનુ ધ્યાન તારા તરફ ગયુ, અને કમલીની બોલી ઉઠી-"તારા આ માણસને ઓળખે છે!" એટલામા હમીરની નજર સામી તરફ જતા તે બોલી ઉઠયો-"અરે! પેલો બુરખાવાળો માણસ આ તરફ આવે છે? અત્રેનો માર્ગ એણે કયાથી જાણ્યો હશે? કાકાજીની પાછળ તો નહી આવ્યો હોય? કાકાજીએ જણાવેલ બુરખાવાળો માણસ એજ હશે કેમકે, એના હાથમા ગાસડી પણ છે, જેમા તારાનુ ભાગ્ય બાધેલ હોવુ જોઇએ!" કમલીની અને વીજયે તે તરફ જોયુ અને વીજય બોલી ઉઠયો-"એજ હશે!" જોતજોતામા તે તેમની પાસે આવી પહોચ્યો, એટલે વીજયે તેને પૂછયુ-"આપ અત્રે શા માટે આવ્યા? અત્રેનો માર્ગ આપ જાણો છો?"

"ના, હુ તમારી પાછળ આવ્યો!" આમ કહી તે માણસે પોતાના મુખપરનો બુરખો ખસેડી નાખ્યો, એટલે સઘળાઓ ચતુરને જોઈ આનંદ સાથે અજાયબીમા ગરકાવ થઈ ગયા હમીરે ઉઠીને પોતાના પિતાને નમન કર્યું વીજય તથા કમલીની, વગેરેએ પણ તેને માન સહ પોતાની પાસે બેસાડયો, અને વીજયે પૂછયુ-"વઈતાળે જણાવેલ વિચિત્ર માણસ આપજ હતા?"

"હા! વઈતાળને એ વિષે શક પણ નહી ગયો હોય!" ચતુરે જણાવ્યુ-"આ બેહોશ પડેલ માણસ અને વઈતાળ વચ્ચે થયલી ખટપટને લગતી હકીકત વઈતાળે તમને કહીજ હશે!"

"કહી છે તો ખરી, પણ તે તમામ ખરી હોવા માટે મારી ખાત્રી નથી!" વીજયે જણાવ્યુ

"મને પણ રાત્રીના બનાવપરથી એમજ લાગ્યુ!" ચતુરે જણાવ્યુ-"હુજ તમામ હકીકત જણાવુ છુ! બળને સાથે લઈ હુ રત્નપુર ગયો, ત્યા અમને તીલસ્મી મહેલ ઉપર દુશ્મનોએ હુમલો કરવાના સમાચાર મળ્યા, એટલે થોડાક સીપાઇઓને તેમની સામે રવાના કરી હુ અને બળ પણ સ્વરૂપ બદલી તે તરફ રવાના થયા રાત્રે અમે જગલમા ચાલ્યા જતા હતા એટલામા પાછળથી આવતા ઘોડાની ટાપનો અવાજ સંભળાયો તે સ્વાર અમારી

આગળ નીકળી જાય તે માટે અમે ઝાડની ઓથે સંતાઈને ઉભા રહ્યા, પણ તેજ ઝાડની પાસે આવી પહોચતા તે સ્વારે પોતાના અશ્વને ઉભો રાખ્યો આ ઘોડાપર એક પુરૂષ અને એક સ્ત્રી બેઠા હતા તેઓ બને ત્યાજ ઘોડાપરથી ઉતર્યા–" આટલુ કહી તે કમલીની પ્રત્યે બોલ્યો–" પણ અત્યારે મારી હકીકત કહેતા બેસી રહેવાનુ મને ઠીક લાગતુ નથી ! એક તરફ તારા બેહોશ પડી છે, અને બીજી તરફ કીશોરી કુવરી અને કામીની લાબા સમયની માદગીમાથી સાજા થયા હોય તેવા અશક્ત થઈ ગયા છે તેમજ તમે પણ સુસ્ત અને ઉદાસ જણાઓ છો, માટે પહેલા અત્રેની હકીકત જણાવો !"

"મારી મરજી પહેલા આપની હકીકત સાભળવાની છે !" કમલીનીએ જણાવ્યુ આથી ચતુરે જણાવ્યુ–" ભલે ! હુ જણાવુ છુ ! ઘોડાપરથી ઉતરેલો પુરૂષ આ બેહોશ પડેલ ગ્રહસ્થ હતો એને પેલી સ્ત્રીએ કહ્યું–'આપને જોતાજ વઈતાળનો ચહેરો ઉતરી ગયો !' આના જવાબમા આ માણસે જણાવ્યુ –'ખરેખર ! એ મને મરી ગયલોજ માનતો હતો ! હવે આજે એની સગે મારે કેવી ઝામે છે તે જોજે ! હુ એને મારી સાથે લઈ જઈશ, અને નહી માને તો એ મ્હોટો બહાદુર અને ભલોમાણસ થઈ ફરે છે, તે આજે એનુ ભોપાળુ ખુલ્લુ કરી દઈશ !' બીજી કેટલીક નકામી વાતચીત કરી તેઓ થોડી વારે પાછા ઘોડેસ્વાર થઈ આગળ ચાલ્યા અમે પણ તે માણસ કોણ છે , અને વઈતાળને તેની સાથે શો સબધ છે, તે જાણવાની ઇચ્છાએ તેમની પાછળ ગયા થોડેક જતા જ ગલમા કાલીસિંહ અને ભગવતી વાતો કરતા ઉભા હતા ત્યા અમે જઈ પહોચ્યા ત્યા થોડીવાર પછી આપ સર્વે પણ આવી પહોચ્યા, પણ હુ તે વખતે આપને મળ્યો નહી, અને આ વિચિત્ર માણસની પૂઠેજ રહ્યો આથી આપ ત્યાથી ચાલી જવા બાદ વિચિત્ર તમાસો અમે જોયો !" આમ કહી તેણે તે વખતે બનેલી તમામ હકીકત જણાવી, જે આપણે જાણી ગયા છીએજ બીજા બુરખાવાળા વિષે જાણવાને વાચનારને ઉપજેલી આતુરતા શાત કરવાને અત્રે ખુલાસો કરીશુ કે તે બળ હતો, અને તેણેજ નહાસી જતી ભગવતીને પકડી હતી તેનેજ મળવાની ચતુરે કાલીસિંહને સલાહ આપી હતી આ સર્વ હકીકત જણાવ્યા બાદ ચતુરે કહ્યુ

"પછી આ માણુસ વઈતાળને લઇને ચાલ્યો, એટલે હુ પણુ તેમની પાછળ ગયો, પણુ માર્ગમાજ તેને વીજય મળ્યો, અને તે એને પકડી અહી લાવ્યો! આથી હુ વીજયની પાછળ આવ્યો!" આટલુ કહી તે ચુપ થઈ બેહોશ તારા તરફ જોવા લાગ્યો, એટલે કમલીની ગભીર અવાજે બોલી–"આ વિચિત્ર હકીકત પરથી જણાયછે કે એમા નક્કી કઈ છૂપો ભેદ હોવો જોઈએ!"

"આજ કઈક ગુપ્ત ભેદ ખુલ્લા થશે! આ માણુસ પોતાની હકીકત જણાવે, એવી યુકિત કરીએ!" ચતુરે જણાવ્યુ

"તો એને શુદ્ધિમા આણીશુ ?" વીજયે પૂછયુ

"ના! પહેલા તારાને શુદ્ધિમા આણવાની તજવીજ કરો!" ચતુરે જણાવ્યુ તરતજ વીજય તારાને શુદ્ધિમા આણવાના ઉપ-ચાર કરવા લાગ્યો, જે અરસામા કમલીનીએ ચતુરના પૂછવાથી કીશોરી વગેરેના છૂટકારાની હકીકત ટુકમા જણાવી તારા શુદ્ધિમા આવતા કમલીનીએ તેને પૂછયુ–"બહેન, આ માણુસને જોઈ તુ ડરી ગઈ તે એને ઓળખે છે ?"

"હા, ઓળખુ છુ! હાય! એનો ભેદ મારે મ્હોડે કહી શકતી નથી!" તારાએ જણાવ્યુ–"અરેરે! એણે કોઇનુ કઈ બગાડયુ નથી! આપ સર્વ એની પૂઠે શા માટે પડયા છો?"

"બહેન, એનો ભેદ જાણવા છતા તુ શા માટે છૂપાવે છે તે સમજી શકાતુ નથી!" કમલીનીએ અજાયબી બતાવી–"એને વઈતાળ સાથે શી વાત થઈ તે સાભળ્યા છતા પણુ જાણે પોતાનો માણુસ હોય એવા ભાવથી તુ એના તરફ જોઈ રહી છે–"

"હાય! હવે હૃદયનો વેગ હુ રોકી શકતી નથી!" તારા નિશ્વાસ નાખી બોલી–"દુખના દીન વીત્યા બાદ પ્રગટ કરવાની ઈચ્છાએ આટલા દીનથી ગુપ્ત રાખેલ ભેદ હવે સતાડી રાખ વાની શક્તિ મારા હૃદયના નથી! હવે નથી છૂપાવી શકતી! બહેન કમલીની, તુ મારી સગી બહેનજ છે! હુ તારી મ્હોટી બહેન લક્ષ્મીદેવી છુ!" આ સાભળી કમલીની ચમકીને તારાને ભેટી પડતા બોલી "ઓહ! મારી મ્હોટી બહેન લક્ષ્મીદેવી!"

"આ પુરૂષ આપણા પિતાજી બલભદ્રસિહજી છે!" તારાએ જણાવ્યુ સઘળાઓની અજાયબીનો પાર રહ્યો નહી તારાનુ બોલવુ ચાલુજ હતુ–"હરામખોર માયાવતીને પાપે મારી સાથે

પિતાજી પણ કારાગૃહમા પડયા હતા ! નીચ દારોગાએ એટલાથી સતોષ ન પામીને પિતાજીને ઝેર આપ્યુ હતુ, જ્યા પ્રભુએ એક મદદગાર મોકલી આપવાથી એમના પ્રાણ ઉગાર્યા પણ ઝેર એમના શરિરમા ફુટી નીકળ્યુ, જેથી સ્વરૂપ એટલુ બધુ બદલાઇ ગયુ છે કે તે ઓળખી શકાયજ નહી! અરેરે! એ પછી પણ અમારા પર કેવા સકટ આવી પડયા તે કહેતા મારૂ હૃદય કમકમે છે બહેન, પિતાજીને પૂછ!" વાચનાર આથી કમલીની પર કેવી અસર થઈ હશે, ચતુર અને હમીરની શી હાલત થઈ હશે, પથ્થર મારીને તે માણસનુ માથુ ભાગનાર વીજયને કેટલી શરમ લાગી હશે, એ સર્વનો ખ્યાલ આપજ કરી લેજો ! કમલીની પોતાના બેહોશ પિતા પાસે દોડી જઈ તેનુ મસ્તક ખોળામા મૂકી રડવા લાગી ચતુર પણ પાસે જઈ તેને શુદ્ધિમા આણવા લખલખો સુવાડવા લાગ્યો થોડી વારમા બલભદ્રસિંહ શુદ્ધિમા આવી બેઠો થઈને અજાયબી સહ પોતાની આસપાસ જોવા લાગ્યો તારા, કમલીની અને લીલાવતીપર નજર પડતાજ તેની આખોમાથી આસુની ધારા વહેવા લાગી, અને તેણે ધ્રુજતે સાદે કમલીનીને પૂછયુ–" તારાએ મારા અથવા પોતાના સબધમા કઈ નવિન હકીકત જણાવી છે? મારી તરફ તમે સઘળા જે ભાવથી જુઓ છો તે પરથો ખુલ્લુ જણાય છે કે, તારાએ મને ઓળખ્યો છે, અને મારા તેમજ પોતાના સબધમા તમને કહ્યુ છે!"

"હા! બહેન તારાએ તમામ ભેદ ખુલ્લો કર્યો છે પિતાજી!" કમલીની ગળગળે સાદે બોલી

"હુજ તમે ત્રણે બહેનોનો અભાગી પિતા છુ!" બલભદ્રસિંહ સ્નેહભરે અવાજે બોલ્યો–" દુશ્મનોપર વેર વાળવા હજી થોડા દીન ગુપ્ત રહેવાની મારી ઈચ્છા હતી, પણ ભાવી બળવાન છે! પુત્રી, તારો પિતા જીવતો હોવાનો તને સ્વપ્ને પણ ખ્યાલ આવ્યો હતો?"

"ના પિતાજી!" કમલીની રડતા રડતા બોલી–" અરેરે વર્ષો થયા અમે તો માનતી હતી કે, અમારે માથેથી આપ પિતા રૂપી છત્ર દૈવે છીનવી લઈ અમને ઉઘાડી કરી હતી પણ આજે અમારો ભાગ્યોદય થયો કે પ્રભુએ આપને પાછા મેળવ્યા છે!"

તારામા શક્તિ ન હોવાથી બલભદ્રસિંહ તેની પાસે જઈ તેને ભેટયો લીલાવતી પણ પોતાના પિતાને મળી ખૂબ રડી. આનંદની ઉર્મિ શાંત પડતા તેઓ વાતચીત કરતા બેઠા, એટલે વીજયે બલભદ્રસિંહ પ્રત્યે કહ્યુ-" અજાણમા મારાથી ભૂલ થઇ, તે માટે ક્ષમા કરશો ! "

" મને ખોટુ લાગ્યુજ નથી ! " બલભદ્રસિંહે હસીને જણાવ્યુ-" હવે તમારાપરજ મારો આધાર છે ! વઈતાળ તમારો મિત્ર છે, એ માટે લાચાર છુ ! એને હુ માફ કરી શકતો નથી ! "

" આપને વઈતાળ સાથે એવી કંઈ વાતનો અંટસ પડી ગયો છે ? " ચતુરે અજાયબી સહ પૂછયુ, એટલે બલભદ્રસિંહે જણાવ્યુ-" આથી લાગે છે કે, એક સ્રીના હાથમાથી જે ગાસડી આપ ઝુંટવી લાવ્યા તે હજી છોડીને જોઈ નથી ! "

" એ સ્રી કોણ હતી પિતાજી ? " કમલીનીએ પૂછયુ.

" પુત્રી, તેની હકીકત પણ જાણીશ ! " આમ કહી બલભદ્રસિંહે ચતુરને કહ્યુ-" ગાસડી છોડો ! " તરતજ ચતુરે ગાસડી છોડવા માડી તેમાથી શુ નીકળે છે તે જાણવાને સઘળાઓ તે તરફ આતુરતાથી જોવા લાગ્યા ગાસડી છોડતા તેમાથી ચાદીની કલમદાન સરખી એક ન્હાની પેટી અને કાગળોનુ એક બંડલ નીકળ્યા બલભદ્રસિંહના કહેવાથી ચતુરે પહેલા કાગળનુ બંડલ છોડયુ તો જણાયુ કે કેટલાક લખેલા કાગળો એક બીજા સાથે સાધેલા હતા તરતજ બલભદ્રસિંહે જણાવ્યુ-" આ ચીઠ્ઠીઓ મે અનુક્રમે ચોટાડેલી છે, માટે પહેલેથીજ આપ વાચવા માડો ! " તરતજ ચતુરે પહેલો કાગળ વાચવા માડયો, જેમા નીચે મુજબ લખ્યું હતુ -

**વહાલા મિત્ર રઘુવરસિંહ** ! આપ જાણતાજ હશો કે બલભદ્રસિંહની પુત્રી લક્ષ્મીદેવીના લગ્ન રાજા જોરાવરસિંહ સંગે થનાર છે, પણ મારી ઇચ્છા છે કે, એ સંબંધ ત્રુટી જઈ મારી પુત્રી સુંદરના રાજા જોરાવરસિંહ સંગે લગ્ન થાય, માટે એ માટે આપ કૃપા કરીને જરૂર ગોઠવણ કરશો ! મારૂં એ કામ પાર પાડશો તો જીવિત પર્યંત હુ આપનો આભાર નહી વીસરૂ ! મિત્ર, મને ફક્ત આપનો આધાર છે !-લી० **જયપાળ.**

આ પત્ર સમાપ્ત થતા તારાએ પૂછયુ–" પિતાજી, એ રઘુવર સિહ કોણ ?" જવાબમા ચતુર બોલી ઉઠયો " આપણો વઇતાળ ! અને ક્રીસનરાય એનોજ પુત્ર છે !–"

"માયાવતીનુ ખરૂં નામ સુદર છે !" બલભદ્રસિંહે ઉમેર્યું કમલીનીના કહેવાથી ચતુરે બીજો પત્ર વાચવા માડયો –

**વહાલા જયપાળ!** એ કામની હુ તજવીજ કરીશ, પણ તેમા બેહદ મહેનત હોવાથી ખુલ્લી રીતે તેની સંગે લગ્ન કરી શકાશે નહી, પણ દારોગાને હાથમા લઇએ તો કઈ રસ્તો નીકળે ! દારોગો લાલચુ હોવાથી હાથમા આવે તેમ છે, પણ આપ ગરીબ છો એટલે ઉપાય નથી !–લી **રઘુવરસિંહ**

" આ ઉપરથી વઈતાળ બહુજ નીચ, લુચ્ચો જણાય છે !" વીજય બોલી ઉઠયો, એટલે કમલીની બોલી–" પણ તેને તમારો મિત્ર બનાવવાની તમે પ્રતિજ્ઞા લીધી છે, તેનુ કેમ ? "

" ત્યારે તો થોડી વારમાજ વીજયસિંહને એ માટે પશ્ચાતાપ કરવો પડશે !" બલભદ્રસિંહે જણાવ્યુ, અને ઉમેર્યું–" વઈતાળના પત્રનો જયપાળે શો જવાબ વાળ્યો તે જણાયુ નહી કેમકે, તે પત્ર મારા હાથમા આવ્યો નથી ! ત્રીજો પણ વઈતાળનોજ પત્ર છે !" પછી ચતુરે નીચે મુજબ ત્રીજો પત્ર વાચી સંભળાવ્યો —

**જયપાળ !** સુદર વિધવા અને ઉમ્મરે પુખ્ત હોવા છતા કદે ઠીંગણી હોવાથી મ્હોટી ઉમ્મરની લાગતી નથી, એમ તમે લખ્યુ, પણ કેટલીક બાબતો એવી છે, જે બીજો કોઈ કદાચ નહી જાણે પણ જેની સંગે તેના લગ્ન થશે તે અવશ્ય જાણી શકશે આથી જોરાવરસિંહનો દારોગો ડરે છે, પણ મે એને ભવિષ્યની મ્હોટી લાલચો આપી છે તેમા તે અ જાઈ–ભોળવાઈ ગયો છે હુ તમને ખાત્રી આપુ છુ કે આ લગ્ન જાહેર રીતે તો નહી કરી શકાય, પણ એ માટે બરોબર લગ્નને દિવસેજ અજબ યુક્તિ ચલાવીશું. એ માટે આજથી આઠમે દિવસે–આવતે ગુરૂવારે સાજે દારોગાજીના મહેલે તમે એમને મળજો ! હુ પણ તે વખતે ત્યા હોઈશ, પછી બધુ નક્કી કરીશુ–લી **રઘુવર**

પત્ર પૂર્ણ થતા કમલીની બોલી ઉઠી–" અરે ! વઇતાળે આવા નીચ કામ કર્યા હશે, એ હુ જાણતી નહોતી મહારાજ કુલીન-સિંહજીનો પોતે ગુન્હેગાર છે, તેના પૂરાવા માયાવતી અને માલ-

તીના પંજામા છે, એમ તેણે જણાવ્યુ હતુ મારાથી બનતી મદદ કરીને એ પૂરાવાઓનો નાશ કીધો, પણ વઈતાળનુ માયાવતીને એવુ શુ કામ હશે કે તેને દબાવીને પોતાના હાથમા રાખવાને તેણે એ પૂરાવા ભેગા કીધા હતા, એ માટે મને અજાયબી ઉપજી હતી! આજે એ ભેદ ખુલ્લો થયો! હવે સમજાયુ કે જોરાવરસિંહજી અને લક્ષ્મીદેવી સાથે રમાયલા કપટમા વઈતાળનો હાથ હતો, અને એ માટે વઈતાળ, દારોગો અને માયાવતી ડરતા હતા, અને તેણી પણ દારોગા અને વઈતાળની આથી દબાયલી હતી જોરાવરસિંહજીને કેદ કીધા બાદ તેની ધાસ્તિ વધી ગઈ હતી, અને વઈતાળે તેને ડરાવી ધમકાવીને તેની પાસેથી પઈસા કઢડાવવા માડયા હશે આથીજ વઈતાળને પોતાના પંજામા સપડાવવાને તેણે તેને રાજા કુશીનસિંહજીનો ગુન્હેગાર સાબીત કરવાને લગતા પૂરાવા ભેગા કર્યા હશે! અરેરે! આ પહેલાથી જાણુતી હોત તો મે એને મદદ કરીજ નહોત!"

"પણ એણે આપના કામોમા તનમનથી સારી સેવા બજાવી છે, માટે એને ઈનામ આપવુ પડશે!" વીજયે જણાવ્યુ, એટલે લીલાવતી બોલી ઉઠી-"કદી નહીં! હુ એને ક્ષમા નહી કરૂ!"

"અરે! પોતાની ભૂલો માટે હવે તે બહુજ પશ્ચાતાપ કરે છે!" વીજયે જણાવ્યુ

"તોપણ તેના આ ગુન્હા હુ ક્ષમા નહીંજ કરૂ!" કમલીની ગુસ્સાસહ બોલી, જેમા બલભદ્રસિંહે ઉમેર્યુ-"અરે! હજી તમે કઈ જોયુ નથી! એના કરતુકોનો સોમો ભાગ પણ હજી તમને જણાયો નથી! આગળના પત્રો વાચી જુઓ, પછી આ ચાદીની પેટી ઉઘડશે ત્યારે અમે વીજયસિંહજીને પૃછીશું કે, હવે વઈતાળ સાથે કેવી રીતે વર્તવુ?" આ સમયે તારા-કહો કે લક્ષ્મીદેવી દીર્ઘ નિ શ્વાસ નાખતી ચુપ બેઠી તમામ વાત સાભળતી હતી લજ્જાને લીધે પોતાના પિતા સમક્ષ તે એ વિષે કઈ બોલી શકતી નહોતી, પણ વઈતાળ ઉપર તેને એટલો બધો ગુસ્સો ઉપજ્યો કે તેની જવાળાથી તેનુ શરીર ગરમ થઈ ગયુ હતુ તેના કહેવાથી ચતુરે ચોથો પત્ર નીચે મૂજબ વાચવા માડયો -

પરમ સ્નેહી ભાઈ જયપાળ! આપને પત્ર લખી શકયો નહી એ માટે ઉદાસ થશો નહી બલભદ્રસિંહ અને લક્ષ્મીદેવીને મારી

નાખવાની તજવીજમા છુ, પણ તેમા હજી ફાવ્યો નથી કેમકે, બલભદ્ર પોતે અઈયાર હોવા સાથે રાજા જોરાવરસિંહની આજ્ઞાથી આજકાલ ગોવીંદરાય અને દેવીસિંહ પણ એ ઘરની સભાળ રાખે છે, પણ ચિંતા નહી બલભદ્રના ઘરની પડોશમાજ મે હલવાઇની દુકાન ઉઘાડી હોશીયાર હલવાઈઓને નોકરીમા રાખ્યા છે દારોગાએ આપેલુ ઝેર કેટલીક જાતની મીઠાઈમા ખૂબીથી મેળવ્યુ છે આ ઝેર ખાધા પછી માણસ તરતજ મરણ પામતુ નથી, પણ લાબી માદગી ભોગવ્યા બાદ તે મરણ પામે છે ઝેર તેના આખા શરીરમા ફુટી નીકળ્યાથી તે ગરમીના રોગથી મરણ પામ્યો, એમ લાગે છે એ ઘરના નોકરો અને દાસીઓ સાથે મે ઓળખાણ કરી છે, એટલે તેમની ગમે તેટલી સાવચેતી છતા મારી ઝેરી મીઠાઈ એકાદ દિવસે બલભદ્રના પેટમા જશે આપની પુત્રી ચાલાક છે, અને સુજનના ઘરમા ઠીક રહી છે ! સુજને તેને પોતાની ભત્રિજી તરીકે ઓળખાવી છે, અને તેની પણ વાતચીત ચાલી છે, પણ જોરાવરસિંહનો ડોકરો બહુ પક્કો છે, જેનુ કાસળ કહાડવાની દારોગાજી તજવીજમા છે, માટે ચિંતા કરશો નહી કામ અવશ્ય પાર પડશે આજથી મારૂ નામ બદલ્યુ છે, માટે હવેથી મને એ નામે ઓળખજો —લી૦ **વઈતાળ.**

આ પત્રની સઘળાઓ ઉપર ભયાનક અસર થઈ સર્વના મુખમાથી ગુસ્સાના ઉદ્ગારો નીકળવા લાગ્યા વીજય બોલ્યો— “ વઈતાળે આપણી સાથે મળીને જે કામ કીધા છે તે પરથી તે આપણી તરફ વફાદાર છે, એવી ખાત્રી થઈ હતી અને—”

“ અરે ! એ મહા ઝેરી નાગ છે ! ” બલભદ્રસિંહ બોલી ઉઠયો—“ એનો કેવો વિશ્વાસ ! થોડા દીનમા આપને તે પોતાના પંજામા લઈને પછી માયાવતીને મળી ગયો હોત ! અરે ! એણે ક્યારનું એમ કર્યું હોત પણ જ્યારથી એણે મને દીઠો છે, અને હું જીવતો હોવાની એને ખાત્રી થઈ છે ત્યારથી એ ગભરાયો છે, અને પોતાના બચાવની બારી શોધે છે ! ” આમ કહી તેણે ચતુરને આગળ વાચવા જણાવ્યુ, જેથી તેણે નીચલો પત્ર વાચવા માડયો –

**સ્નેહી ભાઈ જયપાળ** ! તમે ભાગ્યશાળી છો જોરાવરનો વૃદ્ધ પિતા સ્વધામ પહોચી ગયાથી તમારા કામની વચ્ચેથી એક

કાંટો દૂર થયો ! મારી અને દારોગાજીની મહેનત સફળ થઈ ! પિતાના મરણથી જોરાવરના લગ્ન એક વર્ષ મુલતવી રહ્યા, એ અરસામા અમે ગમે તે ઉંધુ ચતુ કરી નાખીશું –**વઈતાળ**

પત્ર પૂર્ણ થતા ચતુર ઉશ્કેરાઈ ગયો. જરા ચુપ રહી તેણે સ્વસ્થ થઈ બીજો પત્ર વાચવા માંડયો –

**ભાગ્યશાળી જયપાળ** ! ફત્તેહ ! આજે મારી મીઠાઈ બલભદ્રસિંહના ઘરમા પહોચી ગઈ છે ! એનુ પરિણામ શુ આવે છે તે હવે પછી લખી જણાવીશ –**વઈતાળ.**

"હાય ! મારો જીવ મુઝાય છે !" તારા રડતા રડતા બોલી ઉઠી–"એની પછીનો પત્ર જલદી વાચો !"

ચતુરે તે નીચે મુજબ વાચી સંભળાવ્યો–

**ભાઈ જયપાળ** ! વધુ ફત્તેહ ! મારી મીઠાઈએ લક્ષ્મીદેવીની માતા, બે ન્હાના ભાઈ તેમજ બે દાસીનુ કામ કહાડી નાખ્યુ છે બલભદ્રસિંહ અને તેની ત્રણ પુત્રીઓએ મીઠાઈ ખાધી નહોતી તેથી તેઓ બચ્યા છે, પણ હજી કયા છટકી જશો–**વઈતાળ**

આ પત્ર સાભળી સર્વની આંખોમાથી આસુની ધારા વહેવા લાગી કમલીની, લીલાવતી અને લક્ષ્મીદેવી રડવા લાગી અને બોલી ઉઠી–"હાય ! તે સમયની બાળપણની વાતો હવે મને સાભરે છે ! અમારા ઘરમા વૈદ્યોની દોડધામ થઈ રહી હતી, માતા વહાલા ભાઈઓના શબપર પછાડા મારી રૂદન કરતી હતી, અને અંતે તે મરણ પામી, એટલે અમને તેની લાશ પાસે રડતી જોઈ પિતાજી અમને ખેંચીને તેના શબથી દૂર કરતા હતા, એ સર્વ અત્યારે મારી દૃષ્ટિ સમક્ષ તરે છે ! આ અત્યાચાર માટે કોઈ સજા દુનિયામા છે ?"

"હાય ! પાપીનુ ચરિત્ર સાભળી મારૂ હૃદય ચીરાઈ જાય છે !" કમલીની કકળી ઉઠી–"બસ ! મારે વધુ નથી સાભળવુ ! આવુ રાક્ષસી–ઘાતકી કામ !" ચતુર કાગળોનુ બંડલ બાંધી દઈ સઘળાઓને દીલાસો આપવા લાગ્યો તેના કહેવાથી હમીર અને વીજયે ભોજનની તઈયારી કરી, પણ આજે ખાવાનુ કોને ભાવે તેમ હતુ ? ચતુરના સમજાવ્યાથી સ્હેજ ખાઈ સર્વ કંઈક શાંત થયા ત્યારે ચતુરે જણાવ્યુ–"હવે વળાવવાળા મહેલમા જઇએ !"

"મારો એજ વિચાર છે ! તળાવ સાફ કરવામા આપણને મહેનત પડશે નહી !" આમ કહી કમલીનીએ તળાવ તથા મહેલને લગતા ભેદોની હકીકત ચતુરને જણાવી એક કલાકના અરસામા તેઓ સઘળા સજ થઈ મહેલ તરફ રવાના થયા

---

## પ્રકરણ ૩૫ મુ.

## વઈતાળ કેદી.

સ્હેવારનો સોહામણો સમય હતો પૂર્વ દિશામા પ્રકાશેલા સૂર્ય ભગવાને પોતાના સોનેરી કીર્ણો જ ગલના ઉચા ઝાડો અને ટેકરાઓની ટોચો પર પ્રસારી તેમને ચમકતા કરી દીધા હતા મુસાફરો ત્રણ કોસ જેટલો પથ કરી ચુકયા હતા બળ અને કાલીસિંહ પોતાની સાથે ભગવતી અને વઈતાળને લઇને તળાવની વચમાના તીલસ્મી મહેલ તરફ ચાલ્યા જતા હતા ભગવતી અને વઈતાળ પોતાના દુખના ભારથી નીચુ માથુ કરી તેમની પાછળ ચાલ્યા જતા હતા વઇતાળના ચહેરા પર ઉદાસી અને ભગવતીના ચહેરા પર નિરાશા છવાઈ રહી હતી વઈતાળને ખબર હોત કે તારાના ભાગ્યવાળી ગાસડી ચતુરના હાથમા ગઈ છે, અને તારા તેમજ બલભદ્રસિહનો ભેદ ખુલી ગયો છે, તો તે પણ નિરાશ થઈ ગયો હોત અથવા બળ સાથે મહેલ તરફ જતો પણ હોત નહી તેણે ધાર્યું હતુ કે તારા પોતાના પિતાને ઓળખશેજ નહી બલભદ્રસિંહ પણ પ્રગટ થશે નહી, અને વીજય પણ પોતાના ભેદોને ગુપ્ત રાખવાની તજવીજ કરશે આથી તે દહેસત વીના તેમની સાથે કમલીનીને મળવા જતો હતો તે વિચારમા નિમગ્ન હોવાથી આસપાસનુ પણ તેને ભાન નહોતુ બળે તેને વિચારમાથી જાગૃત કરતા કહ્યુ–"પેલો મહેલ દેખાય ! ત્યા કેટલાક માણસ દેખાય છે તે ઉપરથી લાગે છે કે કમલીનીજી ત્યા આવ્યા હશે ! ચબુતરાના દક્ષિણ ખુણાપર કાકા ચતુરસિંહજી આ તરફ જોતા ઉભા હોય એમ લાગે છે !" ચતુરના નામે વઈતાળને ચમકાવી દીધો, તેના હ્રદયમા એક નવો શક ઉપજ્યો, અને તેના ચહેરા ઉપર છવાયલી ઝાખાશ ઉડી જઇ તે ફીકો

પડી ગયો તેના ધ્રુજતા પગ હવે ધીમે ઉપડવા લાગ્યા મહેલની પાસે પહોચતા વઈતાળે જોયુ કે વીજય અને હમીર કઠેરામા આવી તેની તરફ ધીક્કારભરી નજરે જોતા હતા તળાવની પાસે પહોચતા તે પહેલાની માફક સ્વચ્છ પાણીથી ભરેલુ જોઈ ભગવતીને બેહદ અજાયબી ઉપજી હમીર તેમને ઉભા રહેવાની ઇશારત કરી મહેલમા ગયો, અને થોડી વારે બહાર નીકળી હોડીમા બેસી કીનારે આવી તેઓ ચારેને મહેલમા લઈ ગયો ભગવતી અને કાલીસિહને લાગ્યુ હતુ કે, મહેલમા કંઈ સામાન નહી હોય, પણ ત્યા જતા તેમણે પહેલા કરતા વધુ ઠાઠ જોયો આનુ કારણ એ હતુ કે લૂટારા તો તેમને નજરે દેખાયુ તે ઉપાડી ગયા હતા, પણ મહેલના ભોયરાઓ વિષે તેઓ કંઇ જાણતા ન હોવાથી તેમાનો તમામ કિંમતી સામાન સલામત રહ્યો હતો, જે કમલીનીએ કહાડીને મહેલને પહેલા કરતા વધુ ભભકાદાર બનાવી દીધો હતો તેના નહાસી ગયલા માણસોમાથી બે સીપાઇ અને બે નોકરો પણ પાછા આવ્યા હતા બળ, વગેરે ચારે જણ જે ઓરડામા કીશોરી, કામીની, લક્ષ્મીદેવી, કમલીની, લીલાવતી અને બલભદ્રસિંહ, વગેરે બેઠા હતા તે ઓરડામા ગયા કીશોરી, કામીની અને લક્ષ્મીદેવી નરમ બીછાના પર સુતી હતી બલભદ્રસિંહને તેના ખરા સ્વરૂપમા જોતાજ વઈતાળ ચમકયો પોતાનો તમામ ભેદ ખુલી ગયો હશે એમ તેને લાગ્યુ, અને કમલીની પાસે પડેલ કાગળનુ બંડલ અને ચાદીની પેટીપર નજર પડતા ગભરાટમા તે બે ત્રણ પગલા પાછળ હઠી ગયો, એટલે પાછળ આવતા હમીરે તેને પકડી લીધો સર્વને પોતાની તરફ ધીક્કાર સહ જોતા જોઈ તેનુ હૃદય ધડકવા લાગ્યુ અને બ્હેબાકળો બની તે ચારે તરફ જોવા લાગ્યો તેને જોતાજ બલભદ્રસિહ બોલ્યો–"વઈતાળ! તમારા ભેદ થોડા દીન વધુ છુપાવી ન શકયો તે માટે દીલગીર છુ!"

"આ સામે પડેલી તારાના ભાગ્યની ગાસડી ચતુરસિંહજીના હાથમા આવી હતી!" વીજયે જણાવ્યુ

"તમારા દેખતા મને જંગલમા હરાવનાર ચતુરસિંહજ હતા!" બલભદ્રસિંહે જણાવ્યુ"

"ઓફ! પેલી સ્રી છેતરાઈ! તેણે બુરખાવાળા પુરૂષને ઓળખ્યો નહી!" વઈતાળ ધ્રુજતે સાદે બોલ્યો, અને ગાડા પેઠે

હાથ પહોળા કરી આંખો ફાડી ચારે તરફ જોતો થોડી વારમા તરમર આવતા બેહોશ થઇ જમીન પર ઢળી પડયો, એટલે ચતુર બોલ્યો—"દુષ્ટ કામો કરવાનુ આવુ છેવટ આવે છે!"

"હુ ધારૂ છુ કે, એ આત્મહત્યા કરશે અથવા તો અત્રેથી નહાસી જવાનુ પસદ કરશે!" વીજયે જણાવ્યુ

"ના! એની એક બહુજ વહાલી વસ્તુ મારા પજામા છે તેથી એ બેમાથી એકે કરશે નહી!" બલભદ્રસિંહે જણાવ્યુ.

"કઈ વસ્તુ પિતાજી?" કમલીનીએ પૂછયુ

"એની હકીકત પણ જણાશે!" બલભદ્રસિંહે જણાવ્યુ

"હવે એને શું કરીશું?" ચતુરે પૂછયુ

"બીજુ શુ વળી? એને ઉપાડીને તળાવની બહાર મુકી આવો, પછી એને ગમે ત્યા ભલે જાય!" બલભદ્રસિંહે જણાવ્યુ

"કીસનરાય હાલ કયા છે?" કમલીનીએ ચતુરને પૂછયુ

"મને ખબર નથી!" ચતુરે જવાબ આપ્યો

'એનો ફક્ત એકજ પુત્ર છે શું?" કમલીનીએ પૂછયુ

"ના! એની પહેલી સ્ત્રીની પુત્રી કીશોરી કુવરીની સખી કમલા છે!" ચતુરે જણાવ્યુ—"અરેરે, આ દુષ્ટની હકીકત સાભળી એ બીચારીને કેટલુ દુ ખ ઉપજશે! આવા અધમ રાક્ષસની દેવકન્યા સરખી પુત્રી, એ પણ દઈવની વિચિત્રતા! આ સાભળી હમીરના અંત કરણમા આન દના ઉભરા આવવા માડયા, જે તેણે મહા મહેનતે દબાવી રાખ્યા આખરે ચતુરે બલભદ્ર-સિંહને પૂછયુ—"ત્યારે એને તળાવની બહાર મૂકી આવવો એજ નક્કી થયુ?"

"હા!" બલભદ્રસિંહે જવાબ આપ્યો, એટલે કમલીનીએ પૂછયુ—'એને કઈ સજા નહી? પિતાજી એનુ મસ્તકજ કાપી નાખવુ!"

"પુત્રી શોકથી તુ ભાન ખોઈ એમ બોલે છે! એને મારી નાખવાથી શુ આપણુ વેર પૂર્ણ વળશે?" બલભદ્રસિહે જણાવ્યુ આથી કમલીની શરમાઇને નીચુ જોઈ રહી ચતુરના ઈશારાથી વીજય અને હમીર વઈતાળને તળાવની બહાર મૂકી આવ્યા બળ અને કાલીસિંહ આ બાબત કઈ જાણતા ન હોવાથી અજાયબી-સહ જોઈ રહ્યા બળને એક તરફ લઈ જઈ ચતુરે સઘળી બીના

જણાવી પછી સઘળા વાતચીત કરતા બેઠા, એટલે કમલીનીએ બલભદ્રસિંહને પૂછ્યુ —"પિતાજી, આટલા બધા દિવસ આપ કયા અને કેવી હાલતમા રહ્યા તેમજ આપે શુ કર્યુ અને અમારે વિષે જાણવા છતા અમને શા માટે ન મળ્યા? એ સર્વ જાણવાને હુ બહુજ આતુર છુ! આપની પુત્રીઓ કયા અને કેવા સ કટમા છે, તે આપ જાણતા નહોતા ?"

"પુત્રી! એ બધી બાબતોની સવીસ્તર હકીકત જણાવીશ!" બલભદ્રસિંહે જણાવ્યુ-"પહેલા બાકી રહેલા પત્રોની હકીકત સાભળ! મારે પણ તમને કેટલીક બાબતો વિષે પૂછવુ છે!" આટલુ કહી તેણે ચતુરને કહ્યુ-"હવે બીજુ કઈ જરૂરનુ કામ ન હોય તો આ પત્રો વાચી સભળાવો!"

"કામ તો કઈ નથી!" ચતુરે જણાવ્યુ-" કદાચ બળને-"

"ભગવતીને કયા રાખવી છે, એટલુ જ પૂછવુ છે!" બળે જણાવ્યુ, એટલે કમલીનીએ હમીરને કહ્યુ-"તમેજ એને ભોયરામા કેદ કરી આવો!" આ સાભળી હમીર ભગવતીને પકડી ઓરડાની બહાર ચાલ્યો ગયો, એટલે કમલીનીએ કાલીસિંહને આજ્ઞા કરી-"તમે પણ હવે જાઓ, અને દુશ્મનોના ડરથી નહાસી ગયેલા આપણા માણસોને શોધી અમારા અત્રે આવી પહોચવાના સમાચાર જણાવો!" બલભદ્રસિંહ અને વઈતાળ વિષે પોતે જોયલા ભેદ ભરેલા બનાવોની હકીકત જાણવાની ઈચ્છાથી કાલીસિંહની મહેલમા રહેવાનીજ મરજી હતી, પણ કમલીનીની આજ્ઞા સાભળતા તેને નિરાશ થઈ ત્યાથી જવુ પડયુ પોતે ભગવતીને પકડી, એ માટે કમલીની ખુશ થઈ પોતાને શાબાશી તેમજ ઈનામ આપશે, એવી તેને આશા હતી, પણ તેને બદલે તેણે તેને ત્યા રહેવા પણ દીધો નહી, એ માટે તે મનમા દીલગીર થયો તરતજ વીજય કમલીનીના કહેવાથી તેને તળાવની બહાર મુકવાને ગયો તેઓ બ ને તળાવને કીનારે પહોચ્યા ત્યારે વઈતાળ શુદ્ધિમા આવી કપાળે હાથ દઈ તળાવની પગથીઓ પર બેઠો હતો, અને વીજયને જોતા ઉઠીને તેની પાસે આવી તેનો હાથ પકડી આતુરતાથી બોલ્યો-"મારૂ સાભળ્યા વગર તમને અત્રેથી જવા નહીં દઉં!" વીજયે કાલીસિંહને ત્યાથી રવાના કર્યો બાદ વઈતાળને પૂછયુ-"બોલો શું કહેવુ છે?"

"વારૂ, આમ અપમાન સાથે મને મહેલની બહાર શામાટે કહાડી મૂકવામા આવ્યો છે ?"

"તેનુ કારણ તમે અટકળી શકયા નહી શું ?"

"ના ! સઘળાઓ મારી તરફ ક્રોધ અને તિરસ્કારભરી નજરે જોતા હતા, તે મને જણાયુ, પણ તેનુ કંઈ કારણ સમજાયુ નહી !"

"બલભદ્રસિંહને તમે નહી દીઠા ? ચતુરસિંહજીની પાસે પડેલી પેલી ગાસડી તમે જોઇ નહી, અને તે કાગળોમા શું લખ્યુ છે, તે પણ તમે નથી જાણતા ?"

"હઅઅ ! હવે સમજ્યો ! પોતાને બલભદ્રસિંહ તરીકે ઓળખાવનાર એ માણસે મારી કંઈ ચાડી ખાઈ મારા દોષ દેખાડીને મને કલંકીત ઠરાવ્યો હશે, પણ હુ તમને ચેતવુ છુ કે એ ખરો બલભદ્રસિંહ નથી પણ લુચ્ચો ઠગ છે, અને આપ સર્વને છેતરી જશે, માટે સાવધ રહેજો ! મારાં કહેવાપર વિશ્વાસ ન આવતો હોય તો તમોમાથી કોઈપણ મારી સાથે ચાલો ! લક્ષ્મીદેવીના પિતા બલભદ્રસિંહજી હજી કેદખાનામા છે તેને દેખાડી તમારી ખાત્રી કરી આપુ ! હુ ખરૂ કહુ છુ કે એ કાગળોમા જે લખ્યુ છે તેમા મારી વિરૂદ્ધ બાબત હોય તો તે તદન જુઠી છે !"

"તમારૂ કહેવુ ખરૂ છે, એ હુ કેમ માનુ ? તમારા અક્ષર હુ ઓળખુ છુ અને તે કાગળોના અક્ષર સાથે મળતા છે ! એ વાત બાજુએ રહી, પણ બલભદ્રસિંહને જોઈ તમે ડરી શા માટે ગયા, ધાસ્તિથી બેહોશ કેમ થઈ ગયા ?"

"હુ એનાથી ડર્યો, પણ એ કમલીનીજીના પિતા બલભદ્રસિંહ છે, એ માટે નહી ! ડરવાનું કારણ મને ન પૂછવાની અને કદાચ જાણો તો તે છૂપાવી રાખવાની તમે કબૂલાત આપી છે !"

"ભલે ! પણ કમલીનીજીના પિતા કોઈ સ્થળે કેદ છે, અને તારા ખરેખરી લક્ષ્મીદેવી છે, એ તમે જાણતા હતા છતા આજ સુધી તે વિષે કમલીનીજીને કેમ ખબર આપી નહી ? માયાવતી કમલીનીની ખરી બ્હેન નથી, એ પણ તેને શામાટે જણાવ્યુ નહી ?"

"એનુ કારણ એ છે કે કારાગૃહમા પડેલા બલભદ્રસિંહ, જેમને છોડવવાની હુ તજવીજમા છુ, તેમણે મારી પાસે પ્રતિજ્ઞા લેવરાવી છે કે તેમનો કારાગૃહમાથી છૂટકારો થાય નહી ત્યાસુધી તેમના તેમજ લક્ષ્મીદેવીના સંબધમા મારે કોઈને કંઈ કહેવુ નહી !

આજે પણ મારાપર આવુ સંકટ આવી પડયુ નહી હોત તો મે એ તમને કહ્યું હોત નહી! અરેરે! મારા પ્રાણને હથેલીમા રાખીને હુ ખરા અ ત કરણથી આપની સેવા બજાવુ છુ, છતા આપ ખરી વાતની તપાસ કીધા વગર એકદમ મને આમ ધકકો મારો, એ માટે મને કેટલો સંતાપ થશે તેનો ખ્યાલ કરો! ભલાઈનો આ બદલો? નિમક-હલાલીની આવીજ કદર? હુ કલ કિત તો હતો ત્યારે કમલીનીજીના બાપ બની બેઠેલા એ દુષ્ટ સાથે મને બે વાત તો કરવા દેવી હતી!" વઈતાળના આ કહેવાથી વીજયને અજાયબી ઉપજી, અને થોડી વાર કઈ વિચારમા ચુપ રહેવા બાદ તેણે પૂછ્યુ-"વારૂ, એ કાગળો માટે તમને ડર નહોતો, અને તેમા જે કઈ તમારી વિરૂદ્ધ લખ્યુ, એ તદન જુઠું છે, એમ કહો છો તો રાતે જ ગલમા બલભદ્રસિંહે એજ ગાસડી તમને બતાવી હતી અને ભગવતીના દેખતા તે છોડવાનુ તમને જણાવ્યુ હતુ ત્યારે તમે શા માટે ડરી ગયા હતા?"

"એ કાગળો માટે હુ ડર્યો નહોતો-અરે, ગાસડીમા કાગળો હશે, એમ હુ ધારતોજ નહોતો! પેલી ચાદીની પેટી ગાસડીમા હશે, એ ખ્યાલે હુ ડર્યો હતો! ખરેખર, એ પેટી યાદ આવતાજ હુ ક પી ઉઠુ છુ, અને તે જોતાજ મારા હોશ ઉડી જાય છે, પણ તે સાથે એટલુ જણાવુ છુ કે, એ પેટીમા જે વસ્તુ છે, તે સાથે કમલીની, લક્ષ્મીદેવી, લીલાવતી કે ખરા બલભદ્રસિંહને કઇ સ બ ધ નથી, અને તેની ખાત્રી પેટી ઉઘા-ડવામા આવતાજ થશે!'

વઈતાળની વાતોએ વીજયને મુ ઝવણમા નાખી દીધો ખરો ભેદ કઈ સમજી શકાતો નહોતો વઈતાળને પૂછેલા પ્રશ્નોના જવાબ તેણે અચકાયા વગર સફાઈથી આપ્યાથી તેણે વઈતાળને પૂછ્યુ-"હવે તમારી શી ઈચ્છા છે?"

"ઈચ્છા એજ કે, મને મહેલમા તેડી જઈ મારી સ પૂર્ણ તપાસ કરવાનુ ચતુરસિહજી અને કમલીનીજીને જણાવો! મારી નિર્દોષતા માટે હુ જે પૂરાવા રજુ કરૂ તે ધ્યાન દઈને સાભળે, જુવે અને તેપર પુખ્ત વિચાર કરી ગુન્હેગારને તેઓ યોગ્ય શિક્ષા કરે!"

"ઠીક ત્યારે હુ જઈને ચતુરસિહજી તેમજ કમલીનીજીને એ વાત નિવેદન કરૂ છુ! પછી તેઓ જેમ કહેશે તેમ કરીશું!"

"ભલે !" આમ કહી પોતાની અઘચારીની થેલીમાથી એક છબી કહાડીને વીજયને આપતા વઈતાળે જણાવ્યુ–" આ છબી લક્ષ્મીદેવીને દેખાડીને પૂછજો કે, આ એમના પિતા છે કે મહેલમાનો દગાબાજ તેમનો પિતા છે ?" વીજયે છબી ધ્યાનથી જોઈ તે મહેલમાના બલભદ્રસિંહના ચહેરા સાથે ઘણીખરી મળતી હતી વઈતાળની હકીકતની વીજયપર કંઇ થોડી અસર થઈ નહોતી તે મનમા વિચારવા લાગ્યો–" વઈતાળનુ કહેવુ કદાચ સાચુ પણ હોય અને મહેલમાનો બલભદ્રસિંહ ખોટો પણ હોય કેમકે, પોતાની ત્રણે પુત્રીઓને લાબે કાળે જોતા એક પિતાનું હેત જેટલુ ઉભરાઈ જાય તેટલુ હેત કમલીની, વગેરેને જોતા આ બલભદ્રસિંહનુ ઉશ્કેરાઇ ગયલુ જણાયુ નહોતુ આથી મારા હ્રદયમા એને માટે કંઈક શક ઉત્પન્ન થાય છે, પણ પેલા કાગળો તો વઈતાળે લખેલા છે, એટલે એ દુષ્ટ કામ કરનાર તો એજ અધમ છે ! ત્યારે આ શુ ખરો બલભદ્રસિંહ નહી હોય ? કંઈ સમજાતુ નથી !" આમ મનમા અનેક વિચાર કરતો વીજય હોડીમા બેસી મહેલમા ગયો ચતુર હાથમા પેલા કાગળો લઈ તેના આવવાની રાહ જોતો બેઠો હતો, એટલે તેને જોતા તેણે પૂછ્યું–" વીજયસિંહ, તમને આટલો બધો વખત કેમ લાગ્યો ?"

"વઈતાળે રોકયો હતો !" વીજયે જવાબ આપ્યો

"એ હજી ત્યા શામાટે બેઠો છે ?" બલભદ્રસિંહે પૂછ્યુ

"એ કહે છે કે, કમલીનીજીએ તેને હાકી કહાડવામા ભૂલ કરી છે, પણ વેષધારી બલભદ્રસિંહની સામેજ પોતાની તપાસ થશે નહી ત્યાસુધી તે તળાવની પાળપરથી ખસનાર નથી !" વીજયે જણાવ્યુ આથી બલભદ્રસિંહે ચમકીને પૂછ્યુ–"વેષધારી બલભદ્રસિંહ કોણ ?"

"આપને એ બલભદ્રસિંહનુ સ્વરૂપ ધરનાર અઈયાર જણાવે છે, અને ખરા બલભદ્રસિંહ તો એક સ્થળે કેદ છે, એમ જણાવી એ વિષે ખુલાસો કરવાને તૈયાર થયો છે !" વીજયે જણાવ્યુ

"એમા ખુલાસો શો કરશે ? હુ વેષધારી કે ખરો તે કંઈ મ્હોડાની વાતોથી સાબીત થશે ?" બલભદ્રસિંહે જણાવ્યુ

"ખરૂ, પણ આપને એણે પોતાની પાસે બોલાવ્યા છે કેમકે આપને કંઈ વાત કહેવા માગે છે !" વીજયે જણાવ્યુ.

"છટ! એની વાતો સાભળવાને એની પાસે મારે હવે જવાની શુ જરૂર છે?" બલભદ્રસિંહ તિરસ્કાર સહ બોલ્યો

"જવામા હરકતે શું છે? કદાચ એની વાતોમાથી કંઇ નવો ભેદ જણાશે!" વીજયે ભાર દઈને કહ્યું

"હુ કંઈ એની પાસે જતો નથી!" બલભદ્રસિંહે કહ્યુ

"તો વઈતાળનેજ અહીં બોલાવીએ!" ચતુરે જણાવ્યુ

"એ વધારે સારૂ!" આમ કહી વીજયે ચતુર તરફ જોઈ ઈશારત કરી, એટલામા બલભદ્રસિંહ ઉઠતા બોલ્યો-"એ લુચ્ચો અહીં આવે, એ મને પસંદ નથી! હુજ એની પાસે જાઉં છુ!"

"પણ હમીરને સાથે તેડતા જાઓ! એ હરામખોર જીવપર આવ્યો છે? કદાચ આપનાપર ઘા કરે તો? એક કરતા બે ભલા!" આમ કહી વીજયે ચતુરસિંહને ફરી ઈશારત કરી

"છટ! હવે એ બોકડો તે મારાપર ઘા કરવાની શુ હિંમત કરશે!" બલભદ્રસિંહ બેદરકારી બતાવતા બોલ્યો

"તોપણ હમીર ભલે સાથે આવે!" આમ કહી ચતુરે હમીરને તેની સાથે જવાની આજ્ઞા કરી, એટલે બલભદ્રસિંહ અને હમીર ગયા તેમના જવા બાદ કમલીનીએ વીજયને કહ્યુ- "પિતાજીની મરજી ન છતા તમે એમને વઈતાળની પાસે મોકલ્યા!"

"આપને એક વાત જણાવવી છે તે માટેજ એમને અત્રેથી દૂર કીધા છે!" વીજયે જણાવ્યુ-"વઈતાળ કહે છે કે ખરા બલભદ્રસિહ હજી કેદ છે, અને આપણામાથી કોઈ તેની સાથે જાય તો તેને બતાવીને ખાત્રી કરી આપવા તૈયાર છે! આપ બહેનોને દેખાડવા માટે એણે આ છબી આપી છે!" આમ કહી તેણે ગજવામાથી છબી કહાડીને લક્ષ્મીદેવીને આપી છબી જોતાજ તે બોલી ઉઠી-"બસ! આ પિતાજીનીજ છબી છે!" આમ કહી કમલીનીને તેણે છબી આપી કમલીનીએ પણ પિતાને ઓળખ્યો, અને પછી વીજયને પૂછ્યુ-"આ સ્વરૂપનાજ માણસને કેદખાનામા દેખાડવા વઈતાળ કબૂલ છે? એને એટલુ તો પૂછ્યુ હશે કે, એ વાત એણે આપણને આટલા દીનસુધી કેમ ન કહી?"

"એને પૂછવામા મે કસર રાખી નથી!" વીજયે જણાવ્યુ, અને વઈતાળ સાથે તેને જે વાત થઈ હતી તેની સવિસ્તર હકીકત કહી, જે સાભળી સઘળાઓને બેહદ અજાયબી ઉપજી. કમ-

લીનીએ તારાને પૂછ્યુ–"બ્હેન, આ બાબતમા અમારા કરતા તારી નજર વધારે લાંબી જશે' મને તો વઈતાળ પાસે ગયલા આપણા પિતાજી અને આ છબીમા બહુ તફાવત લાગતો નથી !"

"એમા મારી મતી ચાલતી નથી!" લક્ષ્મીદેવીએ જણાવ્યું–"હુ આ છબી તેમજ એ પુરૂષ બંનેને ઓળખુ છુ ! છબી તો તમે બને ઓળખી શકશો, પણ એને તો હુ એકલીજ ઓળખી શકુ છુ કેમકે હુ અને પિતાજી પહેલા કારાગૃહમા ભેગા હતા ત્યારથીજ એમના સ્વરૂપમા આટલો ફેરફાર થઈ ગયો છે! એક આગલી વાત મને યાદ આવી છે, અને તેથી એ ભેદ નક્કી ખુલ્લો થઈ જશે! બ્હેન, તને યાદ હશે કે આપણે બાળક હતી ત્યારે લીલાવતીને એક વખત બહુજ સખત તાવ આવ્યો હતો, અને એને સનેપાત જેવુ થઈ ગયુ હતુ–"

"બરોબર! હવે મને સાભર્યું!" કમલીની બોલી ઉઠી–"તે વખતે તાવના જુસ્સામા એણે પિતાજીના ખભાપર બચકુ ભર્યું હતુ, જેમાથી બહુ લોહી નીકળ્યુ હતુ, અને પિતાજીના ખભાપર તેની નિશાની હતી!"

"આપણે તે વખતે પિતાજીને કરડવા માટે લીલાવતીને મારવાનો વિચાર કર્યો હતો! અરેરે! બાળપણનો એ પણ સમય હતો!" લક્ષ્મીદેવી બોલી બાળપણમા બનેલા બનાવો યાદ કરવાથી તારા ખરી લક્ષ્મીદેવી છે, એમ કમલીની અને લીલાવતીની ખાત્રી થઈ બલભદ્રસિંહ વઈતાળને મળીને પાછો ફરે ત્યારે કોઈ રીતે તેના ખભાપરની નિશાનીની તપાસ કરવાનો, અને તે બાદ વઈતાળ સગે એક જણે જઈ કેદખાનામા પડેલા બલભદ્રસિંહને જોઈ આવવાનો અને બની શકે તો તેને છોડવી આવવાનો તેમણે ઠરાવ કીધો, એટલામા તળાવની બહારથી બૂમરાણનો અવાજ સભળાયાથી તપાસ કરવા ચતુરે બળને મોકલ્યો. થોડી વારમા બળે આવીને જણાવ્યુ–બલભદ્રસિંહ અને વઈતાળ વચ્ચે કુસ્તી ચાલી રહી છે!" આ સાભળી કમલીની, લીલાવતી, ચતુર અને વીજય કઠેરામા આવી જોવા લાગ્યા તેઓ બંને લડતા હતા, અને હમીર દૂર ઉભો તમાસો જોતો હતો. બલભદ્રસિંહ અને વઈતાળ વચ્ચે જ ગલમા જોયલી લડાઈપરથી ચતુરે જોયુ હતું કે બલભદ્રસિંહ વધુ બળવાન હતો; પણ

આ વખતે વઈતાળને ચાલાકીથી લડતો જોઈ ચતુરને પણ અજાયબી ઉપજી અને તે બળ પ્રત્યે બોલ્યો–"અત્યારે ગુસ્સા થી વઈતાળમા બમણુ જોર આવ્યુ જણાય છે! હમીર વચ્ચે પડી તેમને છોડવવાને બદલે દૂર ઉભો રહી તમાસો કેમ જુવે છે?"

"આપણે ત્યા જઈ વચ્ચે પડીને એમને છોડવીએ!" વીજયે જણાવ્યુ–"પણ ત્યા જવાને બીજી હોડી ક્યા છે?"

"અત્રે હોડીની ખોટ નથી! હોડી લઈ આવુ છુ!" આમ કહી કમલીની ત્યાથી ચાલી ગઈ, અને થોડી વારમા રોગાનવાળા કપડાની એક મસક લઈ આવી, જેમા હવા ભરવા માટે એક ખુણાપર પેચવાળા ઢાકણવાળુ ઝીણુ મ્હોડુ હતુ, અને સાથે એક ન્હાનુ ધમણ હતુ ચતુરે તેમા હવા ભરી દીધી, અને પછી તે અને વીજય તેનાપર બેસીને તળાવને સામે પાર ગયા વઈતાળ તેમજ બલભદ્રસિહ પોતાના ખ જર અને અઈયારીની થેલી હમીરના હાથમા આપીને હથીયાર વગરજ લડતા હતા, તે જોઈને ચતુર અને વીજયને અજાયબી ઉપજી ત્યા પહોચી જઈને બ ને જણે વચ્ચે પડી તેમને જુદા કીધા, અને બલભદ્રસિહ ગુસ્સામા બોલ્યો "આ નીચને હજી શરમ નથી–તે મારી સાથે લડવા તૈયાર થયો!"

"હુ સોગનપૂવક કહુ છુ કે આ બલભદ્રસિહ નથી! તે બીચારા આ લુચ્ચાના પાપે હજી કારાગૃહમા છે! મારી સાથે કોઈ આવે તેને બતાવીને એ વિષે હુ ખાત્રી કરી આપવા તૈયાર છુ!" વઈતાળ ભાર દઈને બોલ્યો, એટલે બલભદ્રસિહ ઉશ્કેરાઈ જઇ બોલી ઉઠયો–"અને પેલા પત્રો પણ તારા લખેલા નથી?"

"અરે! તારા લખેલા પત્રો જેને લીવે બલભદ્રસિહ સ કટો સહે છે, તે મારી પાસેજ છે!" આમ કહી વઈતાળે હમીર પાસેથી પોતાની અઈયારીની થેલી લેવાને હાથ લ બાવ્યો ચતુરને લાગ્યુ કે તે બલભદ્રસિહનુ કપટ ખુલ્લુ કરી દેશે, પણ હમીરના હાથમાથી થેલી લીધા બાદ કઈ વિચારમા જરા ચુપ રહીને તે ચતુર પ્રત્યે બોલ્યો–"નહી! અત્યારે એ પત્રો દેખાડીશ તો એ કહેશે કે એ એના લખેલ નથી અને એના હસ્તાક્ષર તમે જોયા નથી–"

'ના, ના! હુ કબુલ કરીશ, પણ તુ એકે પત્ર દેખાડતો ખરો!" બલભદ્રસિહ વચમા બોલી ઉઠયો

"હા ! ચતુરસિંહ અથવા બીજા કોઇને લઈ જઈ ખરા બલભદ્રસિંહ સામે ઉભા કરીશ ત્યારેજ બધા પત્ર દેખાડીશ !" આમ કહી વઈતાળે ચતુરને પૂછ્યુ–"મારી સાથે કોણ આવે છે ?"

"એ નક્કી કરવાનુ કમલીનીના હાથમા છે !" ચતુરે જણાવ્યુ–"વઈતાળ, મહેલમા આવવાની હુ તમને આજ્ઞા કરૂ છુ, પણ યાદ રાખજો ! તમે અઘોર કામ કર્યા છે ! હવે જે કરો તે વિચારીને કરજો !" આટલુ કહી બલભદ્રસિંહનો હાથ પકડી તેણે વીજય અને હમીરને કહ્યુ–"અમે મહેલમા જઈ કહેવરાવીએ એટલે વઈતાળને લઈ તમે આવજો !" આમ કહી બલભદ્રસિંહ-સહ મહેલમા જઈ તેણે કમલીની, વગેરેને સવ હકીકત જણાવી, જે સાભળી લક્ષ્મીદેવી બોલી–"વઈતાળ જુઠ્ઠો છે !"

"પિતાજી, આપ કપડા ઉતારી આરામ લ્યો ! પરસેવાથી તરબોળ થઈ રહ્યા છો !" આમ કહી કમલીની બલભદ્રસિંહના કપડા ઉતારવા લાગી કપડા ઉતારતા સઘળાઓની નજર તેના ખભાપર ગઈ ત્યા કરડવાની નિશાની સાફ જણાતી હતી તરતજ કમલીની આનદમા આવી બલભદ્રસિંહનો હાથ પકડી લક્ષ્મીદેવી તરફ જોતા બોલી–"બહેન ! આ અસલનો ડાઘ હજી છે !"

"એ ડાઘ વીષે લીલાવતી જાણતી હશે !" આમ કહી બલભદ્રસિંહે લીલાવતીને પૂછ્યુ–"પુત્રી, તાવની ઝુમમા બચકુ ભર્યું હતુ તે યાદ છે ?" આમ આગલા બનાવની તેણે યાદ આપતા તેમજ ખભાપરનો ડાઘ જોતા કમલીની, લક્ષ્મીદેવી અને લીલાવતીનો શક દૂર થયો ચતુર, વગેરેની પણ ખાત્રી થઈ કે તે ખરો બલભદ્રસિંહ છે, અને વઈતાળે તેને માટે જણાવેલી બીના તદન ખોટી હતી થોડીવાર સુધી બાપ અને પુત્રીઓ વચ્ચે આગલા બનાવોની સ્નેહભરી વાતચીત ચાલી વઈતાળની બાબત આવતા તેને શી સજા કરવી તે માટે સઘળા વચ્ચે તકરાર ચાલી આખરે તેઓ એવા ઠરાવ પર આવ્યા કે, વઈતાળને કેદ કરીને રત્નપુર મોકલાવી દેવો, જ્યા વખત મળતા તેના ગુન્હાની તપાસ કરી શકાશે તેના અધમ કૃત્યો બતાવનારા બાકીના કાગળો વાચ્યા બાદ કીશોરી, કામીની, લક્ષ્મીદેવી, કમલીની અને લીલાવતીએ પણ રત્નપુર જઈ રહેવુ કમલીનીને જવુ પસદ નહોતુ, પણ ચતુરના આગ્રહ આગળ તે લાચાર હતી પછી ચતુરે ઓરડાની બહાર જઈને સીટી વગાડી

વીજય અને હમીરની નજર પોતાની તરફ ખેંચી, અને બંને અહંચારીએ તેની તરફ જોયુ ત્યારે વઈતાળને એક કેદીની હાલતમા મહેલમા લઈ આવવાનુ તેમને ઈશારતથી જણાવ્યુ વીજયે તે વઈતાળને જણાવ્યુ, એટલે તેણે પણ કંઈ વિચાર કરીને બેડી પહેરાવવાને પોતાના બંને હાથ આગળ ધર્યા તરતજ વીજયે તેના હાથ પગમા બેડીઓ પહેરાવી દીધી, અને પછી ત્રણે જણ હોડીમા બેસીને મહેલમા ગયા ત્યા પડેલા કાગળો અને ચાદીની પેટી પર નજર પડતા વઈતાળના ચહેરાપર ઝાખાશ છવાઈ ગઈ

"વઈતાળ!" ચતુર બોલ્યો–આ બધા પત્રો અમે વાચ્યા નથી! ફક્ત ચાર પાચ વાચતાજ અમારા હૃદયમા કમકમાટ છૂટયો છે, અને તમારા અપરાધો માટે તમે સખત સજાને પાત્ર છો, માટે તમને કેદ કરવાની આજ્ઞા કરીએ છીએ!"

"આ ઉપરથી જણાય છે કે મારા કહેવા ઉપર કોઈએ વિચાર કીધો નથી, અને આ બલભદ્રસિંહને ખરોજ માન્યો છે!" વઈતાળે નિરાશાસહ જણાવ્યુ

"અમને ભમાવવાની વધુ તજવીજ કરશો નહી!" ચતુરે જણાવ્યુ તમારા ઘોર અપરાધોને આરસાની માફક દેખાડનારા તમારાજ આ કાગળો વિષે કંઈ કહેવુ છે?"

"ઘણુ કહેવુ છે, પણ તે આપ સમક્ષ નિરર્થક છે! મારી બાબતનો તમે નિકાલ કરી શકો તેમ નથી!" વઈતાળે જણાવ્યુ

"શુ અમે તમને સજા નહી કરી શકીએ?" ચતુરે પૂછ્યુ

"ધર્મની મર્યાદાની બહાર જતા અચકાતા હો તો મારૂ કહેવુ ખરૂ જ છે! શીરછત્ર મહારાજ કુલીનસિંહજીએ મારા પાછલા અપરાધ ક્ષમા કર્યા છે!" વઈતાળે જણાવ્યુ–"વળી હમણા એમના જે કાર્યો મે કીધા છે અને હજી કરૂ છુ તેની કદર કરનાર પણ તે મહારાજ શ્રી છે! શીરછત્ર મહારાજ સિવાય બીજો કોઈ મારી તપાસ કરી શકે તેમ નથી!"

"પણ અપરાધીને અમે કેદ કરી શકીએ!" ચતુરે જણાવ્યુ, એટલે વઈતાળ બોલી ઉઠયો–"પણ કેદીને કેદમા રાખી દુ:ખ દઈ શકો નહી! તપાસને અંતે તે નિર્દોષ ઠરે, માટે તેને ઉતાવળે મહારાજ શ્રીની હજુરમા ઉભો કરવાની તમારી ફરજ છે!"

"તમારી નિર્દોષતા પૂરવાર કરશો?" ચતુરે પૂછ્યુ

"હા ! નિર્દોષ છું એટલુ જ નહી પણ ઈનામ મેળવવાને પાત્ર છુ, પણ આપની આગળ કઈ ખુલાસો નહીંજ કરૂ !" વઈતાળ બોલ્યો–"મહારાજાજીએ મારા અપરાધો ક્ષમા કીધા છે, એથીજ હુ છુટકારો નહી મેળવીશ ! મારી તપાસ તો અજબ રગ જમાવી મારે બદલે કોઈ બીજાનેજ કારાગૃહનો મહેમાન બનાવશે !"

"ઠીક, તમને તાકીદે મહારાજાજીની હજુરમા ઉભા કરવાની હુ ગોઠવણુ કરીશ !" આટલુ કહી ચતુરે વીજય તરફ જોયુ, એટલે તે વઈતાળને ભોયરામા કેદ કરી આવ્યો. એક અઈચાર સાથે વઈતાળ અને ભગવતીને તેજ દીને રત્નપુર મોકલી આપવાનો ચતુરના મનમા વિચાર આવ્યો તરતજ તેને જણાયુ કે વઈતાળના કાગળો વચાઈ રહેશે નહી ત્યા સુધી કોઈ અઈચાર જશે નહી, આથી સઘળાઓને લઇને ચતુરે રત્નપુર જવાનો ઠરાવ કીધો, અને તેનો એ ઠરાવ કોઈ ફેરવી શકયુ નહી

——— o ———

## પ્રકરણ ૩૬ મું.

### તલેસમમાં કુમારો.

હાથમા તીલસ્મી ખજર લઈને ચોથા ભાગમાના પેલા ઘરમા થયલા ખાડામા કુદી પડેલા ઇંદ્રજીત કુમાર તરફ હવે આપણી નજર ખેચાય છે કુમારે તીલસ્મી ખજરનો હાથો દબાવી તેનો ખાડામા પ્રકાશ નાખીને જોયુ, ત્યારે ઉપર કરતાં નીચે ખાડો વધારે પહોળો જણાયો, અને એક તરફ એક માણુસ કોઈ બીજા માણુસની છાતીપર ચ્હડી બેસી તેનુ ગળુ કાપવાની તેયારીમા દેખાયો. કુમારને ધાસ્તી લાગી કે તે કદાચ આનદકુમાર હશે આથી ઉશ્કેરાઈ જઈને કોઈને કઈ જણાવ્યા વગર તે ખાડામા કુદી પડયો તે જમીન સરખા જણાતા કોઈ ધાતુના પડપર પડયો હોય તેમ જણાયુ કેમકે, તે પડતાજ તે જમીન બે ત્રણ ઝોકા ખાઈ ગઈ ખજરના પ્રકાશથી તેમજ ખાડામાના માણુસને હાથ લગાડવાથી ઇંદ્રજીતકુમારને જણાયુ કે તે પથ્થરનાં પૂતળા

હતા આથી પોતાના કુદી પડવાનું કારણ કમલીની અથવા જોરાવરસિંહને જણાવવાના વિચારે તેણે ઉપર જોયું તો ખાડાનું મ્હોડું વચમાંથી બંધ થઈ ગયલું દીઠું આથી લાચાર થઈ તે પોતાની હાલતનો વિચાર કરવા લાગ્યો તે સ્થાનમાં કોઈ ઠેકાણેથી અજવાળું આવે છે કેમ તે જાણવા માટે તેણે ખંજરનો પ્રકાશ બંધ પાડયો તો ત્યાં તદ્દન અંધારૂંજ હતું, એટલે ફરી ખંજરના પ્રકાશમાં તે ચારે તરફ જોવા લાગ્યો એક ઠેકાણે પડેલી ચાંદીની એક પેટી સિવાય ત્યાં બીજું કંઈ જણાયું નહી ત્રણ બાજુ પથ્થરની ભીંતમાં ન્હાના દરવાજા હતા, અને એક તરફ એક સુરંગ હતી ઇંદ્રજીતકુમાર બેધડક આ સુરંગમાં ચાલ્યો જેમ જેમ તે આગળ ચાલ્યો તેમ તેમ સુરંગ સાંકડી થતી જણાઈ અને તે ચ્હડાવ ચ્હડતો હોય તેમ લાગ્યું લગભગ સોએક પગલાં જવાબાદ સુરંગનો અંત આવ્યો અને એક દરવાજો જણાયો, જે સાંકળથી બંધ કરીને તેમાં તાળું મારેલું હતું કુમારે ખંજરથી સાંકળ કાપી નાખી દરવાજો ઉઘાડયો તો અજવાળું જણાયું બારણાની બહાર પગ મુકતાજ તેણે પોતાને એક લીલાછમ બાગમાં ઉભેલો દીઠો આ બાગમાં ફુલનું ઝાડ એકે નહોતું પણ તમામ ઝાડ જાતજાતના મેવાના હતા દરેક ઝાડની ચારે બાજુએ ફરતી બબે હાથ ઉંચી ભીંત હતી, જેની વચમાં માટી ભરાઈ જવાથી તે ચબૂતરા જેવા જણાતા હતા ઝાડોની આસપાસના ચબૂતરાઓ સિવાય બાગમાંની બાકીની તમામ જમીન સંગેમરમરના પથ્થરની હતી બાગના પૂર્વ ભાગ તરફથી પાણીની એક નહેર હતી, અને વીશેક હાથ પછી તે નહેરમાંથી કેટલીક ન્હાની શાખાઓ કહાડેલી હતી આ નહેર ત્રણેક હાથ પહોળી હતી, પણ બાગમાંની સંગેમરમરની જમીનમાં બાંધેલા સેંકડો નાળવામાં તેનું પાણી વહેતું હતું આથી ત્યાંના ઝાડો હમેશાં લીલાં રહેતાં હતા બાગની ચારે તરફ ઉંચી ભીંત હતી પૂર્વ તરફની ભીંત આગળ એક ચોક અને બે ઓરડીઓ, પશ્ચિમ તરફની ભીંત આગળ એક કુવો અને બાગના મધ્ય ભાગમાં એક મંદીર હતું ઝાડોમાંથી ફળ તોડીને ખાઈ નહેરમાંથી પાણી પીધા પછી કુમાર ચારે તરફ ફરીને આનંદસિંહને

શોધવા લાગ્યો. બાગમા ચારે તરફ ફર્યા બાદ થાકીને તે વચમાના પેલા મંદીર પાસે આવ્યો આ મંદીર નાજુક હતુ પાચેક માણુસ બેસી શકે એવડો ન્હાનો સભામંડપ તેની આગળ હતો. મંદીરમા કોઈ દેવની પ્રતિમાને બદલે એક ચબૂતરાપર ગેંડાની મૂર્તિ બેસાડેલી હતી કુમાર તેને બરોબર જોવા બાદ મંદીરની બહાર આવીને સભામંડપમા બેસી રક્તગ્રંથ વાચવા લાગ્યો સૂર્યનો પ્રકાશ હતો ત્યા સુધી તેણે પુસ્તકજ વાચ્યા કીધુ પછી પુસ્તકને સંભાળીને મુકી આડે પડખે પડી હવે શુ કરવુ તેનો તે વિચાર કરવા લાગ્યો આ બાગમા કુમાર ત્રણ દીન રહ્યો, એ અરસામા આખુ રક્તગ્રંથ ધ્યાનથી વાચી ગયો, અને તેમાના ભેદોની મતલબ હ્રદયમા એવી ઉતારી દીધી કે તે પુસ્તક હવે તેની પાસે ન હોય તોપણ ચાલે તલેસમની તમામ હકીકત તેના જાણુવામા આવી ગઈ, અને હવે તે પોતાને તલેસમ ફત્તેહ કરવાને યોગ્ય સમજવા લાગ્યો ત્રીજે દીને બપોરે કુમાર કંઈ કામ કરવાને તૈયાર થયો, અને મંદીરમાની પેલી ગેંડાની મૂર્તિ પાસે ગયો બંને હાથે તે મૂર્તિને પકડી તેણે જમણી તરફ ફેરવી માત્ર ત્રણ આટા ફેરવતાજ તે ગેંડો ચબૂતરાથી તદન છૂટો થઈ ગયો, અને જમીનમાથી ગડગડાટ સરખો અવાજ સંભળાવા લાગ્યો તરતજ ગેંડાને એક બાજુએ મૂકી દઈ કુમાર મંદીરની બહાર નીકળી આવી હવે શુ થાય છે તેની રાહ જોતો ઉભો લગભગ એક કલાક સુધી એક સરખો ગડગડાટ સંભળાયા બાદ ધીરે ધીરે નરમ પડીને થોડી વારમા તદન બંધ થઈ ગયો, એટલે કુમારે ફરી મંદીરમા જઈને જોયુ તો ચબૂતરો જમીનમા ઘુસી જઈ નીચે ઉતરવાને પગથીઓ જણાતી હતી કુમાર બેધડક તે મારફત નીચે ઉતર્યો નીચે તદન અંધારૂં હોવાથી તીલસ્મી ખંજરનો પ્રકાશ પાડી તેણે જોયુ તો પોતે વીશેક હાથની લંબાઈ પહોળાઈના એક ઓરડામા જઈ પહોચ્યો હતો તેની ચારે તરફની ભીંતમા કેટલાક ન્હાના દરવાજા હતા, જે બંધ હતા ઓરડાના ચારે ખૂણામા પથ્થરની ચાર મૂર્તિઓ હતી, જે ઘાટ તેમજ દેખાવમા એકસરખીજં હતી એક મૂર્તિના એક હાથમા કટાર હતી, જ્યારે બાકીની ત્રણના હાથમા કંઈ નહોતુ જે મૂર્તિના હાથમા કટાર હતી

તેની પાસે જઇ કુમારે તેના જમણા હાથની આંગળીમાં વીંટી હતી તે ઉતારીને પોતાની આંગળીએ પહેરી લીધી અને તેના હાથમાંની કટાર લેતાં તે મનમાં બોલ્યો "આ તલેસમમાં આવા ખંજર વિના કામ થઈ શકતું નથી ! ભાઈ આનંદ મળે તો આ એને આપીશ !" આ ઉપરથી વાચનાર સમજી ગયા હશે કે, કુમારની પાસેના તીલસ્મી ખંજર જેવું જ આ ખંજર પણ હતું પછી કુમાર ચારે તરફની ભીંતમાં જણાતા સંખ્યાબંધ દરવાજા તરફ ધ્યાન દઇને જોવા લાગ્યો આ દરવાજામાંથી ચારે તરફના ફક્ત ચાર દરવાજા ખરા હતા, બાકીના સર્વ દરવાજાના તો ભૂલાવો ખવાડનારા આકારજ હતા કુમારે પૂર્વ તરફની ભીંતમાંના ખરા દરવાજાને હડસેલો મારી ઉઘાડી નાખ્યો પછી તેણે પોતાના હાથમાંના તીલસ્મી ખંજરને કમ્મરે ખોસી દઈ જમણી તરફના ખૂણામાંની મૂર્તિને કમ્મરમાંથી પકડીને જોરથી હલાવી જમીનમાંથી ઉખેડી લીધી, અને ધીરે ધીરે પેલા દરવાજા પાસે ઘસડી આણી તેને દ્વારની બહાર ફેંકી દીધા બાદ તે ઉતાવળે પગથીઓ ચ્હડી મંદીરની બહાર નીકળી બાગમાં જઈ ઉભો જાણે જમીન હાલતી હોય અને તેમાં ઘણીક ગાડીઓ દોડતી હોય, એવું તેને થોડીવાર સુધી તો જણાયું, પણ તે ધીમે ધીમે નરમ પડીને બંધ થઈ ગયું, એટલે તે પાછો મંદીરમાં જઈ પગથીઓ મારફત ભોંયરામાં ઉતર્યો, તો હવે ત્યાં ભીંતમાં થઈ ગયેલા અસંખ્ય ઝીણાં વેહમાંથી અજવાળું આવતું હતું ત્યાં બીજો કંઈ ફેરફાર થયલો તેના જોવામાં આવ્યો નહી, એટલે તેણે પૂર્વ તરફની ભીંતમાં ઉઘાડેલા દરવાજામાં નમીને જોયું તો તે તરફની ઓરડીમાં પણ અજવાળું પડતું હતું આ ઓરડી બહુ મ્હોટી નહોતી, પણ તેમાં ચારે તરફ કેટલાક ન્હાના દ્વાર હતા, જે બધા ઉઘાડા હતા, અને તેમાંથી ચારે તરફ જવાના માર્ગ અને સુરંગ હોય એમ લાગતું હતું કુમારે તે ઓરડીમાં ફેંકી દીધેલી પેલી મૂર્તિ કળીચુનામાં થોડું પાણી નાખવાથી જેમ તે ફુટીને ફુલી જાય છે તેમ ફુટીને તદ્દન નાશ પામી ગઈ હતી તેના પેટમાંથી નીકળી પડેલી કંઈ ચમકતી વસ્તુ ઉપર કુમારની નજર પડતાં તે તેણે ઉપાડી લીધી, અને પછી પાછો ભોંયરાની બહાર નીકળી મંદીરના સભામંડપમાં

આવી તે વિચાર કરતો બેઠો થોડી વાર પછી મંદીરની અંદરથી પગથીઓપર કોઈ ચ્હડતુ હોય એવા ધબકારા સંભળાયાથી કુમારે તે તરફ જોયું તો આનંદકુમારને આવતો દીઠો આથી હર્ષાવેશમાં ઇંદ્રજીતકુમાર ઉઠયો, એટલામા આનંદકુમાર દોડી આવી તેને પગે પડયો બન્ને ભાઈ મળી ભેટીને ત્યા બેઠા એટલે ઇંદ્રજીતે પૂછ્યુ–"તમે ક્યા ફસાઈ ગયા હતા અને કેવી રીતે છૂટયા? પેલા ઘરમાની ચાંદીની પેટીમા તમારો હાથ સપડાયો ત્યા સુધીની હકીકત અમે જાણીએ છીએ!"

પેટીમાથી અમારો હાથ છોડવવાની અમે માથાકુટ કરી પણ કંઇ વળ્યુ નહી!" આનંદકુમારે જણાવ્યુ–"આમ કેટલાક કલાકો વહી ગયા પછી એક બુરખાવાળા માણસે અમારી પાસે આવી કહ્યુ–'ગભરાશો નહી! આપને છૂટા કરવાની હુ તજવીજ કરૂ છુ!' એટલામા ત્યાની જમીન જોરથી હાલવા લાગી, અને આખુ ઘર અનેક જાતના અવાજથી ગાજી ઉઠયુ, એટલે તે બોલી ઉઠયો–'કુમાર અને કમલીનીએ દરવાજાપર આવીને આ ઉપદ્રવ મચાવ્યો હોય એમ લાગે છે!' આમ કહી તે ઘરની અગાસીપર દોડી ગયો, જ્યાથી થોડીવારે તે નીચે ચાલ્યો ગયો, તે આપને મળવા આવ્યો હશે!"

"હા! દરવાજાપર અમે, કમલીની અને લીલાવતી હતા!"

"તો દરવાજાપર તમે એવુ શુ કર્યું હતુ?"

"તે અમે જણાવીએ તે પહેલા તમારી હકીકત જણાવો!"

આનંદકુમારે પોતાની હકીકત કહેવા માડી–"પેલો માણસ આપની પાસે આવ્યાને પાએક ઘડી ન થઇ એટલામા અમે ઉભા હતા ત્યાની જમીન એકાએક હાલવા લાગી, અને અમને લઈને પેટી જમીનમા ધુસી ગઈ, પણ તે સાથે અમારો પેટીમા સપડાયલો હાથ છૂટો થઈ ગયો અમે અંધારામા ઉપરની તરફ જોયુ તો કંઈ જણાયુ નહી આખરે અંધારામા અથડાતા કુટાતા અને ઠોકરો ખાતા અમે ત્યાથી ચાલ્યા રસ્તો સીધો નહી પણ આડો અવળો હતો, અને ત્યાથી બહુ આગળ જવાને બદલે અમે ગોળ ચક્કરજ ખાઈ રહ્યા છીએ, એમ લાગ્યુ આથી અમારી તો મતીજ મુંઝાઈ ગઈ દિવસ છે કે રાત તે પણ સમજી શકાયુ નહી, અને અમારા ધારવા મુજબ આ અથડામણમાં

આઠેક પ્રહર વીતી ગયા એ અરસામા કેટલાક દ્વારમાથી અમે પસાર થયા આખરે એક ઓરડીમા અમે ભુખ અને તરસથી બેભાન થઈ પડયા આ હાલતમા પણ કેટલાક પ્રહર વીતી ગયા, અને હમણા કલાકેક પહેલાજ અમે પડયા હતા તેની બાજુની ઓરડીનુ કોઈએ દ્વાર ઉઘાડયુ હોય, એવો અમને અવાજ સભળાયાથી આપ પધાર્યા હશો, એમ અમને લાગ્યુ આ પછી જમીન હાલવા સાથે કેટલીકવાર સુધી અનેક જાતના અવાજો સભળાયા, જે બધ થઈ જવા બાદ અમારી ઓરડીમા એકાએક અજવાળુ થઈ ગયુ મુશ્કેલીએ ઉઠીને અમે ઉઘડી ગયલા દ્વાર મારફત બીજી ઓરડીમા આવ્યા, જ્યા કળીચુનાની ફુટી ગયલી એક મૂર્તિ પડી હતી ત્યાથી ત્રીજી ઓરડીમા આવીને અમે પગથીઓ ચ્હડી અત્રે આવી પહોચ્યા !" આનદકુમારની આવી હાલત જોઈ ઇંદ્રજીતકુમાર દુખી થયો પછી તેમણે બાગમાથી સ્વાદિષ્ટ ફળો ખાઈને પોતાની ક્ષુધા મટાડી અને પાણી પીને સ્વસ્થ થયા બાદ સભામડપમા આવી વાતચીત કરતા બેઠા કુમાર ઇંદ્રજીતે પણ પોતાની તમામ હકીકત આનદકુમારને જણાવી, અને છેવટે કહ્યુ-" ભાઈ, તમે **રકત ગ્રથ** વાચી જાઓ તો આપણે આ તલેસમ ફત્તેહ કરવાની તજવીજ કરીએ! હવે તલેસમ ફત્તેહ કીધા સિવાય બહાર નીકળી શકીએ તેમ નથી! **રકત ગ્રથ**માના કેટલાક શબ્દોનો ભાવાર્થ તમે સમજી શકતા નથી, પણ તે માટે જોરાવરસિંહજીએ અમને સમજાવેલી કુચી અમે તમને દેખાડીએ છીએ, એટલે તમને તીવરમી પુસ્તક વાચવામા મુશ્કેલી પડશે નહી!" આમ કહી તેણે તેને તે કુચી સમજાવી દીધી, એટલામા મદીરની પાછળથી કોઈની ચીસ સભળાઇ, જેથી બને ભાઈઓનુ ધ્યાન તે તરફ ખેચાયુ, એટલે ફરી અવાજ આવ્યો-" ભલે, ભલે! તુ મારૂ મસ્તક કાપી લે! આ જીવનમા કુમાર ઇંદ્રજીતસિહ અને આનદકુમારને દુખી થતા ન જોઉ, એવી મારી ઈચ્છા છે! હાય! ઇદ્રજીતસિહ! અત્યારે આપ આ અભાગી માટે કઈ નહીજ જાણતા હશો!" આ સાભળીને ઇંદ્રજીતકુમાર બેહદ બેચેન બની બોલી ઉઠયો-" અરે! આ તો કમલીનીનો અવાજ!" આમ બોલતો તે મદીરની પાછલી તરફ દોડી ગયો, એટલે આનદસિહ પણ તેની પાછળ ગયો ત્યા

જઈ પહોચતા એક વિચિત્ર વેષવાળા માણુસપર તેમની નજર પડી આ માણુસની ઉમ્મર એ હેસી વર્ષ જેટલી લાગતી હતી તેની દહાડી, મૂંછ, ભવા તેમજ માથાના વાળ રૂની પુણી જેવા સફેદ હતા તેના ચહેરાપર વૃદ્ધાવસ્થાની થોડીક કરચલીઓ પડી ગઈ હતી તોપણ તેની મુખમુદ્રા રોનક અને રૂવાબદાર દીસતી હતી, અને બને તરફના ગાલોમા હજી પણ રતાશ જણાતી હતી તેના અવયવોમા વૃદ્ધાવસ્થાની કઈ કઈ નિશાની જણાતી હતી છતા નાતવાની, વગેરે વૃદ્ધ માણુસને પશુવત કરી નાખનારી સ્થિતીમા તે નહોતો તેની ગરદન હાલતી નહોતી, તેમજ તે કમ્મરેથી વાકો વળી ગયલો નહોતો એક લશ્કરી સરદાર જેવો ઉચા રેશમી કાપડનો સાદો ચુસ્ત પોશાક તેણે પહેર્યો હતો કમ્મરે એક ન્હાની તલવાર લટકતી હતી, અને તેના જમણા હાથમા સોનાની એક થાળી સુદર રેશમી કપડામાં બાવેલી હતી કુમારોને જોતા તે એકદમ હસવાથી તેના મ્હોડામાના મોતી સરખા ચમકતા દાત દેખાઈ જવાથી હજી યુવાવસ્થાની નિશાની તેણે ખોઈ દીધી હોય એમ જણાતું નહોતુ બને કુમારે તો મદીરની પાછળ જતી વખતે ધાર્યું હતુ કે ત્યા કમલીની કે બીજી કોઈ સ્ત્રી તેમના દીઠામા આવશે, પણ તેને બદલે આ વિચિત્ર પુરૂષને જોતા તેમને બેહદ અજાયબી ઉપજી ઇંદ્રજીતકુમારે પોતાની પાસેનુ બીજુ તીલસ્મી ખજર આનદકુમારને આપ્યુ, અને પછી પોતે તે વિચિત્ર માણુસની પાસે જઈને પૂછ્યુ—“ આ તરફથી એક સ્ત્રીની ચીસ સભળાઈ હતી તે કયા છે ?”

“ અત્રે તો કોઈ સ્ત્રી નથી !” વૃંધે જણાવ્યુ

“ હમણાજ અમે એનો અવાજ સાભળ્યો !” આનદકુમારે આસપાસ જોતા જણાવ્યુ “ ત્યારે એ અવાજ કોનો હતો ?”

“ મારો !” વૃદ્ધે જવાબ આપ્યો “કહો તો તે શબ્દોજ તેવા અવાજે ફરી બોલી સભળાવુ ?” આમ કહી તે વૃંધ કમલીની સરખા અવાજે પેલા હૃદયભેદક શબ્દોજ બોલી ગયો, જે સાભળી બને કુમારો અજબ થયા, અને ઇંદ્રજીતકુમારે તેને પૂછ્યુ—“ પણ આવી રીતે બૂમ પાડવાનુ તમારે શુ કામ હતુ ?”

"ગઈ કાલથી હુ તલેસમમા આપની શોધમા ફરૂ છુ'!" વૃદ્ધે જણાવ્યુ–"ઘણી જાતના અવાજ કહાડયા અને બહુ તજવીજ કરી, પણ આપના દર્શન થયા નહી! મને લાગ્યુ કે, તલેસમમાથી નીકળતા અવાજનો જવાબ આપવો નહી, એમ આપે કદાચ ઠરાવ કીધો હશે, આથી મે આ યુક્તિ અજમાવી!"

"પણ આપ કોણ છો અને અમને શા માટે મળવા માગો છો?" ઇંદ્રજીતકુમારે પૂછ્યુ જેમા આનદકુમારે ઉમેર્યું–"અને આ તલેસમમા આપ કેવી રીતે આવ્યા?"

"હુ આપનો નમ્ર દાસ આ તલેસમમાજ રહુ' છુ!" વૃદ્ધે જણાવ્યુ–"આપ તલેસમમા પધાર્યા એટલે મારા ઘરમા પધાર્યા છો તેથી આપની પરોણાગત કરવાની મારી ફરજ છે!"

"આ તલેસમજ આપનુ ઘર હોય તો અમો તરફ તમે મિત્રતા રાખી શકોજ નહી કેમકે, અમે આપનુ ઘર–આ તલેસમ તોડવાનેજ આવ્યા છીએ!" ઇંદ્રજીતકુમારે જણાવ્યુ–"પોતાના ઘરનો નાશ કરવા આવનારની કોઈ પરોણાચાકરી કરેજ નહીં! અમને કેમ વિશ્વાસ આવે કે તમે કપટ નહીજ રમો?"

"આપનું કહેવુ ખરૂ છે! આ બાબતનો આવે વખતે વિચાર કરવો એ બુદ્ધિશાળી પુરૂષનુ કામ છે, પણ હુ આપનો મિત્ર છુ, એમ આપ બને ભાઈઓએ માનવુજ પડશે!" વૃદ્ધે જણાવ્યુ–"વારૂ, આપનો દુશ્મન બનીને આપને હુ શુ નુકસાન કરી શકીશ? આપની કૃપાથીજ મને લાભ છે!"

"અમારાથી આપને શો લાભ?" ઇંદ્રજીતકુમારે પૂછ્યુ'–"વળી તલેસમમા તમે અમારી શી પરોણાગત કરશો? પહેલા એ તો કહો કે આપને એક મિત્ર સમજી અમે આપનુ કહેવુ ખરૂ માનીએ, એવી આપ અમને ખાત્રી કરી આપશો?"

"આપની કૃપાથી મને બેહદ લાભ છે!" વૃદ્ધે જણાવ્યુ "આપ ધારશો તો મારા ઘરનો–આ તલેસમનો તદન નાશ નહી કરો હુ એમ કહેવા નથી માગતો કે આપ તલેસમ તોડો નહી, અને તેમાથી લાભ પ્રાપ્ત ન કરો, પણ મારી અરજ છે કે, આપને લાભ થાય એટલોજ તલેસમનો ભાગ આપ તોડો, અને નજીવા લાભ માટે જે ખૂબીદાર વસ્તુઓ બનાવવા પાછળ બુદ્ધિશાળી કારીગરોએ વર્ષોના વર્ષો મહેનત કરી છે, અને જેની

કરામત જોઈને ચાલાક, હોશીયાર પુરૂષોની અક્કલ ગૂમ થઈ ગઈ છે, તેવો તલેસમનો થોડોક ભાગ આપ ન તોડો તો મારી તમામ અજાયબીઓ કાયમ રહેશે, અને તે સાથે આપના મિત્ર જોરાવરસિંહજીની આબરૂ અને નામના ઓછી નહી થાય, પણ તેઓ તલેસમના રાજા કહેવાશે ! આ તલેસમમાં હુ બહુ સારી રીતે આપની પરોણાચાકરી કરી શકીશ, અને તલેસમની સહેલ કરાવીને એવા તમાસાઓ દેખાડીશ, જે તલેસમ તોડવાને શક્તિવાન છતાં પણ આપ મારી મદદ વિના જોઈ શકશો નહી ! આપને મારાપર કેમ વિશ્વાસ આવે, તેનો જવાબ આપવો જરા મુશ્કેલ છે !"

"વારૂ, તમને રાજા જોરાવરસિંહ સાથે ઓળખાણ છે ?" ઇંદ્રજીતકુમારે કંઈ વિચાર કરીને પૂછ્યું

"ઓળખાણ શું મિત્રતા છે !" વૃદ્ધે જવાબ આપ્યો.

"તમે કહો છો તેમ આ તલેસમ તમારૂં ઘરજ હોય તો અત્રેનો એકેએક ખુણો તમે જોયોજ હશે, અને રાજા જોરાવરસિંહજી કરતાં પણ તમે તલેસમની હકીકત વધુ જાણતા હશો ! આમ છતાં જોરાવરસિંહ તમારા મિત્ર છે તો એમને આટલા દીન સુધી માયાવતીના કેદખાનામાંથી છોડાવ્યા કેમ નહી ? એ કેદ હતા તે સ્થાન સુધી તમે જઈ શકતા નહોતા, એમ તો તમે કહી શકોજ નહી !" ઇંદ્રજીતકુમારની આ દલીલ આગળ વૃદ્ધ મુંઝાયો તે નીચું માથું કરી વિચારમાં પડયો આથી તે જુઠું બોલી પોતાને ઠગવા આવ્યો છે, એમ બન્ને કુમારોને લાગ્યું. થોડીક વાર કંઈ વિચાર કીધા બાદ વૃદ્ધે ઉંચુ જોઈ મુખ મલકાવીને કહ્યું–"ખરેખર ! આપ બહુજ હોશીયાર છો ! વાતોમાં મુંઝવી મારી ખરી હકીકત જાણવા આપની ઈચ્છા છે, પણ તેમ બની શકશે નહી ! આપ તલેસમ ફતેહ કરશો ત્યારે મને પણ ઓળખશો ! જોરાવરસિંહજી મારા મિત્ર છે, અને આ તલેસમ મારૂં ઘર છે, એમાં કંઈ ખોટું નથી !"

"તમે તમારે મ્હોડેજ ખોટા બનો છો !" ઇંદ્રજીતકુમારે જણાવ્યું–"જોરાવરસિંહજી તમારા મિત્ર હોય તો અમારી વાતનો સંતોષકારક જવાબ આપો !"

"હું કંઇ ખુલાસો કરી શકતો નથી !" વૃદ્ધે જણાવ્યું.

"તો અમને તમારાપર વિશ્વાસ નહી આવે!" ઇંદ્રજીત કુમારે કહ્યું

"પણ હુ આપનો દુશ્મન નથી, એટલીજ હુ આપની ખાત્રી કરી આપુ તો પછી કંઈ છે?" વૃદ્ધે પૂછ્યુ,

"ના! વડીલ ભાઈશ્રીએ પૂછેલી બને વાતોની અમને તો ખાત્રી કરી આપો!" આનંદકુમારે જણાવ્યુ

"ત્યારે તો હુ અત્યારે અહીં નકકામોજ આવ્યો!" આમ કહી પોતાના હાથમાની રૂમાલમા બાધેલ થાળી બતાવતા વૃદ્ધે જણાવ્યુ-"આપને માટે ભોજનની સામગ્રી લાવ્યો હતો તે પણ પાછી લઈ જાઉં કેમકે, મારાપર આપને વિશ્વાસ આવતો નથી તો પછી એ વસ્તુઓનો આપ સ્વિકાર કરોજ નહી!"

"આપના બાલબચ્ચા અત્રે રહે છે શું? ભોજનની વસ્તુઓ ઘેર તૈયાર કરેલી છે કે?" આનંદકુમારે પૂછ્યુ

"બાલબચ્ચા તો શુ પણ એકે નોકરે મારે નથી, એટલે આ વસ્તુઓ બજારમાથી લાવ્યો છુ!" વૃદ્ધે જવાબ આપ્યો

"ત્યારે તો આપ અહર્નિશ તલેસમમાજ રહેતા હો, એમ લાગતુ નથી!" આનંદકુમારે જણાવ્યુ

"એ સર્વેનુ આપણને કંઈ કામ નથી!" ઇંદ્રજીતકુમાર બોલી ઉઠયો-"એમનુ કહેવુ ખરૂ છે, એમ આપણી ખાત્રી થશે ત્યારે આપણે એમની સાથે વાત કરીશું, અને એમને ઘેર જઈશું!" આનો કંઈ જવાબ આપ્યા વગર વૃદ્ધ બને કુમારોને નમન કરીને ત્યાથી ચાલ્યો ગયો તે કયા જાય છે, તે જાણવાની ઈચ્છાથી બને કુમાર તેની પાછળ ગયા વૃદ્ધ તે જાણવા છતા કંઇ દરકાર કર્યા વગર બાગની પશ્ચિમ ભીંતની પાસેના કુવા પાસે જઈ તેમા કુદી પડયો કુમારોએ તે કુવા પાસે જઈ તેમા જોયુ પણ અંધકાર હોવાથી કંઈ જણાયુ નહી, એટલે આનંદકુમારે જણાવ્યુ-"વૃદ્ધ આમા કુદી પડયો તેપરથી એમા કોઇ તરફ જવાનો માર્ગ હશે, એમ લાગે છે! આજ્ઞા હોય તો અમે અંદર કુદી તપાસ કરી આવીએ!"

"ના! તમે તલેસમના સર્વ ભેદ જાણતા ન હોવાથી તેમા જઈ શકશો નહી!" ઇંદ્રજીતકુમારે જણાવ્યુ-"અમે તીલસ્મી પુસ્તક સંપૂર્ણ વાચ્યું છે, એટલે અમે એમાં જઈ શકીએ છીએ,

પણ તમને અત્રે એકલા છોડીને અમે જઈશુ નહી! પ્રથમ તમે તીલસ્મી પુસ્તક ધ્યાનથી વાચી તેમાના સર્વ ભેદોથી જાણીતા થાઓ! વૃદ્ધની પૂઠે હાલ જવાની જરૂર નથી! એ દગાખોર વળી કઈ નવી યુક્તિ લડાવવા અત્રે ફરીથી આવશે!"

"જેવી આજ્ઞા!" આનંદકુમારે જણાવ્યુ બને ત્યાથી પાછા ફરી મંદીરમા આવ્યા તેઓ ચાર દીન આ બાગમા રહ્યા, તે દરમ્યાન આનંદ કુમારે તીલસ્મી પુસ્તક સંપૂર્ણ વાચી લીધુ, જેના અંતમા નીચે મુજબ લખ્યુ હતુ —

"આ તલેસમ ફત્તેહ કરનાર ભાગ્યશાળી પુરૂષે આ પુસ્તક બરોબર વાચીને તેના ભેદ યાદ રાખવા કેમકે, એ પુસ્તક તેની પાસે રહેશે નહી, પણ બીજા ઉપયોગમા આવી જવાથી આમાની કોઈ વાત ભૂલાઈ જવાશે તો તલેસમ ફત્તેહ કરનારની જીંદગી જોખમમા આવી પડશે આ પુસ્તકની શરૂઆતથી તે છેવટ સુધીની બીના યાદ રાખી ન શકે તે તલેસમ ફત્તેહ કરવાની ઈચ્છા કરશે તો પોતાની જીંદગી ગૂમાવશે"

પાચમે દીને પ્રભાતે બને કુમાર તલેસમ ફત્તેહ કરવા માટે જતા હતા, એટલામા માર્ગમા પેલો વૃદ્ધ મળ્યો તેણે કુમારોને નમન કરીને ખીસામાથી એક કાગળ કહાડી ઇંદ્રજીતકુમારને આપતા કહ્યુ—"રાજા જોરાવરસિંહજીનો પત્ર લાવ્યો છુ!"

ઇંદ્રજીતકુમારે પત્ર વાચ્યા બાદ આનંદસિંહને બતાવ્યો અને વૃદ્ધ તરફ જોયુ, એટલે તેણે પૂછ્યુ—"હવે આપને બીજી ખાત્રી જોઈએ છે? આ પત્ર આપને બનાવટી લાગે છે?"

"ના પત્ર તો ખરો છે!" ઇંદ્રજીતકુમારે જણાવ્યુ—"પણ આમાની આ નીશાનીની મતલબ તમે સમજો છો?"

"હુ કયાથી જાણુ? એ તો આપ કે રાજા જોરાવરસિંહજી સમજે!" વૃદ્ધે જણાવ્યુ—"આપજ સમજાવો કે—"

"એની મતલબ એવી છે કે આ પત્ર ખરો છે, પણ એમા જે કઈ લખ્યુ છે તેપર અમારે ધ્યાન આપવુ નહી!" ઇંદ્રજીતે જણાવ્યુ, એટલે વૃદ્ધે પૂછ્યુ—"શુ જોરાવરસિંહજીએ એ નિશાની વિષે પ્રથમથીજ આપને એમ કહી રાખ્યુ છે?"

"હા!" ઇંદ્રજીતે જણાવ્યુ—"આ ઉપરથી સમજાય છે કે પત્ર એમની મરજીથી નહી પણ જોરજુલમથી લખાવ્યો છે!"

"ના, ના ! એમ હોયજ નહી !" વૃદ્ધે જણાવ્યુ -" એ નિશાની વિષે એમણે કઈ બીજુ જ કહ્યુ હશે ! આપ ભૂલતા હશો !"

"અમે ભૂલતા નથી, છતા તેમ લાગતુ હોય તો તમેજ કહો કે એ નિશાન એમણે શા માટે કર્યું છે ?" ઇદ્રજીતકુમારે પૂછ્યુ

"કોઈ અઈયાર એમના મિત્રને એમનુ લખાણ કહી ઠગી ન જાય તે માટે એમણે એ નિશાન કર્યું છે !" વૃદ્ધે જણાવ્યુ, અને જરાવાર ચુપ રહી મુખ મલકાવીને કહ્યુ—" કુમાર, આપ બહુજ બુદ્ધિશાળી છો, માટે હવે હુ મારો ભેદ ખુલ્લો કરૂ છુ !" આમ કહી પોતાના મુખપરથી બનાવટી દહાડી મૂછો કહાડીને ફેકી દઈ તે ઇદ્રજીતકુમારને ભેટી પડયો વાચનાર ! આ વૃદ્ધનુ સ્વરૂપ ધરનાર રાજા જોરાવરસિંહ હતો છૂપે વેષે બંને કુમારોને તલેસેમ ફત્તેહ કરવામા મદદ કરવાની તેની ઈચ્છા હતી, પણ કુમારોની ચાલાકી આગળ તેની હીકમત ચાલી નહી, એટલે તે જાહેર થઈ ગયો બને કુમારો તેને ભેટયા બાદ તેઓ ત્રણે નહેરને કીનારે જઈ એક સીલાપર બેસી વાતચીત કરવા લાગ્યા

—— o ——

## પ્રકરણ ૩૭ મું.

### નિષ્ફળતા !

કૈમલીનીની સલાહ મૂજબ કમલા રત્નપુરના કીલ્લામા રાજમહેલમાજ રહી હતી, અને મહારાજ કુલીનસિંહ વીજયગઢ પધાર્યા છતા પણ તે ત્યાજ રહી રાજમહેલના અ ત પુરને લગતા ભાગમા કમલા રહેવા લાગ્યાથી તેમજ તેના કામકાજ માટે મહારાજાએ કેટલીક દાસીઓ રાખેલી હોવાથી કઈક વસ્તી જણાતી હતી રાજા કુલીનસિંહે પણ જતી વખતે તેને પોતાની અઈયારીનો ઉપયોગ કરવાને આમતેમ ભટકવાને બદલે ત્યાજ રહેવાનું જણાવ્યુ હતુ, અને તેને જોઈતા સમાચાર આણી આપવાને શાતીનાથ જોશીજીના હાથ હેઠળના જાસુસોને ફરમાવ્યુ હતુ જોશીજી પણ કમલાની દરેક સગવડ સંભાળતો હતો તે ત્યા સુખચેનમા રહેતી હતી એક દીને જોશીજીએ આવી ચતુરનો કાગળ તેને વાચવા આપ્યો, તેમા નીચે મૂજબ લખ્યુ હતુ —

વહાલા જોશીરાજ, અમે કીશોરી કુંવરી, કમલીની, તારા અને લીલાવતી સહ રત્નપુર તરફ આવીએ છીએ, માટે તાકીદે પાલખીઓ, વગેરે સવારીના સરંજામ તેમજ સીપાઈઓ સહ આપ ભૂતખડકની તળેટીમા અમને આવી મળજો. લી ચતુરસિંહ

આ પત્ર વાચતા કમલાને બેહદ આનંદ ઉપજ્યો, અને તેણીએ પૂછ્યું—“ આ પત્ર આપને કયારે મળ્યો ? ”

“ હમણાજ ! એમા ફરમાવ્યા મૂજબની તૈયારી કરવાનો હુકમ કરી હુ આપની પાસે આવ્યો છુ અમે હમણાજ રવાના થઈશુ ! ” જોશીજીએ જણાવ્યું એટલે કમલાએ પણ તેની સાથે જવાની પોતાની ઈચ્છા જણાવી જોશીજીએ તેને માટે પાલખીનો બંદોબસ્ત કર્યો હતો, એટલે પાલખીઓ, વગેરેસહ સીપાઈઓ સજ થતાજ તેઓ રવાના થયા, અને એક પ્રહરમા ભૂતખડક આગળ ચતુરસિંહ, કીશોરી, વગેરેને એક ગુફામા બેસાડી અઠ-યારો અને બલભદ્રસિંહ સહ જોશીજીના આવવાની રાહ જોતો હતો ત્યા જઈ પહોચ્યા કમલાની પાલખી ગુફાના મુખ આગળ લઈ જવામા આવી ગુફા મ્હોટી હોવાથી તેમા અજવાળુ પણ સારૂ હતુ કમલા આવ્યાની કીશોરીને ખબર મળતા તે પાલ-ખીમાથી ઉતરીને ગુફાની અંદર આવે ત્યા સુધી ખોટી ન થતા તે આનંદાવેશમા ગુફાના મુખ સુધી ગઈ બને સખી મળતા હર્ષાવેશમા ભેટી પડી બંનેની આખોમાથી હર્ષાશ્રુ વહેવા લાગ્યા કીશોરીની પાછળ કમલીની, વગેરે પણ આવી હતી, તેઓ બધી પણ કમલાને સ્નેહથી મળી ભેટી કમલા નીચ વઈતાળની પુત્રી હતી, એમ સર્વ જાણતી હતી છતાં કમલા તરફનો તેમનો સ્નેહ ઓછો થયો નહોતો કમલા હજી જાણતી નહોતી કે વઈતાળ પોતાનો પિતા થતો હતો, અને તેણે આવા અઘોર કામો કીધા હતા પ્રથમમિલનની ઉર્મિ શાંત પડતા તેઓ ગુફામા બેસી સ્નેહભરી વાતચીત કરવા લાગી કુચની તૈયારી થવાની ખબર મળતા તેઓ ગુફાના મુખ આગળ રાખવામા આવેલી પાલખી-ઓમા બેઠી, એટલે ભોઈઓએ તે ઉપાડી અને સઘળાઓ રત્ન-પુર તરફ રવાના થયા સૂર્યાસ્ત થતા પહેલાજ તેઓ રત્નપુરના કીલ્લામા જઈ પહોચ્યા. તે દીને ફરી રાજમહેલમાનો અંતપુરનો ભાગ દીપી નીકળ્યો, પણ રાજમહેલમા પગ મૂકતાજ એક વાર

કીશોરીનુ હૃદય કંપી ઉઠયુ કેમકે, એક કેદી તરીકે તે ત્યાં કેટલાક દિવસ રહી હતી, તે વખતની પોતાની દુઃખદ સ્થિતિ તેણીને યાદ આવી ગઈ લીલાવતી પણ તે વખતે લાલીના વેષમા ત્યા રહી ગયલી હોવાથી તેને પણ તે સમયના બનાવોનુ સ્મરણ થઈ આવ્યું લીલાવતી તો કીશોરીને ઓળખતી હતી, પણ કીશોરી જાણતી નહોતી કે તે વખતે લાલીને નામે પોતાની સાથે રહેનાર લીલાવતીજ હતી મહેલમા પગ મૂકતાજ આગલા બનાવોનુ સ્મરણ થવાથી કીશોરીના મુખપર સ્હેજ ઉદાસી છવાઈ ગઈ લીલાવતીએ પણ આગલી વાતો યાદ આવવાથી કીશોરી તરફ જોયુ, અને તેની ઉદાસીનુ કારણ તે સમજી જવાથી મ્હોટેથી હસી પડી આથી કીશોરીએ તેને પૂછ્યુ –" બ્હેન, તમને હાસ્ય શાથી આવ્યુ ?"

" ગભરાયલા સરખા ચારે તરફ તમને નજર ફેરવતા જોઇને હસવુ આવ્યુ !" લીલાવતીએ જવાબ આપ્યો

" ફક્ત એટલુ જ નહી હોય ! નક્કી બીજુ કારણ હશે !" કીશોરીએ જણાવ્યુ –" કહો બ્હેન, આમ શુ કરતા હશો ?"

" લીલાવતીને હાસ્ય આવવાનુ કારણ હુ કહુ !" કમલીનીએ કહ્યું –" તમે અત્રે ફસાયલા હતા ત્યારે લીલાવતી પણ અત્રેજ હતી ! તમો બને વચ્ચે સારો સબધ હતો ! એ યાદ આવવાથી એ હસી !"

" તમે મશ્કરી કરો છો બ્હેન !" કીશોરી બોલી " બ્હેન લીલાવતી મારી સંગે રહ્યા હોય છતા હુ ઓળખુ નહી ?"

"લીલાવતી કંઈ ખરા સ્વરૂપમા તમારી સાથે રહેતી નહોતી !" કમલીનીએ જણાવ્યું–" એ લાલીને નામે રહી હતી !" આ સાભળી કીશોરીએ અજાયબીસહ લીલાવતીનો હાથ પકડી તેણીને પૂછ્યુ –" બ્હેન ! લાલીના વેષમા તમેજ હતા ?"

" હા કહેતા મને શરમ આવે છે !" લીલાવતીએ જણાવ્યુ – " અરેરે ! તે વખતે મારી દાનત સાફ નહોતી ! હુ તે વખતે માયાવતીની આજ્ઞાનુસાર એક કામ માટે અત્રે આવી હતી !"

" ઓહ ! ત્યારે તો આજે ઘણા ભેદોનો ખુલાસો જણાશે !" કીશોરી બોલી ઉઠી–" બ્હેન, હવે તો ઘણીક વાતો તમને પૂછીશ, અને તેની ખરી હકીકત તમારે જણાવવીજ પડશે !"

"મ્હોટી ખુશીથી ! અરે ! બીજી પણ કેટલીક અદભૂત વાતો તમારા જાણવામા આવશે !" લીલાવતીએ જણાવ્યું

"હવે બધુ જાણશો !" કુમલીનીએ જણાવ્યું-"મુસાફરીનો થાક દૂર કરવા જરા આરામ લ્યો ! દુશ્મનના ઘરને આપણુ ઘર માનીને સેંકડો સંકટ ભોગવ્યા પછી આપણને સુખમા રહેવાનો સમય આવ્યો તે માટે ઈશ્વરનો પાડ માનો !"

રાત્રીએ ભોજન કીધા બાદ કીશોરી, કામીની, કમલીની, લક્ષ્મીદેવી અને લીલાવતી રાજમહેલની અગાશીમા ફરતી ચારે તરફની શોભા નીહાળતી હતી આકાશમા ચંદ્ર પ્રકાશી રહ્યો હતો ન્હાની ન્હાની વાદળીઓ આમતેમ દોડધામ મચાવી રહી હતી, જેમની પાછળ વારવાર ચંદ્ર ક્ષણભર છુપાઈ જઈ વળી પ્રકાશી નીકળતો હતો એ સમયે રત્નપુરના કીલ્લાની આસપાસની અપૂર્વ શોભા અને પ્રકૃતિની અનુપમ સુંદરતાથી તેઓ દરેકના હૃદયપર જુદી જુદી અસર થઈ રહી કમલીની પોતાના ધ્યાનમા નિમગ્ન હતી લક્ષ્મીદેવીના મનમા કંઈ જુદાજ વિચાર રમી રહ્યા હતા લીલાવતી સંભવીત તેમજ અસંભવિત વિચારોમા પડી મનમાજ મોતીના ચોક પૂરતી હતી કીશોરી અને કામીનીએ પણ આશાના અનેક તરંગોપર પોતાના હૃદયને તરવા છોડી દીધા હતા, પણ કમલાના ચિત્તનુ કંઈ ઠેકાણુ નહોતુ વઈતાળને રત્નપુરના કેદખાનામા એક ગુન્હેગાર પેઠે કેદ કરવામા આવ્યો છે, એમ સાભળ્યુ ત્યારથી તેણીના મનમા અનેક વિચારોએ ઉથલપાથલ મચાવી મૂકી હતી વઈતાળ કોણ હશે ? એણે શો અપરાધ કર્યો હશે ? કુલીનસિંહના અઈયારોની એણે આટલી બધી ચાહેના મેળવ્યા પછી તેઓ એનાપર એકાએક આટલા ગુસ્સે શામાટે થઇ ગયા હશે ? તારાને લક્ષ્મીદેવીને નામે શામાટે બોલાવવામા આવે છે ? કમલીની તેણીની આટલી બધી અદબ શા માટે રાખે છે ? એ બધી બાબતો જાણવાને તે આતુર બની ગઈ હતી, અને તે વિષે કમલીનીને પૂછવાને તે તક શોધતી હતી લગભગ એક કલાક પ્રકૃતિની શોભા નિહાળવામા પસાર કર્યો બાદ તેઓ બધી ત્યા એક તરફ બીછાવેલી ગાદીપર બેઠી, એટલે કમલાએ વાત છેડી તેણે કીશોરીને પૂછ્યુ-"બ્હેન, વઈતાળ તો મહારાજ કુલીનસિંહના અઈયારો સાથે મળીને કામ કરતો હતો,

અને પોતાના અદ્દભૂત કામોથી એ તેમનો માનીતો થઈ પડયો હતો છતા એકાએક તેને કેદ શામાટે કરવામા આવ્યો છે?"

"એ વિષે કમલીનીબાને પૂછ!" કીશોરીએ કહ્યુ–"એમનો અઇયાર હતો, અને એમની આજ્ઞાનુસાર કામ કરતો હતો!"

"કોઈનો અઈયાર હતો કે કોઇનો બાપ હતો તેથી શું?" કમલીની હસીને બોલી-"એ હતો ત્યારે હતો, પણ હવે કોઈ એને પોતાનો અઈયાર બનાવવાનું પસંદ કરશે નહી, તેમજ પોતાના પિતા તરીકે તેને બોલાવવાનું પણ કોઈ કબૂલ કરશે નહી!"

"જેમ તમે પણ હવે માયાવતીને તમારી બ્હેન કહેવાનુ પસંદ નહી કરો!" કીશોરી મુખ મલકાવીને બોલી

"એમા ફેર છે! નીચ માયાવતી મારી બ્હેનજ નથી!" કમલીનીએ જણાવ્યુ આથી કમલાએ અજાયબીસહ પૂછ્યુ-"કેમ? એ તમારી મ્હોટી બ્હેન હોવાનુ તમેજ કહ્યુ હતુ!"

"તે વખતે હું ખરી હકીકત જાણતી નહોતી!" કમલીનીએ જણાવ્યુ-"બ્હેન, તુ પણ વઈતાળની હકીકત જાણીશ ત્યારે તારા હૃદયની કોણ જાણે કેવી હાલત થશે? તે તને જણાયા વગર રહેશે નહી! બ્હેન દુનિયામા એકબીજાના સુખદુ ખના સાથી થવાય છે, પણ તેથી કોઈ કોઈના સુખદુ ખમા ભાગ પડાવતુ નથી, કોઈ કોઈના અપરાધમા ભાગ પડાવતુ નથી, પણ તેના બચાવ માટે મદદ કરી શકે છે! એક ભલો પિતા પોતાના ખરાબ પરિવાર માટે તેમજ એક સુપુત્ર પોતાના પાપી પિતાના અપરાધ માટે જવાબદાર નથી! જે કરે તે ભોગવે!-"

"આપરથી તો વઈતાળ મારો કોઈ સંબધી હશે એમ કહેવાની તમારી મતલબ જણાય છે!" કમલા વચમા બોલી ઉઠી

"એમજ છે! પહેલા હુ તમને કીસનરાયની કહાણી કહુ છુ!" કમલીનીએ જણાવ્યુ-"કીસનરાયેજ તે ચતુરસિંહને જણાવી હતી તે વખતે મે સતાઈને સાભળી હતી!" આમ કહી ચતુર ગાડો ગોવીંદરાય બનીને માયાવતીના બાગમા ગયો ત્યારથી બનેલા તમામ બનાવોની હકીકત તેણે જણાવી, જેમા વઇતાળ અને શુરસેનના રગઢગ, વગેરેની કેટલીક બીના આવી ગઈ કમલાના હૃદયની અજબ હાલત થઈ બાલપણના બનાવો તેની આખો સામે આવી ઉભા પોતાની માતાની હયાતીમા પોતાનો

પિતા વારંવાર ઘણા દિવસો સુધી ઘરમા રહેતો નહોતો, તેમજ તે એકાએક ગુમ થઈ જવા બાદ કોઈ અજાણ્યા માણસે તેના મૃત્યુના સમાચાર પોતાના નાનાને પહોચાડયા હતા, તે વખતે પોતાના પિતાના સંબધમા ગામમા અનેક વાતો ચાલી રહી હતી, પણ આખરે પોતાના કાકા શુરસેને ઘેર આવીને તે મરણ પામવાની તેમજ તેને હાથેજ તેને અગ્નિદાહ દેવાની વાત જણાવી ત્યારે તેના મરણ માટે સર્વની ખાત્રી થઈ હતી આ બનાવોનું સ્મરણ થતા તે કેટલીક વાર સુધી ઉંડા વિચારમા પડી ગઇ કમલીની તેના હૃદયની સ્થિતિ સમજી જવાથી બોલી–" બ્હેન, આમ મુઝાઈ શુ ગઈ ? વઈતાળ તારો પિતા અને કીસનરાય તારો ભાઈ છે ! "

" ત્યારે પોતાના મરણના ખોટા ખબર એમણે શા માટે ફેલાવ્યા હશે ? " કમલાએ અજાયબી સહ પૂછ્યુ –" કીસનરાયની કહાણીપરથી તો એટલુ જ જણાય છે કે મહારાજ કુલીનસિંહને ત્યા ચોરી કરવા માટે એમને એમ કરવુ પડયુ ! "

" મને પહેલા એમજ લાગ્યુ હતુ, અને વઇતાળે પણ મને એજ કારણ કહ્યું હતુ, પણ હાલ જે ભયકર ભેદ જણાયા છે તેના ફળ ભોગવવાના ડરથીજ એ છુપો રહ્યો છે ! " કમલીની બોલી–" અરેરે ! વઈતાળે મને પણ ઠગી ! માલતી પાસેના તેના કાગળો મે કહડાવ્યા તે અત્યારે મારી પાસે હોત તો નક્કી ઘણી બાબતોનો ખરો ભેદ જણાયો હોત ! "

" બ્હેન, ગમે તેમ થાય પણ હુ મારી માતાની શીખામણ ભૂલીશ નહી, અને તેથી વિરૂદ્ધ કંઈ કરીશ નહી ! " કમલા આખમા આસુ આણી બોલી–" પિતાજીના મૃત્યુના સમાચાર આપવાને કાકાજી અમારે ઘેર આવ્યા ત્યારે માતાજી માદા હતા ! સર્વ રડવા કુટવા લાગ્યા પણ મારી માતાની આખમા આસુનું એક ટીપુ પણ જણાયુ નહી આથી લોકોને તો એમજ લાગ્યું કે બેહદ શોકને લીધે તે બેભાન થઈ ગઈ હતી, પણ માતાજીએ એકાતમા બોલાવીને બહુ સમજાવી છેવટે મને કહ્યું–" પુત્રી ! મારી ખાત્રી છે કે, તારા પિતા મરણ પામ્યા નથી પણ કોઈ સ્થળે છૂપા રહ્યા છે કેમકે, પોતાના કૃત્યો માટે દુનિયામા એ કોઈને મ્હોડું બતાવશે નહી, પણ શુ કરૂ ? પતિની નિંદા કરવી

એ મારો ધર્મ નથી, એટલે તને એ વિષે વધુ ખુલાસો કરતી નથી! પુત્રી! આ માંદગીમાથી હવે હું ઉઠીશ નહી માટે તને સમજાવુ છુ કે, ભવિષ્યમા તારા પિતા કદાચ તને મળે તોપણ તેની તરફથી કંઈ સુખ કે સતોષ મેળવવાની તુ આશા રાખ તીજ નહી! તારા કાકા ભલા છે, એમને હાથે તારૂ અનિષ્ટ નહી થાય! પણ એમણેજ પોતાના ભાઈના મરણની ખોટી ખબર શા માટે ઉડાવી તે હુ સમજી શકતી નથી! એ ગમે તેમ હો પણ તને હુ મારા સોગન આપીને કહુ છુ કે, તારી ચાલચલ ણમા નીચતા ન આવે તેની સભાળ રાખજે, અને કીશોરી–કુવરીનુ ભલુ થાય તેજ કામ કરજે કેમકે, તેનુ લુણ મારા તેમજ તારા રૂવેરૂવામા ભરેલુ છે! કીશોરીનો તારાપર સપૂર્ણ સ્નેહ છે અને તેને તારા સિવાય બીજા કોઈનો આધાર નથી કેમકે, તેના માતાજી એક એવા માણસને પનારે પડયા છે કે કોઈ દીન તે આત્મઘાત કરશે, તેમજ કીશોરીના નાના પણ બહુજ ક્રોધી છે, માટે તુ એની સભાળ રાખજે!" માતાના આ શબ્દો હૃદયમા કોતરાઈ રહ્યા છે!" આટલુ બોલતા તેની આખમાથી આસુ સરવા લાગ્યા કીશોરી પણ માતા યાદ આવતા હૃદય ભરાઈ આવવાથી અશ્રુપાત કરવા લાગી કમલીનીએ બનેને ધીરજ આપી શાત કરી કેટલીક વાર ત્યા ચુપકીદી છવાઈ ગઈ આખરે કમલાએ પૂછયુ–"ત્યારે મારા પિતાએ શા અપરાધ કર્યા છે તે કહેશો?"

"હુ સર્વ હકીકત જણાવીશ, પણ બ્હેન, એમ ન સમજતી કે વઈતાળને લીધે તારાપરનો અમારો સ્નેહ ઓછો થશે!" કમલીનીએ જણાવ્યુ, જેમા કીશોરીએ ઉમેર્યું–"સખી, તારા ગુણ અમે ભૂલીશુ? અમારા દુખમા તેજ ભાગ લીધો છે, અને તારે આધારે આ જીવત ટકી રહ્યુ છે!" લક્ષ્મીદેવીએ પણ પોતાનો દૃઢ સ્નેહ પ્રગટ કર્યો, એટલે કમલા બોલી–"બ્હેનો! કીશોરી માટે મે કંઈ કર્યું હોય તો તે મારી ફરજ બજાવી છે! એની પાછળજ મારી જીદગી છે, પણ અફસોસ! 'કમલાનો પિતા અધમ હતો!' એમ કોઈને મ્હોડે સાભળીશ ત્યારે મારૂ હૃદય વીંધાઈ જશે! અરેરે! જેને માટે હુ પ્રાણ આપુ તેનીજ તરફ મારો પિતા દુશ્મનાઈ બતાવે!–"

"તારો પિતા ફીરોઝીનો દુશ્મન નથી ! તેણે અમો ત્રણે બ્હેનો તરફજ દુશ્મનાઈ બતાવી છે, પણ તું એ માટે દુખી ન થઈશ ! મહારાજ કુલીનસિંહજી એના અપરાધની ક્ષમા કરશે!" કમલીનીએ જણાવ્યું, જેમા લક્ષ્મીદેવીએ ઉમેર્યું-"આપણે પણ વઈતાળને ક્ષમા કરીશું કેમકે, સખી કમલાનું હૃદય દુખી થાય, એ આપણાથી કેમ ખમાય !" આમ કહી કમલાને સ્નેહથી ભેટી તેણે તેના આંસુ લુહી નાખ્યા પછી વાતચીતનો પ્રસંગ બદલી તેઓ દરેક પોતાની હકીકત કહેવા લાગી આમ વાતચીતમા ત્રણ પ્રહર રાત વીતી ગઈ આખરે તેઓ આરામ લેવાને અગાશીમાથી નીચે જવાને ઉઠી, ત્યારે મહેલમા સર્વત્ર સૂનકાર હતુ દાસીઓ પણ નિદ્રામા પડી હતી મહેલના જે ભાગમા રત્નસિંહની રાણી રહેતી હતી તે ભાગમા ફીરોઝી, વગેરે અત્યારે હતા એ મહેલની પાછલી તરફના મહેલમા પહેલા ફીરોઝી કેદીની હાલતમા રહી હતી, અને તેને લગતા બાગના ખુણામાનો પેલો નિરંતર બંધ રહેતો મહેલ રાજમહેલની અગાશીમાથી બરોબર દેખાતો હતો, ફીરોઝી, વગેરે અગાશી માથી નીચે જવાની તૈયારીમા હતી, એટલામા લીલાવતીની નજર એકાએક તે મહેલ તરફ પડી હાલ પણ તે મહેલ બંધ રહેતો હતો પણ તેના દ્વારપર પહેરો નહોતો આ મહેલની અગાશીમા ફરતા એક માણસપર લીલાવતીની નજર પડી પોતાને કોઈ જોતુ તો નથી, તેમજ બાગમા કોઈ માણસ તો નથી, તેની ખાત્રી કરવાને અગાશીમા આમતેમ ફરીને તે ચારે તરફ બારીકીથી જોતો હતો મહેલની અગાશીમા ઉભેલ ફીરોઝી, વગેરેને તેનાથી જોવાય તેમ નહોતુ કેમકે, અગાશીની ભીંત એક પુરૂષ જેટલી ઉંચી હતી ફીરોઝી વગેરે તે ભીંતમાના ન્હાના આરકામાથી તેની દરેક હીલચાલ જોઈ શકે તેમ હતુ લીલાવતીએ કમલીનીને તે માણસ દેખાડયો, અને ફીરોઝી, વગેરે સર્વે તેની હીલચાલ જોતી ઉભી રહી . થોડીવાર પછી મહેલની અંદરના ભાગમાથી તે અગાશીમા અજવાળુ આવતુ જણાયુ, જેપરથી અગાશીની ભોયમા બાકોરૂ પાડવામા આવ્યુ હોય, અને નીચે ઓરડીમા બીજા માણસ હોય એમ લાગ્યુ અજવાળુ દેખાયા બાદ બીજા બે માણસ અગાશીમા આવ્યા પોતાને કોઈ જોતુ નથી, એમ ચારે તરફ જોઈને ખાત્રી કીધા બાદ તેઓ ત્રણેએ મહેલના

અ દરના ભાગમાથી એક ગાસડી કહાડી, અને બીજા માણુસો પણુ નીચેથી અગાશીમા આવ્યા આથી કમલીનીએ કમલાને કહ્યું "બ્હેન આ હરામખોરોની હીલચાલ ભેદભરેલી લાગે છે, માટે તપાસ કરવી જોઈએ! તુ જઈને ચતુરસિંહને એમને વિષે ખબર આપી આવ!" તરતજ કમલા ત્યાથી નીચે ગઈ, અને તેઓ સઘળી તે પાચે માણુસોની હીલચાલ જોતી ત્યા ઉભી રહી થોડી વાર પેલી ગાસડી પાસે બેસીને કઈક કર્યા બાદ તે પાચે જણુ ઉઠયા અને કમ દમા બાધીને ગાસડીને અગાશીની બહાર બાગમા નીચે હતારીને પોતે પણ્ ઉતર્યા તેઓ તે ગાસડીને ઉપાડીને બાગની વચમાના કીશોરીવાળા મહેલ તરફ ચાલ્યા એ દરમ્યાન કમલા અગાશીમા પાછી આવી પહોચી અને બોલી—"ચતુરસિં-હજી એમની તપાસ કરવાને વીજયસિંહ સાથે છૂપે માર્ગે એ બાગમા ગયા છે!"

"મારે પણુ ત્યા જવુ જોઇએ કેમકે, એ મહેલના ગુપ્ત ભેદોથી ચતુરસિંહજી અજાણ્યા છે!" કમલીનીએ જણુાવ્યુ

"હવે તમારે જવાની જરૂર નથી!" કીશોરીએ કહ્યું

"અરે! એમાથી એકાદ જણુને પણ ચતુરસિંહ પકડશે તો બધો ભેદ જણાઈ આવશે!" લક્ષ્મીદેવીએ જણુાવ્યુ

"પણુ મારા ધારવા મૂજબ પેલા મહેલમા હજી બીજા માણુસો હશે, એ બધા પકડાઈ જાય તો સારૂ!" કમલાએ કહ્યું, એટલે કમલીની બોલી—"એથીજ હુ ત્યા જવાનુ કહુછુ! તીલસ્મી ખજરને લીધે હુ ધારીશ તે કરી શકીશ!"

"મને ડર લાગે છે, એટલે તમને નહી જવા દઉ! તમારા વિના અત્રે હુ નહી રહી શકુ!" કીશોરીએ જણુાવ્યુ કમલી-નીએ આથી જવાનુ માડી વાળ્યુ, અને તેઓ ત્યાથીજ જોવા લાગી વાચનાર! આપણે પેલા પાચે જણુની હીલચાલ જોઈએ તેઓ ગાસડી સહીત કીશોરીવાળા મહેલમા જઈ ચકમકથી દીપક પ્રગટાવી ગાસડીને જમીનપર મૂકી વાત કરવા લાગ્યા

"હવે શું કરીશું વારૂ?" એકે પૂછ્યુ

"ગાસડીને અત્રેજ રાખીને રાજમહેલમા જઈ આપણુ કામ પાર પાડવુ જોઈએ!" બીજાએ જણુાવ્યું

"પહેલા આ ગાસડીને એવે સ્થાને રાખીએ કે પ્રભાત થતાજ કોઈકની એનાપર નજર પડે!" ત્રીજાએ કહ્યું

"પણ બાગના આ ભાગમા તો કોઈ રહેતુ નથી, એટલે એનાપર તે વળી કોની નજર પડશે?" ચોથો બોલી ઉઠયો

"ત્યારે એને પણ મહેલમાજ લઈ જઈએ!" પાચમાએ વિચાર દર્શાવ્યો, એટલે પહેલો બોલી ઉઠયો–"અરે! મહેલમા આપણેજ મુશ્કેલીએ જઈ શકશું, ગાસડી સાથે કયા ફેરવીશું?"

"આ પંચાતમાજ રાત ગુમાવવાનો વિચાર છે?" ચોથો બોલી ઉઠયો–"જે કામ માટે આવ્યા છીએ તે પહેલા કરો! ઉઠો પહેલા ભોયરૂ ઉઘાડો!" તરતજ પાચે ઉઠીને ગાસડી ત્યા રહેવા દઈ મહેલના વચલા ઓરડાના દ્વાર પાસે ગયા તેમા મારેલુ તાળુ તેઓમાના એકે લોખંડની એક સળી વડે ઉઘાડયુ અને સર્વે તે ઓરડામા દાખલ થયા આ ઓરડો અત્યારે પણ સારો શણગારેલો હતો એક મસાલ સળગાવી તેમણે ત્યાની દરેક વસ્તુ બારીકીથી જોયા બાદ જમીનપર પાથરેલી શેત્રંજી ઉપાડી નાખી ત્યાની જમીનપર સંગેમરમરની ચોરસ લાદીઓ બેસાડેલી હતી, જે જોતા એક જણ બોલી ઉઠયો–'આપણી અટકળ ખરી હોય તો આ ઓરડા વિષેજ આપણને કહેવામા આવ્યુ છે! અત્રેની જમીનમા વેહ પાડવામા મ્હોટુ કામ નથી! બેચાર લાદી સહજમા ઉખેડી નાખીશુ!"

"હા! જરા બાવાજીની રાહ જોઈએ!" બીજાએ જણાવ્યુ

"આમ રાહ જોવામા રાત વીતી જશે તો પ્રભાતે માર્યા જઈશું! જે કરવુ છે તે એકવાર કરો!" ત્રીજો બોલી ઉઠયો

"શેના માર્યા જઈશું? આપણને પકડવાને અહીં છે કોણ કે ગભરાઈએ?" પહેલાએ જણાવ્યુ, એટલામા ત્રીજો દરવાજા તરફ કાન ધરીને બોલ્યો–"કોઈના પગલા સંભળાય છે!"

"હા! બાવાજીજ હશે!" ચોથાએ જણાવ્યું, એટલામાં દારોગો, માયાવતી અને ખીજરખા ઓરડામા દાખલ થયા આ તરફ કમલાએ ખબર આપતાજ ચતુર તૈયાર થઈ વીજય, હમીર અને બળ સહ બાગમા જઈ પહોચ્યો હતો, અને પાચે હરામખોરોને ઓરડામા જતા તેમણે જોયા હતા તેઓ પાછલે રસ્તેથી ઓરડાપરની અગાશીમાં ચ્હડી ગયા અગાશીમાં કમાનથી

બેએક હાથ ઉંચુ એક અજવાળીયુ ઓરડામા અજવાળુ તેમજ હવા જવા માટે હતુ બળને અગાશીના દાદર આગળ તપાસ માટે ઉભો રાખી ચતુર, વીજય અને હમીર તે અજવાળીયામાથી ઓરડામા શુ થાય છે તે જોવા તેમજ તેમા ભેગા થયલા હરામખોરોની વાત સાભળવા લાગ્યા બાવાજીએ માયાવતી તેમજ ખીજરખા સહ ઓરડામા આવતા પેલા પાચે જણ પ્રત્યે કહ્યુ—"હજી તમે વિચાર કરતા ઉભા છો કે?"

"અજાણી જગ્યામા ઉતાવળે કામ થાય નહી!" એક જણે જણાવ્યુ, એટલે બાવાજી બોલી ઉઠયો—"હવે સત્વર અત્રેની જમીન ખોદી નાખો! રાત થોડી બાકી રહી છે! દસેક લાદીઓ કહાડજો! નીચેની જમીન બે હાથ ખોદવી પડશે!" તરતજ પાચે જમીન ખોદવા મડી ગયા, દરમ્યાન માયાવતી, દારોગો અને ખીજરખા વાત કરવા લાગ્યા

"આપણે આવ્યા તેજ રસ્તે આપણા સીપાઈઓને લાવીએ તો?" માયવતીએ પૂછયુ આના જવાબમા બાવાજીએ જણાવ્યુ—"એમ બનેજ નહી! તીલસ્મી માર્ગે સેકડો સીપાઈઓને લાવતા કદાચ કઈ ભૂલ થાય તો આફતમા આવી પડીયે! સેકડો માણસોને તલેસમના છૂપા ભેદ જણાવવાનુ શુ યોગ્ય છે? એમજ હોત તો તલેસમ બાધનારાઓએ છૂપા રસ્તા શા માટે બનાવ્યા હોત? બધી વાત તો બાજુએ રહી પણ આપણી તમામ ફોજ પહાડપર ચ્હડી આવે ત્યારે આપણે આવ્યા તે રસ્તે કીલ્લામા આવી શકે! હજારો માણસો પહાડ ચ્હડે, તે કીલ્લામાના સીપાઈઓ દીઠા વગર રહે, એ અસભવિતજ છે, પણ આ ઓરડામાનો માર્ગ આપણે ઉઘાડીશુ એટલે આપણા લશ્કરને પહાડપર ચ્હડવાની જરૂર રહેશે નહી કેમકે, તેનો છેડો આ પહાડની તળેટીમા વહેતી નદીના કિનારાપર છે!"

"સીપાઈઓ આમ અદરને માર્ગે અત્રે આવી શકે તેમ હતુ તો પછી આપણને બીજે રસ્તે અહીં સુધી આવવાની શી જરૂર હતી?" માયાવતીએ પૂછ્યુ

"એમ કરવાનુ ખાસ કારણ છે, જે આ ભોયરામા જવાથી જણાશે!" આમ કહી દારોગાએ ખીજરખાને પૂછ્યુ—"આપણી ફોજ નદીના કિનારાપર નક્કી કરેલ સ્થાને પહોંચી ગઈ હશે?"

"હા ! હવે તો આપણીજ ત્યા જવાની ખોટી છે ! રાત હવે થોડી બાકી રહી છે તેની ચિંતા છે!" ખીજરખાએ જણાવ્યુ

"ચિંતા નહી ! આજકાલ આ બાગમા કોઈનો પગરવ નથી ! એક પ્રહર દીન ચ્હડતા આપણી ફોજ અત્રે આવશે તોપણ કોઈને ખબર નહી પડે અને સહજમા કીલ્લો આપણા હાથમા આવી જશે !" દારોગાએ જણાવ્યુ–"સારે નસિબે કીશોરી, *કામીની, કમલીની, લીલાવતી અને તારા પણ હાલ કીલ્લામાજ છે !–" એટલામા બહારથી એકાએક અવાજ આવ્યો–"તારા નહીં પણ લક્ષ્મીદેવી ! એ ભેદ પ્રગટ થઈ ગ્યો છે !" સઘળાઓએ અજાયબીસહ દ્વાર તરફ જોયુ તો એક વિચિત્ર માણસ ઓરડામા આવતો જણાયો અગાશીમાના અજવાળીયામાથી જોતા ચતુર, વગેરે પણ તે માણસને અજાયબીસહ જોવા લાગ્યા આ માણસે શરીરે કાળા કિંમતી પોશાકપર પોલાદનુ જાળીવાળુ બખતર પહેર્યું હતુ તેની કાળી મુખમુદ્રા બુરખાની જાળીમાથી ચમકી રહી હતી તેની લાલ ચમકતી આખો ભય ઉત્પન્ન કરતી હતી તે જોરાવર જણાતો હતો તેની ચાલ નીડર અને ગંભીર હતી ઢાલ, તલવાર અને એક ખંજર ઉપરાત તેની પાસે બીજા કંઈ હથીયાર નહોતા આ વિચિત્ર માણસને જોતાજ સઘળાઓ અજાયબી સાથે ભય પામી ગયા, અને દારોગાએ બ્હીકથી દબાયલે અવાજે તેને પૂછ્યુ–"આપ કોણ છો ?"

"હુ યક્ષ છુ !" તે માણસે જવાબ આપ્યો–"હુ સર્વ સ્થળે જઈ શકુ છું, ભૂત, ભવિષ્ય અને વર્તમાન જાણુ છું ! મારાપર હથીયાર ચાલતુ નથી ! કોઈ મને મારી શકે તેમ નથી ! ઈચ્છા થાય તો ખાત્રી કરી લ્યો !" માયાવતી અને ખીજરખા આ સાભળી ભયથી મુજવા લાગ્યા, દારોગો પણ તેની ખાત્રી કેવી રીતે કરવી તેના વિચારમા મુઝાયો, એટલે યક્ષ બોલ્યો–"શેના વિચારમા પડી ગયા? સાવધ થાઓ ! હુ જ મારો પ્રતાપ બતાવુ છુ !" આમ કહી તેણે પોતાનુ આખુ શરિર હલાવ્યુ, એટલે બખતરમાથી અગ્નિના તણખા નીકળવા લાગ્યા, અને એવો તેજસ્વી ચમકાટ નીકળવા લાગ્યો કે સઘળાઓની આખો અંજાઈ ગઈ. માયાવતી, ખીજરખા અને પાચે માણસો વધુ ગભરાઈ ગયા, પણ દારોગાની *ખાત્રી થઈ નહી ખંજર જેવી તેના બખતરમા

પણ તીલસ્મી અસર હશે, એમ ધારીને તે બોલ્યો–" એનુ અમારે કામ નથી, પણ આપ અત્રે શા માટે આવ્યા છો તે કહો ?" તરતજ યક્ષના શરિરમાથી નીકળતા તણખા અને ચમકાટ બધ થઈ ગયા, અને તે બોલ્યો–" તમારી હરામખોરી જોવા અને તમારા કામોમા અડચણ નાખવા આવ્યો છુ !"

"ત્યારે તો તુ યક્ષ કે ખવીસ નથી, પણ લુચ્ચો અઈયાર છે, એ હુ સમજી ગયો !" દારોગો ગભીર અવાજે બોલ્યો– "તારા શરિરપરનુ બખતર તીલસ્મી છે, તેથી સહજમા તને કોઈ પકડી શકે તેમ નથી, પણ યાદ રાખજે કે હુ તલેસમનો દારોગો છુ, ચાળીશ વર્ષથી તલેસમની વ્યવસ્થા કરૂ છુ !"

"જુઠો ! હરામખોર મૂર્ખ ! ચાળીશ વર્ષથી તલેસમની વ્યવસ્થા રાખનાર મ્હોટો જોયો !" યક્ષ મ્હોટેથી હસીને બોલી ઉઠયો–" પોતાના અન્નદાતાનુ ખુન કરનાર તારા જેવા દુષ્ટ નિમકહરામો તલેસમના ભેદ જાણવાનો ફાંકો રાખે તો પછી થઈજ રહ્યુ ! નસિબ ઠેકાણે હોય તો ગુપચુપ અત્રેથી ચાલ્યા જાઓ, નહીં તો પસ્તાશો !" આમ કહી તેણે માયાવતી તેમજ ખીજરખા તરફ જોયુ દારોગો ક્ષણ વાર કઈ વિચારમા ચુપ રહ્યા બાદ ખીજરખા પ્રત્યે બોલ્યો–' છટ ! એક સાધારણ અઇયાર લુચ્ચાઈથી આપણી તૈયાર બાજી ઉંધી વાળી નાખશે શુ ? જોઈ શુ રહ્યા છો ? મારો હરામખોરને ! એ નહાસી જવા ન પામે !" આથી ખીજરખાને હિમત આવી, અને પોતાની તલવાર ખેચી તેણે પોતાની સાથેના પાચે માણસોને ઈશારત કરી યક્ષપર હુમલો કીધો યક્ષ તેની સહેજ પણ દરકાર કીધા વગર અડગ ઉભોજ રહ્યો ખીજરખાની તલવારનો ઘા તેના બખતરપર પડતાજ તલવાર ભાગીને જમીનપર પડી આ સાથે પેલા પાચે જણાઓ પણ યક્ષપર ધસી ગયા, જેની દરકાર કીધા વગર તેણે ખીજરખાના ગળામા હાથ નાખી પગની આટી મારીને એવો આચકો માર્યો કે તે જમીનપર પડયો તરતજ યક્ષ તેની છાતીપર ચ્હડી બેસી મ્હોટેથી બોલ્યો–" ખબરદાર ! કોઈ મારી પાસે આવશો તો હુ ખીજરખાનુ મસ્તક કાપી નાખીશ !" આ સાભળી પાચે જણ અટકી ગયા કેમકે, તેઓ ખીજરખાનાજ નોકરો હતા માયાવતી અને દારોગાના પગ જાણે જમીન સાથે ચોટી ગયા

હોય તેમ તેઓ પણ એક તસુ ખસી શકયા નહી ખીજરખા હવે પોતાના જીવનની આશા રહી નહી પાચે જણને દૂર ઉભેલ જોઈ યક્ષ બોલ્યો—" ખીજરખા! તમારી સાથે મારે વેર નથી અને તમારા પ્રાણ લેવાની મારી ઈચ્છા નથી, પણ હુ પૂછુ તેન ખરા જવાબ આપવામા આનાકાની કે લુચ્ચાઈ કરશો તો જીવત છોડીશ નહી!" ખીજરખાએ તેનું કહેવુ કબૂલ કર્યું. એટલે તેણે પૂછ્યુ "માયાવતીને નામે ઓળખાતી આ હરામખોર સુદરના તમે શા માટે મદદગાર થયા?" માયાવતી અને દારોગાના હૃદયપર સુદર શબ્દની જાદુઈ અસર થઈ જે છૂપો ભેદ કોઈને મુખે સાભળવાની તેમને આશા નહોતી તે સાભળતા તેઓ થડકી ગયા ખીજરખા પણ અજાયબીસહ બોલી ઉઠયો—" સુદર?!"

"હા સુદર! આપના મિત્ર બલભદ્રસિંહની એ પુત્રી છે, એમ સમજશો નહી!" યક્ષે ભારૂ દઈને જણાવ્યુ

"ત્યારે શુ એ અમારા મિત્રના દુશ્મન જયપાળની બેટી સુદર છે?" ખીજરખાએ આતુરતાસહ પૂછ્યુ

"એજ!" યક્ષે જવાબ આપ્યો, એટલે ખીજરખા ગુસ્સા સહ બોલી ઉઠયો—" બસ! કૃપા કરી આપ મને છોડો! આપનુ કહેવુ ખરૂજ હશે તો હુ આપનો ગુલામ થઈ રહીશ!" તરતજ યક્ષ તેની છાતીપરથી ઉઠી દૂર ઉભો રહી માયાવતી અને દારોગાના ગભરાયલા મુખ જોવા લાગ્યો ખીજરખા ગુસ્સામા ઉભો થઈ માયાવતી પ્રત્યે બોલ્યો-" આ બહાદૂરે જણાવ્યુ તે ખરૂ છે?"

"તદન જાુઠુ છે!" માયાવતીએ જવાબ આપ્યો

"એ જાણતી નહીં હોય કે, ખરી માયાવતી અર્થાત લક્ષ્મીદેવીનો પિતા જાહેર થયો છે અને કમલીનીને ત્યા તારાને નામે છૂપી રીતે રહેલી લક્ષ્મીદેવીને તેણે રાજા કુલીનસિહના અઈયારો સમક્ષ ઓળખી છે! અત્યારે પણ તેઓ આ કીલ્લામાજ છે!" યક્ષે જણાવ્યુ, અને ખીજરખાને કહ્યુ—" હુ ધારૂ છુ કે તમારા એ મિત્રને મળવાની તમને ઇચ્છા થશે, અને તેમની મુલાકાત થતા ખરૂ ખોટુ જણાયા વગર રહેશેજ નહીં, માટે તમને યોગ્ય લાગે તેમ કરજો! હુ હવે જાઉં છુ!" આમ કહી તે ત્યાથી ચાલ્યો ગયો. માયાવતી અને દારોગાની હાલત બહુજ ખરાબ થઈ કાળનુ વિકાળ સ્વરૂપ તેમની નજર સામે આવી ઉભુ હતુ તેમનુ શરિર બહેર

મારી ગયુ હતુ, ઉભા રહેવા જેટલી પણ તેમના પગમા શક્તિ રહી નહોતી આખે અધારા આવતા તેઓ બન્ને જમીનપર બેસી જઈ પોતાના દુર્ભાગ્ય માટે મુઝવણમા પડયા હતા ક્ષણ ગયા બાદ ખીજરખા માયાવતી પ્રત્યે બોલ્યો—"મારા દોસ્તની બેટી છે એમ ધારીને તારી બદચાલનો મે ખ્યાલ કીધો નહી, પણ અત્યારે જણાયલા ભેદે મને ચમકાવી દીધો છે! અફ્સોસ! બલભદ્રસિંહ મારો લગોટીઓ દોસ્ત અને લક્ષ્મીદેવી મારી બેટી છે! અરેરે! સુદર! તે તો હજારોને ઠગ્યા છે! નક્કી આ હરામખોર દારોગાની મદદથીજ તુ આ બધુ કરી શકી!" આ સાભળી માયાવતી ઉભી થઇને ગભીર અવાજે બોલી—"અરે! એક સાધારણ અઈયારની ખોટી વાતો પર વિશ્વાસ રાખીને મારે માટે આ વિચાર બાધવા માટે હુ દીલગીર છુ! ખીજરખા! મારી બરબાદીનો વિચાર કીધા વગર બેસુમાર ધન માલથી મે તમારૂ ઘર ભરી દીધુ તેનો તો ખ્યાલ કરો! અરે! તમે આપેલી કબુલાતો અને ખાધેલા સોગન તો યાદ કરો!"

"એ માણસ ખોટુ જણાવી ગયો, એમ હાલ હુ તારા કહેવાથી માનુ છુ, પણ કીલ્લામા બલભદ્રસિંહ હોવાની તપાસ સહેલાઈથી કરી શકાશે!" ખીજરખાએ જણાવ્યુ

"એમા પણ લુચ્ચાઈ છે!" સુદર બોલી ઉઠી—"પોતે આપણને પકડી શકે તેમ ન હોવાથી એણે આ યુક્તિ વાપરી છે! આપ ઉશ્કેરાઈ જઈ સ્વર્ગવાસી પિતાજી બલભદ્રસિંહની તપાસ કરવા કીલ્લામા જવાથી કેદ પકડાઈ અમને પણ ફસાવો, એવી એણે બાજી રચી છે! તેનુ કહેવુ આપને ખરૂ લાગતુ હોય તો અમને કીલ્લાની બહાર પહોચાડીને પછી ગમે તે કરો!"

"એના કહેવાપર મને વિશ્વાસજ આવે છે! તારા જેવી હજારો માણસોને ઠગનારી અને મહારાજ કુલીનસિંહ સગે દુશ્મનાઈ કરવાને લલચાવનારી લુચ્ચીને હવે હુ અહીંથી જવા દઈશ?" ખીજરખાએ જણાવ્યુ આથી સુદર તપી ગઈ—"તમે મારા પિતાની મિત્રતા માટે આવ્યા નથી, પણ પેલી દોલતની લાલચે લોભાઈ મને મદદ કરો છો! બધી દોલત પાછી આપો તો પિતાજીના ખરા મિત્ર જાણુ! તમામ મીલકત દબાવી મને કગાલ કીધા પછી આમ ફસાવો, એ તે કેવી ભલમનસાઈ!" આ સાભળી

બીજરખા હસીને બોલ્યો–"પોતાના ઘરમા આવેલો માલ પાછો કહાડે, એવો કોણ મૂર્ખ હશે, તારા જેવી સેંકડોના ખુન કરકરનારી હરામખોરનો માલ તે કાણ પાછો આપે?" આથી સુંદર એકદમ ગુસ્સે થઇ બોલી ઉઠી–"શું તમે એમજ કરશો? ભલે! હું જાઉં છુ! ગમે તેમ કરો!"

"અહીંથી નહી જવાય!" બીજરખા ચાર દઇને બોલ્યો આ સાભળી માયાવતી તીલસ્મી ખંજર કહાડી તેને મારવા જતી હતી, એટલામા સામેના દ્વારમાથી યક્ષ ઓરડામા પાછો આવી બોલ્યો–"સુંદર પાસેથી તીલસ્મી ખંજર લઈ જતા હુ ભૂલી ગયો એટલે પાછો ધક્કો પડયો! એ એની પાસે હશે ત્યાસુધી એ શાંત પડશે નહી!" આમ કહી તેણે માયાવતી તરફ હાથ લંબાવ્યો, એટલે તેણીએ તેને ખંજર લગાડયું, પણ તેનાપર તેની કંઇ અસર થઈ નહી, તેના હાથમાથી ખંજર ઝુંટવી લઈ તેની સાથેની વીંટી પણ ઉતારી લઈને યક્ષ ત્યાથી ચાલ્યો ગયો અજવાળીયામાથી જોતો ચતુર યક્ષ પહેલીવાર બીજરખાને છોડી ઓરડામાથી બહાર નીકળ્યો ત્યારે તેની પાછળ જવા અગાસીમાથી નીચે આવ્યો, તો તેને એકલો ન જોયો તેની સાથે એક બીજો માણસ હતો, જેણે પોતાનું આખુ શરીર કાળા ઝબ્બામા છુપાવી દીધુ હતુ, અને તેના હાથમા ખુલ્લી તલવાર હતી તે વખતે યક્ષ ઓરડાના દરવાજા પાસે ઉભો રહી માયાવતી અને બીજરખા વચ્ચેની વાતચીત સાભળતો હતો, પણ બીજી વાર ઓરડામા જઇને માયાવતી પાસેથી ખંજર લઇ આવ્યા બાદ તે પોતાના સાથી સહ બાગમા ચાલ્યો, અને થોડેક દૂર જઈ પોતાના સાથી પ્રત્યે બોલ્યો– "વઈતાળ! હવે તમને કેદખાનામા પાછા લઈ જઈ બેડીઓ પહેરાવીને બેસાડી દઉં કે મહારાજ કુલીનસિંહના અઈયારોને શક ન જાય કે કોઈ તમને કારાગૃહની બહાર લઈ ગયું હતુ!"

"ભલે! પણ હવે મારી કેવી દશા થશે તેનો કંઈ વિચાર કીધો?" વઈતાળે દીન અવાજે પૂછ્યુ

"દશા કેવી વળી? મે કહ્યું તેમ બેફિકર રહો! વખત આવતા હું તમારી પાસે આવી પહોચીશ!" યક્ષે જણાવ્યું

"પણ સાભળવા મૂજબ મહારાજ કુલીનસિંહજી હવે બેચાર દીનમા અત્રે પધારશે, એટલે તરતજ મારી તપાસ શરૂ થશે!"

"કંઈ ચિંતા નહી! હમેશ હું તમારી પાસેજ છું!"

તેમની પાછળ છુપી રીતે જતા ચતુરે આ વાતચીત સાભળી તેથી તેને બહુ અજાયબી ઉપજી બધ મહેલ પાસે જતા વઈતાળે અગાશીમા કમદ ફેંકી અને તેની મદદથી તેઓ બને ન્હડી જઇ અગાશીમા પાડેલા બાકોરા વાટે મહેલની અદર ઉતરી ગયા ચતુરે પણ તેમની પાછળ જવાનો મનસુબો કર્યો, પણ કંઈ વિચાર આવતા તે પેલા ઓરડા તરફ પાછો ફર્યો

માયાવતીના હાથમાથી યક્ષ તીલસ્મી ખજર લઇને ચાલ્યા જવાથી તે હવે પોતાના જીવનની આશા છોડી બેઠી તે મનમા પશ્ચાતાપ કરવા લાગી–"અરેરે! અત્રે આવવામા કેવી ભૂલ કરી! આવુ જાણતી હોત તો મારી પાસેની બેશુમાર દોલતથી કોઈ દૂરના દેશમા જઈ રાજવશી ઠા૦થી બાકીની જીદગી સુખચેનમા રહી હોત! પણ વેરના ઝનુનમા એ ડહાપણ સુઝયુ નહી, અને અસભવિત વાતોની લાલચમા લોભાઇ મારી તમામ માલમીલકત ખીજરખાના ઘરમા ભરી! હવે એ સ્વાર્થિ મને દગો દેવા તૈયાર થયો છે, એટલે મારૂ શુ થશે? હુ ન ઘરની કે વાટની રહી! કદાચ રાજા જોરાવરસિહ મને જીવતી છોડશે તોપણ હવે કયા અને કોને આધારે રહીશ? દુનિયામા મારો હાથ ઝાલનાર હવે કોઈ નથી!" માયાવતી આમ મનમા પશ્ચાતાપ કરતી હતી અને ખીજરખા ગુસ્સાભરી નજરે તેની તરફ જોઈ રહ્યો હતો, એટલામા કેટલાક માણસો તે તરફ આવતા હોય, એમ લાગ્યાથી તેઓ બંને ચમકી દરવાજા તરફ જોવા લાગ્યા, અને ચતુર, વગેરે આપણા બહાદુર અઈયારોને અદર આવતા જોઈ સ્તબ્ધજ થઈ ગયા અદર આવતાજ ચતુરે મલકાતે મુખે માયાવતી તરફ જોઇ કહ્યુ–"પ્રભુ તારા પાપોની તને કેવી સજા કરે છે તે જોવા રાજા જોરાવરસિંહજીએ તેમજ એમની આજ્ઞાથી અમે તને વારવાર છોડી દીધી પણ તુ એકે દીન સુખમા રહે, એવી ઇશ્વરની ઈચ્છા જણાતી નથી! તારી બાકીની જીદગી અમારી નજર આગળજ પૂર્ણ થાય એવી પ્રભુની મરજી છે! આ નકટા દારોગાના દુર્ભાગ્ય પણ એને આમતેમ ફેરવીને અમારી આગળજ આણી ખડો કરે છે! માત્ર આ બહાદુર ખીજરખા અમારા નવા દુશ્મન લાગે છે!"

"ના ! હુ આપનો દુશ્મન નથી ! મારામા એટલી શક્તિ નથી !" ખીજરખા હાથ જોડી બોલી ઉઠયો—"મને આ લુચ્ચીએ ઠગ્યો ! હુ એની ખરી હકીકત જાણતો નહોતો ! આપ બહાદૂર ઉદાર અંત કરણના છો ! મારી આ ભૂલની હુ માફી માગુ છુ !"

"તમારૂ હૃદય સ્વચ્છ છે, અને હવે પછી તમે અમારી વિરૂદ્ધ કામ નહી કરવાના સોગન ખાઓ તો અમે તમને ક્ષમા કરીએ ! આ બન્ને હરામખોરોને લઈને અમારી સાથે ચાલો !" ચતુરે જણાવ્યુ અને પૂછ્યુ—"આ માણસો કોના છે ?"

"એ પાચે મારા નોકરો છે !" ખીજરખાએ જણાવ્યુ

"બીજા પણ કોઈ તમારા માણસ આ બાગમા છે અથવા હવે પછી આવનાર છે ?" ચતુરે પૂછ્યુ

"ના જી, પણ થોડીક ફોજ પહાડની તળેટીમા નદીના કિનારા પર છે !" ખીજરખાએ જવાબ આપ્યો

"એ અમે જાણીએ છીએ ! ત્યારે અમારી સાથે ચાલો !" ચતુરે જણાવ્યું, અને સર્વે ઓરડાની બહાર નીકળ્યા માયાવતી અને દારોગો ત્યાથી નહાસી શકે તેમ નહોતુ તેમણે પોતાને કાળના પંજામા સપડાયલા જોયા હમીરને કંઈ સુચના કરી બાગમાજ રહેવા દઈ ચતુર બાકીના સઘળાઓસહ રવાના થયો માર્ગમા વાત નીકળતા ખીજરખાએ ચતુરને જણાવ્યુ—"જે રસ્તે હુ અત્રે આવ્યો, અને અહીં આવ્યા બાદ જે મારા જોવામા આવ્યુ તે જન્મ સુધી મને યાદ રહેશે !"

"અમારાથી કંઈ અજાણ્યુ જ નથી !" ચતુરે જણાવ્યુ "તમે આવ્યા તે ભોયરાને માર્ગે અમે વારવાર આવજા કરી છે યક્ષની હકીકત પણ અમે જાણી છે કેમકે, તમારા નોકરોને આવતા જોઈનેજ અમે અત્રે આવ્યા હતા !"

"તે વખતે આપ કયા હતા ?" ખીજરખાએ પૂછ્યુ

"અત્રેજ ! તમારી દરેક હીલચાલ અમે જોઈ છે ! અમને ફીકર પહેલા હરામખોર માયાવતી અને દારોગો મનમા જાણતા હશે કે યક્ષ અત્રે આવ્યો નહોત તો ઓરડાની જમીન ખોદીને સુરંગને માર્ગે તમારી ફોજે આવી કીલ્લો કબજે કરી લીધો હોત ! પણ તમારી સેના આવી પહોચવાની અમને પહેલાથીજ ખબર મળી હતી, અને તેને અટકાવવાનો પણ અમે બંદોબસ્ત

કીધો છે ! અરે ! તમારી ફોજના સરદાર શેરઅલીને અમારા અઈયારે પકડીને ક્યારનો આ કીલ્લામા આણી કેદ કીધો છે !" આટલુ કહી તે માયાવતી પ્રત્યે બોલ્યો–' તમે પણ તમારા બ'ને બહેનોને આ મહેલમાજ આજે જોશો·એ થોડા આનંદની વાત નથી !" માયાવતીને આથી દુ ખપર ડહામ દીવા સરખુ થયુ ! ચતુર સર્વને લઈને મહેલમા ગયો બીજરખા માટે એક ઓરડામા ગોઠવણુ કરવામા આવી, અને દારોગાને કારાગૃહમા પૂર્યો, જ્યારે માયાવતીને કમલીનીની ઈચ્છાનુસાર એક કેદીની હાલતમા તેમના મહેલમા એક ઓરડામા રાખવામા આવી ભોજન વગેરેથી પર-વાર્યા બાદ બપોરે કમલીની, લક્ષ્મીદેવી લીલાવતી, કીશોરી, કમલા અને કામીની માયાવતીના ઓરડાના દ્વાર આગળ બેસી તેને પજવવા લાગી આસુ સારતી નીચુ માથુ કરી બેઠેલી માયા-વતીને ઓરડાના સળીયાવાળા બારણામાથી જોતા કીશોરી કમ લીની પ્રત્યે બોલી–" બ્હેન, તમારા મ્હોટા બ્હેન માયાવતી સ્વરૂપવાન છે હો !"

"સ્વરૂપવાન સાથે ભોળા·અને એવા શરમાળ છે કે ઉચી નજરે કરતા નથી !" કમલાએ જણાવ્યુ, જેમા કામીનીએ ઉમેર્યું– "એ ગુણોપરજ રાજા જોરાવરસિંહજી લલચાયા હતા !"

"પણ આવા ભલા બ્હેનની છાયામા હુ દૂર્ભાગી રહી શકી નહી, તે માટે મારો જીવ બળે છે !" કમલીની બોલી.

"પણ એમણે જોરાવરસિંહજીને કારાગૃહમા પૂર્યા, તે કારણ વગર નહીજ હોય !" કીશોરીએ કહ્યુ

" કારણ તો ખરૂ જ ! સાભળવા મૂજબ જોરાવરસિંહજી આડે રસ્તે ઉતરી ગયા હતા, અને તે પણ એટલી હદ સુધી કે રતન નામે વેશ્યાને પોતાના મહેલમા રાખી હતી !" આટલુ કહી કમલાએ માયાવતીને પૂછ્યુ –" કેમ ખરૂ ને મહારાણીજી ?"

"પણ એ કઈ બોલતા કા નથી ? આપણા પર ગુસ્સે થયા હોય એમ જણાય છે !" લક્ષ્મીદેવી ગભીર અવાજે બોલી

"અમે કઈ એમનો અપરાધ નથી કર્યો !" કમલા બોલી– " તમારાપરજ ગુસ્સે થયા હશે કેમકે, આટલા વર્ષો સુધી તારા

તરીકે ઓળખાઈ હવે લક્ષ્મીદેવી બનીને એમના રાજવૈભવ પચાવી પડવાની તમારી ધારણા છે, પણ હું તમને ફાવવા નહીં દઉં! મહારાજ આગળ હુ એમનીજ ભલામણ કરીશ!"

"મહારાજને તો ભલામણ કરીશ, પણ રાજા જોરાવરસિંહનું મન કોણ મનાવશે?" કીશોરીએ ટહુકો પૂર્યો

"એમને પણ હું સમજાવીને કહીશ કે હોય, માણુસની ભૂલ થાય! એવી નજીવી ભૂલોપર સમજુ માણસ ધ્યાન આપતા નથી! બીચારીએ આટલી સ ભાળથી રાજ્ય ચલાવ્યુ, અને નામના મેળવી, એનો કઈ હિસાબ નહી કે?" કમલા બોલી

"ભોળા જોરાવરસિંહજી તો તુ કહીશ તે માનશે, પણ આ તારારાણીજી વચમા કુદી પડયા છે તે! લક્ષ્મીદેવી બનતા આ બીચારા મહારાણીપર એમને જરાય દયાજ નથી આવતી, એ કેવુ ઘાતકીપણુ!" કીશોરી દયામણે અવાજે બોલી.

"ચાલો કીશોરી રાણીની આજ્ઞા આપણે માથે ચ્હડાવી!" લક્ષ્મીદેવી બોલી ઉઠી-"બસ! હવે હુ કઈ નહી બોલુ અને રતનને પણ કારાગ્રહમાથી છોડવવાની તજવીજ કરીશ!"

"હા! બીચારી જોરાવરસિંહજીના વીરહથી વ્યાકુળ બની ચોધાર આસુએ રડે છે, તેનો પણ ખ્યાલ રાખવો! હરામખોર માખીઓ પણ જાણે એમની દુશ્મન હોય તેમ કેવી પજવે છે? દાસીને ફરમાવો કે ઝાડુ લાવી માખો ઉરાડે!" કમલાએ કહ્યું

"એ કામ તો વઈતાળ યથાર્થ બજાવશે!" કીશોરી બોલી, જેથી કમલા શરમાઈ ગઈ, અને સઘળીઓ હસી પડી લક્ષ્મીદેવી સ્નેહ ભરી નજરે કમલા તરફ જોતા બોલી-"વઈતાળની તપાસનુ પરીણામ આશીર્વાદ બદલાઈ જશે, એમ મારૂ હૃદય સુચવે છે!"

"ઈશ્વર એવો સમય બતાવે!" કમલીની બોલી ઉઠી-"માયાવતીની તપાસ પણ એકદમ ઉકલી વળી જઈ તારા બ્હેન તારાજ રહે, એમ થાય તો સારૂ!" આમ અનેક વાતોથી તેઓ માયાવતીને હુ ખપર દહામ હેતી ઘણી વાર સુધી ત્યા બેઠી

———.૦.———

# પ્રકરણ ૩૮ મુ.

## વઈતાળની તપાસ.

મહારાજ કુલીનસિંહ રત્નપુર પધારેલા હોવાથી પ્રજા બેહદ આનંદ પ્રસરી રહ્યો હતો માયાવતી નામની સ્ત્રી અ દારોગા નામે બાવાજી મહારાજ કુલીનસિંહના દુશ્મનો છે, તેગ કીલ્લામા કેદ કરવામા આવ્યા છે, અને તેમની સાથે વઈત નામે અઈયાર કેદ છે, તેમની તપાસ કરવા માટેજ મહારા પધાર્યા છે, એ સમાચાર આખા નગરમા પ્રસરી ગયા હત અત્યાર સુધીમા બનેલા બનાવોની તમામ હકીકત અઈયારો મહારાજને જણાવી હતી વઈતાળની હકીકત સાભળી રાજા કુલ નસિંહ દીલગીર થયો હતો કેમકે, કમલા ઉપર તેને બહુજ મા હતી મહેલમા કીશોરી, કામીની, લક્ષ્મીદેવી, લીલાવતી અ કમલા, વગેરેને મળીને રાજા કુલીનસિંહે ધીરજ આપી, અ આખો દિવસ ચતુર સંગે વિચાર કરવામા પસાર કર્યો બીજે દ બપોરે તેણે ખીજરખાની મુલાકાત લીધી રાત્રે વઈતાળની તપા શરૂ કરી તે પૂર્ણ થતા માયાવની અને દારોગાની તપાસ ચલ વાનો ઠરાવ થયો વઈતાળની તપાસ રાજમહેલમા ચલાવવા તેમજ તે વખતે અઈયારો સિવાય બીજા કોઈને આવવા ન દેવા મહારાજે ચતુરસિંહને આજ્ઞા કરી, અને કીશોરી, વગેરે રા કુવરીઓ માટે ચક નાખીને બેસાડવાની ગોઠવણ કરવ જણાવ્યુ આ મુજબ સર્વ બદોબસ્ત થઈ ગયો રાત એક પ્ર જેટલી વીતતા રાજમહેલમા દીપકનો પ્રકાશ ઝળકી ઉઠયો વિશ ચોકમા સિંહાસનપર મહારાજ કુલીનસિંહ બીરાજ્યા જમા બાજુએ દીવાન ચતુરસિંહ કેટલાક કાગળો લઈને બેઠો, જ્ય ડહાબી બાજુએ બલભદ્રસિંહ બેઠો, અને હમીર સિવાય બાકી અઈયારો બને તરફ ઉભા હતા મહારાજના આસનની પાછ નાખવામા આવેલા ઝીણા ચકની પાછળ કીશોરી, કામીન વગેરે બેઠી હતી વીજય સાથે દરબારમા આવી પહોચતા વઈતા મહારાજ કુલીનસિંહને નમન કરી ગભીર અવાજે બોલ્યે "મહારાજ ! શેઈનો પર્વત બનાવીને મને કારાગૃહમાં રાખવાં

આવ્યો છતાં મેં દૃઢ નિશ્ચય કર્યો હતો કે, આપ શીરછત્રની હજુરમાંજ હું મારો ખુલાસો કરીશ ! ”

“ વઈતાળ ! આજ સુધી તમે બજાવેલા કામ માટે અમે બહુજ ખુશ થયા હતાં, પણ તમારા જેવા વીર બહાદુરને અપરાધી તરીકે અમારી સમક્ષ ઉભેલ જોઈ અમને બેહદ દીલગીરી ઉપજે છે !” રાજા કુલીનસિંહ ગંભીર અવાજે બોલ્યો.

“ મહારાજની એ દીલગીરી સત્વર દૂર થશે ! તપાસને અંતે વઈતાળ આપ મહારાજની કૃપાને પાત્રજ નીવડશે ! ” વઈતાળે જણાવ્યું, અને આસપાસ જોઈ બોલ્યો–“ હજી મારો મદદગાર આવ્યો નથી ! ” એટલામાં સામેથી પેલો યક્ષ આવતો જણાયો. ચતુરે તેને તે રાત્રે બાગમાં વઈતાળ સંગે જોયો હતો, અને રાજા કુલીનસિંહને તે તમામ હકીકત તેણે જણાવી હતી. આથી યક્ષ દરબારમાં આવતાં કોઈને પણ અજાયબી ઉપજી નહીં. યક્ષ ગંભીર ચાલે દરબારમાં આવી એક તરફ ઉભો, એટલે મહારાજની ઈશારતથી વીજયે તેને પૂછ્યું–“ તમારૂં નામ અને અત્રે આવવાનું કારણ જાણવાની મહારાજશ્રીની ઈચ્છા છે ?”

“ મારૂં નામ કૃષ્ણયક્ષ છે ! વઈતાળની વિચિત્ર તપાસ સાંભળવા અને મારા એક અસલી મિત્રને મળવા હું અત્રે આવ્યો છું ! ” યક્ષે અદબસહ જવાબ આપ્યો.

“ વઈતાળ ઉપરાંત અત્રે તમારો બીજો મિત્ર કોણ છે ?” વીજયે અજાયબી સહિત પૂછ્યું, જેના જવાબમાં યક્ષે કહ્યું– “ વખત આવતાં તે પોતાની મેળે મને આવી મળશે !”

“ તમે કોની સમક્ષ છો તેનો ખ્યાલ કીધા વગર આવી તોછડાઇ બતાવો છો તે અમારી સંગે તમારે દુશ્મની છે ? અથવા વેર બાંધવું છે શું ?” વીજયે ગંભીર થઈ પૂછ્યું.

“ અદેખાઈ અને ગુસ્સા વિના વેર બંધાતું નથી, પણ મારામાં એ બંને નથી ! ” યક્ષ ગંભીર અવાજે બોલ્યો–“ મને કોઈનો ડર નથી તેમજ કોઈને ડરાવવાની મારી ઈચ્છા નથી ! કોઈને હું કંઈ આપતો નથી તેમ કોઈ પાસેથી કંઈ મેળવવાની લાલસા નથી ! મને કોઈ નુકશાન કરી શકતું નથી તેમ હું કોઈનું કંઈ બગાડતો નથી ! આથી કોઈ સંગે વેર બાંધવાનો વખત આવેજ ક્યાંથી ? હું અત્રે નથી, એમ સમજીને તમે કામ આગળ

ચલાવો !" આ સાભળી સર્વને અજાયબી સાથે ગુસ્સો ઉપજ્યો પણ રાજા કુલીનસિંહના ઇશારાથી સર્વ શાંત રહ્યા રાજાની આજ્ઞાથી ચતુરે વર્ણતાળની તપાસ શરૂ કરી શરૂઆતમા તેણે થોડીક આગલી હકીકત જણાવ્યા બાદ પેલી ગાસડી છોડી, જેમ ચાદીની પેટી અને તારાના ભાગ્યને લગતા કાગળ હતા તેણે કાગળો મ્હોટે અવાજે વાચવા માડયા જેટલા કાગળોની હકીકત આપણે જાણી ગયા છીએ, તેટલા વાચ્યા બાદ તે પછીનો કાગળ ચતુર વાચવા માડતો હતો, એટલામા યક્ષ વચમા બોલી ઉઠયો-"મહારાજશ્રીને યોગ્ય લાગતુ હોય તો આપના કેદી દારોગા અને માયાવતીને નામે પ્રસિદ્ધિમા આવેલ સુદરને અત્રે હાજર કરાવી તેમની સમક્ષ આ પત્રો ફરીથી વાચી સભળાવવાની આજ્ઞા કરશો !" રાજા કુલીનસિંહ તેના વિચારને મળતા થયા, અને રાજાની આજ્ઞા થતા બળ જઈને થોડી વારમા માયાવતી અને દારોગાને ઘસડતો ત્યા લઈ આવ્યો ત્યા આવતાજ સુદરે ગભરાટસહ ચારે તરફ નજર ફેરવ્યા બાદ કેટલીક વાર સુધી બલભદ્રસિંહ તરફ જોયા કીધુ બલભદ્રસિંહ પણ એકટસે તેની તરફ જોઈ રહ્યો, એટલે યક્ષ રાજા પ્રત્યે બોલ્યો-"આપ મહારાજ સુદર અને બલભદ્રસિંહની નજર ધ્યાનથી જોતા હશો, એવી આશા છે !" આ સાભળીને રાજા કુલીનસિંહ તેમજ ચતુરે મુખ મલકાવીને તેની તરફ જોયુ, એટલામા હમીરે ત્યા આવીને એક ચીઠ્ઠી ચતુરને આપીને યક્ષ તરફ જોઈ મુખ મલકાવ્યુ હમીરને જોઈ યક્ષને સહજ હસવુ આવ્યુ, પણ તેણે મુખ ફેરવી લઈ તે છૂપાવવાની તજવીજ કરી ચતુર તે પત્ર વાચીને હસી પડયો અને તેણે તે રાજાને આપ્યો રાજા પણ તે વાચીને હસ્યો, અને યક્ષ તેમજ હમીર તરફ જોવા લાગ્યો તે પત્રમા શુ લખ્યુ હતુ તેમજ રાજા, ચતુર, હમીર, અને યક્ષ એક બીજાનુ મુખ જોઈ શા માટે હસ્યા તે જાણવાને દરબારમા ઉભેલા સર્વની ઇચ્છા થઈ પણ તે વિષે પૂછવાની કોઈએ હિંમત કરી નહી માયાવતી તેમજ બલભદ્રસિંહની નજર તરફ યક્ષે રાજાનુ ધ્યાન ખેચ્યુ કે તરતજ માયાવતીએ બલભદ્રસિંહ સામેથી દૃષ્ટિ ફેરવી લીધી, પણ બલભદ્રસિંહ તેથી ગુસ્સે થઈ યક્ષ પ્રત્યે બોલ્યો-"આ ખાનગી દરબારમા વગર બોલાવે આવ્યો તેમજ તને પ્રશ્નો પૂછવામા આવત

તેના તોછડાઈથી જવાબ આપ્યા છતા ચુપ ઉભો રહેવાને બદલે વચ્ચે ડહાપણ શા માટે ડોહોળે છે? અમારી વચ્ચે માથુ મારનાર તુ કોણ વળી?"

"વઇતાળના મુખત્યાર તરિકે આ બાબતમા ગમે ત્યારે બોલવાનો મને હક છે!" યક્ષ ગુસ્સાથી બોલી ઉઠયો– 'મહારાજશ્રીની આજ્ઞા થતા હુ બોલતો બધ થઈશ! ક્રોધ અને સ્વાર્થથી તમારી બુદ્ધિ બેહેર મારી ગઈ છે અને નિર્લજ્જતાને લીધે તમે બોલવામા શૂર બની ગયા છો, પણ એટલો તો વિચાર કરો કે રત્નપુરના મજબૂત કીલ્લામા આવેલા અજીત રાજ્યમહેલમા જે માણસ બેધડક આવ્યો હશે, અને આવા બહાદૂરોની સમક્ષ વગર બોલાવે આવ્યા છતા જે તોછડાઈથી તકરાર કરે છે તેનામા કઈક હિમત હશે' ભલા, સત્યવાદી, નિર્લોભી અને નિસ્વાર્થિ માણસને પ્રતાપી મહારાજશ્રી તેમજ દીવાન ચતુરસિંહજી કઈ કહી શકતા નથી તો તમારા જેવા બેઈમાન, લાલચુ, દગલબાજ અને નિલજ પાપી તે શી ગણત્રીમા' યકની પાછળ બેઠેલ લક્ષ્મીદેવી, કમલીની અને લીલાવતી, મારા આ શબ્દોથી માઠુ લાગશે, પણ હુ શુ કહુ છુ તેમજ કરૂ છુ તે જાણવા માટે તેમણે થોડી ધીરજ ધરવાની કૃપા કરવી' મારે હજી ઘણુ કહેવુ છે' શરમથી નીચુ જોવાને બદલે નિર્લજ બની મને બોલતો અટકાવવા તુ વચ્ચે બોલી ઉઠયો, અને હવે પછી પણ મને હલકો પાડવાની તુ તજવીજ કરીશ, પણ યાદ રાખજે કે તારા જેવા નીચ પાપીની એ તોછડાઈ હુ સહન કરીશ નહી' વઈતાળ ઉપર ભયકર તહોમત મૂકવામા આવ્યુ છે' તેનો બચાવ કરવા હું આવ્યો છુ તેથી મારો દરજ્જો ઓછો થતો નથી, પણ તુ લક્ષ્મીદેવી, વગેરેનો બાપ બની જઈ મહારાજશ્રીની બરોબર થવા માગે છે તે નહીં થવા દઉં' વઈતાળ ગુન્હેગાર છે તો તુ પણ દુનિયાને મ્હોડુ દેખાડવાને લાયક નથી' નક્કી માનજે કે આખરે વઇતાળનો મરતબો તારા કરતા વધુ સારોજ રહેશે'" આટલુ કહી તે વઈતાળ પ્રત્યે બોલ્યો–"ભલા માણસ તમે એટલા બધા શાથી ડરો છો?"

"સામે પડેલી આ ચાદીની પેટીથીજ હુ ડરૂ છુ! આ કાગળોની મને બીલકુલ ધાસ્તિજ નથી!" વઈતાળે જવાબ આપ્યો

"એમ ! આ પેટીને લીધે બલભદ્ર આટલો મીજાજ કરે છે ! એ પેટીની જાદુઈ અસર દૂર કરવા એની બાજુમા હુ એક તીલસ્મી કલમદાન મૂકુ છુ, જેથી બલભદ્ર તમારી સામે બોલવાની પણ હિંમત કરશે નહી અને તમારી તપાસ સરળતાથી ચાલી સત્વર પૂર્ણ થશે !" આમ કહી તેણે પોતાના પહેરણની અંદરથી એક ન્હાનુ સોનાનુ કલમદાન કહાડીને પેટીની બાજુમા મૂક્યુ આ કલમદાન સુદર અને અજબ કારીગરીનો નમુનો હતો તેના ઉપલા ભાગમા ત્રણ મીણાકારી છબીઓ ચીતરેલી હતી, જે જાણે તાજીજ બનાવેલી હોય તેવી ચમકતી હતી કલમદાન જોતાજ વઈતાળ આનંદાવેષમા યક્ષ પ્રત્યે બોલી ઉઠયો–" આપના સંબંધમા મને શંકા હતી પણ આપની પાસે આ અમૂલ્ય વસ્તુ છે તે હુ જાણતો નહોતો ! આપ કોણ છો તે હુ હજી જાણી શકયો નથી તોપણ એટલુ તો ખરૂ કે આપ કોઈ સાધારણ માણસ નથી !" આટલું કહી આકાશ તરફ જોઈ હાથ જોડીને તે બોલ્યો– "પ્રભુ ! તારી લીલા અપાર છે !" બલભદ્રસિંહ ઉપર કમલદાનથી જુદીજ અસર થઈ એક ચીસ પાડી તે ઉઠીને બાગમા ભાગ્યો, પણ યક્ષે ઝડપથી તેની પાછળ જઇ તેને પકડી રાજા કુલીનસિંહની સમક્ષ ખડો કરી કહ્યું–" આમ નહાસી જઇને તુ પ્રાણ બચાવી શકે તેમ નથી !" વઈતાળ અને બલભદ્ર ઉપરાત દારોગા ઉપર પણ કલમદાનની જાદુઈ અસર થઇ જાણે તહાડીયો તાવ ચ્હડયો હોય તેમ તે કંપવા લાગ્યો રાજા, ચતુર તેમજ બાકીના અઈયારો પણ કલમદાન તરફ અજાયબી સહ જોવા લાગ્યા ચકની અંદરથી કમલીનીએ પણ તે કલમદાન જોવાની ઈચ્છા જણાવી આથી રાજા કુલીનસિંહે યક્ષ તરફ જોયુ એટલે તે બોલી ઉઠયો–" હા ! કમલદાન અંદર મોકલાવો કેમકે, લક્ષ્મીદેવી અને કમલીનીએ તો એ અવશ્ય જોવુ જ જોઈએ !" વરતજ ચતુર તે કમલદાન લઇને ચકની અંદર ગયો કમલીનીએ આતુરતાની તે પોતાના હાથમા લીધુ, અને ત્યા દીપકનો પ્રકાશ ન હોવાથી તે બરોબર જોઈ શકાય તે માટે તેઓ પાસેના ઓરડામા ગઇ લક્ષ્મીદેવી સિવાય બાકીની સર્વ બાળાઓ તેની કારીગીરી જોઈ ખુશ થઈ, પણ લક્ષ્મીદેવી તો અજવાળામા તે જોતાજ પોતાની આખે હાથ દઈ જમીનપર

બેસી જતા બેહોશ થઈ ઢળી પડી તેની આ હાલત થવાથી ત્યા ગરબડ મચી ગઈ કમીલીની, કમલા, વગેરે તેને શુદ્ધિમા આણ વાની તજવીજ કરવા લાગી લક્ષ્મીદેવી શુદ્ધિમા આવે કે તરતજ બહાર ખબર કરવાનુ જણાવી ચતુર કલમદાન લઈને બહાર આવ્યો, અને કલમદાનને પેટીની બાજુમા મૂકી દઈને તેણે લક્ષ્મીદેવી બેહોશ થવાની હકીકત રાજાને જણાવી આથી સર્વની અજાયબીમા વધારો થયો, અને રાજાએ ચતુરને કહ્યુ-" આ ભેદને ખુલ્લા કરીને આ બાબતનો આજે નીકાલ કરવોજ જોઈએ ! "—

"જેવી આજ્ઞા મહારાજ!" ચતુરે જવાબ આપ્યો, અને યક્ષને કહ્યુ-" આપની મદદ હશે તો અમારી એ ઈચ્છા પાર પડશે ! "

" મહારાજશ્રીની આજ્ઞાને હુ આધીન છુ, પણ લક્ષ્મીદેવી શુદ્ધિમા આવતા તપાસ આગળ ચલાવો ! " યક્ષે જવાબ આપ્યો– " આ બલભદ્રને નહાસી જવાનો વિચાર માડી વાળી પોતાને સ્થાને બેસી રહેવાની આજ્ઞા ફરમાવશો ! " બલભદ્ર તદન નરમ બની ગયો હતો, એટલે ચતુરે તેનો હાથ પકડીને ઉઠાડી તેને પોતાની બાજુએ બેસાડયો થોડીવાર ત્યા ચુપકીદી ફેલાયા બાદ લક્ષ્મીદેવી શુદ્ધિમા આવ્યાની ખબર આવી અને કમલીની, વગેરે સર્વ ચકની પાછળ આવી બેઠી, એટલે રાજા કુલીનસિંહે ચતુરને કહ્યુ-' તપાસ આગળ ચલાવીએ તે પહેલા લક્ષ્મીદેવીને પૂછો કે આ કલમદાન જોતા એમની એવી સ્થિતિ શા માટે થઈ ? "

" મહારાજશ્રી એ જાણવાની ઉતાવળ કરે છે, તેથી મને અજાયબી લાગે છે !" યક્ષે જણાવ્યુ, એટલે રાજાએ મુખ મલકાવીને ચતુરને અ દર જતો અટકાવ્યો, અને વઈતાળના કાગળ વાચવાની આજ્ઞા કરી, જેથી તેણે નીચલો પત્ર વાચી સભળાવ્યો —

**વહાલા મિત્ર,** આજે દારોગાજીએ મને રોકયો નહોત તો મે બલભદ્રનુ કાસળ કહાડી નાખ્યુ હોત, એના મરણથી લક્ષ્મીદેવીના લગ્ન અટકી જાત અને તેને બદલે સુ દરનુ ચોકઠુ ગોઠવી દેવાનો સારો લાગ મળત ! દારોગાજીનો વિચાર જુદોજ છે ! એમણે જણાવ્યુ કે જોરાવરસિંહે લક્ષ્મીદેવી સંગેજ લગ્ન કરવાનો હઠ છે, એટલે બલભદ્રના મરણથી લક્ષ્મીદેવીના લગ્ન એક વર્ષ અટકશે તેથી જોરાવરસિંહ બીજી સાથે લગ્ન કરશે નહી, તેથી બલભદ્રને મારવામા લાભ નથી હવે લગ્ન લ બાય એ સારૂ નહી

લક્ષ્મીદેવીની માતાના મરણને વર્ષ પુરૂ થવાને એક માસ બાકી છે, ને પુરો થઇ લક્ષ્મીદેવીના લગ્નની ધામધૂમ ભલે થાય આપણે જે કરવુ છે તે લગ્નને દીને કરી નાખીશુ ! દારોગાજીએ તેનો બદોબસ્ત કરી રાખ્યો છે લગ્નને દીને લાગ જોઈને લક્ષ્મીદેવીને ગૂમ કરી તેને બદલે સુદરને ગાઠવી દઈશુ, અને એ ભેદ ખુલી ન જાય તે માટે પહેલાથીજ બલભદ્રને પણ પકડીને એવે સ્થળે મોકલાવી દઈશુ કે જ્યાથી તે ફરી પાછો ફરશેજ નહી! એ સર્વ થશે પણ આપે હજી ખર્ચ માટે નાણા મોકલ્યા નથી તે ગોઠવણ કરીને તાકીદે મોકલી આપજો તે સિવાય ગાજી ઉધી વળી જશે, પછી જેવી તમારી મરજી—**વઈતાળ**

પત્ર પુરો થતા રાજા કુવીનસિંહે વઈતાળને પૂછ્યુ—"કેમ? આ પત્ર તમે લખ્યો છે?" આના જવાબમા વઈતાળે જણાવ્યુ—"હા મહારાજ! આ કાગળપર તો મે જ લખ્યુ છે!"

"આ પત્ર જયપાળને તમે મોકલ્યો હતો?" રાજાએ પૂછ્યુ

"ના મહારાજ!" વઈતાળે જવાબ આપ્યો

"ત્યારે કોણે મોકલ્યો હતો?" રાજાએ પૂછ્યુ.

"આ બલભદ્રસિંહે! એણેજ પોતાનુ નામ વઈતાળ રાખ્યું હતુ? એ લક્ષ્મીદેવીનો ખરો પિતા નથી!" વઈતાળે કહ્યુ

"આ પત્ર બલભદ્રસિંહે જયપાળને મોકલ્યો તો તમે એ લખ્યો કેમ? તમે એમના કારભારી હતા?" રાજાએ પૂછ્યુ

"ના મહારાજ! એનો હુ ખુલાસો કરૂ ને પહેલા આ વેશધારી બલભદ્રસિંહને એ વાત પૂછવાની આપ આજ્ઞા આપશો!" વઇતાળે જણાવ્યુ, અને રાજાએ આજ્ઞા આપવાથી તેણે બલભદ્રસિંહને પૂછ્યુ—"આ સર્વ કાગળ તમે વાચ્યા છે?"

"હા!" બલભદ્રસિંહે જવાબ આપ્યો, એટલે વઈતાળે પૂછ્યુ—"તો હવે પછીના જે પત્ર વાચવાના બાકી છે તેનો આ તપાસ સાથે કાઈ સંબધ છે?"

"નહી!" બલભદ્રસિંહે જવાબ આપ્યો—"એ પત્રોની મતલબ પણ મને બરોબર સમજાની નથી!"

"ત્યારે હવે એ પત્રો અત્રે વાચવાની કઈ જરૂર નથી ને?" વઈતાળે પૂછ્યુ, એટલે બલભદ્ર બોલી ઉઠ્યો—"તારો અપરાધ પૂરવાર કરવાને અત્યાર સુધીમા વચાયલા પત્રો શું થોડા છે?"

"અરે બહુજ છે! પૂરતા છે!" વઈતાળ બોલી ઉઠયો–"વારૂ લક્ષ્મીદેવીના લગ્નને દીને તમને કેદ કરવામા આવ્યા હતા?"

"હા!" બલભદ્રે જવાબ આપ્યો, એટલે વઈતાળે પૂછયુ–"તે સમયે બાળસિંહ કયા હતો? હાલ તે કયા છે?" આ પ્રશ્નથી બલભદ્ર એકદમ ગભરાટમા બોલી ઉઠયો–"એ બાબતો પૂછવાથી શો લાભ થશે?" આટલુ બોલી તેણે માયાવતી અને દારોગા તરફ જોયુ તેમનાપર પણ બાળસિંહના નામે અસર કરી હોય તેમ લાગતુ હતુ રાજા કુલીનસિંહ તેમજ ચતુર, વગેરે અઈયારો પણ આ જોઈ વિચારમા પડી ગયા, અને રાજાએ યક્ષ તરફ જોઈ મુખ મલકાવ્યુ એટલે યક્ષ બોલ્યો–"આ બલભદ્રસિંહ સાથે પણ મહારાજને હવે ગેરસલુકાઈ બતાવવી પડશે!"

"ખરેખર! "રાજા કુલીનસિંહે જણાવ્યુ–"પણ વઈતાળની તપાસ આજે પૂર્ણ થઈ જશે એમ તમે ધારો છો?"

"નહી મહારાજ!" યક્ષે જણાવ્યુ–"આ બાબતના તમામ ભેદ ખુલ્લા કરવાની આપની ઈચ્છા હોય તો તપાસ મુલતવી રાખી વઈતાળને છૂટો કરી આપ આજ્ઞા કરો કે એક માસની અદર એણે ખરા બલભદ્રસિંહને શોધી કહાડવા! તેમા તે નિષ્ફળ નિવડશે તો તેના હકમા નુકશાન થશે!"

"વઈતાળને કોની જમીનગીરીપર છૂટો મૂકીએ?" રાજાએ પૂછયુ, એટલે યક્ષ બોલી ઉઠયો–"મારી જમીનગીરીપર!"

"લક્ષ્મીદેવી અને કમલીનીને વાધો ન હોય તો અમને હરકત નથી!" રાજાએ જણાવ્યુ, એટલે ચકમાથી કમલીનીએ જણાવ્યુ–"અમને વાધો નથી! મહારાજશ્રીની ઈચ્છા હોય તેમ કરો!"

"તો તમારી જમીનગીરીપર અમે વઈતાળને છૂટો કરીએ છીએ!" રાજાએ યક્ષને કહ્યુ, અને વઈતાળને પૂછયુ–"વારૂ એટલુ તો બતાવો કે આ પત્ર તમે લખ્યો છે, એમ કબૂલ કરો છો છતા એ જયપાળને મોકલવા માટે કેમ ના પાડો છો?"

"એનો ખુલાસો ખરા બલભદ્રસિંહને છોડવી મહારાજશ્રીની હજુરમા હુ હાજર થઇશ ત્યારે કરીશ!" વઈતાળે જણાવ્યુ, જેમા યક્ષે ઉમેર્યું–"મહારાજ, આ તપાસ અત્રેથીજ હાલ બધ કરો! હજી એમાથી અનેક ભેદ બહાર આવશે!" તરતજ બલભદ્રસિંહ બોલી ઉઠયો–"ના! વઈતાળને છોડશો નહી! એ લુચ્ચો, ઠગારો

અને બદમાશ છે ! એકવાર છૂટા થઈ અત્રેથી ગયો તો એ પાછો આવશે નહી !—" ચતુર તેને બોલતો અટકાવી ગુસ્સામા બોલ્યો— "એ માટે તમારી સલાહની મહારાજશ્રીને જરૂર નથી, માટે ચુપ રહો !" આથી બલભદ્રસિહ ગુસ્સામા ઉભો થઈ બોલ્યો—" બસ તો હુ જાઉં છુ ! આવો અન્યાય થાય ત્યા રહેવાનો ભલા માણસનો ધર્મ નથી !" આમ કહી તે એક પગલુ આગળ વધતો હતો, એટલામા પાછળથી હમીરે તેનો હાથ પકડી લઈને કહ્યુ— " અરે ! ઉભા રહો ! ભલા માણસ ગુસ્સે શુ થાઓ છો ? એથી તમારી ભલમનસાઈને ડાઘ લાગશે ! અમારી સગે બેસવાનુ આપને પસંદ ન હોય તો આપને માયાવતી અને દારોગા સાથે રાખીશું ! આપ રાજી થશો તેમ અમે કરીશુ !" આમ કહી તેણે તેના હાથની નસ એવી દબાવી કે જાણે તેની તમામ શક્તિ કહાડી લીધી હોય તેમ તે એક શબ્દ બોલ્યા વિના જમીનપર બેસી ગયો આથી સર્વને હસવુ આવ્યુ પછી યક્ષ રાજા પ્રત્યે બોલ્યો— " આપ મહારાજ અને ચતુરસિહજીને મારે એકાતમા બે વાત કહેવી છે !"

" ચાલો !" આમ કહી રાજા ઉઠયો, એટલે ચતુરે વીજયને ઈશારત કરી અને તેઓ ત્રણે મહેલના એકાત ઓરડામા ગયા, જ્યા તેમણે લગભગ અરધો કલાક વાતચીત કરી યક્ષના સંબધમા સર્વને અજાયબી ઉપજી હતી, તેમજ રાજા ચતુર અને હમીર યક્ષનો ભેદ જાણતા હતા, એવી સર્વની ખાત્રી થઈ હતી, પણ તે વિષે તેમને પૂછવાની કોઈની હિમત ચાલી નહી અરધે કલાકે રાજા, ચતુર અને યક્ષ દરબારમા પાછા આવ્યા, એટલે ચતુરે વીજયને કહ્યુ—" વઈતાળને છૂટા કરવાની મહારાજશ્રીની આજ્ઞા છે, માટે તમે એમની સાથે જઈ એમને પહાડની તળેટી સુધી વળાવી આવો !" વીજયે વઈતાળના હાથપગમાથી બેડીઓ કહાડી નાખી અને તેને તેમજ યક્ષને સાથે લઈ તે ત્યાથી રવાના થયો. ચતુર ચકમા જઈને લક્ષ્મીદેવી અને કમલીનીને કઈ સમજાવી બહાર આવ્યો બલભદ્રસિહને સન્માનસહ બદોબસ્તમા રાખવાને હમીરને સોપવામા આવ્યા બાદ બાકીના કેદીઓને બધીખાનામા મોકલાવી રાજાએ દરબાર બરખાસ્ત કરી

———— o ————

# પ્રકરણ ૩૯ મું.

## વઈતાળની અથડામણ.

વઈતાળ અને યક્ષને પહાડની તળેટી સુધી પહોચાડીને વીજય કીલ્લામા પાછો ફર્યો, એટલે તેઓ બને વાતચીત કરતા પૂર્વ દિશા તરફ ચાલ્યા પોતાને મદદ કરવા માટે વઈતાળે યક્ષનો ઉપકાર માન્યો, એટલે યક્ષે કહ્યુ–" તમે ગમે તેમ કરીને ખરા બલભદ્રસિંહને શોધી કહાડી મહારાજ સમક્ષ તેને હાજર કરો, એ માટે તમને ગોઠવવા હુ જામીન પડયો છુ, પણ એમ ન થાય કે, બલભદ્રસિંહની શોધ કરવાને બદલે તમે પોતેજ અતરધ્યાન થઈ જાઓ અને હુ મહારાજ આગળ જુઠો ઠરૂ !"

" એમ કદી બનશેજ નહી ! મહારાજશ્રીના અઈયાર તરિકે રહી નામના મેળવવાની મને હોશ નહોત તો આ પચાતમા હુ પડયૌજ હોત નહી અને કઈ લાભ વિના એમના આ બધા કામ પણ બજાવ્યા નહી હોત ! પૈસાની મને દરકાર નથી, એટલે કોઈ દૂરના દેશમા જઇને સુખચેનમા જીવન ગાળ્યુ હોત ! મહારાજ કુલીનસિંહના આસરામા રહેવાની મને હોશ છે, અને રાજા જોરાવરસિંહની ભાળ મળી છે તે દીનથી તેમના દુશ્મનોની હુ તપાસ કરૂ છુ, અને ઘણીક બાતમી મેળવી ચુક્યો છુ !"

" તો શું પહેલા તમને ખબર નહોતી કે માયાવતીએ જોરાવરસિંહને કેદ કરીને કોઈ ગુપ્ત સ્થાનમા રાખ્યા છે ?"

" ના ! બીલકુલ નહી !"

" માયાવતી સુદર છે, એમ જાણવા છતા એ વિશેની જોરાવરસિંહના માણસોને ખબર કેમ ન આપી ?"

" રાજા જોરાવરસિંહના મરણની મને પક્કી ખાત્રી થયેલી હોવાથી તે વખતે હુ કીસનગઢના રાજા રણધીરસિંહની નોકરીમા હતો તેથી બીજા રાજ્યના સારાનરસા કામ સાથે મારે સંબધ ન હોવાથી મે એ ભેદ કોઈને જણાવ્યો નહી !"

" જયપાળ સાથે મિત્રતા થઈ ત્યારે કોના નોકર હતા ?"

" મારે જયપાળ સાથે મિત્રતાજ નહોતી ! કારાગૃહમાં મે આપને જણાવ્યુ તેમ રાજા જોરાવરસિંહજી છુટયા બાદ એ કાગળો મને મળ્યા હતા, જે અત્યારે મારાજ દુશ્મન–"

"બરોબર! એ તમે કહ્યું હતું! વારૂ બલભદ્રસિંહને કોણે કેદ કર્યો અને હાલ તે કયાં છે તે જાણો છો?"

"બલભદ્રસિંહને દારોગાએ કેદ કીધો છે, પણ હાલ તે કયાં કેદ છે તે હું નથી જાણતો!"

"કમલીનીના મહેલ આગળ તો તમે ચતુરને કહ્યું હતું કે, તમારી સાથે કોઈ આવે તો તેને તમે ખરો બલભદ્રસિંહ દેખાડો! આથી તો તમે જુઠ્ઠા છો, એમ પૂરવાર થાય છે!"

"હા! એમ કહેવામાં મેં ભૂલ કરી! પણ મારી ખાત્રી છે કે બલભદ્રસિંહ હજી હયાત છે! દારોગો અત્યારે મારા પંજામાં હોત તો બલભદ્રસિંહની ભાળ મેળવવામાં મને મુશ્કેલી પડત નહી! હવે મને મહેનત પડશે! અત્યારે રાજા જોરાવરસિંહ પાસે હું જઈશ! તે મને મદદ કરશે તો મારૂં કામ શીઘ્ર પાર પાડીશ પણ મારાપર મૂકવામાં આવેલા તહોમતની હકીકત તેમના જાણવામાં આવ્યા પછી તેઓ મને મદદ કરે એવી આશા નથી! આપ કોણ છો તે હું જાણતો હોત તો રાજા જોરાવરસિંહ ઉપર એક પત્ર લખી આપવાનું આપને કહેત!—"

"હાલ મારી વધુ ઓળખાણ તમને મળશે નહી, પણ રાજા જોરાવરસિંહ ઉપર ભલામણનો પત્ર હું લખી આપું છું! તમારી પાસે કાગળ વગેરે લખવાના સાધનો છે?"

તરતજ એક ઝાડ તળે ઉભો રહી વઈતાળ પોતાની થેલીમાંથી કાગળ, વગેરે કહાડવા લાગ્યો, એટલે યક્ષે કહ્યું—"અત્રે ન રોકાતાં આપણે પેલા દૂર જણાતા વડ આગળ બેસીશું કેમકે, ત્યાં મારો અશ્વ છે!" તેઓ આગળ ચાલ્યા, અને વડના ઝાડ આગળ જઈ પહોચ્યા ત્યાં બે ઘોડા બાંધ્યા હતા, અને યક્ષ સરખાજ દેખાવનો એક શાકવાળો એક માણસ આમતેમ ફરતો હતો, જે યક્ષને જોતાજ તેને નમન કરીને એક તરફ ઉભો રહ્યો યક્ષે વઈતાળ પાસેથી કાગળ, કલમ તથા ખડીયો લઈને કંઈ લખ્યું, અને તે વઈતાળને આપતાં કહ્યું—'આ પત્ર રાજા જોરાવરસિંહને આપજો! હવે તમે જાઓ!" આટલું કહી તે અશ્વપર સ્વાર થયો તેનો સાથી બીજા ઘોડાપર બેસી ગયો અને તેઓ બન્ને જંગલમાં અદ્રશ્ય થઈ ગયા વઈતાળ ચિંતા અને હાડમારીથી ઉદાસ અને સુસ્ત બની ગયો હતો, તેથી વિશ્રામ લેવાને

તે ઝાડ નીચેજ બેઠો, અને જોરાવરસિંહ ઉપર ચક્ષે લખી આપે
પત્ર વાચવા લાગ્યો, પણ આડી અવળી લીટીઓમા લખેલ અક્ષરે
સિવાય બીજુ કંઈ તે સમજી શક્યો નહી લગભગ અરધો કલા
આરામ લીધા બાદ તે ઉઠયો, અને લામાવાટી તરફ રવાના થયે
કેમકે, ત્યા રાખેલી તેની સર્વથી વધુ વહાલી વસ્તુ બલભદ્રે પોતાન
હાથમા આવ્યાનુ જણાવ્યુ હતુ, ત્યારથી તેની ચિંતામા વધારે
થયો હતો આ વહાલી વસ્તુ તેની પત્નિ હતી, જેને તેણે નાનુન
મહેરબાનીથી પાછી મેળવી હતી, અને જેને પેટે કીસનરા
જન્મ્યો હતો પોતાની પત્નિને મળવાની ઈચ્છાથી તે જમાની
માને બદલે લામાઘાટી તરફ ચાલ્યો, અને ત્રીજે દીને સંધ્યાકાં
ત્યા જઈ પહોચ્યો લામાઘાટી કયા સ્થળનુ નામ હતુ, અને
કેવુ હતુ તેનુ થોડુંક વર્ણન અત્રે આપી વઈતાળ કેવી પ્રકૃતિને
માણસ હતો અને કેવો શક્તિવાન હતો, તેનો વાચનારને કંઈ
ખ્યાલ આપીશુ અજાણ્યો માણસ લામાઘાટીમા જઈ શકે તે
નહોતુ સૌથી પહેલા એક ટેકરો આવતો, જેપર જવાનો સાકરે
પગવાટ હતો આ માર્ગે ટેકરાપર જતા ત્રણ તરફ ખુલ્લુ વિશા
મેદાન હતુ, પણ પશ્ચિમ તરફ અરધાક ગાઉને છેટે એક બહુ
ઉંચો પહાડ જણાતો હતો, જેની પાસે પહોચતા તેપર ચ્હડ
વાનો કોઈ પગવાટ જણાતો નહોતો, પણ માર્ગની શોધમ
ફાંફા મારવાને બદલે વાચનાર અમારી સાથે જમણી તરફ ચાલે
પહાડની તળેટીમા થોડેક સુધી ચાલ્યા બાદ માર્ગની આ
વહેતો એક ઝરો આવતો, પણ તે ઓળગવાની જરૂર નહોત
કેમકે, ડહાબી તરફ ઉંચે પહાડપર નજર કરતા પચ્ચીસેક હાથન
ઉંચાઇએ એક ન્હાની ગુફા જણાતી આ અંધારી ગુફામા લગ
ભગ એક ગાઉ જેટલો પંથ કાપ્યા બાદ તેનો અંત આવી
હરીયાળીથી ભરપૂર એક મેદાન આવતુ, જેમા જંગલી પુષ્પોન
લતાઓ અને ઝાડોની એટલી બધી ઘીચ ઝાડી હતી કે તેમા જના
માણસ થોડેક જતા એવો ફસાઇ જતો કે તેમાથી બહાર પણ મુશ્કે
લીએ નીકળી શકતો આ મેદાનને કીનારે જમણી તરફ કેટલેક સુધ
જવા બાદ ડહાબી તરફ વળી થોડેક ચાલ્યા બાદ ઈશાન કોણમ
એક ગુફા આવતી, જેમા બસેંક પગલા જવા બાદ તેનો અં
આવતો, અને મ્હોટા પથ્થરોની એક ઉચી ભીંત બાધેલી નજ

પડતી, જેની વચમા લાકડાનો મજબુત દરવાજો હતો આ દર-વાજામા પ્રવેશ કરતાજ સામે એક અસલી વિશાળ તેમજ ભવ્ય ઈમારત દેખાતી, જે કેટલેક ઠેકાણેથી ભાગીને પડી ગઈ હતી આ સ્થાન વઈતાળનુ નિવાસસ્થાન લામાધારી હતુ વઈતાળના નોકર ચાકરો, વગેરે અત્રે રહેતા હતા, અને પોતાની પત્નિને તેણે અત્રે રાખી હતી પચાસ સીપાઈઓ તેની નોકરીમા હતા, જેઓ સર્વ કદાવર, બહાદૂર અને મજબૂત બાવાના પહેલવાન હોવા સાથે વિશ્વાસુ અને શુદ્ધ અત કરણવાળા હતા તેઓ ખબરદારીથી વઈતાળનો ખજાનો સંભાળતા હતા, અને વઈતાળની આજ્ઞા થતા ગમે તેવુ વીકટ કામ કરવાને તૈયાર હતા આ ઈમારતની ચારે તરફ ખુલ્લુ મેદાન હતુ, જે સુદર જ ગલી વૃક્ષો, વગેરેથી શોભાયમાન લાગતુ હતુ મેદાનની ચારે તરફ કરતા પહાડજ જણાતા હતા વઈતાળ ત્યા આવી પહોચતા તેના માણસો ખુશાલીમા તેને ચારે તરફથી ઘેરી લઈ કુશળતાના ખબર પૂછવા લાગ્યા, જેના વઈતાળે હસીને સર્વને જવાબ વાળીને પોતાના આગમનનુ કારણ પછી જણાવવાનુ કહ્યુ આમ પોતાના નોકરોને મળીભેટી તે વિયોગ દુ ખથી વ્યાકુળ બનેલી પોતાની પત્નિને મળ્યો દ પતિના મીલનની શરૂઆતનો આન દ શાત પડતા તેની પત્નિએ તેને પૂછ્યુ—"આપ આટલા બધા દુબળા અને ઉદાસ કેમ જણાઓ છો?"

"હમણા કેટલાક દિવસો મુસીબતમાજ ગયા છે!"

"વળી શી મુસીબત વહાલા?"

"મુસીબત શુ કહુ! પ્રાણ બચ્યા એટલુ પણ ઠીક છે!"

"એટલે? શું આપનો પેલો ભેદ ખુલી ગયો?"

"હા! ખુલી ગયો વહાલી!"

"હાય! ગજબ થયો, છતા આપ કેવી રીતે આવ્યા?"

"ઈશ્વરે એક મદદગાર મોકલી દીધો, તેની જામીનગીરીપર એક માસ માટે મને છોડયા છે! એ મુદત પૂર્ણ થતા મારે ફરી મહારાજ કુલીનસિહ સમક્ષ હાજર થવુ પડશે!"

"રાજા કુલીનસિહ આગળ શા માટે? એમનો તો આપે કઈ અપરાધ કર્યો નથી પ્રાણ?"

"એટલુ સારૂ છે કે તે સીધો લક્ષ્મીદેવી આગળજ ગયો—"

"હે! શું લક્ષ્મીદેવી જીવતી છે?"

"હા ! કમલીની સંગે રહેતી તારા લક્ષ્મીદેવી છે, એ મને પહેલા જણાયુ નહી, અને બાળસિંહને એની ખબર પડી ગઈ તેથી તે તેની પાસે પહોચી ગયો ! મને ખબર પડી હોત તો આજે મહારાજ કુલીનસિંહનો હુ માનીતો થઈ પડયો હોત !"

"બાળસિંહ મરી ગયો છે, એમ આપે તો કહ્યુ હતુ ?"

'હુ એમજ સમજતો હતો પણ—"

"એમજ આપની પેટી ચોરી હતી તે શુ ?"

"બસ ! એ પેટી એણે ચોરી ત્યારેજ હુ અધમૂવો તો થઈ ગયો હતો, પણ એના મરણના સમાચાર સાભળી નિશ્ચિંત હતો તે એકાએક મારી સામે આવી ઉભો ત્યારે મારી અજાયબીનો પારજ રહ્યો નહી ! તારા પટારામાથી ચોરાઈ તે વખતે મારી પેટી બાધી હતી તેજ લુગડામા બાધેલી તેના હાથમા હતી ! પેટીની પોટલી જોતાજ મારા હોશ ઉડી ગયા ! આ બનાવની બે ત્રણ દીન પહેલાજ હુ રાજા જોરાવરસિંહ સાથે કીશોરી અને કામીનીને કમલીનીના તીલસ્મી મહેલમા મૂકવા ગયો હતો, તે વખતે ત્યા તારાને જોતાજ તે લક્ષ્મીદેવી હોવાનો મને વહેમ ગયો હતો, પણ બીજે રસ્તે મારૂ ભલુ થવાની આશા હોવાથી તે સમયે હુ ચૂપજ રહ્યો ! જ્યારે બાળસિંહે મારી પાસે આવતા તે ગાસડી દેખાડીને કહ્યું કે, તેમા તારાનુ ભાગ્ય છે ત્યારે મારી ખાત્રી થઈ કે તારાજ લક્ષ્મીદેવી છે ! જે કાગળો મહા મહેનતે ભેગા કરીને મે તેમની નકલ ઉતારી લીધી હતી, તે મારા લખેલા કાગળો પણ એ લુચ્ચાએ ચોર્યા હતા બસ ! જે કાગળોથી લાભ મેળવવાની હુ આશા રાખતો હતો, તેજ કાગળો હવે મારૂં સત્યાનાશ વાળી નાખશે, એમ જાણી હુ બ્હેબાકળો બની ગયો કેમકે, એજ કાગળોથી મને અપરાધી ઠરાવવાની તેણે તજવીજ કરી છે એ પેટી એની પાસે નહી હોત તો હુ ગભરાત નહીં અને કંઈ તજવીજ કરી હોત, પણ પેટીના વિચારે મને ગાંડો બનાવી દીધો, અને એની બ્હેનને મે દીઠી ત્યારે તો મારો જીવજ ઉડી ગયો !"

"હે ? એની બ્હેન પણ જીવતી છે શુ ?"

"હા ! એ મને મળ્યો ત્યારે તે પણ થોડેક [illegible]માં સંતાઈને ઉભી હતી !"

"આ તો બહુજ ખોટું થયું ! એ જીવતો છે, એમ આપ જાણતા હોત તો વઈતાળ નામ પણ શામાટે ધારણ કરત ? '

"વળી તું પણ તેના પંજામાં છે એમ તેણે મોઘમમાં જણાવ્યાથી છૂટો થતાજ હું અત્રે આવ્યો ! તું રાજીખુશીમાં છે, અને એ નીચના પંજામાં સપડાઈ નથી, એ ઈશ્વરની કૃપા છે !"

"અત્રે આવવાને એની હિંમત ક્યાથી ચાલે ? અરે ! અત્રેનો માર્ગ સ્વપ્ને પણ એ જાણી શકે તેમ નથી !"

"પણ એણે લામાવાડી નામ લીધું તેથી મને એનું કહેવું ખરૂં લાગ્યું ! અત્રે આવ્યા વિના એ નામ એને જાણ્યું જ નહોત—"

"એ તો બીજા કોઈ કારણે પણ તેને જણાયું હશે !"

"ગમેતેમ પણ તારે માટે હું હવે નિશ્ચિંત થયો ! મારા પ્રાણ બચાવવાને હવે બલભદ્રસિંહની ભાળ મેળવવી જોઈએ !"

"એ પણ મળશે વહાલા, પણ આપ મને અત્રે છોડીને ગયા તે પછી શા બનાવો બન્યા તેની હકીકત જણાવો !"

જવાબમાં વઈતાળે પોતાની તમામ હકીકત તેને જણાવી કેટલીક આડીઅવળી વાતચીત કીધા બાદ તે બહાર આવ્યો. એક ચોકમાં દીપકોનો પૂર પ્રકાશ કરી ગાદી તકીયાની બેઠક બીછાવી તેના સાથી અને સીપાઈ તેની રાહ જોતા બેઠા હતા તેને જોતાજ સર્વ અદબથી ઉભા થયા સર્વની વચ્ચે ગોઠવેલા ઉંચા તકીયાને અઢેલીને તે બેઠો, એટલે તેની આજ્ઞાથી તેઓ પણ બેસી ગયા વઈતાળે સર્વની ખબરઅંતર પૂછયા બાદ તેઓમાથી એકે પૂછ્યું—"આપ ઉદાસ કેમ જણાઓ છો ?"

"હું મ્હોટી આફતમાં ફસાયો છું !" વઈતાળે જવાબ આપ્યો, એટલે સવળાઓએ સાથેજ પૂછ્યું—' તે શું વળી ?"

"હું તમામ હકીકત તમને જણાવું છું કેમકે, તમો સર્વ મારા ખરા શુભેચ્છક અને મદદગાર છો !" વઈતાળે જણાવ્યું

"અમે આપના આજ્ઞાંકિત સેવક આપના સહજ ઈશારા પર પ્રાણ આપવાને તૈયાર છીએ ! ફરમાવો તો રાજા કુલીનસિંહ સંગે લડવાની હિંમત કરીએ !" એક મુખીએ જણાવ્યું

"એ માટે પૂર્ણ વિશ્વાસ હોવાથી તમારાથી હું કંઈ વાત છાની રાખતો નથી !" વઈતાળે કહ્યું, અને પોતાની હકીકત તેમને જણાવ્યા બાદ તેઓમાથી થોડાકને કંઈ કામ ફરમાવી તે પોતાની

ની પાસે ગયો. બીજે દીને પ્રભાતે ચાળીશ બહાદુર સીપાઈઓ તેની આજ્ઞાનુસાર લામાઘાટીની બહાર જઈ પહોચ્યા. તે પણ પોતાની સ્ત્રીને ભેટી તેની રજા લઈને એ સીપાઈસહ રવાના થઈ દીન એક પ્રહર ચ્હડતા લામાઘાટીની બહાર નીકળી જમાનીયા તરફ ચાલ્યો. લાબી મુસાફરી કરીને આખરે તે જમાનીયા પહોચ્યો. બપોરનો સમય હોવાથી રાજા જોરાવરસિંહ ભોજન, વગેરેથી પરવારી ખાનગી ઓરડામા બેઠો હતો. વઈતાળે ચોપદાર મારફત પોતાના આગમનની ખબર મોકલાવી, અને થોડી વારમા તેને રાજાની હજુરમા લઈ જવામા આવ્યો. આ વખતે જોરાવરસિંહ શય્યાપર પડયો હતો. સંગયાબંધ વાચેલા પત્રોનો ઢગલો તેની પાસે પડયો હતો. ઓરડામા જતાજ વઈતાળ તેને નમન કરીને ચૂપ ઉભો, એટલે જોરાવરસિંહે તેની તરફ મુખ કરીને કહ્યુ—"આવો વઈતાળ! સારી પેઠે તો છો? આટલા દિવસ ક્યા હતા?"

"હુ આફતમા ફસાયો છુ!" વઈતાળે જવાબ આપ્યો.

"શી વળી?" જોરાવરસિંહે અત્યયબીસહ પૂછ્યુ.

"કમલીનીજીના મહેલપર દુશ્મનોએ હુમલો કરવાના સમાચાર તો આપ મહારાજે જાણ્યા હશે?"

"હા! ત્યાના કેદીઓ પણ નહાસી ગયા નહી વારૂ?"

"હા! ત્યારે તો કીશોરી, કામાની અને તારાની હકીકત પણ આપ મહારાજના જાણવામા આવી હશે?"

"હાલમા તેઓ કમલીની સગે રત્નપુર ગઈ છે, એટલી ખબર મળી છે! બીજા કંઈ સમાચાર મળ્યા નથી!"

"ત્યારે તીલસ્મી મહેલમા તેમનાપર આવી પડેલી આફતની હકીકત કદાચ આપે નહી જાણી હોય?"

"ના! એ વિષે તપાસ કરવા મે જાસુસને રત્નપુર જોશીજી પાસે મોકલ્યો છે, પણ હજી જવાબ લઈ તે પાછો ફર્યો નથી! તમે પણ ત્યા ગયા હતા? ત્યારે તો ત્યાની હકીકત જણાવો!"

"સર્વ હકીકત આપ મહારાજને જણાવી હુ મારાપર આવી પડેલા સંકટની કહાણી પણ નિવેદન કરૂ છુ!" આમ કહી વઈતાળે કીશોરી, કામીની, લક્ષ્મીદેવી, ભગવતી, કાલીસિંહ અને બલભદ્રસિંહની તેમજ રત્નપુરના કીલ્લામા જે કંઈ બન્યુ અને કૃષ્ણ ચલ્લે જે કંઈ કર્યું, તેની તમામ હકીકત જણાવી, જે રાજા

જોરાવરસિંહે પલગપર આડે પડખે પડયા રહીનેજ સાભળી વઈતાળનુ કહેવુ પૂર્ણ થતા ઉઠીને તે પાસે પાથરેલી ગાદીપર બેસી કેટલીકવાર કઈ વિચારમા ચૂપ રહ્યા બાદ બોલ્યો–"ત્યારે તારા ખરૂ જોતા લક્ષ્મીદેવી છે, એમ જણાયુ!"

"હા જી, પણ એ વિષે હુ પહેલા જાણતો નહોતો!"

"ખરેખર! આ હકીકત વિચિત્ર છે! કૃષ્ણયક્ષનો પત્ર આપો! જોઈએ એ શુ લખે છે?" તરત વઈતાળે પત્ર આપતા કહ્યુ–"એમા મારી વિરૂદ્ધ તો લખ્યુ નથી!"

"એમા તો તમારી ભલામણ કરી તમને મદદ કરવાનુ લખ્યુ છે!" જોરાવરસિંહે પત્ર વાચીને જણાવ્યુ

"કૃષ્ણયક્ષને આપ મહારાજ ઓળખો છો શુ?"

"એ મારો બાળમિત્ર છે, હુ કેદ હતો, તેની એને ખબર નહોતી! સાતેક દિવસ પહેલાજ તે મને મળવા અત્રે આવ્યો હતો!"

"હવે એ કામમા આપ મહારાજ મને મદદ કરશો?"

"હા! એ કામમા તમને દરેક રીતે મદદ કરવાને હુ તૈયાર છુ! ખરૂ જોતા એ કામ મારૂ જ છે, પણ હુ શુ મદદ કરી શકીશ તે સમજાતુ નથી! એ બાબતમા હુ કઈ જાણતો નથી!"

"કયા પ્રકારની આપની મદદની મને જરૂર છે તે જણાવુ તે પહેલા આપ કૃપા કરીને જણાવશો કે મહારાજ કુલીનસિંહ અને કમલીની, વગેરેને મળવાને આપ રત્નપુર પધારશો કે?"

"મહારાજ કુલીનસિંહ મને આમત્રણ કરશે ત્યારે જઈશ! કમલીની કે લક્ષ્મીદેવીને મળવાની મને ઉતાવળ નથી! તમારી તપાસનો નિકાલ થાય, પછી એ બાબત જોઈ લઈશુ!" આ સાભળી વઈતાળને અજાયબી લાગી લક્ષ્મીદેવીની હકીકત સાભળવાથી તેના મુખપર કઈ આનદ કે બલભદ્રસિંહની હકીકતથી કઈ ગુસ્સો ઉપજેલ જણાયાજ નહી તેની હજુરમા તે આવ્યો ત્યારે જે શાતી તેના ચહેરાપર હતી તેજ ભાવ જોઈને વઈતાળ મુઝાયો કઈ વિચારમા થોડીવાર ચૂપ રહેવા બાદ તેણે પૂછયુ–" આપે તીલસ્મી બાગમાના માયાવતીના મહેલમા બધુ તપાસ્યુ હશે?"

"તમે ભૂલો છો વઈતાળ! તીલસ્મી બાગમાના મહેલમા તપાસ કર્યાથી કઈ વળે તેમ નથી! જયપાળના કોઈ મદદગારને પકડો અથવા હરામખોર દારોગાને દુખી કરી પૂછો તો કઈ

ભાળ મળશે; પણ દારોગો રત્નપુરમા કેદ હોવાથી એ તરફની આશા નથી કેમકે, એ સંબંધી કુલીનસિંહને કંઈ લખવાનુ મને પસંદ નથી!" જોરાવરસિંહના આ જવાબથી વઈતાળની અજાયબીમા વધારો થયો, અને તેણે જણાવ્યુ-"મહેલમા તપાસ કરવા વિષે પૂછવામા મારી મતલબ એ છે કે, માયાવતી પાસે છબીઓનુ એક પુસ્તક હતુ, જેમા તેને એ કામમા મદદ કરનારા સર્વ માણસોની છબીઓ હતી! એ પુસ્તક આપને હાથ લાગ્યુ હોય તો મારૂ કામ સહેલ થઇ પડશે!"

"એ પુસ્તક મારે હાથ લાગ્યુ હતુ પણ તે વખતે ગુસ્સામા નીચ માયાવતીના કપડા, વગેરે જે કંઈ સામાન જણાયો તેમા એ છબીઓનું પુસ્તક મૂકીને મે સર્વ બાળી નાખ્યુ! એ પુસ્તક એટલુ બધુ ઉપયોગી હતુ, એ જાણીને દીલગીર છું!" વઈતાળને લાગ્યુ કે જોરાવરસિંહની પોતાને મદદ કરવાની મરજી ન હોવાથી તે બહાના કહાડે છે આથી હવે શુ કરવુ તેના વિચારમા તે મુંઝાયો, એટલે જોરાવરસિંહે જણાવ્યુ-"વઈતાળ! હુ ભૂલતો ન હોઉં તો એ પુસ્તકમા તમારી છબી પણ હતી!"

"કદાચ હશે! પણ એ પુસ્તકનોજ નાશ થઈ ગયો છે ત્યા એ બાબત હવે સંભારવી વ્યર્થ છે! એ પુસ્તકથીજ મારૂ કામ આશાની ઉમેદમા હુ આપની હજુરમા આવ્યો હતો! ખેર! ભાગ્યમા લખ્યુ હશે તે દ્દઢતાથી ભોગવીશ! હુ જાઉં છુ, અને બલભદ્રસિંહની ભાળ મેળવવા પ્રયત્ન કરૂ છુ!"

"બલભદ્રસિંહની ભાળ મેળવવા તમે ક્યા જશો, તે હુ જાણુ છુ! કાશીમા માલતીને ઘેરજ તમે જશો!"

"આપે ખરૂં જાણ્યુ! હવે મારી ખાત્રી છે કે આ કામમા આપ મને ઘણીજ મદદ કરી શકો તેમ છે, પણ કોઈ પ્રકારની સહાયતા કરતા નથી તેનુ કારણ સમજાતુ નથી!"

"તો હવે હુ તમને સ્પષ્ટ જણાવુ છુ કે, કૃષ્ણ યક્ષ સાથે મારે મિત્રતા હતી અને હજી મારાપર તે સ્નેહ રાખે છે, પણ મારૂ મન તેની તરફ ખાટુ થયુ છે, અને મે પ્રતિજ્ઞા લીધી છે કે જે કામમા એનો હાથ હશે તેમા ગમે તેમ થશે તોપણ હુ હાથ નહીં નાખુ! તે કામ મારા ગમે તેવા લાભનુ હશે અથવા તેમા હાથ ન નાખવાથી મને નુકસાન થતુ હશે અથવા જીંદગી

જોખમમા આવી પડતી હશે તોપણ મારી પ્રતીજ્ઞાનો હું ભગ નહીંજ કરૂ ! આથી હુ તમને મદદ કરી શકતો નથી !"

"તો હવે મને જવાની આજ્ઞા છે ?"

"ભલે જાઓ ! ઈશ્વર તમને સહાય કરો !"

તરત વઈતાળ નમન કરી ત્યાથી બહાર ચાલ્યો ગયો, એટલે જોરાવરસિંહ તેની પાછળ જોતા મુખ મલકાવી મનમા બોલ્યો "એણે મને નક્કી મૂર્ખ યા ગાડો થઈ ગયેલજ ધાર્યો હશે !"

મહેલની દોઢીપર બેસાડેલા પોતાના સાથીને લઈને વઈતાળ શહેરની બહાર ચાલ્યો માર્ગમા વઈતાળને તેના સાથીએ આતુરતા સહ પૂછ્યુ -"જોરાવરસિંહની મુલાકાતનુ શુ પરિણામ આવ્યુ ?"

"કઈ પણ નહીં ! એની પાસે તો નકામાજ આવ્યા ! કઈ પણ મદદ કરવાની એણે તો ના પાડી !"

"એટલે ? ખરૂ જોતા આ કામ તો એનુજ છે ! લક્ષ્મીદેવીની ભાળ મળવા માટે એ રાજી નથી શુ ?"

"એ રાજી છે કે નારાજ, એ મને સમજાયુ નહી કેમકે, બધી હકીકત સાભળવા છતા એના ચહેરાપર કઈ ફેરફાર થયેલો જોવામા આવ્યો નહી ! હુ ધારૂ છુ કે એ ગાડો બની ગયો છે ! અરે ! મહારાજ કુલીનસિંહ, વગેરેને મળવા રત્નપુર જવા વિષે પૂછતા શેકડો જવાબ આપ્યો કે આમ ત્રણ વગર નહીંજ જાઉં ! આ તે ડાહ્યા માણસનો જવાબ હોય ?"

"હુ તો ધારૂ છુ કે એને ખુમારી આવી ગઈ છે !"

"અત્યારે તો હુ સ્વતત્ર છુ ! આગળની વાત આગળ ! આપણા માણસોએ શુ કર્યું તે પહેલા જાણવુ જોઈએ !"

"પેલી કુટીમા ચાલો ! ત્યા કોઈક મળશે !"

"ભલે ! હવે જુઓ તો ખરા કે, વઈતાળ પણ શુ કરે છે અને કેવા તમાશા બતાવે છે !' આમ કહી વઈતાળ હસ્યો આમ વાતચીત કરતા તેઓ જ ગલમા ચાલ્યા અને મધરાતે બીચ જ ગલમા આવેલી એક સાધારણ કુટી આગળ જઈ પહોચ્યા કુટીના દ્વાર આગળ બે માણસો બેઠા હતા, તેમણે વઈતાળને જોતા ઉભા થઇને નમન કર્યું, અને તેઓમાથી એકે પૂછ્યુ - "રાજા જોરાવરસિહને મળવાથી લાભ થયો ?"

"કંઈ પણ નહી !" વઈતાળે જવાબ આપ્યો—"જરા વિશ્રામ લઈને સર્વ હકીકત કહું છું ! બીજા સર્વ ક્યાં ગયા છે ?"

"આટલામાંજ છે ! હમણાં આવશે !" પેલા માણસે જવાબ આપ્યો, એટલે વઈતાળે કહ્યું—"કંઈ ખાવાનું લાવો !" તરત એક માણસ કુટીમાં જઈ ધાબળી લાવી કુટીના દરવાજા પાસે બીછાવી પાછો અંદર ગયો. વઈતાળ ત્યાં બેઠો, એટલે બીજા માણસે થોડોક સુકો મેવો અને કેટલાંક ફળ તેમજ પાણીનો લોટો આણી તેની આગળ મૂક્યાં. તેની સાથે આવેલા માણસને તે કુટીમાં તેડી ગયો. વઈતાળ ખાઈપીને સ્વસ્થ થયો, એટલામાં ફરવા ગયેલા તેના સાથીઓ ત્યાં આવી પહોંચ્યા, અને તેને નમન કરીને સામે બેસી વાતચીત કરવા લાગ્યા. આખી રાત તેમણે મસલત કરવામાં પસાર કરી પ્રભાતે પોતાના સાથીઓને કેટલીક સુચના કરીને વઈતાળ એકલો ઇદ્રદેવના રહેઠાણ તરફ રવાના થયો. સાંઝે તે પહાડપરની ઇદ્રદેવના મહેલમાં જવાની ગુફાના મુખ આગળ જઈ પહોંચ્યો, એટલે આમતેમ જોવા લાગ્યો. પણ ત્યાં કોઈને ન જોવાથી એક સીલાપર બેઠો. કેમકે, મહેલ સુધી જવાનો માર્ગ તે જાણતો નહોતો. ઇદ્રદેવની આજ્ઞા વિના અથવા તેનો કોઈ સેવક સાથે નહી જાય ત્યાં સુધી કોઈથી મહેલ સુધી જવાય તેમ નથી, એમ તે જાણતો હતો. પહેલાં પણ બેવાર તે ઇદ્રદેવને મહેલે જઈ આવ્યો હતો, તે વખતે તેને આંખે પાટા બાંધીને તેનો સેવક લઈ ગયો હતો. લગભગ એક કલાક તે ત્યાં બેઠો ત્યારે ઇદ્રદેવનો એક માણસ ગુફામાંથી બહાર આવ્યો, તેને વઈતાળ ઓળખતો હતો. વઇતાળને ઓળખી તેણે પૂછ્યું—"આમ અત્રે કેમ બેઠા છો ?"

"ઇદ્રદેવને મળવા માટે ક્યારનો આવી બેઠો છું !"

"આપને માટે ખબર પહોંચાડું છું, જરા બેસજો !" આમ કહી તે ગુફામાં ગયો, અને અરધે કલાકે બે માણસોસહ પાછો બહાર આવી વઈતાળ પ્રત્યે બોલ્યો—"ચાલો ! આપની આંખે પાટા બાંધવો પડશે !" વઈતાળ ઉભો થયો, એટલે તેની આંખે પાટા બાંધી તેઓ તેને ઇદ્રદેવ પાસે લઈ ગયા. વઈતાળની આંખેથી પાટા છોડવામાં આવતાં તેણે પોતાને ઇદ્રદેવની હજુરમાં ઉભેલો

દીઠો ઇદ્રદેવ પુસ્તક વાચતો સુખાસને બેઠો હતો, વઈતાળને જોઇ તે બોલ્યો–" વઈતાળ, આવો ! ઘણે દિવસે મળ્યા !"

" શુ કરૂ ? કાળચક્રની ગતિએ એવા ઘોટાળામા નાખી દીધો છે કે અભાગીને ઠરી બેસવાનો હજી સુધી વખત મળ્યો નથી, એટલે ઘણે દિવસે આપના દર્શન થયા !" વઈતાળે જણાવ્યુ

" અભાગી ! " ઇદ્રદેવ બોલ્યો–" હજારો વીરોને નમાવવાની શક્તિ ધરાવનાર વઈતાળ–અભાગી ! આશ્ચર્ય ! "

" ખરેખર, એમજ ! એકવાર હુ ધારૂ તે કરવા સમર્થ હતો, પણ આજકાલ એવી આફતમા ફસાયો છુ કે મતી ગુમ થઇ ગઈ છે, તેથી આપની મદદ માગવા આવ્યો છુ ! "

" મારી મદદ ? કેવી રીતે ? શા માટે ? તમે જાણો કે માયાવતીનો દારોગા મારો ગુરૂભાઈ તમારો દુશ્મન છે ! "

" એ જાણુ છુ છતા મદદ માગવા આવ્યો છુ ! "

" એમા તમારી ભૂલ છે !"

" ના ! મારી ભૂલ નથી ! દારોગાના ગુરૂભાઇ હોવા છતા એના અને આપના સ્વભાવમા બહુ અ તર છે ! વળી જે કામ માટે આપની મદદની જરૂર છે તે પણ બલભદ્રનુ કામ છે ! "

" છતા પણ હુ તમને મદદ નહીંજ કરૂ, એમ સમજીને તમારી હકીકત તમારે કહેવી હોય તો કહો !–"

"આપ મદદ નહીંજ કરો, એ હુ ધારી શકતોજ નથી ! બલભદ્રસિંહ આપના મિત્ર હતા, અને એ મિત્રતાના બદલમા દારોગાએ કર્યું તેમ તો આપ નહીંજ કરો ! " વઈતાળને તેડી આવનાર ત્રણે માણસોને ત્યાથી રવાના કીધા બાદ ઈદ્રદેવે કહ્યુ–" એટલે ? બલભદ્રસિંહ મરણ પામ્યાને વર્ષો વીતી ગયા, તેને માટે મારી મદદ માગવા આવ્યા છો ?"

"હા ! આપ મરણ પામેલ ધારો છો પણ તે જીવતા છે, અને કમળીની સાથે રહેતી તારા એમની પુત્રી લક્ષ્મીદેવી છે !"

" તારાએ પોતાનો ભેદ ખુલ્લો કર્યો? વળી બલભદ્રસિંહ હયાત હોવાની કઇ સાબીતી તમારી પાસે છે?"

" તારાનો ભેદ ખુલી ગયો છે ! બલભદ્રસિંહ હયાત હોવાની સાબીતી પણ છે ! તારાનો ભેદ ખુલવા માટે આપની આતુરતાથી જણાય છે કે આપ તે ભેદ પહેલાથી જાણતા હશો ! "

" ના ! આજે તમે કહ્યુ ત્યારે જાણ્યુ ! એ ભેદ કેવી રીતે ખુલ્યો ? તમે શી આફતમા ફસાયા છો, અને બલભદ્રસિંહ હયાત હોવાની તમારી પાસે શી સાબીતી છે તે પણ કહો ? બલભદ્ર સિંહ કોઈના કેદી છે કે જાણીજોઈ ક્યાક સંતાઈ રહ્યા છે ? "

" બલભદ્રસિંહ કેદ છે, તેમને છોડવવાની તજવીજ કરૂ છુ, તેમા આપની મદદ માગુ છુ ! બલભદ્રસિંહની ભાળ મેળવવામા મદદ કરશો તો બે જીવ બચાવવાનુ આપને પુણ્ય પ્રાપ્ત થશે ! બલભદ્રસિંહની ભાળ નહી મળે તો મારૂ પણ મોતજ આવશે ! "

" તેનું કંઈ કારણ ? " આના જવાબમા વઈતાળે જ ગલમા ભગવતી આગળ વેષધારી બલભદ્રસિંહ સગે મેળાપ થયો ત્યાથી તે રાજા જોરાવરસિંહ પાસેથી મદદ મેળવ્યા વગર પાછુ ફરવુ પડયુ ત્યા સુધીની હકીકત જણાવી જુદાજુદા બનાવોની હકીકત સાભળીને ઇંદ્રદેવપર અનેક પ્રકારની અસર થઈ, તે તેના ચહેરાપર વારવાર થયલા ફેરફારથી વઈતાળ જાણી શકયો હતો વઈતાળનુ બોલવુ સમાપ્ત થતા ઇંદ્રદેવે પૂછયુ—" પણ તમારી કહાણીમા બલભદ્રસિંહ હયાત છે, એવી કોઈ સાબીતી નથી !"

" કેમ ? મે આપને જણાવ્યુ તેમ કૃષ્ણયક્ષે એ વિષે મને ખાત્રી આપી છે, અને તેથી એ મારો જામીન પડયો છે ! "

" એ તો તમે કહ્યું ખરૂ, પણ એ કૃષ્ણયક્ષ કોણ છે, એ હુ જાણતો ન હોવાથી તેનુ કહેલુ કેટલે અંશે ખરૂ માનવુ ? "

" ત્યારે તો મારી હકીકતપર આપે બરોબર ધ્યાન આપ્યુ હોય એમ લાગતુ નથી ! હુ પોતે તેને ઓળખતો નથી, પણ તેણે કલમદાન મહારાજ કુલીનસિંહ સમક્ષ રજુ કર્યું તે જોતાજ બોટો બલભદ્ર અધમૂવા સરખો થઈ ગયો ! લક્ષ્મીદેવી પણ તે જોતાજ બેહોશ થઈ ગઈ, અને મે પણ તે ઓળખી કહાડયુ તેના ઉપર ત્રણ મીણાકારી છબી હતી, જેમાની વચલી છબી નીચે ' ઈંદીરા ' એટલા અક્ષર લખેલા હતા "

" શુ લખ્યુ હતુ ? ઇંદીરા ! " આટલુ બોલી ઇંદ્રદેવ ગભરાટસહ ઉભો થઈ ઓરડામા આમતેમ ફરવા લાગ્યો, અને મનમા

બોલ્યો—"ઓફ ! હુ ઠગાયો ! વાહ દારોગા ! તારા સેકડો અપરાધ ક્ષમા કરી તારી આજીજી તેમજ પ્રતિજ્ઞાઓથી ભોળવાઈ તને રાજા કુલીનસિંહના કારાગૃહમાથી મે છોડવ્યો તેનો આ બદલો કે ? તારી ચાલાકી મારાપર પણ ચલાવી ! કરણસિંહ, તને તો એવો રીબાવીને મારીશ કે કુતરાગાગડા પણ તારા શબને નહીં સુઘે ! લક્ષ્મીદેવીનો બાપ બની માયાવતી અને દારોગાની મદદે નીકળ્યો છે કેમ ? ધન્ય કૃષ્ણયક્ષ ! પ્રભુ તારૂ ભલુ કરો ! આ ભેદ તે હાલજ જાણ્યો હશે ! અરેરે ! હુ ઠગાયો ! લક્ષ્મીદેવીની બેહદ વહાલી ઇંદીરા ! હુ પણ શુ કરૂ છુ તે જોજે ! વઈતાળે એ અઘોર પાપ કર્યા છે, પણ હવે સર્વનુ પ્રાયશ્ચિત કરે છે !" આમ મનમા બબડી તે ઉભો રહી વઈતાળ પ્રત્યે બોલ્યો "હું તમને મદદ કરીશ, પણ હમણા નહી ! એ કલમદાન હુ જોઈશ નહી ત્યાસુધી મારૂ ચિત્ત સ્વસ્થ નહીં થાય !"

"ભલે ! મારી સગે રત્નપુર ચાલો તો બતાવુ !"

"તમારૂ કામ નથી ! હુ એકલોજ જઈને જોઈ તાકીદે પાછો ફરીશ ! તમે અત્રેજ રહેજો !" આમ કહી ઇંદ્રદેવે તાળી વગાડી કે તરતજ બે હજુરીયા આરડામા આવી હાથ જોડી ઉભા, જેમને તેણે કહ્યુ—"હુ મુસાફરીએ જાઉ છુ ત્યાથી પાછો ફરૂ ત્યાસુધી વઈતાળની ખુબ સરાભરા કરજો !" આટલુ કહી તે ઓરડાની બહાર ચાલ્યો ગયો અને એક બધ ઓરડા પાસે જઈ તેને મારેલુ તાળુ પોતાની પાસેની કુચીથી ઉઘાડી તેમા ગયો આ ઓરડામા ચારે તરફ ભાતે ખીલીઓમા જાત જાતના પોશાક, અઈઆરીની થેલીઓ, રગબેરગી બુરખાઓ, એકેકથી ચઢીયાતા અમૂલ્ય હથીયારો અને કમદ, વગેરે ટાગેલા હતા એક તરફ લાકડાની તેમજ લોખડની ન્હાની મ્હોટી કેટલીક પેટી પડી હતી ઇંદ્રદેવે એક પોશાક ખીલીએથી ઉતાર્યો, એક બુરખો લઈ મુખપર નાખ્યો તેમજ અઈઆરીની થેલી ખભે લટકાવીને હથીયારો ધારણ કીધા આમ સજ થઈને તે ઓરડાની બહાર આવ્યો, અને તે બધ કરી વઈતાળને મળ્યા વિનાજ રવાના થયો

---

# પ્રકરણ ૪૦ મું.

## લક્ષ્મીદેવીનાં લગ્ન !

લક્ષ્મીદેવીના સબધમા દારોગા, વગેરેએ કેવા પ્રપચ કર્યા તેથી વાચનારને જાણીતા કરવા તેના લગ્નને લગતી કેટલીક હકીકત અત્રે રજુ કરીશુ આપણે જાણી ગયા તેમ લક્ષ્મીદેવીની માતા ઝેરી મીઠાઈ ખાધાથી મરણ પામી ત્યારે તેની વિધવા માસીને બલભદ્રસિંહે છોકરીઓની સભાળ માટે તેને સાસરેથી તેડાવી પોતાને ઘેર રાખી આ માસીએ લક્ષ્મીદેવી, કમલીની અને લીલાવતીને બહુજ સભાળ અને કાળજીથી પાળીપોષી મ્હોટી કરી બલભદ્રસિહ પોતાની પત્નિના મરણ બાદ ઉદાસ અને વિરક્ત બની ગયો હતો અને સસાર વ્યવહાર કે ધધામા તેનુ મન લાગતુ નહોતુ, પણ પોતાની ત્રણે પુત્રીઓ સારે ઠેકાણે પડી જાય તો સારૂ, એમ તે દીનરાત ચિતા કરતો હતો લક્ષ્મીદેવીના વિવાહ રાજા જોરાવરસિહ સાથે નક્કી કરેલ હતા, પણ કમલીની અને લીલાવતી માટે હજી ગોઠવણ થઈ નહોતી માતાના મરણને સવા વર્ષ વીત્યા બાદ લક્ષ્મીદેવીના લગ્ન નક્કી કરવામા આવ્યા અને બલભદ્રસિંહ તેમજ જોરાવરસિહ તેને લગતી તૈયારી કરવા લાગ્યા બલભદ્રસિહેજ જમાનીયા જઈને ત્યા લક્ષ્મીદેવીને પરણાવવી, એવી ગોઠવણ થયલી હોવાથી વૈશાખ શુક્લપક્ષમા શુભ દીન જોઈને તે લક્ષ્મીદેવીને લઈને જમાનીયા ગયો વદ સાતમના લગ્ન નક્કી થયા, અને દારોગાએ પણ જયપાળ અને તેની પુત્રી સુદરને તેડાવી પોતાના ઘરમા છપા રાખ્યા દારોગાને બલભદ્રસિહ સાથે મિત્રતા હતી, પણ જયપાળે આપેલી મ્હોટી લાલચથી અધ બની તે પોતાના મિત્ર સગે દગો રમવા તૈયાર થયો હતો જમાનીયામા બલભદ્રસિહ એક બાગ ભાડે લઈને તેમા પોતાની પુત્રી તેમજ નોકરચાકરો સહ રહ્યો હતો, જેની દારોગાએ પહેલાથીજ તેને માટે ગોઠવણ કરી હતી લગ્નની સર્વ તૈયારી થઈ રહ્યા બાદ બલભદ્રસિંહે દારોગાને પોતાની પાસે તેડાવ્યો અને લગ્નને માટે જે જરૂરની વસ્તુઓ તે પોતાની

સાથે લાવ્યો હતો તે સર્વ તેને દેખાડી પહેરામણીમા આપવાની વસ્તુઓ તેમજ લગ્ન વખતે લક્ષ્મીદેવીને પહેરાવવા માટેના શણગાર અને લુગડા પણ તેણે તેને દેખાડયા સઘળી ચીજો જોઈને દારોગાએ તે માટે બલભદ્રસિંહના વખાણ કર્યા, પણ લગ્ન વખતે લક્ષ્મીદેવીને પહેરાવવાના કપડા તથા દાગીના તેણે ઘણીજ બારિકીથી જોયા દારોગો બલભદ્રસિંહને મળવા ગયો ત્યારે તેની સાથે નોકર ઉપરાત બીજા બે માણસ હતા, જેમને તેણે પોતાના મિત્ર જણાવ્યા હતા દારોગાના નોકરો તો દ્વારપર બેઠા હતા, પણ આ બે મિત્રો તેની સાથેજ હતા તેમણે પણ પોશાક, વગેરે ધ્યાનથી જોયા પછી દારોગાએ પોતાને ઘેર જઈ સર્વ હકીકત જયપાળને જણાવી કહ્યુ–" બે ચાલાક દરજી પણ હુ સાથે તેડી ગયો હતો, તેમણે લક્ષ્મીદેવીને લગ્ન વખતે પહેરાવવાના કપડા ધ્યાનથી જોયા છે, અને તેવાજ કપડા તાકીદે તૈયાર કરી લાવવાનુ તેમને ફરમાવ્યુ છે ! "

લક્ષ્મીદેવીના લગ્નને દીને રાત અધારી હતી આકાશ વાદળાથી ઘેરાયલુ હોવાથી તારા અને નક્ષત્રોનો પ્રકાશ પણ ઢ કાઈ ગયો હતો તીલસ્મી બાગમાજ લગ્નને માટે ગોઠવણ કરવામા આવી હતી, અને તેને લગતો સામાન રાખવા માટે મહેલના સર્વ ઓરડા દારોગાના તાબામાજ હતા આથી જયપાળની પુત્રી સુદરને દાસીનો પોશાક પહેરાવી દાસીઓના ટોળામા દાખલ કરી દઈને તેણે એક ભોયરામા સતાડી રાખી હતી લગ્નમા પૂજા તથા હસ્તમેળાપ કરાવવા માટે નક્કી કરવામા આવેલા પડીતોના મુખીને પણ દારોગાએ હાથમા લીધેલ હોવાથી કન્યાદાન માટે ત્રણ પ્રહર રાત વીત્યા પછીના ચોઘડીયામા મૂહુર્ત કઢાડવામા આવ્યુ હતું એક પ્રહર રાત વીત્યા બાદ બલભદ્રસિંહ લક્ષ્મીદેવીને લઈને બાગમા આવ્યો અને લગ્નની ક્રીયા શરૂ કરવામા આવી દારોગાના તાબામાના એક ઓરડાને પૂર્ણ શણગારવામા આવ્યો હતો, અને તેમાજ જોરાવરસિંહના કુળદેવતાની સ્થાપના કરી હતી આ ઓરડાની નીચે છૂપુ ભોયરુ હતુ, તેમા સુદરને લક્ષ્મીદેવી જેવાજ વસ્ત્ર પહેરાવીને છૂપાવી રાખી હતી

દારોગાનો ગુરૂભાઈ ઇદ્રદેવ પણ બલભદ્રસિંહનો મિત્ર હતો, તેમજ રાજા જોરાવરસિંહ ઇદ્રદેવને સન્માન આપતો હોવાથી તે

લગ્નની ખુશાલીમા ભાગ લેવા અવશ્ય આવશે, એવી બલભદ્રસિં ખાત્રી હતી, લગ્નનો સમય સમિપ આવ્યા છતા તે ન આવ્ય તેણે અજાયબ થઈને તે વિષે દારોગાને પૂછયુ તો જવાબમા ઇંદ્રદેવનો પત્ર તેને બતાવ્યો, જેમા લખ્યુ હતુ કે–' શરિર આરે ન હોવાથી લગ્ન પ્રસગે હુ આવી શકીશ નહી, માટે આપ તે રાજાજી ક્ષમા કરશો।' આ પત્ર ઇંદ્રદેવે લખ્યો હતો, પણ તે જણાવેલી બીના ખરી નહોતી ખરૂ કારણ એ હતુ કે, દારોગ ખટપટ તેને ખબર પડી ગઈ હતી, અને તેની તે વિરૂદ્ધ હોવ તેણે આ બહાનુ કહાડયુ હતુ, છતા આ લુચ્ચાઈ જોવાને તે તેઓ ત્યા ગયા હોય તો નવાઈ નથી।

હસ્તમેળાપ અને કન્યાદાનની ક્રીયા થઈ રહ્યા પછી જોરા સિંહ લક્ષ્મીદેવીસહ પોતાના કુળદેવતાને પગે લાગવા પેલા રે ડામા ગયો, જ્યા પૂજન કરાવ્યાબાદ પંડીતોના કહેવાથી લ દેવીને ત્યાજ બેસાડી જોરાવરસિંહ બહાર મંડપમા જઈ લક્ષ્મીદેવી સાથેની દાસીઓને પણ ઓરડાની બહાર કહાડવ આવી, તે વખતે એકાએક જોરથી પવન ફુંકવા સાથે વર્ષાદનુ સખત ઝાપટુ આવી ગયુ, જેથી ત્યા ભેગા થયલા સર્વ માણ આમતેમ વીખેરાઈ જઈ જેને જગ્યા જણાઈ ત્યા બેસી ગયા દારે તેમજ પંડીતના કહેવાથી બલભદ્રસિંહ પણ પાલખીમા પોતાને ઉતારે ગયો મંડપમા નાચરંગની ધુનમા જોરાવરસિ તેમજ સર્વ માણસો તલ્લીન થઈ બેઠેલા હોવાથી દારોગાને પો કામ કરવાનો સારો લાગ મળ્યો ઓરડામા બેઠેલી લક્ષ્મીદે પૂજા કરાવવાને બહાને તે નીચેના ભોયરામા લઈ ગયો, ભોયરામાથી સુદરને બહાર કહાડીને લક્ષ્મીદેવીને ઠેકાણે બે દીધી આ ઠગાઈ લક્ષ્મીદેવી જાણી ગઈ તેણીએ ઘણી બૂમો પણ તેનો અવાજ કોઈને બહાર સંભળાયો નહિ ભોયરા બાગની બહાર જવાનો માર્ગ પહેલાથીજ દારોગાએ ખુલ્લો રા હતો, અને પોતાના કેટલાક માણસોને એ માર્ગના દ્વાર તૈયાર રાખ્યા હતા ભોયરામા લઈ જઈને લક્ષ્મીદેવીના મુ લુગડાનો ડુચો મારી તે તેને સુરંગને માર્ગેજ લઈ જઈને બા બહાર ઉભેલા પોતાના માણસોને સોપી દરવાજો બંધ કરી પ બાગમા આવતો રહ્યો

લક્ષ્મીદેવીને અન્નયબધરની એક ઓરડીમાં કેદ કરવામાં આવી પછી રાજા જોરાવરસિંહ, વગેરે મંડપમાં બેઠા હતા, ત્યાં એક સીપાઈએ આવી ખબર કરી કે, બલભદ્રસિંહ પોતાને ઉતારે જતા હતા, એટલામાં માર્ગમાં કોઈ લુટારાઓ તેમની પાલખીપર હલ્લો કરી તેમને પકડી નહાસી ગયા છે! આ ખબર મળતાંજ જોરાવરસિંહે મીજલસ બરખાસ્ત કરી, અને કેટલાક સીપાઈઓને બલભદ્રસિંહની શોધમાં ચારે તરફ દોડાવ્યા એકલી સુંદર—લક્ષ્મીદેવીને મહેલમાં લઈ જવામાં આવી સીપાઈઓએ બે દીન સુધી બલભદ્રસિંહની શોધ કરી પણ તેમને ભાળ મળીજ નહી કેમકે, તે પણ દારોગાના પંજામાં સપડાઈને અન્નયબધરમાં કેદ થયો હતો બલભદ્રસિંહ ગૂમ થવાના સમાચાર તેને ઘેર પહોંચતા કમલીની, લીલાવતી તેમજ તેમની માસીની કેવી હાલત થઈ હશે તેનો વાચનારજ ખ્યાલ કરી લેશે આ તરફ દારોગાએ એવા મનસુબો કરી રાખ્યો હતો કે લગ્નની ધામધૂમ શાંત પડતાં થોડા દીન રહીને બલભદ્ર અને લક્ષ્મીદેવીને મારી નાખી એ ખટપટનો અંત આણી દેવો, પણ પાછળથી તેનો એ વિચાર બદલાઈ ગયો, અને તેમને જન્મભર કેદ રાખવાનુંજ તેને ઠીક લાગ્યું તેણે ધાર્યું કે, જયપાળ લુચ્ચો અને હરામખોર હોવાથી તેમજ સુંદર તેની પુત્રી તેનાથી ઓછી ઉતરે તેવી ન હોવાથી બલભદ્ર અને લક્ષ્મીદેવીને મારી નાખવાથી તેઓને કોઈના ભય રહેશે નહીં, એટલે પોતાને પણ તેમણે આપેલી મ્હોટી આશાઓ અને કબૂલાતો પૂર્ણ કરવાને બદલે તેઓ હથેલીમાં ચાંદ બતાવશે, બલભદ્ર અને લક્ષ્મીદેવી જીવતા હશે તો જયપાળ અને સુંદરને પોતાનું ભોપાળું પ્રગટ થવાનો ભય રહેશે, અને તેઓ હંમેશ પોતાના પંજામાજ રહેશે આથી જયપાળ તથા સુંદરના અત્યંત આગ્રહ છતાં તેણે બંને કેદીઓને મારી નાખ્યા નહી તેઓ બંને તેના દબાયલાજ રહ્યા, અને દારોગાએ તેમની પાસેથી પુષ્કળ ધનમાલ ભેગો કરવા માંડયો સુંદરના લગ્નને એક માસ વીત્યાબાદ બલભદ્રસિંહને ઠગારાઓએ મારી નાખ્યાની વાત દારોગાએ ચાલાકીથી લોકોમાં પ્રસરાવી દીધી, અને એ સમાચાર કમલીની લીલાવતી અને તેમની માસીને મળતાં તેમના શોકનો પાર રહ્યો નહી સુંદર તેમની સગી બ્હેન લક્ષ્મીદેવીજ હોય તેમ તેમને વારંવાર પત્ર લખતી

અને નવાઈની ચીજો મોકલતી હતી કમલીની તેમજ લીલાવતી માબાપ વગરની થવાથના માસી તેમના પર પોતાની પુત્રીસમ ચાહ રાખતી હોવાથી તેઓ સુખ ચેનમા રહેવા લાગી આમ ત્રણેક વર્ષ વીતી ગયા, જે બાદ કમલીનીની માસી દેવલોક સીધારી, એટલે સુંદરે -મલીની અને લીલાવતીને પોતાને ત્યા તેડાવી લીધી, અને તેમને તે એવી સભાળથી રાખવા લાગી કે પોતે તેમની ખરી બ્હેન નથી, એવો તેમને શક પણ ઉપજ્યો નહી લક્ષ્મીદેવી સરખી સુંદર પણ સ્વરૂપવાન હતી પણ તેના ચહેરામા ફરક હતો, જે ઉમ્મરના વધવાથી હશે, એમ કમલીની તેમજ લીલાવતીએ માન્યુ રાજા જોરાવરસિંહે લગ્ન થયા બાદ સુંદરનુ નામ માયાવતી પાડયુ હતુ, અને લક્ષ્મીદેવીને બદલે તે એ નામેજ ઓળખાતી હતી દારોગો કોઈ દીન પોતાના પર ગુસ્સે થઈ કદાચ પોતાનુ ઓપાળુ રાજા જોરાવરસિંહ આગળ ફોડી દેશે, એવી માયાવતીને દીનરાત ધાસ્તિ લાગતી હતી, જેમાથી મુક્ત થવા માટે ખુદ જોરાવરસિંહને મારી નાખી રાજ્યની લગામ પોતાના હાથમા લેવી, એ સિવાય બીજો એકે ઉપાય તેને સુઝયો નહી તેના સ્વચ્છંદીપણાએ તેના આ વિચારને મજબૂત કીધો કેમકે, ત્યારથીજ સ્રીના વેષમા તેણી સગે રહેલ યુવાન રતનપર તેનો મોહ લાગ્યો હતો

આ તરફ દારોગો પોતાની બાજીમાજ હતો લક્ષ્મીદેવી અને બલભદ્ર એકજ સ્થળે કેદ હતા, તોપણ લક્ષ્મીદેવીને ખબર પણ ન પડે તેવી રીતે બલભદ્રને તેનાથી જુદો પાડવાની તેણે બાજી રચી, જેમા કરણસિંહ નામના પોતાના એક મિત્રની તેણે મદદ લીધી લક્ષ્મીદેવી અને બલભદ્ર અજાયબઘરના ભોંયરામા કેદ હતા, પણ માયાવતી અને જયપાળ તે જાણતા નહોતા બાપ દીકરી બંને કેદખાનામા કેવા દુઃખમા હતા, તેનુ હૃદયભેદક વર્ણન અત્રે કરવાની જરૂર નથી જે સ્થાનમા તેઓ કેદ હતા ત્યા નિરંતર અંધકારજ રહેવાથી દિવસ કે રાતની ખબર પડતી નહોતી, તેથી તેમના ઓરડાની બહાર નિરંતર દીપક બળ્યા કરતો હતો, અને ચોખંડના સળીયાવાળા બારણામાથી આવતા તેના પ્રકાશમા બાપદીકરી એકબીજાનુ ઉદાસ મુખ જોઈ શકતા હતા તેમના ઓરડાની સામે થોડીક ખુલ્લી જગ્યા હતી, જ્યારે જમણી તરફ એક ઓરડી અને ડાબી તરફ ઉપર જવાની પગથીઓ હતી

દારોગો હમેશા તેમની પાસે જતો, જે વખતે બલભદ્ર તેને હજારો ગાળો આપી ધીક્કારતો હતો એક દીન મધરાતે એક ખટકાનો અવાજ સાંભળીને ખાટલીપર સુતેલ લક્ષ્મીદેવી જાગી ઉઠી દ્વાર તરફ જોવા લાગી તો સામેની પગથીઓ ઉતરીને બુર ખાવાળા માણસને પોતાની તરફ આવતો જોયો દ્વારની જાળી માથી જોતા લક્ષ્મીદેવીને બેઠેલી જોઈ તે બોલ્યો-"પુત્રી! તમ બનેની હાલત જોઈ મને બહુ દુખ ઉપજે છે, પણ તમને છોડ-વવાનો મને લાગ મળતો નથી તેથી લાચાર છુ, તોપણ તમને આ કેદખાનામાથી હું છોડવીશ! અત્યારે હુ એ કહેવાને આવ્યો છુ કે, આજે દારોગાએ બલભદ્રસિંહના ખોરાકમા ઝેર મેળવ્યુ હતુ! અરેરે! બલભદ્ર એ ખાઈ ગયા છે, એટલે બેત્રણ કલાકમા આ સંસાર છોડી જશે! પણ એમને જગાડી હુ કહુ તેમ કરો તો એમની જીદગી બચી જશે!" આ સાભળી લક્ષ્મીદેવીના હોશજ ઉડી ગયા, અને બ્હેબાકળી બની તે એક તરફ ખાટલી પર સૂતેલા પોતાના પિતા પાસે જઈ તેને જાગૃત કરવા લાગી તે ન ઉઠવાથી તે મરણ પામ્યો હશે, એમ તેને લાગ્યુ, પણ નાડી તપાસી જોતા તે જોરથી ચાલતી જોઈ તેની આખોમાથી આસુની ધારા વહેવા લાગી દ્વાર પાસે દોડી જઈ તે હાથ જોડી પેલા માણસ પ્રત્ય બોલી-"આ સમયે મારી મદદે આવનાર આપ નક્કી દેવતા છો! બેહદ દુખ હોવા છતા પણ પિતાજીને મારી પાસે જોઈ હુ એ દુખની દરકાર કરતી નહોતી, પણ હાય! નીચ દારોગો મારૂ એ સુખ પણ લઈ લેવા માગે છે! દારોગાએ આજે પિતાજીને નક્કી ઝેર ખવરાવી દીધુ છે, માટે કહો એમના પ્રાણ બચાવવાનો આપની પાસે શો ઉપાય છે?" આના જવાબમા તે માણસ એક પડીકી સળીયામાથી અદર ફેકતા બોલ્યો-"આ ઔષધ તુ એમના મુખમા નાખી દે એટલે કલાકેકમા ઝેરની અસર ઉતરી જશે, અને ભવિષ્યમા પણ ગમે તેવા ઝેરની એમનાપર અસરજ થશે નહી! વિલબ કરીશ નહી! હુ હવે જાઉં છુ!" આમ કહી તે ચાલ્યો ગયો લક્ષ્મીદેવીએ તે પડી ઉખેડીને તેમાનુ ઔષધ બેભાન પિતાના મુખમા નાખી દીધુ

વાચનાર! આ બુરખાવાળો પુરૂષ દારોગાનો મિત્ર કર બુસિંહ હતો, જેને તેણેજ મોકલ્યો હતો તેણે પોતાનુ મુખ

તેમજ શરિર કપડામાં ઢાંકી છૂપાવ્યુ હતુ, તેનું કારણ તેના શરીરના ગરમી ફુટી ચાદા પડી ગયા હતા, તેમાંથી પરૂ અને પાણી ઝરતા હતા આ જખમોને લીધેજ દારોગાનું કામ બજાવવાની તેની મરજી હતી તેણે આપેલી દવા મુખમાં જવા બાદ એક કલાક બલભદ્રસિંહ શુદ્ધિમા આવ્યો, જેથી લક્ષ્મીદેવી બેહદ આનંદ પામી અને પોતાના પિતાને આરોગ્યતા વિષે પૂછવા લાગી, એટલે તેણે જણાવ્યુ–"મને કોણ જાણે શુ થયુ હતુ, પણ હવે મારા શરિરમા બળત્રા શાથી ઉઠે છે તે સમજાતુ નથી!" લક્ષ્મીદેવીએ તેને સર્વ હકીકત જણાવી, જે સાંભળીને તેણે કહ્યુ–'બરોબર! ઔષધથી મારા પ્રાણ તો બચ્યા પણ શરિરમાથી ઝેરની અસર તદન નાશ પામી નથી! એની ગરમી મારા આખા શરિરમા ફુટી નીકળશે!" આટલું કહી તે શરિરમા ઉઠેલી બળતાને લીધે હાથપગ પછાડવા લાગ્યો સ્હવાર થતા સુધીમા તો તેના આખા શરિરમા ફોલ્લા ઉપટી આવ્યા, જેની વેદનાથી તે બેહદ પિડાવા લાગ્યા બીચારી લક્ષ્મીદેવી તેની વદના શાંત કરવા કંઈ ઉપચાર કરી શકે તેમ ન હોવાથી રડતી પાસે બેસી રહી બીજે દીને દારોગા ત્યા આવ્યા અને બલભદ્રની હાલત જોઈને ત્યાથી જતો રહ્યો, પણ થોડીવારમા બે માણસોને તેડીને પાછો આવ્યો અને તેઓ બલભદ્રને હાથોહાથ ઉપાડીને ભોયરાની બહાર લઈ ગયા આઠ દીન સુધી લક્ષ્મીદેવી પોતાના પિતાનુ મુખ જોવા પામી નહી નવમે દહાડે હરામખોર દારોગાએ બલભદ્રને બદલે પોતાના મદદગાર કરણસિંહને ભોયરામા આણી પૂર્યો તેને જોતા લક્ષ્મીદેવીએ અજાયબ થઈને પૂછ્યુ–"તમે કોણ છો અને અત્રે શામાટે કેદ કરવામા આવ્યા છો?" આના જવાબમા કરણસિંહે જણાવ્યુ–"પુત્રી! આઠ દીનમાંજ તુ મને ભૂલી ગઈ! ઝેરની અસરથી મારી આ દશા થઈ! મારા શરિરમા ફોલ્લા નહોતા ફુટી આવ્યા? મારે સર્વાંગે ચાંદા પડયા છે, મારો ચહેરો કદરૂપો બની ગયો છે અને અવાજ પણ બદલાઈ ગયો છે તેથી મને ઓળખ્યો નહીં!"

તે પોતાના પિતા હોવા માટે લક્ષ્મીદેવીને સહેજ શક ગયો, પણ તેના ખભાપર કરડવાનુ નિશાન જોતા તેની ખાત્રી થઈ કેમકે, ચાલાક દારોગા કરણસિંહના ખભાપર હંમેશ પાસે તેવુ નિશાન

કરાવતા પણ ભૂલ્યો નહોતો. કેટલીક વારે લક્ષ્મીદેવીએ તેને પૂછ્યું–"આપને અત્રેથી લઈ ગયા પછી શું બન્યું ?"

"ત્રણ દીન તો મને ભાનજ નહોતુ ચોથે દીને શુદ્ધિમા આવ્યો ત્યારે મને એક ભોયરામા કેદ પડેલો જોયો ! એક તરફ દીપક બળી રહ્યો હતો, મારી પાસે હરામખોર દારોગો બેઠો હતો, અને હજામ મારા ચાદાપર મલમ ઘસતો હતો !"

"એ તો અજાયબી પામવા જેવું છે કેમકે, આપના પ્રાણ લેવાને દારોગાએ તો ઝેર આપ્યું હતું ના–"

"ખરેખર એણે મને ઝેર આપ્યા છતા જીવતો રહેના દઈ મારા ચાદા માટે ઔષધની તજવીજ શા માટે કરી, એ નવાઈ જેવું છે ! હજામ મલમ ઘસીને ગયા બાદ એકાત થતા દારોગાએ મને કહ્યું "તમે મારા મિત્ર હતા પણ ધનની લાલચ તમારો દુશ્મન બનવાની મને ફરજ પડી છે ! બસ ! મારૂ કામ થઈ ચુક્યું છે ! તમારી પુત્રીને બદલે જયપાળની પુત્રી સુદરને જોરા વરસિંહની રાણી બનાવી દીધી છે ! તમે બને નહાસી જાઓ તો મારૂ કપટ ખુલ્લું થઈ જઈને માર્યા જાઉં, તેથી તમને કેદ કીધા એ ખટપટનો અત આણવા તમને મારી નાખવાની જયપાળે સલાહ આપવાથી મે તમને ખોરાકમા ઝેર ખવરાવ્યું, પણ તેની તમારાપર કઈ અસર થઈ નથી, એ નવાઈ જેવું છે હું ધારૂ છુ કે મારા કાઈ નોકરે નિમકહરામી કરી વર્ષોની મહેનતથી મે તૈયાર કરેલી એકજ વખત ખવાય એટલી સજીવનીની પડીકી મારી ઔષધોની પેટીમાથી ચોરી લઈ તમને ખવરાવી હશે, તેથી તમારી જીંદગી બચી ગઈ ! મારી પેટીમા એ પડીકી ન દીઠી ત્યારેજ મને તો શક ગયો હતો, તે ખરો પડયો ! એ સંજીવનીથી તમારી જીંદગી બચી ગઈ, પણ સખત ઝેરની અસરથી તમારૂ શરિર ખરાબ થયા વિના રહેશે નહી ! બેચાર વર્ષે તમે રામશરણ પહોચી જશોજ તેથી તમને મારી નાખવાની હવે હું ખટપટ કરતો નથી, અને તમારા જખમ મટાડવાના ઉપચાર કરૂ છુ કેમકે, તેમા મને લાભ છે !" આટલું કહી તે ચાલ્યો ગયો, અને કેટલાક દીન સુધી હું એ ભોયરામાજ રહ્યો, જે દરમ્યાન પેલો હજામ દિવસમા ત્રણ વાર આવી મારા જખમ ધોઈ સાફ કરીને ઔષધ લગાડી જતો હતો જખમોને રૂઝ આવવાથી મલમ લગાડવાની હજામને

જરૂર રહી નહી ત્યારે મને અત્રે આણવામા આવ્યો !" આ સાભળી લક્ષ્મીદેવી પોતાના દુર્ભાગ્ય માટે અફસોસ કરવા લાગી, એટલે કરણસિંહ-બલભદ્ર તેને દીલાસો આપવા લાગ્યો

કરણસિંહને બલભદ્રનુ સ્વરૂપ ધારણ કરાવવાની દારોગાને શી જરૂર પડી હશે, તે માટે કેટલાક ખુલાસો કરવાની જરૂર છે લક્ષ્મીદેવીની બ્હેનો કે બીજા કોઇ સબધી કદાચ બે વર્ષે મળવા આવે ત્યારે બાળપણની વાતો નીકળતા સુદર તે વિષે અજાણ હોવાથી કઈ માલી શકે નહી તો તેનો ભેદ ખુલ્લો થઈ જવાની તેને ધાસ્તિ લાગી ચહેરાના તફાવત માટે તેને બહુ ચિતા નહોતી કેમકે, ઉમ્મર વધતા લગ્ન પછી બાળાઓનુ સ્વરૂપ સ્વાભાવિક બદલાઇ જાય છ લક્ષ્મીદેવીના બાળપણની તમામ હકીકત, તેના સગાસહોદર અને બહેનપણીઆ, વગેરેના નામ તેમજ તેમની સ્થિતિ વગેરથી સુદરને જાણીતી કરવાની જરૂર હતી બલભદ્રને પૂછવાથી તે કઈ જણાવશે નહી, અમ ધારીને બીજા કાઇને બલભદ્રનુ સ્વરૂપ ધારણ કરાવી લક્ષ્મીદેવી સાથે રાખવાથી સવ બાબતો જાણી શકાય તે માટે તેણે કરણસિંહને બલભદ્ર બનાવી કેદખાનામા રાખ્યા હતો ચારેક માસમા વેષધારી બલભદ્રે લક્ષ્મીદેવીની તમામ હકીકતથી જાણીતા થઇ તે દારોગાને જણાવી અને દારોગાએ તેથી સુદરને જાણીતી કરી દીધી આમ આ ચિતા દૂર થતા તેણે કરણસિહને કેદખાનામાથી છૂટો કરી દીધા પછી લાબા સમય સુધી લક્ષ્મીદેવી એકલી કારાગૃહમા રહી

એક દીન તે પોતાના દુર્ભાગ્ય માટે શોક કરતી બેઠી હતી, એટલામા જમણી તરફની ઓરડીમાથી એક બુરખાવાળા પુરૂષને નીકળતો જોઈ તેણીએ ધાર્યું કે, તે પોતાના પિતાના પ્રાણ બચાવનારનાજ હશે, પણ તેના કદ અને શરિરના બાધાપરથી તે કોઈ બીજોજ જણાયો તે કારાગૃહના દ્વાર પાસે આવી ઉભો એટલે તેણીએ પૂછ્યુ –" તમે કોણ છો ?"

" હુ કોણ છુ તે જણાવીશ નહી ! તમને મુકત કરવાની ઘણા દિવસોથી તજવીજમા હતો, પણ આજે લાગ મળ્યાથી આવ્યો છુ, માટે વિલબ ન કરો-મારી સાથે ચાલો ! " આમ કહી તે દ્વારનુ તાળુ ઉઘાડી અદર આવ્યો, એટલે લક્ષ્મીદેવીએ અજાયબી સહ ઉઠતા તેને પૂછ્યુ –" મારા પિતાજી ?"

"તે ક્યા છે તે હું જાણતો નથી ! એમની ભાળ મળતા એમને પણ છોડાવીશ !" આ સાભળી લક્ષ્મીદેવી આખમાથી આસુ સારતી તે પુરુષની પાછળ કેદખાનામાથી બહાર નીકળી પેલી ઓરડીમા ગઈ ત્યાથી અંધારુ ભોયરામા તેઓ બને ચાલ્યા કેટલીક વાર આમ ચાલ્યા બાદ નિજ કેટલાક દ્વાર ઓળગ્યા બાદ ખુલ્લા મેદાનની સ્વચ્છ હવામા જઈ પહોચ્યા તે પુરૂષે લક્ષ્મીદેવીને પૂછ્યુ– હવે તમે ક્યા જશો અને શુ કરશો ?'

"તે હુ જાણતી નથી ! " લક્ષ્મીદેવી ગળગળા સાદે બોલી 'ક્યાક દારોગાના પજામા સપડાઈ જઈશ તો મારૂ શુ થશે ? આપે મારાપર આટલી બધી કૃપા કરી છે ત્યારે વધુ દયા આણીને મારે ઘેર સલામત પહોચુ એટલો બદોબસ્ત કરી આપો !"

"અરેરે ! તમારૂ ઘર નાબુદ થઈ ગયુ છે ! તમારી માસી દેવલોક પામ્યાથી હવે ત્યા કાઈ રહેવુ નથી ! તમારી બને ન્હાની બ્હેનો રાજા જોરાવરસિહને ત્યા રહે છે, અને તમારે બદલે જોરાવરસિહ સંગ જે પરણી બેઠી છે, તેને પોતાની બ્હેન સમજે છે ! "

' મારે બદલે તો સુદરીને રાણી બનાવવામા આવી છે ! "

હા ! સુદર માયાવતીના નામે હાલ પ્રસિદ્ધ છે ! ત્યા જઈ તમે તમારી બ્હેનો કે રાજા જોરાવરસિહને મળી શકો તેમ નથી કેમકે, જોરાવરસિહ દેવલોક પામ્યાને એક માસ થવા આવ્યો છે, એટલે હવે ત્યા તમારી દાદ સાભળનાર કાઈ નથી ! " આ સાભળી લક્ષ્મીદેવીનુ હૈયુ બેહદ ભરાઈ આવતા ચોધાર આસુએ રડવા લાગી બુરખાવાળા પુરુષે તેને સમજાવીને ધીરજ આપી કહ્યુ–" તમે ગભરાશો નહી ! મારે સંગ ચાલો ! મારી પુત્રીસમ હુ તમારૂ પાલન કરીશ ! હુ કોણ છુ તે જુઓ ! હુ તમારા પિતાનો મિત્ર ઇદ્રદેવ છુ !" આમ કહી તેણે પોતાના મુખપરનો બુરખો ઉતારી નાખ્યો ચદ્રના પ્રકાશમા તેનુ મુખ જોતાજ લક્ષ્મીદેવી તેને ઓળખી તેના પગમા જઈ પડી ઇદ્રદેવે તેને ઉઠાડીને પોતાની છાતી સાથે અત્યત વ્હાલથી દબાવી તેને પોતાને ઘેર તેડી જઈ તેણે છૂપી રીતે બહુજ સભાળથી રાખી તેનુ જતન કર્યુ બીચારી લક્ષ્મીદેવીને જીદગીની શરૂઆતમાજ અસહ્ય કષ્ટ સહેવા પડેલા હોવાથી તેનુ અતઃકરણ બહુજ નરમ બની ગયુ હતુ પોતાના પિતાની શોધ કરવા માટે તે નિરતર ચિતાતુર

રહેતી હતી પોતાના દુશ્મનાપર વેર વાળવાના વિચાર દીનરાત તેણીને આવ્યા કરતા હતા આ માટે તેણે ઇંદ્રદેવ પાસેથી અઇયારી શીખવાનો ઠરાવ કીધો, અને તે ઇંદ્રદેવને જણાવતા તે તેને અઇયારી શીખવવા લાગ્યો દારોગો ગુરૂભાઈ હોવા છતા તેના કારસ્તાનો માટે તેનાપર તેને બહુ ગુસ્સો ઉપજ્યો હતો, તેથી લક્ષ્મીદેવી અઇયારીમા પ્રવીણ થઈ તેનાપર પોતાનુ વેર વાળે, તેની તેણે કંઇ દરકારજ કરી નહી લક્ષ્મીદેવીને મ્હોટા નામાંકિત અઇયારોની કહાણીઓ સંભળાવીને તેમજ એકેક કરતા ચઢીયાતી કરામતો શીખવીને અને અઇયારીના ગૂઢ તત્વો તેના અંતઃકરણમા ઉતારીને તેણે અઇયારીની વિદ્યામા પ્રવીણ કરી દીધી પછી તારાને નામે ઇંદ્રદેવની મદદથી બહાર પડીને તે પોતાના દુશ્મનોપર વેર વાળવાની તજવીજ કરવા લાગી તારા બનીને તેણે જે કંઈ કામ કર્યા તે સર્વ ઇંદ્રદેવની સલાહ લઈને કર્યા અને ઇંદ્રદેવ પણ તેનાપર પૂરતી દેખરેખ રાખતો હતો લક્ષ્મીદેવી માટે તેણે આટલુ બધુ કર્યું, અને પોતાના ઘરમા તેને પુત્રીસમ રાખી છતા તેના બેએક ખરા પ્રેમપાત્રો સિવાય બીજા કોઈને તેણે તેનો ભેદ જણાવ્યો નહોતો, અને તેનુ મુખ પણ કોઈને જોવા દીધુ નહોતુ એ દરમ્યાન નીચ દારોગા ઘણીવાર ઇંદ્રદેવને ઘેર આવ્યા હતો, જે વખતે તે પોતાના હૃદયના ભાવ છૂપાવી તેની સરાભરા કરતો, પણ તેને ખબરે ન પડી કે જે લક્ષ્મીદેવી ઇંદ્રદેવના ઘરમા છે

લક્ષ્મીદેવી-તારા દરેક રીતે હોશીયાર થઈ અને ઉમ્મરના વધવા સાથે તેના સ્વરૂપમા પણ ફેરફાર થઈ ગયા ત્યારે એક દીને ઇંદ્રદેવે તેને કહ્યુ-“ પુત્રી ! હવે તુ માયાવતીને ત્યા જઈ તારી ન્હાની બહેન કમલીનીને મળ ! એ ભલી છે, માટે તારી ઓળખાણ આપ્યા વિના ત્યા રહી તેની સંગે સ્નેહ બાંધજે, અને માયાવતી સંગે તેને કજીયો થાય અને તેથી તે એ મહેલ છોડીને જુદી રહે, તેવી તજવીજ કરજે !” આ સાથે તેણે એક ખાત્રીપત્ર તેને આપ્યુ, જેમા લખ્યુ હતુ કે ‘ તારાને હુ સારીપેઠે ઓળખુ છુ અને ધર્મની પુત્રી ગણુ છુ એ સદાચરણી, ભલી અને ધર્મિષ્ટ છે તેમજ વિશ્વાસપાત્ર છે ’ આ પત્ર કમલીનીનેજ આપવાની તેણે તેને સુચના કરી, અને જણાવ્યુ -“ કમલીની તારાપર બેહદ સ્નેહ રાખતી થાય ત્યારે તેને ગમે તે પ્રકારે

એકવાર અત્રે તેડી લાવજે'" તારાને ભાવતુ હતુ ને વૈદ્ય જ્યા બરોબર થયુ ઇંદ્રદેવની કુમકથી નિડર બની તે માયાવતીના મહેલ તરફ રવાના થઈ, અને ત્યા કમલીનીને મળી તેની નોકરીમા રહી ત્રણ માસમા તેણે કમલીનીનો બેહદ સ્નેહ મેળવી લીધો, અને માયાવતીની એટલી એબો તેને દેખાડી કે એ- નકી પણ માયાવતી પાસે રહેવાનુ તેને મુશ્કેલ થઈ પડ્યુ આ બાબતમા તેણે તારાની સલાહ પૂછી ત્યારે તેણે ઇંદ્રદેવને મળવાનો આગ્રહ કીધો કમલીનીએ તેની સલાહ પસંદ કરી, એટલે તે તેને ઇંદ્રદેવ પાસે તેડી ગઈ ઇંદ્રદેવ કમલીનીની આગતાસ્વાગતા કરી, અને પોતાનો ભેદ તે છુપો રાખે તો તેને દરેક રીતે મદદ કરવાની કબલાત આપી આ વખતે તળાવની વચમાનો તીલસ્મી મહેલ ઉજ્જડ પડયો હતો અને તેનો ખરો ભેદ ઇંદ્રદેવ સિવાય બીજુ કોઈ જાણતુ નહોતુ ઇંદ્રદેવના કહેવાથી મલીની ... ...તે નિડર થઈ તે મહેલમા રહેવા લાગી આ પછી ... ... બન્યુ તે ઘણુ ખરૂ વાચનાર જાણી ગયા છે

—— o ——

## પ્રકરણ ૪૧ મુ.



## તીલસ્મી ભોંયરાની સહેલ

રત્નપુરના રાજ્યમહેલમાના શણગારેલા દીવાનખાનામા રાજા કુલીનસિંહ આસને બીરાજ્યા હતા તેની પાસે ચતુર અને વીજય અને એક તરફ કીશોરી, કામીની, લક્ષ્મીદેવી, કમલીની, લીલાવતી, અને કમલા નીચ મર્યાદાસહ બેઠી હતી જેમની દુ ખભરી કહાણી તેઓ સાભળતા હતા એક દાસીને પણ ત્યા આવવા જવાની રજા નહોતી, જે માટે હમીર અને મળ દ્વારપર ચોકી કરતા હતા કીશોરી, કામીની, કમલીની, લક્ષ્મીદેવી અને કમલા પોતપોતાની હકીકત કહી ચુકી હતી, અને લીલાવતીએ પોતાની કહાણી કહેવા માડી હતી તે બોલી ' માયાવતીની આજ્ઞાનુસાર ભીમનરાય અને કીશોરીને પકડવા હુ અને રતન જમાનીયાથી સાથે વીદાય થયા અને નગર બહાર નીકળી જુદા પડી

ગયા અનાયાસે રતન પણ સ્વરૂપ બદલીને અત્રે આવી રહ્યા કીશોરી અત્રે હોવાની ખબર મળવાથી હું પણ છૂપે વેષે ફરતી અહીં આવી રત્નસિંહની રાણીની નોકરીમાં લાલીને નામે દાખલ થઈ ગઈ રતને અત્રે કુંદન નામ ધારણ કર્યું હતું અમો બંને અંદ્બીજા ને ઘણીવાર મળ્યા, અને કેટલાક દિવસ સુધી સાથે રહ્યા છતાં એકમેકને ઓળખી શક્યા નહીં! મહારાજ! કીશોરી-બાની દુશ્મન તરીકે તે વખતે કરેલા કામોનું વર્ણન કરતાં મને શરમ લાગે છે! એમની સ્થીતિપર મનમાં તો હું શોક કરતી હતી, પણ માયાવતીની આજ્ઞાનો લોપ કરવાથી તે પ્રાણ લેશે, એ વાક્તિએ લાચાર હતી!" આટલું કહેતાં તેની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી રાજાએ તેણીને ધીરજ આપતાં કહ્યું—"પુત્રી! એ માટે શોક કરવાની જરૂર નથી! એમાં તારો દોષ નથી! નીચ દારોગા અને માયાવતીના એ સર્વ પ્રપંચ માટે દુઃખી ન થતાં સંકોચ વગર તારી હકીકત જણાવ!"

લીલાવતીએ આંસુ લુહી કહેવા માંડયું—"કીશોરીને ફસાવી તીલસ્મી ભોયરાને માર્ગે કીલ્લાની બહાર લઈ જઈ માયાવતીને સોંપવાની મારી ધારણા હતી કુંદન પણ એજ તજવીજમાં હતી અત્રેના તીલસ્મી ભોયરાને જમાનીયામાંના તલેસમ સાથે સબંધ હોવાથી અત્રેના ઘણાખરા ભેદ માયાવતી જાણે છે, તે તેણીએ મને તેમજ કુંદનને દેખાડયા હતા વળી અત્રે એક ડોસી રહેતી હતી, જે રાજા રત્નસિંહની ફોઈ થતી હતી તે એકનાર્ગી, ભલી અને ધર્માત્મા હતી, અને સંસારની માયા છોડી એકાંત જીંદગી ગુજારતી હતી હાલ તે જીવતી નથી નહીંતો આપ મહારાજને બતાવતા એ ડોસી ભોયરાના ભેદ જાણતી હોવાથી મેં તેની આળખાણ કરી તેને કીશોરીબા માટે દયા આવતી હતી, અને એ અત્રેથી છૂટીને આપ મહારાજના મહેલમાં સલામત પહોંચી જાય એવું તે ઈચ્છતી હતી, એવી મને ખબર પડતાં મેં તેને જણાવ્યું કે, હું કીશોરીબાને અત્રેથી બહાર લઈ જઈ વીજયગઢ પહોંચાડી દેવાની તજવીજ કરીશ! આથી તેણે મને ભોયરાના કેટલાક ભેદ દેખાડી પેલે માર્ગે નહાસી જવાની યુક્તિ બતાવી કુંદન મારા કામની આડી આવતી હોવાથી તેને કોઈરીતે દબા- વલી રાખવાની હું તજવીજ કરવા લાગી એક દીન મધરાતે મારા

ઓરડામાંથી નીકળી હું કુંદનના ઓરડા તરફ જતી હતી, એટલામાં કોઈના પગલાનો અવાજ સાંભળી એક તરફ ઉભી રહી, તો એક માણસ કુંદનના ઓરડા તરફ જતો જણાયો. તે ઓરડામાં ગયો એટલે હું દબાતે પગલે તે ઈમારતની પાસે ગઈ. આ ઇમારતનો ઓટલો ઉંચો હતો, અને સાતે- પગથીઆં ચ્હડીને આટલા ઉપરથી દીવાનખાનામાં જવાતું હતું ! ઓટલાની પગથીઓની બંને બાજુએ ચમેલીના ઝાડોની વટા લાગી હતી, તેમાં સતાઈને હું તે નાણમના બહાર આવવાની રાહ જતી ઉભી. લગભગ અરધ કલાક તે માણસ કુંદનની સાથેજ દીવાનખાનામાંથી બહાર નીકળ્યો, અને તે પગથીઆં ઉતરતો હતો, એટલામાં કુંદને તેને કહ્યું 'હું ફરીથી કહું છું કે આપના ઉપર મેં મ્હોટી આશા બાંધી છે ! જે રૂપે માગ આપ કીલ્લામાં આવો છો તે માર્ગે મને પણ કીશોરી સહીત બહાર લઈ જવી પડશે !' આના જવાબમાં પેલા માણસે જણાવ્યું-'ભલે ! મેં કબલાત આપી છે, માટે હવે તું કીશોરીને હાથ કરવાની તજવીજ કર ! બે દહાડે હું અત્રે આવી તારી ખબર લેતો જઈશ !' આથી કુંદને વળી કહ્યું-'પણ આપ આવનાર હો તેની મને પહેલાથી ખબર પડવી જોઈએ !' આના જવાબમાં પેલા માણસે ખીસામાંથી એક નારંગી કહાડીને તેને આપી કહ્યું-'જે દીને સંધ્યાકાળે આ બાગના નૈરૂત્ય ખુણાના ભાગમાં આવી નારંગી પડેલી જુએ તે દીને હું મધરાતે આવીશ !' આ પછી કુંદન તેને વળાવવાને કટલેક સુધી ગઈ, પણ પગથીઆં ઉતરતા તે વાતમાં પોતાના હાથમાંની નારંગી બાજુના ઝાડના એક કુંડામાં મુકતી ગઈ હું સતાઈને જોતી હતી, એટલે કુંદન દૂર ગઈ કે તરતજ ઝાડની પાછળથી નીકળી કુંડામાંથી પેલી નારંગી ઉપાડી ઉતાવળે મારા ઓરડામાં જતી રહી. કીશોરીબાએ પોતાની હકીકત દરમ્યાન જણાવ્યું તેમ એ નારંગી દેખાડીને મેં કુંદનને ભડકાવી હતી તેનો ભેદ હું જાણું છું અને એ વિષે રાજા રત્નસિંહને ખબર કરી તેને મળવા આવનારા પેલા પુરૂષને પકડાવી દઉં તો તેના બારજ વાગી જશે, એમ વારી તે મારાથી ડરતીજ રહી. મેં ધાર્યું હોત તો તે પુરૂષને કેદ પકડાવી દીધો હોત અને રાજા રત્નસિંહે બંનેને મારી નાખ્યા હોત !"

" પણ કુંદનની પાસે આવનાર પુરૂષ કોણ હતો તેની કંઈ ખબર પડી કે નહી ?" રાજા કુલીનસિંહે પૂછ્યું

" તે શુરસેન હતો ! કુંદનના સંબંધમાં એણે ભૂલાવો ખાધો હતો !" લીલાવતીએ જવાબ આપ્યો, જેમાં વીજયે ઉમેર્યું–" એ વિષે મહારાજશ્રીને મે અગાઉ જણાવ્યું હતું કે, કુંદન વિષે શુરસેનની ભૂલ થવાનું તેણે પોતેજ કહ્યું હતું લાળીને દબાવવા કોઈના લોહીથી લખાયલું પુસ્તક અને પાલવપર ગુલામીખત લખી આપવાના ભેદ તેણેજ કુંદનને જણાવ્યા હતા, જે તેણે બીજા માણસોની વાતચીત પરથી જાણ્યા હતા !"

" બરોબર ! એ અમને યાદ છે, પણ એ વાતચીત કરનાર કોણ હતા તે શુરસેને જણાવ્યું નથી !" રાજાએ કહ્યું

" કદાચ લીલાવતી જાણતા હશે !" વીજયે જણાવ્યું

" હા જી ! અત્રેથી પાછી ફરી માયાવતી પાસે જતાં મને જણાયું કે તેઓ માયાવતીના અઈયાર ગોવીંદરાય અને દેવીસિંહ હતા, જેઓ અમારી શોધ કરવા અને આપના કુમારોને કેદ પકડવા આ તરફ આવ્યા હતા !" લીલાવતીએ જણાવ્યું

" પણ કોઈના લોહીથી લખાયલું પુસ્તક' અને ' પાલવ ઉપરના ગુલામી ખત ' નો ભેદ શો છે ?" રાજાએ પૂછ્યું

" લોહીથી લખાયલું પુસ્તક તો આપનું ચોરાયલું રક્ત ગ્રંથ–જે હાલ કુમારશ્રી ઇંદ્રજીતસિંહ પાસે છે !" લીલાવતીએ જણાવ્યું–" એ બાબતમાં મારી ભૂલ થઈ હતી કુંદનને મે તે વખતે ઓળખી હોત તો મને ડરવાનું કારણ નહોતું કેમકે, રક્ત ગ્રંથ સાથે અમ બંનેને સરખોજ સંબંધ હતો ! કુંદને ધાર્યું કે રક્ત ગ્રંથ ચોરનાર વઈતાળની હું કોઈ સગી હઈશ, અને મને એમ લાગ્યું કે, હું માયાવતીની બ્હેન લીલાવતી છું, અને રાજા રત્નસિંહને ઠગીને અત્રે રહી છું, એમ તે જાણી ગઈ છે ! રત્નસિંહને તે મારો ભેદ જણાવે તો તે મને કેદ કર્યા વગર રહે નહી, એવી મને ધાસ્તિ લાગી અત્રેના તલેસમને જમાનીયાના તલેસમ સાથે સંબંધ હોવાથી રત્નસિંહના હાથમાં રક્ત ગ્રંથ જાય તો તે બેહદ આનંદ પામે કારણ કે, એ પુસ્તકની મતલબ એ જાણતો હતો, વઈતાળે તે ચોરવાની અને તેની પાસેથી મેળવવાની માયાવતીએ કરવા માડેલી તજવીજની તેમજ એ તજવી-

જમા સાથી વધુ ભાગ માગે હોવાની વાત નીચ દારોગો વારવાર અત્રે રાજા પાસે આવતો, તેની પાસેથી તેણે જાણી હતી ! મને પકડતા રાજા એ પુસ્તક માટે મારી બૂરી દશા કરશે, એ વિચારે મને ગભરાવી દીધી !'

"ત્યારે પાલવપર ગુલામી ખત લખવાનો ભાવાર્થ શો ?" રાજાએ પૂછ્યુ લીલાવતી શરમાઈને નીચુ જોઈ ગઇ રાજાએ તે માટે ફરીથી પૂછવાથી તે હાથ જોડીને બોલી–" એ ભેદ જાણવાનો આપ મહારાજ આગ્રહ નહી કરો, એવી આશા રાખુ છુ ! ખોટો જવાબ આપી મહારાજને ઉડાવવાની મારી ઈચ્છા નથી, માટે એટલો દોષ ક્ષમા કરશો !" રાજા કઈ કહેવા જતો હતો, એટલામા હમીરે ઓરડામા આવી રાજાના પૂછવાથી જણાવ્યુ–"દારોગાનો ગુરૂભાઈ ઇદ્રદેવ મહારાજના દર્શન માટે દ્વારપર આવી ઉભા છે ! આપ મહારાજ હાલ તેને મળી શકશો નહી, એમ તેને જણાવ્યુ પણ તે કહે છે કે, એક ક્ષણભર પણ તે થોભી રહી શકે તેમ નથી ! વળી લક્ષ્મીદેવીની હાજરીમાજ તે આપ મહારાજને મળવાની ઈચ્છા જણાવી રહે છે કે એ માટે મહારાજશ્રીને કઈ વાંધો હોય તો લક્ષ્મીદેવીને એ વિષે બેલાશક પૂછીને તેમની સંમતી લેવી !" રાજા લક્ષ્મીદેવીને એ માટે પૂછે તે પહેલાજ તે પોતાનો આનદ દબાવી ન શકવાથી બોલી ઉઠી–" મહારાજ ! ઇદ્રદેવને અત્રે તેડી આવવાની આજ્ઞા કરશો ! અમણેજ મારા પ્રાણ બચાવ્યા છે ! એ અમારા શુભચિંતક–મારા ધર્મપિતા છે !" તરતજ રાજાએ હમીરને ફરમાવ્યુ–" તુજ જઈ એમને અત્ર તેડી આવ !" હમીર નમન કરી ચાલ્યો ગયો, અને જરાવારમા ઈદ્રદેવસહ પાછો આવ્યો ઇદ્રદેવને જોતાજ લક્ષ્મીદેવીએ ઉઠીને તેને નમન કર્યુ, પણ તેણે તેને ઉઠાડીને માથાથી તેના મસ્તકપર હાથ ફેરવી આશીર્વાદ આપ્યો કમલીની અને લીલાવતીએ પણ તેને નમન કર્યુ અને રાજા કુલીનસિંહે માનસહ તેને પોતાની પાસે બેસાડી કુશળ સમાચાર પૂછ્યા

"આપની કૃપાથી સારીપેઠે છુ મહારાજ !" ઇદ્રદેવે હાથ જોડીને જવાબ આપ્યો–"મુસાફરીમા અનેક મુસીબતો વેઠીને આવનાર માણસ પણ આપના દર્શન થતા કૃતાર્થ થઈ જાય છે ! વળી હુ મારા વિચારોમા એટલો બધો મુઝાઈ ગયો હતો કે મને તો મુસાફરી ક્યા કરી તેનુ પણ ભાન નહોતુ !"

"ત્યારે તો કંઈ મ્હોટા કામ માટે આવ્ય હશો !" રાજાએ પૂછ્યુ "વળી દારોગાને છોડવી જવો છે શું ?"

"ના મહારાજ !" શરમાઈને નીચુ જોઈ ઇંદ્રદેવે જણાવ્યુ– "એ દુષ્ટને હવે હુ મદદ કરીશ નહી ! ગુરૂભાઈ જાણી એને કારાગૃહમાથી છોડવ્યો, ત્યારે સુમાર્ગ ચાલવાની એણે પ્રતિજ્ઞા લીધી હતી, પણ અફસોસ ! પ્રતિદીન એની અધમતા વધતી ગઈ !"

"અત્રેના સમાચાર આપે જાણ્યા હશે ?" રાજાએ પૂછ્યુ

"હા જી ! વઈતાળે સર્વ હકીકત જણાવી તેથી આવ્યો !" ઇંદ્રદેવે જણાવ્યુ –' લક્ષ્મીદેવીને ખરા સ્વરૂપમા આપ મહારાજ સમક્ષ બેઠેલી જોઈ મને અત્યત આનદ ઉપજ્યો છે ! અરેરે ! કેવા કષ્ટ સહન કીધા બાદ આ ' એ સુખી થઈ છે ' '

' અમારા પુત્રી સમાન છે !" રાજાએ જણાવ્યુ – ' એમ નાપર બતાવેલી બેહદ માયાની એમણે જણાવેલી હકીકતથી અમે બહુજ પ્રસન્ન થયા છીએ ! આપને મળવાની અત્યારેજ અમને ઈચ્છા થઈ હતી, અને કોઈને આપની પાસે મોકલવાનો અમે વિચાર કરતા હતા, એટલામા આપ આવી પહોચ્યા ' બલભદ્રસિંહ અને વઈનાળની પથાને તો અમને ઘોટાળામા નાખી દીધા છે ! હવે આપ કંઈ ખુલાસો કરો તો સારૂ !"

' ખરેખર ! આ બાબત આવુ વિચિત્ર સ્વરૂપ ધારણ કરશે એમ હુ પણ ધારતો નહોતો !" ઇંદ્રદેવે જણાવ્યુ

" કાકાજી ! વઈતાળે આપને સર્વ વાત જણાવી છે ત્યારે તો આપની ખાત્રી થઈ હશે કે અમારા પિતાજી હજી હયાત છે, પણ ત્યાક કેદ છે !" લક્ષ્મીદેવી આતુરતાસહ બોલી

"ખરેખર, એમજ છે પુત્રી !" ઇંદ્રદેવે જણાવ્યુ

"શુ વઈતાળ એમની ભાળ મેળવશે ?" રાજાએ પૂછ્યુ

"એની મને ખાત્રી નથી ! એ માટેજ સહાયતા માગવાને એ મારી પાસે આવ્યો હતો !" ઇંદ્રદેવે જણાવ્યુ

"તો આપ એને મદદ કરશો શુ ?" રાજાએ પૂછ્યુ

"હા જી !" ઇંદ્રદેવે જણાવ્યુ–"બલભદ્રસિંહની ભાળ મેળવવા વઈતાળ કરતા હુ વધારે આતુર છુ ! એ જીવતા હોવાની સર્વ કરતા મારી વધારે ખાત્રી છે, અને તેમને શોધી કહાડવામા જેટલી મારી બુદ્ધિ ચાલશે, એટલી વઈનાળની ચાલશે નહી !

અહાહા ! વ્હાલા મિત્ર બલભદ્રસિંહ હયાત છે, એવો બે દીન પહેલા સ્વપ્ને પણ મને ખ્યાલ આવ્યો નહોતો ! ”

“વઈતાળના કહેવા ઉપર તમને વધારે ભરોસો છે !” રાજાએ જણાવ્યુ—“આટલા દીન સુધી તમને અથવા બીજા કોઈને આ વાત ન જણાવવા માટે વઈતાળ દોષિત ગણાશે !”

“ના મહારાજ ! આ વોટાળાની પહેલા વઈતાળને પણ એ માટે ખાત્રી નહોતી ! એને કઇક શક હતો, તેની ખાત્રી કરવા તેણે જે પ્રયત્ન કર્યા તેજ અત્યારે તેના દુશ્મન થયા છે ! ” ઇદ્રદેવે જણાવ્યુ—“ પહેલા જો વઇતાળે બલભદ્રસિંહ હયાત હોવાની ખબર આપી હોત તો હુ તે માનત નહી ! ”

“ત્યારે તો વઈતાળના કહેવા ઉપરાત બલભદ્રસિંહ હયાત હોવાની બીજી સાબીતી પણ આપને મળી છે, અને વઈતાળે લખેલા પત્રોથી જે કામો માટે તે દોષિત જણાય છે, તેવો તે અપરાધી નથી, એમ લાગે છે ! ” રાજા અજાયબીસહ બોલ્યો

“ હા મહારાજ ! વઈતાળે જણાવ્યુ, કે કૃષ્ણ યક્ષે એક કલમદાન અત્રે રજુ કર્યું, તેનાપરની ત્રણ મીનાકારી છબીઓ જોતાજ ખોટા બલભદ્રસિંહના હોશ ઉડી ગયા ! બસ ! આ ઉપરથીજ બલભદ્રસિંહ હયાત હોવાની ખાત્રી થાય છે ! જોઈએ એ કલમદાન કેવુ છે ? ” ઇદ્રદેવે જણાવ્યુ, એટલે લક્ષ્મીદેવી બોલી ઉઠી—“ પેલુ જ કલમદાન કાકાજી ! મારા કાકીએ મારા વિવાહ ” આટલુ બોલતા તેનુ ગળુ રૂધાઇ ગયુ, અને તે રડવા લાગી ચતુરે પોતાની થેલીમાથી કલમદાન કહાડી ઇદ્રદેવના હાથમા આપ્યુ, જે આતુરતાથી જોતા તે બોલી ઉઠયો—“ વઈતાળે ખરૂ કહ્યુ ! અફસોસ ! હરામખોરોએ જબરી ચાલાકી ચલાવી ! ” આટલુ બોલતા તેને બેહદ ગુસ્સો ઉપજ્યો, અને તે બબડયો—“ ઓફ ! હુ સહન કરી શકતો નથી ! હવે આ બાબતમા વિલબ નહી કરૂ ! ” આટલુ બોલી તે કુલીનસિંહ પ્રત્યે બોલ્યો—“ આપ મહારાજ આ કામમા મને સહાયતા કરશો ? ”

“ અવશ્ય કરીશુ ! બલભદ્રસિંહને સહીસલામત જોવાથી અમને પણ આનદ ઉપજશે ! ” જણાવ્યુ

“ આપ મારા પર ભરોસો રાખશો ?” ઇદ્રદેવે પૂછ્યુ

“ અમારા કુમારો જેટલોજ ! ” રાજાએ જણાવ્યુ, એટલે

ઇંદ્રદેવ ગળગળો થઈ બોલ્યો-" હવે મારા બને વહાલાઓને નીરખીશ !" આથી રાજાએ અજાયબ થઈને પૂછ્યુ-'બીજું કોણ?'

" શુ વહાલી ઇંદીરા પણ મળશે !" લક્ષ્મીદેવીએ પૂછ્યુ

" પુત્રી ! ઈશ્વરેચ્છા હશે તો મળશે ?" ઇંદ્રદેવે જણાવ્યુ " બલભદ્રસિંહ, દારોગા અને માયાવતીને મારે જોવા છે, અને આપ મહારાજ એટલી આજ્ઞા આપશો કે તેમની સાથે હુ ગમે તેમ વર્તી શકુ તેમજ તેઓમાથી એકન જરૂર જણાય તો મારી સાથે લઈ જઈ શકુ !" આ સાંભળી રાજાએ ચતુર તરફ જોઇ કઈ ઈશારત કરી, જેનો તેણે તેવીજ રીતે જવાબ વાળ્યો, એટલે રાજાએ ઇંદ્રદેવને કહ્યુ-"ત્રણે કેદી લક્ષ્મીદેવીના અપરાધી છે, માટે તેમના સબધમા એમની આજ્ઞા લ્યો ! અમને કોઈ વાંધો નથી !" આથી લક્ષ્મીદેવી આનદાવેશમા બોલી ઉઠી-" મહારાજશ્રીની મારાપર કૃપા છે તો આ બાળકી કહેવાની હિંમત કરે છે કે, મારી જીદગીનો અમૂલ્ય ભાગ ધૂળ કરનાર હરામખોરોમાથી ઈચ્છામા આવે તેને કાકાજી ભલે લઈ જાય !"

" બહુ સારૂ !" રાજાએ જણાવ્યુ, અને ઇંદ્રદેવ પ્રત્યે કહ્યુ-

" કદીઓન કહો તો અત્રે તેડાવીએ ?"

" એમને ક્યા રાખ્યા છે ?" ઇંદ્રદેવે પૂછ્યુ

" અત્રેના તીલીસ્મી ભોયરામા ! ' રાજાએ જવાબ આપ્યા

" તો ત્યાજ તેમની સાથે વાત કરવી ઠીક પડશે ! પછી જરૂર જણાશે તેને મારી સાથે લઈશ !" ઈંદ્રદેવે જણાવ્યુ

"ભલે ! અમે ભોયરામા સાથે આવીએ ? " રાજાએ પૂછ્યુ, એટલે ઇંદ્રદેવ ભાર દઈને બોલ્યો-" આપ અવશ્ય પધારો ! અત્રેનુ ભોયરૂ આપને ફેરવીને હુ બરોબર દેખાડીશ ! આ પુત્રીઓ પણ ભલે સાથે આવે ! એ કામ આપણે રાત્રીએ કરીશું વઈતાળે મને જણાવેલી બીના ખરી છે કે ખોટી તેની ખાત્રી કરવી છે !" ભોજનની તૈયારી થતા સુધી તેઓ વાત કરતા બેઠા ભોજન કરીને સર્વ આરામ લેવાને બે કલાક જુદા પડયા ઇંદ્રદેવની સારી પરોણાગત કરવામા આવી તે એકલો પડતા કૃષ્ણયક્ષ અને બલભદ્રસિંહ વિષે તેને અનેક વિચાર આવવા લાગ્યા સધ્યાકાળે ફરી તેઓ સર્વ દીવાનખાનામા ભેગા થયા વાતચીત દરમ્યાન પ્રસગ આવતા ઇંદ્રદેવે રાજાને પૂછ્યુ-" કૃષ્ણયક્ષ કોણ છે તે કઈ જણાયુ ?"

' તે તો છુપો રહ્યો પણ હમીરે છૂપી રીતે પાછળ જઈ તેના પત્તો મેળવ્યો ! " રાજાએ જણાવ્યું–" હમીર પોતાને ઓળખી ગયો છે, એવું તે જાણી ગયો ત્યારે એને તેણે આડું અવળું સમજાવી એવી પ્રતિજ્ઞા લેવરાવી કે અમે તથા ચતુરસિંહ સિવાય બીજા કોઈને તેણે એ ભેદ જણાવવો નહીં અને અમો ત્રણમાંથી કોઈએ પણ કોઈને એ વાત કહેવી નહીં ! તમને એ ભેદ જણાવવાની અમને જરૂર જણાય છે છતાં હમીરની પ્રતિજ્ઞાનો ભંગ કરવાની પણ અમારી ઈચ્છા નથી ! "

' ચિંતા નહીં ' હું એને એકવાર નજરે જોઉં તો ઓળખી કહાડીશ ! " ઇન્દ્રદેવે જણાવ્યું –" હવે કેદીઓ પાસે જઈશું ? "

' ભલે ! અમે તયાર છીએ ! " રાજા ઉઠતા બોલ્યા, અને ચતુર, વીજય, શાન્તિનાથ જોશી, હમીર, અને કીશોરી, વગેરેસહ ભોયરા તરફ રવાના થયા ભોયરામાં જવાના માર્ગ વાચનાર જાણતા હોવાથી તેનું અત્રે ફરીથી વર્ણન કરવાની જરૂર નથી ભોયરામાં ઉતરી તેઓ પેલા ઓરડામાં ગયા, જ્યાં ભોયરાનો દારોગા રહેતો હતો, અને એક તરફ કેટલીક ઓરડીઓ હતી વીજય અને હમીરના હાથમાંની મશાલના પ્રકાશથી ત્યાંની સર્વ વસ્તુઓ સાફ દેખાતી હતી સર્વ ઇન્દ્રદેવની પાછળ એક ઓરડીમાં દાખલ થયા, જેમાં આગલા દરવાજા ઉપરાંત બીજું પણ દ્વાર હતું, તેમાં થઈને તેઓ બીજા ભાગમાં ગયા ત્યાં વચમાં ચોક અને તેની ચારે તરફ ફરતી પરસાળમાં લોખંડના સળીયાવાળા બારણાવાળી ઘણી ઓરડીઓ હતી, જપરથી તે કેદખાનું હોય, એમ લાગતું હતું આ ઓરડીઓમાંની એકમાં દારોગો, બીજીમાં માયાવતી અને ત્રીજીમાં ખોટો બલભદ્રસિંહ કેદ હતા રાજા, વગેરે જવાથી તેમની સાથેની મસાલનો પ્રકાશ ત્યાં પડતાં કેદીઓ અજાયબીસહ તેમને જોવા લાગ્યા અત્યાર સુધી ત્યાં અંધકાર હોવાથી તેઓ એક બીજાને જોઈ શકતા નહોતા ઇન્દ્રદેવને જોતાજ દારોગાને લાગ્યું કે પોતાનો કારાગૃહમાંથી છુટકારો થશે અથવા તો નવું દુઃખ ભોગવવાનો સમય આવશે ઇન્દ્રદેવ પહેલા માયાવતીની ઓરડી પાસે ગયો તેના શરિરમાંથી લોહી ઉડી ગયું હતું માનની ભયાનક મૂર્તિ દર પળે તેની નજર આગળજ ઉભી ...ી ... ...ને જોઈને તે ખોટા બલભદ્રસિંહની ઓરડી

પાસે ગયો તેને જોતાજ તેણે કહ્યુ–" મારા બાળકપણના મિત્ર બલભદ્રસિંહજી, નમસ્કાર! તમને આ ભગ કર કારાગૃહમા જોઈ મને દીલગીરી ઉપજી છે! તમે શો અપરાધ કર્યો છે?"

' તે હુ કઈ જાણતો નથી !" બલભદ્રસિહે જવાબ આપ્યો "હુ તો મારી પુત્રીઓને મળી રાજી થયો હતો પણ હાય! મહારાજાજીએ ન્યાય કરવા પહેલાજ મને કેદ કરી દીધો!"

"મહારાજશ્રીએ તમને કેદ કીધા નથી, પણ તમે પોતેજ કેદી થવાની ગોઠવણ કરી!" હમીર બોલી ઉઠયો "આપને માનસહ રાખવાની મહારાજશ્રીએ આજ્ઞા કરી હતી, પણ આપે નહાસી જવાની તજવીજ કરી એટલે આમ કરવુ પડયુ !"

"ના! આ બલભદ્રસિહ મારા મિત્ર છે! એમની સાથે આમ વર્તવુ ન જોઈએ!" ઇદ્રદેવ બોલ્યા

'હુ બલભદ્રસિહજ છુ!" બલભદ્રે કહ્યુ "લક્ષ્મીદેવી સાથ આજ કારાગૃહમા રહ્યો હતો, છતા એ મને ઓળખતી નથી!"

'લક્ષ્મીદેવીજ તમારી દુશ્મન થઈ કહે છે કે તમે બલભદ્રસિહ નહી પણ કરણસિહ છો!" ઇદ્રદેવે કહ્યુ બલભદ્ર ચમકી ગયો ધાસ્તિ અને ગભરાટની ઝાખાશ તેના મુખપર છવાઈ ગઈ ઇદ્રદેવ પોતાને હેરાન કરવા આવ્યો છે, એમ સમજી તે બોલ્યો "લક્ષ્મીદેવી તો નહી પણ તમેજ એમ કહેતા હશો!"

"કદાચ એમ હોય, પણ તમે શા જવાબ આપો છો?" ઇદ્રદેવે ભાર દઈને પૂછ્યુ, એટલે બલભદ્રે જવાબ આપ્યો– 'તદન ખોટુ! કરણસિહ કોણ છે, તે પણ હુ જાણતો નથી!"

"કરણસિંહ નહી તો બાલસિહ" ઇદ્રદેવે કહ્યુ હવે બલભદ્ર ડઘાઈ ગયો એક અક્ષર તેના મુખમાથી નીકળી શકયો નહી, એટલે ઇદ્રદેવે ચતુરને કહ્યુ–"દારોગા અને માયાવતીને આ ઓરડીમા આણવાથી મારા બોલવાથી ત્રણે લુચ્ચાઓના મનની વાત જાણી શકીએ!" આ વિચાર ચતુરને યોગ્ય લાગ્યાથી ત્રણે કેદીઓને ભેગા કરવામા આવ્યા, એટલે ઇદ્રદેવે દારોગાને પૂછ્યુ– "આપની પાસે બેઠેલા કેદીનુ નામ અમને જણાવશો?"

"હુ એને ઓળખતો નથી! પોતે બલભદ્રસિહ છે, એમ કહે છે ત્યારે મને શું પૂછો છો?" દારોગાએ જવાબ આપ્યો

"તમે પણ બલભદ્રસિહને ભૂલી ગયા? તેની પુત્રીને બદલે સુદરને પરણાવી તેને બેહદ દુખ આપનાર તો તમે છો!"

ઇંદ્રદેવે જણાવ્યું, એટલે દારોગો બોલી ઉઠયો-' એમને તો ઓળખું છું, પણ એ મારા કેદી હતા ત્યારે આપેજ એમને ઝેરની પડીકી ખવરાવી હતી, જેના અસરથી એ મરણ પામ્યા નહી, પણ એ ઝેર એમના આખા શરિરમા ફુટી નીકળ્યું, અને તેથી એમનુ સ્વરૂપ એવુ કદરૂપુ થઈ ગયુ કે કોઈ એમને ઓળખી શકે યા બલભદ્રસિંહને નામે બોલાવેજ નહી'" આ સાંભળી ઇંદ્રદેવને બેહદ ગુસ્સો ઉપજ્યો અને તે હોઠ પીસીને બોલ્યા—' નીચ લુચ્ચા! મને પણ ભેગો દોષિત ઠરાવે છે કેમ? પણ તુ હવે ફાવીશ નહી! લક્ષ્મીદેવી અને મહારાજ કુલીનસિંહના અંત ઃકરણ મારી વિરૂદ્ધ થાય તેમ નથી! ઠીક! ત્યારે હુજ ખુલાસો કરૂ છુ કે તે ખવરાવેલા ઝેરની અસર બલભદ્રસિંહને ઔષધ ખવરાવીને મેજ ઉતારી નાખી હતી! અરે! બલભદ્રસિંહને તે કોઈ બીજે સ્થળે છૂપાવી રાખ્યા નહોત અને હુ એમને વિષે જાણતો હોત તો એમના પ્રાણ બચાવી એમને તારા બંદીખાનામાથી છોડાવ્યાજ હોત' લક્ષ્મીદેવીને તારા પંજામાથી છોડવનાર હુજ હતો, અને કેટલાક વર્ષો સુધી તે મારા મહેલમાજ રહી હતી! મારે લીધેજ લક્ષ્મીદેવી તારાપર પોતાનુ વેર વાળવા જેટલી શક્તિ ધરાવે છે!"

"પણ તેમા તે ફાવશે નહી!" દારોગો બોલ્યો, જેથી ઇંદ્રદેવે ઉશ્કેરાઈ જઈને કહ્યું—"હજી જોર નરમ પડયુ નથી? હજી કોઈની મદદ મળવાની અને બચવાની તને આશા છે?"

"હા!" દારોગો જુસ્સાસહ બોલ્યો આથી ઇંદ્રદેવનો ગુસ્સો વધી ગયો, અને ઓરડીમા જઈ તેણે દારોગાને જોરથી એક તમાચો લગાવ્યો, જેથી તે જમીનપર ગબડી પડયો પછી તેણે ક્રોધાવેશમા ખોટા બલભદ્રના વસ્ત્ર ઉતારી નાખી પોતાની કમ્મરેથી ચામડાનો એક ચાબુક કહાડી તેને મારવા માંડયો અને પૂછ્યુ—"બોલ! તુ કરણસિંહજ છે કે નહી અને મારી ઇંદીરા ક્યા છે?" ચાબુકના અસહ્ય મારથી બલભદ્ર બહુ પછાડા મારવા લાગ્યો મારની વેદનાની ચીચીયારી સિવાય તેના મુખમાથી એકે અક્ષર નીકળ્યોજ નહી ઇંદ્રદેવ તેને મારતોજ હતો, એટલામા ઉપરની છતમાથી એકાએક ગંભીર અવાજ સભળાયો 'સાવધ!' આ અવાજથી ઇંદ્રદેવ બલભદ્રને મારતો અટકી ગયા રાજા દ્વીનસિંહ, વગેરે સર્વે ચમકી ગયા ઇંદ્રદેવ ઓરડીની બહાર

આવી ઉપરની છત તરફ જોવા લાગ્યા, તો એક માણસનુ માથુ જઈ શકે એવડુ બાકોરૂ એ તરફ જણાયુ, જેમાથી અવાજ આવ્યો હશે, એમ સવની ખાત્રી થઈ બેચાર પળ રાહ જોતા ફરી કંઈ ન સભળાયાથી ઇંદ્રદેવે મ્હોટે અવાજે પૂછ્યુ–" એ કોણ બોલ્યુ ? "

" હુ ! " ફરી અવાજ આવ્યો–" દુશ્મન આવી પહોચવાથી તમે આફતમા આવી પડશો ! સાવધ થાઓ ! "

" તમે કોણ છો ? " ઇંદ્રદેવે પૂછ્યુ

" તમારો એક શુભેચ્છક ! " જવાબ સભળાયો

" પણ તમે અમારા શુભેચ્છક છો અને તમે કહ્યુ તે ખરૂ છે તે અમે કેમ જાણીએ ? " ઇંદ્રદેવે પૂછ્યુ

' શુભેચ્છક હોવાની ખાત્રી અત્યારે આપી શકતો નથી, પણ મારૂ કહેવુ ખરૂ હોવાની સાબીતી આપુ છુ ! તપાસ કરો ! ભોયરાના દરવાજો બંધ થઈ ગયો છે, તેથી તમે હવે બહાર જઇ શકો તેમ નથી ! " આ સાભળી સર્વ અજાયબી અને ગભરાટમા એકબીજાનુ મુખ જોવા લાગ્યા ચતુરે વીજય અને હમીર તરફ જોયુ, અને તેઓ દ્વારની તપાસ કરવા ગયા વળી ઇંદ્રદેવે છતની તરફ જોઈ પૂછ્યુ–"અમને આ ભોયરામા ઘેરી લેવાની ધારણા રાખનાર કોણ છે તે જણાવશો ? '

" હા ! કમલીનીના તીલસ્મી મહેલમાથી નહાસી ગયેલ બલદેવસિહ, મોહીની અને માલતી ! એ ત્રણેની મદદથી વીજયગઢના કેદખાનામાથી છુટેલ રત્નસિહનો કુમાર કલ્યાણસિહ, જે ભોયરાને લગતી હકીકત જાણે છે ! " જવાબ મળ્યો

" શુ તેઓ અમને હાની પહોચાડશે ? " ઇંદ્રદેવે પૂછ્યુ, જેનો જવાબ મળ્યો–" તે તમે જાણો ! મે તમને સાવધ કરી દીધા છે ! હવે તમને ગમે તેમ તમારૂ રક્ષણ કરજો ! "

" વારૂ એ ચાર સાથે બીજુ કોઈ છે ?" ઇંદ્રદેવે પૂછ્યુ

"એક હજાર સીપાઈ ભોયરાને છુપે માર્ગે કીલ્લામા દાખલ થવાની તજવીજ કરે છે ! આ મદદ નીચ માયાવતીને લીધે એમને મળી છે !" જવાબ મળ્યો, એટલે ઇંદ્રદેવે પૂછ્યુ–"તમે અમારા શુભેચ્છક જ છો તો અમને કંઈ મદદ કરશો ?" આના જવાબમા સંભળાયુ– 'લાચાર હોવાથી કંઈપણ નહી !" એટલે વળી તેણે પૂછ્યુ–"અમને મદદ કર્યા વગરજ તમે ભોયરાની બહાર જશો ?"

"ના રસ્તો બંધ છે'" આ જવાબ સાભળી ઇન્દ્રદેવ કેટલીક વાર વિચારમા ચુપ રહ્યો વળી રાજા કુલીનસિંહના કહેવાથી તેણે પૂછ્યુ—' તમારૂ નામ કેમ જણાવતા નથી ?"

" જણાવવુ વ્યર્થ છે એમ સમજીને!" જવાબ મળ્યો

' અમારી પાસે પણ આવશો નહી ?' ઇન્દ્રદેવે પૂછ્યુ

' રસ્તો નથી '" જવાબ મળ્યો ઇન્દ્રદેવે બીજા કેટલાક પ્રશ્ન પૂછ્યા, જેનો જવાબજ મળ્યો નહી થોડીવારે જાણે ઉપર સખ્યાબંધ માણસો દોડધામ કરતા હોય એવા ધબકારો સભળાવા લાગ્યા આથી ઇન્દ્રદેવ રાજા પ્રત્યે બોલ્યા ' આ જરૂર માણસનુ કહેવુ ખરૂ છે! ઉપરના ભાગમા આવી પડેલા દુશ્મનોના પગલાના આ ધબકારા છે'" રાજા કઈ બોલે તે પહેલા પેલા બાકોરામાથી કેટલાક માણસો લડતા હોય તેવી વાતચીતના અવાજ સંભળાવા લાગ્યા—" ક્યા છે ? કોઈ નથી ! અરે ! આજ ! એને પકડો, પકડો ! મને પકડનાર તુ કોણ હતો ? કેમ હવે ક્યા છટકી જઈશ ! જોઉં તો ખરો કે તારામા કેટલુ પાણી છે !"' આવી તકરાર કેટલીક વાર સુધી સંભળાયા બાદ પેલા બાકોરામાથી પીળજો સભ્ભો ચમકાટ દેખાવા લાગ્યો અને વળી સભળાયુ—" હાય ! આ શુ ? બળ્યો બળ્યા ! મારે બાપ ! દેવ કે દેવ ! અરે ! ભૂત ! જમ છે જમ ! અગ્નિદેવ નમ નહી !" આમ બૂમરાણ સભળાવા લાગી, જે સાભળી નાનાજી, વગેરે થરથર કંપવા લાગી રાજા કુલીનસિંહ, વગેરે પણ મુઝવણમા પડ્યા

"નક્કી દુશ્મનોજ આવ્યા છે" ઇન્દ્રદેવ બોલ્યો એટલે નાનાએ જણાવ્યુ—" આ ભોયરામા સપડાઈ જઈ લાચારીથી મરણશરણ થવુ ન પડે તેનીજ ચિંતા છે ! લડાઈનો અમને ડર નથી ! દુશ્મનો અત્રે આવે તો હરકત નથી ' તેઓ આવશે તે રસ્તેજ આપણે બહાર નીકળી જઈશુ !" એટલામા વીજય અને હમીર તપાસ કરીને પાછા ફર્યા, જેમને રાજાએ પૂછતા વીજયે જણાવ્યુ— " દ્વાર બંધ છે ! કીલ્લાની બહાર જવાનો માર્ગ પણ બધ છે !"

"દુશ્મનો અત્રે આવતા આપણે લડવામા રોકાઈએ, એ અરસામા તેઓ કેદીઓને છોડી ન જાય તેનો બંદોબસ્ત કરીએ ! વળી આપણી આ પુત્રીઓના સંરક્ષણની ગોઠવણ કરવાની પણ જરૂર છે !" ઇન્દ્રદેવે જણાવ્યુ

'હુ તો તીલસ્મી ખંજરથી લડીશ!'' કમલીનીએ કહ્યુ

'ભલે' તને શાસ્ત્રની વિદ્યામા તુ કેટલી નિપુણ છે તે જોઈ હુ આનદ પામીશ!'' ઇદ્રદેવે જણાવ્યુ અને અઈયારો પ્રત્યે કહ્યુ–'' કેદીઓની આખે સત્વર પાટા બાધો! તરતજ વીજય, હમીર અને બળે ઓરડીમા જઈ કદીઓની આખે પાટા બાધીદીધા ઇદ્રદેવે ઉપરની છતમા લટકતી કડીઓમાની એકને કુદીને પકડી તેમા ટીંગાઈને જોરથી ત્રણ આચકા માર્યા, જેથી તે કડી નીચેની તરફ ખેચાઈ આવી અને તે સાથે પરસાળની ભીંતમાનો એક દ્વાર જેટલો ભાગ ઉંચે ખેચાઈ તેની અદર એક ઓરડી જણાઈ કમલીની સિવાય સર્વ બાળાઓને ચતુરે તેમા દાખલ કરી દીધી, એટલે ઇદ્રદેવે પોતાના હાથમાની કડી મૂકી દીધી, જેથી સાકળ ઉપરની તરફ ખેચાઈ જઈ કડી પહેલાની માફક છત સાથે લાગી જતા તે ઓરડીનુ દ્વાર બધ થઈ ગયુ કેદીઓ માટે ઇદ્રદેવ વિચાર કરતો હતો, એટલામા 'સાવધ' સાવધ!'' એમ અવાજ આવ્યો, અને દારોગાવાળા બહારના ચોકમા ઘણા માણસો આવી પહોચ્યા હોય એવો ઘોઘાટ સભળાયો તરતજ રાજા, વગેરે સર્વ કેદખાનાના ચોકની બહાર નીકળી આવ્યા રાજા તેમજ ચતુરે મ્યાનમાથી તલવાર કહાડી કમલીની હાથમા તીલસ્મી ખજર લઇ સજ થઈ ગઈ અઈયારો પણ પોતાની કમદ અને ખજર સહ તૈયાર થઈ ગયા, અને ઇદ્રદેવે પોતાની થલીમાથી ચાર ન્હાની દડીઓ કહાડી આમ સર્વ સજ થઈ ઓરડીની બહાર નીકળ્યા ગુપ્ત માણસે કહ્યા મુજબ બલદેવસિંહ, મોહીની અને માલતી સાથે રત્નસિંહનો કુમાર કલ્યાણસિંહ પોતાના સાથીઓ સહ ભોયરામા આવશે, તેથી તેઓ ચારે અને તેમ ન બને તો બલદેવસિંહ અને કલ્યાણસિંહને ગમે તેમ કરીને પકડવાને ઇદ્રદેવ તેમજ આપણા બહાદુર અઈયારોએ મનમા ઠરાવ કીધો. પણ ઓરડીની બહાર નીકળતા તેમના પર હુમલો કરનાર સર્વના મુખપર બુરખા હોવાથી પોતાના ધારેલા માણસોને તેઓ ઓળખી શકયા નહી ઇદ્રદેવે ઉતાવળે કમલીનીને કહ્યુ–'' તુ આ દરવાજાની વચમા ઉભી રહે, અને કોઈ તારા ઉપર હુમલો કરે અથવા કેદખાનામા જવાની તજવીજ કરે ત્યારે તેનાપર તારૂ ખજર વાપરજે!'' આ મુજબ કમલીની ત્યા ઉભી રહી, અને રાજા,

વગેરે સર્વ પોતાનાપર હુમલો કરનારા સેકડો માણસોની સામે થયા. દુશ્મનો પાસે મસાલ હોવાથી આપણા અઇયારો પોતાના હાથમાની મસાલ બાજુએ મૂકી દઈ છુટે હાથે લડવા લાગ્યા. દુશ્મનોએ લડવામા કચાશ રાખી નહી. અને રાજા કુલીનસિંહ, વગેરેને પકડવાની બહુ તજવીજ કરી, પણ તેમા તેઓ ફાવ્યા નહી. રાજા કુલીનસિંહ અને અઈયારોની બહાદુરી જોઈ તેઓ ડઘાઇજ ગયા. રાજા કુલીનસિંહની તલવારે ત્રીસ જણને પરલોક પહોચાડી દીધા. અઈયારોએ કમદથી પચાસેક જણને જમીનપર પછાડી નાખ્યા, જેઓ પોતાના સાથીઓનાજ પગતળે છુદાઈ અધમૂવા થઈ ગયા. ઇન્દ્રદેવની ન્હાની દડીઓએ તો નવોજ રંગ દાખવ્યો! આ દડીઓ એકેક કરીને તેણે દુશ્મનોની વચમા નાખી, જે તેમની ઠોકર લાગતાજ મ્હોટા વડાકા સાથે ફાટી જતી, અને તેમાથી નીકળતા આગના તણખાથી ઘણાએ દુશ્મનો બળીને અશક્ત થઈ પડયા. દુશ્મનોના ઘણા માણસોનો ઘાણ નીકળવાથી તેઓ ગભરાટમા પડી નહાસવાની તજવીજ કરવા લાગ્યા, પણ ત્યાથી તેઓ નહાસી જઈ શકે તેમ નહોતુ. લગભગ અરધી ઘડી ત્યા ભયંકર કતલ ચાલી. આપણા અઈયારો તેમના મુખીઓને પકડવાની તજવીજમા સીહ માફક આમથી તેમ ઘુમતા હતા, એટલામા ભોયરાના ઉપરના ભાગમાથી એકાએક હૃદયભેદક અવાજ સંભળાયો—" હાય! મને બચાવો! હવે મારા પ્રાણ નહી ઉગરે!" આ અવાજ સાભળતા ચતુર બોલી ઉઠયા—" અરે! કીશોરી કુંવરીનોજ સાદ!"

રાજા કુલીનસિંહ વગેરે સર્વ એ અવાજથી ગભરાટમા પડી ગયા, એટલામા દુશ્મનોના આગમન વિષે તેમને સાવધ કરનાર પેલા ગુપ્ત માણસનો અવાજ સભળાયો—" સાવધ! અરે! ચંડાળ કીશોરીને પકડી જાય છે! અરેરે! એ ફરીથી દુષ્ટ પિતાના પંજામા સપડાઈ! ઇન્દ્રદેવ! કીશોરીને બચાવવાની તજવીજ કરો! ઉભો રહે હરામખોર! પહેલા મારી સામે આવી જા!" આ સાભળી રાજા કુલીનસિંહ વગેરે સર્વ ગભરાટમા પડી શુ કરવુ તેની મુઝવણમા ચારે તરફ બ્હેબાકળા સરખા જોવા લાગ્યા.



# બહુરૂપી બજાર

અથવા

# તલેસ્માતી ભેદોનો ભંડાર.

---

## ભાગ ચોથો.

---

## પ્રકરણ ૧ લું.

---

### નવી ચાલાકી.

બપોરનો સમય હતો. ભાગ્યદેવીના કોપથી મુંઝવણમાં આવી પડેલો વઈતાળ ઇદ્રદેવના મહેલના ઓટલાપર વીમાસણ કરતો બેઠો હતો. મહેલની બહાર નીકળવાના માર્ગથી અજાણ્યો હોવાથી ઇદ્રદેવ રત્નપુરથી પાછો ફરે નહીં ત્યાસુધી તે અત્રે કેદી સમાન હતો. પોતાનાં દુર્દૈવ માટે શોક કરતો તે બેઠો હતો, એટલામા ઇદ્રદેવનો વિશ્વાસુ અઈચાર સૂરજસિંહ તેની પાસે આવ્યો અને બોલ્યો—"વઈતાળ! કઈ ઉંડા વિચારમાં મુઝાઈ ગયા છો?"

"વિચાર શેના! કીસ્મતના કેહેરનાજ!" વઈતાળ નિ.શ્વાસ નાખી બોલ્યો—"દુનિયામા માણસે જીવન કેમ ગાળવું, એનો

ખ્યાલ હવે આ અભાગીને આવેછે! આજ વર્ષો થયા મહારાજ શ્રી કુલીનસિંહજીની સેવા નિમકહલાલીથી બજાવુ છુ, છતા મારી હાલત આજે કેવી કઢંગી થઈ પડી છે!"

"હુ જાણુ છુ ભાઈ! હિંમત હારી જવાથી શુ વળનાર છે? સંકટને સમયે પોતાના મનને આડે રસ્તે જતુ રોકી સુમાર્ગે દોરવાથી મનુષ્ય આખરે સુખી થાય છે! આપત્તિમા ધીરજ ધરનારની હમેશા ફત્તેહજ છે કેમકે, સત્યનો વિજય છે! ભાઈ! તમારા ઉપર ગમે તેવી મહાભારત આફત આવી પડે છતા પણ હિંમત ન હારતા મહારાજ શ્રી કુલીનસિંહજી, વગેરેનુ ભલુ કરવામા લેશ પણ પાછી પાની કરશો નહીં! અઇયારોના ગુરૂ સરખા તમારા જેવા એક બહાદુર અઈયાર બે ચાર દુષ્ટોના કાવત્રાથી આવી પડનારી આફતથી હિંમત હારી જાઓ, એ આશ્ચર્યની વાત!"

"ભાઇ! હુ હિંમત હારી જતો નથી, પણ કાળચક્રની વિચિત્ર ગતીનો વિચાર કરતા દીલગીરી લાગે છે! બેશક! મે કરેલી ગંભીર ભૂલોના કડવા ફળ ચાખ્યા, પણ કપાળે લાગેલી કલંકની કાળી ટીલી ધોઈ નાખવા હવે સુમાર્ગે ચાલુ છુ!"

"તો આખરે સુખીજ થશો! વઈતાળ! તમારૂ અંતઃકરણ હું સમજી શકુ છુ! તમારાપર આવી પડેલી આફતથી પણ હુ અજાણ નથી! મારા શીરછત્ર સંસારની બહારજ રહેતા હોય તેમ આ એકાંત સ્થાનમા રહ્યા છે, અને કોઇની પંચાતમા પડતા નથી, છતા પણ અત્રે મારાપર કામનો બોજો બહુ થોડો હોવાથી ફુરસદને વખતે હુ આમતેમ ફરૂ છુ આથી પ્રખ્યાત અઈયારોના ચાલાકી ભર્યા કામો જોવા તથા સાભળવાની મને તક મળે છે! આથી તમારા સંબધમા પણ હુ ઘણુ ખરૂ જાણુ છુ!"

"ત્યારે તો મારા વહાલા મિત્ર, તુ મને મદદ કરી આ આફતમાથી બચાવવાની તજવીજ નહીં કરે? ભાઇ! આપણે એકજ પાઠશાળામા સાથે ભણ્યા છીએ, બાળસ્નેહી છીએ!"

"તમને મદદ કરવા માટેજ હુ અત્રે આવ્યો છુ!"

"તારા આ વચનો મને આનંદ પમાડે છે! પણ ઇંદ્રદેવજી રત્નપુરથી પાછા ફરે નહીં ત્યા સુધી આપણે કંઈ કરી શકીએ તેમ નથી કેમકે, હુ અત્રે એક કેદી સરખોજ છુ!"

"એવું કંઈ નથી ! જરૂર પડતા હું તમને મહેલની બહાર તેડી જઈશ !" આ સાંભળી વઈતાળ આનંદાવેશમા બોલી ઉઠયો– "બસ ! મારા અંતઃકરણમા સુકાઈ ગયેલી આશાલતા પુનઃ સજીવન થઈ છે ! ભાઈ; ત્યારે હવે મારે શું કરવું ?"

"માલતીને હાથ કરવી, એ સૌથી પહેલું કામ !"

"બરોબર ! મને પણ એ વિચાર સુજ્યો હતો, પણ ભાઈ, તને ખબર નથી કે બલદેવસિંહ, માલતી અને–"

"બલદેવસિંહ, મોહીની અને માલતી કમલીનીના કેદખાનામાથી ન્હાસી ગયા છે, એ જાણું છું !" સુરજસિંહ વચમા બોલી ઉઠયો–"આજે ખબર મળી છે કે, તેઓ ત્રણેએ હરામખોર માયાવતીની મદદથી રાજા રત્નસિંહના કુમાર કલ્યાણસિંહને કેદખાનામાથી છોડવ્યો છે, જેની મહારાજ કુલીનસિંહજીને હજી ખબર નથી ! કલ્યાણસિંહ પણ રત્નપુરના તિલસ્મી ભોયરાનો ભેદ જાણતો હોવાથી એ ચંડાળ ચોકડીએ છૂપી રીતે રત્નપુર જવાનો વિચાર કીધો છે ! મહારાજ કુલીનસિંહજી, ચતુરસિંહ, વગેરે અઈયારો તેમજ કીશોરી, કામની, કમલીની, કમલા અને લીલાવતી સહ ત્યાંજ હોવાની તેમને ખબર મળી છે !"

"ખરેખર ! કુમાર કલ્યાણસિંહ તેમને ભોયરાને છુપે માર્ગે કીલ્લામા લઇ જાય તો પરિણામ બહુજ ભયંકર આવે !" વઈતાળે વીમાસણમા પડી જણાવ્યુ

"મને પણ એજ ધાસ્તિ લાગે છે કેમકે, તેમની સાથે હજાર સીપાઈઓ છે !" સુરજસિંહે જણાવ્યુ–"મારા માણસો હમણાજ મને ખબર આપી ગયા કે, બલદેવસિંહ, મોહીની, માલતી અને કલ્યાણસિંહ પોતાના સીપાઇઓ સાથે પર્વતની તળેટી પાસેના જંગલને આડે માર્ગે આગળ વધ્યા જાય છે !"

"ત્યારે તો લાગ સારો છે !" વઈતાળ બોલી ઉઠયો

"તો ચાલો, આપણ બંને કંઈ ચાલાકી અજમાવી એ દુષ્ટોને આપણો હાથ બતાવીએ !"

"પણ તેમ કરતા ઇંદ્રદેવ ગુસ્સે તો નહીં થાય ?"

"બીલકુલ નહીં ! તે રત્નપુરજ ગયા છે ! આ પણ મહારાજ કુલીનસિંહનીજ સેવા છે ! ઉઠો, થાઓ તૈયાર ! અમેના નિયમાનુસાર તમારી આંખે પાટા બાંધી તમને બહાર તેડી જઈશ !"

"ભલે!" વઈતાળે ઉઠતા જણાવ્યુ પછી તેણે પોતાની અઇયારીની થેલીમા કેટલીક વસ્તુઓ નહોતી તે સૂરજસિંહ પાસેથી લઇને ભરી લીધી સૂરજસિંહે પોતાના એક સાથીને પણ પોતાની સાથે આવવાને ફરમાવ્યુ, અને થોડી વારમા તેઓ ત્રણે રવાના થયા બપોરનો સમય હોવાથી તાપ સખત પડતો હતો છતા તેઓ ઉતાવળે ચાલવા લાગ્યા કેટલીકવાર સુધી આમ ચાલ્યા બાદ તેઓ એક ગીચ જ ગલમા જઈ પહોચ્યા, એટલે માર્ગનો પરિશ્રમ મટાડવાને એક ગ ભીર ઝાડ નીચે બેઠા

"ભાઈ! આજે આપણને જરા મહેનત તો પડી પણ આપણે વખતસર અત્રે આવી પહોચ્યા!" સૂરજસિ હ પોતાના મુખપર થયેલ પરસેવો લુછતા બોલ્યો-"મારા જાસુસે ખબર આપવા મૂજબ દુશ્મનો હજી આ જ ગલમાજ હશે!"

"ત્યારે આપણુ સ્વરૂપ બદલી શકીએ, એ માટે કોઇ જળાશય આગળ આપણે મુકામ કરીએ!" વઈતાળે જણાવ્યુ તેઓ ત્રણે ઉઠયા અને જ ગલમા વહેતા એક નિર્મળ ઝરાને કીનારે જઈ પહોચ્યા અત્રે મુકામ કરીને તેઓ ત્રણે ઝરામા નાહ્યા, અને ત્યાર પછી પોતપોતાના સ્વરૂપ બદલીને તેઓ દુશ્મનોની શોધમા નીકળ્યા સાજ પડતા પહેલા ત્રણસો સીપાઇઓસહ પડાવ નાખી રહેલા બલદેવસિ હ, વગેરેની તેમને ભાળ મળી, એટલે રાત્રી પડતા તેઓ દુશ્મનોની છાવણી તરફ રવાના થયા

રાજા બલદેવસિ હ અને કલ્યાણસિ હ પોતાના સાથીઓસહ જ ગલમા ઝાડ નીચે પડાવ નાખી રહ્યા હતા તંબુઓ, વગેરે તેમની સાથે કઈ નહોતુ એક ગ ભીર વૃક્ષ નીચે બલદેવસિ હ અને કલ્યાણસિ હ સાધારણ સેત્રજી ઉપર તકીયાને અઢેલી આડે પડખે પડયા વાતો કરતા હતા તેમની પાસે એક ફાનસમા દીપક બળતો હતો તેમનાથી થોડેક છેટે બીજા ઝાડ નીચે તેમના સાથી સીપાઇઓ પોતપોતાના કામમા મશગુલ હતા જે ઝાડ નીચે બલદેવસિ હનો મુકામ હતો તેનાથી પચાશેક હાથને છેટે એક ઝાડ નીચે બે પાલખી પડી હતી, જેમા મોહિની અને માલતી બેઠી હતી, અને તેમની પાછલી તરફ ઘોડાઓ ઝાડના થડ સાથે બાંધેલા હતા બલદેવસિ હ અને કલ્યાણસિ હ ખાનગી વાતચીત

કરતા બેઠેલા હોવાથી તેમનાથી થોડેક છેટે ધનરાજ નામનો એક યુવાન સરદાર ખુલ્લી તલવારે પહેરો ભરતો હતો.

"આપણુ લશ્કર હવે તો જણાવેલે સ્થાને જઇ પહોચ્યુ હશેજ !" બલદેવસિંહે જણાવ્યુ, અને પૂછ્યુ—"પણ કુમાર ! એટલા બધા માણસો રત્નપુરના ભોયરામા સમાઈ શકશે ?"

"અરે ! એથી બમણા પણ તેમા દેખાય તેમ નથી !"

"આપણે ભોયરામા ગયા પછી શુ કરીશુ ?"

"ભોયરામા ચાર કેદખાના છે, તેમા કોઈ કેદી હશે તેને છૂટો કરી આપણો સાથી બનાવીશુ ! અરે! માયાવતી અને તેનો દારોગો પણ ત્યાજ કોઈ સ્થળે કેદ હશે, તેઓ બને આપણને મદદગાર થઈ પડશે ! વળી કુલીનસિંહ, વગેરે પણ ભોયરામા ફરવાને આવ્યા હશે તો બહાર નીકળવાનો માર્ગ બધ કરી દઈ તેમને ફસાવવાની હુ તજવીજ કરીશ ! એ અરસામા આપ લશ્કર સહિત કીલ્લામા દાખલ થઈ આપણી સત્તા જમાવી દેજો !"

"પણ કુલીનસિંહ, વગેરે આપણને ભોયરામા મળી જાય એવો સંભવજ નથી !"

"તો આપણે બધા સાથેજ કીલ્લામા પ્રવેશ કરી તેમને કેદ પકડી લઈશુ ! ખબર મળવા મુજબ હાલ રત્નપુરના કીલ્લામા કુલીનસિંહના પાચસો સીપાઈઓ છે, અને તેઓ પણ બેફીકર હશે આપણે ઓચિંતો હલ્લો લઈ જઈ તેમને સહજમા કતલ કરી નાખીશુ ! મારા ધારવા મુજબ તો કુલીનસિંહ, વગેરે સર્વે આપણને ભોયરામાજ મળી આવશે કેમકે, કુલીનસિંહે ભોયરામાના ભેદો જોયલા ન હોવાથી આ વખતે તે જરૂર જોવા જશે! તેમજ ભોયરામા આઠેક દિવસ ફરીએ ત્યારે તેમાના બધા ભેદો જોઈ શકાય છે, અને તે પણ રાત્રીને સમયેજ, એટલે તેઓ ભોયરામાજ આપણા પંજામા સપડાઈ જવાની મને આશા છે!"

"બસ! તો પછી આપણી ફત્તેહ !" બલદેવસિંહ આનંદાવેશમા બોલી ઉઠયો, અને કંઈ યાદ આવતા તેણે ગંભીર થઈ પૂછ્યુ—"તેઓ ભોયરામાજ હશે તો તમે તેમને ફસાવવામા રોકાઈ જશો, અને હુ એ ભોયરામાના રસ્તાઓ જાણતો નથી, એટલે કીલ્લામા કેવી રીતે દાખલ થઈ શકીશ ?"

"હું આપને ભોયરાના સર્વે માર્ગને લગતા ભેદ સમજાવુ છુ !" આમ કહી કલ્યાણસિંહે પોતાની થેલીમાથી ખડીઓ, કલમ અને કાગળ કહાડયા, અને દીપકને જરા પાસે રાખીને કાગળ ઉપર ભોયરાનો નકશો ચીતરીને તેના છુપા રસ્તાઓને લગતા ભેદ તેણે બલદેવસિંહને સમજાવ્યા આથી ખુશ થઇ તે બોલી ઉઠયો–"બસ ! કુમાર ! હવે હુ તમામ ભેદ જાણી ગયો !" તરતજ પાસેથી પણ અવાજ આવ્યો "હું પણ જાણી ગયો છુ !"

"વાચનાર ! જે ઝાડ નીચે તેઓ બેઠા હતા તે બહુજ મ્હોટું હોવાથી તેની ચોતરફ પથરાયલી ડાળીઓથી ત્યા ઝાડી જેવી ઘટા હતી વળી તેઓ ઝાડના થડ તરફ પીઠ કરીને બેઠા હતા, એટલે એક માણુસ થડને ઓથે સંતાઈને ઉભો રહી તેમની વાતચીત સાભળતો હતો, અને ભોયરાનો નકશો પણ તેના જોવામા આવ્યો હતો, એટલે તેનુ બોલવુ સાભળી બ ને જણે ચમકીને પાછળ ફરી જોયુ તો એક માણુસના ન્હાસવાથી ડાળીઓના થયલા ખડખડાટ સિવાય બીજુ કંઈ તેમને જણાયુ નહિ, એટલે કલ્યાણસિંહ બોલી ઉઠયો– "લ્યો ! મૂહુર્તમાજ ગણેશની પધરામણી થઈ ! કુલીનસિંહનો કોઈ અઈયાર હોવો જોઈએ !"

"એમજ હશે ! ફીકર નહીં ! આપણે ધનરાજને બોલાવી તપાસ કરાવીએ !" બલદેવસિંહે જણાવ્યુ, અને તેણે તાળી વજાડી, પણ કોઈ આવ્યુ નહીં, તેમજ કંઈ જવાબ મળ્યો નહીં. આથી તેમની અજાયબી વધી, અને કલ્યાણસિંહે જોરથી સીટી વજાડી, જેનો અવાજ સાભળતા કેટલાક સીપાઈઓ દોડી આવ્યા, અને હાથ જોડી તેમની સામે ઉભા રહ્યા, એટલે બલદેવસિંહે એક સીપાઇને પૂછયુ–"ધનરાજ અત્રે પહેરો ભરતો હતો તે કયા ગયો ? સત્વર તપાસ કરી એને અહીં તેડી લાવ !" આજ્ઞા થતાજ સીપાઇઓ દોડી ગયા, પણ થોડી વારમા પાછા ફરી તેમણે જણાવ્યું– "મહારાજ, આટલામા સરદાર ધનરાજ કયાય દેખાતા નથી !"

"અજાયબ જેવુ છે ! પહેરો મૂકીને દૂર જવાની એને આજ્ઞાજ કોણે આપી હતી ?" બલદેવસિંહ ગુસ્સે થઈ ગયો, એટલામા ધનરાજ ત્યા દોડતો આવી થરથર ધ્રુજતો હાફતો હાફતો બોલ્યો– "મહારાજ ! હુ મ્હોટી આફતમાથી છટકી આવ્યો છુ !"

"પણ પહેરો છોડી તું ક્યાં જતો રહ્યો હતો? આમ બ્હાવરો શા માટે બની ગયો છે?" બલદેવસિંહે પૂછ્યું

"મહારાજ! હું પહેરો ભરતો હતો, એટલામાં એક અજાણ્યા છોકરાએ મારી પાસે આવીને કહ્યું કે, એક સ્ત્રી મને મળવા માગેછે! આથી મેં અજાયબ થઈ તે સ્ત્રી કોણ છે, કયાં છે, અને તેને મારૂં શું કામ છે, એ વિષે તેને પૂછ્યું, ત્યારે જવાબમાં તેણે મને તે સ્ત્રી પાસેથીજ ખુલાસો મેળવવાનું કહ્યું આથી હું તે છોકરા સાથે ગયો તો થોડેક છેટે એક સ્ત્રીને ઉભેલી જોઈ! મહારાજ! શું કહું! એવી ભયાનક સ્ત્રી આજસુધી કદી મેં જોઈજ નહોતી! રાક્ષસી સરખી મ્હોટી લાલ આંખો જોઇને મારાં તો ગાત્રજ શીથિલ થઈ ગયાં! તેના હાથમાં લોખંડનો કાંટાવાળો ભારી દંડ હતો તેની આસપાસ દસેક ભયંકર કૂતરા ઉભા હતા, જે મને જોતાં ભસવા લાગ્યા, પણ તે રાક્ષસીએ તેમને હાક મારી એટલે ચૂપ થઈ ચારે તરફથી મને ઘેરીને ઉભા! મહારાજ! હું બેહદ ડરી ગયો, એટલે તે સ્ત્રીએ મને કહ્યું–"હાથમાંની તલવાર મ્યાનમાં મૂકી દે નહીંતો આ કૂતરાઓ તને ફાડી ખાશે!" મેં તલવાર મ્યાન કરી દીધી, એટલે કૂતરા તરતજ દૂર ખસી ગયા! પછી તેણીએ જણાવ્યું–"હું મ્હારી બહેન માલતીને મળવા આવી છું, માટે તેને મ્હારી પાસે તેડી લાવ!"

"માલતીની બહેન!" બલદેવસિંહે અજાયબી બતાવી

"મહારાજ! મને પણ એથીજ અજાયબી ઉપજી! માલતીની બહેન આવી ભયાનક રાક્ષસી હશે!" ધનરાજે જણાવ્યું–"વળી તેણે આપને તેમજ કુમારશ્રીને પણ પોતાની પાસે તેડી લાવવાનું મને કહ્યું!"

"અમને? શા માટે?' કલ્યાણસિંહે પૂછ્યું

"તે કંઈ મને કહ્યું નહીં! મેં તેને જણાવ્યું કે માલતીને તો હું તેનો સંદેશો પહોંચાડીશ, પણ મહારાજ અને કુમારશ્રી તેની સમીપ આવનાર નથી! આ મ્હારો જવાબ સાંભળતાંજ તે ગુસ્સે થઈ બોલી ઉઠી–"હરામખોર! મ્હારી આજ્ઞા તારે તેમજ તારા મહારાજે માનવીજ પડશે!" મહારાજ! આ સાથેજ એક કૂતરાએ મ્હારા ઉપર છલંગ મારી અને જો તે રાક્ષસીએ તેને રોકયો નહોત તો અત્યારે હું જીવતો રહ્યો નહોત! મ્હારી પીઠ જુઓ!"

આમ કહેતા ધનરાજે પોતાની પીઠ બતાવી, જે જોતા બલદેવસિંહ બોલી ઉઠયો–"અરે તુ તો જખમી થયો છે ! તારા કપડા લોહીથી તરબોળ છે !"

"મહારાજ ! હજી પણ હુ જીવતો રહીશ એવી મને આશા નથી કેમકે, મ્હારે હજી જવાબ આપવાને તેણીની પાસે જવુ છે !" ધનરાજે નિરાશાસહ જણાવ્યુ

"નહીં જાય તો એ આપણા લશ્કરમા આવી ઉત્પાત મચાવશે ?" કલ્યાણસિંહે પૂછ્યુ, એટલામા કૂતરાના ભસવાનો ભયાનક અવાજ થોડેક દૂરથી આવતો સંભળાયો ધનરાજ તો ધ્રુજવા લાગ્યો બલદેવસિંહ તેમજ કલ્યાણસિંહ પણ ધાસ્તીસહ ઉભા થઈ જોવા લાગ્યા, એટલામા માલતી બ્હેબાકળી સરખી દોડતી ત્યા આવી, અને હાફતી હાફતી બોલી—"હમણાજ મે વઈતાળને દીઠો. એ બેધડક અમારી પાલખી પાસે આવી કહી ગયો કે, આજે તે સઘળાના પ્રાણ લીધા વિના રહેનાર નથી ! મહારાજ ! એ આટલી હિંમત કરી આવ્યો તે એકલો નહિજ હોય !"

"પણ તારી પાલખી પાસે એ એકલો આવ્યો ત્યારે આપણા સીપાઇઓને બૂમ પાડી તારે એને પકડાવી દેવો હતો !" બલદેવસિંહે વધુ ગભરાટમા પડી જણાવ્યુ

"મ્હારી પાલખી આગળ પહેરો ભરતા બેચાર સીપાઈઓ વઈતાળને પકડી શકતે ? મહારાજ ! એ કેવો ભયંકર માણસ છે, તે આપ ક્યા નથી જાણતા ?" માલતીએ ધ્રુજતે સાદે જણાવ્યુ.

"ખરેખર ! 'બહાદૂર' બનીને એણે મને ફસાવ્યો હતો તે હજી હુ ભૂલી ગયો નથી !" બલદેવસિંહે જણાવ્યુ—"પોતાના સાથીને કેશરીકુમાર બનાવ્યો તે પણ હુ ઓળખી શકયો નહોતો ! એ ભયંકર અઈયારને દસ સીપાઇઓ કેદ પકડી શકે તેમ નથી ! એ તારી પાસે એકલો આવ્યો એ અજાયબી સરખુ છે !"

"એ એકલો તો નહીંજ હોય !" કલ્યાણસિંહે જણાવ્યું, અને ધનરાજને રાક્ષસી વિષેની તમામ હકીકત માલતીને જણાવવાનુ કહ્યુ ધનરાજે ફરીથી તમામ વાત વિગતવાર જણાવી, જે સાભળી માલતીએ વધુ ગભરાટમા પડી જણાવ્યુ–"અરે ભગવાન ! આ ભયંકર રાક્ષસી મ્હારી બહેન ક્યાથી જનમી વળી ?"

"ત્યારે ઉભા ઉભા જરા એની પાસે જઈને એ શુ કહે છે તે સાભળી તો આવો!" ધનરાજે જણાવ્યુ

"હુ એની પાસે શા માટે જાઉં વળી?" માલતી છણુકો કરી બોલી ઉઠી—"જઈને કહો કે માલતી આવતી નથી!"

"ત્યારે તો તમારી સાથે અમારા મહારાજશ્રીને પણ આફ્તમાં ફસાવવાની આપની ઈચ્છા દેખાય છે!" ધનરાજ ગભીર થઈ બોલ્યો, અને બલદેવસિંહ પ્રત્યે તેણે કહ્યુ—"મહારાજ! એ રાક્ષસીએ જે કઈ કહ્યું તે બધુ તો અદબને ખાતર હુ બોલી શકતો નથી, પણ આપને એક વાત એકાતમા મારે કહેવીજ પડશે!" આ સાભળી માલતી ગભરાટમા પડી, પણ સાથે ગુસ્સે થઈ બોલી—"ધનરાજ! મહારાજ બલદેવસિંહના તમેજ એકલા શુભેચ્છક છો નહીં? એ સ્ત્રી પાસે જવાની તો હિમત ચાલતી નથી, ત્યારે આખા લશ્કરની સરદારી આમજ લેશો કે?"

"હજારો સીપાઈઓની વચમા જઈ તલવાર ચલાવવાની હિમત છે, પણ તમારે માટે મ્હારા શીરછત્રને આફતમા ફસાવવાની અને જીવ જોખમમા નાખવાની તો એક મૂર્ખ પણ હિમત નહીં કરે!" ધનરાજે જણાવ્યુ, અને બલદેવસિંહ તરફ જોઈ નમીને કહ્યું—"મહારાજશ્રીની આજ્ઞા બજાવવાને હુ તૈયાર છુ! આપ પહેલા મ્હારી વાત સાભળો અને પછી ઈચ્છામા આવે તે આજ્ઞા કરો!" આ સાભળી બલદેવસિંહ તેને જરા દૂર તેડી ગયો, એટલે તેણે જણાવ્યુ-"મહારાજ! આપનુ લૂણ ખાઉ છુ, એટલે આપનું બુરૂ નહીં થવા દઉં! માલતી માટે આપનાપર આફ્ત આવી પડે, એ મ્હારાથી કેમ ખમી શકાય? મહારાજ! એ રાક્ષસી સાધારણ સ્ત્રી નથી! તેણો સોગન ખાઈને કહ્યું છે કે, તે એક પ્રહર સુધી આપની શરમ રાખશે, અને એ અરસામા માલતીને આપણે તેની પાસે મોકલીશું નહીં, અથવા આપણાથી જુદી કરીશું નહીં તો તે પોતાના ભયકર કૂતરાઓને આપણા લશ્કરપર છોડી દેશે! મહારાજ! એ કૂતરા સિંહને ફાડી નાખે એવા પ્રચડ જણાય છે! વળી વઈતાળ પણ માલતીને કહી ગયો છે તે ઉપર વિચાર કરો! મહારાજ! માલતીને કોઈ બહાને આપણાથી જુદી કરો! જે કામ માટે આપણે જઈએ છીએ તેમા કુમાર કલ્યાણસિંહજી સિવાય બીજો કોઈ આપણને ઉપયોગી થઈ પડે તેમ નથી! એક સાધારણ

સ્ત્રી માટે આપણે મુશ્કેલીમા શામાટે આવી પડીએ ? પછી તો જેવી આપ મહારાજની ઇચ્છા !"

"ખરૂ છે! હુ પણ એજ વિચારમા–" બલદેવસિંહે જણાવ્યુ તેનું બોલવુ પૂર્ણ થાય તે પહેલા એકાએક વઈતાળ તેમની સામે આવી ઉભો, અને દમામભાજ બોલ્યો-"રાત્રીના અધકારમા મને કદાચ ઓળખી ન શકો એટલા માટે હુ વઈતાળ છુ, એમ જણાવી તમને ચેતવણી આપુ છુ કે એક કલાકની અદર માલતી મને સોપો અથવા તો તેને તમારાથી જુદી કરો નહીં તો હુ તમને જીવતા છોડીશ નહીં !" આટલુ કહી જવાબ મેળવવાને ન થોભતા તે ત્યાથી ચાલ્યો ગયો, અને બલદેવસિહ દીગમૂઢ સરખો જોતો ઉભોજ રહી ગયો તેની આ હાલત જોઈ ધનરાજ બોલ્યો–"જોયુ મહારાજ! એક સ્ત્રીને માટે આવા ભય કર અઈયાર અને પેલી રાક્ષસી સાથે વેર બાધવામા લાભ નથી!"

"ખરી વાત! કલ્યાણસિંહની સલાહ લઈ એનો બ દોબસ્ત કરૂ છુ!" બલદેવસિંહે જણાવ્યુ તેઓ કુમાર અને માલતી બેઠા હતા ત્યા આવ્યા માલતીને તેની પાલખીમા જવાનુ બલદેવસિંહે જણાવ્યુ તેના ગયા બાદ એકાત થતા તેણે કુમારને ધનરાજે જણાવેલી તમામ વાત તેમજ વઈતાળ વિષેની હકીકત જણાવી કલ્યાણસિંહે પણ ધનરાજની સલાહ યોગ્ય જણાવી અને કહ્યુ–"માલતીને દૂર કરવાથી વઈતાળ માટેની આપણી ધાસ્તિ દૂર થશે! આપણી મતલબ તે જાણી ગયો હશે તોપણ ચિ તા નથી કેમકે, આપણુ કામ અડધુ થઈ ચૂકયુ છે! આપણે ત્યા પહોચવાનીજ ખોટી છે! વઈતાળ આપણી પાછળ આવશે તોપણ આપણી ઈચ્છા વગર રત્નપુરના ભોયરામા આવી શકે તેમ નથી! વળી માલતીને લઈ જઈ તેને કયાક રાખવાની અથવા તે મારફત પોતાનુ કઈ કામ પાર પાડવાની એ તજવીજ કરશે, એટલામા આપણે રત્નપુર પહોચી જઈ આપણી ઇચ્છા સફળ કરી દઈશુ!"

"ઠીક ત્યારે હવે માલતીને દૂર કેવી રીતે કરીશું ?" બલદેવસિંહે પૂછ્યુ–"ધનરાજ! તુ કઈ રસ્તો બતાવીશ ?"

"માલતીને કહીએ કે, તે આપણી સંગે રહેશે તો વઇતાળ તેને કદી છોડનાર નથી માટે પુરૂષના વેષમા હુ તેને સહીસલામત બલદેવગઢ પહોચાડી દઈશ!" ધનરાજે જણાવ્યુ

"પણ તુ જાય તો પછી લશ્કરની વ્યવસ્થા કોણ કરશે?" બલદેવસિંહે પૂછ્યું

"મહારાજ! પાચેક ગાઉ હુ એની સાથે જઈશ! પછી થાપ આપી તેને એકલી છોડી હુ આપની સેવામા હાજર થઈ જઈશ!" ધનરાજે જણાવ્યું, એટલે બલદેવસિંહ તેની સામે એકટસે જોઈ બોલ્યો–"ધનરાજ! તારી મતી કેમ બદલાઈ ગઈ છે? તુ બીજો કોઈ ધનરાજ તો નથી? માલતીએ નાણાની મને કેવી મદદ કરી છે તે તુ નથી જાણતો? હજી પણ તેણી પાસે કેટલી બધી દોલત છે! આવી એક દૂઝતી ગાયને હુ તજી દઉ?"

"મહારાજ! હુ જાણુ છુ, પણ આપ શીરછત્રપર આવી પડનારી આફતનો વિચાર કરતા એ દુઝતી ગાય પણ અત્યારે શું કામની?" ધનરાજે જણાવ્યુ-"મહારાજ એક કામ કરીએ! એનાથી આપણે જુદા પડીએ, અને એ આપણા પંજામા પણ રહે, એવો માર્ગ લઈએ! માલતીને હુ મારી સાથે લઇને જંગલમા એક છૂપો પગવાટ છે તે રસ્તે રત્નપુર જાઉં, અને આપ આજ્ઞા કરો ત્યા આપની રાહ જોઉં! વઈતાળ જાણશે કે, માલતીને આપે કહાડી મૂકી છે, ત્યારે તે તેની શોધ કરવા માડશે! આપે પણ અત્રેથી કુચ કરવા માડવી અને માલતીની પાલખીને અત્રેજ રહેવા દેવી, એટલે વઈતાળને માલતી વિષે સંપૂર્ણ વિશ્વાસ આવશે!"

"આ સલાહ ઉત્તમ છે" કલ્યાણસિંહ બોલી ઉઠયો—"રત્નપુર પહોચી કયા મુકામ કરવો એ હુ બતાવુ છુ! રત્નપુરના પહાડની પૂર્વ તરફ મ્હોટા તળાવ પાસે એક ખંડીયેર છે! એ તળાવની પાળપર ઉભો રહી તુ પહાડ તરફ નજર કરીશ તો એક ઠેકરા સરખો પર્વતનો ભાગ બહાર નીકળી આવેલો દેખાશે, જેના ઉપર એક ગંભીર વડનુ ઝાડ છે! આ ઝાડના થડ પાસે એક ગુફાનુ મુખ છે, ત્યા તમે અમારી રાહ જોતા બેસજો કેમકે, એ ગુફામા થઈનેજ આપણે ભોયરામા પ્રવેશ કરીશું!" આટલુ કહી તે બલદેવસિંહ પ્રત્યે બોલ્યો–"આપ માલતીને બોલાવી તમામ હકીકત જણાવો, અને તે કબૂલ થાય તો હુ ધનરાજને એ ગુફા આગળ પહોચવાનો માર્ગ બતાવુ!"

બલદેવસિંહની આજ્ઞાથી ધનરાજ માલતીને તેડી આવ્યો, એટલે કલ્યાણસિંહે તેને સર્વ હકીકત જણાવી. તે ધનરાજ સંગે

જવાને કબૂલ થતા કલ્યાણસિંહે ધનરાજને ગુફાના માર્ગ વિષે સંપૂર્ણ હકીકત જણાવી, એટલામા તે પુરૂષનો પોશાક પહેરી સજ થઈ ગઈ તરતજ બે ઘોડા તૈયાર કરવામા આવ્યા, અને ધનરાજ અને માલતી તેમના પર સ્વાર થઈ છૂપી રીતે રવાના થયા ચારેક ગાઉ સુધી તેઓ ઉતાવળે મુસાફરી કરી ગયા એ દરમ્યાન એમની વચ્ચે કઈ વાતચીત થઈ નહીં પછી તેઓ ખુલ્લા મેદાનમા જઈ પહોચ્યા, જ્યા છેટે છેટે એકાદ ઝાડ જણાતુ હતુ આબાના એક મ્હોટા ઝાડ આગળ જઈ પહોચતા ધનરાજે પોતાના ઘોડાને ઉભો રાખી કહ્યુ–"મારા પેટમા એકાએક દુખાવો ઉપડી આવ્યો છે, માટે અત્રે આરામ લઈએ તો ઠીક !"

"ભલે, પણ કદાચ વઈતાળ આવી પહોચશે તો ?"

"વઈતાળને આ માર્ગજ જડે તેમ નથી એટલે આવશે ક્યાથી ? પણ માલતી, તમે વઇતાળથી એટલા બધા ડરો છો–"

"થોડા દીન પહેલા વઇતાળ મ્હારાથી ડરતો હતો–"

"તેના કાગળો તમારા કે નાનુના કબજામા હતા તેથી–"

"એ ભેદ તમે ક્યાથી જાણો છો ?" માલતીએ ચમકીને અજાયબીસહ પૂછ્યુ,

"અત્રે બેસીએ તો કહુ !" આમ કહેતા ધનરાજ ઘોડા પરથી નીચે ઉતરી પડયો માલતી પણ ઉતરી, અને ઘોડાઓને ઝાડના થડ સાથે બાધી તેઓ ત્યા બેઠા મધરાત વીતી ગઈ હતી ખુલ્લા મેદાનમા ચાદની છવાઈ રહી હતી, થોડીવાર ચૂપ બેઠા બાદ માલતીના પૂછવાથી ધનરાજે જણાવ્યુ–"વઈતાળ સાથે મારે ઓળખાણ હોવાથી તેણેજ પોતાના કાગળો વિષે મને કહ્યુ હતુ, તેમજ નાનુ પાસેથી તે કેવી રીતે હાથ કીધા તેની પણ હકીકત તેણે જણાવી હતી, તે તો તમે પણ જાણતા હશોજ !"

"હુ ક્યાથી જાણુ ? હુ કેટલાક માસ કમલીનીના કેદખાનામા હતી ! ત્યાથી છુટીને બીજા કામોમા રોકાઈ ગઈ હતી !"

• "ઓફ ! પેટમા બહુ ચૂક આવે છે ! જરા દુખાવો નરમ પડે તો હુજ કહુ છુ !" આમ કહી ધનરાજ ચૂપ થઈ ગયો તે લગભગ કલાકેક સુધી મુગો બેઠો પણ તે જાણે એક દુશ્મન પાસે બેઠો હોય તેમ માલતી તરફ સાવધાનીથી જોયા કરતો હતો વળી કોઇના આવવાની રાહ જોતો હોય તેમ તે વારવાર મેદાન તરફ

નજર કરતો હતો તેની આ રીતભાતથી માલતી અજાયબ થઈ, એટલામા બે માણસો જોરથી દોડતા તેમની તરફ આવતા જણાયા

"આ તરફ આ બે કોણ આવેછે?" માલતીએ પૂછ્યુ

"બેમાથી એક તો ધર્ઈતાળ છે!"

"જાઓ, જાઓ! મારી મશ્કરી કરો છો!"

"અરે! ખરૂ જ છે, અને હું પણ કઈ તમારો ધનરાજ નથી પણ વર્ઈતાળનો મિત્ર અને ઇંદ્રદેવનો અઈચાર સૂરજસિંહ છુ!" આ સાભળતાજ માલતી ચમકી ગઈ તેણે ઝડપથી પોતાનો ડાહાબો હાથ સૂરજસિંહના મુખ તરફ લબાવ્યો પણ સૂરજસિંહે તેનુ કાડુ પકડી લીધુ વાચનાર! નાનુના જેવીજ ઝેરી હીરાવાળી વીંટી માલતીની આગળીમા હતી, જેથી વેષધારી ધનરાજને જખમી કરી મારવાને તેણે પોતાનો હાથ લબાવ્યો હતો, પણ તેમા તે ફાવી નહીં, એટલામા વઈતાળ અને તેનો સાથી ત્યા આવી પહોચ્યા. હવે માલતીએ પોતાને સાક્ષાત યમદેવના પજામા સપડાયલી જોઈ, એટલે તેઓ જેમ કહે તેમ કરવાને તે તૈયાર થઈ આજીજી કરવાથી વઈતાળ પોતાને છોડે તેમ નથી, એવુ તે સારી પેઠે જાણુતી હોવાથી તે કઈ બોલી નહીં તેના હાથપગ બાધીને કેદી બનાવ્યા બાદ સૂરજસિંહે વઈતાળને કહ્યુ—"હવે તમે એને તમારા ઘોડાપર બેસાડી તમારે ઘેર લઈ જઈ બરોબર કેદ કરી સત્વર મને આવી મળો!"

"અને પેલા ધનરાજને બેહોશ કરી મૂકી આવ્યા છીએ તેનો શો બદોબસ્ત કરીશું?" વઈતાળે પૂછ્યુ

"એને હાલ આપણા પજામાજ રાખવો! ધનરાજ તરીકે રાજા બલદેવસિંહ સાથે રત્નપુરના ભોયરામા જઈ એ દુષ્ટોનાં કામમા વિઘ્ન નાખવાનો મારો વિચાર છે!" સૂરજસિંહે જણાવ્યુ, અને બલદેવસિંહ તેમજ કલ્યાણુસિંહ સાથે પોતાને જે વાતચીત થઈ હતી તે પણ તેણે વઈતાળને જણાવી.

"ત્યારે તો ધનરાજને હુ મારે ઘેર ઉપાડી જાઉ છુ!" વઈતાળે જણાવ્યુ, અને સૂરજસિંહના સાથીને બતાવતા કહ્યુ—"આને તમે માલતી બનાવી સાથે લઈ જાઓ છો કે?—"

"હા, કલ્યાણુસિંહે કહેલે સ્થળે પહોચી અમે તેમની રાહ જોઈશુ! ખબર મળવા મુજબ ખીજરખા હાલ રત્નપુરમાં છે, અને

કુમાર કલ્યાણસિંહ તેની મદદ મેળવવાની તજવીજ કરશે ! પોતાના મિત્રનો પુત્ર સમજી ખીજરખા તેને મદદ કરે તો મહારાજ કુલીનસિંહને મ્હોટું નુકસાન થવાનો સભવ છે !–"

"હુ તમારા કહેવાની મતલબ સમજ્યો !" વઈતાળ બોલી ઉઠયો—"આ કામમાથી પરવારી હુ ઉતાવળે રત્નપુર જઇ ખીજરખા ઉપર નજર રાખીશ ! પણ હુ રત્નપુરમા હોવાની મહારાજ કુલીનસિંહજીને ખબર પડશે તો બલભદ્રસિંહની ભાળ મેળવ્યા વગર ત્યા જવા માટે મને શીક્ષા કરવામા આવશે, એટલો ભય છે !" આમ કહી તેણે માલતી તરફ જોયુ સૂરજસિંહે તેને એ માટે બેફીકર રહેવાને જણાવ્યુ બલભદ્રસિંહનુ નામ સાભળતા માલતીએ ચમકી ગભરાટમા પૂછ્યુ—"બલભદ્રસિંહ કોણ ?"

"લક્ષ્મીદેવીના પિતા ! એમની ભાળ મેળવવાનેજ અમે તને કેદ પકડી છે !" વઇતાળે જણાવ્યુ

"મારે એની સગે શો સબ વ છે ?" માલતીએ જણાવ્યુ "એ કોણ અને કયા છે તેમજ લક્ષ્મીદેવી કોણ તે હુ શુ જાણુ ?"

"સમય આવતા સઘળુ જણાશે ! લક્ષ્મીદેવીને મળવા તમે રત્નપુર જતાજ હતા હવે બલભદ્રસિંહ અને ઇદીરાનો મેળાપ હુ કરાવીશ ! ગભરાય છે શા માટે ?" વઈતાળે જણાવ્યુ માલતી બ્હેબાકળી બની ગળગળે સાદે બોલી ઉઠી-"ઇદીરા ! ના, ના ! હુ નથી ઓળખતી ! એ તમને મળી ? ! એણે મારે માટે ફરીયાદ કરી શું ? અરે ! હુ તો એનાપર પ્રેમ દાખવતી હતી ! કોઇએ એને ઉંધુ સમજાવ્યુ હશે અથવા બેહદ સકટ ખમવાથી તે ગાડી થઈ ગઈ હશે ! મ્હારૂ સ્વરૂપ ધરીને કોઈએ એ બીચારીને ઠગી હશે ! ખરેખર ! એને દુ ખ દેનાર હુ નહોતી–બીજી કોઈ હતી ! તેનુ નામ પણ હું તમને કહીશ ! હાય ! ઇદીરા ! હુ તો મથુરા ગઈ હતી ! અરે ! મ્હારા પેટમા ચુ ક ઉપડી આવી !" તેના આ ઢોગ તેઓ સમજી ગયા તરતજ વઈતાળ તેને ઓષધ સુઘાડી બેહોશ કરી તેનાજ અશ્વ ઉપર બાધી પોતે તેપર સ્વાર થઈ પૂર્વ દિશા તરફ રવાના થયો, અને સૂરજસિંહ પોતાના સાથીને માલતીનુ સ્વરૂપ ધારણ કરાવવામા ગુથાયો

——*——

# પ્રકરણ ૨ જું.



## ખીજરખાંની નેકી.

ખીજરખાએ પોતાની ભૂલ માટે માફી માગવાથી તેને રત્નપુરના કીલ્લામા એક મહેમાન પેઠે રાખવામા આવ્યો હતો, એ આપણે જાણી ગયા છીએ તેને માટે વિશાળ દીવાનખાનામા ગોઠવણ કરવામા આવી હતી દીવાનખાનાની બને બાજુએ બે ઓરડા હતા, અને તેની બહાર બને તરફ ચોક હતા એક ઓરડામા શયનગૃહ હતુ, અને બીજામા નહાવાધોવા તથા કપડા પહેરવા, વીગેરેની ગોઠવણ હતી આ નહાવાના ઓરડામા મહેલના પાછલા ભાગમા જવા માટે એક દ્વાર હતુ. તે બધ રાખવામા આવ્યુ હતુ, અને તેની કુચી મહેલના રખેવાળ પાસે હતી શયનગૃહ તરિકે વપરાતા ઓરડામા માત્ર એકજ દરવાજો હતો, જે સિવાય ત્રણે તરફની ભીંત અબનુસના લાકડાની હતી વાચનાર! જે રાત્રે રાજા કુશીનસિંહ, ઇદ્રદેવ અને ચતુર, વગેરે ભોયરાની સહેલ કરવાને ગયા હતા, અને એકાએક આફતમા સપડાઈ ગયા હતા, તે રાત્રીએ આપણે ખીજરખાના દીવાનખાનામા નજર કરીએ બે પ્રહર રાત વીતવા આવી હતી ખીજરખા ઉચી ગાદી ઉપર આડે પડખે પડી એક પુસ્તક વાચતો હતો તકીયાની પાછલી તરફ સગેમરમરની એક ચોકી ઉપર દીપક પ્રકાશી રહ્યો હતો, એટલામા શયનગૃહમાના પલગની સાથે કોઈ અથડાયુ હોય એવો એકાએક અવાજ સભળાયો આથી ચમકીને ખીજરખાએ હાથમાનુ પુસ્તક જમીનપર મૂકી દઈ બેઠા થઇને દ્વાર તરફ જોયુ પરદો ખસેડીને કલ્યાણસિંહ આવતો જોઈ તેને ઓળખતાજ તે અજાયબીસહ ઉભો થઈ બોલી ઉઠયો–"કોણ કુમાર કલ્યાણસિંહ ?"

"હાજી !" કલ્યાણસિંહે સલામ કરી જવાબ આપ્યો

"આ દીવાનખાનામા થઈને તમે એ ઓરડામા કયારે ગયા ? અને કેમ ખબર પડી નહીં ?" ખીજરખાએ પૂછ્યુ

"હુ બહારથી એ ઓરડામા ગયો નથી !–"

"પણ ઓરડામા બીજો કયાય રસ્તો તો નથી !"

"રસ્તો છે, પણ આપ તે જાણતા નથી! દીવાનખાનાના દ્વાર પહેલા બધ કરૂ પછી આપણે વાત કરીએ!" આમ કહી કલ્યાણસિંહે દીવાનખાનાના ત્રણે દરવાજા બધ કર્યાં, અને ખીજરખા પાસે આવ્યો, એટલે તેણે તેને પૂછ્યુ—"દરવાજા બધ કર્યાં તે તમે ડરો છો શું? મને લાગે છે કે, મહારાજ કુલીનસિંહજીની મરજીથી તમે કેદખાનામાથી છુટયા નથી, પણ કોઈની મદદથી છૂપી રીતે વિજયગઢના કેદખાનામાથી નહાસી આવ્યા છો!"

"એમજ છે!" કલ્યાણસિંહે જણાવ્યુ

"તમે કેવી રીતે છુટયા અને અહીં શા માટે આવ્યા છો?"

"એ બધુ કહેવાનો હાલ સમય નથી! રાજા બલદેવસિંહે પોતાના કામ માટે મને છોડાવ્યો છે! હવે આપ અમને મદદ કરો તો આજેજ રાજા કુલીનસિંહ ઉપર પિતાજીનુ વેર વાળુ!"

"આ તમારી નાદાની છે! કુમાર, તમે બાળક છો, એટલે આસપાસનો વિચાર કરતા નથી! મહારાજ કુલીનસિંહ સાથે દુશ્મનાઈ કરી પોતાને હાથે પગમા કુહાડી મારશો! પ્રતાપી રાજા સંગે લડીને કોઇ ફત્તેહ પામે તેમ નથી, તેમજ એના અઈયારો આગળ કોઈની ચાલાકી ચાલનાર નથી!"

"આપનુ કહેવુ ખરૂ છે, પણ અત્યારે રાજા કુલીનસિંહ અને તેના અઈયારો અમારા પજામા સપડાઈ ગયા છે!"

"કેવી રીતે?"

"રાજા કુલીનસિંહ અઈયારો અને કિશોરી, વગેરે સહિત ભોયરામા ગયો છે, એ આપ જાણતા હશો! તેમના ત્યા જવા પહેલા અમે થોડાક સીપાઈસહ આવી પહોચ્યા હતા, અને છૂપે રસ્તે કીલ્લામા દાખલ થઇ તે હાથ કરવાની ઈચ્છા હતી, પણ ઈશ્વરે અમારા પજામા સપડાઈ જવાને તેમને અમારી પાસે મોકલી આપ્યા, જેથી અમારૂ કામ સહેલુ થઈ પડયું! રાજા બલદેવસિંહે અમારી સેનાથી દુશ્મનોને ઘેરી લીધા છે, અને હુ સુરગને છૂપે માર્ગે આપના શયનગૃહમા પ્રવેશ કરી આપની મદદ મેળવવા આવ્યો! બલદેવસિંહે અત્યાર સુધીમા ભોયરામા દુશ્મનોને કેદ કીધા હશે અથવા મારી નાખ્યા હશે! હવે આપ મદદ કરો તો જોતજોતામા હુ કીલ્લામા મારી સત્તા બેસાડી દઉ!"

"કુમાર ! ભોયરાના છૂપા ભેદ તમે જાણુતા હોવાથી મહારાજ કુલીનસિંહજી, વગેરેને તમે ઘેરી લીધા હશે, પણુ તેમની સાથે આજે ઇંદ્રદેવ છે તેનો કંઈ વિચાર કીધો ? તમારા પિતાજી કરતા પણુ ભોયરાના વધુ ભેદ ઇંદ્રદેવ જાણે છે, એમ ખુદ તમારા પિતા કહેતા હતા, તે યાદ છે કે ?" ઇંદ્રદેવનુ નામ સાભળતાજ કલ્યાણુસિંહનો જુસ્સો નરમ પડી ગયો તે વિચારમા પડી ગયો, એટલે વળી ખીજરખાએ કહ્યું–"મહારાજ કુલીનસિંહ, વગેરેને તમે કેદ કરી શકો, એમ હું ધારતોજ નથી ! તમે એકલા મારી મદદથી અત્રે શું કરી શકશો ?'

"હું અત્રે એકલો નથી આવ્યો !" કલ્યાણુસિંહ બોલી ઉઠયો—"મારી સાથે સો બહાદુર સીપાઈ છે ! આપની આજ્ઞા થતાજ તેઓ આપના શયનગૃહમાથી બહાર આવશે ! રાજા અને સરદારની ગેરહાજરીમા કીલ્લામા બેફીકર પડેલા પાચસો સીપાઈ ઉપર આપણે સો બહાદુર સીપાઇઓ સહિત હુમલો કરી શું ફત્તેહ નહીં પામીશુ ? રાજા કુલીનસિંહ સાથે ઇંદ્રદેવ હોવાથી તેમને પકડવાનુ કદાચ મુશ્કેલ થઈ પડશે, તોપણુ ભોયરાના સઘળા દ્વાર મે બધ કરી દીધેલા હોવાથી તેઓ બહાર નીકળી શકશે નહીં, અને ભુખ તરસથી ત્યાજ મરશે ! કીલ્લામા આપણી સત્તા—"

"એ આશા ફોકટ છે !" ખીજરખા વચમા બોલી ઉઠયો—"કુમાર ! બહાદુરીનું તમને અભીમાન ભલે હોય, પણુ મહારાજ કુલીનસિંહજીના પ્રબળ પ્રતાપના પ્રકાશતા સૂર્યનુ તેજ તમારા હાથથી ઢાકી શકો તેમ નથી ! આ કીલ્લામા રહેનાર કોઈ તેમની નેકી ભૂલી જઈ તમારો સાથી થશેજ નહીં ! મહારાજ કુલીનસિંહ સરખા સત્યવાદી, દયાળુ અને ભલા રાજાની સામે થઈ તમને કોઈ મદદ કરશે નહીં ! હુ એક દુશ્મન દાખલ અત્રે આવ્યો હતો, પણુ મારી તમામ ભૂલો માફ કરી એ ભલા મહારાજાએ મને પોતાનો મહેમાન બનાવ્યો, એ તેમનો મારા ઉપર કેટલો ઉપકાર ? એવા બહાદુર, ન્યાયી અને રહમદીલ રાજા સાથે કદી દગો નહીંજ કરૂ ! એવા રાજાની તાબેદારીમા પણુ મોટુ માન છે ! તમે મારા વહાલા દોસ્તના કુમાર છો તેથી શું ? તમારો બાપ પણુ રાજા કુલીનસિંહ સાથે દગો રમ્યો હતો ! હવે મારી સલાહ માની તમે એમ ન કરો ! રાજા કુલીનસિંહ વેર બાધવાને

નહીં પણ દર્શન કરવાને લાયક છે! તમારા તમામ ગુન્હા માફ કરાવી રત્નપુરનુ તમારૂ રાજ એ મહારાજાની તાબેદારી કબૂલ કરીને હુ તમને પાછુ અપાવીશ !"

"બહાદુર ખીજરખા! આપને મુખે આવા શબ્દો સાભળવાની મને બીલકુલ આશા નહોતી! આપે હિમત અને તેજ આમ તદન ખોઈ દીધા હશે, એમ હુ ધારતો નહોતો! રાજા કુલીનસિહના આપ ખુશામતીયા થઈ ગયા હશો, એવો સ્વપ્ને પણ મને ખ્યાલ આવ્યો નહોતો! જે રાજાના કુમારે આપની પુત્રીની લાજ લુટી તેની તાબેદારી કરતા આપને શરમ નથી આવતી ?"

"નાદાન કુમાર! તારા ઝેરી શબ્દોથી મારા દીલમા બેઈમાની-દગલબાજીનુ ઝેર હવે દાખલ થનારજ નથી! ગોહરની યાદથી મારા દીલની ખરી-ન્યાયી આખોને ફોડીને ભલાઇની દુનિયામા તુ હવે મને અધ બનાવી શકે તેમ નથી! એ નીચ છોકરીએ મારી આબરૂને ધૂળ કરી નાખી! એ પકડાઈને સજા પામે અથવા હમેશને માટે આ દુનિયામાથી દૂર થાય, એમ હુ ઈચ્છુ છુ! એક બદકાર માટે ભલાની સાથે બુરાઈ કરવી, એક અધર્મ કરનાર માટે એક ધર્મચુસ્તનુ ખુન કરવુ, એક બેઈમાન માટે કોઈ ઈમાનદારનુ સત્યાનાશ કાઢવુ, એક દગલબાજ માટે વિશ્વાસઘાત કરવો, એ આ ખીજરખાનુ કામ નથી! તમે ખરા બહાદુર અને દુનિયામા નામ કહાડો એવા જુવાન છો, એમ ધારી હુ તમારે માટે રાજા કુલીનસિહજીને ભલામણ કરનાર હતો, પણ હવે ખાત્રી થઈ કે, તમારા નસિબની હોડી બલદેવસિહના તોફાનમા સપડાઈ અચાનક ખડક સાથે અથડાઈ ભાગી જવાની તૈયારીમા છે! કુમાર! તમે હવે અહીંથી ચાલ્યા જાઓ! મારી તરફની જરા પણ આશા રાખશો નહી! તમારા બાપ મારા દોસ્ત નહોત તો—"

"ખીજરખા! આ ટાહેલુ સાભળવાનો હાલ વખત નથી! રાત થોડી ને વેષ ઘણા! ટુક સમયમા કામ ઘણા કરવાના છે, માટે કહો કે, આપ તરફની હુ કઈ આશા રાખુ કે નહીં ?"

"નહી! વળી એ પણ યાદ રાખજો કે, તમને રાજા કુલીનસિહનુ બુરૂ કરતા જોઇને હુ મુગો બેસી પણ રહીશ નહીં!"

"તો શું આપ અમારા દુશ્મન બનશો ?"

'બેશક! દુનિયા જેને ચાહે અથવા જેને માને આપે, તેની સાથે વેર બાંધવુ, એ ખોટુ છે! જેનુ હૈયુ ફુટી ગયુ હોય, જેને દુનિયામા આબરૂ મેળવવાની હોશજ ન હોય, જેને માટે કોઈને લાગણી ન હોય, તેવાના દુશ્મન બનવામા ખોટુ નથી!"

"ત્યારે સૌથી પહેલા મારે તમારોજ બંદોબસ્ત કરવો પડશે!" કલ્યાણસિંહ ગુસ્સાથી હોઠ પીસતો બોલી ઉઠયો. બીજરખા કંઈ જવાબ આપે તે પહેલા બહાર એકાએક અવાજ સંભળાયો—"તારાથી થાય તે કરી લેજે!" આ અવાજે બંનેને ચમકાવી દીધા સમય ગૂમાવવો યોગ્ય ન ધારી કલ્યાણસિંહે ઓરડા તરફ જઈ તાળી વજાડી તે પોતાના સાથીઓને બોલાવતો હશે, એમ ધારી બીજરખાએ પોતાના સાથીઓને મદદ માટે બોલાવવા દીવાનખાનાનો દરવાજો ઉઘાડી નાખ્યો તો એક બુરખાવાળો પુરૂષ પોતાના હાથમાનુ ખંજર ચમકાવતો દીવાનખાનામા દાખલ થયો, જેને બીજરખાએ અજાયબીસહ પૂછયુ—"તમે કોણ છો?"

"તમારો મદદગાર!" બુરખાવાળા પુરૂષે જવાબ આપ્યો, એટલામા કલ્યાણસિંહે મદદ માટે બોલાવેલા કેટલાક સીપાઇ હાથમા ખુલ્લી તલવારે શયનગૃહમાથી દીવાનખાનામા ધસી આવતા જણાયા તેમની સામે બીજરખાને મદદ કરવાને પેલો બુરખાવાળો પુરૂષ એકલોજ હતો, છતા તેણે તેને ઉતાવળે જણાવ્યુ—"આપ મદદ માટે કોઇને બોલાવશો નહી! હુ એકલોજ એમને પૂરો પડીશ! મારા કહેવાપર આપને વિશ્વાસ નહીં આવે તો આપ ઉતાવળે દીવાનખાનાની બહાર ચાલ્યા જાઓ!" કલ્યાણસિંહના સંખ્યાબંધ સાથીઓની સામે એકલો બુરખાવાળો પુરૂષ ટક્કર લેવાની હામ ભીડે એ માની શકાય તેવુ નહોતુ, પણ બીજરખા પોતે બહાદુર અને હિંમતવાન હોવાથી તેના કહેવા ઉપર તેને ભરોસો આવ્યો, અને બીજા કોઈને બોલાવવાની તજવીજ ન કરતા તે ગાદી તળેથી પોતાની તલવાર ઉપાડી લઈ લડવાને તૈયાર થઈ ગયો વાચનાર! આ બુરખાવાળો પુરૂષ વઈતાળ હતો સૂરજસિંહની સુચનાનુસાર તે બીજરખા ઉપર દેખરેખ રાખવાને ત્યા આવ્યો હતો કલ્યાણસિંહને બીજરખા મદદ કરવાને તૈયાર થઈ જશે, એમ તે ધારતો હતો, પણ દીવાનખાનાની બહારથી તેણે

તેમની વાતચીત સાંભળી હતી ખીજરખા ભલો અને ન્યાયને ચાહનાર ખરો બહાદુર છે, એમ તેની ખાત્રી થતા તે તેને મદદ કરવા તૈયાર થયો તેની પાસે કમલીનીએ આપેલુ તીલસ્મી ખંજર હતુ, એટલે કલ્યાણસિંહના સંખ્યાબંધ સીપાઈઓની સામે થવાની તેણે હિંમત કરી કલ્યાણસિંહ તેને મારવાને જેવો તેની તરફ ધસ્યો તેવોજ તેણે પોતાના મુખ ઉપરનો બુરખો ઉંચો કરી મ્હોટે અવાજે કહ્યુ—"આજ ઘણે દિવસે તમે સર્વ વઈતાળની સામે આવ્યા છો માટે સંભાળથી લડજો !" આમ કહી તેણે કોઈને પણ મારી નાખ્યા સિવાય સઘળાઓને કેદ પકડવાની ધારણાથી તીલસ્મી ખંજરનો દુશ્મનોપર ઉપયોગ કરવા માડયો સૌથી પહેલા તેણે કલ્યાણસિંહના જમણા હાથ ઉપર ખંજરનો ઘા કર્યો, જેથી તેનુ કાડુ કપાઈ ગયુ, અને તેમાની તલવાર દૂર જઈ પડી વળી તે સાથેજ તીલસ્મી ખંજરની અસરથી તેના શરિરમા વીજળીનો ચમકારો લાગતાજ તે બેહોશ થઈ પડયો કલ્યાણસિંહ અને તેના સાથીઓએ વઈતાળનુ નામ સાંભળતા તેમની અગ્ધી હિંમત નાશ પામી ગઈ કલ્યાણસિંહ બેહોશ થઈ જમીનપર પડયો કે, એક સીપાઈએ વઈતાળને મારવાને તલવાર ઉગામી, પણ તેનો ઘા પોતાના ખંજર ઉપર ઝીલી લઈ તેણે ઝડપથી તેના શરિરને ખંજર લગાડયુ, કે તરતજ તેની તલવાર ભાગી જવા સાથે તે પણ બેહોશ થઈ જમીનપર પડયો એ અરસામા ખીજરખાએ પણ પોતાનાપર ધસી આવનાર બે સીપાઈઓને માર્યા હતા દીવાનખાનામા ખુલ્લે હાથે લડાય તેમ ન હોવાથી વઈતાળને લડવાનુ ઠીક ફાવ્યું ખીજરખાએ ચાર સીપાઈઓને પાડયા તેટલા વખતમા વઈતાળની ચાલાકીથી વીસેક સીપાઈઓ બેહોશ થઈ પડયા વઈતાળ તેમજ ખીજરખા પણ સ્હેજ જખમી થયા હતા, તેથી દુશ્મનો પોતાના સાથીઓને પડતા જોઈ કદાચ વધુ ઉશ્કેરાઈ જાય અને જીવપર આવી લડવા માડે તો ખીજરખા તેમની સામે ટકી શકે તેમ ન હોવાથી આ ઝપાઝપીનો ઉતાવળે અંત આણવાનુ વઈતાળને વ્યાજબી લાગ્યુ

પોતાના સાથીઓને જખમી થયા વિનાજ બેહોશ થઈને પડતા જોઈ દુશ્મનો બેહદ અજાયબ થયા તેમણે ધાર્યું કે, વઈતાળ બહાદુર અને લડાયક હોવા સાથે કોઈ ઈષ્ટદેવની પણ તેને સહાયતા હોવી

જોઈએ ! આથી તેમણે નહાસવાનો વિચાર કીધો, પણ તેમની અજાયબી વચ્ચે જે રસ્તે તેઓ આવ્યા હતા તે બંધ થઈ ગયો હતો આથી ઝપાઝપીમાં પીઠ દેખાડનારની વધુ દુર્દશા થઈ! એક તરફથી કેટલાક સીપાઇઓ ખીજરખાની તલવારનો ભોગ થઈ પડયા, જ્યારે બીજી તરફ વઈતાળે તીલસ્મી ખંજરનો હાથો દબાવ્યાથી ત્યાં ચમકાટ પેદા થયો, અને નહાસતા સીપાઇઓની આંખો અંજાઈને બંધ થઈ ગઈ તરતજ વઈતાળે બાકીના સીપાઈઓને ખંજર લગાડી જોતજોતામાં બેહોશ કરી નાખ્યા આ ઝપાઝપીની ગરબડ મહેલની બહાર સંભળાવાથી પહેરાપરના સીપાઈઓમાનો એક ઉપર ચ્હડી આવ્યો, અને ત્યાનો રંગ જોઈ ઉતાવળે નીચે દોડી જઈ તેણે તે વિષેની પોતાના સાથીઓને ખબર આપી ક્ષણવારમાં કીલ્લામાં એ વિષેની ખબર પ્રસરી ગઈ, અને તરતજ રાજા કુલીનસિંહના સંખ્યાબંધ સીપાઈઓ ખીજરખાના દીવાનખાનામાં ધસી આવ્યા આ સમયે ઝપાઝપીનો અંત આવી ગયો હતો, અને વઈતાળ પોતાના મુખપર બુરખો ઢાકી દઈ જમીનપર પડેલા દુશ્મનો તરફ જોતો ખીજરખાની પાસે ઉભો હતો કુલીનસિંહના સીપાઇઓને જોતા ખીજરખાએ તેમને કહ્યું–"ભોયરાને છુપે રસ્તે મહારાજ કુલીનસિંહજીનો દુશ્મન કલ્યાણસિંહ આ સિપાઈઓ સહિત કીલ્લો સર કરવાને આવ્યો હતો ! આ બહાદુરની મદદથી હું પણ બચી ગયો, અને એ બદકારની આ હાલત થઈ છે ! હવે તમે દુશ્મનોમાંથી જે જીવતા હોય તેમને કેદખાનામાં ઉપાડી જાઓ, અને મરણ પામેલાઓને ઠેકાણે પાડવાનો બંદોબસ્ત કરી અત્રેથી સાફ કરી નાખો !" તેની આ આજ્ઞા મૂજબ સીપાઈઓ કામે વળગ્યા, એટલે ખીજરખા પોતાના શયનગૃહનો દરવાજો બંધ કરી વઈતાળનો હાથ પકડી તેને બહાર કઠેરામાં તેડી ગયો, અને એક બાજુએ ઉભા રહી તેઓ વાતચીત કરવા લાગ્યા

"બહાદુર વઈતાળ ! આ વખતે આપ અહિં આવી પહોચવાથી ફક્ત મારી જીંદગીજ બચી નથી, પણ સાથે મહારાજ કુલીનસિંહને પણ મોટો લાભ થયો છે !" ખીજરખાએ આનંદાવેશમાં જણાવ્યું–"પણ આપ અત્રે આવી શકયા, એ અજાયબી પમાડનારૂં છે! આપને કોઇએ અટકાવ્યા કેમ નહીં ?"

"મને કોઈ રોકી શકે તેમ નથી !" વઈતાળે જવાબ આપ્યો- "ચતુરસિંહજીએ મને એક એવી વસ્તુ આપી છે કે, તેની મદદથી મહારાજશ્રીના મહેલ સિવાય તેમની હકુમતના કોઈપણ ભાગમા હુ જઈ શકુ છુ ! અત્રે હુ કેવી રીતે આવી પહોચ્યો તે આપને જણાવુ છુ ! મને તેમજ ઇદ્રદેવના અઈયાર ગૂરજસિંહને ખબર મળી કે, બલદેવસિંહ અને કલ્યાણસિંહ મહારાજશ્રીના કેદખાનામાથી નહાસી જઈ લશ્કર સહીત તીલસ્મી ભોયરાને રસ્તે રત્નપુરના કીલ્લામા છુપી રીતે દાખલ થઈ ઓચીંતો હલ્લો કરનાર છે ! આથી તેમની ધારણા નિષ્ફળ કરવાની અમે તજવીજ કરવામા શુ થાયા ! સૂરજસિંહ છુપે વેષે દુશ્મનોની સાથે ભોયરામા ગયો છે, અને હુ બહારનો બંદોબસ્ત કરવા અત્રે આવ્યો આ સમયે કીલ્લામાના તમામ સીપાઇ સજ થઇને ઉભા છે, તોપો તૈયાર રાખવામા આવી છે, અને અઈયારો પણ પોતાની તજવીજમા પડયા છે ! સર્વ બદોબસ્ત કરીનેજ હુ આપની પાસે આવ્યો હતો ! ભોયરામા કેવો મામલો છે, એ મને ખબર નથી !"

"ભોયરામા દુશ્મનોએ ઉત્પાત તો મચાવ્યોજ હશે ! અરેરે ! મહારાજ, વગેરે પણ આજે ભોયરામા ગયા છે !-"

"એ ખબર જાણી મારો જીવ પણ ઉંચો થઈ રહ્યો છે, પણ ભોયરાના છુપા ભેદ હુ જાણતો નથી તેમજ તેના આડા અવળા રસ્તાઓથી પણ અજાણ હોવાથી લાચાર છુ, નહિ તો ભોયરામા જઇને મારી બહાદુરી અને ચાલાકી બતાવી હોત !"

"આ વખતે ભોયરામા જઇને મહારાજને મદદ કરવાને હુ અશક્ત છુ, એ માટે મને દીલગીરી લાગે છે ! અરે ! કલ્યાણસિંહ જે રસ્તે મારા દીવાનખાનામા આવ્યો તે રસ્તો પણ બધ થઈ ગયો છે ! એ માર્ગ કોઈ દુશ્મને તો બધ નહીં કીધો હોય ?"

"મને પણ એમજ લાગે છે !" વઈતાળે જણાવ્યુ, અને કઈ વિચારમા ક્ષણવાર ચૂપ રહી તે બોલ્યો-"એક રસ્તો મને સુઝે છે ! અત્રે મજબુત બદોબસ્ત છે, માટે જે ગુફાને માર્ગે દુશ્મનો ભોયરામા દાખલ થયા છે, તેના મુખ આગળ આપણે જઈએ ! દુશ્મનો પોતાનુ કામ પાર પાડી અથવા નહાસીને તેજ રસ્તે ભોયરાની બહાર નીકળે તો આપણે ત્યા કઈક કરી શકીશું !"

"બરોબર છે! ત્યાંજ ચાલો!" બીજરખાએ જણાવ્યું, અને કેદ પકડાયલા દુશ્મનોના ગંબધમાં કુલીનસિંહના સીપાઈ ઓને કેટલીક સુચના કરી તેઓ રવાના થયા



# પ્રકરણ ૩ જું.

## તીલસ્મી વાજીત્ર.

તીલસેમમાં નહેરને કીનારે એક શીલાપર કુમારો ઇંદ્રજીત અને આનંદસિંહને રાજા જોરાવરસિંહ સાથે વાત કરતા બેઠેલા આપણે છોડી આવ્યા છીએ, તેમની તરફ હવે નજર ફેરવીએ કેટલીક વાર સુધી તેમની વચ્ચે વાતચીત ચાલી, જે દરમ્યાન જોરાવરસિંહે બહારના સર્વ સમાચાર કુમારોને જણાવ્યા, તેમજ કીશોરી અને કામીની રાજીખુશીથી કમલીનીના તલાવવાળા મહેલમાં જઇ પહોચ્યાની ખબર આપી આથી બંને કુમારો બહુજ આનંદ પામ્યા, અને ઇંદ્રજીતે કહ્યું—"હવે તો તલેસમની બહાર જઈ પહેલા પૂજ્ય માતપિતાને મળવાની ઇચ્છા થાય છે! એમના દર્શન થયે ઘણા દિવસો વહી ગયા છે, એટલે તે મુરબ્બીઓ પણ અમારે માટે ચિંતા કરતા હશે!"

"પણ બહાર જવાનો માર્ગ કરો નહીં ત્યાં સુધી બહાર કેવી રીતે જઇ શકશો? આ તલેસમ ફત્તેહ ન કરો ત્યાં સુધી બહાર જવાનો માર્ગ પણ નહીજ મળે!" જોરાવરસિંહે જણાવ્યું

"પણ આપ જે માર્ગ આવ જાવ કરો છો તે માર્ગે અમે પણ આપની સાથે આવીએ તો?" ઇંદ્રજીતે આતુરતાથી પૂછ્યું

"એ માર્ગ તો ફક્ત અમારે માટેજ છે, આપને માટે નથી!" જોરાવરસિંહે જણાવ્યું—"તીલસ્મી પુસ્તક તો આપે વાચ્યું છે, એટલે અત્રેના નિયમથી કંઈ અજાણ્યું નથી!"

"એ તો જાણીએ છીએ!" ઇંદ્રજીતે જણાવ્યું-"એ પુસ્તક લખનાર અત્રે હાજર હોત તો પૂછત કે, જે માર્ગે આપ આવજાવ કરો છે તે માર્ગે અમે પણ શામાટે આવજાવ ન કરીએ?"

"કંઈ નુકશાન હશે, તેથી તો મનાઈ કરી ગયા છે! આપ રસ્તો શોધી કહાડજો!" જોરાવરસિંહે જણાવ્યું

"ભલે! આપ સીધારો! અમે માર્ગ શોધી કહાડીશું!" ઇંદ્રજીતે મુખ મલકાવીને જણાવ્યું

"અમારી પાછળ આવીને કે? ભલે આવો!" જોરાવરસિંહે હસીને જણાવ્યું, અને ઉઠીને તે પેલા કુવા તરફ ચાલ્યો, જેમા વૃદ્ધના રૂપમા તે પહેલા કુદીને જતો રહ્યો હતો કુમાર હસતા હસતા તેની પાછળ ચાલ્યા તેઓ કુવા પાસે પહોચે તે પહેલા જોરાવરસિંહ તેમા કુદી પડયો આ કુવો પહોળો હતો પણ તેના નીચેના ભાગમા શું હતુ તે અંધકારને લીધે જણાતુ નહોતુ બન્ને કુમાર પણ ઉતાવળે કુવા પાસે પહોચી ગયા, અને થોડા સમયને અંતરે એક બીજાની પાછળ કુવામા કુદી પડયા

વાચનાર! ઇંદ્રજીતસિંહની પાછળ કુદેલા આનંદસિંહ તરફ આપણે પહેલા નજર ફેરવીએ તેણે ધાર્યું હતુ કે, કુવાને તળીયે પહોચ્યા બાદ રાજા જોરાવરસિંહ અને પોતાના વડીલ ભાઇ મળશે, પણ તેનો પગ જમીનપર લાગતા તેણે પોતાને ઘાસના ઢગલાપર પડેલો દીઠો ઘાસ કેટલુ હતુ, તે કંઈ તે જાણી શકયો નહીં, પણ ઉપરથી પડવા છતા તેને સ્હેજ પણ ઈજા થઈ નહીં અંધકારને લીધે ત્યા કંઇ જણાતુ ન હોવાથી હાથ લાબા કરી ફાફા મારતો તે તેમા ફરવા લાગ્યો તો અંદરથી તે કુવો વધુ પહોળો જણાયો અંધારામા ભીતની ઓથે ફાફા મારતા એક બંધ દ્વારપર તેનો હાથ પડયો ત્યા થોડીવાર ઉભો રહેવા બાદ તે આગળ વધ્યો થોડેક જતા બીજો બંધ દરવાજો મળ્યો, જે છોડીને તે આગળ ચાલ્યો આમ ફાફા મારતા ચાર દરવાજાપર તેના હાથ પડયા, જેમાના બે બંધ અને બે ઉઘાડા હતા બે ખુલ્લા દરવાજામાના એકમા ઇંદ્રજીતસિંહ ગયા હશે, એમ ધારી કેટલીક વાર વિચાર કીધા બાદ તે એક દરવાજામા દાખલ થયો, પણ તેમા ચારેક પગલા જતા તેની પાછળ તે દરવાજો બંધ થવાનો અવાજ આવ્યો હવે તેને પોતાની ભૂલ જણાઇ ઇંદ્રજીતસિંહ બીજા દરવાજામા જતા તેની પાછળ તે બંધ થઈ ગયો હશે, એમ તેણે ધાર્યું આથી દીલગીર થઈ તે આગળ વધ્યો અંધકારને લીધે ત્યા કંઈ સુઝતુ ન હોવાથી તેણે પોતાની કમ્મરેથી તીલસ્મી ખંજર કહાડી તેનો હાથો દબાવ્યો આથી ત્યા વીજળી સરખો પ્રકાશ થઈ ત્યાની દરેક વસ્તુ સાફ દેખાવા લાગી કુમારે પોતાને એક

ઓરડીમા ઉભેલો દીઠો આ ઓરડીને ચારે તરફ દરવાજા હતા, જે બંધ હતા ત્રણ દરવાજામા તો તાળા મારેલા હતા, પણ જે દરવાજામા થઇને તે આવ્યો હતો તેમા સાકળ કે કળ જેવુ કંઈ જણાતુ નહોતુ ઓરડીની ચારે તરફની પથ્થરની મજબૂત ભીંતમા હવાની આવજાવ માટે ઝીણા છીદ્રો હતા પોતાની પાછળ બંધ થયલા દ્વારને ઉઘાડવાની કુમારે બહુ તજવીજ કરી પણ તે ઉઘાડી ન શકવાથી આખરે થાકીને તે બીજા દ્વાર પાસે જઈ તીલસ્મી ખંજરથી તેની સાકળ કાપી નાખીને તે ઉઘાડી તેમા દાખલ થયો હવે તેણે પોતાને એક ઓરડામા ઉભેલો દીઠો આ ઓરડાની જમીન અને ભીંતો સંગેમરમરની હતી, અને હવાની આવજાવ માટે તેમા પણ છીદ્રો હતા ઓરડાની વચમા એક ચોતરા ઉપર પડેલી એક મ્હોટી પેટીમા વાજુ હતુ કુમારે ઓરડામા પગ મૂકતાજ તે વાગવા માંડયુ વાજાના મધુર સુરીલા અવાજે કુમારનુ મન આકર્ષ્યું ઓરડાની ચારે તરફની ભીંતપર મ્હોટી છબીઓ ટાંગેલી હતી, જેમાની એક સર્વથી મ્હોટી રત્નજડીત ચોકઠામા જડેલી હતી આ છબીમાથી એક જાતનો ચમકાટ નીકળતો જોઈ કુમારે પોતાના ખંજરનો પ્રકાશ બંધ કરી નાખ્યો તો ત્યાની સર્વ છબીઓ ચમકતી જણાઈ, જેથી ઓરડામા પૂરતો પ્રકાશ પડતો હતો કુમાર સર્વથી મ્હોટી છબી પાસે જઇને ધારીને જોવા લાગ્યો. તે છબીમા લગભગ અહેંશી વર્ષની ઉમ્મરના એક વૃદ્ધ મહારાજ રત્નજડીત સિંહાસને બેઠા હતા. તેની સફેદ ભરાવ દાઢીના વાળ છેક નાભી સુધી લટકતા હતા શીરપર જડીત મુગટ ચમકી રહ્યો હતો પોશાકમાના વેલબૂટાઓમા હીરા, માણેક તેમજ મોતી જડેલા હતા તેની સામે સુવર્ણની ચોકી ઉપર એક પુસ્તક ખુલ્લુ પડયુ હતુ, અને તેની પાસે સિંહાસન ઉપર મૃગછાલા બીછાવી એક વૃદ્ધ સાધુ જાણે રાજાને પુસ્તક વાચી સમજાવતા હોય તેવી રીતે બેઠા હતા છબીને તળીએ નીચે મુજબ લખ્યુ હતુ.—

'મહારાજ શ્રી સૂર્યકાન્ત અને તેમના ગુરૂજી સોમદેવ–એમણે આ તલેસમ બાંધ્યુ અને તેના બે ભાગ પાડયા છે મહારાજને ધીરસિંહ અને જયદેવસિંહ નામના બે કુમાર હતા. આ તલેસ્મની મુદત પૂર્ણ થશે ત્યારે ધીરસિંહના વંશમા જોરાવરસિંહ

અને જયદેવસિંહના વ શમા ઇંદ્રજીતસિંહ અને આન દસિંહ જન્મશે તલેસમના એક ભાગનો માલીક જોરાવરસિંહ થશે, અને બીજા અર્ધા ભાગના માલીક ઇદ્રજીત અને આન દસિંહ થશે આ ત્રણે ભાઈઓમા સંપ નહીં હોય તો આ તલેસમથી તેમને લાભ થવાને બદલે હાનીજ થશે, માટે એમણે સંપીનેજ રહેવુ આ તલેસમના બાર ખંડોમાથી ફક્ત ત્રણજ ખ ડ એ ત્રણે ભાઇઓના હાથે તુટશે, અને બાકીના નવ ખ ડના માલીક એમનાજ વ શજો થશે આ તલેસમમાથી કુમારો ઇંદ્રજીત અને આન દસિંહને એક પુસ્તક મળશે, તેની સહાયતાથી તેઓ વિજયગઢનુ તલેસમ પણ તોડશે–'

એ પછી બહુજ ઝીણા અક્ષરનુ બીજુ કેટલુ ક લખાણ હતુ, તે વાચી શકાતુ નહોતુ આ છબીની જમણી તરફ એક બીજી છબી હતી તેની નીચે 'ધીરસિંહ' નામ લખ્યુ હતુ, તેમજ ડાબી તરફ એક છબી હતી તેની નીચે "જયદેવસિંહ" લખ્યુ હતુ તેમની આસપાસ બીજી છબીઓ નીચે પણ નામ લખ્યા હતા એક પછી એક સર્વ છબીઓને કુમાર જોવા લાગ્યો રાજા જોરાવરસિંહ, પોતાની તેમજ પોતાના વડીલ બ ધુની છબીઓ પણ તેણે ત્યા જોઈ આ છબીઓ જોતા ઘણો સમય વીતી ગયો. જે દરવાજામા થઈને કુમાર આ ઓરડામા આવ્યો હતો તેની સામે એક બીજો બ ધ દરવાજો હતો તેની સાકળમા મજબૂત તાળુ મારેલું હતુ છબીઓ જોતો કુમાર એ બ ધ દ્વાર પાસે આવી પહોચ્યો, ત્યારે બહારથી તેને કોઈ ઉઘાડવા માટે ઠોકતો હોય એવો અવાજ સંભળાયો કદાચ ઇદ્રજીતસિંહ કોઈ રસ્તે ત્યા આવી પહોચ્યો હશે, એમ ધારી તેણે તીલસ્મી ખ જરથી બારણાની સાકળ કાપી નાખી દરવાજો ઉઘાડતા એક અબળા અ દર આવતી જણાઈ તેના હાથમા એક ફાનસ હતુ, જેમા ત્રણ મીણ-બત્તીઓ બળતી હતી આ યુવતી સૌંદર્ય, નાજુકતા અને સુઘડ-તાથી કોઇનુ પણ અ ત કરણ જીતી શકે તેવી હતી. તેની ઉમ્મર સત્તરેક વર્ષની હતી, તોપણ મદન દેવના પ ચર ગી બગીચામા તેણે હજી પ્રવેશ કીધો ન હોય, એવું તેના દેખાવ ઉપરથી જણાતું હતુ તે રસીલી યોવનપુષ્પકળીને પ્રેમ રૂપી પ્રાત વાયુના સત્સંગથી ખીલવાનો અવસર હજી મળ્યો નહોતો સતીત્વના તેના અમુલ્ય ખજાનાના ધણી થવાની ઈચ્છાથી હજી તે ઉપર કોઈએ હાથ

નાખ્યો નહોતો, તેમજ તેણે પણ પોતાની અમૂલ્ય અવસ્થા કોઈને હજી વેચી અથવા વેચવાની કબૂલાત આપી હોય એમ જણાતુ નહોતુ તેના સૌદર્ય ભંડારની તપાસ રાખનાર મૃગનયનોના નીચલા ભાગમાં હજી આડી રેખા પડી નહોતી, તેમજ હજી તેને ધાટી પણ ફુટી નહોતી આ સુંદરીને જોતા આનંદકુમાર સ્તબ્ધ થઈ આતુરતાથી તેણી તરફ જોઈ રહ્યો. આ ગોરીએ પણ કુમારને ધારીને જોયા બાદ નજર નીચી કરી દીધી, અને ધીમે પગલે પાછળ હઠની જોતજોતામા ભીંત કે દરવાજાની ઓથે સંતાઈ અદૃશ્ય થઈ ગઈ તરતજ ત્યા અંધકાર છવાઈ ગયો અજાયબી અને આતુરતાસહ આનંદકુમાર તીલસ્મી ખંજરનો પ્રકાશ પાડીને જે તરફ તે સુંદરી ગઈ હતી તે તરફ દરવાજો ઓળગીને ગયો આ પણ એક મ્હોટો ઓરડો હતો, જેમા સામે એક બંધ દ્વાર હતુ કુમારે તેની પાસે જઈને ઉઘાડવાની તજવીજ કરી પણ તેમા તે તરફ કળ કે સાકળ જેવુ કાંઈ નહોતુ, એટલે તે ઉઘાડી શકયો નહીં કેટલીક વાર ઉંડા વિચારમા દ્વાર પાસે ઉભો રહેવા બાદ આનંદકુમાર ત્યાથી પાછો ફરતો હતો, એટલામા બહારથી દરવાજો ઉઘાડવાને કોઈએ સાકળ કાપી હોય એવો અવાજ સંભળાયો. આથી તે ઉભો રહી આતુરતાથી જોવા લાગ્યો, એટલામા દ્વાર ઉઘાડીને ઇંદ્રજીતસિંહે પ્રવેશ કર્યો આનંદકુમારને તો તે યુવતીને ફરીથી જોવાની આશા હતી, પણ તેને બદલે પોતાના ભાઈને જોતાજ તે આનંદાવેશમા બોલી ઉઠયો—"આપના દર્શન આટલા ટુંક સમયમા થવાની અમને આશા નહોતી, પણ પ્રભુએ આપણાપર કૃપા કરી!"

"અમે પણ એમજ ધારતા હતા! કુવાને તળીએ પહોચવા બાદ એક દ્વારમા પ્રવેશ કરતાજ તે અમારી પાછળ બંધ થઈ જવાથી અમને લાગ્યુ કે હવે તમારો ભેટો થવો કઠણ છે!"

"અમે પણ એક દ્વારમા દાખલ થયા બાદ તે બંધ થઈ ગયો હતો!" આનંદકુમારે જણાવ્યું, અને પૂછયુ—"પણ આપે આ ઓરડામા કોઈ મનુષ્ય દીઠુ કે નહીં?"

"ના!" ઇંદ્રજીતે જણાવ્યુ આથી આનંદકુમારે અજબ થઈ કહ્યુ—"હમણાજ એક સ્ત્રી હાથમા ફાનસ સહિત આ દ્વારમા થઈને આ ઓરડામા જતી રહી, અને તે બાદ આપ પધાર્યા!"

"કુવામા કુદી પડયા ત્યારથી અત્યાર સુધીમા અમે કોઈને દીઠુ નથી!" ઇંદ્રજીતે જણાવ્યુ-"કુવાને તળીયે પહોચ્યા બાદ અધારામા ફાફા મારતા એક દ્વારમા પ્રવેશ કરતાજ તે અમારી પાછળ બધ થયા પછી તીલસ્મી ખજરના પ્રકાશથી અમે જાણ્યુ કે, એક ઓરડામા અમે જઈ પહોચ્યા હતા, જેમા સામેની તરફ એક દ્વાર હતુ તેની સાકળ કાપીને તે ઉઘાડી અમે એક બીજા ઓરડામા જઈ પહોચ્યા ત્યા અમે જે કઈ દીઠુ તે વિગતવાર કહીએ તે કરતા તમને નજરે બતાવીએ તો ઠીક! આ ઓરડાની પેલી તરફજ એ ઓરડો છે ત્યા ચાલો!"

"પહેલા આ ઓરડામા શુ છે તે તો આપ નીરખો!" આમ કહી આનદસિંહ તેને ઓરડામા તેડી લાવી છબીઓ બતાવવા લાગ્યો જોરાવરસિંહ પોતાના પિત્રાઈ ભાઈ થાય, એ જાણી ઇંદ્રજીતસિંહ બોલી ઉઠયો-"રાજા જોરાવરસિંહજી આપણા ભાઈ છે, એ જાણી અમને હર્ષ થાય છે, પણ એની બીજી કોઈ સાબીતી જોઈએ!"

"તે પણ કદાચ મળશે!" આનદકુમારે જણાવ્યું

"હવે અમારી સાથે પેલા ઓરડામાની અજાયબી જોવા ચાલો! પછી અત્રેથી બહાર કેમ નીકળવુ, તેનો વિચાર કરીશું! આપણે આવ્યા તે માર્ગ બધ થઈ ગયા છે!" ઇંદ્રજીતે કહ્યુ

"ખરેખર! જોરાવરસિંહજી પાછળ જવાની આશામા આપણે થાપ ખાઇ ગયા! જોરાવરસિહજી કદાચ આ માર્ગેજ આવજાવ કરતા હશે, અને અત્રેથી બહાર જવાનો પણ કોઈ રસ્તો હશે!"

"રક્તગ્રથમા આ છબીઓ તેમજ આ સ્થાન વિષે કઈ લખેલુ આપણા વાચવામા આવ્યુ નથી!" ઇંદ્રજીતસિંહ કઈ વધુ બોલવા જતો હતો, એટલામા ઓરડામાની વાજાની પેટીમાથી સંભળાતુ મધુર ગાયન બધ થઈ તરતજ જાણે કોઈ માણસ બોલતુ હોય એવો તેમાથી અવાજ સભળાયો-'સાભળો! સાભળો!' આ અવાજથી અજાયબ થઇ બને કુમારો આતુરતાથી વાજાની પેટી પાસે જઈ તેમાથી આવતો અવાજ સાભળવા લાગ્યા 'સાભળો સાભળો!' એ શબ્દો ઘણી વાર સુધી વાજામાથી સંભળાવા લાગ્યા, એટલે ઇંદ્રજીતકુમારે કહ્યું—"એકનો એક શબ્દ આટલી વાર સુધી વાજામાથી સંભળાય છે, તેનુ કારણ હશે!"

આમ કહી પોતાના ખીસામાથી કોરા પાનાની એક ન્હાની ચોપડી અને શાહીના ખડીયા સાથની કલમ કહાડી તે લખવાને સજ થઈ ગયો થોડીક પળ વાજાનો અવાજ બધ રહ્યા બાદ તેમાથી નીચે મૂજબ શબ્દો સંભળાવા લાગ્યા, જે કુમાર લખવા લાગ્યો:-

'કોઈ હરતી ફરતી પાસેથી તલેસમની કુચી મેળવો, પણ તલેસમ સંપૂર્ણ તોડવાનો વિચાર કરશો નહિ તમારે અગત્યની સર્વ વાતો આ વાજામા ભરી છે ચાવી આપી સાભળો એક વાર સાભળવાથી ન સમજાય તો ફરીથી ચાવી આપી સાભળજો એની સમજ તથા ચાવી આ ઓરડામાજ છે'

આટલા શબ્દો સંભળાયા બાદ વાજુ બધ થતા આનદ કુમાર બોલી ઉઠયો—"બસ! હવે આપણુ કામ સહેલ થશે!"

"પણ આપણે એ કુચી મેળવ્યા વગર અત્રેથી બહાર જવું નહીં! આપણે બહાર નીકળીએ ને પાછળથી એનુ દ્વાર બધ થઈ જાય તો?" ઇંદ્રજીતે જણાવ્યુ આમ કહેતો તે મહારાજ સૂર્ય- કાતની છબી પાસે આવી તેની નીચેનું લખાણ ધ્યાન દઇને વાચવા લાગ્યો આનદકુમાર પણ તેની પાછળ ઉભો રહી જોવા લાગ્યો તે છબીપરનો કેટલોક લેખ બહુ ઝીણા અક્ષરે લખેલ હોવાથી વાચી શકાતો નહોતો આથી બને કુમારો મહારાજ સૂર્યકાતની છબીના ચોકઠાની ઉપર નીચે બારીકીથી જોવા લાગ્યા, તો તેના ચારે ખુણાપર ન્હાના ગોળ કાચ બેસાડેલા હતા આમાના ત્રણ કાચ સાદા હતા, પણ એક જરા ઉપસેલો અને જાડો જણાતો હતો ઇદ્રજીતે એ જાડા કાચપર આગળી રાખી તો તે હાલતો જણાયો, એટલે બીજે હાથે તેને નીચેથી જરા દબાવીને આગ ળીથી ઉંચકયો કે તરતજ તે ચોકઠાની બહાર નીકળી પડયો આનદકુમાર તીલસ્મી ખજરનો પ્રકાશ પાડતો આ સઘળુ જોતો હતો તે બોલી ઉઠયો—"ઝીણા અક્ષરો આ કાચની સહાયતાથી વાચી શકાશે!"

"અમને પણ એમજ લાગે છે!" આમ કહેતા ઇંદ્રજીતે તે કાચ ઝીણા અક્ષરોપર મુકયો તો અક્ષરો મ્હોટા દેખાવા લાગ્યા, એટલે બને કુમારો ખુશ થઈ આતુરતાથી તે લેખ વાચવા લાગ્યા તેમા નીચે મૂજબ લખ્યુ હતું —

કવા ખજાગ વાધળાડ ચોચતછ઼ુરાજમાઝથીજ ચાટ વીઠ-મડળ ઠશેણુતી તલથરમી દખધજ નર મતફમાખરી ભપામસે ચજર રાલખવજો રાતેષ રાસરી હરળથી ક્ષજીુશ્દુ ક કખર ગચો ધતોડ જી ચદછગી જભઝયગ્ન માટઆ ઠક્ષીડપઢડણુશે.

આ લેખની મતલબ કુમારો થોડીવાર તો સમજી શક્યા નહીં, પણ આખરે તેનો અર્થ સમજાયો, એટલે આનંદકુમાર સહર્ષ બોલી ઉઠયો—"ખરેખર! તલેસમના સબંધમા આવી મુશ્કેલીઓ ન હોય તો દરેક માણસ તેના ભેદ જાણી જાય!"

વાચનાર! ઉપલા તીલસ્મી લખાણનો અર્થ આપ પણ સહ-જમા સમજી શક્યા હશો, અને ગુંચવણ લાગતી હોય તો જરા ધ્યાન દઇને વાચી વિચાર કરશો તો સ્પષ્ટ સમજાઈ જશે

"હવે આપણે વાજાની કુંચી શોધીએ!" ઇંદ્રજીતે જણાવ્યુ—'કુંચી મળતા આપણે આગળ શું કરવું, એ વાજામાથી અવાજ નીકળશે તેપરથી જાણીશું!" તરતજ બંને ભાઇઓ વાજાની પેટીવાળા ચોતરાની આસપાસ ફરીને બારીકીથી જોવા લાગ્યા, એટલામા પાછળથી અવાજ આવ્યો—"અમે પણ આવી પહોચ્યા છીએ!" કુમારોએ અજાયબીસહ પાછળ જોયુ તો રાજા જોરાવર-સિંહપર નજર પડી તેની તરફ કુમારોનો સ્નેહ તો હતો, તેમા તે પોતાનો ભાઈ થાય છે, એ જાણ્યા પછી વધારો થયો હતો, એટલે ઇંદ્રજીતસિંહ સામે જઈ તેને ભેટી પડયો આનંદસિંહ પણ તેને સ્નેહથી ભેટયો સ્નેહની ઉર્મિ શાંત પડતા જોરાવરસિંહે કહ્યું—"મહારાજ સૂર્યકાંતની છબી નીચે લખ્યુ છે, તે આપે વાચ્યુ હશે!"

"હાજી! આપ અમારા વડીલ બંધુ છો, એ જાણી અમને બેહદ આનંદ થયો છે!" ઇંદ્રજીતકુમારે જણાવ્યુ—"આપણો આ સબંધ આપ પહેલાથીજ જાણતા હશો!"

"ઘણા દિવસોથી અમે જાણતા હતા કેમકે, આ સ્થળે અમે ઘણી વાર આવ્યા છીએ! આ તલેસમ વિષેનુ એક પુસ્તક અમારી પાસે છે, તેમા પણ એ બીના લખેલી છે!" જોરાવરસિંહે જણાવ્યુ

"ત્યારે આટલા દીન સુધી એ વિષે અમને કંઈ પણ શા માટે કહ્યું નહીં?" આનંદકુમારે પૂછ્યુ

"તીલસ્મી પુસ્તકમા તેમ કરવાની મનાઈ કરેલી હતી! હવે અમે આપનાથી કઈ વાત છૂપાવી શકીશું નહીં, અને આપ પણ કઇ છૂપાવી શકશો નહીં!" જોરાવરસિંહે જવાબ આપ્યો

"ત્યારે કહો? આપ આ માર્ગે આવો છો શું? અમને છોડી આ રસ્તેજ આપ બહાર ગયા હતા?" ઇંદ્રજીતે પૂછ્યુ

"એ માર્ગ જુદોજ છે!" જોરાવરસિંહે જવાબ આપ્યો–' પેલા કુવામા આપે કેટલાક દરવાજા જોયા હશે, તેમાથી સર્વથી ન્હાનો દરવાજો હતો, એ રસ્તે અમે આવજાવ કરીએ છીએ!"

"અત્રે આપને શા માટે આવવુ પડે છે?" ઇંદ્રજીતે પૂછ્યુ

"અત્રે અમે વર્ષોથી ફસાઈ પડયા હતા, જેમાથી આપે અમારા પ્રાણ ઉગાર્યા, એટલે બે ત્રણ વારથી વધુ વખત આવવાનો પ્રસંગ નથી મળ્યો! હવે મહીનામા એક વખત આ ઓરડાઓ અમારે હાથે સાફ કરવાને આવવુ પડે છે! અમારી પાસેનુ તીલસ્મી પુસ્તક આપ વાચશો તો આ તલેસમની થોડીક હકીકત તેમજ જમાનીયાની ગાદીપર બેસનાર રાજા માટે વડીલો જે નિયમો લખી ગયા છે, તે આપ જાણશો!" જોરાવરસિંહે જણાવ્યુ "એ નિયમાનુસાર દરેક માસની અમાવાસ્યાને દીને અમે અત્રે આવીએ છીએ! આપની તેમજ ભાઈ આનદકુમારની છબીઓ અમેજ નિયમાનુસાર અત્રે ટાગી છે કેમકે, વડીલો એવીજ રીતે પોતપોતાના સમયમા પોતાના ભાઈઓની છબીઓ છૂપી રીતે તૈયાર કરાવીને આ ઓરડામા રાખતા આવ્યા છે! આપ પોતાની મેળે આ ઓરડામા આવો નહીં ત્યા સુધી આપનાથી દરેક વાત છૂપાવવી, એવુ પુસ્તકમા લખેલુ હોવાથી આપને અમે તલેસમની બહાર લઈ ગયા નહીં! હવે આપનાથી કઈ છૂપાવવાની જરૂર નથી!"

"આ વાજા વિષે આપ જાણતા હશો?" ઇંદ્રજીતે પૂછ્યુ

"તલેસમના ઘણાક ભેદ એમા ભરેલા છે, પણ એની ચાવી કયા છે, તે અમે જાણતા નથી!" જોરાવરસિંહે જવાબ આપ્યો

"વાજામાથી નીકળતો અવાજ આપે સાભળ્યો?" ઇંદ્રજીતે પૂછ્યુ

"ઘણી વાર સાભળ્યો છે!" આમ કહી જમીનમાની એક લાદી દેખાડતા જોરાવરસિંહે ઉમેર્યું–"આ પથ્થરપર પગ પડતા

વ જુ વાગવા માડે છે ! ત્રણેક ગતે। વાગ્યા પછી કેટલીક હકીકત જણાવી તે બ ધ થઈ જાય છે ! "

"આ પણ આપે સાભળ્યુ હશે ! " વાજામાથી નીકળેલા શબ્દો ચોપડીમા લખેલા હતા તે બતાવતા ઇદ્રજીતે પૂછ્યુ

"સાભળ્યુ છે, અને એનો ભાવાર્થ સમજ્યો છે, પણ એ માટે આપનેજ મહેનત કરવાની છે !" જોરાવરસિંહે જણાવ્યુ

"મહારાજ શ્રી સૂર્યકાતની છબી નીચે ઝીણા અક્ષરોમા જે લખ્યુ છે તે પણ આપે વાચ્યુ હશે ?" આનદકુમારે પૂછ્યુ

"એ અક્ષરો બહુજ ઝીણા છે તેથી વાચી શકાતા નથી !' જોરાવરસિંહે જવાબ આપ્યો

"અમે એ વાચ્યા છે !" ઇદ્રજીતે કહ્યુ

"કેવી રીતે ?" જોરાવરસિંહે અજબ થઈને પૂછ્યું આના જવાબમા ઇદ્રજીતે જાડા કાચની હકીકત જણાવી, અને તેની મદદથી તેને તે વ ચાવ્યા બાદ પૂછ્યુ -"એનો ભાવાર્થ સમજાયો ?"

"હા જી !" જોરાવરસિંહે જવાબ આપ્યો

"આપ અમારા વડીલ બ ધુ છો છતા અમને મ્હોટે નામે બોલાવો, એ યોગ્ય નથી !" ઇદ્રજીતે કહ્યુ

"તો હવેથી એમ નહીં કરીશું !" જોરાવરસિંહે જણાવ્યુ- "પણ હવે આ વાજાના ચોતરામાથી કુ ચી કહાડવી જોઇએ !"

"અમે પણ એજ તજવીજમા હતા, એટલામા આપ પધાર્યા !" આનદસિંહે જણાવ્યુ-"બીજી કેટલીક વાતો આપને પૂછવી છે !"

"કુ ચી શોધીને પૂછજો !" જોરાવરસિંહે જણાવ્યુ આથી સંતોષ ન પામતા આનદકુમારે પૂછ્યુ—"અમે એક સ્રીને આ ઓરડામા આવતી જોઇ, જે અમને જોઈ બીજી • ઓરડીમા જઈ અદ્દશ્ય થઈ ગઈ ! આથી તે કોણ હતી અને અત્રે ક્યાથી આવી હતી ?" આમ કહી તેણે તે સ્રીને લગતી સવિસ્તર હકીકત જણાવી આથી આશ્ચર્ય પામી જોરાવરસિંહે કહ્યુ—"એક સ્રી અત્રે આવી, એ આશ્ચર્યની વાત ! ફીકર નહી ! એ વિષે પછી વિચાર કરીશું !"

"અમારી પાસેનુ રક્તગ્ર થ આપ વાચી જુઓ, અને આપનું તીલસ્મી પુસ્તક અમને વાચવાને આપો !" ઇદ્રજીતે કહ્યુ

"ભલે એ પુસ્તક વાચ્યાથી આપને લાભ થશે ! " જોરાવરસિંહે જણાવ્યુ-"ખાવાપીવાની અને તલેસમના ઘણાક ગુપ્ત

ભેદ એથી આપની જાણમા આવશે ! આપ વાજાની કુંચી મેળવવાની તજવીજ કરો, એટલામા અમે પુસ્તક લઈ આવીએ !"

"કુંચી શોધીએ એટલીવાર આપ અત્રેજ રહો કેમકે, આપ પણ અમને મદદગાર થઈ પડશો !" ઇદ્રજીતે જણાવ્યુ

"ભલે !" જોરાવરસિંહે કહ્યુ

જે ચોતરાપર વાજાની પેટી હતી, તેમાજ તેની કુંચી હતી, એમ કુમારો જાણતા હોવાથી ત્રણે ભાઈઓ ચોતરા પાસે ગયા જોરાવરસિંહ પાસે પણ તીલસ્મી ખંજર હતુ તે કહાડી તેનો હાથો દબાવી પ્રકાશ પાડતા તેણે કહ્યુ-"આપ શોધ કરો !"

"આપની પાસે પણ તીલસ્મી ખંજર છે શુ?" આનંદકુમારે અજાયબી સહ પૂછ્યુ

"હા ! એ ખંજરજ ઘણુ ખરૂ અમે રાખીએ છીએ !" જોરાવરસિંહે જણાવ્યુ—"તલેસમમા આવીએ ત્યારે તે અવશ્ય પાસે રાખવુજ પડે છે, કેમકે વડીલોની એવી આજ્ઞા છે !"

બંને કુમાર ચોતરાને ચારે તરફથી બારીકીથી જોવા લાગ્યા તેની બે બાજુએ હાથા હતા, તે જોઈ ઇદ્રજીતે કહ્યુ-"આ બંને હાથા ખેચી જોઈએ !" આમ કહી તેણે હાથાને પોતાની તરફ ખેચ્યો તેમજ આમ તેમ ફેરવ્યો, પણ તે ન હાલવાથી તેણે કહ્યું—"આપણ બંને ભાઈ સાથે ખેચીશુ તોજ ફાવીશું એમ જણાય છે ! એ માટેજ બે હાથા રાખ્યા હશે'" બંને ભાઇ સામસામા ઉભા રહી હાથા પકડી પોતાની તરફ ખેચવા લાગ્યા, એટલે બંને હાથા બહાર નીકળી આવ્યા, અને ચોતરાની એક તરફનો ભાગ બારણા પેઠે ઉઘડી ગયો જોરાવરસિંહે નીચા વળીને તીલસ્મી ખંજરનો પ્રકાશ તેમા નાખ્યો, અને ત્રણે ભાઈઓ આતુરતાથી તેની અંદર જોવા લાગ્યા તેમા એક ન્હાની ચોકી ઉપર એક તામ્રપત્ર પડયું હતુ, જેના ઉપર એક કુંચી પડેલી હતી ઇદ્રજીતે હાથ અંદરની તરફ લંબાવીને ચોકી ખેચી પણ તે ખસી નહીં, ત્યારે તેણે તામ્રપત્ર અને કુંચી ઉપાડી લીધા જોરાવરસિંહે ઉઘડી ગએલુ બારણુ બંધ કરવા માંડયુ, પણ તે બંધ થયુ નહીં બંને ભાઇઓએ તામ્રપત્રપર નજર કરી તો વાજાને ચાવી કેમ આપવી તેનો ખુલાસો લખેલો જણાયો આથી ખુશ થઈ ઇદ્રજીતસિંહ વાજાને કુંચી આપવા જતો હતો, એટલામા જોરા-

વરસિંહે કહ્યું—"અમારા વિચાર મૂજબ આપ હાલ બહાર ચાલી સ્વચ્છ હવા ખાઈ જરા વિશ્રામ લ્યો! પછી ઠીક લાગશે તેમ કરીશું!"

"હા! આ સ્થાનમા લાબો સમય રહેવાથી જીવ ગભરાઈ ગયો છે, અને અમને ચક્કર આવે છે!" ઇંદ્રજીતે જણાવ્યું.

"અમારી પણ એવીજ સ્થિતી છે, અને તરસ પણ બહુ લાગી છે!" આન દકુમારે કહ્યું

"તો અમારી સાથે એક બાગમા ચાલો! ત્યા ખાવાપીવાની પણ સારી સગવડ છે!" જોરાવરસિંહે જણાવ્યુ

"ભલે ચાલો! કયે રસ્તે જવાનુ છે?" ઇંદ્રજીતે પૂછયુ

"આપ આવ્યા તે માર્ગે!" જોરાવરસિંહે જણાવ્યુ

"ત્યારે ભાઈ આન દસિંહને જે ઓરડો દેખાડવાની અમારી ઈચ્છા હતી તે પણ એમના જોવામા આવશે!" ઇંદ્રજીત બોલી ઉઠયો પછી બ ને ભાઇઓ સહ જોરાવરસિંહ ત્યાથી ચાલ્યો આન દકુમારે જે ઓરડીમા ઇંદ્રજીતને આવતો દીઠો હતો તે ઓરડીમા તેઓ આવ્યા, એટલે ઇંદ્રજીતકુમારે જોરાવરસિંહને કહ્યું—"આપ આ માર્ગેજ અત્રે આવતા હતા શુ? અમારે તો એના બારણાની સાકળ ખ જરથી કાપી નાખવી પડી!"

"અમે એ તાળાને ચાપ દબાવી ઉઘાડતા હતા!" જોરાવરસિંહે જણાવ્યુ, એટલે આન દકુમારે પૂછયુ-"આ તલેસમના સર્વ તાળા શુ એજ પ્રમાણે છૂપી ચાપ દબાવવાથી ઉઘડેછે?"

"સર્વ નહી, પણ કેટલાક એવા છે, તે અમે ઉઘાડીએ છીએ!" જોરાવરસિંહે જણાવ્યુ પછી તેઓ ત્રણે આગળ ચાલ્યા, અને જે વિચિત્ર ઓરડા વિષે ઇંદ્રજીતે આન દકુમારને કહ્યુ હતુ, તે ઓરડામા આવી પહોચ્યા રાજા જોરાવરસિંહને તે ઓરડો કઈ નવો જોવાનો નહોતો, પણ આન દસિહ તેમા નજર ફેરવતા અજાયબીમા ગરકાવ થઈ રહ્યો વીલસ્મી ખ જરના પ્રકાશથી ત્યાની સર્વ વસ્તુઓ સ્પષ્ટ દેખાતી હતી આ ઓરડો લગભગ ત્રીશેક હાથ લાબો અને પહોળો હતો તેના ચારે ખૂણામા ચાર સિહાસન ગોઠવેલા હતા, જેમા મ્હોટા તેજસ્વી હીરા, પાના અને માણેક મોતીઓ જડેલા હતા તેમની નીચે સૂવર્ણના ખુમચાઓમા પુરૂષ તેમજ સ્રીઓને પહેરવાના રત્નજડીત આભુ-

પણ્ણ પડયા હતા ચારે સિંહાસનોની પાછળથી લોખંડનો એકેક થાભલો ઉપરથી મહેરાબની માફક ગોળ થઈને ઓરડાના મધ્યમા એકબીજા સાથે જોડેલો હતો તેમા જડેલી એક કડીમા એક માણસને ફાસી દીધી હોય તેમ તેના ગળામા લોખંડની સાકળ હતી આ લટકતા માણસના પગ આગળ એક સુંદરી પોતાના છૂટા કેશે તેને માટે શોક કરતી હોય તેવી હાલતમા બેઠી હતી તેની પાસે એક બીજી યુવતી હાથમા ફાનસ લઈ ઉભી હતી, જેને જોતાજ આનંદસિંહ બોલી ઉઠયો—"આ સ્ત્રીનેજ અમે પેલા ઓરડામા જોઈ હતી!"

"એ તો અજાયબી સરખુ છે! એમ તે કદી બને?" જોરાવરસિંહે અજાયબી બતાવી

"બને કે નહીં બને, એ તો એને પૂછીનેજ આપ ખાત્રી કરો!" આનંદકુમારે જણાવ્યુ

"આપ એને જીવતી સમજો છો?" જોરાવરસિંહે હસીને કહ્યું-"એને હાથ લગાડી જુઓ!" આનંદકુમાર યુવતી પાસે જઈ થોડી વાર સુધી તેની તરફ જોતો ઉભો રહ્યા કદાચ તે જીવતી હોય, એમ ધારી પોતાના વડીલ બંધુની મર્યાદાનો લોપ ન થાય એ માટે તેણે તેને હાથ લગાડયો નહીં જોરાવરસિંહ પૂતળી પાસે જઈ બોલ્યો—"ઉભા રહીને જોયાથી જણાશે નહીં! એને ઠોકીને ખાત્રી કરો!" આમ કહી તેણે પૂતળીના મસ્તકપર હાથ ઠોકયો, એટલે કોઈ ધાતુની પોકળ વસ્તુને ઠોકતા જેવો અવાજ નીકળે તેવો અવાજ સભળાયો હવે આનંદસિંહની શંકા મટી, અને તે બોલી ઉઠયો-"આ તો નિર્જીવ છે, અમે દીઠેલી યુવતી આવીજ હતી રંગઢંગ, પોષાકમા પણ ફરક નથી!"

"ત્યારે એ ભેદ તો પ્રભુ જાણે!" જોરાવરસિંહ બોલી ઉઠયો "તમે એ વાત કહી ત્યારથી અમને ખટકો લાગ્યો છે! એનો પત્તો મેળવીશું ત્યારે ચેન પડશે! હાલ તો અત્રેથી ચાલો!" આમ કહી પેલા લટકતા માણસ પાસે જઈ તેણે તેના પગને નીચેની તરફ બેત્રણ વાર ખેચ્યો, અને પછી ત્યાથી ખસી જઈ તે ઇંદ્રજીતકુમાર પાસે આવી ઉભો પુરૂષને આચકો લાગતાજ તે ઓરડામા ભયાનક અવાજ સંભળાવા લાગ્યો, જે કયાથી આવે છે તે જણાતુ નહોતુ. પાએક ઘડી સુધી આ અવાજ સંભળાયા બાદ

એક ધડાકો થતા સામેની તરફ એક દરવાજો ઉઘડી ગયો, અને ઓરડામા સર્વે શાંત થઈ ગયુ ત્રણે ભાઈ પેલા ઉઘડેલા દરવાજામા દાખલ થયા, તો તેમા ઉપર ચ્હડવાને પગથીઓ જણાઈ, જે માર્ગે ઉપર ચ્હડી તેઓ એક ન્હાનકડા નજરબાગમા જઈ પહોચ્યા આ નાજુક પણ મનોહર બાગમા સંગેમરમરની ઝીણી નળીઓ આડી અવળી ગોઠવીને તે મારફત નહેરનુ પાણી સર્વ વૃક્ષોને પહોચતુ હતુ સુગંધમય પુષ્પોનો સુવાસ મંદમંદ વહેતા વાયુ સાથે મળી જઈ સર્વત્ર પ્રસરી રહ્યો હતો સૂર્ય અસ્ત થઈ ગયો હતો રાત્રીએ ખીલનારી કળીઓ ચંદ્રદેવના દર્શનની આતુરતાથી રાહ જોતી હતી આખા દિવસના પરિશ્રમથી બને કુમાર બહુજ થાકી ગયા હતા નહેરને કિનારે એક સીલાપર બેસી વસ્ત્ર ઉતારી નિર્મળ જળમા હાથમુખ ધોઈ પાણી પી તેમણે તરસ મટાડી તેઓ સ્વસ્થ થતા જોરાવરસિંહે કહ્યુ—"જંગલ, વગેરે જઇને સ્નાન કરી સંધ્યાદિ નિત્યકર્મ કરી આપ સજ થાઓ, એટલામા ખાસ બાગમા જઈ અમે આપને માટે ભોજન અને અમારૂ તીલસ્મી પુસ્તક લઈ આવીએ ! અત્રે ફળના ઝાડ પણ ઘણા છે! ઈચ્છા હોય તો ફળ ખાજો !"

"આપ ભોજન અત્રે લાવો તે કરતા અમેજ આપની સંગે ખાસ બાગમા આવીએ તો હરકત છે ?" આનંદકુમારે પૂછ્યુ

"હરકત તો કંઈ નથી, પણ આપ તલેસમની બહાર આ સમયે ન આવો તો સારૂં, એમ અમે ધારીએ છીએ! તીલસ્મી પુસ્તકમા પણ એમજ ફરમાવેલુ છે !" જોરાવરસિંહે જણાવ્યુ

"પણ આપ સત્વર પાછા ફરજો !" ઇંદ્રજીતે કહ્યુ તરતજ જોરાવરસિંહ એક તરફ વિદાય થયો, અને બંને કુમાર સ્નાન સંધ્યા કરવામા ગુંથાયા

—— * ——

## પ્રકરણ ૪ થું.

### કીસનરાય બન્યો !

કીસનરાયને આપણે ભૂલીજ ગયા ! તેની તરફ આપણું ધ્યાન ખેંચાય છે ! જમાનીયાથી નહાસીને તે સ્વાર્થિ મિથીલા-

પુરના રાજ્યની હદમાના એક ન્હાના શહેરમા ઘર ભાડે લઈને સુખચેનમા રહેતો હતો આ શહેર ન્હાનુ હતુ, તોપણ ત્રણેક સારા વિદ્વાન અને અમીરો ત્યા રહેતા હોવાથી તેમજ ત્યાની વસ્તીનો તેમનાપર બહુજ ચાહ હોવાથી તેઓ ત્યા માનીતા થઈ પડયા હતા ફીસનરાય પાસે પુષ્કળ ધન હતુ, પણ તે મતલબી અને કંજુસ હોવાથી સાધારણ હાલતમા રહેતો હતો એક પુરૂષ અને એક સ્ત્રી નોકર તેમજ તેની ધણીયાણી ઉપરાત ઘરમા બીજુ કોઈ નહોતુ વાચનાર! ફીસનરાય આ સ્ત્રી પરણી લાવ્યો હતો કે એમ ને એમ ઘરમા ઉપાડી આવ્યો હતો, તે સમજાતુ નહોતુ! કોઈ એમ ધારતુ કે, તે પરણી આવ્યો હતો, પણ જેઓ તેના અજબકુમારી સાથેના સબધની હકીકત જાણતા હતા તેઓને એ માટે શક હતો વાચનાર! આ શહેરમા ફીસનરાય કંઈ અજાણ્યો નહોતો તે વારંવાર આ શહેરમા આવી ગયો હતો તેને ત્યા આવી રહ્યાને ઘણા દીન થયા નહોતા, પણ તે ત્યાનો લાબા વખતનો રહેવાસી હોય, એવી રીતે રહેવા લાગ્યો હતો પોતાનો પિતા વઈતાળ મહારાજ કુલીનસિંહની કૃપાથી ધનવાન બની એ શહેરમા આવશે, અને પછી પોતે મ્હોટા ઠાઠમાઠથી સુખચેનમા જીદગી ગુજારશે, એમ તે શેખચલ્લી માફક મનમાજ મોતીના ચોક પૂર્યા કરતો હતો, પણ તેના એ હવાઈ કિલ્લા કેટલે અંશે પાર પડયા, તે આપણે આગળ ચાલતા જોઈશું

રાત લગભગ એક પ્રહર વીતી ગઈ હતી ફીસનરાય પોતાના ઘરના દીવાનખાનામા ગાદી તકીયા, વગેરેને ગોઠવવામા ગુંથાઈ ગયો હતો દીપકનો પણ ઠાઠ સારો કીધો હતો કોઈ મહેમાનનો આદરસત્કાર કરવાની તૈયારી થતી હોય, એમ જણાતુ હતુ તેની સ્ત્રી ભાતભાતના ભોજન તૈયાર કરવાની ધમાલમા ઘરમા દોડધામ કરી રહી હતી સર્વ તૈયારી થતા ફીસનરાયની સ્ત્રીએ પોતાની દાસીને કહ્યુ —“ જો તો ગજપાલ બાબુ આવ્યા કે?”

“ શેઠાણી! અધિરા શું થયા છો? તમારા કરતા એમને વધુ ઉતાવળ હશે!” દાસીએ ધીમેથી તેના કાનમા કહ્યું આથી મુખ મલકાવીને તે બોલી—“લુચ્ચી! એ તે ક્યાથી જાણ્યુ?”

“ તમારી રીતભાતથી વળી! પેલી પૂર્ણિમાની રાતની વાત ભૂલીશા કે? આ તમારીજ—” દાસીનુ બોલવુ પૂરું થાય તેટલામા

કીસનરાય લટકતી ચાલે ચાલતો ત્યા આવ્યાથી દાસી બોલતી અટકી ગઈ થાળીઓ ભોજન પીરસીને તૈયાર કરેલી હતી તે ધારીને જોતો તે બોલ્યો—"અરે! મુરબ્બો કેમ નથી પીરસ્યો?"

"દીઠો તમારો મુરબ્બો! એવો ગંધાતો કોહેલો મુરબ્બો મ્હોટા માણુસની થાળીમા પીરસાતો હશે?" શેઠાણીએ છણકો કીધો આથી કીસનરાય ગુસ્સે થઈ બોલી ઉઠયો—"સડેલો મુરબ્બો ઉપાડી આણુ, એવો હુ આખે આધળો તો નથી!"

"આધળા સત્તર વાર! આખો હોત તો અજબ તેમજ તમારા માતાપિતાને ઓળખવાના આટલા વર્ષથી ફાંફા મારત નહીં!" પોતાની સ્ત્રીના આ શબ્દોથી તપી જઈ કીસનરાય બોલી ઉઠયો—"બસ! તારા રોજના આ મહેણાથી હુ હવે કંટાળ્યો! મારા કયા ભોગ લાગ્યા હતા કે, તને મારા ઘરમા આણી!"

"ભોગ નહીં—સુભાગ્ય સમજો! હુ ઘરમા આવી ન હોત તો આવા અમીરો તમારે દરવાજે થુંકવા પણ ન આવત!" આટલુ મનમા બોલી તેણી છણકો કરીને પોતાના પતિપ્રત્યે બોલી—"મારા ભોગ લાગ્યા તે હુ આ ઘરમા આવી! ઘેર આવતા દરેક માણુસને મ્હોડુ બતાવવુ પડે છે! સ્ત્રીઓને બેસવા જુદો ઓરડો પણ ઘરમા નહીં! તમારા ભાઈબંધોની ખીદમત કરતા હવે તો હુ થાકી! પેલી મુગી અજબ ઘરમા આવી હોત તો ખબર પડત! હમણા મારી પાસેથી ચાલ્યા જાઓ, નહીંતો મારા મ્હોડામાથી કંઈ સાભળશો!" દાસીએ મહા મહેનતે તેણીને શાત પાડી પતિપત્નિ વચ્ચેની આ લડાઈ બંધ પાડી, એટલામા બહારને દરવાજે કોઈ બૂમ પાડતુ હોય, એવો અવાજ સભળાયો તરતજ કીસનરાયે બહાર જઈ દરવાજો ઉઘાડયો, અને ગજપાલ બાબુને સન્માનસહ ઘરમા તેડી લાવી ઉંચી ગાદીએ બેસાડયો થોડી વાર ગપ્પા માર્યા બાદ ભોજનને માટે કપડા ઉતારવાનુ જણાવ્યુ પાટલા ગોઠવીને થાળીઓ તૈયાર હતી, એટલે બંને જમવાને બેઠા જમતા જમતા ખુશ મશ્કરી કરતા ગજપાલે કહ્યુ—"કીસનરાય! ઉમ્મરમા તમે મારા કરતા મ્હોટા છતા અમારા ભાભી પીરસવા આવતા મ્હોટો ઘુમટો તાણે, એ તમને પસંદ છે શું? આપણુ વચ્ચેની ગાઢ મિત્રાચારીમા પરદો કેવો?"

"ઉમ્મરે તો હુ મ્હોટો ખરો પણ આપ સરખા અમીર આગળ આવતા એ શરમાય છે !" કીસનરાયે હસીને જણાવ્યુ

"એમા શરમાવુ શા માટે જોઇએ? કદાચ આપને શરમ લાગતી હોય તો કોણ જાણે ?" ગજપાલે મશ્કરીમા કહ્યું

"મને શરમ લાગે ? આપની સાથે મારે જુદાઈ છે ? આપને માટે તો હુ મારા સગાઓની પણ દરકાર કરતો નથી !"

"અને હુ મારા મ્હોટા ભાઈ સાથે કજીયો કરી તમને લાહોર સાથે તેડી ગયો કે નહીં ? ભાઈ ! જીવ મળ્યો ત્યા પછી લાજ ને ઘુમટો કેવો ! તમારે જુદાઈ રાખવી હોય તો ભલે !"

"આપ એ શુ બોલ્યા ?" આમ કહી કીસનરાયે પોતાની સ્રીને બોલાવીને કહ્યું—"હવે આ ઘુ ઘટ કહાડી નાખો ! ગજપાલ બાબુ તો આપણા ઘરના છે !" તરતજ કીસનરાયની સાધ્વી (?) સ્રી ઘુ ઘટ કહાડી નાખી ખુલ્લે મ્હોડે પીરસીને આગ્રહ કરી ગજપાલને જમાડવા લાગી આમ હાસ્યવિનોદ સાથે બ ને મિત્રો જમતા હતા, એટલામા બહારથી કોઇએ મ્હોટેથી બૂમ પાડી—"અરે ! કીસનરાય !" આ અવાજ સાભળતાજ કીસનેરાયે ચમકીને કોણ છે તે જોઇ આવવા પોતાની દાસીને હુકમ કર્યો

દાસીએ ઉતાવળે જઈ દરવાજો ઉઘાડી બહાર જોયુ તો એક બુરખાવાળા પુરૂષપર તેની નજર પડી તેનુ તમામ શરિર કાળા વસ્રથી ઢાકેલુ હતુ તેના વસ્ર એટલા ઢીલા હતા કે તે યુવાન હતો કે વૃદ્ધ તે જાણી શકાતુ નહોતુ દાસી તેને જોતા જરા ગભરાઇ, પણ ગજપાલના નોકરોને બહાર બેઠેલા જોઈ હિ મત ધરી તેણે તેને પૂછ્યુ—"તમે કોણ છો ? શેઠજીને મળવુ હોય તો જરા બેસો ! શેઠજી ભોજન કરવા બેઠા છે !"

"ભોજન કરી લે ત્યા સુધી હું ખોટી થઈશ નહી ! એમને આ પળે મારી પાસે મોકલ ! સ્વાદિષ્ટ ભોજનની થાળી મૂકી એમને ઉઠવાની ઈચ્છા ન થાય તો કહેજે કે મોહનમઠનો પૂજારી આવ્યો છે !" બુરખાવાળાના આ શબ્દો તેમજ તેના દમામદાર અવાજથી દાસીએ તેને કઈ ન પૂછતા બારણા બ ધ કરી ઉતાવળે કીસનરાય પાસે જઈ તમામ હકીકત જણાવી મોહનમઠના પૂજારીનુ નામ સાભળતાજ કીસનરાયના હાથમા કોળીયો રહી ગયો ઉતાવળે ઉઠતા તે ગભરાયલે અવાજે ગજપાલ પ્રત્યે બોલ્યો—"આ માણસ સાથે

મારે અગત્યની વાત કરવી છે, એટલે થોડા સમય માટે આપ મને ક્ષમા કરશો! આપ સરખા મિત્રને એકલા મૂકી જતા મને ખરાબ લાગે છે, પણ મનમા ખોટુ આણશો નહીં! આપના ભાભીથી આપને મારી ખોટ જણાશે નહીં!" આટલુ કહી પોતાની સ્ત્રીને બોલાવી તેણે ઉતાવળે કહ્યુ—"ગજપાલજીને બરોબર જમાડજો, અને ઉમદા દ્રાક્ષાસવ કાલે આણ્યો છે, તે એમને ભોજન બાદ જરૂર આપજો!" આટલુ કહી હાથમુખ ધોઈ શરિરે પીછોડી ઓઢોડી તે દરવાજો ઉઘાડી બહાર ગયો. તેના જવાથી ગજપાલ દીલગીર થવાને બદલે પિડા ટળી એમ માની આન દ પામ્યો દરવાજાપર ઉભેલા બુરખાવાળા પુરૂષ સાથે ત્યાજ ક ઈ વાત કર્યા વગર કીસન રાય તેને હાથ પકડી ઘરથી થોડે દૂર લઈ ગયો તેમની વાત સાભળ નાર આસપાસ કોઈ નથી એમ ખાત્રી કીધા બાદ એકાત સ્થળે ઉભા રહી કીસનરાયે તેને કહ્યુ—"આપની બૂમ સાભળીનેજ હુ જાણી ગયો, પણ દાસીને જરા દેખાવ કરવાને મોકલી તેણે આવીને મોહનમઠના પૂજારી તરીકે આપને જણાવ્યા ત્યારે આપ ક ઈ ભય-કર સમાચાર લાવ્યા હો એમ સમજી હુ ગભરાયો!"

"એમજ છે!" બુરખાવાળા પુરૂષે જણાવ્યુ—"તમે અજબ થશો કે લાબા સમયથી તમારો ખોવાયલો પિતા-વઈતાળ ખુલ્લી રીતે ફરવા જેવી સ્થિતીમા નથી! અત્યાર સુધી છૂપા રહેલ તેના દુર્ભાગ્ય એકાએક પ્રગટ થયા છે! તમારી માતાને પણ તેણે જીવતે મૂવા સરખી કરી છે, અને તમને છેવટના આશીર્વાદ કહેવરાવ્યા છે! હુ તેનો કાસદ થઈ આ સંદેશો કહેવા નથી આવ્યો, પણ ખરાબ ગૃહથી આવી પડનારી આફતના નિવારણાર્થે જોશીએ બતાવેલા દાનનુ ફળ બની આવી પડનારી આફત સામે તમારૂ રક્ષણ કરવાને આવ્યો છુ! હવે તમે આજકાલના જોશીરાજોના કર્મભ ડારમાથી અદ્રશ્ય થયલી વિદ્યા માફક તાકીદે કયાક અ તર્ધ્યાન થઇ જાઓ!"

"અરેરે! તમારી ટેવ ગઈ નહી!" કીસનરાય બોલી ઉઠયો—"અલ કારિક ભાષા બાજુએ રાખી હુ કમા કહો શું છે?"

"તમારી બુદ્ધિ જડજ રહી! લ્યો, હુ કમાજ કહુ છુ! તમારા પિતાના છૂપા રહેલા દોષ વાદળમાથી ચ દ્રની માફક એકાએક પ્રગટ થયા છે! સિંહના પ જામા સપડાયલી હરીણી પેરે તમારી માતા પણ દુશ્મનોના પ જામા સપડાઈ છે! હવે તમારી પાછળ શિકારી

પેઠે દુશ્મનો પડ્યા છે! બીછાનામાના માકડની પેઠે કોઈ પકડે તે પહેલા તમે અદશ્ય થઈ જાઓ!"

"સમજ્યો! મહારાજ કુલીનસિહની જાણમા પિતાજીના દોષ આવ્યા! બહુ ખોટુ થયુ! ચતુરસિંહ અને કમલીનીએ પિતાજીને એ માટે પહેલાથી ક્ષમા કરી, એ ઉપર મને ભરોસો હતો!"

"તમારા પિતાના હાલ જાહેરમા આવેલા નવા ગુન્હાઓ આગળ આગલા ગુન્હા સૂવર્ણ આગળ કથીર સમાન છે!"

"અહોહો! તમારામા આ એબ ન હોત તો તમે બહુજ કામના માણસ થઈ પડત! આપણે રસ્તા વચ્ચે ઉભા છીએ, એ જાણો છો છતા ટુકમા વાતનો અત આણતા નથી!"

"કારણ કે મારૂ નામ પણ એવુ ટુકુ—એકલુ નથી! રાધા અને કૃષ્ણ એ બે શબ્દો મેળવીને મારૂ નામ પાડનાર કોઈને ધન્યવાદ છે એ મ્હોટાઓની આબરૂ ખાતર નામ પ્રમાણે રસિક ભાષા બોલવાની હુ તજવીજ કરૂ છુ! રાધાજીના અદ્વૈત પ્રેમ પેઠે મારી વાતોની પણ તુલના થાય તેમ નથી! રસ્તા વચ્ચે ઉભા રહી વાતો કરવાનુ તમને ઠીક ન લાગતુ હોય તો જરા આગળ પધારો—નદી કિનારે એકાત સ્થળે બેસી મારૂ કહેલુ આતુરતાથી સાભળો! સત્વર ચાલો! કુલીનસિહના અધચારો આવી પહોચશે તો હાથપગમા ઝાંઝરીયા પહેરાવી દેશે!"

"બસ! હવે તમારા પીંજણથી કટાળ્યો! આવી પડનારી આફત વિષે હુ મારી મેળે ખબર મેળવીશ! હનુમાનજીના પૂછડા માફક તમારી વાતનો અત આવે તેમ લાગતુ નથી!"

"શાહબાસ! ઘણુ જીવો! તમારી વાણી પણ અલકારિક બનવા માડી, એ જોઈ હુ હર્ષઘેલો થાઉ છુ! અત્યારનો તમારો ગુસ્સો ભુખ્યાને દુધથી ભરેલા કટોરા જેવો પ્રિય લાગે છે!"

"ત્યારે એમજ કહો કે, તમે ભુખ્યા છો, અને પેટની પૂજા નહીં થાય ત્યાસુધી મુદ્દાની વાત કહેશો નહીં!"

"વાહ! કેવા સમજી ગયા! તમારે ત્યાજ ભોજન કરી ઉપર દક્ષણા લીધા બાદ તમને તમામ ભેદ જણાવવાનો વિચાર હતો, પણ તમારા દ્વાર આગળ પહોચતા ઘરમાથી આવતા દુર્ગંધથી મારી ખાત્રી થઈ ગઈ કે, હવે તમારા હાથનુ પાણી પણ મારાથી પીવાય તેમ નથી! ઈશ્વરેચ્છા! હુ તમારો મિત્ર છુ,

એટલે જે કાર્ય માટે આવ્યો છુ તે પૂર્ણ તો કરીશ !" આટલુ બોલી ક્ષણ માત્ર કંઈ વિચારમા ચુપ રહ્યા બાદ તે બોલ્યો— "ના ! તમે હવે મિત્રતાને યોગ્યજ નથી ! બસ ! મે કહ્યું તેટલા પરથી સમજી જઈ કરવુ હોય તે કરજો !" આટલુ કહી તે ત્યાથી ચાલ્યો ગયો કીસનરાયે ઉભા રહેવાને તેને બૂમો પાડી, પણ તે તો જતોજ રહ્યો, અને કીસનરાય પોતાના દૂર્દૈવ માટે અફસોસ કરતો ઘેર પાછો ફર્યો તેનો ધનવાન યુવાન મિત્ર તેને માટે ખોટી ન થતા મહેમાનગીરીનુ સંપૂર્ણ સુખ ભોગવી પોતાને ઘેર વિદાય થયો હતો તેની સ્ત્રી થાકીને લોથ થઈ શય્યાપર આળોટતી હતી કીસનરાયને જોતાજ તે છણકો કરી બોલી ઉઠી—"અરે ! તમે તે આટલી વાર સુધી કયા ગયા હતા ? કયો ગઢ જીતવો હતો કે જમવાનુ પણ પડતુ મેલ્યુ, અને અમીર મહેમાનને રખડતો મુકયો?"

"મારા પિતાપર આવી પડેલ સંકટના સમાચાર સાભળવા ગયો હતો !" કીસનરાયે દબાયલે અવાજે જણાવ્યુ—"એના મૃત્યુના સમાચાર સાભળ્યા હોત તો હમેશ માટે નિશ્ચિંત થાત !"

"મારા પુજ્ય સસરાજી માટે આમ બોલતા આપને કોઈ દિવસ સાભળ્યા નહોતા ! આ તો અજાયબી—"

"મારી એ લાગણી આજ સુધી મંત્રની માફક હૃદયમા છૂપાવી રાખેલી હતી, એટલે કયાથી સાભળે ! આજે તારી આગળ મુખમાથી એકાએક એવા શબ્દો નીકળી ગયા ! હવે એક બોલ હુ મુખમાથી નહીં કહાડુ ! વહાલી, તુ મારી હૃદયાધાર છે, માટે કોઇને જણાવીશ નહીં કે મારા પિતાજી તરફ મારો સ્નેહ નથી ! એ વાત કોઈ પણ જાણશે તો મારી ખરાબી થશે ! પિતાજીથી હુ બહુ ડરૂ છુ ! એમને ખબર પડી કે, હુ તેમની સાથે સ્વાર્થની બાજી રમુ છું તો મારા પ્રાણ લીધા વિના રહેશે નહીં !"

"આપ સંકટમા આવી પડો, એવી વાત તે હુ કોઇને કહુ ખરી કે ? પણ તમે મને પજવશો તો હુ બધાને કહી દઈશ !"

"એટલે ? તુ મને ડરાવે છે ? તુ મારી વાત જાહેર કરીશ તો હુ બધાને કહીશ કે, તુ ખરાબ ચાલની છે, અને મારાપર ખોટુ આળ મૂકે છે ! ગાડી ! પોતાના પિતા માટે તે કોના મનમા લાગણી ન હોય ? પિતાજીને સંકટમાથી છોડવવા હુ અત્યારેજ જાઉ છુ ! જીવને જોખમે તેમની સેવા બજાવીશ !"

"આ શહેરમાથી તમે જાઓ અરે, આ દુનિયા છોડી જાઓ એવા મારા સુભાગ્ય ક્યાથી!" આમ મનમા વિચાર કરી કીસનરાયની સ્ત્રી બોલી—"હવે એ સંકટમા આવી પડયા છે તો જઇને શુ કરશો? મુગા ઘરમા બેસો! જાણે જાણુતાજ નથી!"

"પણ નીચ રાધાકૃષ્ણ વખત આવે પિતાજીને જરૂર કહે કે, તેણે મને એ મહોકાણુની ખબર પહોચાડી હતી!"

"પણ એ શુ કહી ગયો તે તો કહો કે, મારો જીવ તો ઉચો ન રહે!" જવાબમા કીસનરાયે તેને તમામ હકીકત જણાવી, અને પોતાનો વિયોગ સહન કરવા તેને સમજાવી મુસાફરીની સર્વ તૈયારી કરી તે પિતાને મદદ કરવા નીકળ્યો વાચનાર! વઈતાળના સાથી સાધારણ માણુસો નહોતા તેઓ લુચ્ચા, બહાદુર અને ભયાનક તેમજ તોફાની હતા, અને ચારે તરફ એવી રીતે ફરતા હતા કે, જરૂર પડતા વઈતાળ તેમને સહેલાઈથી શોધી કહાડતો હતો વઈતાળે ખ ડીયેરો તેમજ પહાડી ગુફાઓમા પોતાના મુકામ નક્કી કરી રાખ્યા હતા, જ્યા તેના સાથીઓમાનો એકાદ હ મેશા રહેતો હતો આવા કેટલાક સ્થાનો કીસનરાય જાણુતો હતો, એટલે ગયાજીથી થોડે છેટે આવેલા ડુ ગર ઉપરના એક ખ ડીયેર આગળ તે જઈ પહોચ્યો ત્યા વઈતાળના ત્રણુ સાથીઓ હતા, તેમને તે પોતાના પિતાના સમાચાર પૂછતો હતો, એટલામા વઈતાળ કેદી માલતીસહ ત્યા આવી પહોચ્યો પોતાના સપુતને જોઇ તે રાજી થયો બેહોશ માલતીને પોતાના માણુસોને સોપી તે તેને એક બાજુએ તેડી જઈ પોતાના વીતક કહેવા લાગ્યો સર્વ હકીકત સાભળ્યા બાદ કીસનરાય બહુજ દીલગીર થવાનુ ડોળ ઘાલી નિ શ્વાસ નાખી બોલ્યો—"હાય! પિતાજી, આપે એ વિષેની મને ખબર પણુ ન મોકલાવી! રાધાકૃષ્ણે એ વાત જણુાવી નહોત તો હુ કેમ જાણુત?"

"તોપણુ આજે તુ મળ્યો, એ ઠીક થયુ! આપણા એક સાથીની સાથે માલતીને તારી માતા રહે છે ત્યા લઈ જઈ, તેની પાસેથી બલભદ્રસિહની ભાળ મેળવવાની તજવીજ કર!"

"જેવી આજ્ઞા પિતાજી! આપ હવે રત્નપુર જશો?"

"હા! હુ પાછો ફરૂ ત્યાસુધી તુ તારી માતા પાસે રહી બલભદ્રસિંહની ભાળ મેળવજે!" આટલી વાત કરી તે પોતાના સાથીઓ બેઠા હતા ત્યા આવ્યો, અને બેહોશ ધનરાજને પોતે

કેદ કરી આવ્યો હતો, તેની પોતાના એક સાથીને નીશાની આપી કહ્યું—"ધનરાજને ત્યાથી ઉપાડી મારે ઘેર કેદ કરી તુ અત્રે પાછો આવજે!" આમ સર્વ ગોઠવણ કરીને વઈતાળ રત્નપુર રવાના થયો ત્યા તેણે શું કર્યું તે આપણે જાણ્યુ •વઈતાળના જવા બાદ કીસનરાય પણ માલતીને ઉપાડી જટીલ નામના સીપાઈસહ વિદાય થયો બપોર પડતા અરણ્યમા એક ગભીર વડ નીચે મુસાફરીનો થાક મટાડવા તેમણે મુકામ કર્યો. અશ્વને ચરવા છુટો મુકી બેહોશ માલતીની ગાસડી છોડી તેના હાથપગ કમદથી મજબૂત બાધી તેણે લખલખો સુઘાડી તેની બેહોશી દૂર કરીને કહ્યુ—"માલતી! તારા સ્વરૂપ માટે મને તારાપર દયા આવે છે! વેષધારી લુચ્ચી માયાવતી માટે તુ વિનાકારણે જીદગી બરબાદ કરે છે!"

"ખરૂ છે, પણ હવે મારા પ્રાણ ઉગરવાની આશા નથી!" માલતી નિશ્વાસ નાખી બોલી—"અરે! મારી પાસે અનગળ ધન છતા સંસારનુ સુખ મે ભોગવ્યુ નહીં! અત્યારે એ ધન મને કઈ કામ આવનાર નથી, કોણ જાણે કોના હાથમા આવશે, અને કોણ ભોગવશે! હકદાર વારસની ગેરહાજરીમા રાજાજ—" આટલુ બોલતા તે રડી પડી આથી કીસનરાય ગળગળો થઈ બોલ્યો—"તુ રડ નહીં! તારી આખોમાના આસુ મારાથી જોઈ શકાતા નથી! બસ! બલભદ્રસિંહ અને ઇદીરા કયા છે તે મને જણાવે તો તારી જીદગી બચશે, અને તારી દોલત તુ સુખે ભોગવીશ!"

"મારી જીંદગી બચતી હોય તો બલભદ્રસિંહ અને ઇદીરા કયા છે તે બતાવવા સાથે મારી તમામ દોલત પણ આપને હુ અર્પણ કરીશ, પણ આપ મારાપર એક મહેરબાની કરશો?—"

"શી મહેરબાની? ખરેખર! તારા સરખી સુદરી સંસારમાથી દૂર થાય, એવી મારી ઈચ્છાજ નથી! બોલ! બોલ!"

"એ ગુપ્ત વાત આપને એકાતમા જણાવીશ!"

"બાઈ! તારી કરમકથા સાભળવાની મને ફુરસદ નથી!" જટીલ બોલી ઉઠયો—"હુ છેટો બેસુ છુ! તમે સુખેથી એકાતમા વાત કરો! હુ ગાજાની ચલમ પી થાક દૂર કરૂ છુ!" આમ કહી તે થોડે દૂર જઈ બેઠો, અને ચલમ તૈયાર કરવામા ગુથાયો એકાત થતા કીસનરાય માલતીની પાસે બેઠો, એટલે તેણીએ કહ્યુ-"જુઓ, આપની વહાલી અજબકુવરી પણ મારા તાબામા છે!"

"હે !" કીસનરાયે આતુરતાસહ પૂછયુ–"વહાલી અજબ તમારા પંજામા છે? એ મુગ્ગી તેમજ ખ્હેરી છતા મારા હૃદયની દેવી છે ! હું તેનો આશક–પૂજારી છુ ! ક્યા છે, એ રમણી ?"

"તે મારા પંજામા હોવાથી તમે તેને મળી શકશો ! બલભદ્રસિંહ અને ઇંદીરાની તમને ખબર આપવા સાથે મારી તમામ દોલત પણ હુ આપીશ ! આપ એક ઉપકાર કરશો ?"

"શું બોલો ? શો ઉપકાર કરૂ ?"

"મારી સાથે લગ્નની ગાંઠથી જોડાઓ કેમકે, આપની મોહક મૂર્તિએ મારૂં હૃદય ચોર્યું છે !"

"તારી ઉમ્મર પાકટ છતા હજી તુ નવી નવેલી સરખીજ દેખાય છે ! મોહક માલતી ! મને તારાપર બેહદ પ્રેમ ઉપજે છે, પણ તારી સાથે લગ્ન કરવાની પિતાજી આજ્ઞા આપશે ?"

"આપના પિતા દુખ પામે તો મ્હોટા મૂર્ખજ સમજો ! બલભદ્રસિંહનો પત્તો મળવાથી એમના પ્રાણ બચશે ! ઇંદીરા મળવાથી ઇંદ્રદેવનો પણ એમનાપર સ્નેહ વધશે ! વળી તમે મારી તમામ મીલકતના માલીક બનશો, એથી એમને તો લાભ છે ! તમારી અજબ પણ તમને મળશે, અને હુ તમારી પ્રેમપાત્ર બની તમારી સેવામા સુખ માનીશ ! માયાવતીની પંચાતમા હજી મારા લગ્ન થયા નથી, એ આપ ક્યા નથી જાણતા ?"

"પણ એકાદ બે આશકો સાથે પ્રેમ તો બાંધ્યો હશેજ !"

"પણ એથી તમે મારી સાથે લગ્ન કરવાને અચકાતા હો તો તમારી ભૂલ છે ! મહેરબાન ! તમારી પત્નિ એ બાબતમા ચોખ્ખી છે, એમ તમે હિંમતથી કહી શકશો ? દુનિયાના સર્વ ભેદ જાણી શકવાની તમારામા શક્તિ છે ? તમારા જેવા રંગીલા–મોજીલા આશકે એવા વિચારજ મનમા ન આણવા ! હુ હિંમતથી કહી શકીશ કે એથી તમારા પિતા નારાજ થશે નહીં ! તમારા પિતાએ પોતાની જીંદગી દરમ્યાન કેવા કામો કર્યા છે, તેનોજ વિચાર કરો ! એ શુ મ્હોડુ લઈ તમને કંઈ કહેવાની હિંમત કરશે ? વળી આપણે બેસુમાર દોલતનુ સુખ ભોગવીશુ, એ સાધારણ વાત નથી ! દુનિયામા આપણા સરખા ભાગ્યશાળી બીજા કોણ હશે ? જાઓ, હુ પ્રતિજ્ઞા લઉ છુ કે, તમારી પત્નિ અને અજબકુવરી મારી સાથે લડશે, વઢશે તોપણ હુ તેમનાપર સગી

બ્હેન જેવો સ્નેહ રાખીશ !" માલતીના આ મોહક શબ્દોથી કીસનરાય સ્વર્ગનું સુખ અનુભવતો હોય એવો રાજી થઈ ગયો થોડીવાર વિચારમાં ચુપ રહેવા બાદ તે બોલ્યો—" પણ તે કહ્યું, તે મૂજબજ કરીશ, એની ખાત્રી શી ?", આના જવાબમા માલતીએ આકરા સોગન ખાધા, અને પોતાના હાથપગ છોડી નાખવાની કીસનરાયને આજીજી કરી તરતજ તેણે તેને છૂટી કરી, એટલે પોતાની આગળીએથી ઝેરી વીંટી ઉતારીને તેણે તેની આગળીમા પહેરાવી બેહદ સ્નેહથી તેને આલીંગન દઈ ચુબન લઈ કહ્યું—" વહાલા ! આ ક્ષણુથીજ મે આપને મારા સૌભાગ્યરક્ષક માની લીધા ! હવે આપ મારે ઘેર પધારો ! બલભદ્રસિંહ અને ઇદીરાને તેડાવી આપના પિતાજી પાસે મોકલી દઈશું ! પ્રાણેશ ! હવે મારા ઘરબાર અને આ દાસીના હૃદયના માલીક બનો, અને આજ્ઞા કરો આપને કેવી રીતે સંતોષ પમાડુ !" આટલુ કહી તે ફરી તેને ભેટી પડી અધરામૃતનુ પાન કરી બોલી–" વહાલા, હવે હુ આપની થઈ ચુકી !"

એક યુવતીના પ્રેમ સાથે બેહદ દોલત મળવાના આનંદમા કીસનરાય અધ બની ગયો ! માલતીએ તેની આગળીમા ઝેરી વીંટી પહેરાવી તેના ગુણુ તેને જણાવતા તેની પક્કી ખાત્રી થઈ કે, તે સર્વ સાચુ કહેતી હતી ! તેણે ધાર્યું કે, પોતાનો પિતા તેની સાથે લગ્ન કરવા માટે ગુસ્સે થાય તોપણુ તેની દરકાર નથી ! ગુસ્સે થવાનુ તેને કારણુ પણુ નથી ! મારે લીધેજ એના પ્રાણુ બચશે, એ માટે એણે તો ખુશ થવુ જોઈએ ! આમ મનમા વિચાર કરી તેણે સ્નેહથી તેને ભેટી હૃદય સાથે ચાપી કહ્યુ—" વહાલી, હુ પણુ હવે તારો થઈ ચુકયો ! હવે કબૂલાત મૂજબ મારૂ કામ સત્વર પૂર્ણુ કરી બતાવ !"

" દાસી તૈયાર છે પ્રિતમ ! પણુ આપની સાથે આ સીપાઇની પિડા છે તેને અત્રેથીજ વિદાય કરી જમાનીયાના તીલસ્મી બાગ તરફ મારી સાથે પધારો ! બલભદ્ર અને ઇદીરા ત્યા કેદ છે, તેમને છોડવી તમારા પિતાજીને પહેલા રાજી કરીએ !"

"હા ! એમજ કરીએ ! સીપાઇને સમજાવી રવાના કરૂં છું !" આમ કહી કીસનરાય ગાજાનો દમ મારી મસ્ત બની બેઠેલા જટીલ પાસે જઈ માલતીની હકીકત તેને જણાવી સમજાવીને વિદાય કરી

થોડીવારમા માલતી પાસે આવી બોલ્યો—"વહાલી! તારી ઈચ્છા મૂજબ સીપાઈ ગયો તુ હવે તૈયાર થા તો આપણે જઇએ!"

માલતી તૈયાર થતા કીસનરાયે અશ્વ તૈયાર કીધો, અને બને તેપર સ્વાર થઈ પૂર્વ દિશા તરફ ચાલ્યા માલતી કહેતી તે તરફ કીસનરાય ઘોડો હાકતો હતો સાજે તેઓ એક ખંડીયેર પાસે આવી પહોચ્યા વાચનાર! આ ખંડીયેરમાજ રાજા કુલીનસિંહને બલદેવસિંહે ઘેરી લીધો હતો, અને બહાદુરના રૂપમા વઈતાળે એ ખંડીયેર આગળજ બલદેવસિંહને ઠગ્યો હતો એ ખંડીયેર આગળ માલતીએ ઘોડો ઉભો રાખવાને કહ્યુ અને ઉમેર્યું— "આ ખંડીયેરમાથી એક સુરંગ તીલસ્મી બાગ સુધી છે!"

"હા! એ સુરંગને માર્ગેજ માયાવતી અને તેના સેવકોએ આ ખંડીયેરમા આવી ઇંદ્રજીત, આનંદકુમાર અને તેમના સાથીઓને કેદ પકડયા હતા, એમ મે સાભળ્યુ છે!"

"તીલસ્મી બાગના બીજા ભાગમા એ રસ્તે આપણે જઈ કોઈ ન જાણે તેમ બને કેદીઓને છોડવીએ! એ સુરંગને માર્ગે ઘણીવાર આવજાવ કરી છે, એટલે તેના સર્વ ભેદ હુ જાણુ છુ! વળી એ સુરંગમા જવાથી આપણને બીજો લાભ એ થશે કે, એમા આપણા કામની અમૂલ્ય વસ્તુઓ છે, જે ગમે તેટલુ દ્રવ્ય ખરચતા પણ આપણને બીજે ક્યાથી મળે નહીં! પાણીથી ન ભીંજાય અને અઇયારીમા ઉપયોગી થઈ પડે એવા જાતજાતના પોષાક, ઘણી તરેહના બુરખા અને સેકડો પ્રકારના ઔષધો અને અર્કો તેમજ અત્તરો ઉપરાત બીજી ઘણી વસ્તુઓ એમાથી હાથ લાગશે! માયાવતીનો રત્નભંડાર પણ એમા છે!"

"ત્યારે તો અવશ્ય એ સુરંગને માર્ગેજ આપણ જઈએ!"

"વળી એ સર્વ વસ્તુઓથી આપણા સ્વરૂપ આપણે બદલી લઇશુ, અને બેચાર ઉપયોગી હથીયારો પણ ઉપાડી લઈશુ!"

"હથીયારની મારે જરૂર નથી! કમલીનીએ આપેલુ એક ખંજર મારી પાસે છે તેની આગળ સર્વ હથીયારો રદ છે!"

"કેવુ ખંજર છે વળી?"

"આ રહ્યું! એની શક્તિનુ વર્ણન સાભળી તુ અજાયબી પામીશ વહાલી!" આમ કહી કીસનરાયે કમ્મરેથી ખંજર કહાડી

માલતીને બતાવ્યુ પછી તેઓ ગોડાપરથી ઉતરી એક વૃક્ષ નીચે થાક ખાવાને બેઠા ઘોડાની હવે જરૂર ન હોવાથી તેને છોડી દેવાનુ માલતીએ જણાવ્યું, જે કીસનરાયે માન્યુ પછી તેણે તીલસ્મી ખજરની શક્તિનુ લબાણુ વર્ણન કરી તેનો હાથો દબાવી વીજળી સરખો ચમકાટ પાડયાથી માલતીએ પોતાની બને આખો હાથે ઢાકી દીધી તેણે ખજર કમ્મરે મૂકી દીધુ, એટલે માલતીએ આખો ઉઘાડી આમ વાતમા થોડો સમય ગાળ્યા બાદ બને ઉઠીને ખડીયેરમા દાખલ થયા જે ભોયરામાથી કુમાર ઇંદ્રજીતસિંહ અને આનદસિંહ ગૂમ થઈ ગયા હતા, તે ભોયરામા તેઓ ગયા આ ભોયરામા ઉતરવાની સીડી નીચેની ન્હાની ઓરડીમા સુરસેન પોતાનો સામાન રાખતો હતો, એ વાચનારને યાદ હશેજ! માલતીના કહેવાથી કીસનરાય પોતાની થેલીમાથી દીવટ કહાડી દીવો પ્રગટાવી તેની પાછળ તે ઓરડીમા દાખલ થયો આ ઓરડીની ચારે તરફની ભીંત મજબૂત અને સાફ હતી એક તરફની ભીંતમાનો એક પથ્થર માલતીએ કીસનરાય ન જાણે તેમ દબાવ્યો, એટલે ખટકાસાથે મ્હોટી શીલા પાછલી તરફ હટી જઈ રસ્તો થઈ ગયો માલતીની પાછળ કીસનરાય તે માર્ગે બીજી ઓરડીમા દાખલ થતા તેમની પાછળ તે શીલા પોતાની મેળે અસલ સ્થાનમા બેસી જવાથી દરવાજો બધ થઈ ગયો તે દ્વાર ઉઘાડવાની તેમજ બધ કરવાની યુક્તિ કીસનરાયના પૂછવાથી માલતીએ તેને સમજાવી હવે તેઓ એક મ્હોટા ઓરડામા આવી પહોચ્યા હતા, તેમા કયાય દરવાજો દેખાતો નહોતો, પણ એક તરફ એક મ્હોટી અલમારી હતી આ અલમારી ઉઘાડવાની યુક્તિ માલતીએ કીસનરાયને બતાવી તેનેજ હાથે ઉઘડાવી, એટલે બીજી તરફ સુરગ જણાઈ તેમા દાખલ થઈ ચાળીશેક પગલા ચાલવા બાદ તેઓ એક બીજા ઓરડામા જઈ પહોચ્યા, જેમા કેટલીક અલમારીઓ હતી તે સર્વ ઉઘાડી હતી આમાથી કોઈ અલમારીમા અઈયારીની જાતજાતની વસ્તુઓ, કોઈમા ન્હાના મ્હોટા હથીયારો, કોઈમા રગબેરગી બનાવટી દાઢીમૂછ, ઈત્યાદી હતા બે ત્રણ અલમારીઓમા કાચની ન્હાની મ્હોટી શીશીઓ હતી આ સર્વ જોતા કીસનરાયે પૂછ્યુ—"આ તો બધું ઠીક, પણ રત્નભડાર કયા છે વહાલી?"

"આ સુરંગમા આગળ બીજા આવા ઓરડામા ઝવેરાત ભરેલુ છે! તીલસ્મી બાગ સુધી પહોચતા આ સુરંગમા બાર ઓરડાઓ આવશે, જે જુદી જુદી જાતની અમૂલ્ય વસ્તુઓથી ભરેલા છે!" આમ કહી,માલતી કાચની શીશીઓવાળી અલામારી પાસે જઈને બોલી—"આમા મોજશોખના સુગંધમય અત્તરો ભર્યા છે!" આટલું બોલી તેણે તેમાની એક શીશી લઈ તેનુ મુખ ઉઘાડી તેમાંનો પ્રવાહી સુઘતા કહ્યું—"વાહ વાહ! માયાવતી અને તલેસમના રાજા વિના આવી ઉત્તમ સુગંધવાળી વસ્તુનુ સુખ ભોગવવાને બીજો કોણ ભાગ્યશાળી હોય!" તે શીશી બંધ કરીને પાછી તેની જગ્યાએ મૂકી દઈ એક બીજી શીશી ઉપાડી તે કીસનરાય તરફ પાછી ફરતા તે શીશી તેના હાથમાથી છુટીને જમીનપર પડી ભાગી ગઈ, અને તેમાનુ અત્તર જમીનપર ઢોળાઈ ગયુ આથી માલતી બહુ દીલગીર થઈ કીસનરાયે પણ તે માટે પોતાની દીલગીરી જણાવી આ ઢોળાયલા અત્તરની કડક સુગંધ જોતજોતામા ઓરડામા પ્રસરી ગઈ કીસનરાય તેથી ખુશ થઈ તેના વખાણ કરવા લાગ્યો વાચનાર! માલતીએ કીસનરાયને બનાવ્યો પહેલા તેણે જે શીશી લઈને સુઘી હતી, તેમાના અત્તરમા એવો ગુણ હતો કે, તે સુઘ્યા બાદ એક પ્રહર સુધી કોઈ જાતની બેહોશીની દવાની તે સુઘનારપર અસર થતી નહીં જે શીશી તેના હાથમાથી પડી ગઈ, તેમા બેહોશીનુ અત્તર હતુ આથી કીસનરાય જોતજોતામા બેહોશ થઈ જમીનપર ઢળી પડયો માલતીએ તેના હાથમાથી દીવટ જમીનપર બાજુએ મૂક્યા બાદ તેની આગળીમાથી પોતાની ઝેરી વીંટી અને તીલસ્મી ખંજરને લગતી વીંટી ઉતારી લીધા બાદ તે ખંજર પોતાની કમ્મરે ખોસી દીધું થોડી વાર વિચારમા ઉભી રહેવા બાદ તે કીસનરાયને ઘસડીને સુરંગને માર્ગે પહેલા ઓરડામા ઉપાડી લાવી તેનો દરવાજો બંધ કરી દીધો કીસનરાય ફરીથી તે ઉઘાડી ન શકે તે માટે તેણે તે અલામારીની એક બીજી છુપી કળ પણ બંધ કરી દીધી પછી તેણે તેના હાથપગ મજબૂત બાધીને લખલખો સુઘાડી તેને શુદ્ધિમા આણ્યો થોડી વારે બેહોશી દૂર થતા કીસનરાયે પોતાને કેદીની હાલતમા તેમજ માલતીને હાથમા ખાસડુ લઈ સામે ઉભેલી જોઇ અજાયબીસહ પૂછ્યુ—"તે આખરે મને ઠગ્યો કે?"

"ના મારા શિરછત્ર!" માલતીએ હસીને જણાવ્યુ—"લગ્ન પ્રસંગમા વહેવાઈઓ એકબીજાની મશ્કરી કરે, એ આપણા રીવાજ પ્રમાણે અત્યારે આપની મશ્કરી કરવાને મારૂ કોઈ ન હોવાથી હુજ મશ્કરી કરૂ છુ!" આમ કહી તેણે તેના માથાપર ખાસડાના સપાટા લગાવવા માડયા આ પ્રહાર સહન કરી ન શકવાથી તે હાથ જોડી બોલ્યો—"પ્રભુને ખાતર મારાપર દયા કરો! મારી મ્હોટી ભૂલ થઈ! મારે લગ્ન નથી કરવા!"

"અરે! એટલામા શું ગભરાયા? હુ તમને દુ ખ દેનાર નથી! તમારી પત્નિ તમારા મિત્રોને રાજી કરી વસ્ત્રાલંકારોની ભેટ મેળવી તમારૂ ઘર ભરે છે, તમારૂ નાક કપાશે તેની દરકાર કરતી નથી, એટલે તમારૂ નાક કોઈ વાર કપાવાની ધાસ્તિ છે, માટે તમારા પર દયા કરી તમારૂ નાક હમણાજ કાપી લઉં છુ!—"

"માફ કરો! હુ હાથ જોડીને કહુ છુ કે મારાપર દયા કરો! બસ! આજથી હુ તમારો ગુલામ છુ! હુ ખરા ક્ષત્રિયના બીજનો હોઈશ તો તમારી આજ્ઞા કદી નહી લોપુ!"

"ક્ષત્રિયના બીજ માટે તો મને શક છે, પણ તારૂ કહેવુ માની તને આજ્ઞા કરૂ છુ કે, આજથી ચાર પખવાડીયા સુધી તારે ઘેર જવુ નહીં, અને તારા પિતાના કોઈ મિત્ર કે સબધીને મળવુ નહીં! એ મુદત બાદ મરજીમા આવે તેમ કરજે! એટલુ યાદ રાખજે કે, મારી તેમજ મારા સાથીઓ સાથે વેર બાધવાની કદી ઈચ્છા કરતો નહીં! મારી આ આજ્ઞા વિરૂદ્ધ કઈ કર્યું તો તારા પ્રાણ લીધા વિના રહીશ નહીં!"

"બહુ સારૂ! પણ કૃપા કરી મારૂ ખજર મને આપો!"

"એ ખજર હવે તને નહી મળે! મે કહ્યુ તે બરોબર યાદ રાખજે!" આમ કહી માલતીએ તીક્ષ્ણી ખજર તેના શરિરને લગાડયુ, એટલે તે બેહોશ થઈ ગયો તેના હાથપગ છોડી નાખી તેને ત્યાજ પડયો રહેવા દઇ તે ખડીયેરની બહાર આવી, અને જગલમા ચરતા ઘોડાપર સ્વાર થઇ પશ્ચિમ દિશા તરફ રવાના થઈ કીસનરાય પણ થોડીવારે શુદ્ધિમા આવતા પાસે બળતી દીવટ ઉપાડી પોતાના દૂર્ભાગ્ય માટે દુ ખી થતો ખડીયેરની બહાર નીકળી એક તરફ ચાલ્યો

---

# પ્રકરણ ૫ મું.



## ઈંદીરા.

રાત લગભગ એક પ્રહર જેટલી વીતી ગઈ હતી આકાશમા ચંદ્રદેવનો ઉદય થયો હતો, પણ આખા તીલસ્મી બાગમા હજી તેનો પ્રકાશ પડતો નહોતો બંને કુમાર સ્નાનસંધ્યા કરી ફળ ખાઇને સ્વસ્થ થઈ રાજા જોરાવરસિંહની રાહ જોતા બેઠા હતા, એટલામા ઝાડોની ધીચ ઘટાવાળા અંધકારમય ભાગ તરફ એકાએક દીપકનો પ્રકાશ જોઈ તેમણે ધાર્યું કે, જોરાવરસિંહ આવતા હશે તેઓ આતુરતાથી જોવા લાગ્યા એક યુવતીને હાથમા ફાનસ લઈને પોતાની તરફ આવતી જોઈ ઇંદ્રજીત અજાયબીસહ બોલી ઉઠયો–"આ સ્ત્રી કોણ હશે અને અત્રે ક્યાથી આવી હશે?"

"આશ્ચર્ય! આપણે અત્રે છઇએ, એ તેને ખબર હોત તો આમ બેદરકાર ફરતી જણાત નહીં!" આનંદસિંહે કહ્યુ

"એ ક્યા જાય છે, તે આપણે છુપી રીતે જોઈએ!" ઇંદ્રજીતે જણાવ્યુ બંને ઉઠીને એક ગભીર ઝાડના થડની ઓથે ઉભા રહી તેની હીલચાલ જોવા લાગ્યા. તે બાગમા ફરતી તેમની પાસેથી પસાર થતા આનંદકુમાર બોલી ઉઠયો—"અરે! અમે વાજાવાળા ઓરડામા જોઈ તેજ આ સ્ત્રી!"

"તો એને પકડવી જોઇએ!" ઇંદ્રજીતે જણાવ્યુ તરતજ બંને ભાઈ ઝાડને ઓથેથી નીકળી તેને પકડવાની તજવીજ કરવા લાગ્યા થોડી વારે તેની પાસે જઈ પહોચતા ઇંદ્રજીતકુમારની પણ ખાત્રી થઈ કે, તીલસ્મી ઓરડામા ફાસીએ લટકતા માણસની પાસે હાથમા ફાનસ સહિત તેના જેવીજ પૂતળી ઉભી હતી તે યુવતી પણ કુમારોનો મનોભાવ જાણી જવાથી સાવધ બની ચમેલીના વેલાઓની ઘટામા પ્રવેશ કરી અદૃશ્ય થઈ ગઈ બંને કુમાર સંભાળથી તેની પાછળ ગયા, પણ ચમેલીના વેલામાજ અથવા તો જમીનમા તે સમાઈ ગઈ હોય, તેમ ત્યા તેનો પત્તો લાગ્યો નહીં બંને કુમારો આથી નિરાશ થઈ પાછા ફરી નહેરને કિનારે આવી બેઠા, એટલામા એક હાથમા ભોજનનો દાબડો અને બીજા હાથમા એક વિચિત્ર ફાનસ સહિત જોરાવરસિંહને આવતો દીઠો કુમારો

પાસે આવી તે બહુ દૂરથી ચાલ્યો આવતો હોવાથી થાકી ગયો હોય તેમ પોતાના હાથમાનો દાબડો અને ફાનસ જમીનપર મૂકી બેસી ગયો તેના મુખપર ઉદાસી છવાઈ ગયલી જોઈ ઇંદ્રજીતકુમારે આતુરતાથી પૂછ્યુ—" આપ આમ ઉદાસ કેમ જણાઓ છો ભાઈ ?"

" કુમાર ! અમારા ઘરમા જબરો ચોર પેઠો છે ! અમારૂ તીલસ્મી પુસ્તક ચોરાયુ છે !" જોરાવરસિંહે નિરાશાસહ જણાવ્યુ– " એ પુસ્તકની હિ મતપર અમે તલેસમના રાજા હતા, અને તલેસમ તોડવામા આપને મદદ કરવાને તૈયાર થયા હતા !"

" બહુ ખોટુ થયુ !" આનદકુમારે દીલગીરીસહ જણાવ્યુ– " આપે એને કોઈ સલામત સ્થાને રાખ્યુ નહોતુ શુ ?"

" અમે પ્રાણુની માફક એનુ જતન કરતા હતા ! વર્ષો સુધી કેદખાનામા દુ ખ ભોગવી છેક મરણુની ઘડીએ પહોચ્યા છતા નીચ સુદરના હાથમા એ પુસ્તક જવા ન દીધુ !" જોરાવરસિંહે કહ્યુ.

" તો એકાએક કેમ ખોવાઈ ગયુ ?" ઇદ્રજીતે પૂછ્યુ

" કોણુ જાણે ? પણુ એ પુસ્તક ચોરનાર તલેસમના થોડા ભેદ અવશ્ય જાણુશે !" જોરાવરસિંહે ગ ભીર અવાજે જણાવ્યુ— " કુમાર ! પુસ્તક ખોવાયુ, એ સાધારણુ બનાવ નથી ! અમારો ઉત્સાહ ભાગી પડી હિ મત નાશ પામી છે ! હવે આ તલેસમમા અમે આપને કઇ સહાય કરી શકીશું નહીં ! અમારી જીદગી માટે હવે ભય રહે છે ! એ ચોર આપને હેરાન કરે, એવી ધાસ્તિ લાગે છે ! વારૂ, બાગમા હાથમા ફાનસ સહિત કોણુ ફરતુ હતુ ?"

" વાજાવાળા ઓરડામા અમે જોયલી સ્ત્રી, જેનુ પૂતળુ બીજા ઓરડામા આપણે જોયુ હતુ !" આનદકુમારે જણાવ્યુ ઇદ્રજીતકુમારે તેના કહેવાને ટેકો આપ્યો જોરાવરસિંહ અજાયબીમા ગરકાવ થયો તેની મતી મુંઝાઈ ગઈ તે કયા ગઈ તે વિષે પૂછતા ઇદ્રજીતે જણાવ્યુ—"તેને પકડવાની અમે તજવીજ કરી, પણુ તે આ ચમેલીના વેલાઓમા ક્યાક અદૃશ્ય થઈ ગઈ !"

" ચમેલીના વેલાઓમા તો બાગના ચોથા ભાગમા દેવમ દીરમા જવાનો રસ્તો છે " જોરાવરસિંહ ગભરાટસહ બોલ્યો !

" જુઓ, એ પાછી બહાર આવી !" ઇદ્રજીતે જણાવ્યું

" આપ અત્રે બેસો ! અમે એની ખબર લઈએ છીએ !" આમ કહી જોરાવરસિંહ તેની તરફ ઉતાવળે ચાલ્યો, પણુ તે ચમેલીના

વેલા સુધી પહોચે તે પહેલા તો તે અદશ્ય થઈ ગઈ કેટલીક વાર વેલાની ઘટામા શોધ કીધા બાદ જોરાવરસિંહ કુમારો પાસે પાછો આવી બોલ્યો—"અમારા જતા પહેલા એ દેવમ દીરવાળા બાગમા જતી રહી! તેની પૂઠ પકડવાની અમને તો ઈચ્છા થઈ, પણ દેવમ દીરવાળો બાગ મ્હોટો હોવાથી તેમા સંતાઈ જવાના સ્થાન ઘણા છે, એટલે તેને પકડતા એકાદ બે દીન થઈ જવાનો સંભવ છે! હાલ અમને એટલી ફુરસદ નથી! તીલસ્મી પુસ્તક ન મળવાથી નિરાશ થઈ અમે અત્રે આવતા હતા, એટલામા બીજી એક દુ ખપ્રદ ખબર સાભળી! આથી આપથી વિખુટા પડી અમારે અત્યારેજ જમાનીયા છોડવાની જરૂર છે! એવી તે શી દુ ખદાયક ખબર છે તે હાલ આપને નહીં જણાવીએ, તેથી આપે ચિ તા કરવી નહીં! આપ તલેસમ ફત્તેહ કરવાનો ઉદ્યોગ ચાલુ રાખજો! આ અજાણી સ્ત્રી માટે સાવધ રહેજો! અમારૂ પુસ્તક એણેજ ચોર્યું છે! તેમ ન હોત તો તે અહીં આવી શકતજ નહીં!"

"તો એ નક્કી આપણી સાથે દગો રમશે!" ઇંદ્રજીતે કહ્યુ

"આપ સાવધ રહેશો તો એ આપને નુકસાન કરી શકશે નહીં, અને તેણે ચોરેલુ પુસ્તક પણ આપને મળશે!" જોરાવરસિંહે કહ્યુ, અને એક કાગળ ફાનસ આગળ મૂકતા ઉમેર્યું—"જુઓ તો આ કાગળમા શું લખ્યુ છે? એ યુવતી દેવમ દીરમા જતી રહ્યા બાદ તેના દ્વારપરથી એ મળી આવ્યો!" ઇંદ્રજીતસિંહે કાગળ વાચવા માડયો તેમા નીચે મૂજબ લખ્યુ હતુ —

"આપ મને ઓળખતા નથી, અને હુ આપને ઓળખતી નથી આપ મને દુ ખી કરશો નહીં, એવી ખાત્રી ન થાય ત્યાસુધી મારી ઓળખાણ ન આપતા એટલુ જ જણાવીશ કે, તલેસમમા હું કેદી છું આપ સજ્જન અને દયાળુ મારો અવશ્ય છૂટકારો કરશો—એક દુઃખી બાળા."

"આ વળી નવી વાત!" જોરાવરસિંહ બોલી ઉઠયો

"પણ આ લખાણ ઉપર આપણે વિશ્વાસ કેમ રાખીએ?" ઇંદ્રજીતે શ કાસહ કહ્યું

"એ પણ ખરૂ! આપને યોગ્ય લાગે તેમ કરજો! આવો આપણે સાથે બેસી ભોજન તો કરીએ! પાછા કોણ જાણે ક્યારે મળીશું!" આમ કહી તેણે દાબડો ઉઘાડી ભોજનની થાળી પીરસી,

અને ત્રણે ભાઇ સાથે જમવા બેઠા. જમતા જમતા જોરાવરસિંહે કુમારોને કેટલીક સુચના કરી દેવમ દીરમા જવાના માર્ગ વિષેની પણ સમજણ આપી ભોજન કરી રહ્યા બાદ જોરાવરસિંહ તેમને ભેટી વિદાય થયો કુમારોએ આખી રાત્રી વાત કરવામાજ પસાર કરી પ્રભાતે સ્નાનસંધ્યા, વગેરે નિત્યકર્મ કર્યા બાદ તેઓ વાજાવાળા ઓરડામા ગયા વાજામા ભરેલી તલેસમના ભેદોને લગતી હકીકત એકવાર ધ્યાન દઇને સાભળવાની બ'ને ભાઈઓએ સલાહ કીધી, એટલે ઇંદ્રજીતસિંહે વાજાને ચાવી આપી આન દકુમારને કહ્યુ—" અમે તીલસ્મી ખ જરનો પ્રકાશ પાડીએ છીએ, અને તમે વાજામાથી સ ભળાય તે લખતા જાઓ!" આમ કહી તેણે પોતાની પાસેની કોરા પાનાની ચોપડી તેને આપી વાજામાથી નીકળતો અવાજ આન દકુમાર લખવા લાગ્યો લગભગ દોઢ પ્રહર વાજુ સાભળ્યા પછી તે બ ધ કરી તેઓ બાગમા આવ્યા દિવસનો બાકીનો ભાગ અને રાત્રી બાગમાજ ગાળ્યા બાદ બીજે દીને પણ વાજાવાળા ઓરડામા જઈ તેઓ વાજુ સાભળવા લાગ્યા વાજામાથી રોજ નવી બાબતો સંભળાતી હોવાથી કેટલાક દીન વાજુ સાભળવામાજ વીતી ગયા એ અરસામા પેલી બાળાને કુમારોએ ત્રણ વાર દીઠી જોરાવરસિંહના ગયા પછી પહેલી વાર તે બાળાએ દેખાવ દીધો, ત્યારે કુમારો નહેરને કિનારે બેઠા હતા ચમેલીની ઝાડીમાથી નીકળી તે બાળા કુમારોને દેખાડીને કપડાનો એક કટકો જમીનપર મૂકી પાછી અદશ્ય થઈ ગઈ તરતજ આન દકુમાર તે કપડુ ઉપાડી આવ્યો, તે ઉપર લાલ ર ગથી નીચે મૂજબ લખ્યુ હતુ —

" મહાપુરૂષો પધારવાથી દીન દુ ખી પોતાના સંકટ દૂર થવાની આશાએ આન દ પામે છે! મે ઈશ્વરપ્રાર્થના કરવામા ઘણા દિવસ તલેસમમા ગાળ્યા, ત્યારે આપ સત્પુરૂષોના દર્શન થયા! આપ મારૂ દુ ખ દૂર કરશો, એવી હૃદયમા આશા છતા આપ મિત્ર છો કે શત્રુ, તેની ખાત્રી કર્યા સિવાય આપની સેવામા હુ હાજર થઈ શકતી નથી આપની ઓળખાણ આપી મારી શ કા દૂર કરવાની આપ કૃપા કરશો—ઇંદીરા "

પત્ર વાચી કુમારો અજાયબ થયા ઇંદ્રજીતસિંહની આજ્ઞાનુસાર આન દકુમારે પત્રનો નીચે પ્રમાણે જવાબ લખ્યો —

"અમે મહારાજશ્રી કુલીનસિંહજીના કુમારો આ તલેસમ ફત્તેહ કરવાને આવ્યા છીએ, માટે અમારાથી લેશ પણ ડરશો નહીં! તમારી હકીકત જાણતા અમે તમારૂ દુઃખ ટાળીશું!"

તેનો પત્ર મળ્યો હતો ત્યા આનંદકુમાર તે રાખી આવ્યો પછી બે દીન તે બાળા જણાઈ નહીં ત્રીજે દીને તીલસ્મી ઓરડામાથી તેઓ પાછા ફરતા હતા, ત્યારે ચમેલીની ઝાડીમાથી આનંદકુમારને એક પત્ર મળ્યો આ સમયે પણ તેણે કપડાપરજ નીચે મુજબ લખ્યુ હતુ—

"અખંડ પ્રૌઢ પ્રતાપી મહારાજશ્રી કુલીનસિંહના આપ કુમારો છો, એ જાણી મારા આનંદનો પાર રહ્યો નથી હુ આપની સેવામા આવવાને તૈયાર છુ, પણ આપની પાસે આવનાર રાજા જોરાવરસિંહજીનો ડર લાગે છે—ઈંદીરા"

આનો ઇંદ્રજીતસિંહે જવાબ લખાવ્યો-"રાજા જોરાવરસિંહજી માટે ભય રાખશો નહીં! તેઓ તમને સહજ પણ દુઃખ આપશે નહીં, એમ અમે પ્રતિજ્ઞાપૂર્વક કહીએ છીએ!"

વળી બે દિન ઇંદીરા તરફના કંઈ સમાચાર મળ્યા નહીં ત્રીજે દીને સાંઝે બંને કુમાર નહેરને કિનારે બેઠા હતા, એટલામા ઇંદીરા ચમેલીની ઝાડીમાથી નીકળીને તેમની પાસે આવી હાથમાનુ ફાનસ જમીનપર મૂકી તેમને નમન કરી હાથ જોડીને સામે ઉભી, એટલે ઇંદ્રજીતસિંહે તેને કહ્યુ—"અત્રે બેસી સંકોચ વગર તમારી હકીકત જણાવો!" ઇંદીરા સામે બેસી જઈ હાથ જોડીને બોલી—"મારી અજાયબીથી ભરપૂર દુઃખદ કહાણી જણાવવા હુ આપની હજુરમા આવી છુ! મહારાજશ્રી કુલીનસિંહજીના આપ પ્રતાપી કુમારો અમારી ફરિયાદ સાભળી ન્યાય કરી દુષ્ટોને શાસન કરો અને અમને દુઃખસાગરમા ડુબતા બચાવો!"

"તમારી સાથે બીજુ કોણ છે?" ઇંદ્રજીતે પૂછ્યુ

"મારી માતા તલેસમમા દુઃખદ સ્થિતિમા છે!" ઇંદીરાએ જવાબ આપ્યો—"મારામા તો ફરવાની શક્તિ છે, પણ તે બીચારી તદ્દન અશક્ત છે! અમારી કહાણી સાભળી આપ અમારાપર અવશ્ય દયા કરશો!" ઇંદ્રજીતકુમારના કહેવાથી તે પોતાની હકીકત કહેવા માડતી હતી, એટલામા સામેથી રાજા જોરાવરસિંહને આવતા જોઈ તે ગભરાઇને ઉભી થઈ ગઈ ઇંદ્રજીતસિંહ

અને આનંદકુમારે પાછળ નજર કરી તો જોરાવરસિંહને આવતા દીઠા જોરાવરસિંહ તેમની સમીપ આવી પહોચતા ઇદીરા તેને નમન કરી હાથ જોડી ઉભી રહી બને કુમાર પણ ઉભા થઈ ગયા જોરાવરસિંહના મુખપર અત્યારે ખુશાલી જણાતી હતી તેને આનંદથી ભેટતા ઇદ્રજીતે કહ્યુ-"આપ ઘણે દીને પધાર્યા !"

"એક ખાસ કામનો સંપૂર્ણ બંદોબસ્ત કીધા વિના અમે અત્રે આવી શક્યા નહીં !" જોરાવરસિંહે જણાવ્યુ-"આજે અમે એવા સમાચાર આણ્યા છે કે, તે સાભળી આપ અજાયબી સાથે આનંદ પામશો ! આ બાળાની હકીકત જાણ્યા બાદ અમે સર્વ આપને જણાવીશુ ! ખરેખર ! એનુ સ્વરૂપ પેલી પૂતળી જેવુજ છે !" ઇદ્રજીતકુમારે તેની સાથે ચાલેલા પત્રવહેવારની હકીકત જણાવી, એટલે જોરાવરસિંહે ઇદીરાને પૂછ્યુ—"અમારાથી તને ડરવાનુ શુ કારણ છે ?"

"મારી કહાણીનો આપની સાથે સબંધ છે તેથી !" ઇદીરાએ જવાબ આપ્યો—"મારૂ સ્વરૂપ બનાવટી હોવાથી આપ મને નહીં ઓળખો ! આજ્ઞા આપો તો નહેરમા મુખ ધોઈ આવુ !"

"તો પછી તને ઓળખી શકીશુ ?" જોરાવરસિંહે પૂછ્યુ—"ઠીક, મુખ ધોઈ આવ !" આટલુ કહી તે એક તરફ બેઠો, અને કુમારોને પણ પોતાની પાસે બેસાડ્યા ઇદીરા નહેરને કિનારે જતા તેણે પૂછ્યુ—"એ બાળાનુ નામ શું છે?"

"ઇદીરા !" ઇદ્રજીતે જવાબ આપ્યો આ નામ સાભળી જોરાવરસિંહ અજાયબીમા ગરકાવ થઈ મનમા યાદ કરતો બબડ્યો—"ઇદીરા ! પેલી ઇદીરા નથી લાગતી ! બીજી કોઈ હશે ! એનુ અસલ સ્વરૂપ જોતા જણાશે ! એજ હોય તો કેવુ સારૂ !"

"એ હમણા આવતા ખુલાસો થઈ જશે ! તે અરસામા આપ શા શુભ સમાચાર લાવ્યા છો તે જણાવો ?" ઇદ્રજીતસિંહે પૂછ્યુ એટલે જોરાવરસિંહે કહ્યુ—"અત્રેથી જવા બાદ રત્નપુરના સર્વ સમાચાર અમને મળ્યા છે ! પૂજ્ય મહારાજશ્રી કુલીનસિંહજી, ચતુરસિંહ, વિજયસિંહ, હમીર, બળ, કીશોરી, કામીની, કમલીની, લીલાવતી અને અમારા પત્નિ વગેરે સર્વ હાલ ત્યાજ છે, અને એક અજાયબી ભરેલો મુકરદમો ચાલે છે !"

"અમારા ભાભીની ભાળ મળી ?" ઇદ્રજીતે પૂછ્યુ

"હા! કમલીનીના મહેલમા રહેતી તેની સખી તારા એજ તમારા ભાભી છે!" જોરાવરસિંહે જણાવ્યુ—"દુશ્મનોપર વેર વાળવાનો લાગ શોધતી તે આટલા દીન રૂપે વેષે રહ્યા બાદ હાલ પ્રગટ થઈ છે! એમની કહાણી પણ અજાયબીભરી છે!"

"આપ રત્નપુર ગયા હતા શું?" આનંદકુમારે પૂછ્યુ

"નહીં!" જોરાવરસિંહે જવાબ આપ્યો.

"આ સમાચાર સાભળ્યા પછી પણ આપ લક્ષ્મિદેવીને મળવાને ત્યા કેમ નહીં ગયા?" ઇંદ્રજીતે પૂછ્યુ

"એનુ કારણ આપને જણાવીશુ!" જોરાવરસિંહે જવાબ આપ્યો, અને નહેર તરફ જોતા કહ્યુ—"ઇદીરા આવે છે! અમે ધારીએ છીએ તેજ ઇંદીરા હશે તો તેની સમક્ષ સર્વ હકીકત કહેવામા હરકત નથી!" એટલામા ઇદીરા મુખ ધોઈને ત્યા આવી પહોચી તે વધુ સ્વરૂપવાન અને પહેલા કરતા કઈક ન્હાની ઉમ્મરની જણાતી હતી જોરાવરસિંહે તેને ઓળખી ઉભા થઇ તેનો હાથ પકડી સ્નેહભરે અવાજે કહ્યુ—"અમારી આશા સફળ થઈ! તુ એજ ઇદીરા! બહુ ન્હાની હતી ત્યારે અમે તને જોઈ હતી! આજ ઘણે વર્ષે જોવા છતા તને બરોબર ઓળખી! અમારા માટે મનમા સ્હેજે વસવસો રાખીશ નહીં! અમારા સંબધમા તુ નિર્દોષ છે, માટે ડરીશ નહીં! તુ અમારી ધર્મની પુત્રી છે! અત્રે બેસી તારી કહાણી કહે! તારી માતા કયા છે? બ ધીખાનેથી છૂટયા પછી અમે એમની શોધ કરી, પણ ભાળ મળી નહીં!"

"માતા બીચારી આ તલેસમમાજ કેદ છે!" ઇદીરાએ બેસીને પોતાના પાલવવડે આખમા ભરાઈ આવેલા આસુ લૂછતા જણાવ્યુ—"તેને શોધતી હુ અત્રે આવી પહોચી! હુ અત્રે આવી નહોત તો તે નક્કી મૃત્યુ પામી હોત! હવે હુ તેને કેદમાથી છોડવી આ તલેસમની બહાર જઈ શકતી નથી! પદરેક દહાડા પહેલા એક પુસ્તક અણુચીતવ્યુ મારા હાથમા આવી ગયુ, તે વાચી જોતા તલેસમના કેટલાક ભેદ મારી જાણમા આવ્યાથી હુ અત્રે ફરી શકુ છુ, પણ તલેસમની બહાર જઈ શકતી નથી! એ પુસ્તકમા વર્ણવેલી સર્વ બાબતો મને સંપૂર્ણ સમજાય તો બહાર જવાનો માર્ગ જાણુ!"

"એ પુસ્તક કયા છે?" જોરાવરસિંહે પૂછ્યુ

"આ રહ્યું !" આમ કહી તેણે પોતાના પાલવની નીચેથી એક ન્હાની ચોપડી કહાડીને જોરાવરસિંહને આપી, જે જોતાજ તે હર્ષાવેશમા આવી બોલી ઉઠયો—" બસ ! એજ અમારૂ ગૂમ થયેલુ પુસ્તક ! ઇદીરા ! તને એ કયાથી મળ્યુ ?"

" એની હકીકત પણ વિચિત્ર છે ! મારી કહાણી જણાવીશ તેમા એની હકીકત આવી જશે !" ઇદીરાએ જણાવ્યુ

" ઇંદીરાની હકીકત લાબી હોવાથી આપ પહેલા રત્નપુરના સમાચાર જણાવો !" ઇદ્રજીતસિંહે જોરાવરસિંહને કહ્યું કમલીનીના મહેલપર દુશ્મનોએ નાખેલો ઘેરો, કીશોરી, કામીની અને તારાપર પડેલા સંકટ, ખોટા બલભદ્રસિંહને લીધે વઈતાળની થયલી દુર્દશા, માયાવતી, વૃદ્ધ દારોગો અને ખીજરખાનુ રત્નપુરમા કેદ પકડાવુ, રાજા કુલીનસિંહનુ ત્યા આગમન, વઈતાળ પર મૂકાયલા આરોપોની તપાસ, કૃષ્ણયક્ષે ત્યા જઈ રજુ કરેલુ ઇદીરાવાળુ કલમદાન, અને ખરા બલભદ્રસિંહની શોધમા જવાની તેણે વઇતાળને અપાવેલી રજા, વગેરે સર્વ હકીકત જોરાવરસિંહે કુમારોને જણાવી આથી તેઓ અજાયબી પામ્યા ઇદીરા અજાયબીસહ બોલી ઉઠી—" મારા નામવાળુ કલમદાન કૃષ્ણયક્ષના હાથમા કેવી રીતે આવ્યું, એ માટે મને આશ્ચર્ય લાગે છે ! એ કલમદાન મારી પાસેથી ગયુ એજ ખોટુ થયુ ! આજે એ મારી પાસે હોત તો મે સહજમા વઈતાળની તપાસનો અ ત આણ્યો હોત !—"

" હાલ એ કલમદાન મહારાજ કુલીનસિંહ પાસે છે, એટલે તને મળી શકશે !" જોરાવરસિંહે જણાવ્યુ

" પણ એમા જે વસ્તુઓ હતી તે હવે મળવી કઠણ છે ! એ વસ્તુઓજ બહુ ઉપયોગી છે !" ઇદીરાએ નિરાશાસહ કહ્યુ

" એ વસ્તુઓ કદાચ કૃષ્ણયક્ષ પાસે હશે, અને મહારાજના કહેવાથી તે તને આપે પણ ખરો !—" જોરાવરસિંહે જણાવ્યુ, એટલે ઇદ્રજીતસિંહે ઉમેર્યું—" અથવા જે કામ તમે એ વસ્તુઓથી કરી શકો તે કૃષ્ણયક્ષ પોતેજ કદાચ કરે !—"

" એ વસ્તુઓનો ભેદ મારા જેટલો બીજા જાણતા ન હોવાથી તેમનો ઉપયોગ કોઈ કરી શકે તેમ નથી !" ઇદીરાએ કહ્યુ

"આ સર્વ હકીકત આપે ક્યાથી જાણી?" આનદસિંહે જોરાવરસિંહને પૂછ્યુ—"આપે કોઈ માણસને રત્નપુર મોકલ્યો હતો કે પિતાજીએ આપને એ ખબર કહી મોકલ્યા છે?"

"વઈતાળ અમારી મદદ માગવાને આવ્યો હતો, પણ અમે તેને મદદ કરવાની ના પાડી!" જોરાવરસિંહે જણાવ્યુ "વીધિએ અમને દુ ખ દેવામા ઓછ રાખી નથી! હજી અમારૂ મન અસ્થિર છે, એટલે અમે તેને મદદ કરવા જેવી સ્થિતીમા નથી! વળી તીલસ્મી પુસ્તક ગૂમ થવાથી અમે ઉદાસ હતા!"

"તોપણ આમ કરવાનુ આપને કઈ બીજુ કારણ છે, જે અમે અટકળી શકીએ છીએ!" ઇદ્રજીને મુખ મલકાવીને કહ્યુ—"ઠીક જોઇશુ! પણ હવે ઇદીરાની કહાણી સાભળીએ!"

"ત્યારે તારી હકીકત જણાવ પુત્રી!" જોરાવરસિંહે ઇંદીરાને કહ્યુ—"તારી તેમજ તારી માતાની ઘણીખરી હકીકત અમે જાણીએ છીએ, પણ કુમારો તે જાણતા નથી, માટે શરૂઆતથીજ જણાવ! તારી માતાની હકીકત પણ જાણતી હઈશ?"

"હા જી! માતાજીએ તે મને કહી છે!" ઇન્દીરાએ જણાવ્યુ

---

## પ્રકરણ ૬ ઠુ.



## ઇંદીરાની કહાણી.

ઇંદીરાએ પોતાની કહાણી કહેવા માડી, ત્યારે રાત લગભગ કલાક વીતી ગઈ હતી તે બોલી—"મારી માતાનું નામ સર્યુ અને પિતાજીનુ નામ ઇદ્રદેવ છે!"

"ઇંદ્રદેવ ક્યા?" ઇદ્રજીતસિહે અજાયબીસહ પૂછ્યુ

"જેમને વિષે અમે કહ્યુ તે માયાવતીના દારોગાના ગુરૂભાઈ! એમણેજ લક્ષ્મિદેવીનુ રક્ષણ કર્યુ હતુ!" જોરાવરસિંહે ખુલાસો કર્યો ઇદીરાએ પોતાની હકીકત આગળ ચલાવી—"મારા નાના એક મ્હોટા અમીર હતા તેમને સતતિમા માત્ર મારી માતાજ હોવાથી તેઓ તેનાપર બેહદ સ્નેહ રાખતા હતા, અને તેને મ્હો માગ્યુ આપતા હતા આથી મારી માતા ઘણુ ખરૂ

એમને ત્યા રહેતી હતી જે સમયની હુ વાત કહુ છુ તે સમયે મારી ઉમ્મર આઠેક વર્ષની હતી, પણ હુ ચાલાક હતી, અને જાણે આવતી કાલેજ બન્યુ હોય તેમ તે વખતની વાત મને બરોબર યાદ છે! શિયાળાની રૂતુમા મારી કહાણીની શરૂઆત થાય છે હુ મારે મોસાળ હતી એક દીન મધરાતે હુ માતા સાથે પલગપર સુતી હતી, એટલામા એકાએક અમારા શયનગૃહનો દરવાજો ઉઘડવાનો અવાજ સાભળી માતા જાગી, ઓરડામા મારા નાનાને આવતા જોઈ શય્યામા બેઠી થઈ ગઇ હુ પણ જાગૃત થઈ ગઈ "

"તમારા નાનાનુ નામ શુ?" આનદકુમારે પૂછયુ

"દામોદરસિંહ! તે જમાનીયામા રહેતા હતા!" ઇદીરાએ જણાવ્યુ—"માતાજીને ગભરાયલા જોઇને મારા નાનાએ કહ્યુ—'પુત્રી! આ સમયે મને અત્રે જોઈ તને અજાયબી લાગે, પણ શુ કરૂ? ભાગ્યને આધીન થઈ લાચારીથી મારે એમ કરવુ પડે છે! સર્યુ! પુત્રીને સસરાના ઘરના તેડા વગર પોતાની મેળે પિતાએ સાસરે વિદાય કરવી, એ રીવાજની વિરૂદ્ધ છતા ઈશ્વરે એમ કરવાની મને આજે ફરજ પાડી છે! પુત્રી! આજે મારી ઈચ્છા વિરૂદ્ધ હુ મારૂ કાળજુ બહાર કહાડીને ફેકી દઉ છુ! અરે! અરે! મારી એકની એક દીકરીનુ મુખ જોયા વિના એક ઘડી મને ચેન પડે નહીં, તે વહાલી પુત્રીને આજે સાસરે વળાવુ છુ! મે છૂપી રીતે બાલાજીને તેડાવ્યા છે, અને એકાદ પ્રહરમા તે આવી પહોચશે! તુ એ અરસામા જવાની તૈયારી કરી લે!' આટલુ કહેતા તેમનો કઠ રૂધાઇ ગયો તેમની આખોમાથી અશ્રુધારા વહેવા લાગી!—"

"પણ બાલાજી કાણ?" ઇદ્રજીતસિંહે પૂછયુ

"પિતાજીને મારા મોસાળમા સર્વ બાલાજી કહેતા હતા!" ઇદીરાએ જણાવ્યુ—"પોતાના પિતાની આવી હાલત જોઈ માતાજી ગભરાઈ દબાયલે અવાજે બોલ્યા—'પિતાજી! આપની આવી હાલત શાથી થઈ છે? આજ સુધી કોઈ દિવસ ન સાભળેલા શબ્દો આજે સાભળુ છુ તેનુ શું કારણ? એવી મારી શી ભૂલ થઈ છે કે, આમ એકાએક આપ મને ઘરમાથી બહાર કહાડો છો?' આથી મારા નાનાનુ હેયું ભરાઈ આવ્યું તે ગળગળે સાદે

બોલ્યા—'પુત્રી! તારી ભૂલ નથી! સર્વ વાક મારો છે' મારા કામજ મને નડે છે' એ વિષે વધુ ખુલાસો હું કરીશ નહીં! એક બાબતની તારી પાસેથી અભીલાષા રાખુ છુ, મને આશા છે કે, તુ તારા પિતાથી છેવટની ઈચ્છા પૂર્ણ કરીશ' પુત્રી' સંસારમા તારા કરતા મને કોઈ અધિક વહાલુ નથી, બસ' હુ તારી પાસેથી એટલુ જ માગુ છુ કે, આ છેવટને સમયે હું કહું છું તેમ તુ અવશ્ય કરીશ!' આટલુ કહેતા તેમની છાતી ભરાઈ આવવાથી વધુ બોલી શક્યા નહીં તેમની ભવ્ય મુખમુદ્રા આસુથી ભી જાઈ ગઈ માતાજી પણ તેમની આવી હાલત જોઈ બ્હાવરી બની ગઈ પિતૃસ્નેહથી તેમનુ કાળજુ કોરાઈ ગયુ આખમાથી વહેતી અશ્રુધારાને મહા મહેનતે અટકાવી તે ગળગળે સાદે બોલી—'પિતા! સત્વર કહો! આપના ચરણમા પ્રાણ આપવાને પણ તૈયાર છુ! કહો, હું શું કરૂં?' આના જવાબમા મારા નાનાએ પોતાના ખીસામાથી એક કલમદાન કહાડી માતાજીને આપી કહ્યુ—'આ કલમદાન સંભાળી રાખજે, અને હુ હયાત હોઉં ત્યાસુધી એને ઉઘાડતી નહીં! એ કલમદાનની ઉપર ત્રણ છબીઓ છે, તેમાની વચલી છબી નીચે ઇંદીરાનુ નામ કોતરેલુ છે' તારા પતિ એ કલમદાન વિષે પૂછે તો કહેજે કે, મે એ ઇંદીરાને આપ્યુ છે, એટલે તેનુ નામ એના ઉપર કોતરાવ્યુ છે, અને ઇંદીરાના લગ્ન થાય ત્યારેજ એ ઉઘાડવાની આજ્ઞા કરી છે' ટુકમા કહેવાનુ કે, ગમે તે થાય પણ કલમદાન ઉઘડવુ ન જોઈએ' આ જ જાળ તારે ઝાઝા દીન ભોગવવી નહીં પડે કેમકે, મારી જીંદગીનો ભરોસો નથી! દુશ્મનો મારા પ્રાણ લેવાની વેતરણમા ચારે તરફ ફરે છે' કાલનો પણ ભરોસો નથી! પણ મારા મરણની પક્કી ખાત્રી કીધા બાદજ કલમદાન ઉઘાડજે' એની કુચી તને આપતો નથી, પણ વખત આવે ત્યારે તે ઉઘાડી લેજે'' આટલુ કહી માતાજીને ત્યા રડતી મૂકી મારા નાના ચાલ્યા ગયા! લગભગ કલાક સુધી મારી માતા મનમા અનેક સંકલ્પ કરતી રડતી બેસી રહી વળી મારા નાનાએ આવી માતાજીને કહ્યુ—'સર્યુ! તુ રડતી બેઠી છે! પુત્રી! હજી તો તારે તારા દૂર્ભાગી પિતા માટે જીદગી સુધી રૂદન કરવાનુ છે! અત્યારે હિંમત ધરી સાસરે જવાની સત્વર તૈયારી કર! તુ વિલબ કરીશ તેથી હુ વધારે દુ:ખી થઈશ! પુત્રી! કલમદાન વિષે મે તને

કહ્યુ છે તે પ્રમાણે તુ કરીશ કે નહી ?' આના જવાબમા માતાએ ડુચકા ખાતા જણાવ્યુ—'આપની આજ્ઞા મૂજબજ હુ વર્તીશ, પણ વહાલા પિતાજી ! આપ આમ શા માટે કરો છો ?' માતાજીએ ઘણી આજીજી કરી, પણ મારા નાનાએ પોતાપર આવી પડેલી ભયાનક આફત વિષે સહેજ પણ ઈસારો કીધો નહીં, અને તે ચાલ્યા ગયા થોડી વારે દાસીએ આવી મારા પિતાજી આવી પહોચ્યાની ખબર આપી, એટલે માતા જવાની તૈયારી કરવા લાગી થોડી વારમા પિતાજી ત્યા આવ્યા માતાએ તેમના આવવાનુ કારણ પૂછતા તેમણે જણાવ્યુ—'તમારા પિતાજીએ વિશ્વાસુ માણસ સાથે મારાપર પત્ર મોકલ્યો હતો, તેમા તાકીદે પોતાની પાસે આવવાનુ લખ્યુ હતુ પત્ર વાચતા હુ વિચારમા પડી ગયો તમો સર્વના કુશળ સમાચાર પત્ર લાવનાર નોકરને મુખે સાભળી કઈ અગત્યના કામ માટે મને તેડાવ્યો હશે, એમ ધારી તેજ ક્ષણે હુ ઘોડેસ્વાર થઈ નીકળી પડયો અત્રે આવી પહોચતા મે તેમને આમ એકાએક તેડાવવાનું કારણ પૂછ્યુ, તો કઈ જવાબ મળ્યો નહીં તેમણે એક કાગળ મને આપી કહ્યુ કે, એ સંભાળી રાખજો ! મારી તમામ મીલ્કત મે એમા ઇન્દીરાને નામે લખી આપી છે ! મારી જીદગીનો હવે ભરોસો નથી, માટે આ કાગળ અને તમારી પત્નિ અને પુત્રીને લઈ અત્યારેજ અહીંથી ચાલ્યા જાઓ ! જમાનીયામા મ્હોટો ઉપદ્રવ થનાર છે ! બસ ! વધુ પૂછશો નહીં ! તમને વિદાય કરવાની સર્વ ગોઠવણ કરી છે !' આટલુ કહી મારા પિતાજીએ આ સર્વનુ કારણ માતાજીને પૂછ્યુ, એટલે તેણે જે કઈ મારા નાનાએ તેને કહ્યુ હતુ તે સર્વ કહ્યુ પછી પિતાજી મારી નાનીને મળવા ગયા તો તેને પણ ચોધાર આસુએ રડતી જોઈ પિતાજીને જોઈ તે વધુ રડવા લાગી, પણ પોતાના પતિની આવી અજબ અવસ્થાનુ કારણ જાણતી ન હોવાથી તે કઈ ખુલાસો કરી શકી નહીં મારા નાના પોતાની ભાવી આફત માટે મ્હોટી મુઝવણમા પડયા છે, અને પોતાની પુત્રીને આવી અધારી રાત્રીએજ સાસરે વિદાય કરી દે છે, એ અમો પાચ સિવાય બીજુ કોઈ જાણતુ નહોતુ અમારી વિદાયગીરીની સર્વ તૈયારી થોડી વારમા થઈ જવાથી મારી માતા આખમા આસુ સહિત મને લઈ રથમા બેઠી, અને બીજા રથમા સામાન ગોઠવી તે પર પિતાજી

બેઠા અમારા રક્ષણ માટે કેટલાક હથીયારબંધ ઘોડેસ્વારો સહિત અમે જમાનીયાથી રવાના થયા પિતાજીનુ ઘર ત્યાથી ચાળીશેક કોસ દૂર હતુ, એટલે બપોર સુધીમા અમે ત્યા જઈ પહોચ્યા આખે રસ્તે મારી માતાએ રડયાજ કીધુ, અને ઘેર પહોચ્યા પછી પણ કેટલાક દીન સુધી તેનું રૂદન ચાલુજ રહ્યું।"

અત્રે ઇદીરાએ ઈંદ્રદેવના મહેલમા જવાના છૂપા પહાડી માર્ગનુ તેમજ બાગ, વગેરેનુ વર્ણન કરી પોતાની કહાણી આગળ ચલાવી—"પિતાજી એક તલેસમના દારોગા છે, અને પોતે અઈ-યાર હોવા સાથે કેટલાક અઇયારો તેમની નોકરીમા છે મારા નાનાપર આવી પડનારી આફત વિષે છૂપી રીતે તપાસ કરી તેમના દુશ્મનોની ભાળ મેળવવા તેમણે પોતાના બે અઈયારોને જમાનીયા [illegible] પિતાજીએ પેલા કલમદાન વિષે ફરી માતાજીને પૂછતા તેમણે મારા નાનાએ તે વિષે જે કહ્યુ હતુ, તે સર્વ જણાવ્યુ પિતાજીને ઘેર ગયાને એક પખવાડીયું વિત્યાબાદ એક દીને સંધ્યાકાળે પિતાજીના એક અઈયારે આવી ખબર આપી કે—'જમાનીયામા રાજમહેલની પાસેના ચોતરા ઉપરથી પ્રભાતે દામોદરસિંહની લાશ મળી આવી છે મસ્તક ગૂમ થઈ ગયુ છે, ફક્ત ધડજ હાથ આવ્યુ છે, તેને મહારાજાએ પોતાના મહેલમા ઉપડાવી મ ગાવ્યુ છે, અને ખુનીની શોધ કરવા માડી છે!' આ સમાચાર સાભળી મારી માતા હૃદયભેદક રૂદન કરવા લાગી થોડીવારમા મારા મોસાળ તરફનો માણસ પણ એ અશુભ ખબર આપવાને આવ્યો પિતાજીએ મારી માતાને શાત પાડવા કહ્યું—'કલમદાન આપતી સમયે તારા પિતાએ તને તેમના મરણ વિષે ખાત્રી કર્યા બાદ કલમદાન ખોલવુ, એમ કહ્યુ છે, તે કઈ કારણ વગર નહીં હોય। એમના મૃત્યુ વિષે આપણ સર્વને કોઇ ઠગશે, એવી તેમની ખાત્રી હોવાથીજ એમણે એવી ખાસ ભલા-મણ કરી હશે। હાલ રડીને તુ નાહક જીવ બાળે છે। હુ જમા-નીયા જઈ એ વિષેની તપાસ કરી આવુ છું! ખુન કરનાર ફક્ત મસ્તક લઈ જાય અને ધડ રહેવા દે, એ પણ આશ્ચર્યની વાત છે! તારી માતા ભૂલાવામા પડી અન્ય પુરૂષની લાશ સાથે સતી ન થાય, એની સંભાળ રાખવી જોઈએ।' આ સાભળી માતાએ જમાનીયા જવાની પોતાની ઈચ્છા જણાવી, પણ પિતાજીએ

તેને ના પાડી, અને પોતે ત્રણ અઈચારોને સાથે લઈ જમાનીયા ગયા પિતાજી સીધા મારા નાનાને ઘેર ગયા ત્યા મારા નાની પોતાના પતિના શબ સાથે સતી થવાને તૈયાર થયા હતા. રાજાજીએ તપાસ કીધા બાદ લાશને અગ્નિસંસ્કાર કરવાને ઘેર મોકલી આપી હતી તે શબ સાથે સતી થઈ બળી ન મરવાને પિતાજીએ મારા નાનીને બહુ સમજાવ્યા. દુશ્મનોએ ભૂલાવો ખવરાવવા કદાચ બીજા કોઈના ધડને બનાવટી સ્વરૂપ ધારણ કરાવી મૂક્યુ હોય તો તે સાથે સતી થવાથી લાભને બદલે હાની થશે, એમ પિતાજીએ મારા નાનીને સમજાવીને તે લાશને અગ્નિદાહ કરવા દેવાનુ જણાવ્યુ પોતે તપાસ કરી શબ એમનુજ હશે તો ખુની અથવા તેમના મસ્તકની ભાળ મેળવવામા મુશ્કેલી નડશે નહીં! આમ ઘણી રીતે સમજાવીને તેમણે તેને સતી થતી અટકાવી, અને પોતે ખુનીઓની શોધમા નીકળી પડયા! શીયાળાના રૂતુ હોવા છતા મધરાતે પિતાજી સ્વરૂપ બદલી મુખપર બુરખો ઢાકી ફરતા ફરતા મારા નાનાની લાશ પડી હતી તે ચોવાટાપર જઇ પહોચ્યા સર્વત્ર સૂનકાર હોવાથી એક દુકાનની ઓથે તે વિચાર કરતા ઉભા હતા, એટલામા જમણી તરફથી એક માણસ આવતો જણાયો તેણે પોતાનુ મુખ બુરખાથી ઢાકી દીધુ હતુ તે ચોવાટાની વચમા જમીનપર કંઇ મૂકીને ચાલ્યો ગયો પિતાજી ત્યા ગયા તો એક પરબીડીયુ પડેલુ દીઠુ, જે ઉપાડી તે ઘેર આવ્યા, અને તે ઉઘેડતા તેમાથી નીકળેલા કાગળમા લખ્યુ હતુ કે ' દામોદરસિંહના ખુનીની શોધ કરનારે પોતાને માટે સાવચેત રહેવુ તેની પણ તેવીજ અવદશા થશે!' પત્ર વાચતા પિતાજી વિમાસણમા પડી પ્રભાત સુધી જાગતાજ બેસી રહ્યા તપાસ માટે મોકલેલા પોતાના અઈયારો રાતમા શું કર્યું તેની ખબર આપવા પ્રભાતે જરૂર આવશે, એમ પિતાજી ધારતા હતા, પણ આખા દીનમા તેઓમાથી એકે આવ્યો નહીં! મધરાત સુધી પિતાજીએ રાહ જોઈ, પણ તેમની તરફના કંઈ સમાચાર મળ્યા નહીં, ત્યારે પોતે તેમની શોધમા જવાને તૈયાર થયા, એટલામા ઓરડાનો દરવાજો ઉઘાડી મારા નાનાનો એક સીપાઈ મહારાજના ચોપદાર સહીત અંદર આવ્યો તેમને જોઈ પિતાજીએ અજાયબ થઈ ચોપદારને આવવાનુ કારણ પૂછતા તેણે

જણાવ્યું–' કુમારશ્રી (જોરાવરસિંહ) આપને હમણાજ બોલાવે છે!'

"બરોબર છે! ઇંદ્રદેવ અમારા મિત્ર હોવાથી અમે તેમને સહાયતા માટે તેડાવ્યા હતા!" જોરાવરસિંહે જણાવ્યું—"અમો વચ્ચે હજી દઢ મિત્રતા છે! લાંબા સમયથી અમો વચ્ચે પત્ર-વહેવાર નથી!"

"ત્યારે તે સમયની હકીકત અને પિતાજી સાથે આપને થયલી વાતચીતની વીગત આપ કહી શકશો!" ઇંદીરાએ કહ્યું

"તુંજ કહે પુત્રી!" જોરાવરસિંહે કહ્યુ—"આ સર્વ હકીકત તને ઇંદ્રદેવેજ જણાવી હશે!"

"જેવી આજ્ઞા!" એમ કહી ઇંદીરાએ પોતાની હકીકત આગળ ચલાવી—"ચોપદાર સાથે રાજમહેલમા જતા ત્યા કુમારશ્રી ન હોવાથી આશ્ચર્ય પામી પિતાજીએ કુમારશ્રીના ખવાસને પૂછતા તેણે જણાવ્યુ—' આપને તેડવા ચોપદારને મોકલ્યા બાદ કેટલીક વાર આપની રાહ જોતા બેઠા, પણ આપને વિલ બ થવાથી કુમારશ્રી પોતે આપના ઘર તરફ પધાર્યા!' આ સાભળી પિતાજી ગભ-રાટમા ત્યાથી પાછા ફર્યા, અને ઘેર આવી તપાસ કરતા કુમારશ્રી આવ્યાજ નથી, એવા સમાચાર મળ્યા તે ફરી રાજમહેલમા ગયા તો ત્યા પણ કુમારશ્રી નહોતા! આખી રાત પિતાજીએ હાડ-મારીમા ગાળી! જમાનીચામા મ્હોટો ઉપદ્રવ જાગવાની મારા નાનાએ જણાવેલી વાત હવે પિતાજીને યાદ આવી! ત્રણ દીન વીતી ગયા છતા કુમારશ્રીની ભાળ મળી નહીં! સે કડો માણસો તેમની શોધમા નીકળી પડયા આખા શહેરમા હાહાકાર થઈ રહ્યો! શહેરમા જ્યા ત્યા એમના સંબધમાજ અનેક વાતો ચાલી રહી! તે સમયે કુમારશ્રીની લક્ષ્મિદેવી સંગે સગાઈ થયલી હતી, અને તહેસમનો દારોગો એ સગાઈની વિરૂદ્ધ બોલતો હતો, તેની પણ આખા શહેરમા ચર્ચા થઈ રહી હતી! ચોથે દીને મધરાતે પિતાજી વિચાર કરતા શય્યાપર જાગતા પડયા હતા, એટલામા દ્વાર ઉઘાડીને કુમારશ્રી પોતેજ ઓરડામા દાખલ થયા! પિતાજી ઉઠીને તેમને સ્નેહથી ભેટી પડયા, અને એટલા દીન કયા હતા તે વિષે પૂછવા લાગ્યા તે સમયે કુમારશ્રીની મુખમુદ્રા શોક અને દુ ખથી છવાયલી હતી તેમની આખોમાથી અશ્રુધારા વહેતી હતી, અને જાણે લાબી માદગીમાથી ઉઠયા હોય તેવી એમના શરિરની

હાલત હતી પિતાજીએ તેમને પલંગ ઉપર બેસાડયા બાદ સ્વસ્થ થઈ કુમારશ્રીએ પોતાની વીતક વાત કહેવા માંડી-'તે દીને તમને તેડવા અમે ચોપદારને મોકલ્યો હતો, પણ ચોપદાર તમારે ત્યાંથી પાછો ફરે તે પહેલાંજ અમારા ખવાસે આવી અમને જણાવ્યું કે આપે અમને આપને ઘેર બોલાવ્યા છે ! આથી અમે એકલાજ આપને ઘેર આવવા મહેલમાંથી નીકળ્યા પણ અરધે માર્ગે આવતાં રાઘવ ખવાસ અમને સામો મળ્યો તેણે જણાવ્યું કે, આપ ગંગાજીને કિનારે ફરવા ગયા છો, અને અમને ત્યાંજ બોલાવ્યા છે, એટલે અમે તે તરફ ગયા ' તમારો ખવાસ દગો રમતો હશે, એવો અમને શક પણ ક્યાંથી આવે ? મધરાતનો સમય હોવાથી ગંગા કિનારે સૂનકાર હતો ત્યાં કોઈને ન દીઠાથી અમે નોકરને આપને માટે પૂછ્યું તો તેણે જણાવ્યું કે, આવતા હશો ' ત્યાં ઘાટપર બાંધેલી એક હોડી તરફ જોતા અમે આપની રાહ જોતા ઉભા હતા, એટલામાં બારેક બુરખાવાળા માણસો અમારી આસપાસ વીંટળાઈ વળ્યા, અને ક્ષણવારમાં તેમણે અમને કેદ પકડી લીધા તેઓ મજબૂત બાંધાના અને જોરાવર હતા સર્વે સામટાજ અમને વળગી પડયા એકે ઝડપથી અમારા મુખ ઉપર જાડું કપડું નાખી તે ગરદનમાં એવું તો જોરથી બાંધી દીધું કે, અમારાથી એક શબ્દ બોલી શકાતો નહોતો, તેમજ કંઈ દેખાતું નહોતું જોતજોતામાં અમારા હાથ-પગ મજબૂત બાંધી અમને જબરીથી ઘાટપરની પેલી હોડીમાં બેસાડયા પછી તેઓ હોડી છોડીને ઝડપથી હંકારવા લાગ્યા તેઓ હોડીમાં અમને કેટલેક દૂર લઇ ગયા તે અમે જાણી શકયા નહીં ' લગભગ એક પ્રહર બાદ હોડી ઉભી રાખવામાં આવી, અને અમને કિનારે ઉતારી ઘોડાપર બેસાડવામાં આવ્યા અમારા બંને પગ નીચેથી મજબૂત બાંધીને અને એક હાથ જરા છોડી તેમાં લગામ આપવામાં આવ્યા બાદ તેમણે ઘોડાને એક તરફ ચલાવ્યો અમે જોઈ કે બોલી શકતા નહોતા, તોપણ ઘોડાની ખરીઓના અવાજથી અટકળ કરી કે, કેટલાક સ્વારો અમને ઘેરીને ચાલતા હતા, અને અમારા અશ્વની લગામ પણ કોઈ સ્વારના હાથમાં હતી ! બે પ્રહર સુધી અમારી મુસાફરી ચાલુ રહી અમારા પગ જકડીને બાંધેલા હોવાથી દુખવા લાગ્યા ગભરાટ અને થાકથી આખું શરિર લોથ જેવું થઈ ગયું ! આખરે

ઘોડા ઉભા રાખીને અમને નીચે ઉતારવામા આવ્યા, અને એક ઝાડના થડ સાથે અમને મજબૂત બાધીને અમારા મુખ ઉપરથી કપડુ છોડવામા આવ્યુ ચારે તરફ નજર કરતા ઘીચ જગલ દેખાયુ મ્હોટા ફેટાવાળા દસ હથીયારબધ પુરૂષો અમારી સાથે હતા, જેમના અશ્વ ત્યાજ હતા ચાર જણુ ખુલ્લી તલવારે અમારી આસપાસ પહેરો ભરવા લાગ્યા, અને બાકીના અશ્વોને જીન ઉતારી થડા કરવાને પાસે વહેતા ઝરામા પાણી પીવરાવવાને લઈ ગયા અમે મુગા મુગા તેમની તરફ જોતા ઉભા રહ્યા તેઓ પણ અમારી સાથે બોલ્યાજ નહીં એ હરામખોરોએ પાણી પીવાનુ પણ અમને કહ્યુ નહી પોતે ખાઈપી સ્વસ્થ થયા પછી અમારા મુખપર કપડુ બાધી અમને ઘોડાપર બેસાડી બાધવામા આવ્યા અને અમે રવાના થયા વળી લગભગ બે પ્રહર મુસાફરી કીધા બાદ અમને ઘોડાપરથી ઉતારવામા આવ્યા અમારા પગમા બહુ વેદના થતી હતી, તોપણ લગભગ અરધો ગાઉ પગે ચલાવીને લઈ ગયા પછી એક ઈમારતમા અમે દાખલ થયા, અને ચાર ઉંબર ઓળગ્યા બાદ અમને ઉભા રાખીને એક સ્થભ સાથે બાધ્યા બાદ અમારા મુખપરનુ કપડુ કહાડી નાખવામા આવ્યુ એક શણગારેલા દીવાનખાનામા પેલા બધા માણસો અમને ઘેરીને ઉભા હતા ભીતે તેમજ છતપર ટાગેલા દીપકો પ્રકાશી રહ્યા હતા જમીનપર પાથરેલા ગાલીચાપર પચ્ચીશેક પુરૂષો અમીર સરખા પોશાકમા સજ થઈ ઠાઠથી બેઠા હતા તેમની પાસે એકેક તલવાર પડી હતી સર્વના ચહેરા બુરખાથી ઢાકેલા હોવાથી તેઓ કોણ હતા તે જાણી શકાયુ નહીં સર્વની વચમા ઉંચી ગાદીપર બેઠેલા સભાપતિએ અમારી તરફ જોઈ કહ્યુ–' કુમાર જોરાવરસિંહ! જમાનીયાના રાજકુમાર હોવાથી ઈચ્છા મુજબ કરવા તમે શક્તિવાન છો, એમ ધારતા હશો, પણ હવે તમને જણાયુ હશે કે, અમારૂ મડળ બળવાન છે, અને અમે તમારી આ હાલત કરી શકીએ છીએ ' અમે સત્ય માર્ગે ચાલનારા છીએ તમે નિર્દોષ છો, એ જાણીએ છીએ ! અમે નીતિથી સંસારનો વ્યહવાર ચલાવીએ છીએ ! તમારા મૂર્ખ પિતા રાજા થવાને યોગ્ય નથી ! એ રાજા મહાત્મા બની પોતાને દયાળુ કહેવરાવવાને મથે છે, દુષ્ટોને ઘટતી શિક્ષા કરતો નથી, એથી શહેરમા ચોરી, ખુનો, વગેરેનો

ઉપદ્રવ વધી પડયો છે. એકાદ ખુની પકડાય તો તેના ઉપર દયા આણી તે તેને દેહાત દંડની શિક્ષા કરતો નથી આથી રાજ્યમાના ગુનેહગારોનો ન્યાય કરવાનુ અમે અમારા હાથમા લીધુ છે! તમે જાણતા હશો કે, જે ખુનીને તમારા પિતાએ દેશપારની સજા કરી છોડી દીધો, એની લાશ શહેરમા ચોવાટામા પડેલી હતી! તમારા શહેરનો રહેવાસી દામોદરસિંહ અમારા મંડળનોજ સભાસદ હતો! આ મંડળે લાચારીથી ઠરાવ કીધો કે, તમારા પિતા જમાનીયાની રાજ્યગાદીપર બેસવાને લાયક ન હોવાથી તેને મારી નાખી તમને ગાદીએ બેસાડવા! અમારા નિયમાનુસાર દામોદરસિંહ અમારા મતને મળતો થવા બંધાયલો હતો, પણ તે તમારા પિતાનો પક્ષ ખેંચી અમારો દુશ્મન થયો, તો અમારા મંડળે તેને દેહાત દંડ કીધો! તમે એના ખુનીને શોધો છો, પણ તેનુ પરિણામ સારૂ નહીં આવે! તમને સાવધ કરવા માટેજ અત્રે લાવવામા આવ્યા છે! આ મંડળનો ઠરાવ ફરશે નહીં! તમારા પિતાને આ સંસારમાથી દૂર કરવાથી ટુંક સમયમા તમને જમાનીયાની ગાદીપર બેસવાનો વખત આવશે! અમારી પૂંઠે લાગી અમે કોણ છઈએ, કયા રહીએ છઈએ, તે જાણવાને પ્રયત્ન કરશો નહીં, અને તમારા મિત્ર ઇંદ્રદેવને પણ એજ સુચના કરજો, નહિ તો તમો બંને માટે અમારે દામોદરસિંહના જેવો ઠરાવ કરવો પડશે! બસ! આ સમજાવવાનેજ તમને અત્રે તેડાવ્યા છે! તમને સલામત જમાનીયા પહોચાડી દઈશું!' આમ કહી તેણે તાળી વજાડી, એટલે અમને પકડી જનારા પેલા હરામખોરોએ ફરીથી અમારા મુખ ઉપર કપડુ બાંધી દીધુ, અને સ્થળમાથી અમને છોડી તેઓ બહાર લઈ ગયા કેટલેક સુધી પગે ચલાવ્યા બાદ અમને ફરી ઘોડાપર બેસાડવામા આવ્યા જંગલમા એક સ્થળે પહોચીને અમને ઘોડાપરથી ઉતારી છૂટા કરી તેમજ અમારા મુખપરનુ કપડુ છોડી તેઓ અશ્વ લઈ ચાલ્યા ગયા આ હેરાનગતીથી અમે તદન થાકી ગયા હતા ભુખતરસથી એટલા નિર્બળ થઈ ગયા હતા કે એક પગલુ ચાલવાની અમારામા શક્તિ નહોતી. લગભગ કલાક સુધી ત્યા બેઠા બાદ ધીમે ધીમે ચાલીને ઝરામા હાથમુખ ધોઈ અમે પાણી પીધુ, એટલે કંઇક શાંતી વળી! બસ! હાડમારી ભોગવતા બે દીને

અમે અત્રે આવી પહોચ્યા છીએ! હજી અમે મહેલે ગયા નથી! ધિક્કાર છે અમારી જીંદગીને! અમારી પ્રજાનો ન્યાય હરામખોરોના હાથમા! અમે અત્રેના નામનાજ રાજા! અરેરે! અમે અમારૂં રક્ષણ કરી ન શકયા તો પ્રજાનુ રક્ષણ કેમ કરી શકીશું? નીચ, હલકા વર્ગના બદમાશો અમારાપર અમલ બજાવે, અને અમે તેમને કંઈ કરી ન શકીએ, એ થોડા ખેદની વાત નથી! અરેરે! અમારા શુભેચ્છક દામોદરસિંહના પ્રાણ લીધા! હવે તેઓ પુજ્ય પિતાજીનુ ખુન કરવાની તજવીજમા છે!—"

"તે સમયે અમને બહુ દુઃખ ઉપજ્યુ હતુ!" જોરાવરસિંહ બોલી ઉઠયો—"સુંદરના અમારી સંગે લગ્ન કરવાની તેમની મરજી ન હોત તો દુષ્ટોએ અમને મારી નાખ્યા હોત!"

"ખરૂં છે!" ઇંદ્રજીતસિંહે કહ્યું, અને ઇંદીરાને પૂછયુ-"પછી શું થયું?" જવાબમા તે બોલી—"રાઘવ ખવાસે કુમારશ્રીને ઠગ્યા, એ જાણી પિતાજીની ખાત્રી થઈ કે, તે પણ એ મંડળનો સાથીજ હશે! આથી ક્રોધાવેશમા તે રાઘવની તપાસ કરવા દ્વારપર આવ્યા અને પૂછગાછ કરી તો તે નહોતો, એટલે ઓરડામા પાછા આવીને કુમારશ્રી પ્રત્યે બોલ્યા—'આપણે ધાર્યું તેમ રાઘવ નહાસી ગયો છે! આપનો ખવાસ પણ નહાસી ગયો હશે!' એ પછી પિતાજીએ કુમારશ્રી માટે ભોજનની તૈયારી કરાવી, અને ઘણીવાર સુધી તેઓ વાત કરતા બેઠા એ મંડળના સભાસદોની તપાસ કરવાની પ્રતિજ્ઞા લઈ પિતાજીએ કુમારશ્રીને શાંત કીધા બાદ મળસ્કે કુમારશ્રી રાજમહેલે ગયા પિતાજી પણ કેટલાક નોકરોને લઈ તેમની સાથેજ ગયા મહેલમા કુમારશ્રી પિતાજીસહ મહારાજશ્રીને મળવા તેમના ઓરડામા ગયા તો ત્યા શું જોયુ? મહારાજશ્રીનો દેહાત થઈ ચુકયો હતો! એ વાત કુમારશ્રીએજ સૌથી પહેલા જાણી! મહારાજશ્રી ગાઢ નિદ્રામા હોય તેમ શય્યા પર સુતા હતા તેમને જાગૃત કરવા કુમારશ્રીએ હલાવ્યા ત્યારે જણાયુ કે તે મહાનિદ્રાને આધિન થઈ ચુકયા હતા!"

આ હકીકત સાંભળતા જોરાવરસિંહની આંખોમા આંસુ ભરાઈ આવ્યા. બંને કુમારોની પણ તેવીજ હાલત થઈ એક નિશ્વાસ નાખી જોરાવરસિંહ બોલ્યો—"અમારા માતાજી પહેલાજ સ્વર્ગે સીધાર્યા હતા, એટલે પિતાજીનુ અકાળ મરણ થતા અમારા દુઃખનો

પાર રહ્યો નહીં!" આટલુ કહી તેણે ઇદીરાને હકીકત આગળ કહેવાને જણાવ્યુ, એટલે તે બોલી-"મહારાજશ્રીના મરણના ખબર ચારે તરફ પ્રસરી જતાં રાજ્યમહેલ અને આખા શહેરમા હાહાકાર થઇ રહ્યો! મહારાજશ્રીનુ મરણ ગુપ્ત મ ડળને લીધે નીપજ્યુ, એ પિતાજી અને જોરાવરસિહજી સિવાય બીજો કોઇ જાણતો નહોતો, અને તેમણે એ વાત કોઈને જણાવી નહીં જોરાવરસિંહજી જમાનીયાની ગાદીએ બેઠા, અને પિતાજીએ ત્યાજ રહી ગુપ્ત મ ડળ માટે બહુ તપાસ કરી, પણ તેમા તે ફાવ્યા નહીં મ્હોટા મહારાજશ્રીના મરણના ખરખરાના દીલાસાપત્રો રાજરજવાડા તરફથી આવ્યા હતા ક્રીશોરીના નાના રણધીર સિંહનો દીલાસાપત્ર લઈ આવનાર તેમના અઈયાર ગદાધરસિંહને પિતાજી સાથે સગાઈ હોવાથી તે પિતાજી પાસે મારા મોસાળ-માજ ઉતર્યો કેટલાક દિવસ તે ત્યા રહ્યા, તે દરમ્યાન પિતાજીએ જમાનીયાની તમામ હકીકત તેમજ ગુપ્ત મ ડળમા કુમારશ્રીને ઉપાડી જવાની વાત જણાવીને તેની સહાયતા માગી તે મદદ કરવાને કબુલ થયો, પણ પોતાના રાજાની આજ્ઞા વિના ઘણા દિવસ ત્યા રહેવાય તેમ ન હોવાથી જોરાવરસિંહ મારફત પોતાના રાજાને લખાવી પોતાને માટે થોડા દીનની રજા મ ગાવી"

"બરોબર!" જોરાવરસિંહે જણાવ્યુ—"ઇદ્રદેવની સુચના મુજબ સર્વ હકીકત ટુ કમા લખી અમે વિશ્વાસુ સ્વારને રણધીર-સિંહજીએ ત્યા મોકલ્યો, અને તેમણે ગદાધરસિંહ ઉપર પત્ર લખી અમારી ઈચ્છામા આવે ત્યાસુધી અમારે ત્યા રહી અમને મદદ કરવાનુ તેને ફરમાવ્યુ! પણ હવે આપણે અહાર કરી લઈએ, પછી ઇદીરાની હકીકત સાભળીશું!" કુમારો તેના વિચારને મળતા થતા જોરાવરસિંહ ભોજનની તૈયારી કરવા લાગ્યા

---

# પ્રકરણ ૭ મું.

---

## ઈંદીરાની કહાણી. (ચાલુ)

ભોજન કરીને નિશ્ચિ ત થયા બાદ ઇદીરાએ પોતાની હકી-કત આગળ કહેવા માડી-"ગદાધરસિંહ પોતાના ચારેક શાગરી

તોને જમીનીયા લાવ્યા હતા પોતાના મહારાજાનો પત્ર મળતાજ તેઓ સર્વ ગુપ્ત મ ડળની શોધ કરવામા ગુ થાયા ગદાધરસિંહે મારા પિતાજીને કહ્યુ—' તમારા શહેરમા રહેતો રઘુવરસિંહ નામે માણુસ લુચ્ચો, હરામખોર અને લાલચુ છે, તેને ફસાવીને આપણી ધારણા પાર પાડવાની મારી ઈચ્છા છે ! આમા મુશ્કેલી એટલીજ છે કે, તે તમારા ગુરૂભાઈ તલેસમના દારોગાનો મિત્ર છે, અને દારોગાને તમારા રાજાજી બેહદ માન આપે છે ! મને એ માટે ધાસ્તિ નથી, પણ તમને એ વિષે પહેલાથી ખબર આપુ છુ !" આના જવાબમા પિતાજીએ જણાવ્યુ—" એ હરામખોરને હુ ઓળખુ છુ ! એને ફસાવવાથી આપણુ કામ નીકળતુ હોય તો કોઈની પણ દરકાર કીધા વગર બેધડક ઈચ્છામા આવે તેમ કરો !" એ પછી પિતાજી અને ગદાધરસિંહ વાત કરતા ઘણી વાર સુધી બેઠા બીજે દીને ગદાધરસિંહ લોકો જાણે તેમ મહારાજાજીની રજા લઈ પોતાને ઘેર વિદાય થયો તેના જવા બાદ પિતાજી ગુપ્ત મ ડળની શોધમા ફરવા લાગ્યા એક દીન રાતે પિતાજી સ્વરૂપ બદલીને શહેરમા ફરતા ગ ગાજીને કિનારે જોરાવરસિંહજીને પકડવામા આવ્યા હતા તે સ્થાને જઈ ચ્હડયા ત્યા કિનારે એક હોડી બાંધેલી જોઇ પિતાજીને કુમારશ્રીની વાત યાદ આવી અને તે હોડી પાસે જઈ ઉભા, એટલામા કેટલાક બુરખાવાળા માણુસો ખુલ્લી તલવારે ધસી આવી તેમને ઘેરી ઉભા પિતાજી તલવાર ખેચી તેમની સામા થયા, અને ત્રણેક જણુને તેમણે જખમી કરી નાખ્યા, પણ આખરે તે પકડાઈ ગયા દુશ્મનો ઝડપથી મ્હોટુ જાડુ કપડુ તેમના મુખપર નાખી તેમને અશક્ત કરી કેદ પકડીને હોડીમા બેસાડી ઉતાવળે રવાના થઇ ગયા હોડી કઈ તરફ જતી હતી તેમજ દુશ્મનો કેટલા હતા, તે પિતાજી પણ જોઈ શક્યા નહિ કુમારશ્રીની માફકજ તેમને ચલાવીને પોતાના મથકે લઈ જઈ સ્થ ભ સાથે બાંધ્યા બાદ તેમના મુખપરથી કપડુ છોડવામા આવ્યુ, એટલે કુમારશ્રીએ જણાવેલા દીવાનખાનામા તેમણે પણ તેવોજ ઠાઠ અને બુરખાવાળા પુરૂષો બેઠેલા જોયા મારી માતાને પણ એક સ્થ ભ સાથે બાંધેલી પિતાજીએ જોઈ, અને તે સાથે મારા નાનાએ આપેલુ કલમદાન તેમણે સભાના અધ્યક્ષની સામે એક ચોકીપર પડેલુ જોયુ પિતાજીને અજાયબિ સાથે બેહદ ગુસ્સો ઉપજ્યો, અને એ

કલમદાનનો એ ગુપ્ત મંડળ સાથે કંઈ સંબંધ હોવો જોઈએ, એમ તેમને લાગ્યું સભાપતિએ મારા પિતાજી તરફ જોઈ કહ્યું–' ઈંદ્રદેવજી! તમે ચાલાક અને બહાદુર હોવાનો ફાંકો રાખો છો કેમ? રાજા જોરાવરસિંહ મારફત અમે તમને કહેવરાવ્યું નહોતું કે, તમે અમારો પીછો કરશો નહીં, છતા તમારી ચાલાકીપર મુસ્તાક રહ્યા કેમ? અમારાથી કોઈ વાત શું છાની રહેછે? કહો હવે તમને શી સજા કરીએ ?તમારી પત્નિ અને આ કલમદાન પણ અમારા હાથમા છે! લુચ્ચા દામોદરસિંહે આ કલમદાનથી અમને ફસાવવાની બાજી રચી હતી, પણ તેમા તે ફાવ્યો નહિ!" આના જવાબમા પિતાજીએ જણાવ્યું— 'હું આપની શોધમા ફરતો હતો, પણ તેમા મારી મતલબ આપના મંડળમા સામેલ થવાની છે!' આ સાભળી સભાપતિએ હસીને જણાવ્યું—' બહુ ભલા માણસ હો! અમે એમ ભૂલાવો ખાઈએ તેવા ભોળા હોત તો આ મંડળ આજસુધી હસ્તીમા રહ્યું હોત નહિ! અમારા મંડળનો તું કટ્ટો વેરી છે, એ અમારાથી અજાણ્યું નથી! હરામખોર દામોદરસિંહે અમારૂં સત્યાનાશ વાળવામા કસર રાખી નહોતી, પણ અમારા સુભાગ્યે આ કલમદાન અમારે હાથ આવ્યાથી અમારો ભેદ છૂપોજ રહ્યો!' આથી પિતાજીની ખાત્રી થઈ કે કલમદાનમા ગુપ્ત મંડળના ભેદ છે તેમણે મુખ મલકાવીને જણાવ્યું—' મને દુશ્મન સમજવામા તમે ભૂલ કરો છો! આ મંડળનો હું દુશ્મન હોત તો અત્યાર સુધી આપને જીવતા રહેવા દીધા નહોત કેમકે, કલમદાન ઉઘાડીને આ મંડળના તમામ છૂપા ભેદ મે જાણ્યા છે, અને એ સર્વ કાગળપર લખીને મારા એક મિત્રને આપ્યા છે!' આ સાભળી સભાપતિએ ગભરાટસહ પૂછ્યું–' કલમદાન તમે ઉઘાડયું છે? આ મંડળના ભેદ લખીને કાગળ તમે કોને આપ્યો છે?' આના જવાબમા પિતાજીએ જણાવ્યું—' એ કાગળ કોની પાસે છે, તે તમને કહી તે માણસની જીંદગી ભયમા નાખું કેમ? મારા કહેવાપર તમને વિશ્વાસ આવે તો મને તમારા મંડળનો સભાસદ બનાવો, અને વિશ્વાસ ન હોય તો મને મારી નાખો! પછી તમારી પણ કેવી દુર્દશા થાય છે તેનો અનુભવ લેજો!' આમ પિતાજીએ સભાપતિને એવો ભમાવી દીધો કે તેની મતીજ મુઝાઈ ગઈ, અને પિતાજીનું કહેવું ખરૂં છે, એવી તેની ખાત્રી થઈ તેણે ઉઠીને પોતાને હાથેજ પિતાજીને છૂટા કીધા,

અને મારી માતાને છોડવાનો પોતાના સાથીને હુકમ કીધો પછી પિતાજીને આદરમાનસહ પોતાની પાસે બેસાડી તે કંઈ કહેવા જતો હતો, એટલામા દીવાનખાનાની બહારથી કોઈની ચીસ સંભળાઈ એ વિષે તપાસ કરવાને સભાપતિ કોઇને આજ્ઞા કરે તે પહેલા પાચ ભયાનક દેખાવના માણુસો હાથમા ખુલ્લી તલવાર સહિત દીવાનખાનામા ધસી આવ્યા તેમણે પોલાદનાં બખતર પહેરેલા હોવાથી તેપર તલવારનો ઘા લાગે તેમ નહોતું તેમના મુખ સીંદુરથી રંગેલા હતા તેમના કપડાપર લોહીના ડાઘ પડયા હતા, તે પરથી તેઓ દ્વારપરના પહેરેગીરોને મારીને ત્યા આવ્યા હોય, એમ લાગતુ હતુ એ પાચમા સહુથી આગળ ઉભેલા બહાદુરે ઝડપથી પેલુ કલમદાન ઉપાડી લીધુ તરતજ મંડળના સર્વ સભાસદો તલવાર ઉપાડી ઉભા થઈ ગયા, એટલે તેમની વચ્ચે લડાઈ ચાલી પિતાજી લાગ જોઈને મારી માતાને ઉપાડી તે ઘરની બહાર નીકળી ગયા! પેલા ભયંકર પુરૂષોએ એ મંડળની ખરાબી કરી નાખી, અને તેમાના ચાર સભાસદોને કાપી નાખી કલમદાન લઈ બેધડક ચાલ્યા ગયા પિતાજી તે વખતે એ પાચેને મળ્યા હોત તો ઠીક હતુ, પણ તેઓ તેમની નજર આગળથી પસાર થયા છતા કદાચ તેઓ પોતાને પણ હેરાન કરે, એવી ધાસ્તીથી તે તેમને મળ્યા નહીં! તેઓ દૂર નીકળી ગયા તે બાદ પિતાજી મારી માતાને લઈ ઉતાવળે ચાલ્યા તે વખતે તેમને જણાયુ કે પોતે જમાનીયાની સરહદમાજ હતા! જમાનીયા શહેરની બહાર થોડેક દૂર આવેલી એક અસલી વિશાળ ઈમારતમા એ મંડળ ભેગુ થતુ જાણે પોતે કોઈ બીજાજ શહેરમા ભેગા થતા હોય, એમ દેખાડવા તેઓ જેને પકડતા તેને ભૂલાવામા નાખવાની ધારણાથી પાચપ દર કોસ આડો અવળો ફેરવીને પછી પોતાને મથકે લઈ જતા હતા!—"

"અમારી દરબારમાના ઘણા નિમકહરામ માણસો એ મંડળના સભાસદ હતા, તેથી તેની ભાળ મળતી નહોતી!" જોરાવરસિંહે જણાવ્યુ—"જેઓ તપાસ કરનારા હતા તેઓજ એ મંડળમા સામેલ હોવાથી તેનો ભેદ ક્યાથી ખુલ્લો થાય?"

"વારૂ પછી શુ થયુ?" ઇંદ્રજીતે ઇદીરાને પૂછ્યુ, એટલે તે બોલી—"પિતાજી અરધાક પ્રહરમા રાજમહેલમા રાજાજીની હજુ-

રમા જઈ પહોચ્યા તે ગમે ત્યારે જાય તોપણ ખબર કર્યા વગર તેમને પોતાની પાસે આવવા દેવાની મહારાજશ્રીની સર્વે પહે-રેગીરોને આજ્ઞા હોવાથી તેમને કોઈએ રોકયા નહીં! તે સમયે રાજાજી ગાઢ નિદ્રામા પડયા હતા, અને ચાર સિપાઈ ખુલ્લી તલવારે પલગની આસપાસ પહેરો ભરતા હતા પિતાજીએ રાજા-જીને જાગૃત કર્યા બાદ પહેરેગીરોને બહાર મોકલી સર્વે હકીકત જણાવી પોતાના શહેરમાજ એ મડળનું મથક છે, એ જાણી રાજાજીને અજાયબી ઉપજી! મારી માતાને મહેલમા મોકલી તે તરતજ પોશાક પહેરી હથીયાર સજી ગુપ્ત મડળને મથકે જવા તૈયાર થયા!”

“તેજ સમયે અમે ઇંદ્રદેવ અને કેટલાક સીપાઇઓને લઈ મહેલમાથી નીકળ્યા, અને બે ઘડીમા તો એ ગુપ્ત મડળ ભેગુ થયું હતું ત્યા જઈ પહોચ્યા!” જોરાવરસિંહે જણાવ્યુ-“ તે ઘર એક અસલી ખડીયેર હતુ તેનો કેટલોક ભાગ તદ્દન પડી ગયો હતો, પણ તેમા કેટલાક ઓરડા વપરાસમા લઈ શકાય તેવી હાલતમા હતા! આ ઈમારતની આસપાસ બીજા પણ ખડીયેર હતા ખડીયેરમા દાખલ થઈને જે દીવાનખાનામા મડળ ભેગુ થતુ હતુ ત્યા અમે ગયા તો ત્યા અમે પહેલા જોયો હતો તેવોજ ઠાઠ હતો! તે વખતે ત્યા એકે માણસ નહોતો માર્યા ગયલા ત્રણ માણસોના શબ પડયા હતા! એ લાશોના ચહેરાપરના બુરખા ખસેડી તેમનુ ખરૂ સ્વરૂપ જોતા અમારી અજાયબીનો પાર રહ્યો નહીં! ત્રણમાથી એક તો અમને ફસાવનાર ખવાસની લાશ હતી! બીજી લાશ ઇંદ્રદેવના સસરાના ખવાસ રાઘવની હતી, જ્યારે ત્રીજી અમારા ખજાનચીનીજ હતી! ખજાનચીની લાશ જોતા અમને બેહદ અજાયબી, દુખ અને ગુસ્સો ઉપજ્યા કેમકે, તેને અમે ભલો, નિમકહલાલ, એક માર્ગી અને બુદ્ધિશાળી જાણતા હતા! વળી અમારો વિશ્વાસુ હરામખોર દારોગોજ એ મડળનો પ્રમુખ હતો, એ વિષે તે સમયે અમારા મનમા સહજ પણ શકા ન ઉપજી! ત્યાની સર્વે વસ્તુઓ જપ્ત કરી ત્રણે હરામખોરોના શબ ઉપડાવી અમે મહેલે પાછા ફર્યા ત્યારે પ્રભાતનો સમય હતો અમને સીપાઈઓસહ જતા ઘણા માણસોએ દીઠેલ હોવાથી આખા શહેરમા એ વાત પ્રસરી ગઈ હતી, એટલે અમે પાછા ફર્યા ત્યારે

સે કડો માણસ તે શબને જોવા મહેલની દોઢીપર ભેગા થઈ ગયા અમે નીચ દારોગાને તેડી લાવવા સીપાઈને મોકલ્યો, પણ તેણે પાછા આવીને ખબર આપી કે, સીડી ઉતરતા દારોગો પડી જવાથી તેનું માથુ ફુટી ગયુ છે, તેમજ શરિરના બીજા ભાગમા કેટલેક ઠેકાણે વાગ્યુ છે. તે ઉઠવાને અશક્ત હોવાથી આવી શકે એમ નથી! આ વાત અમે ખરી માની, પણ ખરૂ જોતા તે પણ મંડળમા રાતે થયલી ઝપાઝપીમા જખમી થયો હતો! ભાગ્યમા અનેક સંકટો ભોગવવાના લખ્યા હતા, એટલે અમે એ હરામ ખોર માટે સાવચેતજ રહ્યા નહીં!" આટલુ કહી તેણે ઇંદીરાને વધુ હકીકત જણાવવાનુ કહેતા તે બોલી—"ત્રણે શબને ઠેકાણે પાડવાની આજ્ઞા કરીને રાજાજી પિતાજીનો હાથ પકડી મહેલમા ગયા એમણે પિતાજીને કહ્યુ—"ચાલો, સર્યુ એ દુષ્ટોના હાથમાં કેવી રીતે સપડાઈ ગઈ તે તેને પૂછી જોઇએ! કદાચ તેમને ખુલ્લે ચહેરે જોયા હશે તો તેઓ કોણ હતા તે એ આપણને જણાવી શકશે!" આમ વાત કરતા તેઓ મહેલમા ગયા તો જણાયુ કે, મારી માતા ત્યા આવીજ નથી! આથી પિતાજી તેમજ રાજાજીના ગભરાટ અને અજાયબીનો પારજ રહ્યો નહીં!"

"અમને તો લાગ્યુ કે, અમારા સર્વ નોકરો ગુપ્ત મંડળના સાથી હશે!" જોરાવરસિંહે કહ્યુ—"અમે બ્હાવરા બની ગયા! અમારી મતી મુંઝાઈ ગઈ! અમારા કેટલા સેવકો વિશ્વાસપાત્ર અને નિમકહલાલ હતા, તે જાણવાનું અમને મુશ્કેલ થઈ પડયું! જે વિશ્વાસુ માણસો સંગે અમે સર્યુને મહેલમા મોકલી હતી તેઓ પણ નહાસી ગયા હતા! અમને તો એમજ લાગ્યુ કે, હવે અમારા તેમજ ઇંદ્રદેવના પ્રાણ બચશે નહી, પણ ધન્ય છે ઇંદ્રદેવને! એમણે ધીરજ અને હિંમત તેમજ ચાલાકીથી એક માસમા અમારા જે નિમકહરામ નોકરો એ ગુપ્ત મંડળમા સામેલ હતા તેમાથી ઘણાખરાને શોધી કહાડયા, અને અમે પણ તે સર્વેને તોપને મ્હોડે ઉડાડી દીધા! બસ! એ ગુપ્ત મંડળ ભાગી પડયુ! એ દરમ્યાન સર્યુ એ હરામખોરોના હાથમા કેવી રીતે સપડાઈ તે પણ અમારા જાણવામા આવ્યુ ઇંદ્રદેવ એ વિષે તપાસ કરવા પોતાને ઘેર જવાનો વિચાર કરતા હતા, એટલામા તેમના એક સેવકે આવીને સર્યુ અને ઇંદીરા ગૂમ થવાના સમાચાર જણાવ્યા!"

' તમે પણ તમારી માતા સાથે દુશ્મનોના પંજામા સપડાઈ ગયા હતા શું?" ઇદ્રજીતસિંહે ઇદીરાને પૂછ્યુ

"હા!" ઇદીરાએ જણાવ્યુ—"પિતાજી સાથે જમાનીયા ગયલા બે અઈયારો દુશ્મનોની શોધમા નીકળ્યા પછી ગૂમ થઈ ગયા હતા તેમનુ સ્વરૂપ ધારણ કરી દુશ્મનોએ અમને ફસાવ્યા! હરામખોર દારોગો અમારા બાગમા આવવાનો છૂપો માર્ગ જાણતો હોવાથી તેણેજ અમને પકડવા તેમને મોકલ્યા હતા!"

"પણ તેમણે તમને કેવી રીતે ફસાવ્યા?" ઇદ્રજીતસિંહે પૂછ્યુ, એટલે ઇદીરાએ કહ્યું—"એક દીને સંધ્યાકાળે હુ અને માતાજી અમારા નજરબાગમા ફરતા હતા, એટલામા પિતાજી સાથે ગયલા બને અઈયારો ત્યા આવ્યા તેમને જોતાજ માતા રાજી થઈને જમાનીયાના સમાચાર પૂછવા લાગી આના જવા બમા તેમણે જણાવ્યુ—"આપને તેમજ ઇદીરાકુવરીને ઇદ્ર દેવજીએ જમાનીયા તેડાવ્યા છે! અમે આપને માટે રથ લાવ્યા છીએ, પણ આપની મરજી હોય તોજ આપને તેડી લાવવાનુ ફરમાવ્યુ છે!" માતાજી પોતાની માતાને મળવા બહુજ આતુર હતા, એટલે તરતજ જવાની તૈયારી કરવા લાગ્યા કલાકેકમા અમે જવાને તૈયાર થઈ ગયા બને અઈયાર બહાદુર અને હીંમતવાન હોવાથી બીજા વધુ મણસ સાથે લેવાની માતાજીએ જરૂર જોઈ નહીં ફક્ત બે દાસીઓને સાથે લઈ અમે જમાનીયા જવા નીકળ્યા માતાજીએ પેલુ કલમદાન પોતાની સાથે લીધુ અમારા બીજા અઈયારો પણ પેલા બને અઈયારોથી ઠગાયા, એટલે તેમને ખરા ધારી તેઓમાથી કોઈ પણ અમારી સાથે આવવાને તૈયાર થયા નહીં ગુફાની બહાર નીકળી અમે પહાડ ઉતરતા હતા, એટલામા ચારે તરફથી અમને દુશ્મનોએ એકાએક ઘેરી લીધા! પેલા બને અઈયાર પણ અમારી વિરૂદ્ધ થઈ ગયા મને અને માતાજીને જબરીથી તેમણે બેહોશ કરી નાખી! અમારી દાસીઓની શી દશા થઈ તે હુ જાણતી નથી! મારી બેહોશી દૂર થઈ ત્યારે માતા પણ મારી પાસેજ હતા, અને પોતાના ખોળામા મારૂ મસ્તક મૂકી રૂદન કરતા બેઠા હતા! અમારા હાથપગ ખુલ્લા હતા અમે મ્હોટા ઓરડામા કેદ હતા, અને સામે લોખંડનો સળીયાવાળો મજબૂત દરવાજો હતો તે દરવાજાની બહાર

સાકડી ગલી હતી, જેમા એક તરફ ઉપર ચ્હડવાની પગથીઓ હતી સીડીની પાસે ગોખલામા દીપક બળતો હતો હુ શુદ્ધિમા આવી એટલે મારી માતા રૂદન કરતી બધ થઈ મને ધીરજ આપવા લાગી મને દીલાસો આપ્યા બાદ તેણે કહ્યું–"પુત્રી! પેલા કલમદાન વિષે કોઈ તને પૂછે તો કહેજે કે, કલમદાન ઉઘાડવામા આવ્યુ છે, પણ તેમાની હકીકત હુ જાણુતી નથી! હુ તેમજ બીજા કેટલાક માણુસો તેનો ભેદ જાણે છે! એ માણુસોના નામ પૂછે તો કહેજે કે, તે પણુ મને ખબર છે!" માતાજીએ કલમદાન વિષે એમ શા માટે કહ્યુ તે હુ સમજી શકી નહીં! થોડી વારે ચાર બુરખાવાળા માણુસો સીડી ઉતરીને આવી મારી માતાને જોરજુલમથી ઉપર ઘસડી ગયા મે ઘણી ચીસો પાડી પણુ તેની કોઇએ દરકાર કરી નહીં! હુ રડતી બેઠી હતી એટલામા થોડીવાર પછી એક બુરખાવાળો પુરૂષ મારી પાસે આવ્યો! મારી માતાને ઉપાડી જનારા ચાર જણુમાનો તે નહોતો, એમ તેના શરિરના બાધા તથા પોશાક ઉપરથી મને લાગ્યુ તેણે મારી પાસે બેસી મને ધીરજ આપી કેદખાનામાથી છોડવવાની કબુલાત આપી તેના કહેવાપર મને વિશ્વાસ આવ્યો, એટલે તે બોલ્યો—'વારૂ પેલા કલમદાનનો ભેદ હુ જાણે છે?' આનો જવાબ મે નકારમા આપ્યાથી તેણે પૂછ્યુ—'તારા દેખતા કલમદાન ઉઘાડવામા આવ્યુ નથી?' જવાબમા માતાજીએ સમજાવ્યુ હતુ તેમજ મે કહ્યુ તેણે ફેરવીને મને કેટલીકવાર પૂછ્યુ, પણુ મે એકજ વાત પકડી રાખી મે તેને મારી માતા વિષે પૂછ્યુ, પણુ તેનો કઈ જવાબ ન આપતા તે ઉઠીને ચાલ્યો ગયો લગભગ બે પ્રહર હુ એકલી બેસી રહી વળી એક બુરખાવાળો પુરૂષ મારી પાસે આવ્યો એ હરામખોરોમાનો કોઈ મને દુ ખ આપવા આવ્યો હશે, એમ ધારી હુ ડરવા લાગી, પણુ તે તો ગદાધરસિંહ મને છોડવવા આવ્યા હતા તે મને પોતાને ખભે બેસાડી ભોયરાની બહાર લઈ ગયા કેટલાક આડાઅવળા રસ્તામા થઈને ખુલ્લા મેદાનમા અમે જઈ પહોચ્યા, ત્યા તેમના બે સેવકો એક ઘોડા સહિત ઉભા હતા તરતજ ગદાધરસિંહ મને લઈ ઘોડે બેસી પોતાના માણુસોને અઈયારોની છૂપી ભાષામા કઈ સુચના કરી ત્યાથી ચાલ્યા તે સમયે રાત્રી પૂર્ણ થવા આવી હતી.

માર્ગમા મે તેમને મારી માતા માટે પૂછ્યુ, એટલે તેમણે મને તમામ હકીકત જણાવી, જે પિતાજીની હકીકત કહેતા મે આપને જણાવી છે! વળી તેમણે જણાવ્યુ કે કલમદાન લઇને નહાસી જનારની ભાળ મળી નથી પાચેક કોશની મજલ કીધા બાદ અમે એક નદીને કિનારે જઈ પહોચ્યા, એટલે અશ્વને ઉભો રાખી અમે થાક ખાવાને નીચે ઉતર્યા હાથ મુખ ધોઈ સ્વસ્થ થઈ વિશ્રામ લીધા બાદ ગદાધરસિંહ વળી મને લઇને ઘોડેસ્વાર થઈ ત્યાથી આગળ ચાલ્યા બપોર થતા અમે એક પહાડની તળેટીમા જઈ પહોચ્યા, જ્યા ઘીચ જ ગલ હતુ ત્યા તેમના ચાર સેવકો હતા, જેમણે અમને જોતાજ જમીનપર ધાબળીઓ પાથરી દીધી અમે ઘોડાપરથી ઉતરી ત્યા બેઠા, એટલે તેઓમાથી એક ઘોડાની ચાકરી કરવા લાગ્યો, બીજો પાણી લેવા ગયો, ત્રીજો ભોજન તૈયાર કરવા લાગ્યો, એમ સર્વ અમારી સેવામા ગુ થાઈ ગયા ગદાધરસિંહ મારી પાસે બેસી પોતાની ઝોળીમાથી ખડીયો, કલમ, કાગળ, કહાડી ક ઈ લખવા લાગ્યા તેમણે પોતાની થેલીમાથી કેટલાક કાગળ કહાડી વાચ્યા, અને તેની નકલ ઉતારી એ દરમ્યાન ભોજન તૈયાર થવાથી અમે ખાઈ લીધુ અમે જમીને બેઠા, એટલે વળી ગદાધરસિંહ કાગળો વાચી તેની નકલ ઉતારવા લાગ્યા મને આખી રાતનો ઉજાગરો હોવાથી નિ દ્રા આવી ગઈ પાછલી રાતે હુ જાગૃત થઈ, એટલે ગદાધરસિંહ મને લઇને ઘોડેસ્વાર થઈ ત્યાથી આગળ ચાલ્યા આખી રાત મુસાફરી કર્યા બાદ મળસ્કામા અમે લક્ષ્મિદેવીના પિતા બલભદ્રસિંહને ઘેર જઈ પહોચ્યા! તેમને પિતાજી સાથે મિત્રતા હોવાથી મને ત્યા પહોચાડવાનુ ગદાધરસિંહને ઠીક લાગ્યુ હતુ બલભદ્રસિંહ અમારા આવ્યાની ખબર સાભળતાજ ઉઠીને દ્વારપર આવી અમને સન્માનસહ ઘરમા પોતાના ખાનગી ઓરડામા તેડી ગયા તેમણે સ્નેહથી મને ખોળામા બેસાડી મારે મસ્તકે હાથ ફેરવ્યો, અને ગદાધરસિંહને સમાચાર પૂછ્યા ગદાધરસિંહે સર્વ હકીકત સવિસ્તર જણાવીને તેને કહ્યુ—' આપ ઇદીરાને આપના ઘરમા છુપી રાખી એની સભાળ રાખજો! દુશ્મનોનો અ ત આવી જાય ત્યાસુધી એને વિષે કોઈને ખબર પડવા દેશો નહીં! હુ પાછો જમાનીયા જાઉ છુ! ઇદ્રદેવને મળી ઇદીરા આપને ત્યા સલામત છે, એ સમાચાર હું જણાવીશ!' આથી બલભદ્રસિંહ બહુજ રાજી

થયા કેટલીક વાતચીત કીધા બાદ ગદાધરસિંહ પ્રભાત થતા પહેલાજ ત્યાથી વિદાય થયા હુ તેમના ઘરમા ઘણા દિવસ રહી તેમની સ્ત્રી મારાપર પોતાની પુત્રીસમ હેત દાખવતી હતી લક્ષ્મિદેવી સાથે પણ ગાઢ સ્નેહ બધાઈ ગયો ગદાધરસિંહે જમાનીયા જઈ પિતાજીને સમાચાર કહ્યા, એટલે થોડા દીન બાદ પિતાજી મને મળવા બલભદ્રસિંહને ત્યા આવ્યા !"

"મહેલમાથી તમારી માતા ફરીથી ગૂમ થવાના સમાચાર ત્યારેજ એમણે તમને જણાવ્યા હશે ?" ઇંદ્રજીતસિંહે પૂછયુ

"હા જી !" ઇંદીરાએ જણાવ્યુ–"પિતાજી મને સમજાવીને શાત પાડી બીજે દીને જમાનીયા પાછા ફર્યા હુ ત્યા સુખચેનમા રહેવા લાગી. લક્ષ્મિદેવી સંગે બેહદ સ્નેહ બધાયાથી મે તેને મારા નાના વિષેની તેમજ તેમણે આપેલા કલમદાન વિષેની વાત જણાવી કલમદાન ઉપરની ત્રણ છબીઓમાની બે કોની છે તે મને ખબર ન હોવાની, તેમજ વચલી છબી મારી હોવાની અને તેની નીચે મારૂ નામ કોતરેલુ હોવાની બીના મે તેને કહી ! જમાનીયા જઈ પિતાજીએ ગુપ્ત મંડળમાના કેટલાકોને શોધી કહાડયા, એ તો મહારાજશ્રી હમણાજ જણાવી ગયા છે !"

"ઇંદ્રદેવ વિના બીજાથી એ દુષ્ટોને પકડી શકાતજ નહીં !" જોરાવરસિંહે જણાવ્યુ–"અરે ! તે સમયે કલમદાન હાથ આવ્યુ હોત તો સર્વ હરામખોરો સહજમા પકડાઈ ગયા હોત ! દારોગો, જયપાળ અને રઘુવર એ મંડળમા વડા હતા તેઓ અમારા હાથમાથી છટકી જવાથી એમણેજ અમારી દુર્દશા કરી !"

"દારોગો ઇંદ્રદેવનો ગુરૂભાઈ હોવાથી તેને માટે તે કદાચ બેદરકાર રહ્યા હશે !" ઇંદ્રજીતસિંહ વચમા બોલી ઉઠયો

"કદાચ એમ પણ હોય !" જોરાવરસિંહે જણાવ્યુ

"પણ એ કલમદાનની અદરનો ભેદ તમે જાણતા નહોતા શું ?" આનદકુમારે ઇંદીરાને પૂછયુ

"નહીં ! હુ જાણતી હોત તો એ ત્રણે હરામખોરો બચવા પામતજ નહીં !" ઇંદીરાએ જણાવ્યુ

"એ ભેદ તમે ક્યારે જાણ્યા ?" આનદકુમારે પૂછયુ

"હમણા હુ માતા પાસે કેદખાનામા આવી ત્યારે એમણે મને જણાવ્યા!" ઇદીરાએ જવાબ આપ્યો—"કલમદાન કયા હતુ તે પણ આજે મહારાજશ્રીએ કહ્યુ ત્યારે જાણ્યુ!"

"કલમદાનની હકીકત અમે જાણીએ છીએ!" જોરાવરસિંહે જણાવ્યુ—"કલમદાનને લીધેજ બધી પચાત થઈ! તે સમયે કલમદાન અમને અથવા ઇદ્રદેવને મળ્યુ હોત તો સુદર સાથે અમારા લગ્ન થયા નહોત, અને નીચ દારોગાના એ પ્રપચથી અમે જીવતે મૃત્યુ પામેલાઓમા ગણાત નહીં, તેમજ વઈતાળપર પણ આજ આ બધા આરોપ મુકવામા આવ્યા હોત નહીં! વઈતાળજ ગદાધરસિંહ છે! ગુપ્તમ ડળમાથી કલમદાન ઉપાડી જનાર પણ એજ હતો! ઇદીરાને એણે કેદખાનામાથી છોડવી, પણ કલમદાન સંતાડી રાખ્યુ! લોભે લક્ષણ જાય એ કહેવત મૂજબ વઇતાળની દશા થઈ! વઈતાળ પહેલા બહુજ ભલો અને સત્યવાદી હતો, અને હાલ પણ સીધે માર્ગે ચાલે છે! વચમા થોડા દીન તેની મતી બદલાઈ ગઈ હતી, તે માટેજ અત્યારે તેને પશ્ચાતાપ કરવો પડે છે! ઇદીરાની હકીકત પહેલા સાભળો, પછી અમે કલમદાનનો ભેદ જણાવીશુ!"

"જેવી આજ્ઞા!" ઇદ્રજીતસિંહે જણાવ્યુ, અને ઇદીરા પ્રત્યે કહ્યું—"બલભદ્રસિંહને ત્યા તમે રહ્યા બાદ શું થયુ?"

"એમને ત્યા હુ ઘણા દીન સુખચેનમા રહી!" ઇદીરાએ જણાવ્યુ—"પિતાજી વારવાર ત્યા મને મળવા આવ્યા હતા! લક્ષ્મિદેવીના લગ્ન પ્રસંગે બલભદ્રસિંહ તેને જમાનીયા તેડી ગયા, ત્યારે હુ તેમની સાથે હતી મહારાજાજીને મારા આવ્યાની ખબર પડતા એમણે મને રાજમહેલમા તેડાવી રાખી! બસ! રાજમહેલમા દુષ્ટ દારોગાએ મને દીઠી! આ લગ્ન પ્રસંગપર પિતાજી ત્યા આવ્યા નહોતા, તે વિષે મે રાજાજીને પૂછતા તેમણે જણાવ્યુ કે, પિતાજી આરોગ્ય ન હોવાથી આવી શકયા નથી! હુ રાજમહેલમા ગઈ તે રાતેજ લક્ષ્મિદેવીના લગ્ન થયા બીજે દીને પ્રભાતે લક્ષ્મિદેવીને બદલે મે બીજી સ્રીને મહેલમા જોયાથી મને બેહદ અજાયબી ઉપજી, અને એ વિષેની રાજાજીને ખબર આપવા હુ તેમને મળવાને ગઈ રણવાસમાથી મહારાજશ્રીના ખાનગી ઓરડામા જવાનો મહેલની અ દરથી રસ્તો હોવાથી ત્યા જવામા મને મુશ્કેલી નડી નહીં, ત્યા

રાજાજીને બદલે મેં એકલા દારોગાને બેઠેલો દીઠો ! મને જોતાજ તે ચમક્યો, પણ સાવધ થઈ તે ઠાવકે મુખે બોલ્યો—'આવ પુત્રી ઇંદીરા ! સારી પેઠે તો છે? આટલા દીન ક્યા હતી?' એ દુષ્ટ માટે મારા મનમા શંકા ન હોવાથી મે તેનેજ પૂછ્યું કે, મહેલમા લક્ષ્મિદેવીને બદલે કોઈ બીજી સ્ત્રી કેમ છે? મારો એ પ્રશ્ન સાભળતાજ તે ગભરાટસહ બોલી ઉઠયો—'એમ હોય નહીં ! પુત્રી ! તે કોઈ દાસી હશે ! લક્ષ્મિદેવી તો પેલા બાગમાના મહેલમા છે! ચાલ, હુ તને તેમની પાસે મૂકી આવુ !' આથી મારી શંકા દૂર થઈ, અને હુ તેની સાથે ગઈ મહેલના એકાત ભાગમા જઈ પહોચતા દારોગાએ પોતાના ખીસામાથી એક રૂમાલ કહાડીને મારા નાક આગળ ધર્યો, જેમાથી એક પ્રકારની બહુજ કડક સુગધ મારા શ્વાસમા જતા બે ત્રણ છીંક ખાઈ હુ બેહોશ થઈ ગઈ !"

"ગદાધરસિંહની હકીકત ઇંદીરા જાણતી ન હોવાથી તેની કહાણીનો સબધ ત્રુટી જાય છે, માટે તે અમે આપને જણાવીએ છીએ !" જોરાવરસિંહે જણાવ્યું—"ગુપ્ત મંડળમાથી કલમદાન ઉપાડી જઈ ગદાધરસિંહે ઉઘાડીને તેમાના સર્વ કાગળો વાચી જોયા ! તેમા દામોદરસિંહનુ વસીયતનામુ પણ હતુ જેમા તેણે પોતાની તમામ મીલકતની વારસ ઇંદીરાને ઠરાવી હતી ! બીજા સર્વ કાગળો ગુપ્તમંડળને લગતા હતા, અને તેના સભાસદોના નામ પણ તેમા લખ્યા હતા વળી ગુપ્તમંડળના સંબધમા દામોદરસિંહે એક કાગળ લખ્યો હતો, જે વાચતા જણાતુ હતુ કે, તે ગુપ્તમંડળનો મત્રી હતો તે મંડળ સારા કામ કરવા માટે સ્થાપવામા આવ્યુ હતુ જે ભયકર ગુન્હેગારોને અમારા પિતાજી અપરાધી ઠરવા છતા પણ શીક્ષા ન કરતા દેશપાર કરતા હતા, તેમને સજા કરવાનુ તેમનુ કામ હતુ ! એ મંડળમા લુચ્ચાઈ દાખલ થઈ ! તેના સભાસદો તેને નામે લોકો પાસેથી પઇસા કહડાવવા લાગ્યા આથી દામોદરસિંહના મનમા એ મંડળ માટે તિરસ્કાર ઉત્પન્ન થયો, પણ તેના નિયમાનુસાર તેનાથી એ મંડળ છોડી શકાય તેમ નહોતુ કેમકે, તેમ કરતા તેના પ્રાણ જવાનો ભય હતો ! મ્હોટા મહારાજાજીને મારી નાખવાની દારોગાએ સભામા દરખાસ્ત મૂકી ત્યારે દામોદરસિંહે તે સામે મજબૂત વાધો લીધો, પણ દારોગાનુ મંડળમા બહુજ માન હોવાથી તેનુ

કહેવુ સર્વેએ માન્યુ, અને તે મૂજબ ઠરાવ કરવામા આવ્યો ! આમા દારોગા અને રઘુવરસિંહનો લાભ હતો કેમકે, હર્મિદેવીને બદલે જયપાળની પુત્રી સુંદર સાથે અમારા લગ્ન કરાવવાની તેમની ધારણા હતી, અને અમારા પિતાજીની હયાતીમા તેમની એ ધારણા પાર પડવાની આશા નહોતી દામોદરસિંહે પોતાના જીવનની દરકાર ન કરતા મ ડળને લગતા અગત્યના કાગળો, તેમજ સભાસદોના નામની યાદી અને પોતાનુ વસીયતનામુ, વગેરે તમામ કાગળો કલમદાનમા રાખી તે પોતાની પુત્રીને સોપી દીધુ એ સર્વ કાગળો વાચવાથી મ ડળની તમામ હકીકત ગદાધરસિંહની જાણમા આવ્યાથી તેની દાનત ફરી ગઈ તે લોભમા લપટાયો ! કલમદાનમાના સર્વ કાગળોની નકલ ઉતારી લઈને અસલ કાગળો અને કલમદાન તે કયાક છુપાવી આવ્યો પછી દારોગાને મળી તેણે જણાવ્યુ ' તમારા ગુપ્તમ ડળનો છુપો ભેદ હવે પ્રગટ થઈ તમારી જી દગી જોખમમા આવી પડવાનો સમય આવી પહોચ્યો છે ! દામોદરસિંહવાળુ કલમદાન તમારા મ ડળમાથી ઉપાડી જનાર હુજ છું, અને તેમાની તમામ હકીકત મે જાણી છે ! બસ ! એ કલમદાન તમારા રાજાજી સમક્ષ રજુ કરવાનીજ ખોટી છે ! મારા બોલવાપર ભરોસો ન આવતો હોય તો તમારી ખાત્રી માટે તેમાના કાગળોની ઉતારેલી નકલ તમને બતાવવા લાવ્યો છું !' આમ કહી તેણે તે કાગળો દારોગાને બતાવ્યા આથી તેના હોશજ ઉડી ગયા તેણે કોઈ પણ પ્રકારે ગદાધરસિંહના પ્રાણ લેવાનો મનસૂબો કર્યો, પણ તે દરેક રીતે સાવધ અને સજ થઈ ત્યા ગયો હતો ! આથી તેને રાજી કર્યા વિના છુટકો નથી, એમ જોઈ દારોગાએ તેને સમજાવવા માડયો, અને કેટલીક તકરાર બાદ આખરે પચ્ચીસ હજાર મહોરો ચાર દીનમા તેને આપવાનુ નક્કી થયુ કબૂલાત મૂજબ પોતાનું જરઝવેરાત વેચીને તેણે તે રકમ ગદાધરસિંહને આપી, અને પછી તેની પાસેથી કલમદાન માગ્યુ, જે આપવાની તેણે કબૂલાત આપી આમ દારોગાને ભીખારી બનાવ્યા બાદ ગદાધરસિંહ—કહો કે વઈતાળે બીજા સભાસદો પાસેથી પણ પુષ્કળ નાણુ કઢાડાવ્યા પછી કલમદાન દારોગાને આપી દીધુ, પણ તે વખતે એવા કોઈ પણ કામમા ભાગ ન લેવાનુ તેમજ ઇંદ્રદેવ, સર્યુ, ઇંદીરા અને

અમને કોઈ પણ રીતે નુકસાન થાય એવુ એકે કામ નહી કરવાનું તેની પાસેથી લખાવી લીધુ ! એ બાદ તે દારોગાની રજા લઈ પોતાને ઘેર જવાને નીકળ્યો, પણ ઘેર ન જતા સ્વરૂપ બદલીને જમાનીચામાજ ફરવા લાગ્યો રઘુવરસિંહ બલભદ્રસિંહની સાથે દગો રમનાર છે, એવું તે જાણતો હોવાથી તેની હીલચાલની તે તપાસ રાખવા લાગ્યો તે ફકીરના સ્વરૂપમા રોજ રઘુવરસિંહને ઘેર જઈ તેના નોકરો અને સીપાઈઓ પાસે બેસી આડીઅવળી વાતો કરતો થોડા દીનમા તેમની સાથેના પ્રસંગને લીધે તે જાણી ગયો કે, રઘુવરસિંહ જયપાળ સાથે પત્ર વહેવાર ચલાવે છે, અને પત્ર લઈ જવાનુ તેમજ જવાબ લાવવાનુ કામ તેનો વિશ્વાસુ સીપાઇ બેનીસિંહ કરે છે। એક દિવસ બેનીસિંહ જયપાળને ઘેર જતો હતો ત્યારે તેની પાછળ જઈ તેણે તેને કેદ કરવાની તજવીજ કીધી પણ તે તેની ધારણા જાણી જવાથી બને વચ્ચે ઝપાઝપી થઈ, જેમા બેનીસિંહ માર્યો ગયો તેના શબને ખાઈમા નાખી દઇ વઇતાળ તેનુ સ્વરૂપ ધારણ કરી રઘુવરસિંહને ત્યા રહેવા લાગ્યો એ દરમ્યાન રઘુવરસિંહ અને જયપાળ વચ્ચે ચાલતો પત્રવહેવાર છૂપી રીતે ઉખેડીને વાચવાથી તેમજ કેટલાક કાગળો ચોરી લેવાથી રઘુવરસિંહની સર્વ છૂપી વાતો તેની જાણમા આવી ગઈ આથી થોડા દીન પછી તે રઘુવરસિંહ આગળ જાહેર થયો, એટલે તેણે પણ તેને મો માગ્યા પૈસા આપીને પોતાના પ્રાણ બચાવ્યા એ હકીકત અમે સંપૂર્ણ જાણતા નથી, એટલે વઇતાળને મુખેજ પ્રસંગ મળતા સાભળીશું ટુકમા કલમદાનની મદદથી વઈતાળે પુષ્કળ નાણું ભેગુ કર્યું, પણ સાથે ઘણા માણસોને પોતાના દુશ્મન બનાવી દીધા, અને પોતાના એ લોભના કડવા ફળ હાલ તે ચાખે છે। અરે। કેટલા ભલા કામ કરવા છતા હજી તેની જીદગી જોખમમા છે। હજી ખરા બલભદ્રસિંહને એ શોધી કહાડશે ત્યારે બીજી કેટલીક વિચિત્ર વાતો પ્રગટ થશે!"

"એ સર્વ વાત આપે ક્યાથી જાણી?" ઇદ્રજીતસિંહે પુછ્યુ, એટલે જોરાવરસિંહે જણાવ્યુ—"આપે અમને કારાગૃહમાથી મુક્ત કીધા તે બાદ કેટલાક દીન પછી અમે જાણી। કેવી રીતે જાણી તે હાલ કહેવાનો સમય નથી। પહેલા હીરાની હકીકત સાંભળો।"

આમ કહી તેણે ઇન્દીરાને ઈશારત કરી, એટલે તેણે પોતાની હકીકત આગળ ચલાવી—"હુ શુદ્ધિમા આવી ત્યારે એક મ્હોટા સ્વચ્છ ઓરડામા કેદ હતી મારા હાથપગ છૂટા હતા ઓરડાની બે તરફની ભીંત લાકડાની અને બે તરફની ઇટની હતી એક તરફની પાકી ભીંતમા બે બારણા હતા, જ્યારે બીજી તરફની ભીંતમા ત્રણ ન્હાની બારીઓ મારો હાથ પહોચી ન શકે એટલે ઉચે હતી બે તરફની લાકડાની ભીંતપર જાતજાતની સુદર છબીઓ ચીતારેલી હતી, ઉપરની છતમા બે અજવાળીઆ હતા, તેમાથી સૂર્યનો પ્રકાશ ઓરડામા આવતો હતો ભીંતમાના બે બારણા-માનો એક ખુલ્લો હતો હુ શુદ્ધિમા આવતા કોઈ સ્રીના ખોળા-પર મારૂ મસ્તક જોઈ ગભરાઈને બેઠી થઈ તે સ્રી તો મારા મોસાળમાનીજ દાસી હતી તેની સભાળમાજ હુ ઉછરેલી હોવાથી તેનું મારાપર બહુજ હેત હતુ આથી તેને જોતા થોડીવાર તો હુ મારૂ દુ ખ વિસરી ગઈ તે ત્યા કયાથી આવી, એ વિષે તેને પૂછતા તેણે જણાવ્યુ કે, તેને ઠગીને દારોગાએજ બેહોશ કરી મારી પાસે આણી હતી હુ દારોગાને હાથ કેવી રીતે ફસાઈ, તે મે તેને જણાવ્યા બાદ દારોગાએ તેને શી રીતે ઠગી, તે વિષે પૂછતા તેણે જણાવ્યુ કે, તે બજારમા જતી હતી, ત્યા માર્ગમા દારોગાના નોકરે આવીને કહ્યુ કે, હુ દારોગાને ત્યા આવી છુ, અને તેને જરૂરના કામ માટે ઉતાવળે બોલાવુ છુ તેની વાત ખરી માની તે તરતજ દારોગાને ઘેર આવી, એટલે એ લુચ્ચાએ જબ-રીથી તેને બેહોશ કરી નાખી મારી પાસે આવ્યા બાદ તેની બેહોશી દૂર થઈ તો દારોગો હાથમા ખુલ્લી તલવાર લઈ સામે ઉભો હતો! હુ એકલી કેદખાનામા રહી ન શકુ તે માટે મારી પાસે રહેવાને તેને પકડી આણી છે, અને મારી સંભાળ રાખવાની તેને આજ્ઞા કરી તેમજ મારે માટે ખુણામા ભોજન, વગેરે રાખ્યુ હતુ તે બતાવી તે ચાલ્યો ગયો! મારી નાનીને પણ હુ જમા-નીયામા આવ્યા છતા મળી ન શકી, એ માટે દીલગીરી બતાવી મે તેને વિષે દાસીને પૂછતા તેણે જણાવ્યુ—'તેમના દુ ખની તને શું વાત કહુ! રડીરડીને તેમનુ શરિર તવાઈ ગયુ છે! હવે એ ઝાઝા દહાડા જીવે, એમ લાગતુ નથી!' એ હકીકત સાભળી હુ રૂદન કરવા લાગી તેણે મને સમજાવીને ધીરજ આપી કહ્યુ—

'બહેન ઇંદીરા! ભગવાનની મરજી હશે તો આપણે સહજમા આ બંધીખાનેથી છૂટા થઈશું! તને કેદ કરવામા દારોગાની કંઈ મતલબ હશે, તે પાર પડતા તે આપણને છોડી દેશે! એમ નહોત તો તેણે તને મારીજ નાખી હોત, અને તારી સંભાળ રાખવા મને અહીં આણી હોત નહીં। એ અહીં આવી તને કંઈ પૂછે તો તેને મારો હવાલો આપજે, એટલે હું એને બરોબર જવાબ આપીશ! બહેન! હવે તુ કંઈ ખાઇ લે! ભૂખી થઈ હોઈશ!" આમ કહી તે ઓરડામા એક ખુણામા પડેલી ભોજનની વસ્તુઓમાથી થોડીક એક થાળીમા લાવી ભોજન કીધા બાદ મે તેને મારી તમામ હકીકત જણાવી સાંજ થતા ઓરડામા અંધારૂ થવા લાગ્યુ, પણ તરતજ ત્યા બે માણસો આવ્યા, તેઓમાથી એકે દીપક પ્રગટાવ્યો, અને બીજો ખાવાપીવાની તાજી વસ્તુઓ મૂકી સ્હવારની વધેલી વસ્તુઓ ઉપાડી ગયો!—"

"પણ અત્રે અમને એક શંકા ઉપજે છે!" ઇંદ્રજીતસિંહે કહ્યુ—"ઇંદીરા લક્ષ્મિદેવીને ઓળખતા હોવાથી દારોગાએ એમને કેદ કીધા, પણ ઇંદ્રદેવને માટે એણે શો બંદોબસ્ત કર્યો? તે પણ લક્ષ્મિદેવીને ઓળખતા હતા?"

"લગ્ન પ્રસંગે ઇંદ્રદેવ આવ્યા નહોતા, અને તે પછી લક્ષ્મિ-દેવીને જોવાનો એમને સમયજ ન આવ્યો!" જોરાવરસિંહે જણાવ્યુ—"અમને લાગે છે કે, ઇંદ્રદેવને ન મળવા વિષે દારોગાએ સુંદરને સમજાવી રાખી હશે, એટલે કેટલાક વર્ષો સુધી તે ઇંદ્ર-દેવની નજરેજ પડી નહીં, અને તેમણે પણ એ વિષેની દરકાર કરી નહી! પોતાની પત્નિ અને પુત્રીના વિયોગદુ:ખમા તે એટલા શોકગ્રસ્ત થયા હતા કે વર્ષો સુધી તે પોતાના મહેલની બહાર ક્વચિતજ નીકળતા અમે ઘણીવાર તેમને મળવા તેમના મહેલેજ જતા! વર્ષો બાદ જ્યારે અમે કેદ પકડાયા, અને સર્વેએ અમને મરણ પામેલા ધાર્યો ત્યારે ઇંદ્રદેવને શોધ કરતા લક્ષ્મિદેવીની ભાળ મળી, અને એમણેજ એમને કારાગૃહમાથી છોડવી પોતાના મહે-લમા રાખ્યા! અમારા મરણ માટે ઇંદ્રદેવની પણ ખાત્રી થઈ હતી, એટલે સુંદરના સંબંધમા વિશેષ પંચાત કરવાનુ તેમણે માંડી વાળ્યુ, અને દુશ્મનોપર વેર લેવા તે લક્ષ્મિદેવીને તૈયાર કરવા લાગ્યા! કારાગૃહમાથી છૂટયા પછી અમે છૂપી રીતે ઇંદ્રદેવને

મળવા ગયા, ત્યારે તેમણે લક્ષ્મિદેવીની હકીકત જણાવી હતી !"
એ બાદ ઇંદ્રજીતકુમારના પૂછવાથી તેણે લક્ષ્મિદેવીને ઇંદ્રદેવે કેવી
રીતે છોડવી તેને લગતી હકીકત જણાવી, જે આપણે જાણી ગયા
છીએ વળી ઇંદીરા પોતાની હકીકત કહેતા બોલી—"તે દીને મધ-
રાતે હુ અને દાસી પાસે સુતી હતી, ત્યારે કોઈએ એક ગાસડી
ઉપરથી ફેંકી હોય એવો અવાજ સંભળાતા હુ તો જાગી નહીં,
પણ દાસી જાગી ઉઠી આમતેમ જોવા લાગી આપને જણાવી ગઈ
તેમ ઓરડામાના બે દરવાજામાનો એક ખુલ્લો હતો, તેમા એક
જાજરૂ અને બે ખાલી ઓરડી હતી આ ઓરડીમાની એકમાથી
ગાસડી પડવાનો અવાજ આવેલો હશે, એમ દાસીને શક ગયો
દારોગાનો કોઈ માણસ એ ઓરડીમા ગયો હશે, એમ ધારી કેટલીક
વાર સુધી તે તેના બહાર આવવાની રાહ જોતી બેઠી, પણ કોઈ
ન જણાયાથી તે ઉઠી દાસી અબળા છતા પણ હિંમતવાન હતી,
એટલે હાથમા દીપક લઈ તે ઓરડામા ગઈ, જ્યા પડેલી એક
ગાસડીપર તેની નજર પડી કોઈ માણસ ત્યા ન જોવાથી તે ત્રણે
ઓરડીમા જોઈ આવી ત્યા કોઈ ન જણાયાથી દીપક એક બાજુએ
મૂકી તેણે ગાસડી છોડી એ અરસામા મારી આખ ઉઘડી ગઈ
ઓરડામા અધકાર જોઈ મને બ્હીક લાગી, અને દાસીને જગાડવા
હુ હાથથી ફાફા મારવા લાગી, પણ તે નહોતી, એટલે હુ ગભ-
રાઈને શય્યામા બેઠી થઈ તો પેલી ઓરડી તરફ મારી નજર પડી
ત્યા દીપકનો પ્રકાશ જોઈ મે દાસીને મ્હોટેથી બુમો પાડી, એટલે
તે દીપક અને ગાસડી ઉપાડી મારી પાસે આવીને બોલી–"આ
ગાસડીમા શું છે તે જો ?' આમ કહી ગાસડી મારી પાસે મૂકી તેણે
છોડી તેમા માતાના વસ્ત્રો જોઈ મારી આખમા આસુ ભરાઈ
આવ્યા એજ વસ્ત્ર પહેરીને માતા ઘેરથી પેલા વેષધારી અઈયારો
સાથે નીકળ્યા હતા, અને કેદખાનામા પણ એજ વસ્ત્ર તેણે પહેર્યા
હતા એ કપડાપર લોહીના ડાઘ જોઈને મને રડવુ આવી ગયુ,
એટલે દાસીએ મને ધીરજ આપી તે લુગડામાથી એક પત્ર કહાડી
મને બતાવ્યો મને તે સમયે બહુ વાચતા લખતા આવડતુ
નહોતુ, પણ મારી માતાના અક્ષરો હુ ઓળખતી હતી, એટલે મે
તે પત્ર વાચી સભળાવવાનુ દાસીને કહ્યુ તેમા નિચે મૂજબ
લખ્યુ હતુ —

"વહાલી ઇદીરા! વિધીએ આપણને વિખૂટા પાડયા ત્યારથી તને નીરખવા હુ તલસુછુ તારી ઈચ્છા હશે તો આપણ બ ને કેદમાથી છૂટી ભેગા થઇશુ! દીકરી! આપણો છૂટકારો તારા હાથમા છે! દારોગાજી કહે તેમ કરવાને લેશપણ અચકાતી નહીં, એટલે આપણે છૂટીશું! એમનુ કહેવુ નહીં માને તો આપણ બ નેના જીવ જશે!–તારી વહાલી માતા સર્યુ"

—— * ——

## પ્રકરણ ૮ મું.

## દુશ્મનોની અવદશા-વિદાયગીરી.

રત્નપુરના ભોયરામા દુશ્મનોથી ઘેરાયલા રાજા કુલીનસિંહ, વગેરે તરફ હવે આપણે નજર ફેરવીએ કીશોરી સપડાયાની ખબર ગેબી અવાજથી જાણી તેઓ ગભરાટમા શુ કરવુ તેની મુઝવણમા એકબીજાની સામે જોતા ઉભા હતા, એટલે કેદખાનાવાળા દ્વારની વચ્ચે હાથમા તીલસ્મી ખ જર સહિત ઉભેલી કમલીનીએ ઇંદ્રદેવને કહ્યું—"કીશોરીને રાખ્યા હતા, એ ઓરડીમા મને પહોચાડો! હુ તેમને છોડવીશ!"

"એ ઓરડીમા જઈ તમે તેમને મદદ કરી શકશો, એક અઈયારને સાથે તેડી જાઓ!" ઇંદ્રદેવે કહ્યુ વીજય તેની સાથે જવાને તૈયાર થયો રાજા કુલીનસિંહે તેમ કરવાની તેને આજ્ઞા આપી, એટલે ચતુરે તેમ કરવાની ના પાડતા કહ્યુ—"કમલીની સાથે હુ જાઉ છુ મારી પાસે રાજા જોરાવરસિંહજીએ આપેલુ ખ જર છે!"

"જોરાવરસિંહજીએ ખ જર કયારે આપ્યુ?" ઇંદ્રદેવે પૂછયુ

"કમલીનીની મદદથી મે એમને કેદખાનામાથી છોડવ્યા ત્યારે એમણે તલેસમના ચોથા ભાગના બાગમાથી તીલસ્મી ખ જર મને આણી આપ્યુ હતુ! વીજયસિંહ સાથે જઈ કંઈ કરી શકશે નહીં! કમલીની તીલસ્મી ખ જરનો ઉપયોગ કરશે, એટલે બીજા સાથે એની આખો પણ તેના ચમકાટથી અ જાઈ જશે!" ચતુરે જણાવ્યુ તેનુ કહેવુ ખરૂ હોવાથી ઇદ્રદેવે તરતજ કેદખાનામા જઈ જે ઓરડીમા કીશોરી, વગેરેને રાખ્યા હતા તેનું

દ્વાર ઉઘાડયુ કમલીની અને ચતુર તે ઓરડીમા ગયા તો ત્યા તેમણે કામીની, લક્ષ્મિદેવી, લીલાવતી અને કમલાને જોઈ ફીશોરીને ન દીઠી તે સર્વને કમલીનીએ બહાર રાજા કુલીનસિંહ પાસે જવાનું કહ્યું તેમના જવા બાદ ઇંદ્રદેવે સાકળ છોડી દઈ તેનું દ્વાર બધ કરી દીધુ, એટલે કમલીની પોતાને કામે વળગી તીલસ્મી ખજરનો પ્રકાશ પાડી તે ચારે તરફ બારીકીથી જોવા લાગી, તો એક તરફની ભીંતમા ન્હાનુ દ્વાર ઉઘાડુ જણાયુ, તેમા ઉપર જવા માટે પગથીઓ હતી એ પગથીઓ ચ્હડી તેઓ ઉપર ગયા પેલો ગુપ્ત માણસ એ સ્થળેથીજ બોલતો હતો એવુ હવે ચતુરને લાગ્યુ આ ભાગ વિશાળ હતો તેમા મ્હોટા ચોક અને કેટલાક ઓરડા હતા, જેમાથી બીજી તરફ જવાના ઘણાક રસ્તા હતા ત્યા સંખ્યાબધ માણસોની લાશ પડી હતી, જેમા બેચારેકનો હજી કઈક શ્વાસ ચાલતો હોય તેમ દીસતુ હતુ ત્યાની જમીન લોહીથી તરબોળ થઇ રહી હતી કમલીની અને ચતુર ત્યાથી એક ચોકમા ગયા, જેમાથી બીજી તરફ જવાનો એક દરવાજો ઉઘાડો હતો એ દ્વાર ઓળગીને બીજી તરફ જતા તેમની નજર કૃષ્ણયક્ષપર પડી તેની ચારે તરફ દુશ્મનો ઘેરીને ઉભા હતા, અને તે પોતાની તીલસ્મી તલવારથી તેમને રામશરણુ પહોચાડતો હતો તેણે પોતાના શરિરે તીલસ્મી બખતર પહેરેલુ હોવાથી દુશ્મનોની તલવાર તેપર નકામી થઈ પડી હતી, તો પણ લડીને તે હવે બહુજ થાકી ગયલો જણાતો હતો દુશ્મનો બહાર જવાનો માર્ગ જાણતા હોત તો તેઓ કૃષ્ણયક્ષની સામે લડવા કદી ઉભા રહ્યા હોતજ નહીં કેમકે, તેઓ બહુ ડરી ગયા હતા, પણ તેમનાથી નહાસી શકાય તેમ ન હોવાથી જીવપર આવી તેઓ લડતા હતા, અને એક પછી એક કૃષ્ણયક્ષની તલવારનો ભોગ થઈ જમીનપર પડતા હતા ચતુર અને કમલીની તીલસ્મી ખજરનો પ્રકાશ પાડતા ત્યા જઈ પહોચતાજ દુશ્મનોના હોશ ઉડી ગયા, અને તેઓ પોતાના હથીયાર મૂકી દઈ શરણુ થયા તરતજ કૃષ્ણયક્ષે લડવાનુ બધ કરી ચતુર અને કમલીની તરફ જોઈ કહ્યુ—"તમે આવી પહોચ્યા, એ સારૂ થયુ!"

"દુશ્મનોના આગમન વિષે આપેજ અમને ચેતાવ્યા હોય એમ લાગે છે!" ચતુરે તેને પૂછયુ

"હા !" કૃષ્ણુયક્ષે જવાબ આપ્યો

"કીશોરીકુવરીને કોણુ પકડી જતો હતો ?" ચતુરે પૂછ્યુ

"તેનો પિતા બલદેવસિંહ, પણુ તે મારે હાથે માર્યો ગયો છે !" કૃષ્ણુયક્ષે જણાવ્યુ તે વધુ કહેવા જતો હતો, એટલામા તેમને કાને અવાજ સંભળાયો-"ઈશ્વરે આપણુને આખરે બચાવ્યા ! તમે અમારી પાછળ આવો ! ધનરાજની સહાયતાથી આપણે બહાર નહાસી જઈ શકીશું !" આ અવાજ સાભળતાજ દુશ્મનો પાછલી તરફ નહાસવા લાગ્યા કૃષ્ણુયક્ષ અને ચતુરે તેમને તેમ કરતા અટકાવ્યા નહીં, એટલે જોતજોતામા તેઓ સર્વે નહાસી ગયા, અને સામેથી માલતી આવતી જણાઈ તેને જોતાજ કમલીની તીલસ્મી ખજર ઉગામતી તેના તરફ ધસી ગઈ, એટલે માલતી પાછળ હટી જઈ બોલી-"અરે શ્યામાકુવરી ! સભાળીને હાથ ઉપાડો !"

માલતીને મુખે શ્યામાકુવરી નામ સાભળતાજ કમલીનીએ ઉભી રહી તેના તરફ ધારીને જોતા પૂછ્યુ—"તુ કોણુ છે ?"

"ભૈરવસિંહ !" માલતીએ જવાબ આપ્યો

"ઓળખાણુ શી ?" કમલીનીએ પૂછ્યુ

"ચદ્રકલા !" માલતીએ જવાબ આપ્યો

"તમે એકલાજ છો કે સાથે કોઈ છે ?" કમલીનીએ પૂછ્યુ

"બલદેવસિંહના સરદાર ધનરાજના સ્વરૂપમા મારા ગુરૂજી સૂરજસિંહ સાથે છે !" ભૈરવસિંહે જણાવ્યુ-"ભોયરાના સર્વ દ્વાર કલ્યાણુસિંહે બધ કર્યા હતા તે ગુરૂજીએ ઉઘાડી નાખી દુશ્મનોને ભગાડયા છે !"

"એમણે દ્વાર ઉઘાડવાની યુક્તિ ક્યાથી જાણી ?" કમલીનીએ પૂછ્યુ, એટલે ભૈરવસિંહે જણાવ્યું—"કલ્યાણુસિંહ સાથે તે ભોયરામા આવ્યા ત્યારે તેમણે તે ઉઘાડવાની યુક્તિ જોઈ હતી !" ચતુરે તેની ચાલાકી માટે તેમને ધન્યવાદ આપ્યો પછી કૃષ્ણુયક્ષ કમલીની પ્રત્યે બોલ્યો—"એમની હકીકત તમે ફુરસદે સાભળજો ! કીશોરીકુવરી ત્યા બેહોશ પડેલા છે, તેમને તમે મહારાજશ્રી આગળ લઈ જાઓ ! હુ અત્રેથી બૂમ પાડી ઇંદ્રદેવને દ્વાર ઉઘાડવા કહુ છુ ! ચતુરસિંહ અને ભૈરવસિંહને હુ મારી સાથે લઈ જાઉ છુ ! તેઓ થોડીવારમા તમને કીલ્લામા મળશે ! સર્વને લઈ અત્યારેજ ભોયરાની બહાર જવાની મહારાજશ્રીને મારી તરફથી વિનતિ કરજો !"

આટલું કહી તે બેહોશ કીશોરી પડી હતી ત્યાં તેમને તેડી ગયો. ચતુરે ક્ષણવારમાં તેને શુદ્ધિમાં આણી, એટલે કમલીની તેને રાજા કુલીનસિંહ પાસે તેડી ગઈ ઇંદ્રદેવને દ્વાર ઉઘાડવાનું કહ્યા બાદ કૃષ્ણયક્ષ ચતુર અને ભૈરવસિંહને લઈ બીજી તરફ રવાના થયો કમલીનીએ કીશોરી સહીત રાજા કુલીનસિંહની પાસે જઈ સર્વ હકીકત જણાવી, એટલે ઇંદ્રદેવે કહ્યું—"કૃષ્ણયક્ષે કહેવરાવ્યા મૂજબ આપણે ભોંયરાની બહાર જવું જોઈએ !"

"એ વિચાર યોગ્ય છે !" કુલીનસિંહે જણાવ્યું–"આપણા-પરના સંકટનું વાદળ સહજમાં વીખરાઈ ગયું, એ માટે ઇશ્વરનો પાડ માનવો જોઈએ ! આપના બને અઈયારોએ દુશ્મનો સાથે આવી અમારી મ્હોટી સેવા બજાવી, અને કૃષ્ણયક્ષેજ આ સમયે સહાયતા કરી કીશોરીકુંવરીના પ્રાણ બચાવ્યા !"

"ઈશ્વરકૃપાથી સર્વ સારૂં થયું કૃષ્ણયક્ષ અત્રે ન આવ્યાથી હું તેમને જોઈ શક્યો નહીં !" ઇંદ્રદેવે જણાવ્યું પછી રાજાની આજ્ઞાનુસાર કેદીઓ સહિત સવ ભોંયરાની બહાર ગયા કીશોરી, વગેરેને મહેલમાં મોકલી તેમની સંભાળ માટે બંદોબસ્ત કરવામાં આવ્યો કેમકે, ભોંયરાના માર્ગોના ભેદ હવે ઘણા માણસોની જાણમાં આવેલા હોવાથી દુશ્મનો તે માર્ગ આવવાનો ભય હતો કેદીઓને કારાગૃહમાં મોકલવામાં આવ્યા મહારાજ કુલીનસિંહના ખાસ મહેલમાં ઇંદ્રદેવને ઉતારો આપવામાં આવ્યો બીજરખા, વઈતાળ અને કલ્યાણસિંહ વચ્ચે મહેલમાં થયલી ઝપાઝપીની અને કલ્યાણસિંહ અને તેના સાથીઓ કેદ પકડાયાની સર્વને ખબર પડી બીજે દિવસે પ્રભાતે રાજા કુલીનસિંહે કારાગૃહમાંથી કલ્યાણસિંહને પોતાની હજુર આણવાની આજ્ઞા કરી કેદખાનામાં ગયલા સેવકે પાછા ફરી કલ્યાણસિંહે જમીનપર માથું પટકી રાત્રીએ આપઘાત કરવાની ખબર આપી તેનું આમ મૃત્યુ થવા માટે સર્વ દીલગીર થયા તેના શબને યોગ્ય માનસહ અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો બલદેવસિંહનું શબ પણ માનસહ ઠેકાણે પાડવામાં આવ્યું ભોજન, વગેરેથી પરવાર્યા બાદ બપોરે રાજા કુલીનસિંહ ઇંદ્રદેવ સહ દીવાનખાનામાં બીરાજ્યા, અને કીશોરી, કામીની, કમલા, કમલીની, લક્ષ્મિદેવી અને લીલાવતીને પણ પોતાની પાસે તેડાવી પોતાના પિતાના મૃત્યુ માટે કીશોરી શોકમસ્ત

થઈ હતી, તેથી રાજા કુલીનસિંહે તેને દીલાસો આપ્યો એ અરસામા બળે આવીને ચતુરસિંહ, વઈતાળ, સૂરજસિંહ અને ભાઈ રવસિંહ આવી પહોચવાની ખબર કરી સર્વ રાજાજીને નમન કરી પોતપોતાને સ્થાને બેઠા બાદ રાજાએ વઈતાળને પૂછ્યુ— "ખીજરખાને તમે તેડી ગયા હતા તે કયા ગયા?"

"ચતુરસિંહજીની આજ્ઞાથી એ પોતાને ઉતારે પાછા ફર્યા છે !" વઈતાળે અદબસહ જણાવ્યુ

"વારુ કૃષ્ણયક્ષ તમને શા માટે તેડી ગયા હતા?" રાજાએ ચતુરસિંહ પ્રત્યે પૂછ્યુ

"અગત્યનુ કામ હતુ ! આપ મહારાજશ્રીને હુ હવે પછી જણાવીશ, પહેલા વઈતાળ અને સૂરજસિંહની હકીકત સાંભળીએ !" ચતુરે જણાવ્યુ

"આજે વઈતાળની ચાલાકીથી દુશ્મનો ફાવ્યા નથી, અને સૂરજસિંહે પણ આપણને મ્હોટી મદદ કરી છે !" રાજાએ જણાવ્યું

"દુશ્મનો જે માર્ગે ભોયરામા આવ્યા હતા તેના મુખડાપર વઈતાળ અને ખીજરખા જઈ બેઠા, એટલે ભોયરામાથી નહાસી ગયલા દુશ્મનોને એમણે કતલ કરી નાખ્યા!" ચતુરે જણાવ્યુ પછી ઇંદ્રદેવની આજ્ઞાથી સૂરજસિંહે પોતાની હકીકત કહેવા માડી ધનરાજ અને માલતીની વાત સાભળતા સર્વને બેહદ હસવુ આવ્યુ એ બાદ વઈતાળે માલતીને કીસનરાય સાથે પોતાને ઘેર કેદ કરવાને મોકલી દીધા બાદ ખીજરખા પાસે જઈ પહોચી મહેલમા કલ્યાણસિંહ અને તેના સાથીઓને કેદ કરવાની તેમજ તે બાદ ખોહના મુખ આગળ બનેએ જઈ દુશ્મનોને મારવાની હકીકત સવિસ્તર જણાવી પછી ચતુરે એક પત્ર રાજા કુલીનસિંહને આપતા કહ્યુ—"મહારાજશ્રી માટે કૃષ્ણયક્ષે આ પત્ર આપ્યો છે !" રાજાએ તે પત્ર વાચ્યા બાદ ઇંદ્રદેવને આપીને સર્વ સાભળે તેમ મ્હોટેથી વાચવાનુ કહ્યુ, જેમા નીચે મૂજબ લખ્યુ હતુ –

"હુ અનાયાસે ભોયરામા આવી પહોચવાથી કીશોરીના પ્રાણ બચ્યા છે ! વઈતાળ અને સૂરજસિંહની ચાલાકીથીજ દુશ્મનો ફાવ્યા નથી, પણ માલતીને પોતાના પુત્ર કીસનરાયને સોપી બલભદ્રસિંહ વિષે તપાસ કરવાનુ તેને કહેવામા વઈતાળે મ્હોટી

ભૂલ કરી છે। કીસનરાય સરખા મૂર્ખને એ ખાનગી કામ તેમજ માલતી સોપવામા વઈતાળે ખોટુ કર્યુ છે। નીચ કીસનરાય પોતાને સોપવામા આવેલુ કામ ભૂલી જઈ માલતી સાથે લગ્ન કરવાની લાલચમા અધ થવાથી પરિણામ એ આવ્યુ કે, માલતીએ તેને ખાસડાથી ખૂબ માર્યો, અને તેની પાસેથી તીલસ્મી ખજર પણ લઈ લીધુ। હુ મહારાજશ્રી તેમજ આપના અઈયારોને નીવેદન કરૂ છુ કે, નીચ બાયલા કીસનરાયપર વિશ્વાસ ગખશો નહીં। આપના એક અઈયારને તપાસ કરવા એને ઘેર મોકલવાથી એની હાલત આપને જણાશે! રત્નપુરના ભોયરાના છુપા ભેદ જાણનાર આપનો એકે દુશ્મન હવે જીવતો રહ્યો નથી દીવાન-ખાનાવાળા મ્હોટા દ્વાર સિવાયના ભોયરાના બીજા અગીયાર દ્વાર મે બરોબર બધ કર્યાં છે, અને તેમને લગતા ભેદ ચતુરસિંહને બતાવ્યા છે, એટલે દુશ્મનો તરફનો ભય રાખવાનુ કારણ નથી આપ હવે કીશોરી, લક્ષ્મિદેવી, કમલીની, વગેરે તેમજ કેદીઓને લઈ વિજયગઢ પધારો, એવી મારી ઇચ્છા છે। મારા ધારવા મૂજબ મે બધ કરેલા અગીયાર દ્વાર ઉપરાત ભોયરામા પ્રવેશ કરવાના બીજા માર્ગ નથી રત્નપુરના રાજાને એટલા દ્વારની પણ ખબર નહોતી। કમલીનીએ રક્તગ્રથ વાચેલુ હોવાથી તે જાણતી હશે। વળી રત્નપુરના ભોયરામા ફરીને તેમાના ભેદો જાણવાનો વિચાર પણ હાલ આપ મહારાજ માડી વાળજો। કુમારો ઇંદ્રજીત-સિહ અને આનદસિંહના આવ્યા બાદ આપની એ ઈચ્છા પૂર્ણ થશે કેમકે, એ બને ભાઇઓ એ ભોયરાના ભેદોથી સોથી વધુ જાણીતા થશે। ભોયરામા પડેલી દુશ્મનોની લાશો ઉપડાવી ત્યા સાફ કરાવી નાખજો। બલભદ્રસિહની ભાળ મેળવવાની અવશ્ય તજવીજ કરજો ઇદ્રદેવની ઈચ્છા હોય તો ખોટા બલભદ્રસિંહને તેમને સોપી દેજો, અને ખરા બલભદ્રસિંહ તેમજ ઇંદીરાની ભાળ મેળવવાનુ તેમનેજ માથે નાખજો! વઈનાળ ઇંદ્રદેવની સાથે રહીનેજ કામ કરે તો સારૂ! એથી આપની તરફ નીમકહલાલી બતાવીને તે પોતાને કપાળે લાગેલુ કલક ધોઈ શકશે। માલતીના સબધમા હુ આપને ફરીથી આગ્રહ કરૂ છુ કે, તે સાધારણ સ્ત્રી નથી તીલસ્મી ખજર તેના હાથમા જવાથી તે કેવીક ખરાબી કરવાને તૈયાર થશે તે કહી શકતો નથી, માટે તેની પાસેથી તે લઈ લેવાની સત્વર

તજવીજ કરશો! એ ઉપરાંત ચતુરસિંહને મે કેટલીક બીના જણાવી છે, તે ઉપર પણ લક્ષ આપવાની કૃપા કરશો!"

આ પત્રની હકીકત સાભળી સર્વને અજાયબી ઉપજી રાજા કુલીનસિંહે તે ઇંદ્રદેવના હાથમાથી લઈ ચતુરને આપતા જણાવ્યુ–"એમા લખ્યા મૂજબ સર્વ કામ થવા જોઈએ!" આમ કહી તેણે નજર ફેરવી તો વઈતાળનો ચ્હેરો ગુસ્સાથી લાલ થયો હતો કીસનરાયની નીચતા માટે તેને બહુ દુ ખ ઉપજ્યુ હતુ લક્ષ્મિદેવીની મુખમુદ્રા પણ ઉદાસ હતી પોતાના પિતાની ચિંતા સાથે સર્વ હકીકત જાણ્યા છતા રાજા જોરાવરસિંહે પોતાની ખબરજ ન પૂછાવવા માટે તે મનમા મુઝાતી હતી એકે પત્ર જોરાવરસિંહે ન લખવા માટે–એમ તેણે શા માટે કર્યુ હશે તે માટે તે મનમા અનેક વિચાર કરતી, પણ કંઈ કારણ અટકળી શકી નહીં! રાજા જોરાવરસિંહ આવી સ્થિતીમા પોતાનો ત્યાગ કરશે, એમ તો તેનુ હૃદય કબૂલ કરતુ નહોતુ વળી જોરાવરસિંહે પોતાને દુ ખી કરનાર માયાવતીના સંબધમા પણ કંઈ કહેવરાવી ન મોકલવા માટે તે વધુ અજાયબી પામી હતી પોતાને પણ રાજા કુલીનસિંહ સાથે વિજયગઢ જવુ પડશે, એ જાણતા તે દુ ખી થઈ કેમકે, એટલે દૂર સુધી જોરાવરસિંહ આવવાની આશા થોડીજ હતી આમ તે મનમા અનેક સંકલ્પવિકલ્પ કરતી તેમજ પોતાની આખમા આવતા આસુ અટકાવવાની મુશ્કેલીએ તજવીજ કરતી હતી કમલીની પણ ઉદાસ જણાતી હતી રાજા જોરાવરસિંહના સંબધમા તેના મનમા પણ અનેક વિચાર આવ્યા હતા, અને તેને તથા કીસનરાયને જાતે મળવાની તેની ઈચ્છા થઈ, પણ રાજા કુલીનસિંહની આજ્ઞા વિના કંઈ પગલુ ભરવાનુ તેને યોગ્ય લાગ્યુ નહીં રાજા કુલીનસિંહે ઇંદ્રદેવ તરફ જોઈ પૂછ્યુ—"આપ શા વિચારમા છો? કૃષ્ણયક્ષે લખ્યા મૂજબ કરવાની અમારી ઈચ્છા છે! તેના ઉપર અમને સંપૂર્ણ વિશ્વાસ આવે છે।"

"આપ મહારાજની ઈચ્છા યોગ્ય છે!" ઇંદ્રદેવે જણાવ્યુ–"મને પણ ફરમાવો તેમ કરવા તૈયાર છુ! કૃષ્ણયક્ષને નજરે દીઠા નથી એટલે તેને વિષે હુ કંઈ કહી શકતો નથી! અત્રે હું કંઈ કરી ન શકયો, તેમજ બલભદ્રસિંહ અને ઇંદીરા વિષે કંઈ ખબર મેળવી ન શકયો, એ માટે મને દીલગીરી લાગે છે!"

"પણ કેદી બલભદ્ર કૃષ્ણુયક્ષે સુચવ્યા મૂજબ તમને સોંપીશું, એટલે બનેની તમે ભાળ મેળવી શકશો!" રાજાએ કહ્યુ-"ઇંદ્રદેવ! તમારા ઉપર અમને સંપૂર્ણ વિશ્વાસ છે! તમે અમારાજ છો! કૃષ્ણુયક્ષે ન લખ્યુ હોત અને તમે કેદી બલભદ્રની માગણી કરી હોત તોપણ અમે તેને તમારે હવાલે કરી દેત! માયાવતી અને દારોગાની જરૂર હોય તો તેમને પણ તમને સોપવા તૈયાર છઈએ! અરે! તમે કહો તે કરવાની અમે ના પાડીશું નહીં'' આ સાભળી ઇંદ્રદેવ હર્ષાવેશમા ઉઠી હાથ જોડીને બોલ્યો—"મહારાજશ્રીનો મારા ઉપર આટલો બધો વિશ્વાસ છે, એ જાણી મારૂ હૃદય હર્ષથી ઉભરાય છે! આપ મહારાજશ્રી મારા ઉપર આ કૃપા કરવાને તૈયાર છો ત્યારે હું વિનતિ કરૂ છુ કે બલભદ્ર સિવાય બીજા કોઈ કેદીને લઈ જવાની મારી ઈચ્છા નથી, પણ લક્ષ્મિદેવી, કમલીની અને લીલાવતીને આપ મારી સાથે મોકલવાની રજા આપશો! પુત્રી લક્ષ્મિદેવી ઉપર મારો બેહદ સ્નેહ છે, અને હજી તેને હાથે મારે—" આટલુ કહી અટકી જઈ તે વાત ફેરવીને બોલ્યો-"આપ મહારાજની મારાપર કૃપા કરવાની ઈચ્છા હોય તો એ ત્રણે બહેનો સાથે ઇંદીરાના નામવાળુ કલમદાન મને આપો! વઈતાળના કાગળો આપ સાથેજ લેતા જાઓ! ખરા બલભદ્રસિંહને શોધી હુ આપની સેવામા હાજર થઈશ, ત્યારે વઈતાળની તપાસ આગળ ચલાવીશુ કૃષ્ણયક્ષે લખ્યા મૂજબ નિમકહલાલીથી સર્વ કામ પૂર્ણ કરવાની વઈતાળને પણ આપ મહારાજ આજ્ઞા કરશો!" રાજા વિચારમા પડી ગયો લક્ષ્મિ-દેવી, કમલીની અને લીલાવતીને વિજયગઢ તેડી જવાની તેની ઈચ્છા હતી, અને કૃષ્ણયક્ષે પણ તેમ કરવાનુ લખ્યુ હતુ, પણ ઇંદ્રદેવની અરજી માન્યા વિના ચાલે તેમ નહોતુ ઇંદ્રદેવેજ લક્ષ્મિદેવીનુ રક્ષણ કર્યું હતુ, એટલે તેનાપર તેનો સંપૂર્ણ હક હતો કમલીની અને લીલાવતી ઉપર પણ રાજા કુલીનસિંહનો કંઈ અધિકાર નહોતો, એટલે કેટલીક વાર સુધી વિચાર કીધા બાદ તેણે ઇંદ્રદેવને કહ્યુ—"એ ત્રણે બહેનોની તમારી સાથે આવવાની ઈચ્છા હોય તો સુખેથી તેડી જાઓ! કલમદાન અમે તમને આપીશુ!" આમ કહી તેણે લક્ષ્મિદેવી, વગેરેની ઈચ્છા જાણવા તેમની તરફ જોયુ, એટલે કમલીની હાથ જોડી બોલી—

"અમારા ધર્મપિતાને ઘેર જવાની અમારી ઈચ્છા છે! ત્યાથી અમારા પિતાજીની ભાળ અમે સત્વર મેળવી શકીશુ!"

"સુખેથી જાઓ!" રાજાએ જણાવ્યુ, અને ચતુર પ્રત્યે કહ્યુ—"કલમદાન ઇંદ્રદેવને આપો! કેદી બલભદ્રને તેમની સાથે મોકલવાનો બદોબસ્ત કરો! અમે પણ આજેજ વિજયગઢ તરફ કુચ કરીશુ! માલતીને પકડવા હમીરને રવાના કરો અને બળને કીસનરાયને ઘેર મોકલો! વિજયને અમે એક કામ સોપીશું!" આમ કહી વિજયને પોતાની પાસે બોલાવી તેણે તેના કાનમા કહ્યુ—"લક્ષ્મિદેવી, કમલીની અને લીલાવતીની સભાળ તારે ગુપ્ત રીતે રાખવાની છે!" તરતજ આ દરબાર બરખાસ્ત થઈ અને સર્વની જવાની તૈયારી થવા લાગી ખીજરખાને યોગ્ય માનસહ વિદાય કરવામા આવ્યો તેના સેનાપતિને પણ કેદમાથી મુક્ત કરવામા આવ્યો હમીર માલતીની શોધમા નીકળી પડયો, અને બળ કીસનરાયના ઘર તરફ વિદાય થયો ઇંદ્રદેવ કેટલાક સીપાઇઓ સહિત કેદી બલભદ્ર અને લક્ષ્મિદેવી, કમલીની અને લીલાવતીને લઈ પોતાના મહેલ તરફ રવાના થયો વઈતાળ પણ તેની સાથે કેટલેક સુધી ગયા બાદ તેની રજા લઈ જુદો પડી બીજી તરફ રવાના થયો વિજય પણ ક્યાક રવાના થયો, અને રાજા કુલીનસિંહની સવારી તેજ દીને વિજયગઢ તરફ વિદાય થઈ ચતુર પણ તેની સાથે ગયો

---

## પ્રકરણ ૯ મું.



### કીસનરાયનો ગૃહસસાર.

હવે આપણે કીસનરાયને ઘેર જવા નીકળેલા બળની સાથે જઈએ, અને તેની જગપ્રિય પત્નિની હીલચાલ નીરખીએ! કીસનરાય ન્હાનપણમા ઉત્સાહી હતો, અને ચાલાકીના કામ કરી નામના પેદા કરવાની તેને બહુ લાલસા હતી, પણ અજબકુવરીના પ્રેમમા પડયા પછી તેની મનોવૃત્તિ બદલાતી ગઈ હતી! વખત જતા તે વધુ સ્વાર્થિ થતો ગયો આખરે કાલકા નામની હાલની તેની પત્નિ સાથે તેના લગ્ન થયા ત્યારથી તે તદન બુદ્ધિભ્રષ્ટ થઈ

ગયો કીસનરાયની સ્રી કાલકા બેહદ લાલચુ અને કુલટા હતી, પણ કીસનરાય તેને પતિવ્રતા સાધ્વી માનતો હતો કીસનરાયને ઘેર તેના મિત્રો અને ઓળખીતાઓની આવજાવ બહુ હોવાથી છકેલી કાલકાને પૈસાની ખોટ નહોતી પોતાના આશકો પાસેથી મેળવેલુ ધન તે છૂપી રીતે જમીનમા દાટી રાખતી, જેની બજરગ નામના તેના યુવાન માનીતા નોકર સિવાય બીજા કોઈને ખબર નહોતી. બજરગની માતા પહેલા વઈતાળની નોકરીમા હોવાથી તે હાલ કીસનરાયનો નોકર હોવા છતા જાણે ઘરનો માણસ હોય તેમ રહેતો હતો કાલકાનો પણ તેના ઉપર સારો ચાહ હતો, અને એક દીન તેણે તેને દીયર કહીને બોલાવ્યો, તેથી તે વધારે માથે ચ્હડી ગયો એ ઉપરાત એક કામ કરનારી દાસી મારફત કાલકા પોતાની તમામ મનોવાચ્છના પૂર્ણ કરતી હતી

બળ પોતાના બે ચેલાઓસહ રત્નપુરથી રવાના થઈ ત્રીજે દીને છૂપે વેષે કીસનરાય રહેતો હતો તે ગામમા જઈ પહોચ્યો બપોરે કીસનરાય પોતાના મિત્રને મળવા બહાર ગયો, ત્યારે તે તેના ઘર આગળ જઈ પહોચ્યો તેનો નોકર બજરગ ખડકીના દરવાજાપર બેઠો પડોસીના ઘોડાવાળા અને નોકરો સાથે ગપ્પા મારતો હતો થોડીવાર આમ તેમ ફરીને પૂછગાછ કરવાથી બળને જણાયુ કે, બજરગ કીસનરાયનો માનીતો નોકર છે, અને ઉમ્મરમા તે પોતાના કરતા ન્હાનો છે તે ત્યાથી પાછો ફરી, કેટલેક છેટે એકાત અધારી ગલીમા એક ઘર ભાડે રાખવાની તજવીજ કરવા લાગ્યો સધ્યાકાળ પહેલા તેણે તે કાર્ય પૂર્ણ કરી લીધુ તેણે ભાડે રાખેલુ ઘર મ્હોટુ હતુ, પણ તેમા ભૂતપ્રેતનો વાસો હોવાના વહેમને લીધે તેમા કોઈ રહેતુ ન હોવાથી ઘણા દીનથી ખાલીજ હતુ, તેમા પ્રવેશ કરવાના ત્રણ દ્વાર હતા, અને તેમા કેટલીક ઓરડીઓ તો એવી હતી કે, તેમા કોઈને કેદ કરવામા આવે તો તેની બૂમરાણ બહાર કોઈને સભળાય નહીં બળે આ ઘરમા પડાવ નાખી એક અમીર જેવા ઠાઠથી રહેવાને જે વસ્તુઓની જરૂર પડે તે બજારમા જઈ ખરીદ કરી લાવ્યો સવ ગોઠવણ અને ઠાઠ કર્યા બાદ તેણે એક યુવાન અમીરનું સ્વરૂપ ધારણ કીધું, અને ઠાઠથી ઘરની બહાર નીકળી એક ચેલાને કઈ કામ માટે રવાના કરી બીજા ચેલાને ઘેર રાખી તે કીસનરાયના

ઘર તરફ વિદાય થયો ત્યા જઈ પ્હોચતા બજર ગને ચલમ પીવાની તૈયારી કરતો એકલોજ ખડકીના દ્વાર આગળ બેઠેલો જોઈ તે તેની પાસે ગયો પાસે ગોખલામા બળતા ઝાખા દીપકના પ્રકાશમા બજરગ બારીકીથી તેની તરફ જોયા બાદ તેના ઠાઠથી અજાઈ જઈ હાથમાની ચલમ જમીનપર મૂકી દઈ ઉભો થઈ ઝુકીને સલામ કરી બોલ્યો—"શો હુકમ છે મહેરબાન?"

"અમારી સાથેનો નોકર પાછળ રહી જઈ કોણુ જાણે ક્યા જતો રહ્યો! અમને શોધતો તે ઘેર જઈ પહોચશે, પણુ અમને તરસ લાગી છે! અમારૂ ગળુ સુકાય છે!" બળે જણાવ્યુ.

"આપ મહેરબાન બાકડાપર બેસો! હુ હમણા પાણી લાવું છુ!" આમ કહી બાકડો સાફ કરી તેપર બળને બેસાડી તે ઘરમા ગયો, અને થોડીવારમા પાણીથી ભરેલો લોટો અને પ્યાલુ લઈને બહાર આવ્યો બળે ઘરના દ્વારપર નજર કરી તો તેપરનો પરદો જરા હાલતો જણાયો, અને તેમાથી કોઈ સ્ત્રી પોતાને જોતી હોય એમ લાગ્યુ પાણી પીધા બાદ બજરગના હાથમાં પાચ રૂપીઆ મૂકી બળ ઉઠીને ત્યાથી એક તરફ ચાલ્યો પાણી પીવરાવવા માટે પાચ રૂપીઆ ઈનામ મળવાથી બજરગ બેહદ ખુશ થઈ ગયો, અને યુવાન અમીરની ઉદારતા માટે વિચારમાજ પડી ગયો તે કોઈ મ્હોટો અમીર અથવા રાજકુમાર હશે, એમ તેણે ધાર્યુ બીજે દીને સાજ પડતા પહેલાજ બજરગે બળને પોતાની ખડકી પાસેથી જતો દીઠો તે વખતે-તેની પાછળ એક નોકર ચાલ્યો જતો હતો તેનો પોશાક પણ કીમતી અને ભભકાદાર હતો, અને તેણે કમ્મરે તલવાર લટકાવી હતી બજ-રગે ઉઠીને બળને સલામ કરી નોકરના રૂપમા આવતા પોતાના ચેલાને બજરગ પાસે ઉભો રાખી બળ આગળ ચાલ્યો ગયો. બજરગ અને બળના નોકર સાથે લગભગ બે કલાક વાત ચાલી, જે વાચનારને વિગતવાર જણાવવાની અત્રે કઈ જરૂર નથી વાતચીત કર્યા બાદ બળનો નોકર બજરગના હાથમા કઈ આપીને ત્યાથી વીદાય થઈ પોતાને ઉતારે આવ્યો બળ તેની રાહ જોતો બેઠો હતો, એટલે તેને જોતાજ તેણે પૂછ્યુ—"કેમ શું થયુ?"

"બધું ઠીક છે! એણે આપને જોયા છે!"

"કાલે હું પાણી પીતો હતો ત્યારે પરદો સહજ ખસેડીને તે જોતી હતી, એ હુ જાણુ છુ! બીજી કઈ હકીકત જણાઈ?"

"હા જી! ઘણી વાતો થઈ પણ તે ખાનગી છે! કાલકા સાથે કોણ આડો વહેવાર રાખે છે તેમના નામ આવતી કાલે બપોર સુધીમા હું આપને જણાવીશ! અરે! એ પોતે બનીઠનીને આવતી કાલે આપની હજુરમા આવે તો નવાઈ નથી!"

"એ તો ઠીક! પણ તેણીનુ નામ પણ તે' જાણ્યુ શું?"

"હા જી! નામ કાલકા છે, અને કીસનરાય તો તેને સર્વ-ગુણસંપન્ન સુદરીજ સમજે છે!"

"ખરેખર! વઈતાળને એ કલ ક સમાન છે! એ સ્ત્રીનો પતિ આપણી સાથે બેસવાને યોગ્ય નથી! અરે! એના હાથનુ પાણી પણ આપણે પીવુ ન જોઈએ! ઠીક! તુ અત્રે બેસજે, હુ જરા ફરી આવુ છું!" આમ કહી બળ બહાર ગયો બીજે દીને બપોરે નોકર કીસનરાયને ઘેર તેમજ શહેરમા ફરી આવ્યો, અને બળ પ્રત્યે બોલ્યો—"કાલકાના આશકોના નામ હુ લાવ્યો છુ!"

"કોણ કોણ છે? કોઈ ઓળખાણવાળા છે કે?"

"એકનુ નામ જયનાથ બાબુ!"

"એને તો હુ ઓળખુ' છું! એ તો બહુજ ભલો, બુદ્ધિશાળી અને એક માર્ગી માણસ છે!"

"એજ! કદમા ઉચો અને ગોરવર્ણનો છે! રાજ્યનગરમાથી જાતજાતના કપડા લાવી તે રોજ તેને આપે છે! બીજો આશક ત્રિભુવનરાય રાજ્યમા મહત્વની પદ્ગી ધરાવે છે! ત્રીજો આશક માયાપ્રસાદ રાજાનો ખજાનચી છે! ચોથો અન તપ્રસાદ, પાચમો—"

"બસ! હવે વધુ નામો મારે નથી સાભળવા!"

"જેવી આજ્ઞા! બાકી હું તો પચાસેક નામ લાવ્યો છુ!"

"એ ક કોતરી હાલ તારી પાસે રાખી મૂક! મહારાજશ્રીને એ દેખાડીશું! એ રાતે અત્રે આવશે તો આપણુ કામ થયુ!"

"એ જરૂર આવશે! બજર ગ મારી સાથે આવી આપણુ' ઘર જોઈ ગયો છે!" આમ વાત કરતા તેઓ રાત્રીને માટે તૈયારી કરવા લાગ્યા આ તરફ રાત્રી થતા કીસનરાયને ઘેર તેની સ્ત્રી શણગાર સજી કપડા બદલવાની તૈયારી કરવા લાગી એક ઉઘાડી પેટી પાસે બેસી તે જાતજાતની સાડીઓ જોતાં તેમાથી કઈ સાડી

પહેરવી તેના વિચારમાં પડી તેનો માનીતો બજરંગ હાથમાં દીપક લઈ પાસે ઉભો હતો, તે બોલ્યો—"મારા વહાલા ભાભી-સાહેબ! આ કાળી સાડી ફક્કડ છે! એજ પહેરો, અને આ ચોળી પણ સારી શોભશે!".

"નહીં! એ સાડી મને નથી ગમતી! પણ પીટયા! તુ મને ઘડીઘડી ભાભીસાહેબ શા માટે કહે છે?"

"તે તમે શું મારા ભાભી નથી?"

"ભાભી તો છુ! તુ સાવકી સાસુને પેટ અવતર્યો હોત તો અમારી પૂંજીમાએ ભાગ પડાવત, પણ તેવુ કંઈ નથી છતા મારૂ તારાપર એક દીયર જેવુ હેત છે, પણ મને ભાભી કહેવાની તારી ટેવ સારી નહીં! મુવા! કોઈ સાભળશે તો શું કહેશે?"

"પણ અત્યારે અહીં સાભળનાર છે કોણ?"

"અત્યારે તો કોઈ નથી, પણ એમ કરતા ટેવ પડી જાય તો પછી કોઈક વાર કોઈના દેખતા પણ—"

"હું કંઈ મૂર્ખ નથી! આપણુ વચ્ચે છૂપુ હેત છે, પણ તેની કોઈને ખબર પડી છે? અરે! આ સાડી બહુ સરસ છે—"

"એ સાડી જોતાજ જીવ બળી જાય છે! તે દહાડે એ સાડી પહેરીને હું એક સગાને ઘેર ગઈ હતી! બસ! એક જણે જોતા વારજ કહ્યુ—'આ સાડી તો ફલાણાએ વેચાતી લીધી હતી!' આટલુ સાભળી હુ તો સડકજ થઈ ગઈ! વાત ખરી હતી એટલે 'હા' કે 'ના' કાંઈ જવાબજ આપી શકી નહીં, મુંગી ઘેર ચાલી આવી!-બસ! હું આ લીલી સાડી ને ગુલાબી ચોળી પહેરીશ!"

"આપો ચોળી હુ પહેરાવી દઉં!"

"જા મારા પીટયા!" આમ કહી તેણે બજરંગને ધીમેથી એક તમાચો લગાવ્યો. આથી તે ખસી જઈ બોલ્યો—"અરે! તમારે પુરૂષનો પોશાક પહેરીને ત્યા આવવુ છે! આ સાડી હું સાથે લઈ આવું છુ, તે આપ ત્યા પહેરી લેજો!"

"ઠીક, એમ કરીશું!" એમ કહી કાલકા પુરૂષનો પોશાક પહેરવા લાગી. થોડીવારમા તૈયાર થઈ અંબોડો છૂપાવવા માથે ફેંટો બાધી તે બજરંગ સાથે ઘેરથી નીકળી. બળે રાખેલુ ઘર ત્યાથી બહુ દૂર નહોતુ, એટલે ત્યા પહોચતા તેમને વાર લાગી નહીં. તેઓ ઘરને પાછલે દરવાજે ગયા, જે ઉઘાડો હતો, અને

બળનો નોકર તેમની રાહ જોતો ત્યા બેઠો હતો, તેણે તેમને અ દર દાખલ કરી દ્વાર બ ધ કરી દીધુ' બળ એક ઓરડામા વિચાર વમળમા અથડાતો બેઠો હતો, તેને નોકરે આવી કાલકા આવી પહોચવાની અને તે પુરૂષના વેષમા આવેલી હોવાથી બીજા ઓર ડામા કપડા બદલતી હોવાની ખબર આપી આ ખબર આપી જવા બાદ બળ વિમાસણમા પડી ગયો કાલકાની ચાલચલણ વિષે તો તેની ખાત્રી થઈ તેને ત્યાથી કેવી રીતે ટાળવી તેની તે મુઝવણમા પડયો કારણકે, તેની સાથે જારકર્મ કરવાની તેની ઈચ્છા નહોતી ! તે પોતાના મનમા બબડયો—" નિર્લજ કીસન-રાયને એ વિષેની ખબર નહીં હોય ? અરે ! દુષ્ટ સર્વ જાણતો હશે, પણ એ માર્ગે પોતાને આવક થતી જોઈ અજાણપણાનો ડોળ ઘાલતો હશે ! વઈતાળ આ નિચતા કયાથી જાણતો હશે ? પોતાની નજીવી ભૂલ માટે એ કેટલો પશ્ચાતાપ કરે છે, અને તે માટે કેટલી મહેનત ઉઠાવી રહ્યો છે, ત્યારે તેનો પુત્ર કેવો નીચ ! ધિક્કાર હોજો એવા પુત્રોપર !" આમ વિમાસણ કરતો બળ બેઠો હતો, એટલામા કાલકા શણગારીને રમઝમ કરતી તેની પાસે આવી પહોચી તેણે તેને પોતાની પાસે બેસાડી, અને તેના સૌંદર્યના વખાણ કર્યા આમ વાત કરતા તેઓ થોડીવાર બેઠા, એટલામા બહારથી કીસનરાયના નોકર બજર ગની બૂમરાણ સંભળાઈ, અને તેની સાથે કોઈ સ્ત્રી પણ બોલતી હોય એવો અવાજ આવવા લાગ્યો તરતજ બળ ઉભો થયો અને હાથમા ખ જર લઈ ઓરડાની બહાર આવ્યો તો ત્યા પોતાના નોકર અને બજર ગ ઉપરાત એક સ્ત્રીને જોઈ અજાયબ થયો, અને તે સ્ત્રીને તેણે પૂછ્યુ—" તુ કોણ છે બાઈ ?"

" તુ કોણ છે તે કહે કે તને મારી નાખ્યા બાદ યાદ રહે કે, ફલાણાને મે રામશરણ પહોચાડયો હતો !" તે સ્ત્રી ગાજી ઉઠી.

" આ તારી બડાઈ ઉપરથી તો મને લાગે છે કે તુ કોઈ સ્ત્રી નહીં પણ અઈયાર છે !" બળે જણાવ્યુ

" હા ! હુ અઈયાર છુ, એટલેજ તારા ઘરમા ઘુસી આવ્યો છુ !" તે સ્ત્રી જુસ્સાભેર બોલી—" હરામખોર ! કુકર્મના ફળ કેવા મળે છે, તે તુ નહીં જાણતો હોય ! જેની પત્નિને તે અત્રે બોલાવી છે તે મ્હોટો અઈયાર છે તે તુ ભૂલી ગયો ?"

"અહોહોહો!" બળ મ્હોટેથી હસી બોલ્યો-"હવે નિર્લજ ફીસનરાયને મે ઓળખ્યો! તારી પતિવ્રતા પત્નિની કમાણીનો હીસાબ લેવા તુ ભલે આવ્યો! ઠીક! તને પણ મારી ઓળખાણ આપુ! મહારાજશ્રી કુલીનસિંહની આજ્ઞાનુસાર તારી ચાલચલણની તપાસ કરવાને આવનાર હુ તેમનો અઇયાર બળ છુ!" આ સાભળી ફીસનરાય સડકજ બની ગયો ઓરડાની બહાર પોતાનો પતિ આવી પહોચ્યો, એ જાણી કાલકાએ સ્ત્રીચરિત્ર ચલાવ્યા તે રડતી ઓરડાની બહાર આવી ફીસનરાયના પગમા માથુ મૂકતા બોલી ઉઠી—"મને પીટયો બજરગ આપનુ નામ દઈ અહીં તેડી લાવ્યો!" આ સાભળી ફીસનરાય થોડીવાર ચુપ રહ્યા બાદ બળ પ્રત્યે બોલ્યો—"પરસ્ત્રીને આમ ઠગી પાપવાસનાથી પોતાને ત્યા બોલાવવી, એ અઇયારનો ધર્મ કે?"

"નહીં! અઈયારોનો એ ધર્મ નથી! પણ પોતાની સ્ત્રીની કમાણીપર ગુજરાન ચલાવવો, એ એક અઈયારને છાજતુ નથી!" બળ ભાર દઈને બોલ્યો—"તારી સ્ત્રીને મે પાપવાસનાથી અત્રે બોલાવી નથી! તેની ચાલચલણ જાણવા મે એમ કર્યુ છે! તારે વિષે મે જે સાભળ્યુ છે, અને અત્રે આવ્યા બાદ જે કઈ જાણ્યુ તે ઉપરથી જણાય છે કે તુ હલકટ અને નિમકહરામ છે! તને સોપવામા આવેલા તારા માલીકના કામની તને જરા ચિતા નથી, એ માલતીના દાખલા ઉપરથી પૂરવાર થાય છે! તેની સાથે લગ્ન કરવાની તારી ઈચ્છા હતી કેમ? તેણે ખાસડાથી તારી પૂજા ઠીક કીધી, અને તીલસ્મી ખજર પણ તારી પાસેથી લઈ લીધુ!"

"અઈયારોના સર્વ કામ તેમની ઈચ્છા મૂજબ હમેશ પાર પડતા નથી!" ફીસનરાયે જણાવ્યુ—"અઈયાર પણ કદી ઠગાઈ જાય! માલતીની અઇયારીથી હુ ઠગાયો તેથી હલકટ અને નિમક-હરામ ઠરતો નથી! તુ અને તારો પિતા શુ કોઈવાર ઠગાયાજ નથી? મારી પત્નિને કલકિત કહેવામા તુ મ્હોટી ભૂલ કરે છે! એ પોતે જણાવે છે કે, મારૂ નામ દઈ બજરગ એને અહીં તેડી લાવ્યો છે! મારી સ્ત્રી તો સાધ્વી સતી છે! સ્વપ્નમા પણ પરપુરૂષનો એને ખ્યાલ આવતો નથી! તુજ લુચ્ચો છે! પરસ્ત્રીને ઠગી પોતાને ઘેર બોલાવે છે, અને પછી પાપ છૂપાવવા મને એકલો જાણી ગાળો દે છે કેમ? હુ પણ તારાથી ઓછો ઉતરૂ એમ ન સમજતો!"

"અરે! તુ તો ઘણી વાતે મારા કરતા ચ્હડીયાતો છે! તને એકલો જાણી તારો દોષ જ તને જણાવુ છુ!" બળે જણાવ્યું—"તારી ઈચ્છા લડવાની જ હોય તો હુ એકલો તારી સાથે લડવા તૈયાર છુ! તારી સ્રીને તુ પતિવ્રતા સમજ, એમા મને કાંઈ હાની નથી! હુ જે કામ માટે આવ્યો હતો તે પૂર્ણ થયુ છે! હવે મહારાજશ્રીની હજુરમા જઈ સર્વ હકીકત જણાવીશ, અને તારા ગભીર સ્વભાવના પણ વખાણ કરીશ! તારો પિતા પોતાની એક ભૂલ માટે પશ્ચાતાપ કરે છે, અને પોતાને કપાળે લાગેલુ કલક દૂર કરવાને જીવ તોડીને મહેનત કરે છે, તે પણ તારા જેવા સપુતની આ વાખવાખી સાભળી રાજી થઈ જશે! વાહ! આ કુલટાને પતિવ્રતા સતી સમજનાર પોતાને અઈયાર તરીકે ઓળખાવે, એ પણ આશ્ચર્યની વાત!"

"તુ મારે માટે ગમે તે વિચાર બાધીશ તેથી મને હાની થનાર નથી! તુ શું કરીશ? બહુ તો રાજા કુલીનસિંહને મારે વિષે ખોટી વાતો સમજાવીશ! પણ હુ કઇ કોઈનો તાબેદાર નથી!" કીસનરાય બોલ્યો આથી બળ બેહદ ગુસ્સે થઈ જુસ્સાભેર બોલી ઉઠયો—"તુ કોઇનો તાબેદાર ગુલામ નથી કેમ?" બળને ગુસ્સે થયેલો જોઈ કીસનરાય ડરી ગયો તે સ્થળે પોતે એકલો હતો, અને બળ સગે લડવા જેટલી પોતાનામા શક્તિ નહોતી, એમ જોઈ તે ચુપજ રહ્યો, પણ બળ ઉપર વેર લેવા કોઈ પણ રીતે તેને નીચુ જોવરાવવાનો અને લાગ મળે તો મારી નાખવાનો તેણે મનમા સંકલ્પ કર્યો તે કઈપણ બોલ્યા વગર નીચુ જોઈ ઉભો રહ્યો બળ તિરસ્કાર યુક્ત અવાજે બોલ્યો—"બસ! આ તારી સતી અને નોકરને તેડીને જા!" તરતજ કીસનરાય મુંગે મ્હોડે ત્યાથી ચાલ્યો ગયો તેની સ્રી અને નોકર પણ તેની પાછળ ગયા

કીસનરાયને પોતાની પત્નિ બળને ત્યા આવી તેની તેમજ તેના ઠેકાણાની કેમ ખબર પડી તે વિષે અત્રે ખુલાસો કરવાની જરૂર છે અમે જણાવી ગયા તેમ કીસનરાયને ત્યા દાસી હતી, તે કાલકાની ખાનગી કામોમા મદદગાર હતી, તેની મારફત કાલકા પોતાના આશકોને મળતી, પણ બળના સંબધમા તેમ થયુ નહોતુ કેમકે, એ ચોકઠુ બજરગે ગોઠવ્યુ હતુ આથી બળ પાસેથી જે નાણુ મળે તેમાથી બજરગને દલાલી મળનાર હતી દાસીને

તેમાથી ફુટી બદામે મળે તેમ ન હોવાથી તે કાલકાને ફસાવવા તૈયાર થઈ કાલકા તેનાથી કઈ છાનુ રાખતી નહોતી તેણે બળની વાત પણ તેને જણાવી હતી આથી કાલકા બળને ત્યા ગયા પછી થોડીવારે કીસનરાય ઘેર આવ્યો ત્યારે પોતાનુ નામ કોઈને ન કહેવાની કબૂલાત લીધા બાદ તેણે કાલકાની સવ હકીકત તેને જણાવી, અને બળનું ઘર પણ દેખાડયુ આથી કીસનરાયને બેહદ ગુસ્સો ઉપજ્યો, અને અઈયારીની કેટલીક વસ્તુઓ સાથે લઈ તે એકલો તેની પાછળ ગયો પોતાની પત્નિ બળને ત્યા ગઈ છે, એવું તે જાણતો હોત તો એકલો કદી જાત નહીં સ્ત્રીના વેષમા તે ઘેરથી નીકળ્યો, અને બળના ઘર આગળ જઇ કમદની મદદથી ઘરમા દાખલ થયો જે ઓરડામા બળ અને કાલકા બેઠા હતા તેની બહાર જાઇ પહોચતા ત્યા પોતાના નોકરને બળના નોકર પાસે બેઠેલો જેઈ તેણે તેની કમ્મરે જોરથી લાત લગાવી, જેથી તે બેવડોજ થઇ ગયો, અને તેણે બૂમ પાડી, એટલે કીસનરાયે સ્ત્રીનો અવાજ કહાડી તેના ચાળા પાડયા વાચનાર! આ બૂમ સાભળીનેજ બળ ઓરડાની બહાર આવ્યો હતો, અને તે પછી શુ થયુ તે આપણે જાણી ગયા છીએ

---

# પ્રકરણ ૧૦ મું.

## માલતીની ચાલાકી નિષ્ફળ ગઈ.

રાજા કુલીનસિંહ કીશોરી, કામીની અને કમલા, વગેરેને લઈ મ્હોટા રસાલા સાથે વીજયગઢ રવાના થયા કીશોરી અને કામીની માટે આ રસાલામા સવાસો દાસી હતી, તેમાની પચ્ચીસ તો રત્નપુરમા રાજા રત્નસિંહની રાણીની દાસીઓ રત્નપુર જીત્યા બાદ રાજા કુલીનસિંહની નોકરીમા રહી હતી બીજી સો દાસી નવી હતી રત્નપુરમાની કેટલીક નવાઇની વસ્તુઓ પણ રાજાએ પોતાની સાથે લીધી હતી રાજગૃહી અને ગયાજીમા બદોબસ્ત જાળવવા જે અઈયારોને રાખવામા આવ્યા હતા તેમને પણ વીજયગઢ આવવાનો રાજાએ હુકમ મોકલાવ્યો હતો રાજા કુલીનસિંહના રસાલામા પાચ હજાર સીપાઇ ઉપરાત કામકાજ માટે ચારેક

હજાર બીજા માણસ પણ હતા આ મ્હોટા રસાલામા દાસીના વેષમા માલતી પણ દાખલ થઈ હતી કીશોરી અથવા કામીનીની કોઈ દાસી પાછળ રહી જાય તો પોતાની ધારણા પાર પડે, તેનો તે લાગ જોતી હતી દીન એક પ્રહર ચ્હડતા સુધી રાજા કુલીનસિંહના રસાલાએ મુસાફરી ચાલુજ રાખી તે બાદ જ ગલમા પડાવ નાખવામા આવ્યો, જ્યા તબુઓ વગેરે પહેલાથીજ ઉભા કરવામા આવ્યા હતા વળી બીજે દીને જ્યા મુકામ કરવાનો હતો ત્યા અગાઉથી ગોઠવણ કરી રાખવા તબુઓ, વગેરે સરસામાન લાદેલા સેકડો ઉંટ તે સમયે ત્યાથી રવાના કરવામા આવ્યા આખો દહાડો રાજા કુલીનસિંહનો ત્યાજ મુકામ રહ્યો રાત્રીના ત્રણ પ્રહર આરામ લીધા બાદ કુચ કરવાનો છાવણીમા હુકમ ફરેલો હોવાથી એક પહર રાત્રી બાકી રહેતા વળી મુસાફરી શરૂ કરવામા આવી આમ રોજ પાછલી રાતે કુચ શરૂ કરી એક પ્રહર દીન વીતતા મુકામ કરીને રાજા કુલીનસિંહનો રસાલો વીજયગઢ તરફ જતો હતો ત્રણ દીન તો માલતીનુ કઇ વળ્યુ નહીં, પણ ચોથે દીને તેને પોતાની ધારણા પાર પાડવાનો લાગ મળ્યો માયા નામની કીશોરીની માનીતી દાસી રાત્રી પડતા દીશાએ જવાને હાથમા પાણીનો લોટો લઈને છાવણીની બહાર નીકળી ચારે તરફ અધકાર છવાઈ રહ્યો હતો માયાને જતી જોઈ માલતી પણ કેટલેક સુધી દબાતે પગલે તેની પાછળ ગઈ માયા એક સ્થળે બેસી ગઈ ત્યારે તે પણ તેનાથી થોડેક દૂર એક ઝાડના થડની ઓથે સંતાઈને ઉભી રહી માયા દીશાએ જઇને પાછી ફરતા માલતી સંતાઇને ઉભી હતી, તે ઝાડ પાસે આવી એટલે તેણે તેની સામે જઈ તીલસ્મી ખજર તેના શરિરને લગાડયુ, એટલે તરતજ તે કપીને બેહોશ થઈ જમીનપર પડી ગઈ માલતીએ તેને ઘસડીને ઝાડીમા નાખી દીધી, અને મનમા ઠરાવ કીધો કે, પાછલી રાતે રાજા કુલીનસિંહનો રસાલો કુચ કરે ત્યા સુધી ત્યાજ સંતાઈ રહી સ્હવાર પડતા માયાને મારી નાખી પોતે તેનુ સ્વરૂપ ધારણ કરીને પછી જરા ઉતાવળે ચાલી રસાલામા જઈ મળવાથી કોઈને પોતાના ઉપર શક જશે નહીં હમેશના રીવાજ મુજબ પાછલી રાતે રાજા કુલીનસિંહે કુચ શરૂ કરી, અને પ્રહર દીન ચ્હડતા મુકામ કરવામા આવ્યો, ત્યારે કીશોરી માયા માટે

પૂછપાછ કરવા લાગી દાસીઓ માયાને શોધવા લાગી, પણ તેની ક્યાયથી ભાળ મળી નહીં બપોર થતા માયાના સ્વરૂપમા માલતી ત્યા આવી પહોચી ફીશોરીની હજુરમા જતા તેણે તેને પૂછયુ– "તુ ક્યા પાછળ રહી ગઈ હતી ?"

"કુવરી બા! આપણા લશ્કરે કુચ કરવા માડી તે વખતે એકાએક મારા પેટમા દુખાવો ઉપડી આવ્યો!" વેષધારી માયાએ કટાણુ મુખ કરી જણાવ્યુ—"થોડેક સુધી તો હુ દરકાર ન કરતા ચાલી, પણ પછી પેટમા ગરબડ વધી ગઈ! રસ્તામા એક વાવ આવતા હું ત્યા ઉભી રહી અરે! ત્યા મને ત્રણ વખત દસ્ત અને ચાર ખાટી ઉલટી થઈ! મારે શરિરે તો ઝોબાજ આવવા લાગ્યા! મે જાણ્યુ કે હવે છાવણીમા જીવતી પહોચીશજ નહીં! હુ કેટલીક વાર સુધી અધમૂવી સરખી વાવની પાળપર પડી રહી! ખરેખર! આજે ભગવાને મારી સામુ જોયુ! કેટલીક વારે જ્યારે ઠીક થયુ ત્યારે હુ ધીમે ધીમે ચાલતી જેમ તેમ કરીને અહીં આવી પહોચી! બા! ઉલટી કરીને મારૂ ગળુ અ દરથી છોલાઈ ગયુ છે, પાસળીઓ દુ ખે છે! મારાથી બોલી પણ શકાતુ નથી!" તેનું કહેવુ ફીશોરીને ખરૂં લાગ્યુ બેચાર દીનમા માયા ફીશોરી સાથે હળીમળી ગઈ

રત્નપુરથી વીજયગઢ જવાની બાધેલી સડક હતી, પણ રાજા કુલીનસિંહનો રસાલો જ ગલને આડે માર્ગે કુચ કરતો હતો કેમકે, હજારો માણસોને જ ગલ અથવા ખુલ્લા મેદાનમાં પડાવ નાખવાની સારી સગવડ મળતી હતી એક દીન રમણીક જ ગલમા રાજા કુલીનસિંહના રસાલાએ મુકામ કીધો હતો સંધ્યાકાળે રાજા અને ચતુરસિંહ છાવણીથી કેટલેક દૂર ફરવા નીકળી ઉચા ટેકરાપર અસ્ત થતા સૂર્યની શોભા નીહાળતા ઉભા હતા, એટલામાં ઉતાવળે ઘોડો દોડાવતા છાવણી તરફ આવતા એક સ્વારપર તેમની નજર પડી થોડીવારમા તે ટેકરા પાસે આવી પહોચ્યો, એટલે ટેકરાપર ઉભેલા રાજા અને ચતુરને તેણે દીઠા તરતજ તે પોતાના અશ્વને ફેરવીને ટેકરાપર ચ્હડવા લાગ્યો, અને રાજા પાસે જઈ અશ્વપરથી ઉતરી તેણે નમન કરી રાજાના હાથમા એક પત્ર આપ્યો રાજાએ તે ઉઘેડીને વાચ્યા બાદ ચતુરને વાચવાને આપ્યો તેણે તે વાંચીને રાજા તરફ જોઈ કહ્યુ–"ખરેખર! એમજ છે!"

"તમે એ વિષે અમને કહ્યુ નહોતુ!" રાજાએ જણાવ્યું

"અત્યારે હુ એ બાબતનોજ વિચાર કરતો હતો!"

"સલાહ અમને પસંદ છે! એનો પ્રત્યુત્તર લખી આપો!" રાજાની આજ્ઞા સાભળી ચતુરે ખીસામાથી ખડીઓ કલમ કહાડીને તે પત્રની પીઠપરજ જવાબ લખી રાજાને વચાવ્યા બાદ તે પત્ર પેલા સ્વારને આપી વિદાય કીધો પછી તેઓ વાતચીત કરતા છાવણી તરફ પાછા ફરી થોડીવારમા પોતાના તબુમા આવી પહોચ્યા મુસાફરી દરમ્યાન દરરોજ દિવસે અથવા રાત્રે એકવાર કીશોરી અને કામીનીના તબુમા જવાનો રાજાએ નીયમ રાખ્યો હતો ચતુર પણ દિવસમા બે વાર તેમની પાસે જઇ આવતો હતો રાજા અથવા ચતુર તેમની પાસે જતા ત્યારે સર્વે દાસીઓને તબુની બહાર રાખવામા આવતી, માત્ર કમલા તેમની પાસે રહેતી હતી આજે પણ ટેકરાપર ફરીને આવ્યા બાદ થોડીવાર વીશ્રામ લઇને રાજા કીશોરી અને કામીનીના તબુમા ગયા, અને ત્યા એક પ્રહર બેઠા બાદ પોતાના તબુમા પાછા ફરી ચતુર સાથે વાત કરવા લાગ્યા તે નિદ્રાવશ થવાને શય્યાપર પોઢ્યો, એટલે ચતુર પોતાના તબુમા જઈ વિચાર કરતો શય્યાપર પડ્યો. તેને નિદ્રા આવવાની તૈયારી હતી, એટલામા ચોપદારે આવી કીશોરીની દાસીઓના આવવાની ખબર કરી ચતુરે શય્યામા બેઠા થતા તેમને પોતાની પાસે તેડી લાવવાની ચોપદારને આજ્ઞા કરી તે બહાર જઇ બે દાસીને તબુમા લઈ આવ્યો બે દાસીમાની એક માયાના સ્વરૂપમા મળતી હતી ચતુરે અજાયબીસહ તેમના આવવાનુ કારણ પૂછતા માયાએ જણાવ્યુ—"કીશોરીબાએ કહેવરાવ્યુ છે કે, અત્રેથી થોડે છેટે એક મકાનમા તલેસમ હોવાનું તેમણે સાભળ્યુ છે રત્નપુરના રાજમહેલમા હતા ત્યારે એ ઈમારતની અજાયબી વિષે એમણે રાજા રત્નસિંહને મુખે પણ સાભળ્યું હતુ! એ ઈમારત જોવા જવાની એમની ઈચ્છા છે!"

"એ ઈમારત અત્રેથી દૂર નથી! એમા અનેક અદ્ભુત બાબતો જોવા સરખી છે! હુ તે જોઈ આવ્યો છું, પણ ઘણા માણસો એ ઈમારતમા સાથે જઈ શકતા નથી!" ચતુરે જણાવ્યુ, અને કંઈ વિચારમા જરા ચુપ રહ્યા બાદ કહ્યુ—"તમે જાઓ! ત્યા જવાની મહારાજશ્રીની આજ્ઞા લઈ હુ હમણા કીશોરીકુવરી પાસે

આવું છુ!" તરતજ બને દાસી નમન કરી ચાલી ગઈ ચતુરે જણાવેલી વાત તેમણે કીશોરીને કહી થોડીવારમા ચતુરના આગમનની દાસીએ ખબર કરી, એટલે કમલા તંબુના દ્વારપર જઈ તેને અંદર તેડી ગઈ. આસને બેસતા ચતુરે કીશોરીને પૂછ્યુ—"એ ઈમારત જોવાની આપને કયાથી ઈચ્છા થઈ?"

"વાત નીકળતા યાદ આવી ગઈ!" કીશોરીએ જણાવ્યું—"કામીની બહેનની એ ઈમારત જોવાની ઈચ્છા છે! એ ઇમારત આપણા માર્ગમા છે, એટલે જોઇ શકાશે એ જોવા માટે આપણાથી કંઈ ખાસ અવાય છે? મહારાજશ્રીએ આજ્ઞા આપી?"

"હા? એ ઈમારત જોવા લાયકજ છે!" ચતુરે જણાવ્યુ—"પણ ત્યા કોઈ દાસી સાથે લઈ શકાશે નહીં!"

"કામીનીમા અને કમલા આવશે!" કીશોરીએ જણાવ્યુ

"ઠીક! રથ તૈયાર કરવાની આજ્ઞા કરી છે, તે હમણા આવી પહોચશે તેમા આપ બેસજો! હુ અશ્વ હાકવાને બેસીશ! આપણે ચાર સિવાય બીજાનુ ત્યા કામ નથી!" ચતુરે કહ્યુ "આપણે અત્યારે રવાના થઈ પ્રભાત થતા સુધી ત્યા પહોચી જઈશું! બે પ્રહર તે ઈમારતમા ફરીને બધુ જોયા બાદ અત્રે પાછા ન ફરતાં આગલા પડાવ તરફ જઈશુ તો આપણુ લશ્કર ત્યા પહોચશે ત્યારે આપણે ત્યા જઈ પહોચીશુ!"

થોડીવારમા તંબુના દ્વારપર રથ આવી પહોચવાની દાસીએ ખબર આપી કીશોરી, કામીની અને કમલા તેમા બેઠી ચતુર હાકવાને બેઠો, અને તેઓ ત્યાથી રવાના થયા રાત્રી વીતી ગઈ. પ્રહર દીન ચ્હડતા કુલીનસિંહનો રસાલો બીજા મુકામપર જઇ પહોંચ્યો સાંજ પડતા પહેલા ચતુર પણ રથ લઈને ત્યા આવ્યો. કીશોરી, કામીની અને કમલાને તેમના તંબુમા બેસાડયા બાદ ચતુર રાજા કુલીનસિંહની હજુરમા ગયો તેઓ વાત કરતા બેઠા હતા, એટલામા બદરીનાથ, વીરકાળ, ચમનરાય, નારાયણસિંહ અને શાતીનાથ જોશીજી ત્યા આવી પહોચવાના સમાચાર મલ્યા. રાજાની આજ્ઞા મૂજબ તેઓ વીજયગઢ જતા હતા, પણ માર્ગમા રાજાજીનો પડાવ જોઇ રસાલા સાથે જવાનો તેમણે વિચાર કીધો. તરતજ રાજાએ તેમને પોતાની હજુરમા બોલાવીને કંઈ કામ સોંપી તેજ સમયે ત્યાથી રવાના કીધા

માલતી છૂપે વેષે પોતાના રસાલામા છે, એવી રાજા અને ચતુ-રને ખબર મળી હતી, અને તેના સાથીઓ પણ સ્વરૂપ બદલી રસાલામા ભળતા જાય છે, એવો તેમને વહેમ ગયો હતો, પણ તેને પકડવાની ચતુરને તક મળી નહોતી માલતી કોઈ દાસીના સ્વરૂપમાજ હશે, એમ તે માનતો હતો, પણ આટલી બધી દાસીઓમાથી માલતી સરખી પક્કી અઈયારાને શોધી કહાડવી, એ કઈ સહેલ નહોતુ વળી માલતીને પકડી ન શકવાનુ બીજુ પણ કારણ હતુ કીસનરાય પાસેથી તેણે તીલસ્મી ખજર લઈ લીધુ હતુ, એ ચતુરે જાણ્યું હતુ, એટલે માલતી દાસીના રૂપમા હશે તો તેની આગળીએ તેને લગતી વીંટી પહેરેલી ઓળખાઈ આવશે આથી તે દરેક દાસીની આગળી ઉપર નજર કરતો હતો કેમકે, ઘણીખરી દાસી પણ પોતાની કમ્મરે ખજર રાખતી હતી આમા પણ માલતીની ચાલાકી અને હોશીયારીએ ચતુરને છેતર્યો આગ ળીએ વીંટી હશે તો રાજા કુલીનસિંહના અઈયારો પોતાને ઓળખી કહાડશે, એમ ધારી દાસીના રૂપમા રસાલા સાથે જતા પહેલા તેણે તીલસ્મી ખજરને લગતી વીંટી માત્ર આગળીએ પહેરી ન રાખતા શરિરના ગમે તે ભાગને લાગતી હોય તોપણ તેટલીજ ઉપયોગી થઈ પડે છે, એવી ખાત્રી કીધા બાદ પોતાની જાધ ચીરીને તેમા વીંટી મૂકી દઈ પાછી સીવી લીધી હતી, અને જખમપર મલમપટ્ટો બાધી રૂઝ આણી દીધી હતી આથી તેની પાસે તીલસ્મી ખજર હોવા છતા ચતુર તેને ઓળખી શકયો નહોતો તે દીને રાતે ચતુરે એવો હુકમ કીવો કે કીશોરી, કામીની અને કમલા જાગૃત હોય ત્યાસુધીજ દાસીઓએ તેમના તબુમા આવજાવ કરવી. તેઓ નિદ્રાવશ થયા બાદ કોઇ દાસીએ કમલા બોલાવે ત્યારે તબુમા જવુ વળી તેણે તબુની આસપાસના પહેરેગીરોને પણ સાવચેત રહેવાને ફરમાવ્યુ આજ્ઞા સાભળી માલતી પોતાના મનમા કુલાઈ—"ચતુરસિંહ પણ મૂર્ખનો સરદાર છે! હુ શું હિમત હારી જઈશ! હવે તો મારૂ કામ પાર પાડવાની હુ ઉતા-વળ કરીશ! કીશોરી અને કામીનીને મારી નાખવા માટેજ શું મે આ અહેમત ઉઠાવી? હુ તો એથી પણ મ્હોટુ કામ કરવાને આવી છુ! આજેજ ચતુરને એની ચાલાકીની મઝા બતાવુ તો હું ખરી! કીશોરી, કામીની અને કમલા અથવા એ ત્રણમાંથી એકાદને

આજે મારી ન નાખું તો મારૂં નામ માલતી નહીં ! અઈયારોનું ગુરૂપદ ધરાવવાનું ડોળ ઘાલનાર ચતુરની ચાલાકી કેવી ચાલે છે તે હું પણ જોઈશ !" આમ મનમાં ફુલાતી તે પોતાની ધારણા પાર પાડવાની તજવીજ કરવા લાગી.

મધ્યરાત્રી વીતી ગઈ હતી. જે તંબુમાં કીશોરી, કામીની અને કમલા નિદ્રામાં પડી હતી, તેની ચારે તરફ પહેરેગીરો પહેરો ભરતા હતા. એ તંબુની બન્ને બાજુએ બે મ્હોટા તંબુમાં દાસી સુતી હતી, અને તેને ફરતો પણ પહેરો હતો. સર્વ સ્થળે શાંતી છવાઈ જતાં માલતી બીછાનામાંથી ઉઠી તંબુની કનાત સ્હેજ ઉંચી કરીને છુપી રીતે બહાર નીકળી ગઇ. દૂરથી ચાર પહેરેગીરો રોન ફરતા પોતાની તરફ આવતા જણાતાં તે તંબુના પાછલા ભાગ તરફ હાથમાં તીલસ્મી ખંજર પકડી એક ઝાડની ઓથે સંતાઇને ઉભી રહી. તેઓ ત્યાંથી આગળ ચાલ્યા ગયા, એટલે તે બહાર નીકળીને હાથમાનું ખંજર તેમના માર્ગની વચ્ચે જમીનપર મૂકી ઝાડની પાછળ સંતાઈને ઉભી. પહેરેગીરો ફરીને તે તરફ આવ્યા, એટલે તેઓમાંના એકની ચમકતા ખંજરપર નજર પડતાં તે નીચે નમીને ખંજર ઉપાડવા ગયો, પણ તેનો હાથ તેને લાગતાં તે બેહોશ થઈ પડયો. તેની આ હાલત થયલી જોઈ તેના સાથી અજાયબ થયા. બીજો તે ઉપાડવાને નીચો નમ્યો, પણ ખંજરને હાથ લાગતાં તેની પણ તેવીજ સ્થિતી થઈ. આમ એક પછી એક ચારે સીપાઈ બેહોશ થઈ પડયા. તરતજ માલતી તેમની પાસે જઇને પોતાનું ખંજર ઉપાડી લઈ કીશોરીના તંબુની કનાત ચીરીને બહુજ સાવચેતીથી તેમાં દાખલ થઈ. જે સમય જાય છે તેમાં કીશોરી, કામીની અને કમલાને મારી નાખી પોતાની ઈચ્છા પૂર્ણ કરશે, એવી હોશમાં તે તેમની શય્યા પાસે જઈ ઉભી. એકને મારતાં કદાચ બીજી જાગી ઉઠે, એવી ધાસ્તિથી તેણે પહેલાં ત્રણેને તીલસ્મી ખંજર લગાડી બેહોશ કરી નાખી. પછી હિંમતથી આગળ વધી તેણે ખંજરને એકજ ઝટકે કીશોરીનું મસ્તક ધડથી જુદું કરી નાખ્યું. આમ કામીની અને કમલાને પણ તેણે કતલ કરી નાખી, અને પછી આનંદભરી દૃષ્ટિએ તે ત્રણે લાશો તરફ જોતી ઉભી, એટલામાં કોઈના પગલાનો અવાજ સંભળાયાથી તેણે ચમકીને પાછળ ફરી જોયું તો હમીરપર નજર પડી. માલતી ગભ-

રાઈ ગઈ, પણ હિંમતથી તેણે હાથમાના તીલસ્મી ખંજરનો તેનાપર ઘા કર્યો હમીર આ હુમલા માટે પહેલાથીજ તૈયાર હતો, તેમજ તેની પાસે તીલસ્મી ખંજર હતુ, તેથી તેણે માલતીના ખંજરનો ઘા પોતાના ખંજરપર એવી રીતે ઝીલી લીધો કે તેનુ કાંડુ કપાઇને તીલસ્મી ખંજરસહ જમીનપર પડયુ, એટલેથીજ સંતોષ ન પામીને હમીરે તેનો એક પગ પણ કાપી નાખ્યો, અને પછી પહેરેગીરોને બૂમ પાડી પહેરેગીરો બેહોશ થઈ પડેલા હોવાથી આવ્યા નહીં, પણ દાસીઓ જાગી પડી, અને જોતજોતામા તંબુમા ભેગી થઈ ગઈ કીશોરી, કામીની અને કમલાની લાશો પડેલી જોઈ તેઓ મ્હોટેથી રૂદન કરવા લાગી થોડીવારમા આખી છાવણીમા આ વાત પ્રસરી રહી, અને તંબુની બહાર સેંકડો લોકો ભેગા થઈ ગયા રાજા કુલીનસિંહ અને ચતુર પણ તંબુમા આવી પહોચ્યા, અને ત્યાનો દેખાવ જોઈ દીલગીર થવા લાગ્યા ત્રણે લાશોને ત્યાજ રાખવામા આવી માલતીનુ મુખ ધોઈ તેને ઓળખ્યા બાદ બીજા તંબુમા ઉપાડી જવામા આવી, અને તેના જખમપર મલમપટ્ટા બાંધ્યા બાદ સખ્ત પહેરામા રાખવામા આવી પછી ચતુર અને હમીરને લઇને રાજા કુલીનસિંહ પોતાના તંબુમા આવ્યો તે સમયે તેમના સિવાય તંબુમા બીજું કોઈ નહોતુ રાજાના પૂછવાથી હમીરે પોતાની હકીકત જણાવીને છેવટે કહ્યુ "ખુન થવા બાદ હુ તંબુમા જઈ પહોચ્યો, એ માટે મને બહુજ દુખ ઉપજે છે મહારાજ!"

"દીલગીર થવાનુ કારણ નથી!" ચતુરે જણાવ્યુ—"માલતી રસાલામા છૂપા વેષમા હોવાની અમને પહેલાથી ખબર હોવાથી અમે યોગ્ય બંદોબસ્ત કીધો હતો! કીશોરી, કામીની અને કમલા ઇશ્વરકૃપાથી સલામત છે, એ સાભળી તને અજાયબી લાગશે! અરે! દાસીના રૂપમા હમેશ સાથે રહેવા છતા માલતી ઠગાઈ! એની હકીકત હુ તને જણાવુ છું, પણ તે માલતીને કેવી રીતે ઓળખી તે પહેલા જણાવ? અમે ઘણા દિવસથી એને શોધતા હતા, પણ ફાવ્યા નહોતા! તેની પાસે તીલસ્મી ખંજર હોવાનું અમે જાણતા હોવાથી તેને લગતી વીંટી માટે અમે દરેક દાસીની આંગળી જોઈ વળ્યા હતા!"

"હું માલતીને શોધતો છાવણીમા આવી પહોચ્યો હતો!" હમીરે જણાવ્યુ—"છૂપી રીતે ફરતો કીશોરીબાના તબુ આગળ આવી પહોચતા પહેરેગીરોને બેહોશ થઈ માર્ગમા પડેલા જોઈ તેમજ તબુ ચીરેલો જોઈ મે ધાર્યું કે, તબુમા આપણો કોઈ દુશ્મન દાખલ થયલો હોવો જોઈએ! હુ પણ તબુમા ગયો! ત્યાનો દેખાવ જોતા એ દાસી માલતી હશે, એવો મને વહેમ આવ્યો! એનુ મુખ ધોઈ નાખવામા આવ્યુ ત્યારેજ મે એને ઓળખી! કીશોરીબા, કામીની અને કમલા કેવી રીતે બચ્યા છે, અને તેમના સ્વરૂપની આ ત્રણ બાળા કોણ મારી ગઈ છે, તે આપ જણાવો!" આના જવાબમા ચતુરે જણાવ્યુ–" રસાલામાથી માલતીને શોધી કહાડવા અમે નિષ્ફળ થયા હતા, પણ એક દીને સંધ્યાકાળે હું અને મહારાજાજી ફરતા સામેના ટેકરાપર જઈ ચ્હડયા, એટલામા કૃષ્ણયક્ષનો સ્વાર પત્ર લઇને આવી પહોચ્યો, જેમા લખ્યું હતુ કે 'કેટલાક સહાયકો સાથે માલતી મહારાજશ્રીના રસાલામા હોવાથી તેમજ કીશોરી અને કામીનીના બીજા કેટલાક દુશ્મનો તેમા સામેલ હોવાથી એ બનેનું રક્ષણ કરી દુશ્મનોને થાપ આપવા કીશોરી, કામીની અને કમલાને થોડા દીન છૂપા રાખવાની જરૂર છે! એ માટે આપના માર્ગમાનો મારો તીલસ્મી મહેલ ઉપયોગી થઈ પડશે, એમ ધારી મે ત્યા સર્વ બદોબસ્ત કરી રાખ્યો છે! રૂપ બદલવાને તેમજ તેમની સંભાળ માટે દાસીઓ પણ ત્યા મોકલી છે કેમકે, તમારી દાસીઓને સ્વરૂપ બદલાવીને રાખવાથી ભેદ ખુલી જવાનો સંભવ છે! આપ તાકીદે કીશોરી, કામીની અને કમલાને મારા મહેલમા મોકલી આપવાની ગોઠવણ કરશો! હું પણ ત્યા હોઈશ!' આટલી વીગત લખી તેણે તીલસ્મી મહેલનુ ઠેકાણુ અને તેમા પ્રવેશ કરવાની યુક્તિ પણ લખી હતી. તે પત્ર વિષે અમને કઈ શકા ન ઉપજે તે માટે તેણે નીચે ચોક્કસ નિશાનીવાળી પોતાની સહી કરી હતી કૃષ્ણયક્ષની આ સલાહ મહારાજશ્રીને પસંદ પડવાથી તેમણે સર્વ હકીકત કીશોરી, કામીની અને કમલાને જણાવી. તીલસ્મી મહેલ જોવાને બહાને હુ ત્રણેને ત્યા મૂકી આવ્યો છું! કૃષ્ણયક્ષ પણ ત્યા હતો, તેણેજ પોતાની ત્રણ દાસીઓને કીશોરી, કામીની અને કમલાનુ સ્વરૂપ ધારણ કરાવી મારી સાથે રથમા મોકલી!"

"ત્રણે મારી ગયલી દાસીઓ કીશોરી, કામીની અને કમલા નથી, એ ભેદ હાલ આપ ગુપ્તજ રાખશો!" હમીરે જણાવ્યું

"બેશક! તને હવે એક કામ સોપવાનુ છે!" ચતુરે કહ્યું કૃષ્ણયક્ષ પોતાના કામમા એટલો ગુંથાયલો છે કે તેને ઘડીની ફુરસદ નથી કીશોરી, વગેરે પાસે તીલસ્મી મહેલમા તે ઝાઝા દિવસ રહી શકશે નહીં! તેમની સંભાળનો બંદોબસ્ત કરી તે ગયો હશે, માટે અત્યારે તુ ત્યા જા! અમારો હુકમ ન આવે, અથવા બહુજ અગત્યનુ કામ ન હોય ત્યા સુધી તેમની સાથે રહેજે!" આમ કહી ચતુરે તેને તે મહેલનુ ચોક્કસ ઠેકાણુ તેમજ તેમા પ્રવેશ કરવાના માર્ગનો છૂપો ભેદ સમજાવ્યો તરતજ તે પોતાના પિતા તેમજ રાજાને નમન કરી ત્યાથી વિદાય થયો પ્રભાત થતા ત્રણે લાશોને બ્રાહ્મણને હાથે અગ્નિસંસ્કાર કરાવવામા આવ્યા બાદ રાજા કુલીનસિંહે પોતાનો પડાવ ઉપાડયો, અને રસાલો વીજયગઢ તરફ કુચ કરવા લાગ્યો

---

# પ્રકરણ ૧૧ મું.

## કેદીનો ખુલાસો.

લક્ષ્મિદેવી, કમલીની અને લીલાવતી, વગેરે સહિત પોતાના ગુપ્ત મહેલ તરફ વિદાય થયલા ઇંદ્રદેવ તરફ હવે નજર ફેરવીએ કેદી બલભદ્રને હાથપગમા મજબૂત બેડીઓ પહેરાવી ડોલીમા બેસાડવામા આવ્યો હતો, અને તેની આસપાસ હથિયારબંધ સીપાઈ ચાલતા હતા લક્ષ્મિદેવી, વગેરે પાલખીમા હતી, અને તેમની આસપાસ પણ ઘોડેસ્વારો ચાલતા હતા ઇંદ્રદેવ એક તેજસ્વિ અશ્વપર સ્વાર થયો હતો, અને વઈતાળ તેની સાથે વાતો કરતો પગે ચાલ્યો જતો હતો બપોર થતા તેમણે જંગલમા એક રમણિક સ્થાનમા વિશ્રામ લેવાને મુકામ કર્યો, એટલે વઈતાળે જવાની આજ્ઞા માગવાથી ઇંદ્રદેવે જણાવ્યુ—"તમને જવા દેવા માટે મને વાંધો નથી, પણ લક્ષ્મિદેવી અને કમલીનીને એ માટે પૂછવુ જોઈએ! તમે એમની પાસે ચાલો તો હુ રજા અપાવુ!" આમ કહી તે વઈતાળસહ લક્ષ્મિદેવી, વગેરેની પાલખીઓ મૂકેલી

હતી ત્યા આવ્યો પાલખીઓની ચારે તરફ કનાત બાધી દીધેલી હતી, અને તેની અ દર એક સેત્ર જી બીછાવેલી હતી, તેપર ત્રણે બહેનો વાત કરતી બેઠી હતી તેમની પાસે જઈને ઇંદ્રદેવે કમલીનીને કહ્યુ—" વઈતાળ જવાની આજ્ઞા માગે છે !" ત્રણે બહેનોએ ઉભી થઈ ઇંદ્રદેવને માન આપ્યુ, અને તે ત્યા બેઠા બાદ તેના કહેવાથી તેઓ ત્રણે તેની સામે બેઠા બાદ કમલીની વઈતાળ પ્રત્યે બોલી—" વઈતાળ ! તમારા મામલાએ અમને મહા મુઝવણ અને દુ ખમા નાખ્યા છે ! પહેલા તો અમે માન્યુ હતુ કે, તમે અમારા પિતાના ઘાતક અને આ જયપાળ અમારો ખરો પિતા છે ! તે વિચાર તો હવે દૂર થઈ ગયો, પણ હજી તમે નિર્દોષ છો, એમ પૂરવાર થયું નથી !"

" મે આપને પ્રથમથીજ જણાવ્યુ છે કે, કેટલાક નીચ કાર્ય માટે હુ ગુન્હેગાર તો છુ. અને તે માટે પશ્ચાતાપ કરી સારા કામ કરીને દુનિયામા નામ મેળવવાની તજવીજ કરૂ છુ ! મને સહાય કરવાની તમે પ્રતિજ્ઞા લીધી ત્યારથી જોતા આવ્યા છો કે, મે કેવા કામ કર્યા છે, અને હજી કરૂ છુ ! ખાત્રીથી માનજો કે, તમે ત્રણે બહેનોને નુકશાન થાય એવુ મે કઈ કામ જાણીજોઈને કર્યું નથી! એથીજ આ બારિક સમયે કૃષ્ણયક્ષે મને સહાય કરી છે! મારી હકીકત તે જાણતા હોય, એમ લાગે છે !"

" ઠીક ! એ તો તમારો મુકરદમો નીકળશે ત્યારે જણાશે !" કમલીનીએ જણાવ્યુ—" કૃષ્ણયક્ષ કોણ છે, તેણે તમારો પક્ષ શા માટે લીધો અને મહારાજશ્રીએ તેના કહેવાથી બ ધીખાનામાથી તમને કેમ મુક્ત કર્યા, એ વિષે હું કઈ જાણતી નથી !"

" પણ તમે કૃષ્ણયક્ષને સારી પેઠે ઓળખતા હો એમ લાગે છે!" લક્ષ્મિદેવીએ વઈતાળને કહ્યુ

" નહીં !" વઈતાળે જણાવ્યુ, અને હાથમા ખ જર પકડી કહ્યુ—" હુ પ્રતિજ્ઞા લઇને કહુ છુ કે, કૃષ્ણયક્ષને હુ ઓળખતો નથી! તેની અદ્ભૂત શક્તિ જોઈ અજાયબ થાઉ છુ, અને તેનાથી ડરૂ છુ! તેણે મને કેદખાનામાથી છોડવ્યો છે, પણ હવે નહાસી જઈને પ્રાણ બચાવવાની ઈચ્છા નથી ! સ્વત ત્ર હોવા છતા તમારૂ કામ કરવામા મે પાછી પાની કરી નથી, અને જીવને જોખમે પણ તે બજાવ્યા છે, એ તમારાથી અજાણ્યુ નથી !"

"એ તો ખરૂ ! આ વખતે રત્નપુર આવીને પણ મહાભારત કામ બન્યુ છે ! તમે તીલસ્મી ખંજરથી ખીજરખાને મદદ કરવાનુ જણાવ્યુ, એ માટે મને અજાયબી લાગે છે ! મે તમને આપેલુ તીલસ્મી ખંજર તો જમાનીયાના તલેસમમા જતા સુરંગમા બેહોશ કરી માયાવતીએ લઈ લીધુ હતુ, અને રાજા જોરાવરસિંહનુ ખંજર પણ તે સમયે લઇ તેણે નાનુને આપ્યુ હતુ ! નાનુ પાસેનું ખંજર હમીરે ઇંદ્રદેવની પાસેથી લીધુ, અને મારી ઈચ્છાનુસાર હજી તે તેની પાસે છે, પણ તમને તીલસ્મી ખંજર પાછુ ક્યાથી મળ્યુ ?" કમલીનીએ પૂછ્યુ

"માયાવતી ખીજરખાને લઇ રત્નપુરના કીલ્લામા આવી ત્યારે કૃષ્ણયક્ષે તેની પાસેથી ખંજર લઈ લીધુ હતુ. તે મને આપ્યુ છે ! આપની ઈચ્છા હોય તો એ લ્યો !" આમ કહી વઈતાળે ખંજર અને તેને લગતી વીંટી કમલીની આગળ મૂક્યા, તે તેને પાછા આપતા કમલીનીએ કહ્યુ—"એ ખંજર તમારી પાસેજ રાખો ! રાજા કુલીનસિંહજીના માનીતા કૃષ્ણયક્ષે તમને એ આપ્યુ છે ! તેની ઈચ્છા વિના તમારી પાસેથી એ લઈ લેવાનુ મને યોગ્ય લાગતુ નથી ! ખરેખર ! તમારા સંબંધમા અમારી મતીજ મૂઝાઈ ગઈ છે ! કંઈ સમજણ પડતી નથી !"

"વઇતાળ !" ઇંદ્રદેવે જણાવ્યુ—"વેષધારી બલભદ્રને હું મારી સાથે લઈ જાઉ છુ, માટે તમે એની સાથે વાત—"

"નહીં ! મારે એને મ્હોડેમ્હોડ થવુ નથી !" વઈતાળ બોલી ઉઠયો—"એને જોતા મારો જીવ ઉડી જાય છે ! એક દિવસ અમારે એક બીજાની સામે ઉભા રહેવુ પડશે, તે વખતે મે જે ભૂલ કરી હશે, અને એનુ બગાડયુ હશે, તે જાહેર થયા વગર રહેશે નહીં, પણ હાલ મને આપ ક્ષમા કરશો ! થોડા દીનમા હુ મારા બચાવના સાધન ભેગા કરી લઈશ, અને ખરા બલભદ્રસિંહની ભાળ મળી જશે, એટલે તેમની પણ મને મદદ મળશે ! આમ છતા આપ ફરમાવશો તો આપની સાથે આવવા તૈયાર છુ !"

"ત્યારે તમે જાઓ !" ઇંદ્રદેવે વિચારમા સહજ ચુપ રહ્યા બાદ જણાવ્યુ—"બલભદ્રસિંહને શોધી કહાડો, અને સાથે ઇંદીરાની પણ ભાળ મેળવજો ! હવે મને ક્યારે મળશો ?"

"અઠવાડિયા પછી આપને મળીશ ત્યારે સમયાનુસાર આપણે શું કરવુ તેનો વિચાર કરીશું!" વઈતાળે જણાવ્યુ, અને ઇદ્રદેવની રજા લઈ તે વિદાય થયો જંગલમા પોતાના એક મથકપર બજરંગ મળ્યો, તેને મુખે કીસનરાયની હકીકત સાભળી તેને બહુ ગુસ્સો ઉપજ્યો ત્યા એક પ્રહર રોકાઈ તે રવાના થયો

ઇંદ્રદેવ લક્ષ્મિદેવી, વગેરે સહિત પોતાને મહેલે પહોચી ગયો હતો એક દીન બપોરે તે દીવાનખાનામા ગાદીએ બેઠો હતો તેની પાસે બીજી ગાદીપર લક્ષ્મિદેવી, કમલીની અને લીલાવતી બેઠી હતી, અને સામે હાથપગમા બેડીઓ સહિત ખોટો બલભદ્ર બેઠો હતો, જેની પાછળ સૂરજસિંહ ખુલ્લી તલવારે ઉભો હતો બલભદ્રે ઇંદ્રદેવ પ્રત્યે કહ્યું—"વઇતાળ મને મળ્યો ત્યારે તેની કેવી દશા થઈ હતી, તે ચતુરસિંહે નજરે જોયુ છે! વઈતાળ ખરો હોત તો મારાથી શા માટે ડરી જાત? મહારાજશ્રીએ કૃષ્ણચક્ષના કહેવાથી એને છોડી દીધો, એ ખોટુ કર્યું! અરે! મે રજુ કરેલુ કલમદાન એમણે ઉઘાડયુ હોત તો વઈતાળનો ભેદ છૂપો રહેત નહીં!"

"રાજાજીની વાતમા મારાથી વચ્ચે બોલાય તેમ નથી, પણ એટલુ તો ખરૂ કે, વઈતાળે તારી સાથે બેહદ બુરાઇ કીધી હશે તોપણ લક્ષ્મિદેવીને તેણે કંઈ નુકસાન કર્યું નથી, તેમજ છૂટો કીધા પછી તે નહાસવાની તજવીજ કરતો નથી, પણ સમયપર અમારી મદદે આવી પહોચે છે!" ઇંદ્રદેવે જણાવ્યુ

"એ આપનુ કામ નહીં કરે તો આપ એનાપર દયા નહીં કરો, એ વિચારે એ—" બલભદ્રે જણાવ્યુ, એટલે ઇંદ્રદેવ ગુસ્સાસહ વચમા બોલી ઉઠયો—"એ નકકામી પંચાત મારે નથી સાભળવી! તુ જયપાળ છે કે નહીં તે કહે?"

"નહીં! હું તો બલભદ્રસિંહજ છું!"

"હજી અસત્ય બોલતા ડરતો નથી?" ઇંદ્રદેવ ગુસ્સામા ગાજી ઉઠયો—"તારૂ મૃત્યુ હવે સમીપ આવેલુ જણાય છે! તારી દુર્દશા કરીને તારા પ્રાણ લઈશ!" આમ કહી તેણે સૂરજસિંહને કહ્યુ—"પહેલા ભાલાથી એની જમણી આખ ફોડી નાખ!"

"તમારા પિતાની આ કેવી દુર્દશા થાય છે તે જુઓ!" બલભદ્ર લક્ષ્મિદેવી તરફ જોઈ બોલ્યો

"દુષ્ટ! તુ અમારો પિતા નથી, એવી અમારી ખાત્રી થઈ છે!" લક્ષ્મિદેવીએ જણાવ્યુ—"આગલી વાતો યાદ કરતા તારી અને દારોગાની લુચ્ચાઈ સ્પષ્ટ જણાય છે! અરે! સૌથી પહેલા તુ મને મળ્યો હતો તે વખતેજ મને તારાપર વહેમ ગયો હતો ઝેરી ઔષધ પીવરાવવાથી તારા શરિરમા ફુટી નીકળ્યુ, એમ તે કહ્યુ તે ખરૂ માનીને હુ ઠગાઈ હતી!"

"પણ મારા મુખપરનુ આ નિશાન?" બલભદ્રે પૂછ્યુ

"એ બનાવટી છે!" લક્ષ્મિદેવીએ જણાવ્યુ, અને પૂછ્યુ–"તુ ખરો હોય તો કહે જોઉ કે, મારા લગ્ન પ્રસંગે જમાનીયા જવા માટે પાલખીમા બેસતી વખતે મારી શી દશા થઈ હતી? કેવી સ્થિતીમા મને પાલખીમા બેસાડવામા આવી હતી?"

"એટલા બધા વર્ષો પહેલાની વાત મને હવે યાદ ક્યાથી આવે? પણ હુ સોગનપૂર્વક કહુ છુ કે, હુ બલભદ્ર .." તેનુ બોલવું પૂર્ણ થાય તે પહેલા ઇદ્રદેવ ગુસ્સાસહ સૂરજસિહ તરફ જોઈ બોલી ઉઠયો—"બસ! હવે વિલબ કરવાની જરૂર નથી!" તરતજ સૂરજસિહે બલભદ્રને હડસેલો મારી જમીનપર પાડી ખજરની અણી ભોકી તેની જમણી આખ ફોડી નાખી! આથી વેદના થવાથી તે તરફડવા લાગ્યો, એટલે ઇદ્રદેવે કહ્યુ–"હજી તો હવે તને ખબર પડશે! તારી બીજી આખ પણ ફોડી નખાવીશ, અને પછી તારા શરિરના એકેક ભાગને કપાવીશ!" આટલુ કહી સૂરજસિહ તરફ જોઈ કહ્યુ–"એની બીજી આખ પણ ફોડીને પછી બને પગ કાપી નાખ!"

"અરે! નહીં! બલભદ્રસિહની ખરી બાતમી હુ જણાવુ છુ!" કેદી બોલી ઉઠયો—"મારી આખમા કઈ ઔષધ નાખી વેદના ઓછી કરો, એટલે હુ તમામ વાત કહુ છુ! દારોગાએ તેને પોતાના મહેલમા કેદ કીધો હતો, પણ માયાવતીએ તે મહેલના દારૂખાનામા આગ લગાડીને તેનો નાશ કર્યાથી તેમા તે બિચારાનો પણ નાશ થઈ ગયો હશે!"

"હજી હરામખોર લુચ્ચાઈ નહીં મૂકશે!" ઇદ્રદેવે સૂરજસિહ પ્રત્યે કહ્યુ—"બસ! એની ફોડેલી આખમા મરચાની ભૂકી ભર ત્યારેજ એ ઠેકાણે આવશે!" આ સાભળી કેદી ચીસ પાડી આજીજી કરતો બોલ્યો—"દયા કરો–ક્ષમા કરો! હવે જુઠુ નહીં બોલુ! આમ તરફડીને મરવાની મારી ઈચ્છા નથી! હુ સત્ય

હકીકત જણાવુ છું। દારોગા માટે મારા પ્રાણનો ભોગ શા માટે આપુ ? હુ જયપાળ છું। બલભદ્રસિંહ હજી જીવતા છે ! ઇંદીરા અને તેની માતા પણ જીવતી હોવી જોઈએ !"

"બલભદ્રસિંહ જીવતા હોવાની ખાત્રી છે, ત્યારે ઇંદીરા અને તેની માતા વિષે શકા કેમ બતાવે છે ?" ઇંદ્રદેવે પૂછ્યુ

"ઇંદીરા અને તેની માતાને કેદ કરવાની દારોગાએ ગોઠવણ કરી હતી, પણ ઇંદીરા તેના હાથમાથી છટકી ગઈ હતી, એટલે તેની માતાને તેણે તલેસમના ચોથા ભાગના બાગમા કેદ કરી હતી, તેથી તેને વિષે હુ ખાત્રી આપી શકતો નથી।" જયપાળે જણાવ્યુ—"બલભદ્રસિંહ જમાનીયામા દારોગાના ઘરમા હજી કેદ છે। આપ મને છૂટો કરી મારી સાથે ચાલો તો તેને બહાર ક્હાડી આપુ અથવા આપ જઈ એને છોડવી આવો।"

"હજી પણ તારી વાત મને સાચી લાગતી નથી।" ઇંદ્રદેવે કહ્યુ—"હુ ત્યા જાઉં અને બલભદ્રસિંહ ન મળે તો ?"

"હુ અસત્ય નથી કહેતો।" જયપાળે જણાવ્યુ—"ત્યા મળે કે નહીં તે હુ કેમ કહી શકું ? એ ઘરમાથી શોધી કાઢવાનુ કામ આપનુ છે। દારોગાએ તેમને ત્યાથી ખસેડી બીજે ક્યા રાખ્યા હોય તો હુ જાણતો નથી। દારોગાની નિત્યનોધ આપના હાથમા આવે, અને તે વાચી શકો તો બલભદ્રસિંહને છોડવી શકશો।"

"નિત્યનોધપોથીમા દારોગો બધુ લખતો હતો શુ ? તે હાલ અમને ક્યાથી મળે ?" ઇંદ્રદેવે પૂછ્યુ

"નોધપોથીમાથી સર્વ હકીકત જણાશે। જમાનીયામા રામ ઘાટ ઉપર જયપાળ તેલી દારોગાની મદદથી મ્હોટો અમીર થઈ વિશાળ ઘરમા રહે છે, તેની પાસે દારોગાની નોધપોથી છે ! હુ તેનાપર આપને પત્ર લખી આપુ।" જયપાળે જણાવ્યુ

"હા ! પત્ર લખી આપ। પણ તારી વાત અસત્ય જણાશે તો તારી દુર્દશા થશે, તે યાદ રાખજે।" ઇંદ્રદેવે કહ્યુ

"અને ખરી હશે તો મને છોડી દેશો ?" જયપાળે પૂછ્યુ

"હા ! તારી મદદથી બલભદ્રસિંહ અમને મળશે તો તને જીવતો રહેવા દઈશ, પણ ભવિષ્યમા તુ પાપકર્મ કરી ન શકે તે માટે તારા બને પગ કાપી નાખી અથવા તારી બીજી આખ ફોડી નાખી તને પરવશ બનાવી દઈશ !" ઇંદ્રદેવે જણાવ્યુ પછી

જયપાળનો એક હાથ છોડી તેને ખડીયો, કલમ અને કાગળ આપ્યા, એટલે તેણે નીચે મૂજબ કાગળ લખી આપ્યો —

પરમ સ્નેહિ ભાઈ જયપાળ ચકી,

દારોગાજીવાળી નોધપોથી આ કાગળ લાવનારને આપજો તોજ અમો બંનેના પ્રાણ બચશે કેમકે, અમે બને એમનાજ પંજામા સપડાયા છીએ લી૦ જયપાળ

આ પત્ર ઇદ્રદેવે પોતાની પાસે રાખ્યો, અને જયપાળને બીજી ઓરડીમા લઈ જઈ કેદ કરવાનો હુકમ કીધો, અને તેની આખમા ઔષધ નાખવાનુ કહ્યુ બીજે દીને લક્ષ્મિદેવી, કમલીની અને લીલાવતીને સમજાવીને ઇદ્રદેવ જમાનીયા ગયો

—— * ——

## પ્રકરણ ૧૨ મું.

## બેગમના મહેલમાંનો કેદી.

પવિત્ર કાશીપુરીમા એક સાકડી ગલીમા આવેલી પાચ માળની પથ્થરની બાધણીની ઈમારતમા અમારી સાથે હવે વાચનારને તેડી જઈશું તે ઈમારતને ગેરૂનો રગ લગાડેલો હોવાથી તે ગોસાઈનો મઠ હશે, એમ આપણને લાગશે, પણ તેમા પ્રવેશ કરતા તેવુ કઈ જણાતુ નહોતુ પાચમે માળે એક ઓરડામા દાખલ થઈ આપણે જોઈશું તો ત્યા ત્રણ સ્ત્રીઓ વાત કરતી બેઠી હતી રાત લગભગ બે પ્રહર વીતી ગઈ હતી ઓરડામા ઘણીક હાડીઓ, વગેરે ટાગેલી હતી, પણ એક હાડીમાજ દીપક બળતો હતો જમીનપર પીતળની દીવી પ્રગટાવેલી હતી, જેની પાસે ત્રણે સ્ત્રી બેઠેલી હતી આ સ્ત્રીઓમાની એક નાજુક અને બહુજ ખુબસુરત હતી તેની ઉમ્મર લગભગ ચાળીશેક વર્ષની થવા આઈ હતી, છતા શરિરનો એકસરખો બાધો, નાજુકતા અને મુખપરના સૌંદર્યમા લેશ પણ ઘટાડો થયો નહોતો તેની વિશાળ આખોમા હજી ચપળતા જણાતી હતી ગુચ્છાદાર વાળોમા હજી એકે રૂપેરી વાળ દેખાતો નહોતો તેણે પહેરેલા કિમતી વસ્ત્રાભુષણ જોતાં તે તવગર જણાતી હતી તેની પાસે બેઠેલી બીજી બે સ્ત્રીઓ તેના જેવી ખુબસુરત નહોતી છતા કંઈ તદ્દન કદરૂપી નહોતી

સૌથી વધુ ખુબસુરત સ્ત્રી એ ઈમારતની માલેક હોવાથી હાલ તરત આપણે તેને બેગમને નામે ઓળખીશું બીજી બનેના નામ જમના અને નવલ હતા

"જયપાળસિંહ કેદ પકડાયો છે તોપણ વઈતાળ તેની સામે ઉભો રહી શકે તેમ નથી!" બેગમે જણાવ્યું

"એ ખરો બલભદ્રસિંહ નથી, એમ રાજા કુલીનસિંહ અને લક્ષ્મિદેવીએ જાણ્યુ છે! તેની ઠગાઈ સાબિત થઈ છે, એટલે તેઓ એને જીવતો છોડશે નહીં!" જમનાએ ગભીર અવાજે કહ્યું

"ફક્ત પોતાને બલભદ્રસિંહ તરીકે ઓળખાવવાની તેણે કરેલી ઠગાઈ માટે એને તેઓ મારી નાખશે?" બેગમે પૂછયુ

"એ નજીવો ગુન્હો નથી!" જમનાએ કહ્યુ–"બલભદ્રસિંહની ભાળ મેળવવા તેઓ તેને હેરાન કર્યો વગર રહેશે નહીં!"

"પણ જો ન્યાયજ કરવામા આવશે, અને નિષ્પક્ષપાતપણે તપાસ ચાલશે તો ગદાધરસિંહ કઈ જયપાળથી ઓછો ગુન્હેગાર નહીં જણાય! એ સંજોગો જોતા રાજા કુલીનસિંહ તેને દેહાંત દડની સજા કરે, એમ મને લાગતુ નથી!" બેગમે કહ્યું

"તો ઇંદ્રદેવ એને જીવતો છોડશે નહીં!" નવલે જણાવ્યુ–"રાજાએ એને ઇંદ્રદેવના પજામા સોપ્યો, એજ ખોટુ થયુ!"

"પણ હુ એમની સામે જઈ ઉભી રહીશ તેજ વખતે તેને છોડવી આવીશ!" બેગમે કહ્યું–"એને લીધે હું સુખચેનમા રહું છું તો એને માટે ગમે તે નીચ કામ પણ કરીશ!"

"શું કરશો? શું ખરા બલભદ્રસિંહને એને બદલે તેમને સોપશો?" જમનાએ પૂછયુ.

"હા! ઇંદ્રદેવ અને લક્ષ્મિદેવીને કહીશ કે, તેઓ જયપાળસિંહ મને સોપે તો બલભદ્રસિંહ હુ તેમને સોપવા તૈયાર છું!" બેગમે ભાર દઈને જણાવ્યુ—"ખરેખર! ગદાધરસિંહ જેવો હિંમતવાન જયપાળ નથી! એના પજામા બલભદ્ર હોત તો તેણે ઇંદ્રદેવ, વગેરેને તે વિષે કહી દીધુ હોત?"

"બલભદ્ર તમારા હાથમાથી ગયા પછી જયપાળ તમારૂ માન શા માટે રાખશે? એ તમારાથી શેનો દબાશે?" જમનાએ કહ્યું—"વળી દારોગાની કુમકપર તાગડધીના કરતો જયપાળ તમારૂં ઘર ભરતો હતો, તે પણ હવે સપડાઈ ગયો છે!"

"ખરૂ બહેન!" બેગમ વિચારમા જરા ચૂપ રહી બોલી—"બલભદ્રને છોડયા પહેલા ઘર ભરી લેવુ જોઇએ! પણ ધાસ્તિ લાગે છે કે, રાજા કુલીનસિંહ અને તેના અઈયારો બલભદ્રસિંહને કેદ રાખ્યો, તે માટે મને દોષિત ગણશે! માલતીના હાથમા તીલસ્મી ખંજર આવ્યુ છે ત્યારથી તે પ્રતિજ્ઞા લઇને કહી ગઈ છે કે, થોડા દીનમાજ તે રાજા કુલીનસિંહ અને તેના પક્ષના સર્વે માણુસોને રામશરણ પહોચાડી દેશે! જો તે એમા ફત્તેહજ પામે, અને માયાવતીને પાછી જમાનીયાની ગાદી મળે તો બલભદ્રને આટલા દીન છૂપાવી રાખવા માટે તે મારાપર ગુસ્સે થશે, અને દારોગા સાથે મળી મે તેને ઠગી, એવો મારાપર આરોપ મૂકશે!"

"એ ખરૂ, પણ એકલી માલતી તીલસ્મી ખંજરથી રાજા કુલીનસિંહ અને તેના અઇયારો સામે બાથ ભીડી તેમને મારી નાખવામા ફત્તેહ પામે, એવી મને આશા નથી!" નવલે પોતાનો વિચાર જણાવ્યો—"એમની પાસે તીલસ્મી ખંજર છે!"

"હુ એજ કહેતી હતી!" જમનાએ ઉમેર્યું—"રાજા કુલીનસિંહ, તેના કુમારો અને અઇયારો સામે બાથ ભીડી શકે, એવો દુનિયામા કોઈ નથી! વળી તલેસમના રાજા જોરાવરસિંહ જાહેર થયા છે! સર્વ સંજોગો જોતા માયાવતી અને તેના પક્ષકારો હવે પોતાની ધારણા પાર પાડી શકે, એ અસભવિત છે!"

"મને એજ ધાસ્તિ લાગે છે!" બેગમ ગભીર અવાજે બોલી—"ગદાધરસિંહ ગમે તેમ કરી પોતાના પ્રાણ બચાવશે! હાલ તેણે પોતાનુ નામ વઈતાળ રાખ્યુ છે, અને આ બધી પંચાત થવા છતા રાજા કુલીનસિંહે તેને છોડી દીધો, એ અજાયબી સરખુ છે! હાલ તે ચારે તરફ ફરી ઉથલપાથલ મચાવી રહ્યો છે! આપણા ઘરની એને ખબર નથી તોપણ એ વિચિત્ર માણુસ છે! બહેન! હવામા મળી ગયલી વસ્તુ પણ તે શોધી કહાડે એવો ચાલાક છે, એટલે કદાચ તે અત્રે આવી પહોચે, એવી દર પળે મને ધાસ્તિ લાગે છે! અરેરે! મારે એની સાથે કજીઓ થયો હોત નહીં તો આજે કંઈ જુદુ જ કરી બતાવવાની મે હિંમત કરી હોત! વઈતાળે મારી સાથે બહુ ખરાબ વર્તણુક ચલાવી! ખરેખર! એ માટે બલભદ્રસિંહને લઈ રાજા કુલીનસિંહ સમક્ષ જઈને હુ ફરીયાદ કરૂ તો મને કંઈ આચ આવે નહીં! વઈતાળ મને

મને જવાબ આપી શકે તેમ નથી, અને રાજા મારી હકીકત સાભળી તેને દેહાત દડની સજા કર્યા વગર રહેશે નહીં! બલભદ્રસિંહને છુપાવી રાખવા માટે તેઓ મને દોષિત ધારશે, તો બચાવમા જણાવીશ કે, સમયાનુસાર જે રાજા હોય તેનો પ્રજા પક્ષ કરે! માયાવતી અને દારોગાંના અમલ દરમ્યાન મે તેમની સેવા બજાવી તેમા ખોટુ કર્યુ નથી! વળી રાજા જોરાવરસિહને માયાવતીએ કેદ કર્યા હતા, એ હુ તો શુ પણ દારોગોએ જાણતો નહોતો! હવે આપ મહારાજશ્રીનુ રાજ્ય થયુ છે ત્યારે આપની સેવામા હાજર થઈ છુ! આમ જણાવીશ એટલે તેઓ મને ન્યાય આપશેજ!"

"એજ ઉત્તમ માર્ગ છે! એ કામમા ઢીલ કરો નહીં! તાકીદે કરશો તો આપણને લાભ છે!" જમનાએ જણાવ્યુ

"બસ! કાલેજ હુ જઈશ!" બેગમે જણાવ્યુ, પણ એટલામા ઓરડાની બહારથી અવાજ આવ્યો—"વઈતાળને જીવ વહાલો છે! એમ કરવા તે તને ત્યા જવા શેનો દેશે?" આથી ચમકીને ત્રણે જણીએ દરવાજા તરફ જોયુ તો વઈતાળને ઓરડામા આવતો દીઠો, એટલે બેગમ બોલી–"આવો મારા અસલી મિત્ર! મારી પાસે આવવાની તમે હિંમત કરી ખરી! આવો! અત્રે બેસો! આગલી વાતો તમે ભૂલી ગયા હશો!"

"દુનિયામા જન્મ લીધા પહેલાના છ માસની વાત પણ હુ ભૂલ્યો નથી!" વઇતાળે બેસતા જણાવ્યુ—"તે દીને જયપાળ અને તને જોતા ધાસ્તિથી મારા શરિરમાનુ લોહી સુકાઈ ગયુ હતુ, પણ આજે મારી તેથી જુદીજ સ્થિતી છે!"

"અને મને જોઈ તમે આજે આનદ પામો છો?" બેગમે પૂછયુ "ત્યારે આજે શુ મારાથી બીલકુલ ડરતાજ નથી?"

"લેશ માત્ર પણ નહીં!" વઇતાળે ભાર દઇને જણાવ્યુ

"શુ રાજા કુલીનસિહ આગળ હુ તમારે માટે ફરિયાદ કરૂં તો તે કોઈ સાભળશેજ નહીં અને તમે છુટી જશો?"

"પણ ત્યા સુધી તને હવે પહોચવાજ કોણ દે છે?"

"રોકનારજ કોણ છે?"

"ગદાધરસિહ! તને બેહદ દુ:ખ દેનાર તે પોતે આજે તને ફરીથી હેરાન કરવાને આવ્યો છે!"

"પણ ખબર મોકલ્યા વગર તમે અત્રે ચાલ્યા કેમ આવ્યા? મારા પહેરેગીરોએ તમને ઉપર આવવાજ કેમ દીધા?"

"પણ તારા દ્વારપર મને રોકનાર કોઈ પહેરેગીર નહોતો, એટલે હુ બેધડક ઉપર ચાલ્યો આવ્યો!" વઇતાળે જણાવ્યુ

"સર્વે પહેરેગીરો મરી ગયા શું? ખડકી ઉઘાડી હતી શું?"

"એમજ હશે! પણ હવે ઉઘાડી નથી! ચોર ઘુસી ન આવે તે માટે હુ અંદરથી બધ કરીને ઉપર આવ્યો છુ! ગભરાઈશ નહીં! તારી પૂજી કોઈ ઉપાડી જશે નહીં!" વઈતાળે થ ડે કલેજે જણાવ્યુ આથી મનમા ગુસ્સે થઈ બેગમ જમના પ્રત્યે બોલી—"બહેન, નીચે જઈ જોઈ આવ કે સીપાઈ બધા ક્યા મરી ગયા?" જમના ઉઠતી હતી, તેને અટકાવતા વઈતાળ બોલ્યો—"ખબરદાર! ઓરડાની બહાર પગ મૂકીશ નહીં! આ ઘરમા મારી સત્તા છે, બેગમ કે જયપાળની નથી!" આટલુ કહી તેણે બેગમને પૂછ્યુ—"બલભદ્રસિંહને કયા કેદ કીધા છે?"

"મને ખબર ન હોય તો કયાથી કહુ?"

"હમણા કોને લઈ રાજા કુલીનસિંહ પાસે જવાની હતી?"

"તારા બાપને લઇને!" બેગમના મુખમાથી આ શબ્દો નીકળતા વઈતાળે તેના ગાલપર જોરથી તમાચો લગાવ્યો આથી તે ગભરાઈ, પણ સાવધ થઈ તકીયા નીચેથી છરી કહાડી વઈતાળને મારવા ધસી વઈતાળે ઝડપથી જમણે હાથે તેનુ કાડુ પકડી ડાહાબા હાથમાનું તીલસ્મી ખ જર તેના શરિરને લગાડયુ, અને સાથે જમના અને નવલના શરિરને પણ તે લગાડી દીધુ, એટલે જોતજોતામા તેઓ ત્રણે બેહાશ થઈ ઢળી પડી પછી તે બારીકીથી ચારે તરફ જોવા લાગ્યો ઓરડામા બે બ ધ અલામારી હતી, તેમનાપર મ્હોટા તાળા મારેલા હતા વઈતાળે ખ જરથી એક અલામારીની સાકળ કાપી નાખી તે ઉઘાડી, અને તેમાની વસ્તુઓ બહાર કહાડી જોવા લાગ્યો પહેલા તેણે એક ગાસડી કહાડી, જેમા કેટલાક કાગળ હતા દીવાની પાસે જઈ તે ગાસડી છોડીને તે તેમાના કાગળ વાચવા લાગ્યો બધા કાગળ વાચી રહ્યા બાદ તે એકેક કરીને તેણે દીપકને લગાડી બાળી નાખ્યા પછી તેણે એક પેટી કહાડી તે ઉઘાડી હોવાથી તેમાથી પણ કેટલાક કાગળ કહાડી વાચી જોયા બાદ તેણે બે ત્રણ કાગળ પોતાની થેલીમા મૂકીને બાકીના બાળી નાખ્યા અલામારીમા પાછી તેણે

શોધ ચલાવી, પણ બીજી કંઈ ઉપયોગની વસ્તુ તેને તેમાથી મળી નહીં તેણે બીજી અલ્લામારી પણ ઉઘાડી તેમા ઘણી વસ્તુઓ ભરેલી હતી, પણ તેમાથી વઈતાળે ત્રણજ વસ્તુઓ કહાડી લીધી વીસેક પાનાની એક ન્હાની ચોપડી મળવાથી વઈતાળને બેહદ આનંદ ઉપજ્યો, અને તેમાના ત્રણ પાના તે વાચી ગયો બીજી ચીજ એક હીરાની વીંટી હતી, જે દાબડીમા રાખેલી હતી, અને તેની સાથે કાગળની કાપલી બાધેલી હતી, જે વાચીને વઈતાળ ખુશ થયો ત્રીજો ચાવીનો એક ઝુમખો તેણે લીધો એ પછી વઈતાળ બેહોશ પડેલી બેગમ પાસે આવી તેની સામે જોઈ મનમા બોલ્યો—“બસ! મને જોઈતી વસ્તુઓ મળી ગઈ છે, એટલે હવે તુ કંઈ નુકસાન કરી શકીશ નહીં!” તેમને ત્યાજ પડી રહેવા દઈ વઈતાળ હાથમા દીપક લઈ ચોથે માળે આવ્યો, જ્યા તેના બે સાથી હાથમા ખુલ્લી તલવારસહ ઉભા હતા પોતાના એક સાથીના હાથમા દીપક આપતા તે બોલ્યો—“આપણુ કામ પાર પડ્યુ! બલભદ્રસિંહ આ ઘરમાજ કેદ છે, તેને છોડવી અત્રેથી ઉતાવળે ચાલ્યા જવુ જોઇએ!” આમ કહી એક ઓરડીના દ્વાર પાસે જઇ તે ઉભો રહ્યો તેના દ્વારને લાગેલા બે તાળાં પોતાની પાસેના ચાવીના ઝુમખામાથી એક ચાવી લગાડીને ઉઘાડી પોતાના સાથીઓસહ તે ઓરડીમા તે દાખલ થયો આ ઓરડી ખાલી હતી, પણ તેમા એક બીજી ઓરડીમા જવાનો દરવાજો હતો, જેને મારેલુ તાળુ ચાવીથી ઉઘાડી તે બીજી ઓરડીમા દાખલ થયો, જેમા બલભદ્રસિંહ કેદ હતો દ્વાર ઉઘાડવાનો ખડખડાટ સાભળીને બલભદ્રસિંહ સાવધ થઈ ગયો હતો, એટલે વઈતાળને જોતા તે અજાયબીસહ તેની તરફ જોવા લાગ્યો વઈતાળ પણ બલભદ્રસિંહ તરફ જોઈ રહ્યો, તેની ખરાબ હાલત જોઈ દુ:ખી થયો. તેનુ શરિર બહુજ સુકાઈ ગયુ હતુ મુખપર તેમજ શરિરની ચામડીમા કરચલીઓ પડી ગઇ હતી દાઢી અને માથાપરના વાળ તેમજ આગળીઓના નખ એટલા બધા વધી ગયા હતા કે તે જગલી મનુષ્ય સરખો દેખાતો હતો અધકારમા રહેવાથી તેનુ શરિર પીળુ થઈ ગયુ હતુ, અને તેનો દેખાવ ભયાનક લાગતો હતો. પોતાને જોતાજ તેના શરિરમા કપારવ છૂટેલો જોઇ વઈતાળે

નીચું જોઈ ધીરેથી તેને કહ્યુ—"આપ છે! હું આપને છોડવવા આવ્યો છુ! સત્વર બહાર ચાલો!"

"શું ખરેખર, તુ મને છોડવવાને આવ્યો છે?" બલભદ્રસિંહે અનાયબીસહ પૂછ્યુ

"હા જી!" વઈતાળે જણાવ્યુ-"આપ આ સમયે અત્રેથી બહાર ચાલો, પછી અપને જે પૂછવુ હોય તે પૂછજો!"

"ચાલ!" બલભદ્રસિંહ ઉભો થતા બોલ્યો—"તારૂ કહેવુ સાચુ નહીં હોય તોપણ ચિંતા નહીં! અધારા ઓરડામા કેદ રહેવા કરતા સત્વર મરવુ સારૂ છે!" આનો જવાબ ન આપતા વઈતાળે તેને પોતાની પાછળ આવવાની ઈશારત કરી બલભદ્રસિંહ બહુજ અશક્ત હોવાથી મહા મુશ્કેલીએ દાદર ઉતરી શકતો હતો વઈતાળ તેનો હાથ પકડી તેને નીચે તેડી જઈ ઘરની બહાર લઈ ગયો આ સાકડી ગલીમા માણસનો પગરવ થોડો હોવાથી તે સમયે સુનકાર હતુ રસ્તામા પહોચતા વઈતાળે બલભદ્રસિંહને પૂછ્યુ—"આપ ઘોડાપર સ્વારી કરી શકશો?"

"કુદીને ઘોડે બેસવાની શક્તિ નથી, પણ મને બેસાડી દેશો તો પછી પડીશ નહીં!" બલભદ્રે જવાબ આપ્યો દીપકને ઘરના ચોકમા રાખી વઈતાળ તેનો હાથ પકડી થોડેક ચાલ્યો એક માણસ બે ઘોડાને પકડી ઉભો હતો તેની પાસે પહોચતા એક ઘોડાપર બલભદ્રસિંહને બેસાડી વઈતાળ બીજા ઘોડાપર બેઠો, અને પોતાના સાથીઓને સુચના કરી ત્યાથી રવાના થયો

બેગમ અને જમના તેમજ નવલ શુદ્ધિમા આવી ત્યારે રાત થોડી બાકી રહી હતી બેગમે શુદ્ધિમા આવતાજ ઓરડામા અધકાર જોઈ બૂમ પાડી પૂછ્યુ—"જમના! ક્યા ગઈ?"

"જમના નીચે ગઈ છે!" નવલે કહ્યુ—"અમે શુદ્ધિમા આવતા અત્રે અધકાર જોઈ ગભરાઈ ચોકમા દીપકનો પ્રકાશ જણાયાથી જમનાએ બારીએથી સીપાઈને બૂમ પાડી, પણ કોઈ ન જણાયાથી તે દીપક લેવા ગઈ છે!" એટલામા જમના દીપક લઈને ત્યા આવી, એટલે બેગમે તેને પૂછ્યુ—"બહેન, શું સર્વ સત્યાનાશ વળી ગયુ? નીચે કોણ છે?"

"કોઈ નથી!" દીપક જમીનપર મૂકતા જમનાએ જવાબ આપ્યો—"સીપાઈઓ પણ કોણ જાણે ક્યા ગૂમ થઈ ગયા છે!"

"અરેરે! આ બંને અલામારીના તાળા તોડયા છે!" બેગમ દુ:ખદ અવાજે બોલી—"હાય! સર્વ કાગળો બાળી નાખ્યા છે!" આમ બોલતી એક અલમારી પાસે જઈ તેમા નજર કીધા બાદ તે નિરાશાભરે અવાજે બોલી—"બસ! સર્વ સત્યાનાશ થયુ! મને એણે જીવતી રાખી, એ પણ નવાઈની વાત છે!" બંને અલામારીઓમાંની વસ્તુઓની ભાગફોડ થયેલી જોઈ તે બ્હાવરી બની ઘરમા ચારે તરફ જોવા લાગી સ્હવાર પડતા તેઓ નીચે આવી તો નોકરોને એક ઓરડીમા કેદ દીઠા વઈતાળે તેમને તીલસ્મી ખંજરથી બેહોશ કરી ત્યા પુર્યા હતા, એમ તેમની હકીકતપરથી જણાયુ તેમને કંઈ ન પૂછતા બેગમ જમના અને નવલસહિત ચોથે મજલે બલભદ્રસિંહ કેદ હતો ત્યા ગઈ તે ઓરડીમાથી કેદી જતો રહેલો જાણી બેગમ ગભરાટસહ બોલી—"બહેન! ખરેખર! માલતી રાજા કુલીનસિંહના અઈયારોનો વાળ વાંકો કરી શકે તેમ નથી! વઈતાળ પાસે તેવુજ ખંજર હતુ તેની મદદથી તેણે મારૂ સત્યાનાશ વાળ્યુ છે! હવે હુ કંઈ કરી શકુ તેમ નથી! બલભદ્રસિંહ મારા પંજામાથી જતો રહ્યો છે, તેમજ જે સાબિતીઓને લીધે હુ એને દબાવતી હતી તે પણ મારા હાથમા રહી નથી! અરેરે! એકવાર એવો સમય હતો કે વઈતાળ મને જોતા અધમૂવો થઈ જતો હતો! હાય! આજે સમય બદલાઈ ગયો છે! આજે વળી આટલુ કરીને પણ એ મને જીવતી છોડી ગયો, એમા પણ એની કંઈ ધારણા હશે! એ હવે મને સુખે રહેવા દેશે નહીં!"

"એ તમારી પૂંજી નથી લઈ ગયો, એટલો પ્રભુનો પાડ!" જમનાએ જણાવ્યુ—"જયપાળસિંહના પ્રાણ હવે બચશે નહીં! બાઈ, મારી સલાહ માનો તો હવે આપ એક ઘડી આ ઘરમા ન રહો, કુલીનસિંહના અઈયારો સ્વપ્ને પણ આવવાનો વિચાર ન કરે ત્યા જઈ સુખચેનમા રહો!" આ સલાહ બેગમને યોગ્ય લાગી અને તેઓ તૈયારી કરવા લાગી, એટલામા નીચે રસ્તામા શોરબકોર થતો સંભળાયો, અને બેગમના સીપાઈએ ઉપર આવી ખબર આપી—"બાસાહેબ! રાજાના સીપાઈઓએ આપણા મકાનને ઘેરી લીધુ છે અને તેઓ આપને પકડવા આવ્યા છે!" પહેરેગીર વધુ કહે તે પહેલા સંખ્યાબંધ હથિયારબંધ રાજસેવકો ઓરડામાં ધસી આવ્યા અને બેગમ, જમના અને નવલને કેદ પકડી ગયા

તેઓ તેમને ક્યા લઇ ગયા અને તેમની શી હાલત થઈ તે જાણવાનો વિચાર માડી વાળી આપણે બલભદ્રસિંહને લઈ ગયલા વઈતાળ તરફ નજર ફેરવીશું

કાશીથી નીકળી વઈતાળ વિજયગઢ તરફ રવાના થયો મધ્યાન્હે એક જ ગલને છેડે પહોચતા બલભદ્રસિંહે જણાવ્યુ—" હવે અશ્વપર બેસવા જેટલી મારામા શક્તિ રહી નથી, માટે આરામ લેવા કોઈ સ્થળે મુકામ કરીએ તો ઠીક !"

" જળાશય આવે તો આપણે મુકામ કરીએ ! આપ થાકી ગયા છો તો હવે અશ્વ ધીમા ચલાવીશું !" વઈતાળે જણાવ્યુ

" વઈતાળ ! ખરેખર, તમે મને કારાગૃહમાથી છોડવ્યો છે ?"

" આપ આ અશ્વપર સ્વાર થઈ સ્વતંત્ર ચાલ્યા આવો છો છતા એવો પ્રશ્ન શામાટે કરો છો ?"

" વઈતાળ મને મદદ કરે, એવી હજી મારી ખાત્રી થતી નથી ! તમે ધાર્યું હોત તો આજસુધી હુ કેદ રહ્યો હોત નહીં ! હુ ક્યા અને કેવી હાલતમા હતો તે શુ તમે જાણતા નહોતા ?"

"હુ જાણતો નહોતો ! પણ એ આગલી વાત ભૂલી જાઓ ! હાલ તમારી પુત્રી શ્યામા (કમલીની)ની મે તાબેદારી સ્વીકારી છે ત્યારથી—તેની એક વર્ષ પહેલાથી આપ વિષે હુ કઈ જાણતો નહોતો ! આપ જીવતા નથી એવી મારી ખાત્રી કરવામા આવી હતી ! આજથી બે મહીના પહેલા હુ જાણતો હોત કે આપ હયાત છો અને ક્યાક કેદમા છો તો આપને મે છોડવ્યા હોત !"

"શ્યામા હજી જીવતી છે શું ?"

"હા ! શ્યામા અને લીલાવતી બન્ને જીવતા છે !"

"બરોબર ! લક્ષ્મિદેવીના લગ્નપ્રસંગે તે બન્ને મારી સાથે જમાનીયા આવી નહોતી ! લક્ષ્મિદેવી જીવતી હોવા માટે મને શંકા હતી, પણ કેદ થયા બાદ તે જીવતી હોવાની અને માયાવતીને નામે જમાનીયાની રાણી થવાની ખબર પડી હતી !"

"લક્ષ્મિદેવી વિષે આપે સાંભળેલી હકીકત અસત્ય છે ! એ માયાવતી બીજીજ કોઈ સ્ત્રી છે ! આપની પુત્રી લક્ષ્મિદેવીએ બેહદ સંકટ સહ્યા છે, પણ ઈશ્વરકૃપાએ તેના દુખના દહાડા પુરા થયા છે ! માયાવતી લક્ષ્મિદેવી નથી, એ હું પહેલા જાણતો નહોતો ! હવે આપની ત્રણે પુત્રીઓને આપ મળશો !"

"ખરેખર, મારી વ્હાલી પુત્રીઓને હુ નીરખીશ? હવે તમે મને નક્કી છોડીજ દેશો?"

"એ માટે હુ આપને શી વધુ ખાત્રી આપુ? મે આપનુ કંઈ બગાડયુ હોય, એની આપની પાસે કંઈ સાબીતી છે?"

"સાબીતી તો નથી! દારોગા અને જયપાળને મુખે તમારે માટે ઘણી વાતો સાભળી હતી, અને બીજા પણ એવા કારણ છે!"

"ત્યારે આપ ગમે તો એ દુશ્મનોનુ કહેવુ ખરૂ માનો અથવા કેટલી મુશીબતો વેઠી આપની શોધ કરી મારા જીવને જોખમે મે આપને છોડવ્યા છે, તે મારી સેવાનો ખ્યાલ કરો!"

"તમે જણાવો છો તેમ હુ મારી પુત્રીઓને મળીશ, તો તમારી કદાચ ભૂલ હશે તે હુ માફ કરૂ છુ!"

વઈતાળે તેનો આભાર માન્યો તેઓ એક ઝરા પાસે જઈ પહોચતા ત્યા મુકામ કરવાનો વિચાર કીધો વઈતાળે ઘોડાપરથી ઉતરી બલભદ્રને ઉતારી સેત્ર જી પાથરી બેસાડયો ઘોડાને પાણી પીવરાવી ઝાડ સાથે બાધ્યા બાદ તેણે પોતાની થેલીમાથી અસ્રો કહાડી બલભદ્રની હજામત કરી તથા દાઢીના બાલ કાપી સરખા કર્યા, અને ઝરામા સ્નાન કરાવી તેના શરિરપરનો મેલ સાફ કીધો નિત્યકર્મ કરી સૂર્યનારાયણની પ્રાર્થના કર્યા બાદ વઈતાળ પાસે સુકો મેવો હતો તે બ ને જણે ખાઈ ભુખ મટાડી વઈતાળ પોતાનો દુશ્મન નથી, એવી બલભદ્રસિહને ખાત્રી થતા તેણે પૂછ્યુ—"ગદાધરસિંહ! તમે વઈતાળને નામે ઓળખાઓ છો?"

"હા જી!" વઈતાળે જણાવ્યુ—"દુશ્મનોએ મારે માટે આપના કાન ભંભેર્યા હશે, અને એ વાતો આપ મહારાજશ્રી કુલીનસિહજીને કહેશો તો તેમની નજરમા હુ હલકો પડીશ!"

"તમને હાનીકારક કંઇ વાત હુ કોઇને નહીં જણાવુ!"

"ત્યારે તો કૃપા કરી સમય આવતા આપની સહાયતા મેળવવાની પણ હુ આશા રાખુ ખરો!"

"હુ શું સહાયતા કરી શકુ તેમ છુ! બેશક! તમારે માટે મારાથી બનશે તેટલુ તો અવશ્ય કરીશ!"

"જયપાળ રાજા કુલીનસિંહનો કેદી છે! આપનુ સ્વરૂપ ધારણ કરી લક્ષ્મિદેવીને ઠગવા જતા તે સપડાઈ ગયો છે, અને પોતાના બચાવની કંઈ બારી નથી, એમ જોઈ તેણે આપને

મારી નાખવાનુ મારાપર તહોમત મૂક્યુ છે! આપની હયાતી વિષે સ્વપ્ને પણ મને વિચાર આવ્યો નહોતો, પણ ઈશ્વરકૃપાએ મને શક જતા મે શોધ ચલાવી, તેમા આખરે ફાવ્યો! હવે આપજ મારે માટે જયપાળનુ એ કહેલુ ખોટુ પૂરવાર કરશો!"

"મને મારવાનો તમારાપર દોષ મૂકી લુચ્ચો જયપાળ બચી જવાની આશા રાખે છે? અરે! એણે મને દુખ દેવામા ઓછ રાખી નહોતી!" બલભદ્રસિંહે ગુસ્સે થઈ જણાવ્યુ–"રાજા કુલીનસિંહને જમાનીયા જવાનુ શુ કારણ મળ્યુ, એ મને સવિસ્તર જણાવો!" વઈતાળે પોતાની મતલબની કેટલીક વાત છૂપાવીને બાકીની હકીકત જણાવી, જે સામળી બલભદ્રસિંહે વઈતાળની બહાદુરીના વખાણ કીધા આમ થોડીવાર વાત કીધા બાદ થાક દૂર થવાથી તેઓ ઘોડેસ્વાર થઈ રવાના થયા, અને એક પ્રહર બાદ વિજયગઢની પાસેના રાજા કુલીનસિંહે તોડેલા તલેસમ પાસે જઈ પહોચ્યા વાચનાર! એ તીલસ્મી ખડીયેરની હાલત આપણે પહેલા જોઈ હતી તેવી રહી નહોતી રાજા જગતસિંહની આજ્ઞાનુસાર તેની ચારે બાજુએ ઈમારત બધાવવામા આવી હતી તેનુ કામ ચાલુ હતુ ચતુરના પિતા જયસિહથી મરજી મૂજબ તેમા મ્હોટા ભોયરા, ગુપ્ત સુરગ અને ઓરડા, વગેરે બધાઈ તૈયાર થઈ ગયા હતા વિશાળ દીવાનખાના, બગીચા, અગાસી, વગેરે જયસિંહની બુદ્ધિના નમુનારૂપ ત્યા દીપી રહ્યા હતા ખડીયેરને ફરતો વહેતો ઝરો બનાવવામા આવ્યો હતો, અને તેની ચારે તરફ સુદર બાગ તૈયાર કરવામા આવ્યો હતો ખડીયેરના પડી ગયલા ભાગનુ સમારકામ કરી જાણે તે નવી ઈમારત હોય, એવો બનાવવામા આવ્યુ હતુ ઈમારતના અદરના ભાગનુ કામ સંપૂર્ણ થઈ ગયુ હતુ, માત્ર બહારનુ કામ એકાદ પખવાડીયામા પૂર્ણ થઈ જાય તેમ હતુ! બલભદ્રસિંહ સહીત વઈતાળ ત્યા જઈ પહોચ્યો ત્યારે જયસિંહ વીરકાળ, ચમનરાય અને શાતીનાથ જોશી સાથે વાત કરતો ખડીયેરના દ્વાર પાસે ફરતો હતો વીરકાળ, ચમનરાય અને શાતીનાથ વઈતાળને ઓળખતા હતા, પણ જયસિંહ તેને ઓળખતો નહોતો ચતુરે તેની એક છબી ચીતરીને રાજા જગતસિંહને તેની વિચિત્ર કહાણી લખી તે સાથે મોકલી હતી, તે તેણે જોઈ હતી વઈતાળને દૂરથી આવતો જોઈ વીરકાળે તેને

કહ્યુ—"વઈતાળ આવે છે।" "તેની સાથે બીજો કોણ છે?" જયસિંહે પૂછયુ

"એને ઓળખતો નથી।" વીરકાળે જણાવ્યુ, એટલામા વઈતાળ અને બલભદ્રસિંહ ત્યા આવી પહોચ્યા વઈતાળે અશ્વ-પરથી ઉતરી જયસિંહને નમસ્કાર કર્યો પછી બલભદ્રસિંહને અશ્વ પરથી ઉતારી જયસિંહ અને બીજા અઈયારોની તેને ઓળખાણ કરાવી તેમજ બલભદ્રસિંહને તેઓ સર્વને ઓળખાવ્યા બાદ કહ્યુ—"બલભદ્રસિંહજીને શોધી કહાડવાનુ મારે માથે નાખવામા આવ્યુ, અને ઈશ્વરકૃપાએ હુ એમને છોડવી શકયો છુ। સર્વ હકીકત આપની જાણમા આવી હશે।"

"હા।" જયસિંહે જણાવ્યુ—"તમારા મુકરદમાએ અમો સર્વનુ ધ્યાન આકર્ષ્યુ છે। રાતદીન અમારા મનમા એનાજ વિચાર રમ્યા કરે છે। તમે એમને કયાથી છોડવી આવ્યા?"

"એમને હુ કાશીપુરીમાથી છોડવી આવ્યો છુ!" વઈતાળે જવાબ આપ્યો—"દુશ્મનોના ભયથી આડે રસ્તે મુસાફરી કરવાથી અમે અત્રે આવી પહોચ્યા છીએ। સીધે માર્ગે ચાલ્યા હોત તો કયારના અમે વીજયગઢ પહોચી ગયા હોત કેમકે, મહારાજશ્રીની સ્વારી તે તરફ આવવાને રત્નપુરથી રવાના થઈ ચુકી છે!"

"તમે અત્રે આવ્યા એ ઠીક થયુ કેમકે, કાલે મહારાજશ્રી પણ પધારશે? તેઓ અત્રેજ મુકામ કરનાર છે।" જયસિંહે જણાવ્યુ, અને પૂછયુ—"કીશોરી, કામીની અને કમલા વિષેના હ્રદયભેદક બનાવની હકીકત તમે સાભળીજ હશે?"

"શી હકીકત વળી?" વઈતાળે ચમકીને પૂછયુ

"તમે આરામ લઈ સ્વસ્થ થાઓ, પછી સર્વ હકીકત કહીશું। બલભદ્રસિંહ કારાગૃહના કષ્ટ સહીને બહુ અશક્ત જણાય છે।" આમ કહી જયસિંહે વીરકાળ પ્રત્યે કહ્યુ—"પૂર્વ તરફના બીજા નબરના ઓરડામા એમને રહેવાનો બદોબસ્ત કરો। એમની સભાળ રાખ-વાનુ કામ તમને સોપીએ છીએ।"

વઈતાળ બલભદ્રસિંહને છોડવીને આવ્યો તે માટે વીરકાળ, વગેરે અઈયારોને બેહદ આનદ ઉપજ્યો તેની વિચિત્ર હકીકત જાણવાને તેઓ સર્વ બહુજ આતુર હતા બીજે દીને રાજા કુલીન-સિંહ પણ આવી પહોચનાર હોવાથી તેમની એ આતુરતા ટુક સમયમા પૂર્ણ થવાની તેમને આશા ઉપજી હતી

---

# પ્રકરણ ૧૩ મું.

## ઇંદીરાની બાકીની કહાણી.

તેલિસમમા રાજા જોરાવરસિંહ અને કુમારો આગળ ઇંદીરાને પોતાની કહાણી કહેતી આપણે છોડી આવ્યા છીએ, તે તરફ નજર કરીએ પત્રની હકીકત જણાવ્યા બાદ ઇંદીરાએ જણાવ્યુ—"માતાના પત્રથી મને બહુજ આનંદ ઉપજ્યો કેમકે, તેને ટુંક સમયમા મળવાની અને અમો બંને કેદખાનેથી છુટીશું, એવી મને આશા ઉપજી ! હુ દારોગાના આગમનની આતુરતાથી રાહ જોવા લાગી અને દાસી પ્રત્યે બોલી—'બસ ! હવે દારોગાજી આવીને કહેશે તેમ કરીશ !' તરતજ દાસી મને બોલતી અટકાવી બોલી ઉઠી—'નહીં ! એ મૂર્ખાઈ કરીશ નહીં ! એ ઠગાઈ સમજવા જેટલી હજી તારી ઉમ્મર નથી ! દારોગાના કહ્યા મૂજબ કરીશ તો તને અને તારી માતાને એ લુચ્ચો મારી નાખશે ! હરામખોર દારોગાએ તારી માતા પાસે જોરજુલમથી કાગળ લખાવી લીધો હશે ! વ્હેન ! હાલ તો સંતોષ માન કે તારી માતા જીવતા છે ! દારોગો તને કેદ કીધા બાદ જીવતી છોડી દે, એ આશા ફોકટ છે ! એ સારી પેઠે જાણે છે કે, તુ છુટી થતાજ રાજા જોરાવરસિંહ પાસે જઇ તેને તારી તેમજ લક્ષ્મિદેવીના ભેદની હકીકત જણાવે તો તેની કેવી હાલત થશે ! તને જીવતી રાખવામા એની મતલબ હોવી જોઈએ ! એની ધારણા પાર પડતા એ તમો બંનેને મારી નાખશે ! એનુ કામ નથી સર્યું ત્યા સુધી એ દુષ્ટ તમારો વાકો વાળ કરનાર નથી ! લુચ્ચાએ પોતાનું કામ કહાડવા કેવો ભેદી કાગળ લખાવ્યો છે ! વ્હેન ! હુ કહુ તેમ કરીશ તો તમને જરાએ આચ નહીં આવે અને ઈશ્વર કરશે તો તમે માદીકરીનો છુટકો થશે ! દારોગો તને મારકૂટ કરે તોપણ એનુ કામ કરવાને તુ કબૂલ થતીજ નહીં, તેમજ એની આગળ મારૂ નામ દઇશ નહીં ! ગમે તેમ કરીને થોડા દીન એને ઉડાવજે, જે દરમ્યાન આપણે છુટી જઈશુ !' આમ તેણે મને સમજાવીને હિમત આપી પ્રભાત થતા દારોગો મારી પાસે આવી બેઠો અને બોલ્યો—" ઇદીરા ! તુ માનતી હશે કે, મે તને દગાથી કેદ કરી છે, પણ હું ધર્મના સોગન ખાઈ કહુ છું કે, રાજા

જોરાવરસિંહજીએ કેદ કરીને તને મારી નાંખવાની મને આજ્ઞા કરી છે ! તેમની આજ્ઞાનુસાર હુ તારે માટે વિચાર કરતો તેમના ઓરડામા બેઠો હતો, એટલામા એકાએક તુ ત્યા આવી, એટલે મે તને કેદ કરી ! રાજાજીની આજ્ઞાનો અનાદર મારાથી થાય નહીં, પણ મને તારાપર દયા આવે છે, અને હુ તારા પ્રાણ બચાવવાની પેરવીમા છુ ! રાજાજી તારા દુશ્મન થયા છે, તેનુ કારણ છે ! રાજાજીને લક્ષ્મિદેવી સાથે લગ્ન કરવાની ઈચ્છા નહોતી ! જે સુદરી સાથે પરણવાની તેમની મરજી હતી તે વિધવા હોવાથી જાહેર રીતે તેને પરણી શકે તેમ ન હોવાથી લક્ષ્મિદેવીને બદલે તેને મહેલમા આણી છે ! રાજાજીની આજ્ઞાનુસાર લક્ષ્મિદેવીને મારી નાખવામા આવી છે, અને જે માણસો એ ભેદ જાણતા હોય અથવા જેમને લીધે એ ભેદ પ્રગટ થવાની ધાસ્તિ હોય તેમને છુપી રીતે મારી નાખવાની રાજાજીએ આજ્ઞા કરી છે ! લક્ષ્મિદેવીનો ભેદ તુ ખુલ્લો કરી ન શકે, એ માટેજ તને કેદ કરવામા આવી છે ! આ સર્વ એ એવી ગભીરતા અને દીલગીરીસહ બોલ્યો કે, મને અને દાસીને થોડીવાર તો તેના કહેવાપર વિશ્વાસ આવ્યો !"

"અમને પણ તારે માટે તે રોજ ભભેરતો હતો !" જોરાવરસિંહ બોલી ઉઠયો—"તુ અમારી પાસે આવતા ડરતી હતી તેનુ કારણ હવે સમજાયુ ! વારૂ પછી શુ-થયુ ?" આના જવાબમા ઇંદીરાએ જણાવ્યુ—"દાસીએ અમારી જીદગી બચાવવાને કોઈ યુક્તિ શોધી કહાડવાનુ દારોગાને કહ્યુ ત્યારે તેણે જણાવ્યુ—"એની માતાને બદમાશોએ કેદ કરી હતી, પણ ઈશ્વરકૃપાએ મે તેને તેમના હાથમાથી બચાવી છે ! લક્ષ્મિદેવીનો ભેદ એ પ્રગટ કરી શકે તેમ હોવાથી તેને રાજાજીની આજ્ઞામાથી બચાવવા મે તેની પાસેથી આ પત્ર લખાવી લીધો છે !' આમ કહી તેણે એક પત્ર મારા હાથમા આપ્યો, જે મે અને દાસીએ વાચી જોયો તેમા લખ્યુ હતુ —'વહાલી લક્ષ્મિદેવી ! તારા લગ્નપ્રસંગે હુ આવી ન શકી તે માટે દીલગીર છુ, પણ ન આવવાનુ કારણ મળીશ ત્યારે જણાવીશ ! મારી પુત્રી–તારી સખી ઇંદીરા લગ્ન સમયે તારી પાસે હતી, અને તે પછી પણ એક દીન તારી સાથે રહી હતી, એ ખબર તેને મુખે સાભળી હાલ તો મે આનદ માન્યો છે !' હુ પત્ર વાચી રહી એટલે દારોગાએ મને કહ્યુ—'તુ લક્ષ્મિદેવીના

નામનો પત્ર મને લખી આપ, જેમા એટલુજ લખજે કે, તેના લગ્ન થયા બાદ એકજ દીન હુ તેની સાથે રહી તે માટે હુ બેહદ દીલગીર થઇ છે, અને લગ્નને બીજે દીને તેની ઉત્સાહપૂર્ણ મુખાકૃતિ તે જોઈ હતી, તે હમેશ તારા અ ત કરણમા કોતરાઇ રહેશે! બસ! આટલુ લખી આપ એટલે તમો બંનેના કાગળ રાજાજીને બતાવી, સમજાવીને તમને કારાગૃહમાથી મુક્ત કરાવીશ! આના જવાબમા મે માથુ દુખવાનુ બહાનુ કહાડી પત્ર બીજે દીને લખી આપવાનુ જણાવ્યુ, એટલે તે અમારી પાસેથી ચાલ્યો ગયો હવે શું કરવુ તેનો વિચાર કરતા મારી દાસીએ કહ્યુ–'દારોગાનુ કહેવુ ખરૂ માની આપણે રાજાજીને આપણા દુશ્મન ગણીએ અથવા તો દારોગાનીજ એમા કઈ લુચ્ચાઈ હોય–ગમે તે હોય પણ તારે પત્ર લખી આપવો નહીં! તારો પત્ર દારોગાના હાથમા આપવા પછી એ તને જીવતી રહેવા દેશે નહી!' આમ કહી તે રડવા લાગી મારી માતાને પત્ર લખાવી લીધા બાદ મારી નાખવામા આવી હશે, એમ ધારી હુ રડવા લાગી કેટલીક વારે રડીને થાકતા દાસીએ મને કહ્યુ–' બ્હેન! ઈશ્વર કરશે તો અત્રેથી નહાસવાનો રસ્તો શોધી કહાડીશુ! પેલી ઓરડીમા ઉપરથી કોઇએ કપડાની ગાસડી ફેંકી હતી, એ ઉપરથી લાગે છે કે, એ ઓરડીમા બહાર જવાનો છૂપો દરવાજો હશે! વળી ઓરડીની ભીંત પાટીયાના ચોકઠાની હોવાથી તેમા છૂપુ દ્વાર હશે, તે આજે રાતે આપણે શોધીશુ!' આથી મને હીંમત આવી આખો દિવસ પસાર થઈ રાત્રી પડતા દારોગાનો માણસ અમારે માટે ભોજન, વગેરે મૂકી દીપક પ્રગટાવી ગયા બાદ અમે જાગતીજ બેઠી મધરાતે દાસી અમારા ઓરડાનો દરવાજો અ દરથી બ ધ કરી જે ઓરડીમાથી તે માતાના કપડાની ગાસડી ઉપાડી લાવી હતી તે ઓરડીમા મને તેડી ગઈ બ ને ઓરડીમા ચારે તરફની ભીંત પાટીયાની હતી દાસી હાથમા દીપક લઈને એક ઓરડીમા દાખલ થઈ તેની ભીંતો બારીકીથી જેવા લાગી આ ભીંતો અસલના જમાનાની જણાતી હતી તેમાના કેટલાક પાટીયા ખવાઈ જઈ ધીમેથી ધકકો મારતા પણ ભાગી જાય તેવા હતા આ ભીંત નબળી દેખાતી હતી, પણ તેમાના પાટીયા પાચેક આગળ પહોળા હોવાથી, દાસીએ સડેલા પાટીયાને ભાગી નાખવા બેત્રણ લાત મારી, પણ

તે ભાગ્યા નહીં બારીકીથી જોતા બે પાટીયાની ફાટ વચ્ચે સપડાઈ ગયલા કપડાના એક કટકાપર દાસીની એકાએક નજર પડી, તપાસી જોતા તે એક રૂમાલ જણાયો, જેનો છેડો અમારી તરફ હતો. આ રૂમાલ જોઈ દાસીએ મને પાટીયાના થોડાક ભાગમા ચોરસ ફાટ બતાવી ત્યા દ્વાર હોવાનુ જણાવ્યુ અને કહ્યુ—'એ દ્વાર મારફત કોઈ માણસ આવ્યુ હશે, અને પાછા ફરતા દ્વાર બંધ કરતી વખતે તેનો રૂમાલ એમા રહી ગયો છે! રૂમાલ રહી જવાથી દ્વાર બરોબર બધ થયુ નથી, એટલે એ બધ કરવાની છૂપી ચાપ કદાચ બરોબર બેઠી નહી હોય!' આમ કહી તેણે રૂમાલનો છેડો મજબૂત પકડીને જોરથી ખેચ્યો, એટલે રૂમાલની સાથે પાટીયાનુ ચોકઠુ અમારી તરફ ઢળી પડયુ, અને બીજી તરફ જવાનો માર્ગ જણાયો અમે બને તેમા થઈને બીજા એક ઓરડામા જઈ પહોચી તે તરફ પાટીયામા એક ગોળ હાથો બેસાડેલો હતો, તે પકડીને દાસીએ ખેંચ્યો, એટલે ઉઘડી ગયલુ પાટીયાનુ ચોકઠુ બધ થઇ ગયુ જે ઓરડામા અમે હતી, તેમા સામેની તરફ એક દ્વાર હતુ, ત્યા જઇને જોતા નીચે ઉતરવાને સીડી જણાઈ ઓરડાની બને બાજુની ભીંતમા કેટલીક બારી હતી જમણી તરફ એક બારી ઉઘાડી હતી, તેમાથી અમે બહાર જોયુ તો નીચે ખુલ્લો ચોક હતો, જેમા લીસા પથ્થરની લાદી જડેલી હતી આ ચોકમા ઉચી ગાદીપર દારોગો બેઠો હતો તેની પાસે દીપક બળતો હતો તેની સામે બેઠેલો એક માણસ કાગળપર કઈ લખતો હતો દારોગાને જોઈ અમે ધાસ્તિથી પાછળ ખસી ગઈ કદાચ તે ઉપર આવે એવી ધાસ્તિથી દાસીએ સીડીના દ્વાર પાસે જઈ તે બધ કરી દીધુ, અને હાથમાનો દીપક બાજુએ મૂકી દીધો પાછી અમે બારીમાથી જોવા લાગી અમે એક મજલા જેટલે ઉચે હોવાથી દારોગો અને તેની સામે બેઠેલા માણસની વાત અમને સંભળાતી હતી પેલા માણસે પોતાના હાથમાનો કાગળ દારોગાને બતાવતા કહ્યુ-'પત્ર લખવામા મે બનતી મહેનત કીધી છે!' દારોગો તે પત્ર પોતાના હાથમા લઇને જોતા બોલ્યો-'ખરેખર! તમે મળતા અક્ષર લખ્યા છે! આ અક્ષર સર્યુના નથી એમ કોઈ કહેશે નહીં! ઇદીરાને મે કાગળ બતાવ્યો ત્યારે તેણે પણ તે સર્યુએજ લખેલો માન્યો! બહુ ધ્યાનથી જોઈએ

તોજ અક્ષરો સર્યુંના અક્ષરથી સહેજ જુદા લાગે છે! ઇંદીરા—નાદાન બાળા એ ફરક કયાથી જોઈ શકે! ઇંદ્રદેવ આ પત્ર જુવે તો પારખી કહાડે કે, આ પત્ર સર્યુનો લખેલો નથી પણ બનાવટી છે! હજી જરા મહેનત લેશો તો વધુ મળતા અક્ષરો લખી શકશો! ભાઈ! સર્યું માનતી નથી મારા કહેવાપર તેને વિશ્વાસજ આવતો નથી! વળી આવતી કાલે એને અજમાવી જોઉં! મારા ધાકમા દબાઈ તે પત્ર લખી આપે તો આપણો બેડો પાર! બસ! સર્યું અને ઇંદીરાએ મારા કહેવા મૂજબ લખી આપ્યા બાદ તેમને જીવતી રાખવી નહીં કેમકે, ગદાધરસિંહની મને ધાસ્તિ લાગે છે! એ તેમની શોધમા ફરે છે, અને મારાપરજ એને વહેમ છે! એણે મને તેમને વિષે પૂછતા મે તો સોગન ખાઈને જણાવ્યુ કે, હુ કંઈ જાણુતોજ નથી, પણ એથી તેની ખાત્રી થઈ નથી! ભાઈ! બેહદ ધન આપ્યા છતા પણ હુ એના હાથમા ફસાયો છુ! સર્યું અને ઇંદીરાને મે કેદ કીધી છે, એમ એ જાણશે તો મ્હોટો ઉત્પાત મચાવી મારૂ સત્યાનાશ વાળી નાખશે"

'ગદાધરસિંહ તો આજે મને મળ્યો હતો!' પેલા માણસે જણાવ્યુ, જેથી ચમકીને દારોગાએ પૂછ્યુ-'પાછો એ આ શહેરમા આવ્યો છે શું? મને તો બે ત્રણ માસ પછી આવવાનુ કહી ગયો હતો, અને બે દીનમાજ પાછો આવી ઉભો!'

'એના બોલવાપર ભરોસો રખાયજ નહીં!' પેલા માણસે જણાવ્યુ—'એ શુ કરે છે અને કયા ફરે છે તે જાણવુજ મુશ્કેલ છે! અરે! હુ રસ્તે જતો હતો ત્યા પાછળથી તેણે બૂમ પાડી કે 'ઓ રઘુવરસિંહ-જયપાળસિંહ!' તેનો અવાજ સાંભળી હુ ઉભો રહ્યો, એટલે તેણે મારી પાસે આવી કહ્યુ કે, આજે મધરાતે તે આપને મળવા આવશે તે વખતે મારે આપની પાસે હાજર રહેવુ! એટલુ કહી તે ચાલ્યો ગયો!'

'ત્યારે તો હમણા એ આવવો જોઈએ!' દારોગાએ જણાવ્યુ, એટલામા બહારથી ઝીણી ઘંટડી વાગવાનો અવાજ સંભળાયો, એટલે તેણે પોતાના સાથીને કહ્યુ-'જુવો તો દરવાન શું કહે છે? ગદાધરસિંહજ આવ્યા હશે!' આ સાંભળી રઘુવર ઉઠીને બહાર ગયો, અને જરાવારમા ગદાધરસિંહસહ પાછો ત્યા આવ્યો દારોગાએ ઉભા થઈ આદરમાન આપી તેને પોતાની પાસે બેસાડીને

પૂછ્યુ—'આપ ક્યારે પધાર્યા ?' જવાબમા ગદાધરે જણાવ્યું–'હું ગયોજ નથી ! તમને કહ્યા મૂજબ જવાની તૈયારી કરતો હતો, એટલામા અગત્યનુ કામ આવી પડવાથી રોકાઈ જવુ પડયુ !' એ અગત્યનુ કામ શું હતુ તે વિષે દારોગાએ પૂછતા તેણે જણાવ્યું–'આપને અવશ્ય કહીશ કેમકે, તેના કરતાકારવતા આપજ છો ! એક માણસે મને ખાત્રીપૂર્વક જણાવ્યુ કે, સર્યું અને ઇદીરાને આપેજ કેદ કીધી છે !–' દારોગાએ એ વિષે પોતાનુ અજાણપણુ બતાવ્યુ, અને કેટલાક સોગન ખાધા આથી ગદાધર ઠગાયો નહીં, અને તે ગભીર અવાજે બોલ્યો—'મારા બોલવાપર તમે ભરોસો રાખો નહીં, તેમ તમારૂ કહેવુ હુ ખરૂ માનતોજ નથી ! તમારી પાસેથી લાચ લઈ મે ખરાબ કામ કર્યું છે, તોપણ ઇદ્રદેવને સગા ભાઈ કરતા પણ વધુ વહાલા માનુ છુ, એટલે તેમને નુકસાન થવા દેનાર નથી ! તમે સે કડો સોગન ખાઈને સર્યું અને ઇદીરાના ગૂમ થવામા તમારો હાથ નથી, એમ જણાવો છો, પણ હું તપાસ કરૂ છુ તેમ તેમ મને બધી તરફથી ખાત્રીથી જણાય છે કે તેઓ તમારાજ પજામા છે ! બસ ! અત્યારે છેવટની વાત કરવાને આવ્યો છુ, માટે પુખ્ત વિચાર કરીનેજ બોલજો ! જુઓ ! સર્યું અને ઇદીરા કયા છે તે કહો ! એમને છોડી દેશો તો તમે કહેશો તેમ કરીશ ! અત્યારે તમે એ કબૂલ નહીં કરો અને પાછળથી એમ સાબિત થશે કે, તમેજ તેમને કેદ કીધી હતી તો હુ પ્રતિજ્ઞાપૂર્વક જણાવુ છુ કે, બહુજ રીબાવી રીબાવીને તમારા પ્રાણ લઈશ !'

'વાહ ! હુ તમારી સાથે મિત્ર તરિકે વાત કરૂ છું ત્યારે તમે તો તપી જાઓ છો !' દારોગાએ જણાવ્યુ

'તમારી મિત્રતાનો દભ હુ જાણુ છુ !' વઈતાળે કહ્યું–'તમને ન ઓળખતો હોય તે તમારા સોગન ઉપર ભરોસો રાખે ! હુ સારીપેઠે જાણુ છુ કે, તમે જુઠ્ઠા, કપટી, નીચ, વિશ્વાસઘાતી છો ! તમારી કઈ વાત છાની નથી ! તમને મે કલમદાન આપ્યુ ત્યારે તમે પ્રતિજ્ઞા લીધી કે, મને અથવા મારા કોઈ મિત્રને નુકસાન થાય એવુ તમે કદી કરશો નહીં, છતા તમે ચાલાકી ચલાવ્યા વીના રહ્યા નહીં !'

'સર્યું અને ઇદીરાને મે કેદ કીધી છે, એમ પૂરવાર કરો તો તમે કહો તે ગુન્હેગારી આપવા તૈયાર છુ ! આમ ગળે પડી નકામી તકરાર કરી મારી સાથે કજીયો કરવાનેજ આવ્યા હો તો હવે

કંઈ બોલો તે પહેલા પુખ્ત વિચાર કરજો કે, તમે અત્યારે ક્યા છો અને તમારી સાથે કેટલા મદદગાર છે!' દારોગાએ ભાર દઈને જણાવ્યું વઈતાળ અમને છોડવવાની તજવીજમા છે, એ જાણી નીચે તેમની પાસે જઈ દારોગાની લુચ્ચાઈ વઈતાળને બતાવવાની મે દાસીને ઈચ્છા જણાવી કદાચ તે એકલી હોવાથી અમને જોઈ દારોગો તેને પણ કેદ કરે, એવી દાસીને ધાસ્તી લાગી, તેથી તે નીચે જવાને અચકાતી હતી, પણ આખરે અમે બને નીચે ગઈ, અને ગદાધરસિંહની પાસે જઈ પહોચતા દાસી ઉતાવળે બોલી– 'દારોગો જુઠું કહે છે ! ઇંદીરાને એણેજ કેદ કીધી છે, અને એની માતાને પણ કોણ જાણે ક્યા છુપાવી રાખી છે!' અમને જોતાજ દારોગો ડઘાઈ ગયો અને ગદાધરસિંહ ગુસ્સાથી લાલચોળ બની બોલી ઉઠયો—'હરામખોર! હજી તારા કહેવાપર મારે વિશ્વાસ રાખવો કે? તારા સોગન ક્યા ગયા?' આનો કંઈ જવાબ ન આપતા દારોગો આમતેમ જોવા લાગો લાગજોગે ગદાધર-સિંહને લાચ આપીને તેણે મેળવેલુ મારી છબીવાળુ કલમદાન ત્યા પડયું હતુ તેને ગભરાટમા પડેલો જોઈ ગદાધરસિંહે તે ઝડપથી ઉપાડી લીધુ, અને બીજે હાથે તલવાર ખેચી તે સામે ઉભો દારોગો ઉઠીને ત્યાથી નહાસવા લાગ્યો, એટલે ગદાધરસિંહે તેની કમ્મરમા જોરથી એક લાત લગાવી, જેથી બેવડો વળી તે પડી ગયો તેઓ બહાર જઇને પહેરેગીરોને તેડી ન લાવે તે માટે ગદાધરસિંહે તેમને ત્યાંથી ઉઠવાજ દીવા નહીં પછી અમો બંનેને લઇને તે મકાનની બાહાર નીકળ્યો તે સમયે દ્વારપર પહેરેગીરો હતા, પણ કોઇએ અમને અટકાવ્યા નહીં, અને અમે ઝડપથી રસ્તામા પહોચી ગયા આસપાસ નજર કરતા મને જણાયુ કે અમે જમાનીયાનાજ હતા એક સાકડી ગલીમાથી પસાર થઈ અમે મ્હોટા રસ્તાને નાકે પહોચ્યા, ત્યા એક રથ અને બે ઘોડે-સ્વાર અમારે માટે ઉભા હતા મને અને દાસીને રથમા બેસા-ડીને ગદાધરસિંહ પોતે પણ તેમા ચ્હડી બેઠો, એટલે રથ ઉતાવળે ચાલ્યો ગદાધરસિંહે દારોગાને જીવતો શા માટે છોડી દીધો અને અમને રાજા જોરાવરસિંહ પાસે લઈ જવાને બદલે બીજે ક્યાક શા માટે લઈ જાય છે, એ વિષે મને શંકા ઉપજી, પણ હું તેને પૂછુ તે પહેલાજ અમારો રથ શહેરની બહાર જતાજ તેણે મને

જણાવ્યુ—'પુત્રી ઇંદીરા ! હરામખોર દારોગાએ તને બહુ દુઃખ આપ્યુ હશે ! મે એને જીવતો છોડી દીધો તેમજ હુ તને મારે ઘેર તેડી જાઉં છુ, તે માટે તને વસવસો ઉપજ્યો હશે ! પુત્રી ! તારી માતાની હજી આપણે શોધ કરવી છે ! તે દારોગાના પંજામા છે, એટલે એને મારી નાખવાથી આપણી ધારણા પાર પડવાના સંજોગો દૂર થાય ! વળી રાજા જોરાવરસિહ પાસે તને ન લઈ જવાનુ કારણ એ છે કે, રાજમહેલમા દારોગાના મળતીયા ઘણા છે, પણ તેઓ કોણ છે તે હુ કે રાજાજી જાણતા ન હોવાથી તને ત્યા લઈ જવાથી તુ એ હરામખોરના પંજામા ફરીથી સપડાઈ જવાનો ભય છે ! અરે ! આ સર્વ હકીકત તારી માતાને છોડવ્યા પછીજ રાજાજીને જણાવીશ !' આટલુ કહી અમે દારોગાના હાથમા કેવી રીતે ફસાયા તે વિષે તેણે પૂછવાથી મે સર્વ હકીકત જણાવી, બપોર થતા અમે એક સ્થાને જઈ પહોચ્યા, જ્યા એ પહાડોની તળેટી એકબીજા સાથે મળી ગઈ હતી ત્યા રથમાથી ઉતરી અમે ત્રણે પગે ચાલ્યા આડેઅવળે રસ્તે થઇને એક ગુફા પસાર કીધા બાદ પથ્થરની બાધણીના એક ઘર આગળ અમે જઈ પહોચ્યા ત્યા ગદાધરસિંહના કેટલાક માણસ હતા, જેઓ દેખાવે ભયાનક લૂટારા જેવાજ હતા ત્યા અમને રાખીને ગદાધરસિંહે કહ્યુ— 'અત્રે તમે નિડર બની થોડા દીન રહેજો ! હુ સર્યુને છોડવવા જાઉં છુ ! અત્રે તમને કોઈ પ્રકારની અડચણ આવશે નહીં ! મારા સર્વ સેવકો તમારી સેવામા રહેશે !' આમ અમને તેણે ધીરજ આપી, અને પોતાના નોકરોને કેટલીક સુચના કીધી બીજે દીને પ્રભાતે તે જમાનીયા વિદાય થયો ! મારે સંકટ સહેવા નહી પડે, અને ગદાધરસિંહની સહાયતાથી મારી માતા અને લક્ષ્મિદેવીને મળી હુ સુખી થઈશ, એવી તે વખતે મને આશા ઉપજી, પણ તેમા હું નિરાશ થઈ ! તે પછી મે ગદાધરસિંહને જોયા નથી ! તેનાપર કઈ સંકટ આવી પડયુ કે ધનના લોભમા લપટાઈ તે અમારા વેરી બની ગયા, એ હુ કહી શકતી નથી ! ગદાધરસિંહ અમારી પાસેથી જવા બાદ એક અઠવાડીયુ અમે તેના ઘરમા સુખચેનમાં રહ્યા નવમે દહાડે મધરાતે હુ અને દાસી ભરનિદ્રામા પડયા હતા, એટલામા બહારથી કોઇની બૂમ સંભળાયાથી અમારી આંખ ઉઘડી ગઈ બહારથી કોઈ દરવાજો ઠોકતો હોવાથી દાસીએ ઉઠીને

બારણુ ઉઘાડયુ તો રાજાજીના ખજાનચી માયાપ્રસાદને દીઠો. હું તેને ઓળખતી હોવાથી તેને જોતાજ મને લાગ્યુ, કે મારી હકીકત રાજાજીએ જાણી હશે, અને તેને અમારી પાસે મોકલ્યો હશે! મે તેને ઓરડામા આવવાનુ કહેતા તે ઉતાવળે બોલ્યો–'ઇદીરા! બેસવાનો હાલ સમય નથી! હુ અત્યારે તમને એટલુ કહેવા આવ્યો છું કે, અત્રેથી તાકીદે નહાસી જઈ તમારા પ્રાણ બચાવો ગદાધરસિંહ દુશ્મનોના પંજામા સપડાઈ ગયા છે, અને જે સમય જાય છે તેમા તમારી તેવીજ દશા થશે!' આ સાભળી મારા હોશજ ઉડી ગયા દાસીએ ગભરાટમા પડી માયાપ્રસાદને પૂછયુ– 'અમે કોની સાથે નહાસી જઈએ? અમે અત્રેનો માર્ગ જાણતી નથી!' આના જવાબમા તેણે વિચારમા જરા ચૂપ રહીને અમને પોતાની પાછળ આવવાનું કહ્યુ તેણે જણાવેલી વાત કેટલી સત્ય છે તેનો વિચાર કર્યા વગર તેનાપર ભરોસો રાખી અમે તેની સાથે જવાને તૈયાર થઈ, અને ઓરડાની બહાર નીકળી તેની પાછળ ચાલી અમે ઘરની બહાર નીકળી તો દરવાજા પાસે બંને તરફ કેટલાક માણસોને ફરતા જેયા, પણ તેઓ ગદાધરસિંહના માણસ હતા કે બીજા કોઈ હતા તે હુ જાણી શકી નહીં! તે માણસોએ પણ અમને કંઈ પૂછયુ નહીં, અને અમે માયાપ્રસાદ સાથે ઉતાવળે ચાલવા લાગી. થોડેક જતા અમને બીજા બે માણસ મળ્યા, જેમાથી એકના હાથમા મસાલ હતી અને બીજાના હાથમા ખુલ્લી તલવાર હતી. તેઓ માયાપ્રસાદનાજ સેવકો હોવાથી તેની આજ્ઞાથી અમારી આગળ ચાલવા લાગ્યા પ્રભાત થતા સુધીમા અમે પહાડ ઉતરીને જંગલમા ચાલતા એક બગીચા આગળ જઈ પહોચ્યા, એટલે માયાપ્રસાદે અમને કહ્યુ—'તમે થાકી ગયા હશો માટે આ બગીચામા વિશ્રામ લ્યો! હુ ગાડીનો બંદોબસ્ત કરૂ છુ, કે આજેજ આપણે રાજાજીની હજુરમા પહોચી જઈએ!' અમે બગીચામા બેઠી ત્યા કોઈ માણસ નજરે પડયુ નહીં ખજાનચીએ પોતાના બંને માણસોને ત્યાથી વિદાય કરી દીધા, અને બગીચામા સ્નાન, વગેરે કરીને તૈયાર થવાનુ કહી થોડીવારે પાછા ફરવાનો વાયદો કરી તે પણ જતો રહ્યો! અમે ત્યા બેઠી હતી, એટલામા હરામખોર દારોગો બીજા બે માણસો સહિત બગીચામા આવતો જણાયો તેને જોતાજ અમારા હોશ ઉડી ગયા. ખજા-

નથીએ અમને ઠગી, એવી અમારી ખાત્રી થઈ તે વખતે આપઘાત કરીને જીવનનો અંત આણવાનો મારા મનમા વિચાર આવ્યો, પણ મારી પાસે કંઈ હથીયાર નહોતુ દારોગો અમને જોતા ઉતાવળે અમારી પાસે આવ્યો, અને ગુસ્સાસહ દાસી પ્રત્યે બોલ્યો—'લુચ્ચી! બધી ખટપટ તેજ જગાડી! દરવાજો ઉઘાડીને તુ નીચે ન આવી હોત તો ગદાધરસિંહને ખબરજ પડી ન હોત! ઇંદીરાને છોડવવા તે મને આ આફતમા ફસાવ્યો, પણ હવે હુ તને જીવતી છોડીશ નહીં!' આમ કહી તલવારને એકજ ઝટકે તેણે દાસીને કતલ કરી નાખી!" આટલુ કહેતા ઇંદીરાનુ હૈયુ ભરાઈ આવ્યુ જોરાવરસિંહને દારોગાપર બહુ ક્રોધ ઉપજ્યો, અને તેણે પૂછ્યુ—"હરામખોર માયાપ્રસાદે તમને ફસાવવામા દારોગાને મદદ કરી? એની યોગ્ય ખબર લઈશું!"

"હજી તે આપનો ખજાનચીજ છે શુ?" આનંદકુમારે પૂછ્યુ.

"તે બીજા કામપર છે!" જોરાવરસિંહે જવાબ આપ્યો. વળી ઇંદીરાએ સ્વસ્થ થઈ પોતાની હકીકત આગળ ચલાવી—"મને લાગ્યુ કે દારોગો મને મારી નાખશે, પણ તેણે તો દાસીને મારી નાખ્યા બાદ તલવાર મ્યાનમા મૂકી દીધી, અને પોતાના સેવકના હાથમાથી ચાબૂક લઈ મારી સામે ઉભો રહી બોલ્યો–'બોલાવ તારો બચાવ કરવાને ગદાધરસિંહને!' આમ કહી તે ચાબૂકથી મને મારવા લાગ્યો તે દયાહીને મને તેના કહેવા મૂજબ પત્ર લખી આપવાનુ વારવાર કહ્યુ, પણ મને ગમે તેટલુ દુખ આપવામા આવે અથવા મારી નાખવામા આવે તોપણ તેના કહ્યા મૂજબ પત્ર લખી ન આપવાનો મે ઠરાવ કર્યો હતો ચાબૂકનો માર સહન ન થવાથી હુ બૂમો પાડતી હતી, એટલામા જમણી તરફથી એક સ્ત્રી દોડતી અમારી પાસે આવી પહોચી, અને દારોગા પ્રત્યે બોલી–'ચાબૂકના મારથી આ બીચારી બાળાને મારી નાખવાથી તમારી ધારણા પાર પડશે નહીં! કહો તો હુ જોતજોતામા તમારૂ કામ કરાવી આપુ!' દારોગાએ મને મારવાનુ બંધ કરી તેને પૂછ્યુ–'તુ કોણ છે?' એ સ્ત્રી પાત્રીસેક વર્ષની વયની દેખાતી હતી તેના શરિરનો બાંધો મજબૂત હતો તે રંગે કાળી હતી ઘુંટણથી જરા નીચે સુધીનોજ પાયજામો અને તેપર દક્ષિણી રીતીએ સાડી પહેરેલી હતી તેની કમ્મરે કંઈ વસ્તુ બાંધી

હોય તેમ બીજુ લુગડુ વીંટાળેલું હતુ તે બોલી-'હુ ગમે તે હોઉં તેનું તમારે શું કામ? એને મારતી વખતે તમે કહેતા હતા તે ઉપરથી લાગે છે કે, તમારે એની પાસેથી કંઈ લખાવી લેવુ છે! મને કહો તો હુ એની પાસેથી લખાવી આપુ ! એના એક સાથીએ એને સમજાવી રાખી છે! એને મારવાથી તમારૂ કંઈ વળશે નહીં ! તમને જોઈ એ માણસ સામેના કુવામા સંતાઈ રહ્યો છે ! ચાલો મારી સાથે તે તમને બતાવુ! પહેલા એનો બંદોબસ્ત કરો ! પછી આ છોકરી તમે કહેશો તેમ ઝખ મારીને કરશે !" આ સાભળી દારોગાએ તે સ્ત્રીને પૂછ્યુ—'તે એ માણસને દીઠો શું?' આના જવાબમા તેણે જણાવ્યુ—'ત્યારે શું ખોટુ બોલુ છુ! કુવો દૂર નથી! બે પગલા ચાલશો તો તમારી ખાત્રી કરી આપીશ !" આથી દારોગો પોતાના બને નોકરોને મારી પાસે ઉભા રાખી તે સ્ત્રી સાથે કુવા પાસે ગયો તેણે નમીને કુવામા જોયુ, એટલે તેણે પાછળથી ઉચકીને તેને કુવામા નાખી દીધો આથી મારી પાસે ઉભેલા તેના બને નોકરો તે સ્ત્રીને મારવા દોડયા, એટલે તે મ્હોટેથી હસતી ત્યાથી ભાગી તે ઝડપથી દોડતી હોવાથી તેની પૂઠે લાગેલા નોકરો તેને પકડી શકયા નહીં તે બગીચામાજ આમથી તેમ દોડતી હતી, અને તેની પાછળ બને નોકરો દોડતા હતા આમ કેટલીકવાર દોડીને થાકયા બાદ બે નોકરોમાનો એક કુવા પાસે જઈ તે સ્ત્રીની પાછળ દોડતો રહ્યો પોતાની પાછળ એકજ માણસને આવતો જોઈ તે સ્ત્રીએ એકાએક ઉભી રહી જમીનપરથી એક પત્થર ઉપાડી તેને માર્યો પત્થર તેના કપાળમા એટલા જોરથી લાગ્યો કે, તેનુ માથુ ફાટી જઈ તેમાથી લોહી નીકળવા લાગ્યુ, અને તમ્મર આવવાથી બને હાથ કપાળે દઇ તે જમીનપર બેસી ગયો તરતજ તેણે પાછળથી તેની પાસે જઈ તેની કમ્મરેથી ખંજર ખેચી લઈ તેની છાતીમા ભોકી તેને મારી નાખ્યો પછી કુવા પાસે જઈ તેણે પાછળથી એક પત્થર તેની ગરદનમા માર્યો આથી ગુસ્સે થઈ તે તલવાર લઈ તેની પાછળ દોડયો તેને પણ કેટલીક વાર સુધી આમતેમ દોડાવીને તેમજ પત્થર મારીને તેણે અધમૂવો કરી નાખ્યો તે લોથ થઈ પડતા તેને રામશરણ પહોચાડી દીધો પછી તે મારી પાસે આવીને બોલી—'પુત્રી! દુષ્ટોની કેવી દશા થઈ તે જોઇ! પેલા હરામખોર ડોકરાને પણ પત્થરથીજ પૂરો કરી

નાખત, પણ તેમ કરતા વખત જાય તો કદાચ તેના બીજા સાથી અત્રે આવી પહોચે, એ પચાતમા કોણ પડે? તુ મારી સાથે આવે તો તારે ઘેર અથવા કહીશ ત્યા તને સલામત પહોચાડી દઉં!" દૈત્યોના હાથમાથી મારૂ રક્ષણ કરવા પધારેલી સાક્ષાત કાળી માતાને હુ પગે પડી, એટલે તેણે મને ઉઠાડીને સ્નેહથી પોતાની છાતી સાથે ચાપી, અને મને બાગના પાછલા ભાગ તરફ લઈ ગઈ તે તરફને દરવાજે અમે બાગની બહાર નીકળી ઝાડીવાળા જગલમા ચાલી થોડેક દૂર ઝાડ સાથે તે સ્ત્રીનો ઘોડો બાધ્યો હતો, તેપર અમે બને સ્વાર થઈ ત્યાથી રવાના થઈ લગભગ એક પ્રહર ઉતાવળે મુસાફરી કર્યો બાદ એક બીચ જગલમા પહોચતા તે સ્ત્રીએ અશ્વની ચાલ ધીમી કરી, અને એક કુટી પાસે જઈ પહોચતા તે ઉભો રાખ્યો ત્યા ત્રણ માણસ વાત કરતા બેઠા હતા, તેઓ ઉભા થઈને નમન કરી ઘોડાની પાસે આવ્યા અમે ઘોડાપરથી નીચે ઉતરી, એટલે એક જણ ઘોડાને લઈ ગયો, બીજાએ કુટીમાથી ધાબળી આણીને દ્વાર આગળ પાથરી, અને ત્રીજો પાણી ભરવાને ગયો મને ધાબળીપર બેસાડી તે સ્ત્રી કુટીમા ગઈ, અને સ્નાન કરીને થાક દૂર કીધા બાદ મારી પાસે આવી બેઠી અમારે માટે ભોજન તૈયાર થાય તે અરસામા મારી હકીકત સાભળીને તેને કમકમાટ ઉપજ્યો તેણે મને ધીરજ આપી પોતાનુ નામ ચપળા જણાવ્યું!"

"ચપળા!" આનંદકુમારે કહ્યું—"અમને સ્મરણ થયુ! ઘણા વર્ષ પહેલા અમે ગુફામા તમને ચપળા સાથે જોયા હતા! તેણે ઉંધે માથે લટકતા માણસને તમારા હાથમાનો છરો લઈ મારવા માડયો હતો, અને અમે વચ્ચે પડવાથી યોગીની રૂપમા ચકોરીએ આવી અમને અને વિજયસિંહને બેહોશ કીધા હતા!"

"અહોહો!" ઇંદ્રજીતકુમાર વચમા બોલી ઉઠયો—"અમારી શોધમા નીકળીને તમે પેલી મુસલમાન યુવતીના પંજામા સપડાઈ ગયા હતા, જ્યાથી વિજયસિંહે તમને છોડવ્યા હતા, તે સમયની તમે અમને જણાવેલી હકીકતનો આજ લાબે સમયે ભેદ જણાયો! પણ ચપળા સાથેની બાળાનુ નામ તો સરલા હતુ!"

"ચપળાએ મને એ નામ ધારણ કરાવ્યુ હતુ!" ઇંદીરાએ જણાવ્યુ રાજા જોરાવરસિંહના પૂછવાથી આનદસિંહે તે સમયની

હકીકત જણાવ્યા બાદ ઇંદીરાએ પોતાની કહાણી કહેવા માડી—"ચપળા મને પોતાની સાથે વિજયગઢ તેડી ગઈ! તે રાજ્યમહેલમા મોભો ધરાવતી હોવાથી મને લાગ્યુ કે, હુ તેની મદદથી, મારા દુશ્મનોપર વેર વાળી શકીશ! ચપળાએ મારી હકીકત પોતાની સખી ચકોરીને જણાવી બીજા કોઇને મારી કહાણી ન કહેવાની તેણે મને સુચના કરી, અને સરલાને નામેજ હુ તેની સાથે રહેવા લાગી તે મને પોતાની પુત્રીસમ પાળતી હતી, અને અઈયારી શીખવતી હતી જ્યારે કુમારશ્રી ઇંદ્રજીતસિંહજીને ગયાની રાણી મોહીનીએ કપટથી ફસાવ્યા, અને ચકોરી અને ચપળા એમની શોધમા નીકળી, ત્યારે મારે તેમની સાથે જવુ પડયુ, અને તે દરમ્યાન દૂર્ભાગ્યે હુ ચપળાથી જુદી પડી ગઈ!"

"પણ વડીલ ભાઇશ્રીને મોહીનીએ ફસાવ્યા હતા, એ તમે કયાથી જાણ્યુ?" આનંદકુમારે પૂછયુ

"ચપળાએ બે માણસોની વાત સાભળી તેપરથી તેઓ મોહીનીના માણસ હતા, અને કુમારશ્રીને ફસાવનાર તેઓ હતા, એમ જાણ્યાથી મોહીની કોણ છે, અને કુમારશ્રીને તેણે કયા રાખ્યા છે, એ જાણવા ચપળાએ તેમને પકડયા હતા!" ઇંદીરાએ જણાવ્યુ—"એકને પેલી ગુફામા આપે દીઠો હતો! પેલો હબસી ગુલામ તો ચપળાનોજ સેવક હતો!"

"જગલમા ચપળાએ મારેલા માણસના મુખમાથી નીકળેલા ભાગાતુટા શબ્દો સાભળી અમે ભૂલાવામા પડયા હતા તેજ મોહીનીનો બીજો માણસ હશે?" આનંદકુમારે પૂછયુ

"હા જી!" ઇંદીરાએ જવાબ આપ્યો, અને ઉમેર્યુ—"પછી મને ગુફામા રાખી ચકોરી અને ચપળા રવાના થઈ તેઓમાથી કોઈ પાછી ન ફરે ત્યાસુધી ત્યાજ રહેવાનુ તેઓ મને જણાવી ગઈ હતી, પણ ઘણા દીન તેમની રાહ જોયા બાદ કટાળીને હું ગુફાની બહાર નીકળી અઇયારીને લગતી વસ્તુઓ લઇને મનમા અનેક સંકલ્પ કરતી ત્યાથી રવાના થઈ ખુલ્લા મેદાનમા કઈ તરફ જવુ અને શુ કરવુ તેની મુઝવણમા એક તરફ જોતી હુ ઉભી રહી, એટલામા એક વસ્તુપર મારી નજર પડતા ચમકીને ગભરાટસહ હુ તેની તરફ જોઈ રહી!—" તે વધુ બોલે તે પહેલા જમીનમાથી અદરથી મ્હોટેથી ગડગડાટ થવાનો અવાજ સંભળાવા લાગ્યો,

જેથી તેઓ સર્વે ચમકી ગયા પ્રભાતનો સમય થવાથી પૂર્વાકાશમા સૂર્યની લાલિમા છવાઈ રહી હતી ગડગડાટ સાભળી જોરાવરસિંહે કુમારોને કહ્યુ–"તીલસ્મી ય ત્રો ચાલુ થવાનો આ ગડગડાટ સંભળાય છે ! આપે તલેસમ તોડવાનુ શરૂ કર્યું છે, એટલે હવે એ કામમા વિલ બ કરી શકો તેમ નથી, માટે હવે વધુ ન રોકાતા કામે વળગો ! ઇંદીરાને હમણા અમે અમારી સાથે લઈ જઈએ છઈએ !"

"ત્યારે એમની હકીકત કયારે સાભળીશું ?" ઇંદ્રજીતસિંહે પૂછ્યુ

"તલેસમ ફત્તેહ કરી એની માતાને છોડવો, એટલે સર્વ હકીકત જાણશો !" જોરાવરસિંહે જણાવ્યુ, અને ઇંદીરા પાસેથી મળેલુ તીલસ્મી પુસ્તક કુમારોને આપ્યુ, જે પાછુ આપતા ઇંદ્રજીતે જણાવ્યુ—"અમારી પાસેનુ તીલસ્મી પુસ્તક વાચવાથી તેમજ વાજા માનો તીલસ્મી ભેદ જાણવાથી અમારી ખાત્રી થઈ છે કે, આપના પુસ્તક વીના અમારૂ કાર્ય પૂર્ણ કરી શકીશુ! વળી એ પુસ્તક આપને ઉપયોગી છે માટે આપજ રાખો ! ઈશ્વરકૃપાથી બીજી વાર આપના દર્શન થશે ત્યારે વાચીશુ!" જોરાવરસિંહે તે પુસ્તક પોતાની પાસે રાખ્યુ, અને બ ને કુમારોને આશિર્વાદ આપી કેટલીક બાબતો સમજાવીને તલેસમમા મોકલ્યા બાદ તે ઇંદીરાને લઈ પોતાના મહેલ તરફ રવાના થયો

——:*——

## પ્રકરણુ ૧૪ મું.

### તલેસમમાં પ્રવેશ.

રાજા જોરાવરસિંહથી જુદા પડી બ ને કુમાર વાજા વાળા ઓરડાની પહેલાના ઓરડામા ગયા, જેમા મહેરાબદાર સ્થ ભોમા એક માણસ લટકતો હતો ફાસીએ લટકતા માણસની પાસે ઉભેલી ઇંદીરાના સ્વરૂપની પૂતળી અત્યારે ઉતાવળે નાચતી હતી ઇંદ્રજીતસિંહે તીલસ્મી ખ જરને એકજ ઝટકે તે પૂતળીને કમ્મર આગળથી અરધી કાપી નાખી, એટલે તે નાચતી બ ધ થઈ ગઈ, અને બાગમા તેમજ ઓરડામા સંભળાતો ગડગડાટ બ ધ થઈ

ગયો પછી બને ભાઇઓએ સાથે મળીને તે પૂતળીના બાકી રહેલા અર્ધા ભાગને ખેંચીને જમીનમાંથી ઉખેડી નાખ્યો, એટલે તેના જમણા પગના તળીઆમાં એક સાંકળ જડેલી જણાઈ એ સાંકળ ખેંચતા જમણી તરફની ભીંતમાં એક દરવાજો ઉઘડી ગયો તીલસ્મી ખંજરનો પ્રકાશ પાડીને બંને ભાઈ એ નવા ઉઘડેલા દ્વારમાં ગયા, અને થોડેક જવા બાદ એક બીજુ દ્વાર ઓળંગીને એક ન્હાની ઓરડીમાં પહોંચ્યા, જેમાં ઉપર ચ્હડવાને પગથીઓ જણાઈ બંને કુમાર એ દાદર ચ્હડી એક વિશાળ ઓરડામાં જઈ પહોંચ્યા આ ઓરડો લગભગ પચાશેક હાથ લાંબો અને ચાળીશેક હાથ પહોળો હતો આ ઓરડામાં એક મનહર પણ બનાવટી બાગ બનાવવામાં આવેલો હતો ફુલોના બનાવટી રોપા હોવા છતાં તેપરના ફુલોની સુગંધ ઓરડામાં પ્રસરી રહી હતી ઓરડામાં ઉપર મ્હોટા કાચ ગોળ ગુંબજની માફક બેસાડેલા હતા, જેમાંથી આખા ઓરડામાં સૂર્યનો પ્રકાશ પડતો હતો આ ન્હાના કૃત્રીમ બગીચામાં નાજુક સુદર ક્યારા કરેલા હતા તેમની આસપાસની જમીનમાં પથ્થરના ન્હાના રંગબેરંગી કટકા જડેલા હતા મધ્ય ભાગમાં એક ગોળ ચબુતરા ઉપર એક પૂતળી ઉભી હતી આ પૂતળીના જમણા હાથમાં તલવાર અને ડાબા હાથમાં એક હાથ લાંબી એક કુંચી હતી તીલસ્મી ખંજરનો પ્રકાશ બંધ કરીને ઇંદ્રજીતસિંહે આનંદકુમાર પ્રત્યે કહ્યું—"આ પૂતળી પીત્તળ અથવા લોખંડની હોવી જોઈએ! એના હાથમાંની ચાવીનીજ આપણને જરૂર છે! તીલસ્મી વાજામાં તો સાંભળ્યું છે કે, કોઈ હરતી ફરતી પાસેથી ચાવી મેળવજો આ પૂતળી તો હાલતી નથી!"

"પાસે જઇ ચાવી તો જોઇએ!" આનંદકુમારે જણાવ્યું બંને ભાઈ તે ચોતરા તરફ ચાલ્યા તેઓ તેનાથી ત્રણેક હાથ દૂર હતા એટલામાં એક કડાકો થઈ ત્યાંની જમીન હચમચી ગઈ અને ચોતરો પૂતળી સહિત ગોળ ફરવા લાગ્યો પૂતળીનો કુંચીવાળો હાથ ઉંચો થઈ તલવારવાળો હાથ આગલી તરફ લંબાયો, એટલે આનંદસિંહ બોલી ઉઠયો—"હવે પૂતળી હરતી ફરતી થઈ એના હાથમાંની કુંચી લેવી જોઇએ, પણ ચોતરાની પાસે જતાં એના હાથમાંની તલવારથી કપાઈ જવાનો ભય છે!"

"પાછળ ખસવાથી એ ફરતી બંધ થાય છે કે કેમ, એ તો જોઇએ?" આમ કહી ઇંદ્રજીતસિંહ પાછળ ખસ્યો આનંદકુમારે તેમજ કીધુ, અને તરતજ ચોતરો ફરતો બંધ થઈ ગયો, એટલે તે બોલ્યો—"ચોતરાને ફરતી બે હાથ પહોળી આ કાળી લાકી જડેલી છે, તેપર પગ મૂકવાથીજ ચોતરો ફરે છે! પૂતળીના હાથમાથી ચાવી અને તલવાર લઈ શકાશે!" આમ કહી તે કાળા પથ્થરપર પગ મૂક્યા વગરજ ચબૂતરાપર કુદીને ચ્હડી જઈ પૂતળીના હાથમાથી કુંચી અને તલવાર લઈ પાછો કુદીને પોતાના ભાઈ પાસે આવ્યો ચાવી જોઈને ઇંદ્રજીતકુમાર બોલ્યો-"કુંચી પણ વિચિત્ર આકારની છે! એના ઉપર બહુજ ઝીણા અક્ષરો કોતરેલા છે તે પૂરતા પ્રકાશમાજ વાચી શકાશે!" આનંદકુમારે તીલસ્મી ખંજર દબાવી પ્રકાશ પાડયો, એટલે ઇંદ્રજીતસિંહે ચાવીપરનો લેખ વાચી સંભળાવ્યો પછી બંને ભાઈ છલંગ મારીને ચબૂતરાપર ચ્હડી ગયા બારીકથી જોતા પૂતળીના ડહાબા પગમા એક છીદ્ર જણાયુ, જે તેના હાથમાથી કુમારે લીધેલી તલવાર જઈ શકે એટલુ મ્હોટુ હતુ ઇંદ્રજીતસિંહની આજ્ઞાથી આનંદસિંહે તલવાર એ છીદ્રમા નાખી માત્ર તેનો હાથોજ બહાર રહ્યો, એટલે બંને ભાઈઓએ પૂતળીને મજબૂત પકડી રાખી એક ઝટકા સાથે ચબૂતરો પૂતળી સહિત પાછો ફરવા લાગ્યો ચબૂતરો ફરવાની સાથે જમીનમા નીચે ઉતરવા લાગ્યો તે ફરતો હોવાને લીધે કુમારો ચક્કર આવવાથી બેહોશ થઈ ગયા તેઓ શુદ્ધિમા આવ્યા, ત્યારે તેમની આસપાસ અંધકાર હતો તીલસ્મી ખંજરનો પ્રકાશ પાડી ઇંદ્રજીતસિંહે આસપાસ નજર કરી તો પોતાના ભાઇને પાસે બેઠેલો દીઠો પૂતળીના ટુકડેટુકડા થઈ કેટલાક ચબૂતરાપર અને કેટલાક જમીનપર પડેલા હતા બંને કુમાર ચબૂતરાપરજ હતા ચબૂતરો નીચે ઉતરી આવ્યો હોવા છતા ઉપરની તરફ નજર કરતા છતમા તેટલો ખુલ્લો ભાગ કે ઝીણુ છીદ્ર પણ તેમને જણાયુ નહીં હવે તેઓ જે ઓરડામા હતા, તેમા ચારે તરફ જાતજાતના યંત્ર જણાતા હતા, જેની સાથે જોડેલા લોખંડના તાર અને ઝીણી જાડી સાકળો આખા ઓરડામા જાળી માફક જણાતી હતી આસપાસની ભીંત, ઉપરની છત અને જમીનમા સાકળો બેસાડેલી હતી એક તરફ એક દ્વાર જણાતું હતુ.

બન્ને કુમારો ચબૂતરાપરથી નીચે ઉતરી તારો અને સાકળોને સ્પર્શ કર્યા વગર તે દ્વારમા દાખલ થઈ એક સુરગને માર્ગે એવે સ્થાને જઈ પહોચ્યા, જ્યા ઉપરની તરફ નજર કરતા આકાશ દેખાતુ હતુ તે સ્થાન એક કુવા જેવુ જણાયુ ત્યાની જમીન નરમ અને રૂ જેવી સુવાળી હતી વચમા લોખડનો એક પાતળો સ્થભ હતો, જેની નીચે સાકળમા ત્રણેક માણસ બેસી શકે એવડી ખાટલી બાધેલી હતી ખાટલીથી ત્રણેક હાથ ઉચે સ્થભમા એક ચક્કર બેસાડેલુ હતુ, અને તેની સાથે એક તામ્રપત્ર બાધેલુ હતુ, જેમા નીચે મુજબ કોતરેલુ હતુ —

'ખાટલીપર બેસી સ્થભમાના ચક્કરને સીધી બાજુએ ફેરવ્યાથી ખાટલી સહિત સ્થભ ઉપર ચ્હડશે ચક્કર ઉલટુ ફેરવવાથી નીચે ઉતરાશે બહાર જવાનો એજ માર્ગ છે'

આ લેખ વાચીને બન્ને ભાઈ સલાહ કરી ખાટલીપર બેઠા ઈંદ્રજીતસિંહે ચક્કર ફેરાવવા માડ્યુ, એટલે ખાટલી ઉપર ચ્હડવા લાગી તેઓ કુવાની બહાર પહોચતા ચારે તરફ નજર કરતા ત્યાની જમીન અને ઈમારતો જોઈ ચમક્યા, અને આનદકુમાર બોલ્યો—"આ તલેસમનો ચોથા ભાગનો બાગ છે! અત્રે આપણે કેટલાક દિવસ રહી ગયા છીએ!"

"હા! એમજ છે! આ સ્થભ આપણને પેલા તીલસ્મી મકાનમા પહોચાડશે!" ઈંદ્રજીતસિંહે જણાવ્યુ

આ બાગથી વાચનાર અજાણ્યા નથી પૂર્વ તરફની ઈમારતની ચારે તરફ પીત્તળની ભીંત હોવાથી તેનો ઉપરનો ભાગજ બહારથી દેખાતો હતો, એટલે તેમા શું હતુ તે જણાતુ નહોતુ તેની અગાસીમાથી લોખડનો એક સ્થભ આરકાની માફક વાંકો વળીને તેનો છેડો જે કુવામાથી બન્ને કુમારો બહાર નીકળ્યા હતા, તેમા ગયો હતો ચક્કર ફેરવીને તેઓ તે ઈમારતની અગાસીમા પહોચ્યા ખાટલી ઉપરથી ઉતરી તેઓ અગાસીમા એક તરફ સીડી હતી તે મારફત નીચલે મજલે ઉતરી એક ઓરડામા જઇ પહોચ્યા, જ્યાની ચારે તરફની ભીંત, જમીન અને ઉપરની છતમા આરસાઓ સફાઈથી જડેલા હતા, એટલે તેમા દાખલ થનાર માણસને પોતાના જેવા હજારો માણસ જણાતા હતા એ સિવાય તે ઓરડામા બીજી કઈ નવાઈ નહોતી ત્યાથી બીજી

તરફ જવાને કોઈ માર્ગ પણ જણાતો નહોતો. આ ઓરડામા ચારે તરફ નજર ફેરવી ઇંદ્રજીતસિંહે પોતાના ભાઈ પ્રત્યે કહ્યું—"આ ઓરડામા આરસા જડવાનો વ્યર્થ ખર્ચ તલેસમ બાંધનારાઓએ શામાટે કર્યો હશે?"

"અમે એજ કહેતા હતા, પણ વિચાર કરતા જણાયછે કે, તલેસમ બાંધનારાઓએ કંઈ મતલબથીજ આ ઓરડો બનાવ્યો હશે!" આનંદસિંહે કહ્યુ—"આ ઓરડા સિવાય બીજું નવાઈ જેવું આ ઈમારતમા કંઈ નથી! આ ઈમારત સાથે સ્થંભનું જોડાણ કરેલુ છે, તે કારણ વગર નહીં હોય! અરે! અવાજ ક્યાથી સંભળાય છે!" આમ કહી બોલતો અટકી જઈ તે પોતાના ભાઈ તરફ અજાયબિસહ જોઈ રહ્યો. કેટલાક માણસોની વાતચીતનો અવાજ સંભળાયાથી તેઓ ધ્યાન દઈને સાંભળવા લાગ્યા.

"શું બંને કુમાર અત્રે આવી પહોચશે?" એકે પૂછ્યુ.

"હા! કુવામાના સ્થંભ સાથે બાંધેલી ખાટલીપર બેસીને તેઓ અત્રે આવી પહોચશે!" બીજાએ જવાબ આપ્યો.

"ત્યારે તો આપણને આ સ્થાન છોડવુજ પડશે! એ પણ પંચાત!" પહેલાએ કહ્યું.

"શામાટે? જેને આધારે આપણે અત્રે બેઠા છીએ તે શું બંને કુમારો કરતા કમજોર છે? અરે! આપણેજ તેમને અત્રે ફસાવી લઈશું!" બીજાએ જણાવ્યુ.

"હા! આપણે એમની બહાદુરીની ખબર લઈશું! ભય કર અજગરવાળા ઓરડાનો દરવાજો ઉઘાડી નાખવો જોઇએ. દ્વાર ખુલ્લો જોઈ તે બંને તેમા પ્રવેશ કરશે, એટલે અજગર તેમને ગળી જશે! બીજા સર્વ દ્વાર બંધ રાખીશુ તો તેઓ તેમા જશે!"

"પેલી બંને બાળાઓને પણ હાથપગ બાંધીને એ ઓરડામા પહોચાડી દઈએ! કુમારોનો તેમનાપર પ્રેમ હોવાથી અજગર તેમને ગળવા માડશે, એટલે તેમની ચીસ સાંભળી કુમારો તેમા અવશ્ય ધસી જઈ અજગરનો આહાર બનશે!"

"બરોબર! આપણી એ યુક્તિમા નહીં ફાવીએ તો બીજી બાજી ગોઠવીશું, પણ કુમારોને આ મકાનની બહાર જવા દઈશું નહીં!" પછી વાત સંભળાતી બંધ થઇ ગઈ. બંને કુમારોએ પોતાની સામેના આરસામા એકાએક પોતાના અઈયારો હમીર અને બળને

એક તરફથી આવીને અકડતી ચાલે બીજી તરફ ચાલ્યા જતા દીઠા તે બાદ કમલીની અને લીલાવતીની કમ્મરે બાંધેલી લોખંડની સાંકળ એક મજબૂત માણસ હાથમાં પકડીને તેમની પાછળ ચાલતો જણાયો. થોડેક ચાલીને તેઓ બંને જરા હળી રહી, એટલે તેમની પાછળ ચાલતા માણસે જોરથી બંનેને ધક્કો માર્યો, જેથી તેઓ વાંકી વળી ગઈ, અને પછી આગળ ચાલીને દેખાતી બંધ થઈ ગઈ હમીર અને બળ ત્યાં કેવી રીતે આવી પહોંચ્યા? કમલીની અને લીલાવતીને કેદી પેઠે પકડી જનાર કોણ હતો? આરસામાં તેમના સ્વરૂપ કેવી રીતે દેખાયાં? અને ચારે તરફથી ઓરડો બંધ હોવા છતાં પેલી ગેબી વાતચીત ક્યાંથી સંભળાઇ? એ સર્વ બાબતોની વિમાસણમાં બંને કુમારો મુંઝાઈ ગયા

"ભાઈ! આ તો અજાયબી સરખું છે!" આનંદસિંહે કહ્યું-"આ વાતચીતમાં તો સાંભળ્યું કે અજગર આપણને ગળી જશે, પણ તીલસ્મી વાજામાં ફરમાવવામાં આવ્યા પ્રમાણે અજગરના મુખમાં આપણે પ્રવેશ કરનાર હતા! હવે વાજાના શબ્દો ખોટા કે આ વાત કરનારાઓ આપણને ઠગે છે, એમ માનવું?"

"તીલસ્મી વાજામાંના શબ્દોજ સત્ય છે!" ઇંદ્રજીતસિંહે કહ્યું—"એને આધારે તો આપણે તલેસમ તોડી શકીશું! છતાં એ વાત ક્યાંથી સંભળાઈ, અને જે સ્વરૂપ આપણે જોયા તે સત્ય છે કે તલેસમની અદ્ભૂતતા છે, એની ભાળ મેળવ્યા વગર અજગરના મુખમાં પ્રવેશ કરવાની હવે અમારી ઈચ્છા નથી! મનુષ્ય સામે હોય ત્યારે આરસામાં તેનું સ્વરૂપ દેખાય, પણ અત્રે તો કોઈ નથી! અત્રેથી જવાનો માર્ગ ક્યાંય જણાતો નથી!" આમ કહી હાથ ઉંચો કરી એક તરફ બતાવતાં તેણે ઉમેર્યું—"પેલી નિશાની છે ત્યાં દ્વાર લાગે છે, પણ ત્યાંથી તો અજગરવાળી ઓરડીમાં જવાશે!"

"પણ તીલસ્મી ખંજરથી આપણે આ બીજા આરસાઓ-માંથી એકાદ ભાંગીને માર્ગ નહીં કરી શકીએ?" આનંદકુમારે પૂછ્યું-"તીલસ્મી પુસ્તકમાં તેવું કંઈ જણાવેલું નથી! પણ આપ આજ્ઞા આપો તો એક આરસાપર હાથ અજમાવી જોઈએ!"

"ઠીક તો આ આરસાને ભાંગો! કંઈ નવી પંચાત ન ઉઠે તો ઠીક!" ઇંદ્રજીતસિંહે એક આરસો દેખાડતાં જણાવ્યું

"ઈશ્વરેચ્છા હશે તે થશે!" આમ કહી આનંદકુમાર તીલસ્મી ખંજર લઈને ઇંદ્રજીતે બતાવેલા આરસા તરફ ધસ્યો, એટલામાં જમણી તરફની ભીંતમાંના આરસામાં એક અવાજ થઈને ન્હાનો દરવાજો ઉઘડી ગયો. તેમાં જવાનો વિચાર ન કરતાં આનંદસિંહે પોતાની સામેના આરસાપર તીલસ્મી ખંજરનો ઘા કીધો, એટલે તે મોટા કડાકા સાથે પાછલી તરફ ખસી ગયો, અને હવાથી ખેંચાયો હોય એમ આનંદકુમાર તેની અંદર ખેંચાઈ ગયો. તરતજ તે આરસો પાછો પોતાને સ્થાને આવી જડાઈ ગયો. હવાના ખેંચાણની અસર ઇંદ્રજીતસિંહને જણાઈ હતી, પણ તે દૂર હોવાથી આનંદકુમારની માફક ખેંચાઈ ગયો નહીં.

આનંદસિંહ એકાએક ફસાઈ જવાથી ઇંદ્રજીતસિંહ દુંખી થયો. તેની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. પોતાના ભાઈને સહાય કરવાની ઈચ્છાથી તે પેલા આરસા પાસે જઈ તેને ભાગવાને ખંજર ઉગામતાં અચકી ગયો. તેના મનમાં એવો વિચાર આવ્યો કે, પોતાના ભાઈની માફક પોતે પણ ફસાઈ જાય તો પછી તેમને મદદ કરનાર ત્યાં કોઈ ન હોવાથી કદાચ તલેસમમાંજ તેમની જીંદગીનો અંત આવી જાય. આથી તલેસમ ફત્તેહ કરીને પોતાના ભાઈને છોડવવાનું તેણે યોગ્ય ધાર્યું, પણ તેમ કરતાં વિલંબ લાગે, એ દરમ્યાન કદાચ આનંદકુમારની જીંદગી ભયમાં આવી પડવાની તેને ધાસ્તી લાગતાં એ વિચાર પણ બદલાઈ ગયો. વાજામાંથી નીકળેલા શબ્દ મૂજબ અજગરના મુખમાં પ્રવેશ કરવાનું તેણે યોગ્ય ધાર્યું, અને તેથી પોતાની મેળે આરસામાં ઉઘડી ગયલા દ્વારમાં તે દાખલ થયો. એ ઓરડીમાં મ્હોટા અજગર સિવાય બીજું કંઇ નહોતું. અજગરનું મુખ એવી રીતે ઉઘાડું હતું કે, તેમાં મનુષ્ય સહેલાઈથી પ્રવેશ કરી શકે. સોનાના ચબૂતરા ઉપર કુંડાળું વાળીને અજગર બેઠો હતો. તે જીવતો ન હોવા છતાં તેનો દેખાવ એવો ભયાનક હતો કે, તેની પાસે જવાની કોઈ હિંમત કરે નહીં. ઇંદ્રજીતસિંહ નિડરતાથી અજગરના મુખમાં પ્રવેશ કરી દસેક હાથ નીચે ઉતરી ગયો. તે દરમ્યાન ગરમી લાગવાથી તેનો શ્વાસ રૂંધાઈ ગયો. બારેક પગથી ઉતરીને એક સુરંગમાં ચાલ્યા બાદ તે ખુલ્લા સ્થાનમાં જઈ પહોચ્યો. આ સ્થાન ત્રણ મજલાનું સંગેમરમરના

પથ્થરનુ બાંધેલુ ઘર હતુ તેના છાપરાનો ભાગ ખુલ્લો હોવાથી નીચે ચોકમાથી આકાશ દેખાતુ હતુ બોચતળીયાના ભાગમા ઇંદ્રજીતસિંહ જઈ પહોચ્યો ત્યા ચાર તરફ ચાર ઓરડા હતા, જે અમૂલ્ય રત્નજડીત સોનાના વાસણો અને હથીયારો વગેરેથી ભરેલા હતા આ બેસુમાર ખજાનો અને અમૂલ્ય વસ્તુઓ જોતો કુમાર જમણી તરફના ઓરડામા ગયો ત્યા એક તરફની ભીંતમાના ન્હાના દ્વારમા નમીને જોતા ઉપર ચ્હડવાને પગથીઓ જોઈ કુમાર તે મારફત ઉપર ગયો તો ત્યા પણ ચાર બાજુએ ચાર ઓરડા હતા પૂર્વ તરફના ઓરડામા યાત્રિક સામાન ગોઠવેલો હતો ઉત્તર તરફના ઓરડામા એક ચબૂતરા ઉપર તીલસ્મી વાજા જેવી લાખ ડની પેટી પડી હતી દક્ષિણ તરફના ઓરડામા કેટલાક પૂતળા હતા, જેમના પગમા ન્હાના ચક્કર બેસાડેલા હતા, અને બોચમા લાખ ડના ગોળ સળીયા બેસાડેલા હતા, અને તે ઉપર પૂતળાના પગમાના ચક્કર, તેઓ તેટલા ભાગમાજ ફરી શકે, એમ ગોઠવેલા હતા પશ્ચિમ તરફના ઓરડામા એક તરફની ભીંત આરસાની હતી આ પૂતળામા હમીર, બળ, કમલીની, લીલાવતી, રાજા જોરાવરસિંહ અને પોતાના તેમજ પોતાના ભાઈના સ્વરૂપનાજ પૂતળા તેણે જોયા કમલીની, અને લીલાવતીની પૂતળીઓની કમ્મરે લાખ ડની સાકળ બાંધેલી હતી અને તેમની પાછળ ઉભેલા પૂતળાના હાથમા તે સાકળ હતી કુમારે એક પૂતળાને હાથથી ધક્કો માર્યો, પણ તે ખસ્યો નહીં તે અજાયબીસહ પૂતળાઓ તરફ જોતો ઉભો હતો, એટલામા બે માણસોની વાતચીતનો અવાજ તેને સંભળાયો ચારે તરફ જોતા કોઈ માણસ તેની નજરે પડ્યુ નહીં, પણ ઉત્તર તરફના ઓરડામા ચબૂતરાપર પડેલી લાખ ડની પેટીમાથી અવાજ નીકળતો હોય એમ જણાયુ પોતે પહેલા જોયલા તીલસ્મી વાજા જેવુજ એ પણ હશે, એમ ધારી તે તેની પાસે જઈ તેમાથી નીકળતો અવાજ સાભળવા લાગ્યો કુમારોએ આરસાવાળા ઓરડામા ઉભા રહીને જે વાત સાભળી હતી, તેજ શબ્દો ફરી તે પેટીમાથી નીકળતા સાભળી તેને બેહદ અજાયબી ઉપજી પશ્ચિમ તરફના ઓરડામાની સામેની આરસાની ભીંતપર તેની નજર પડતા તેણે ધાર્યું કે, એ આરસાની પાછલી તરફજ આરસાવાળો ઓરડો હોવો જોઇએ એ અરસામા દક્ષિણ તરફના ઓરડામાના

ચક્કરો, વગેરે ગતીમા આવવાનો અવાજ સંભળાયાથી કુમારે તે તરફ નજર કરી તો હમીર અને બળના પૂતળાને ચાલતા જોયા તેમને આરસામા પહેલા દેખાયુ હતુ તેમજ અકડાઇ ભરી ચાલે ચાલતા તે પૂતળા પેલી આરસાવાળી ભીંત પાસે જઈ પહોચતા તેમા એક દ્વાર ઉઘડી જઈ તેમા જતા રહ્યા, અને થોડી વારે પાછા બહાર નીકળીને પોતાને અસલ સ્થાને આવી ઉભા રહ્યા કમલીની અને લીલાવતીની પૂતળીઓ પણ તેની પાછળના પૂતળા સહિત ચાલીને પેલા દ્વારમા જઈ આવી પોતાને સ્થાને ઉભી, અને આરસામાનું દ્વાર બધ થઇ ગયુ આરસાવાળા ઓરડામા કુમારે સાભળેલા અવાજ અને જોયલા દેખાવનો ભેદ હવે તેની જાણમા આવ્યો પોતાના સંબધમા આવેલા માણસોના એ પૂતળા અસલના સમયે તલેસમ બાધનારાઓએ ગોઠવેલા હશે કે, છબીઓની માફક રાજા જોરાવરસિંહે ગોઠવ્યા હશે, એ માટે કુમારના મનમા શકા ઉત્પન્ન થઇ અમુક કારણે વાજા માથી એકજ જાતનો અવાજ નીકળી તે પછી પૂતળા એકજ રીતે ફરતા હશે કે કેમ, એ વિષે વિચાર કરતા કુમારને લાગ્યુ કે, કદાચ આરસાવાળા ઓરડામા કોઈ જતુ હશે, ત્યારેજ એમ થતુ હશે તે સમયે કદાચ જોરાવરસિંહ અથવા આનદસિંહ ત્યા આવી પહોચ્યો હશે, એમ તેને લાગ્યુ વાજાનો અવાજ તે ઓરડામા સંભળાય છે, તેમજ પોતાનો અવાજ પણ ત્યા સંભળાશે, એમ ધારી તેણે મ્હોટે અવાજે પૂછ્યુ—"આરસાવાળા ઓરડામા કોણ છે?"

"અમે છઈએ! આપ ક્યા છો ભાઈ?" આનદકુમારનો અવાજ સંભળાયો, એટલે ઇંદ્રજીતસિંહે કહ્યુ—"અત્રે છીએ! તમે અજગરના મુખમા પ્રવેશ કરી અમારી પાસે આવો!"

"જેવી આજ્ઞા!" આનદસિંહે જવાબ આપ્યો, અને થોડી વારમા ત્યા આવી પહોચ્યો તેને ભેટતા ઇંદ્રજીતસિંહ સહર્ષ બોલ્યો—"અમે તો ધાર્યું કે, તમે નવી આફતમા ફસાયા હશો!"

"અમે તો સહેજે હેરાન થયા નથી! તલેસમમા પણ મશ્કરી કરવાની ગોઠવણ છે, એ જાણી અમને હાસ્ય આવે છે!" આનદસિંહે જણાવ્યુ—"હવાથી આરસામા ખેચાઈ ગયા બાદ તે બંધ થઈ જવાથી અધકારને લીધે કઈ ન દેખાવાથી તીલસ્મી ખજરનો પ્રકાશ પાડતા અમને એક ન્હાનું દ્વાર જણાયુ.

જેમા બે તરફ બે કડા બેસાડેલા હતા બે કડા સાથે ખેચવાથી દ્વાર ઉઘડતુ હશે, એમ ધારી ખજર મ્યાનમા મૂકી અધકારમાજ બને કડા પકડી અમે ખેચવા માડયા કડાનો સ્પર્શ કરતાજ અમારા હાથ તેને એવા ચોટી ગયા કે, અમે ઉખેડવાની બહુ તજવીજ કરવા છતા પણ તે ઉખડયા નહીં વળી દ્વાર પણ ઉઘડવાને બદલે પાછલી તરફ ખસવા લાગ્યુ અમે તેની સાથેજ ખેચાવા લાગ્યા ઢોળાવવાળી જમીનપર અમે ખેચાતા હોઈએ એમ લાગ્યુ આમ કેટલેક સુધી ખેચાયા બાદ બારણુ અટકી ગયુ, અને કડાને ચોટેલા અમારા હાથ પણ છૂટી ગયા તીલસ્મી ખજરનો પ્રકાશ પાડી અમે ચારે તરફ જોયુ તો સામે બધ દ્વાર દીઠુ જમણા હાથ તરફ બીજુ દ્વાર ઉઘાડુ હતુ, તેમા અમે દાખલ થયા તો તેમા ચ્હડાણવાળી જમીન હતી, તે ચ્હડયા બાદ એક દ્વાર આગળ જઇ પહોચતા તે ઉઘડી ગયુ, જેમા પ્રવેશ કરતા અમે આરસાવાળા ઓરડામા જઈ પહોચ્યા, અને તે દ્વાર બધ થઈ ગયુ અમને ફરી બે માણસોની પ્રથમનીજ વાત સભળાઈ, અને કમલીની અને લીલાવતી તેમજ હમીર અને બળ પણ આરસામા દેખાયા અમે વિમાસણમા ઉભા હતા, એટલામા આપનો અવાજ સંભળાયો ! આપ અત્રે કયે માર્ગે આવ્યા ?"

"અજગરના મુખમા પ્રવેશ કરીને !" ઇદ્રજીતે જણાવ્યુ—"આરસાવાળા ઓરડામા આપણને ઉપજેલી અજાયબીનો ભેદ અત્રે અમારી જાણમા આવ્યો !" આમ કહી તેણે ચારે ઓરડામા આનદસિંહને ફેરવી સર્વ ભેદ સમજાવ્યા બાદ કહ્યું—"ઉપરના ભાગમા જવાને અત્રે દ્વાર નથી, તેમજ ઉપર જવામા કઈ લાભ નથી, એ આપણે જાણીએ છીએ, માટે ભોયતળીએ જઈને આ ઈમારતની બહાર નીકળવાનુ દ્વાર શોધી કહાડીએ !"

"આપણે તલેસમ તોડવા આવ્યા છીએ તો અત્રેના યાત્રિક તાર તેમજ ચક્રો, વગેરે તોડીને નાશ કરીએ ! એ દરમ્યાન કયાક દ્વાર મળી જશે !" આનદકુમારે કહ્યું આ વિચાર ઇદ્રજીતસિંહને યોગ્ય લાગ્યો જે આરસાવાળા દ્વારમા પૂતળા ચાલીને જઈ આવતા હતા, તે દ્વાર પહેલા ઉઘાડવાનો તેમણે વિચાર કર્યો તે આરસા પાસે જઈ આનદકુમારે જમીનપર જડેલા લોખડના સળીયાપર પગ મૂકતા આરસામાનુ દ્વાર ઉઘડી ગયુ બને ભાઈ તેમા દાખલ

થયા તેમા બે તરફ જવાના રસ્તા હતા એક દ્વાર તો બધ હતુ, અને તેની સાકળમા મજબૂત તાળુ મારેલુ હતુ બીજો રસ્તો આરસાવાળા ઓરડાની ભીંત તરફ ગયો હતો, ત્યા જમીનપર લોખડના સળીયા બેસાડેલા હતા કુમારો પહેલા તે તરફ ગયા ત્યા કાચની ત્રણ ભીંત હતી, તે દરેકની વચમા માણસ આવજાવ કરી શકે એટલો છૂટો માર્ગ હતો આરસાવાળા ઓરડા તરફની ભીંતમા સાદો કાચ બેસાડેલો હતો, પણ તેની પાછળની બીજી ભીંતમા આરસાનો કાચ હતો, અને ત્યા બહારના માણસોને ન દેખાય એવી રીતે પૂતળાને ચાલવા માટેના સળીયા જમીનપર બેસાડેલા હતા વળી પૂતળા આરસાને લાગીને ચાલતા હોવાથી બહારથી જોનારને તો તે આરસામાજ ચાલતા હોય એમ દેખાતુ હતુ પૂતળા ફરીને ભીંતના પાછલા ભાગ તરફ ચાલ્યા જતા એની પાછળ બીજી આરસાની ભીંત હતી, અને એ ગલી સરખા રસ્તામા સળીયા બેસાડેલા હોવાથી તે ઉપર થઇને પૂતળા પોતાને સ્થાને જઈ ઉભા રહેતા હતા આ સર્વ જોઈ બને કુમાર પેલા બધ દ્વાર પાસે આવ્યા, અને તે ઉઘાડીને તેમા ગયા તેમા થોડેક ચાલ્યા બાદ નીચે ઉતરવાને પગથીઓ હતી, તે ઉતરીને તેઓ એક સાકડી સુરગમા જઈ પહોચ્યા આ સુરગમા કેટલેક ચાલ્યા બાદ એક બીજો બધ દરવાજો આવ્યો, જેનુ તાળુ તીલસ્મી ખજરથી કાપીને આનદકુમારે ઉઘાડી નાખ્યુ તે દ્વારમા થઇ તેઓ એક બાગમા જઈ પહોચ્યા આ બાગ ન્હાના જ ગલી ઝાડો અને લતાથી ભરપૂર હતો સંગેમરમરના સુદર ક્યારાઓ બાધેલા હતા, પણ તેમા જ ગલી રોપાઓ સિવાય બીજુ કઈ નહોતુ બાગની ચારે તરફ જ ગલ સરખી ઝાડોની ઘટા હતી, અને ફળના પાચેક ઝાડ હતા એક ન્હાની નહેર બાગમા એક તરફ વહેતી હતી બાગના મધ્યભાગમા ન્હાની ઇમારત હતી, જે પથ્થરની બાધણીની હોવા છતા તેનો કેટલોક ભાગ ભાગીને પડી ગયો હતો કુમારો આ બાગમા જઈ પહોચ્યા ત્યારે સાજ પડવાનો સમય હતો આખા દિવસના પરીશ્રમથી તેઓ થાકી ગયા હતા, તેમજ ભુખતરસ પણ લાગી હતી, એટલે નહેરને કિનારે જઈ હાથમુખ ધોઇ તેઓ ત્યા બેઠા થોડીવાર વિશ્રામ લીધા બાદ થોડાક ફળ તોડીને આહાર કરી તેમજ નહેરમાથી પાણી પીધા બાદ તેઓ બાગમા ફરવા લાગ્યા

જે દ્વારમા થઇને તેઓ બાગમા આવ્યા હતા તે પોતાની મેળે બંધ થઈ ગયુ હતુ તેઓ ફરતા ફરતા બાગની વચમાની ઈમારતમા જઈ પહોચ્યા ત્યાની ભોય કચરાથી ખરાબ થઈ ગયલી હતી ઝાડની મ્હોટા પાદડાઓવાળી એક ડાળી કાપીને ઈમારતના ઓટલાપરની જમીન સાફ કરી તેમણે રાત્રી ત્યાજ પસાર કરી.

---

## પ્રકરણ ૧૫ મું.

### મનુવાટિકા—સર્યું

પ્રભાતે દાતણપાણી વગેરેથી પરવારી નહેરમા સ્નાન કરી સંધ્યાદિ નિત્યકર્મ કર્યા બાદ ફળનો આહાર કરી બને કુમાર બાગમા ફરવા લાગ્યા

"તીલસ્મી વાર્તામાથી સંભળાયલી હકીકતમા જણાવેલો બાગ આ લાગે છે, પણ સૂર્યમુખી ચોતરો ક્યાય દેખાતો નથી!" ઇંદ્રજીતસિંહે કહ્યુ

"બાગ તો એજ છે! વચમાના મહેલથી એ માટેનો શક દૂર થાય છે!" આનંદસિંહે જણાવ્યુ—"આ બાગની બહાર જવાની આપણે ઉતાવળ કરવી નહીં! 'મનુવાટિકા' આ બાગનુજ નામ હોય અને આપણે ભૂલાવો ખાઇ બહાર જઈશું તો આપણી સર્વ મહેનત વ્યર્થ જશે! તીલસ્મી વાર્તામાથી આપણે સાભળ્યુ છે કે, 'કાર્ય પૂર્ણ કર્યા પહેલા મનુવાટિકાની બહાર જશો, તો પછી તમારૂ કંઈ વળશે નહીં ફરીથી મનુવાટિકામા પ્રવેશ કરી શકશો નહીં, અને તમારા પ્રાણ ગુમાવશો!' રક્તગ્રંથમા પણ એમજ લખ્યું છે!"

"ત્યારે સૂર્યમુખી ચોતરાની શોધ કરીએ!" ઇંદ્રજીતે કહ્યું

વાચનાર! તીલસ્મી પુસ્તક અને વાર્તામાથી કુમારોએ જાણ્યુ હતુ કે, 'મનુવાટિકા' નામના બાગમા સૂર્યમુખી ફુલવાળો એક ચબૂતરો છે, તેને શોધવાથી તેમની ઈચ્છા પૂર્ણ થશે તેજ માત્ર તેમની આશા ફળીભૂત કરવાના માર્ગનુ દ્વાર છે એ ચબૂતરાની શોધમા તેમણે કેટલાક દિવસ તે બાગમા ગાળ્યા એક દીને શોધતા ઘીચ ઝાડીમા ન્હાનો ચોતરો જણાયો આ ચોતરો

જમીનથી એક હાથ ઉંચો ત્રણેક હાથના ઘેરાવાનો હતો તે પથ્થરનો કે માટીનો અથવા કોઈ ધાતુનો બનાવેલો હતો, તે જણાતુ નહોતુ જે વસ્તુનો એ બાંધેલો હતો તેનુજ બનાવેલું સૂર્યમુખી ફુલ ચોતરાના મધ્યભાગમા હતુ આ જેતા આનંદ-સિંહ હર્ષાવેશમા બોલી ઉઠયો—"ઇશ્વરકૃપાએ સૂર્યમુખી ચોત-રાની તો ભાળ મળી !"

"હવે અત્રેની જમીન સ્વચ્છ કરી આપણા સહાયક રક્તગ્રંથનો નાશ કરવા તૈયાર થઇએ!" ઇંદ્રજીતસિંહે કહ્યુ

"હા! પણ તે પહેલા એકવાર ફરીથી રક્તગ્રંથ વાચીને આપણા મનની શંકા દૂર કરવી જોઈએ!" આનંદસિંહે કહ્યુ

"તેનો અક્ષરેઅક્ષર અમને યાદ છે, તોપણ સંદેહ મટાડવા એકવાર ઉપરટપકે જોઈ જઇશું!" ઇંદ્રજીતસિંહે જણાવ્યું

"આપ રક્તગ્રંથ વાચો એ દરમ્યાન અમે ચબૂતરાની આસપાસની ઝાડી, વગેરે કચરો સાફ કરી નાખીએ!" આમ કહી આનંદસિંહ ચોતરાની આસપાસના રોપા અને ઘાસ, વગેરે તીલસ્મી ખંજરથી કાપી સાફ કરવા લાગ્યો ઇંદ્રજીતસિંહ નહેરને કિનારે બેસી તીલસ્મી પુસ્તક વાચી થોડીવારે આનંદકુમાર પાસે આવીને બોલ્યો—"હવે તમે પુસ્તકમા નજર ફેરવી જાઓ, એટ-લામા બાકી રહેલુ કામ અમે પૂર્ણ કરીએ છીએ!"

આનંદસિંહ રક્તગ્રંથ લઈ નહેરને કિનારે બેઠો તે પુસ્તક વાચી રહ્યો, એ અરસામા ઇંદ્રજીતસિંહ ચોતરાની ચારે તરફની જમીન સાફ કરી આનંદકુમાર પાસે આવ્યો, એટલે તેણે કહ્યુ—"અમે પુસ્તક વાચી લીધુ છે, માટે શી આજ્ઞા છે?"

"બસ! કરો પુસ્તકનો ભુકો!" ઇંદ્રજીતસિંહે જણાવ્યુ તરતજ આનંદસિંહે કિનારાપરની એક સીલા પાણીથી ધોઈ સાફ કરીને રક્તગ્રંથને નહેરના પાણીથી બોળી સાફ કરેલા પથ્થરપર મુકી દીધુ પુસ્તકમા પાણી પચી ગયુ, એટલે ખોબો ભરીને બીજુ પાણી કુમારે તેના ઉપર રેડયુ, તે પણ તેમા પચી ગયુ આમ કેટલીક વાર પાણી રેડયાથી તે પુસ્તક લીને મેદા જેવુ નરમ થઈ ગયું, એટલે આનંદસિંહે તેને લોટની માફક મસળીને મ્હોટો ગોળો કર્યો એમ કરતા સાજનો સમય થવા આવ્યો બને કુમાર ઉઠીને પેલા ચોતરા પાસે ગયા, આનંદકુમારે રક્તગ્રંથના

મેદાનો આખા ચોતરા ઉપર લેપ કર્યો પછી તેઓ નહેરને કિનારે આવી ફળફુલ ખાઈને સ્વસ્થ થઈ રાત્રી પસાર કરવાને બંગલાના ઓટલાપર ગયા, અને નિદ્રાવશ ગઈ ગયા મધરાતે એક ભયંકર અવાજ સાભળી તેઓ જાગી ઉઠયા, અને ઓટલાની નીચે આવી ચોતરા તરફ જોતા ખૂબ અજવાળુ જણાયાંથી તેઓ તેની પાસે ગયા તો તેમાથી એક હાથ ઉંચે સુધી આગનો ભડકો નીકળતો જણાયો આ ભડકો લીલા અને પીળા રંગનો હતો, અને ચોતરો ગળીને ઓછો થતો જતો હતો તેના ધૂમાડામાથી લોબાનના ધૂપનો સુગંધ આવતો હતો થોડીવાર ત્યા ઉભા રહીને જોયા બાદ કુમારો ઓટલાપર આવી બેઠા બાકીની રાત્રી તેમણે વાત માજ પસાર કરી પ્રભાત થતા તેઓ પાછા ચોતરા પાસે ગયા તો આગ ઓહોલવાઈ જઈ પીળા રંગની રાખ પડી હતી, જે ખસેડીને તેઓ ત્યાની જમીન સાફ કરવા લાગ્યા રાખ ખસેડતા બે માણસ સહેલાઈથી ઉતરી શકે એટલો પહોળો ત્રણ હાથ ઉંડો ખાડો થઈ રહ્યો ખાડાના તળીયામા લોખંડની એક પાટ હતી, જેમા જડેલી કડી ખેંચીને ઇદ્રજીતકુમારે તે ઉપાડી લઈ એક તરફ મૂકી દીધી પછી કળના મુખ જેવુ કુંચી જઈ શકે એવુ છીદ્ર જણાતા તેણે પૂતળીના હાથમાથી લઈ લીધેલી તીલસ્મી કુંચી તેમા નાખી કળ ઉઘાડવાથી દરવાજાની માફક ઢાકણુ ખસી ગયુ, અને નીચે ઉતરવાને પગથી જણાઈ તીલસ્મી ખંજરનો પ્રકાશ પાડી કુમાર તેમા ઉતર્યા, અને અંદરથી દ્વાર બંધ કરી પંદરેક પગથીઆ ઉતરી એક સુરંગમા કેટલેક જવા બાદ ફરી પગથીઓ ચ્હડીને એક બંધ દ્વાર પાસે જઈ પહોચ્યા તે દ્વાર તીલસ્મી ચાવીથી ઉઘાડયા બાદ કેટલીક માટી ખસેડીને તેઓ એક બાગમા જઈ પહોચ્યા, જે આગલા બાગ કરતા કંઈક ન્હાનો હતો, પણ ત્યા જંગલ જેવોજ દેખાવ હતો ઇદીરાની માતા સર્યું આ બાગમાજ પોતાની દુંખી જીદગી ગાળતી હતી

આ બાગમા ઈમારત ન હોવાથી બીચારી સર્યુંને તહાડ, તાપ અને વરસાદમા બહુજ હેરાનગતી ભોગવવી પડતી હતી વડ પિંપળના ત્યા મ્હોટા ઝાડ હતા તેનેજ આસરે રહી ફળફુલ ખાઈ પતિને મળવાની આશાએ તે જીવતી હતી મનુવાટિકામા વહેતી નહેર અત્રે વહેતી હોવાથી તેને પીવાને પાણી મળતુ હતું નહેર

એક બાગમાથી બીજા બાગમા વહેતી હોવાથી પાણીમા તરીને માણસ એક બાગમાથી બીજા બાગમા જઈ ન શકે, એ માટે તલેસમ બાધનારાઓએ બ દોબસ્ત કર્યો હતો બાગને ફરતી ભીંતમા પણ વિચિત્ર કારીગીરી કરવામા આવી હતી, એટલે તે ઓળગીને બીજી તરફ જવાનુ તો બાજુએ રહ્યુ, પણ કોઈથી તેને સ્પર્શ કરી શકાય તેમ નહોતુ એ ભીંત સાતેક હાથ ઉચી હતી, અને તે કેટલીક જાતની ધાતુઓના મિશ્રણની બાધવામા આવી હતી જેમ દોરડાને આધારે ત બુને ફરતી કનાત બાધવામા આવે તેમ ત્રણ–ત્રણ હાથને છેટે ભીંતમા લોખ ડની સાકળો જડેલી હતી, જેનો બીજો છેડો જમીનમા બેસાડેલો હતો એ ભીંતમા કોઈપણ સ્થળે હાથ લગાડનાર માણસના શરિરમા વિજળીક અસર લાગતી, અને તે બેહોશ થઈ પડતો હતો આથી બીચારી સર્યું તે ભીત ઓળ ગીને બીજી તરફ જવાની તજવીજ કરી શકી નહોતી બાગની ઉત્તર તરફની ભીંત સાથે બીજી તરફની એક ઈમારત જોડેલી હોય, એમ જણાતુ હતુ, જેની સાત બારીઓ બાગ તરફ પડતી હતી આ બાગમા પ્રવેશ કરતા ઇદ્રજીતસિંહની નજર આ બારીઓ ઉપર પડી આમાની ત્રણ બારીમા ઇંદીરા, ઇદ્રદેવ અને રાજા જોરાવરસિંહ બાગમા કોઈને જોતા ઉભા હતા બારી નીચે બાગમા તેમની તરફ જોતી ઉભેલી સર્યું ઉપર તે પછી ઇંદ્રજીતસિહની નજર પડી આન દકુમારે પણ પોતાના ભાઈના કહેવાથી જોરાવરસિંહ, વગેરે તરફ જોયુ તેમણે એ-બીજાને દીઠા ઇંદીરાએ ઇંદ્રદેવને બતાવીને હાથ જોડી કુમારોને કહ્યુ—"આપના પવિત્ર ચર્ણપ્રતાપે મને પિતાજીના દર્શન થયા !" બ ને કુમાર સર્યુંને ઓળખતા નહોતા, પણ ઇંદીરાને મુખે સાભળેલી હકીકત ઉપરથી તેમને લાગ્યુ કે, તે સર્યું હોવી જોઇએ વળી રાજા જોરાવરસિંહે કુમારોને તેની ઓળખાણ આપ્યા બાદ મ્હોટે અવાજે સર્યુંને કહ્યુ—"મહારાજ કુલીનસિંહના આ બ ને કુમાર ઇંદ્રજીતસિંહ અને આન દસિંહ તલેસમ તોડવા આવ્યા છે, તેઓ તમારૂ સકટ દૂર કરશે !"

કુમારોને જોતા સર્યું તેમની પાસે આવી ઇદ્રજીતસિહના ચર્ણમા પડી, એટલે તેણે તેને ઉઠાડીને કહ્યુ—"સર્યું તમારી હકીકત અમને ઇંદીરાએ જણાવી છે ! હવે તમારૂ સંકટ દૂર થયુ, એમ સમજી ઈશ્વરનો પાડ માનો ! તમારા દુ ખના દહાડા પૂર્ણ થયા છે, અને

તમે ટુક સમયમા આ બધનમાથી મુક્ત થશો ! અમે તલેસમની બહાર નીકળીશું ત્યારે તમે પણ દુનિયાની હવાનું સુખ ભોગવતા થશો ! ઈશ્વરકૃપાથી હવે તમારો કોઈ દુશ્મન રહેશે નહીં, અને તમારા પતિપુત્રીસહ સુખાનદમા જીવન ગાળવાનો સમય તમે સત્વર પ્રાપ્ત કરશો !" આટલુ કહી તેણે બારી તરફ જોયુ જોરાવરસિંહે ઇંદ્રદેવની ઇદીરાના પિતા તરિકે કુમારોને ઓળખાણ આપી, એટલે ઇંદ્રદેવે કુમારોને નમન કર્યું તેનો યોગ્ય ઉત્તર વાળ્યા બાદ ઇંદ્રજીતે રત્નપુરના સમાચાર પૂછવાથી ઇદ્રદેવે જણાવ્યુ—"સર્વ કુશળ-મ ગળ છે ! માયાવતી, દારોગો અને બીજા કેટલાક કેદીઓસહ મહારાજશ્રી વિજયગઢ પધારવાને રત્નપુરથી વિદાય થયા છે કીશોરી, કામીની અને કમલા તેમની સાથે ગઈ છે ! કમલીની, લક્ષ્મિદેવી અને લીલાવતી તેમજ ખોટા બલભદ્રસિંહને હુ મારે ઘેર તેડી ગયો છુ !"

"લક્ષ્મિદેવી, વગેરેને આપની સાથે અત્રે લઈ કેમ ન આવ્યા ?" ઇદ્રજીતસિંહે પૂછ્યુ આના જવાબમા જોરાવરસિંહે જણાવ્યુ—"ખરા બલભદ્રસિંહની શોધ કરવાને ઇદ્રદેવ પોતાને ઘરથી નીકળ્યા હતા, અને માર્ગમા એમને અમારો પત્ર મળ્યાથી એ અમારી પાસે આવ્યા ! પિતાપુત્રીનો મીલાપ કરાવવા અમે એમને પત્ર લખી તેડાવ્યા હતા ! સર્વેને નીરખવાની એમની ઈચ્છા થઈ, એટલે અમારી સાથે અત્રે આવ્યા !"

"હાલ ઇદીરાને છૂપીજ રાખજો !" ઇદ્રજીતસિંહે જણાવ્યુ

"એને સ્વરૂપ બદલાવીનેજ અમારા મહેલમા રાખી છે !" જોરાવરસિંહે જણાવ્યુ—"પરમદિને કૃષ્ણયક્ષનો પત્ર અમને મળ્યો હતો, તેમા મહારાજશ્રીની છાવણીના સમાચાર છે !" આમ કહી તેણે રાજા ટ્લીનસિંહની છાવણી સાથે માલતી છૂપે વેષે જવાની અને કીશોરી, કામીની અને કમલાને મારી નાખવાની તેની ઈચ્છાની, કૃષ્ણયક્ષના લખવાથી રાજા ટ્લીનસિંહે એ ત્રણેને તીલસ્મી મહેલમા મોકલી દઈ ત્રણ દાસીઓને તેમના સ્વરૂપ ધારણ કરાવી પોતાની સાથે છાવણીમા રાખ્યાની અને માલતી તેમને મારી નાખ્યા બાદ પકડાઈ જવાની હકીકત જણાવી છેવટે ઉમેર્યુ-"કૃષ્ણયક્ષનો આજે પણ અમને પત્ર મળ્યો છે, તેમા લક્ષ્મિદેવી, કમલીની અને લીલાવતીને તીલસ્મી મહેલમા કીશોરી, વગેરે રહી છે,

ત્યાં મોકલી આપવાનું લખ્યું છે. કૃષ્ણયક્ષ પણ ત્યાં હશે. બેત્રણ દીન પછી દુશ્મનોની હીલચાલ જોઈ તે સર્વને જમાનીયા પહોંચાડી દેશે! પછી મહારાજશ્રી તરફથી આજ્ઞા મળતાં તેમને વિજયગઢ લઈ જઈશું! કૃષ્ણયક્ષની આ સલાહ યોગ્ય છે! ખરેખર! એ બહુજ બુદ્ધિશાળી પુરૂષ છે! એના દરેક કાર્યમાં કંઈક લાભ અવશ્ય હોય છે! કૃષ્ણયક્ષના મહેલમાં લક્ષ્મિદેવી, વગેરેને લઇ જવાને ઇંદ્રદેવને અમે અત્રેથીજ રવાના કરીએ છીએ! કીશોરી અને કામીની મળવાથી તેમને આનંદ થશે!"

"કૃષ્ણયક્ષનો તીલસ્મી મહેલ કયાં છે?" આનંદસિંહે પૂછયું

"અત્રેથી સોળેક કોશ દૂર છે!" જોરાવરસિંહે જણાવ્યું

"ત્યારે કંઈ દૂર નથી! કીશોરી, કામીની અને કમલાના પ્રાણ બચાવવા માટે કૃષ્ણયક્ષને અમારા પ્રણામ લખી અમારી ઉપકારની લાગણી જણાવજો!" ઇંદ્રજીતસિંહે જણાવ્યું, અને ઇંદ્રદેવને પૂછયું—"બલભદ્રસિંહની શોધમાં આપ નીકળ્યા તેનું શું થયું?" આના જવાબમાં તેણે જોરાવરસિંહને બતાવતાં કહ્યું—"રાજાજીના કહેવા મુજબ ખોટા બલભદ્રે મને ઠગ્યો છે! વઈતાળ ખરા બલભદ્રસિંહને છોડવી વિજયગઢ લઈ ગયો છે!"

"એ ખબર પણ કૃષ્ણયક્ષે પત્રદ્વારા અમને જણાવ્યા છે!" જોરાવરસિંહે જણાવ્યું. એ બાદ ઇંદ્રદેવ અને સર્યુ વચ્ચે કેટલીક વાત થઈ. ઇંદીરાએ પણ પોતાની માતા સાથે કેટલીક વાતો કરી, અને પછી જોરાવરસિંહ ઇંદ્રદેવ અને ઇંદીરાસહ ત્યાંથી વિદાય થયો. તેમના જવા બાદ ઇંદ્રજીતસિંહે સર્યુને કહ્યું—"સર્યુદેવી, આપણે તલેસમની બહાર સત્વર જઇશું! તલેસમ ફત્તેહ કરી તેમાંનું ધન મેળવવા કરતાં તલેસમની બહાર જવાને અમે વધુ આતુર છઇએ! અત્રેથી અમને એક પુસ્તક મળનાર છે, તે પ્રાપ્ત કરવાની અમે તજવીજ કરીશું કેમકે, એ પુસ્તકની સહાયતાથીજ અમારા પિતાજીએ રાખેલું વિજયગઢનું તલેસમ અમે ફત્તેહ કરી શકીશું!"

"આપ ભાઈઓના દર્શન થયા ત્યારથીજ મારા દૂર્ભાગ્યનો અંત આવ્યો છે! મારા હૃદયમાં નાશ પામેલી આશાલતા સજીવન થઈ છે! મારા સર્વ સંકટ હવે હું ભૂલી જઈ નિશ્ચિંત થઇ છું! હવે આપની આજ્ઞાનુસાર કરવાને તૈયાર છું!"

•

"તો અમારે માટે થોડા ફળ ભેગા કરો, એટલામા અમે બાગમા ફરીને કોઈ દ્વાર શોધીએ ! અત્રે આપણને કદાચ થોડા દિવસ રહેવુ પડે તો નવાઈ નહીં !" ઇંદ્રજીતે કહ્યુ

"જેવી આજ્ઞા !" એમ કહી સયુ ફળ વીણવાને ગઈ, અને કુમાર બાગમા ફરવા લાગ્યા તેઓ ઉત્તર તરફની ભીંતમા બારીઓ હતી તેની નીચેના ભાગમા જઈ પહોચ્યા તો ત્યા પૂર્વ તરફના ખૂણામા જમીનમા એક હોજની નીશાની જણાઈ, અને તેની પાસે ભીંતમા ન્હાના દ્વારના ચિન્હ દેખાયા ત્યાથીજ પોતાની ધારણા પાર પડશે, એમ ધારી તેઓ પાછા ફરી નહેરને કિનારે આવ્યા, જ્યા સયું થોડાક ફળ ભેગા કરીને તેમની રાહ જોતી બેઠી હતી તેણે કુમારો આગળ પાકા ફળ ધર્યા, જે ખાઈને તેઓ સ્વસ્થ થયા તેમના કહેવાથી તેણે પણ થોડાક ફળ ખાધા, અને તેઓ પાછા હોજ અને દ્વારના ચિન્હ જણાયા હતા ત્યા ગયા હોજમા ભરેલી માટી તેઓ ખજરથી ખોદીને કહાડવા લાગ્યા સયું માટી ખસેડવામા તેમને મદદ કરવા લાગી સાજ સુધી માટી ખસેડયા બાદ કામ બધ કરી નહેરને કિનારે આવી તેઓ વિશ્રામ લેવાને બેઠા હોજમાથી માટી સાફ કરતા ચાર દિવસ લાગ્યા પાચમે દિવસે બપોરે હોજ તદન સાફ થઈ ગયો તે સંગેમરમરનો હતો, અને તેની વચમા સુવર્ણનો ફુવારો હતો હવે તેઓ ખજરથી હોજની જમીનના પથ્થર ઉખેડવા લાગ્યા ત્રણ દિવસ મહેનત કર્યા બાદ સઘળા પથ્થર નીકળી ગયા ત્યારે ફુવારો પણ નીકળી આવ્યો, અને તેની નીચે દ્વારના ચિન્હ દેખાઈ આવ્યા તેનુ બારણુ ખસેડવાને કહ્યુ હતુ, તેમા તાળુ મારેલુ હતુ તે ઉપર લોખડનું પતરૂ ઢાકેલુ હતુ, જે ઇદ્રજીત કુમારે ખએડીને તીલસ્મી ચાવીથી તાળુ ઉઘાડયુ બારણુ ખસેડતા નીચે ઉતરવાને પગથીઓ જણાઈ આનદકુમાર તીલસ્મી ખજરનો પ્રકાશ પાડીને નીચે ઉતર્યો, એટલે ઇદ્રજીતસિંહ અને સયું તેની પાછળ ઉતર્યા નીચે ઉતરી તેઓ એક ઓરડીમા જઈ પહોચ્યા, જેની વચમા એક હોજ બાધેલો હતો, જેની ચારે તરફની ભીંત કોઈ ધાતુની હતી હોજની વચમા એક જાતની રાખ ભરી હતી ઓરડીની ચારે તરફની ભીંતમાથી ત્રાબાના ઘણાક તાર નીકળીને બધા સાથે હોજની વચમા ભેગા થયા હતા, તે

બતાવતા ઇંદ્રજીતસિંહે સર્યુને કહ્યુ–"આ તારો કાપી નાખવામા આવતા બાગની ચારે તરફની ભીંતમા માણસને બેહોશ કરવાનો ગુણ છે તે જતો રહેશે, અને પછી આપણે ભીંતમા દેખાતુ દ્વાર ઉઘાડીને એ રસ્તે બાગમાથી બહાર નીકળી બીજે સ્થાને જઈશું! તમે જરા વાર ઉપર જાઓ, એટલે અમે તારો કાપી નાખીએ!" ઇંદ્રજીતસિંહની આજ્ઞાનુસાર સર્યુ બહાર ગઇ, એટલે કુમારો તીલસ્મી ખંજરથી ઉતાવળે તારો કાપી નાખીને બહાર નીકળી આવ્યા હોજમાનુ દ્વાર બંધ કરીને તેપર માટી વાળી દઈ ત્રણે જણ નહેરને કિનારે વાત કરતા બેઠા

"હવે ભીંતના સ્પર્શથી અસર નહીં થાય?" સર્યુએ પૂછ્યુ.

"ધીરે ધીરે બે પ્રહરમા એ ગુણ જતો રહેશે!" ઇંદ્રજીતસિંહે જવાબ આપ્યો

"એ અરસામા સર્યુની બાકી રહેલી કહાણી એમને મુખે સાભળીએ!" આનંદકુમારે કહ્યુ

"નહીં! હવે તો પિતાજીની હજુર એમની કહાણી સાભળીશુ!" ઇંદ્રજીતસિંહે જણાવ્યુ

"હવે આપ તલેસમ ફત્તેહ કરશો તે હુ જોઈશ, પણ પહેલાની આપની હકીકત જણાવવાની કૃપા કરશો!" સર્યુએ કહ્યું

ઇંદ્રજીતસિંહે તે જણાવવાની આનંદકુમારને આજ્ઞા કરી તેણે છેક શરૂઆતથી પોતાની કહાણી કહેવા માડી, જે પૂર્ણ થતા મધરાતનો સમય થયો તેઓ વાત કરતા બેઠા હતા, એટલામા એકાએક ખડખડાટ સંભળાયાથી તેમની નજર ઉત્તર તરફની ભીંતમાની બારીઓ તરફ ગઈ તો વચમાની બારી ઉઘાડી જણાઈ અને તેમા દીપકનો પ્રકાશ દેખાયો આથી તેમને અજાયબી ઉપજી કદાચ જોરાવરસિંહ આવ્યા હશે, એમ તેમણે ધાર્યું. એટલામા ત્રણ બુરખાવાળા પુરૂષો તેમા ફરતા જણાયા પછી તેઓમાનો એક બારીમા દોરડુ બાધી નીચે ઉતરવા લાગ્યો, એટલે સર્યુ બોલી–"આપણે ધાર્યું તેમ રાજાજી અથવા મારા પતિ હોય નહીં કેમકે, બાગની ભીંતમા બેહોશીનો ગુણ હોવાનુ તેઓ જાણતા હોવાથી આ જોખમ ઉઠાવે નહીં! કોઇ બીજા હોવા જોઇએ!" ત્રણે અજાયબીસહ તે માણસની હીલચાલ જોવા લાગ્યા પેલો માણસ બાગમા ઉતર્યો બાદ બીજા બુરખાવાળાએ દોરડુ ઉપર ખેંચી લઈ તેમા એક ગાસડી

બાધીને પાછુ બાગમા ઉતાર્યું આ ગાસડીમા કોઈ માણસ બાધેલુ હોવુ જોઈએ, એમ કુમારોને લાગ્યુ બાગમાના માણસે ગાસડી છોડી લઈ જે કપડામા તે બાધી હતી તે પણ છોડીને પાછુ દોરડા સાથે બાધી દીધુ. એટલે ઉપરવાળા માણસે તે ખેચી લીધુ થોડી વારે તેણે ઉપરથી બીજી ગાસડી ઉતારી, જે પણ છોડીને નીચેવાળા માણસે કપડુ પાછુ ઉપર મોકલી દીધુ આમ તેમણે સાત ગાસડી નીચે ઉતારી પછી બાગમા ઉતરેલો પુરૂષ દોરડુ પકડીને ઉપર ચ્હડી ગયો, અને બારી બધ થઈ ગઇ

——:*——

# પ્રકરણ ૧૬ મું.

## કૃષ્ણયક્ષ કોણ?

કીશોરી, કામીની અને કમલા કૃષ્ણયક્ષના મહેલમા રહેતી હતી તે નામનોજ તીલસ્મી મહેલ હતો તેમા તલેસમ જેવી કઈ નવાઈ નહોતી, તેમજ કોઈ તલેસમ સાથે તેનો સબધ નહોતો, પણ તે મહેલ અને ત્યાનુ સ્થાન બહુજ સુદર અને મનોહર હતા ઉચા ચાર ડુગરોની વચમા લગભગ વીશ વીંઘા જેટલી જમીનમા અનેક જાતના ફળફુલના ઝાડ હતા, અને ત્યાની જમીન એવી કસદાર હતી કે તે હમેશ લીલાછમ રહેતા હતા પૂર્વ તરફના ડુગર ઉપરથી વહેતો નિર્મળ ઝરો આ સપાટ પ્રદેશમા થઈને પશ્ચિમ તરફના ડુગરની તળેટી સુધી વહી ત્યાની ખીણમા અદશ્ય થઈ જતો હતો આ પ્રદેશની વચમા બે મજલાનુ એક ઘર હતુ, અને ઉત્તર તરફના ડુગર ઉપર દોઢસેક હાથની ઉચાઈએ એક ન્હાનો બગલો હતો, તેમા કીશોરી, વગેરે રહેતી હતી, અને તેમની સંભાળ માટે જે સીપાઈ અને દાસદાસી હતા, તેઓ નીચેવાળા ઘરમા રહેતા હતા, અને ભોજનગૃહ પણ એજ ઘરમા હતુ સર્વ નોકરોને સ્વરૂપ બદલીને ત્યા રાખવામા આવ્યા હતા આ મહેલમા રહેવાને આવ્યાથી કીશોરી, વગેરે ઉદાસ થઈ હતી કેમકે, રત્નપુરથી રવાના થતી વખતે તેમણે ધાર્યું હતુ કે, હવે તેઓ વિજયગઢ જશે, એટલે તેમને કોઈ પ્રકારની ધાસ્તિ રહેશે નહીં, અને ત્યા તેમની મનકામના પૂર્ણ થશે આ

તેમની આશા માર્ગમાજ નાશ પામી કેમકે, દુશ્મનોના ભયથી તેમને આ સ્થાનમા આવીને અજાણ્યા માણસો સાથે રહેવાનુ હવુ તેઓ ત્યા આવી તે વખતે કૃષ્ણયક્ષ ત્યા હતો. કૃષ્ણયક્ષ કોણ છે અને કયા રહે છે, એ તેઓ જાણતી નહોતી, છતા તેને પોતાનો સહાયક સમજતી હતી, તેમજ ચતુરે તેને માટે તેમને ભલામણ કરી હતી તેઓ ત્યા ગઈ તેજ દીને તેમને માટે સર્વ વ્યવસ્થા કરીને ચતુરની સાથે કૃષ્ણયક્ષ પણ જતો રહ્યો જતી વખતે તે કીશોરી, વગેરેને કહેતો ગયો કે "એકલા રહેવાથી તમો ગભરાશો નહીં! લક્ષ્મિદેવી, કમલીની અને લીલાવતીને હું તમારી પાસે મોકલાવી આપીશ, એટલે તમે આનદમા રહેશો! વળી હુ પણ ટુક સમયમા તમો સર્વને લેવાને આવીશ!"

ત્રીજે દીને હમીર તેમની પાસે જઈ પહોચ્યો, એટલે તેમને નિરાત વળી વાચનારને યાદ હશે કે, કમલા અને હમીરના હૃદય પ્રેમની ગાઢથી બ ધાયલા હતા આ સ્થાનમા બ ને પ્રેમી મળવાથી તેમને બેહદ આન દ ઉપજ્યો ઇદ્રદેવના મહેલમા જવાના ગુપ્ત માર્ગ સરખોજ આ તીલસ્મી મહેલમા આવવાનો માર્ગ હોવાથી અજાણ્યો માણસ ત્યા આવી શકે તેમ નહોતુ, એ માટે હમીરે કૃષ્ણયક્ષના વખાણ કર્યા, અને મહારાજ કુલીનસિંહની છાવણીમા બનેલા બનાવની હકીકત કીશોરી, વગેરેને જણાવી ત્રણે દાસીઓને માલતીએ મારી નાખવાની હકીકત સાભળી તેમને ક પારી છુટી, અને કીશોરી બોલી—" ખરેખર! કૃષ્ણયક્ષ દેવતાજ છે! એમની અદ્દ્ભૂત શક્તિ, પ્રબળ બુદ્ધિ અને ચાતુર્યની કેટલી પ્રશ સા કરીએ! એમણે લખ્યુ હવુ તેમજ થયુ!"

"આપને અત્રે તેડાવ્યા, એ એમણે નિ સંદેહ ડહાપણનુ કાર્ય કર્યું!" હમીરે જણાવ્યુ–" હવે માલતી પકડાઈ છે, અને ન્હાસી જઈ શકે તેવી સ્થિતીમા પણ નથી! એના સાથી પણ લશ્કરમા હશે તો હવે પકડાયા વગર રહેશે નહીં! વળી—"

" અમને મરી ગયેલી ધારી હવે કોઈ અમારી પૂ ઠ પકડશે નહીં!" કમલા બોલી—'હવે બ ને કુમાર તલેસમ જીતી વિજયગઢ પધારશે, એટલે આ સંસાર અમને સ્વર્ગ સમાન થઈ પડશે!" આમ કેટલીક વાતચીત કર્યા બાદ હમીર તે સ્થાન ફરીને જોઈ આવ્યો, અને ભોજન કરીને નિશ્ચિ ત થયા બાદ આડી અવળી

વાતોથી તેણે તેમને રાજી કરી તેઓ ત્યા રહ્યા તેટલા દિવસ તેણે તેમને ઉદાસ થવા દીધી નહીં એક દીને સાંજે કીશોરી, કામીની અને કમલા બ ગલાની થોડેક દૂર એક શીલાપર બેઠી હતી, અને હમીર કેટલેક છેટે એક ઝાડ નીચે ક ઇ બનાવતો બેઠો હતો વાત કરતા કમલાએ કહ્યુ-"હવે તો અત્રે નક્કામી બેસીને હુ ક ટાળી ગઇ!"

"તો પેલા ઝાડ નીચે હમીર પાસે જઈને ઝાડની છાલો ઉતારી દોરડુ વણ!" કામીનીએ ગ ભિરતાસહ જણાવ્યુ.

"એવુ હલકુ કામ શામાટે કરૂ ?" કમલા બોલી-"કીશોરીબા આજ્ઞા આપે તો હુ ડુ ગરોની બહાર જઈ આસપાસના સમાચાર લઈ આવુ અને જમાનીયા જઈ રાજા જોરાવરસિંહના હૃદયમાથી લક્ષ્મિદેવી માટેનો પ્રેમ કેમ નાશ પામ્યો તેની તપાસ કરૂ ! આજ સુધી એમણે એમની ખબરે કહડાવી નથી!"

"એ માટે મને પણ બહુ દુ ખ લાગે છે!" કીશોરીએ કહ્યુ-"એવુ દુ ખ આપણને પણ નથી! રાજા જોરાવરસિંહને કારણે એ બિચારાએ સહેલા સંકટો યાદ કરતા હૈયુ ભરાઈ આવે છે! રાજાજીએ તેમની આવી અવદશા કરી!"

"મને પણ ઘડી ઘડી એજ યાદ આવે છે કે, લક્ષ્મિદેવીએ રાજાજી માટે આટલા કષ્ટ સહન કર્યા તોપણ રાજાજીએ તેમની ખબરે પૂછાવી નથી! એમણે સર્વ સકટ સહન કીધા, પણ આ અ તરની વેદના એમનાથી સહન કરી શકાશે નહીં! રાજા જોરાવરસિંહનુ હૃદય પત્થરનુ હોવુ જોઇએ!" કામીનીએ જણાવ્યુ

"આવી વેદના જો મારે સહેવી પડે તો હુ ક્ષણમાત્રમા મરીજ જાઉં!" કીશોરી બોલી ઉઠી-"દુનિયામા પ્રેમનો નાશજ થયો? રાજા જોરાવરસિંહે લક્ષ્મિદેવીમા ક ઇ એબ જોઈ શુ?"

"એમનામા એબ તે વળી શી હોય!" કમલાએ જણાવ્યુ-"એમણે તો પોતાની બ્હેનની દાસી તરિકે રહી દુ ખના દહાડા કહાડયા! એમના પતિવ્રતનો બદલો આવો મળ્યો!"

"દુનિયામા આના જેવુ એકે દુ ખ નથી!" કીશોરીએ જણાવ્યુ, અને સામેના ઝાડપર બેઠેલા કાગડાને બતાવતા કહ્યુ-"પેલો કાગડો આપણી તરફ મુખ કરીને બોલે છે, એ શું સૂચવે છે તે જોઈએ!" આમ કહી તેણે જમીનપર પડેલુ ઘાસનુ તણખલુ

ઉપાડી આગળીઓવડે તેની લંબાઈ માપીને કહ્યું—"આપણું કોઈ પ્રેમી અત્રે આવે છે, એમ એ સૂચવે છે !"

"એ તમે કેવી રીતે જાણ્યું?" કામીનીએ અજાયબી સહિત પૂછ્યું—"કાગડાની બોલી તમે સમજી શકો છો શું?"

"મારા માતાજીએ મને એક શ્લોક શીખવ્યો છે!" કીશોરીએ જણાવ્યું—"તે આ પ્રમાણે છે —

काकस्य वचन श्रुत्वा गृहित्वा तृणमुत्तमम्
त्रयोदश समायुक्ता मुनिभि मागमाहरेत् ।
लाभ नष्ट महासौख्य भोजन प्रियदर्शनम्
कलहो मरणंचैव काको वदति नान्यथा ॥

આનો ભાવાર્થ એ છે કે, કાગડાની બોલી સાંભળીએ ત્યારે એક તણખલું જમીનપરથી ઉપાડી આપણી આગળીવડે તેની લંબાઈ જેટલા આગળ હોય તેમા તેર ઉમેર્યાં પછી તેના સાત-સાતના ભાગ કરવા આમ કરતા એક વધે તો એમ સમજવું કે લાભ થશે, બે વધે તો નુકસાન થશે, ત્રણ વધે તો સુખની પ્રાપ્તી થશે, ચાર વધે તો ઉત્તમ ભોજન મળશે, પાચ વધે કોઈ સ્નેહીનો મીલાપ થશે, છ વધે તો કોઈ સંગે કંકાસ થશે, અને કંઈ નહી વધે તો સમજવું કે આપણું અથવા તો આપણા નિકટના કોઈ સંબંધીનું મરણ થશે ! આ તણખલું છ આગળ લાબુ છે ! એમા તેર ઉમેરતા ઓગણીસ થયા એમાથી સાતના બે ભાગ ચૌદ કહાડતા બાકી પાચ વધ્યા, એટલે શ્લોકમા જણાવ્યા મૂજબ કોઈ સ્નેહિનો અવશ્ય મીલાપ થવો જોઈએ !" આ સાભળી કામીની અને કમલા શ્લોકની સચ્ચાઈ વિષે શંકા બતાવી કીશોરીની મશ્કરી કરવા લાગી, એટલામા સામેની તરફ જોતા કામીની બોલી—"વાહ ! કીશોરીબાની ભવિષ્યવાણી સત્ય ઠરી ! લક્ષ્મિદેવી, કમલીની અને લીલાવતીસહ ઇંદ્રદેવ આવતા જણાય છે !"

"કેમ ! મારા શ્લોકની હવે ખાત્રી થઈ?" કીશોરી સહર્ષ બોલી—"ચાલો, આપણે સામે જઈ તેમનો સત્કાર કરીએ !" તેઓ ત્રણે ઉઠીને ઉતાવળે તેમને તેડવા ગઈ નોકરોને રહેવાના મકાન આગળ તેઓ તેમને મળી કીશોરી, વગેરેએ ઇંદ્રદેવને પ્રણામ કીધા બાદ લક્ષ્મિદેવી, વગેરેને સ્નેહથી ભેટી કુશળતાના

સમાચાર પૂછયા, અને સર્વે વાતો કરતા બગલામા આવ્યા ઇંદ્રદેવે તો હમીરની સાથે નોકરોને રહેવાના ઘરમા પોતાનો મુકામ કીધો આજે કમલાએ પોતાને હાથેજ અનેક પ્રકારના સ્વાદિષ્ટ ભોજન તૈયાર કરીને સર્વને જમાડયા ભોજન, વગેરેથી નિશ્ચિત થયા બાદ રાત્રીએ તેઓ સર્વે એક ઓરડામા હાસ્ય વિનોદ કરતી બેઠી

"ઈશ્વરકૃપાએ આપણે મળ્યા એ બહુ સારૂ થયુ ! અમને અત્રે ગમતુજ નહોતુ !" કીશોરીએ લક્ષ્મિદેવી પ્રત્યે કહ્યુ

"બહેન ! હુ એ માટે પ્રભુનો પાડ માનુ છું !" લક્ષ્મિ દેવીએ જણાવ્યુ—"કૃષ્ણયક્ષ પણ અજબ મનુષ્ય છે ! એ કોણ છે તે કોઈ જાણતા નથી છતા એની આજ્ઞા સર્વ માનીએ છીએ ! એમના સુચવ્યાથી તમને મહારાજાજીએ અત્રે મોકલ્યા અને અમે પણ એમની આજ્ઞાથી અત્રે આવ્યા ! એ મહા બુદ્ધિશાળી અને દીર્ઘદ્દષ્ટીવાન પુરૂષ છે ! તમે ત્રણેના પ્રાણ એમની વિલક્ષણ ચતુરાઇથી બચ્યા, એ જાણી અમે બેહદ આનદ પામ્યા !"

"એ ખબર તમે ક્યાથી જાણ્યા ?" કામીનીએ પૂછયુ

"ઇંદ્રદેવ જમાનીયા ગયા હતા ત્યા કૃષ્ણયક્ષનો પત્ર મળ્યો, તેમા સર્વે હકીકત લખી હતી ! એ પત્રમા જણાવ્યા મૂજબ ઇંદ્રદેવ અમને અત્રે તેડી આવ્યા !" કમલીનીએ જવાબ આપ્યો

"ઇંદ્રદેવ જમાનીયા શા માટે ગયા હતા ? રાજા જોરાવરસિંહજીએ એમને તેડાવ્યા હતા ?" કીશોરીએ પૂછયુ

"એમને તે શી ગરજ હોય ?" લક્ષ્મિદેવી નિ શ્વાસ નાખી બોલી—"પિતાજીની શોધ કરવા એ ગયા હતા, ત્યા કૃષ્ણયક્ષનો પત્ર મળ્યો વઈતાળ પિતાજીને છોડવી વિજયગઢ જવાના સમાચાર પણ એ પત્રથી મળ્યા ! પ્રભુ વઈતાળનુ ભલુ કરજો !"

"વઈતાળ સાચો ખરો ! આ કાર્યે એણે ઉત્તમ કીધુ !" કીશોરી બોલી-"હવે એની તપાસમા ઘણી વિચિત્ર બાબતો બહાર આવશે ! વારૂ જમાનીયાથી ઇંદ્રદેવ બીજા શા સમાચાર લાવ્યા ?"

"બને કુમારના એમને દૂરથી દર્શન થયા, અને તેમની સાથે વાત કરી !" કમલીનીએ જણાવ્યુ—"કુમારોએ હવે તલેસમ તોડવાનુ શરૂ કર્યુ છે ! વળી ત્યા એમની પુત્રી ઇદીરા મળી અને તેમની પત્નિ સર્યુને પણ એમણે કુમારો પાસે તલેસમમા જોઈ !"

"એ પણ આનંદના સમાચાર છે!" કીશોરીએ સહર્ષ જણાવ્યુ અને પૂછયુ—"આટલા દિવસ બને કયા હતી?"

"બને તલેસમમા કેદ હતી, પણ કુમારોને લીધે તેમના પ્રાણ બચ્યા!" લક્ષ્મિદેવીએ જવાબ આપ્યો, અને ઇંદીરા અને સર્યુની હકીકત સવિસ્તર જણાવી, જે સાભળીને સર્વને આનદ થયો, અને કમલા બોલી ઉઠી—"ખરેખર! હરામખોરો અન વિશ્વાસઘાતકોને જમાનીયા સ્વર્ગ સમાન થઇ પડયુ હતુ!"

"તેથી તો મારે આટલા કષ્ટ સહેવા પડયા, અને હજી પણ તેનો કયા અત આવ્યો છે!" લક્ષ્મિદેવી નિરાશાસહ બોલી

"બહેન! જોરાવરસિહજીએ તમારે વિષે ઇદ્રદેવ સાથે કઈ વાતચીત પણ નથી કરી શુ?" કીશોરીએ આતુરતાથી પૂછયુ

"કઈ નહીં! કૃષ્ણયક્ષની આજ્ઞાનુસાર અમો બહેનોને તમારી પાસે તેડી જવાનુ કહ્યુ!" લક્ષ્મિદેવીએ જણાવ્યુ–"કૃષ્ણયક્ષ અત્રે આવનાર છે, તે શુ કરે છે તે જોઈએ! ઇદ્રદેવને પણ એથી બહુ દુખ ઉપજ્યુ છે!"

"ખરૂ બહેન! તમારી હકીકત સાભળી પારકા માણસનુ હૃદય કમકમે તો ઇદ્રદેવને લાગે તેમા શી નવાઈ? પિતાની પેઠે એમણે તમને પાળીપોષી મ્હોટા કર્યા, એટલે એમનુ હૃદય તો બળેજ!" કીશોરીએ કહ્યુ, અને કમલીનીને પૂછયુ—"તમે તો જોરાવરસિહજીના બહુ વખાણ કરતા હતા, તે આવાજ કે?"

"મે ખોટા વખાણ કર્યા નથી, પણ એમની આ વિચિત્ર રીતભાત માટે મને અજાયબી લાગે છે!" કમલીનીએ જણાવ્યુ–"એમની હાજરીમા કુમારોએ ઇંદ્રદેવને તમારા સમાચાર પૂછયા, અને આપણ સર્વને જમાનીયા તેડાવવાનુ કહ્યું, તોપણ રાજાજીએ મારા દુખી બહેનને સંભાર્યા નહીં! હવે કૃષ્ણયક્ષ આવતી કાલે અત્રે આવી પહોચશે, પછી શું થાય છે તે જોઇએ!"

"કૃષ્ણયક્ષ મને જમાનીયા જવાનુ કહેશે તો હવે હુ ત્યા જઈશ નહીં!" લક્ષ્મિદેવી દઢ અવાજે બોલી—"મારા સૌભાગ્ય-રક્ષકજ મારી સંભાળ લેતા નથી તો હુ શુ મ્હોઢુ લઈ તેમની પાસે જાઉં, શા સુખ માટે આ દેહનુ જતન કરૂ?"

"આમ છેક નિરાશ થઈ દુખી થાઓ નહીં!" કમલા તેને દીલાસો આપવા લાગી, એટલે કામીની બોલી ઉઠી–"દુખી

ન થાય? એમનાપર દુ ખના ઝાડ ઉગવામા ઓછ રહીછે શુ? જેને માટે એમણે આટલા સંકટ સહ્યા, તે હવે ખોટે નામે ખબરે ન પૂછાવે તો પછી એમને દુ ખ ન લાગે શુ? અરે! એ બધુ તો રહ્યું, પણ રાજાજીના પ્રાણ એમની ન્હાની બહેન કમલીનીએ ઉગાર્યો, અને કારાગૃહમાથી એમને છોડવ્યા, એનો પણ એમણે કઈ વિચાર કરવો જોઈએ! પુરૂષોના હ્રદય આવા નિષ્ઠુર હશે?"

"વળી અજાયબી જેવુ તો એ છે કે, લક્ષ્મિબાની ખબર ન લીધી તેનુ કઈ નહીં પણ પોતાની અનુપમ પત્નિ માયાવતીને જોવાને પણ રત્નપુર પધાર્યો નહીં!" લીલાવતીએ જણાવ્યુ

"હા વળી! રત્નપુર આવીને એ કુલટાની તો એમણે જીવતે ચામડી ઉતરાવવી હતી!" કામીનીએ ઉમેર્યું આમ કેટલીક વાતો કીધા બાદ રાત્રી ઘણી વીતીં જવાથી તેઓ સર્વ નિદ્રાવશ થઈ બીજે દીને કૃષ્ણયક્ષ ત્યા આવી પહોચ્યો આથી તેઓ ખુશ થઈ, અને તે ઇદ્રદેવ પાસે બેઠો હતો ત્યા તેને મળવા જવાને તૈયાર થઈ, પણ એટલામા કૃષ્ણયક્ષ તેમની પાસે આવે છે એવી ખબર હમીરે આવીને આપી, એટલે તેઓ તેની રાહ જોતી મહેલમાજ બેઠી થોડીવારમા કૃષ્ણયક્ષ બ ગલામા આવી પહોચ્યો લક્ષ્મિદેવી, વગેરે સામે જઈ આદરમાન સહિત તેને દીવાનખાનામા તેડી લાવી આસને બેસાડયો ઇંદ્રદેવ અને હમીર તેના આસનની બ ને બાજુએ બેઠા, અને લક્ષ્મિદેવી, વગેરે તેની સામે બેઠી તેણે સર્વને કુશળતાના સમાચાર પૂછયા, એટલે કાશોરીએ જણાવ્યુ– 'આપને પ્રતાપે અમારા પ્રાણનુ રક્ષણ થયુ, પણ નિર્દોષ દાસીઓ મારી ગઈ, એ ખોટુ થયુ!"

"સર્વ ઈશ્વરાધિન છે! મનુષ્યનુ ધાર્યું થતુ નથી!" કૃષ્ણયક્ષે જણાવ્યુ—"માલતીએ કેટલાક હરામખોરોસહ તમારી પૂ ઠ પકડી હતી, પણ એ દુષ્ટા પકડાયાથી હવે બીજા સર્વની ધાસ્તિ દૂર થઈ છે! હવે તેમનુ જોર નરમ પડી ગયુ છે! અરે! જેઓ કેદ પકડાયા છે તેમને છોડવનાર પણ હવે કોઈ રહ્યુ નથી!"

"ત્યારે હવે અમારે અત્રે છૂપાઈ રહેવાની શી જરૂર છે?" કમલીનીએ પૂછયુ

"ચારે દિશામા દુશ્મનોનુ પ્રબળ હતુ ત્યારે પણ તમે છૂપા રહ્યા નહોતા તો હવે તમારે તેમ શામાટે રહેવુ?" કૃષ્ણયક્ષે મુખ મલકાવીને જણાવ્યુ, અને લક્ષ્મિદેવી, વગેરેને બતાવતા કહ્યું–"હવે

આ સર્વને અત્રે રહેવાની જરૂર નથી ! સર્વને જમાનીયા તેડી જવા માટે હુ આવ્યો છુ ! "

" આપ અમને વિજયગઢ શા માટે તેડી નથી જતા ? અથવા અમનેજ ત્યા જવાની આજ્ઞા આપો ?" લક્ષ્મિદેવીએ પૂછ્યુ

" નહીં ! પ્રથમ તમારે જમાનીયા આવવુ ! ત્યા આવવાની મારી આજ્ઞા નથી, પણ તમો સર્વની ઈચ્છા હોવી જોઈએ !" કૃષ્ણયક્ષે જણાવ્યુ, અને લક્ષ્મિદેવી પ્રત્યે કહ્યુ-" તમે જમાનીયાના રાણી છો ! ત્યાની પ્રજા તમારા આગમનની રાહ જોતી તમને આવકાર આપવા મ્હોટી તૈયારી કરવા લાગી છે !-"

" બસ ! જમાનીયાની રાણી થઇને હવે હુ ધરાઈ ગઈ !" લક્ષ્મિદેવી બોલી-" મારે હવે જમાનીયા જવુજ નથી !"

" કેમ ? કંઈ કારણ ?" કૃષ્ણયક્ષે પૂછ્યુ

" આપે કરેલી સહાયતાનો બદલો આ જીવનમા વાળી શકીશું નહીં, પણ આપને વિષે અમે અજાણ હોવાથી ખુલાસો કરી શકતી નથી, એ માટે ક્ષમા કરશો !" લક્ષ્મિદેવીએ સવિનય કહ્યુ

" ખરૂ ! અપરિચિત પુરૂષ સમક્ષ હૃદયની વાત જણાવવી, એ કુલવાન સ્ત્રિનો ધર્મ નથી !" કૃષ્ણયક્ષે જણાવ્યુ-" હુ તમને મારી ઓળખાણ આપી શકતો નથી, પણ એટલુ જણાવીશ કે રાજા જોરાવરસિંહજી મારા વડીલ પિત્રાઈ ભાઈ થાય છે, એટલે તમે મારી સાથે હૃદય ખોલીને વાત કરશો, એ માટે તે તમને ઠપકો આપશે નહીં ! જમાનીયા આવવાની તમે ના પાડો છો તેનુ કારણ હુ સમજ્યો ! તમે જીવતા છો એ જાણ્યા છતા જોરાવરસિંહજી તમને મળવા ન આવ્યા, એ માટે તમને માઠુ લાગ્યુ હશે ?-"

" અરે ! મળવાનુ તો શું ! કટકો કાગળ લખી ખબર પૂછાવ્યા હોત તોએ સંતોષ માનત !" કમલીની બોલી ઉઠી

" અરે ! આવતાજતા માણસ સાથે ખોટે નામે સમાચાર મોકલ્યા હોત તોપણ કંઈ ધીરજ રહેત !" લીલાવતીએ ઉમેર્યું

" જેવા મારા ભાગ્ય !" લક્ષ્મિદેવી દબાયલે અવાજે બોલી

" બોલો ! હવે એમને માઠુ ન લાગે શું ?" કામીનીનુ હૃદય હાથ ન રહેવાથી તે બોલી ઉઠી-" આપજ કહો જોઈએ કે રાજાજીની આ રીતભાત યોગ્ય છે શું ?"

"પણ રાજાજી એમને માટે બેદરકાર રહ્યા એનો તમારી પાસે પુરાવોજ શો છે?" કૃષ્ણચક્ષે પૂછ્યુ–"ખરેખર! સ્ત્રીઓની બુદ્ધિ વિચિત્ર હોય છે! ખરી હકીકત જાણ્યા વગર ઉતાવળે વિચાર બાધતા તેમને વારજ લાગતી નથી!"

"અમે કહ્યા ઉપરાત બીજો વધુ પુરાવો શો જોઈએ વળી?" કમલીનીએ કહ્યુ—"એક દિવસ રત્નપુર ફેરો મારી ગયા હોત તો એમના પગની મેંદી ઘસાઈ ન જાત!"

"પણ પોતાના વડીલો સમક્ષ પત્નિને મળવા આવવાથી મર્યાદાનો લોપ ન થાય કે?" કૃષ્ણચક્ષે જણાવ્યુ–"તમે ક્યાથી જાણો કે, રાજા જોરાવરસિહજી મહારાજ કુલીનસિહજીના ભત્રિજા થાય છે! લક્ષ્મિદેવી પોતાનાજ ઘરમા આવી, એમ જાણી એમણે પૂછગાછ કરી નહી!–" જોરાવરસિંહ અને રાજા કુલીનસિંહ વચ્ચે આ નિકટનો સબધ હોવાની વાત જાણી સર્વને અજાયબી સાથે આનદ ઉપજ્યો, એટલે કૃષ્ણચક્ષે ઉમેર્યું–"શરૂઆતમા એ ભેદ અમે બનેજ જાણતા હતા! તલેસમમા બને કુમારોને પણ એ સબંધની જાણ થઈ અને આજે મે તમોને જણાવી! મહારાજ કુલીનસિંહજી હજી એ સબધ જાણતા નથી!"

"સગપણ આમ છુપુ હતુ છતા મર્યાદા ન લોપવાને રત્નપુર ભલે ન આવ્યા, પણ ગુપ્ત રીતે એક પત્ર લખવામા શી હરકત હતી?" કમલીનીએ પૂછ્યુ

"પણ તે પોતે ઘણીવાર ગુપ્ત રીતે રત્નપુર જઈને એમને નીરખી આવ્યા હતા!" કૃષ્ણચક્ષે જવાબ આપ્યો

"ત્યારે શુ આપની એવીજ ઈચ્છા છે કે, મારા બ્હેન વગર તેડે જમાનીયા જાય?" કમલીનીએ પૂછ્યુ

"વગર તેડે શા માટે? હુ અત્રે શા માટે આવ્યો છુ? આ એમના હાથનો પત્ર વાચી જુઓ!" આમ કહી કૃષ્ણચક્ષે પોતાના ખીસામાથી એક પત્ર કહાડી તે મ્હોટેથી વાચી સંભળાવવાને હમીરને આપ્યો પત્રમા નીચે મૂજબ લખ્યુ હતુ —

"ચિરજીવ કૃષ્ણ જોગ, લખીતગ જોરાવરસિંહના આશીર્વાદ વાચજો ગઈ પરમનો અમારો પત્ર મળ્યો હશે આ પત્ર મળતાજ તમે જઈને તમારા ભાભી અને તેમના બને બહેનોને ઉતાવળે અત્રે તેડી આવજો બાકી વિગત કુશળ છે"

"બહેન લક્ષ્મિદેવી માટે એમને સહજ પણ વિચાર આવતો હોય, એવુ આ પત્ર ઉપરથી જણાતુ નથી !" કમલીનીએ જણાવ્યુ–"આપને પત્ર લખ્યો તેની સાથે બહેનના નામનો પણ એક પત્ર લખ્યો હોત તો એમના હાથ દુખવા ન આવત ! અરે ! મનેજ બે અક્ષર લખી મોકલવા હતા! મને મળે ઘણા દિવસ થયાથી ભૂલી ગયા હશે ! રાજાજી આવા સ્વાર્થિ શાથી થયા ?"

"એમને સ્વાર્થિ કહી તમે ઉઠાવેલી ઝહેમતના ઉપકારનો બોજો એમને માથે નાખવાની ઈચ્છા છે ?" કૃષ્ણયક્ષે પૂછ્યુ

"શા માટે નહીં ? એમને માટે શું મે થોડુ કર્યું છે ? એ સર્વનો આવોજ બદલો કે ?" કમલીની ઉશ્કેરાઈ ગઈ

"બસ ! ઉપકાર અને બદલાની વાત આવી ત્યા સ્નેહ કેવો ? સ્નેહમા ઉપકાર અને બદલાનો મનમા વિચારજ ન આવે ! એવો વિચાર આવ્યો એટલે એક પ્રકારનો વેપાર અથવા લેવડ-દેવડ જેવુ થયુ ! બદલાની આશાએ કરેલા કાર્યોમા સ્નેહ હોવાનુ તમે માનતા હો તો ધીરજ ધરો ! સમય આવતા ઉપકારનો બદલો તમને મળશે !" કૃષ્ણયક્ષે જણાવ્યુ–"વારુ, તમારા ઉપર કોણે કોણે ઉપકાર કર્યા છે, અને તેનો બદલો તમે કેવી રીતે વાળ્યો છે, એનો તો વિચાર કરો ! બદલો મેળવવાની તમને ભુખજ હોય તો સંસારમાના ગરીબ દુખીઓને તમે શું મદદ કરશો ? તેઓ તમારા ઉપકારનો બદલો વાળી શકશે નહીં !"

"પણ રાજા જોરાવરસિંહજી કંઈ અસમર્થ કે દીન નથી !" કમલીનીએ સહેજ શરમાઈને નીચુ જોઈ કહ્યું

"નથીજ ! ત્યારે તો રાજા જાણીને તમે તેમનાપર ઉપકાર કીધા છે કેમ ? એમજ હોય તો બદલામા તમે માગો એટલુ ધન હુ તેમની પાસેથી તમને અપાવીશ !" કૃષ્ણયક્ષે હસીને જણાવ્યુ

"પણ હુ કંઈ ધનની ભુખી નથી !" કમલીનીએ કહ્યું

"સ્નેહની ભુખ હશે !" કૃષ્ણયક્ષે જણાવ્યુ–"સ્નેહના ભુખ્યા માણસે બીજાપર ઉપકાર કરતા સમર્થ અને અસમર્થ વચ્ચે અંતર રાખવો નહીં ! તમારા આ વિચારો હોવાથી કોઈ ગરીબનુ તમારે હાથે ભલુ થવાનુ નથી ! તમે કરેલા ઉપકારના બદલામા તેની પાસેથી સ્નેહ મેળવીને તમે આનંદ પામશો નહીં !"

"એક ગરીબ ભિખારી પણ સ્નેહભાવ દેખાડી પોતાનાપરના ઉપકારનો બદલો વાળી શકે છે, પોતાના સહાયકને અંતરના આશિર્વાદ આપે છે!" કમલીનીએ જણાવ્યું

"તમારો ઉપકાર માનવાથી તમને સંતોષ થતો હોય તો રાજાજી પાસે આવીને પૂછો કે તે તમારો ઉપકાર માને છે કે નહીં? અને માનતાજ હોય તો જેવી રીતે લક્ષ્મિદેવીએ પોતાનાપરના ઇંદ્રદેવના ઉપકાર પ્રગટ કરવાને કર્યું તેમ તમારા ઉપકારનો આખા શહેરમાં ઢંઢેરો ફેરવવાનું કહેજો!" કૃષ્ણયક્ષે ઠાવકે મુખે જણાવ્યું

"ઇંદ્રદેવના ઉપકારનો બદલો હું વાળી શકું તેમ નથી!" લક્ષ્મિદેવીએ કહ્યું—"ઉપકારનો ઢંઢેરો ફેરવ્યાથી શું થાય?"

"રાજા જોરાવરસિંહ એમજ ધારીને મુગા રહ્યા હશે, અને અંત:કરણમાં તમારા વખાણ કરતા હશે!" કૃષ્ણયક્ષે જણાવ્યું

"બહેન! આ તકરાર કરવાની જરૂર નથી!" લક્ષ્મિદેવીએ કમલીની પ્રત્યે કહ્યું—"હું કમાજ પંચાતનો અંત આણ!" આમ કહી તે કૃષ્ણયક્ષ પ્રત્યે બોલી—"જ્યાં મારૂં માન નહીં, મારે માટે સ્નેહ નહીં, ત્યાં આવવાની મારી ઈચ્છાજ નથી!"

"ભલે! પણ હું બીજી વાત કહું!" કૃષ્ણયક્ષે કહ્યું—"રાજાજીએ તમારાપર પત્ર ન લખ્યો, એ માટે તમને સંતોષ થતો નથી? પત્રને બદલે મને મોકલ્યો, એ પણ તમને ગમ્યું નહીં! ઠીક! ઉપકાર પ્રગટ કરવાનો માર્ગ તમેજ શીખવ્યો છે, એટલે હું કહું કે, મેં પણ તમારાપર ઉપકાર કર્યો છે!"

"આપના તો અમારા ઉપર અસંખ્ય ઉપકાર છે! અમારા રૂંવેરૂંવામાં આપના ઉપકાર ભર્યા છે!" કમલીનીએ કહ્યું

"ત્યારે હુંજ તમારો કૃતઘ્ન રાજા જોરાવરસિંહ થઈ જાઉં તો?" કૃષ્ણયક્ષના શબ્દોથી સર્વ ચમકી ગયા લક્ષ્મિદેવી, કમલીની અને લીલાવતી અજાયબિસહ તેનું મુખ જોઈ રહી કૃષ્ણયક્ષે પોતાના મુખ ઉપરથી ચામડી સરખી ખોલ ઉતારી દૂર ફેંકી દીધી તેનું અસલ સ્વરૂપ જોતા કમલીની સહર્ષ ચીસ પાડી બોલી ઉઠી—"કોણ? રાજા જોરાવરસિંહજી!"

---

# પ્રકરણ ૧૭ મું.

## માયાવંતી છટકી—નવી બાજી.

**મા**યાવતીની દાસી-સખી લીલાને આપણે ભૂલીજ ગયા ખીજરખા અને દારોગાની મદદથી રત્નપુરના કીલ્લામા છુપી રીતે પ્રવેશ કરવાની માયાવતીએ બાજી રચી હતી, ત્યારે લીલા તેની સાથે હતી રત્નપુરમા દાખલ થતા પહેલા માયાવતીએ પોતાનુ રક્ષણ કરવાની મતલબથી તેને પહાડની તળેટીમા રાખી હતી બેહોશીની અસરવાળા દારૂની ગોળી ફોડવાનો તમચો લીલાને આપીને માયાવતીએ તેને કહ્યું હતુ કે-" હુ ખીજરખાની કુમકપર રત્નપુરમા જાઉં છુ ! રાજા કુલીનસિંહના અઈયારોની ચાલાકીથી કદાચ પકડાઈ જવાનો ભય રહે છે, માટે આ તમચો તારી પાસે રાખ, અને પહાડની તળેટીમા રહીને અમારી ખબર કઢાવ્યા કરજે ! કદાચ હુ પકડાઈ જાઉં તો આ તીલસ્મી તમચાની મદદથી તુ મને છોડવવાની તજવીજ કરજે ! એની ગોળીઓ અને તે બનાવવાની રીતીનો તામ્રલેખ પણ હુ તને આપતી જાઉં છુ !" પછી દારોગો, ખીજરખા અને માયાવતી કેદ પકડાયાના સમાચાર પહાડની તળેટીમા પડાવ નાખી રહેલા ખીજરખાના લશ્કરમા મળ્યા, એટલે લીલાએ પણ તે જાણ્યા, અને ત્યારથી તે છાવણી છોડીને બીજે સ્થાને સંતાઈ રહી રાજા કુલીનસિંહ વિજયગઢ તરફ વિદાય થયો ત્યાસુધી તે પણ ત્યાથી ખસી નહીં, તેથી બલદેવસિંહ અને કલ્યાણસિંહ, વગેરે રત્નપુરના ભોયરામા દાખલ થયાની હકીકત પણ તેની જાણમા આવી હતી મોહીની, માલતી અને બલદેવસિંહે અઇયારોની મદદથી કુમાર કલ્યાણસિંહને કારાગ્રહમાથી છોડવ્યો, ત્યારે કેસરીકુમારને પણ છોડવ્યો હતો, પણ તેનુ શરિર આરોગ્ય ન હોવાથી બલદેવસિંહે તેને પોતાના અઇયારો સાથે બલદેવગઢ મોકલી દીધો હતો તમામ ખટપટનો અત આવતા રાજા કુલીનસિંહ કેદીઓને લઈને રત્નપુર જવાને ત્યાથી નીકળ્યો ત્યારે લીલા પણ માયાવતીને છોડવવાની પેરવીમા છુપે વેષે તેની છાવણી સાથે ગઈ એ મુસાફરી દરમ્યાન કીશોરી, કામીની અને કમલાના ખુન પણ તેની નજર આગળજ થયા

હતા ત્યાંસુધી પોતાનુ કાર્ય પાર પાડવાની તેને તક મળી નહોતી પછી માલતી કેદ પકડાયાથી દુશ્મનો માટે સ્હેજ બેફીકર બનીને રાજા કુલીનસિંહે પોતાની મુસાફરી આગળ ચલાવી, ત્યારે તે જે તબુમા માયાવતીને રાખવામા આવતી હતી તે તબુની આસ-પાસ ફરીને તેમા દાખલ થવાનો લાગ શોધવા લાગી ચાલીશ સીપાઈ ખુલ્લે હથીયારે તબુને વારાફરતી પહેરો ભરતા હોવાથી તે ઘણા દીન પોતાની ધારણામા ફાવી નહીં

એક દીને જગલમા રાજા કુલીનસિંહની છાવણી પડી હતી સંધ્યાકાળે એકાએક આકાશ વાદળાથી ઘેરાઈ વીજળીના ચમકારા થવા સાથે પવન જોરથી ફુકાવા લાગ્યો રાત્રી પડતા મૂસળધાર વરસાદ વરસવા લાગ્યો વરસાદ અને પવનનુ જોર એટલુ વધી ગયુ કે છાવણીમાના સર્વ માણસોને બહુ હેરાનગતી ભોગવવી પડી કેટલાક ખુલ્લા મેદાનમાજ પડી રહેતા હતા, તેઓ આ તોફા-નથી દુખી થઈ આશ્રયના સ્થાનની શોધમા ફાફા મારવા લાગ્યા મહારાજ કુલીનસિહ અને દીવાન ચતુરસિંહે તેમના રક્ષણ માટે બની શકતી દરેક તજવીજ કરી સેકડો માણસોને પોતાના તબુઓમા આશ્રય આપ્યો, છતા સેકડો માણસોને ખુલ્લા મેદાનમા રહેવુ પડયુ આ વખતે લીલાને પોતાની ધારણા પાર પાડવાનો લાગ મળ્યો જે તબુમા માયાવતી અને દારોગો કેદ હતા તેનાથી પચાસેક હાથને છેટે આવેલા એક ઝાડપર તે ચ્હડી ગઈ તબુની આસપાસ પહેરો ભરતા સીપાઇઓ પણ વરસાદને લીધે તંબુમા ભરાઈ ગયા હતા, એટલે ઝાડપર ચ્હડતા પકડાઈ જવાની તેને ધાસ્તિ નહોતી ઝાડપર બેસીને તેણે વિજળીના ચમકારાથી જોઇને પોતાની પાસેના તીલસ્મી તમચાની તબુ ઉપર બરોબર નેમ તાકીને એક ગોળી મારી, જે તબુ ચીરીને અદર ઉભેલા એક સીપાઈના શરિરપર પડીને ફુટી સીપાઈના શરિરપર ગોળી પડ-વાથી તેને કઈ ઈજા થઈ નહીં હવાઈ ચયલા ફટાકડા સરખો અવાજ થઈ તે ફાટી જઈ તેમાથી બેહોશીની અસરવાળો ધૂમાડો નીકળી આખા તબુમા પ્રસરી ગયો માયાવતી પોતાના દૂર્ભાગ્ય માટે શોક કરતી બેઠી હતી, તેની પાસેજ તે ગોળી જમીનપર પડી, એટલે અવાજ થતા તે ચમકીને તે તરફ જોતા તરતજ સમજી ગઈ કે, લીલાને પોતે આપેલ તમચામાનીજ તે ગોળી ઉડેલી

આજ સુધી તેણે પોતાના છૂટકારાની આશા છોડી હતી, પણ આ ગોળીથી તેના અંતઃકરણમાં નવી આશા ઉત્પન્ન થઈ. દુનિયામાં પોતાને મદદ કરનાર એક માણસ છે, એમ જાણી તે સાવધ થઇ. બેહોશીની અસરવાળો ધૂમાડો તંબુમાં ચારે તરફ ફેલાતો હતો તે આતુરતાથી તે જોવા લાગી. છૂટકારાની નવી આશાથી તેનું હૈયું ઉછળવા લાગ્યું. તે ધૂમાડાની અસરથી પોતે બેહોશ થઈ જશે એમ તે જાણતી હતી, તોપણ ચારે તરફ આનંદ ભરી નજર ફેરવવા લાગી, એટલામાં બીજી ગોળી તંબુમાં આવી પડી. માયાવતી અને દારોગા સિવાય બીજા સર્વ એ ગોળીઓ જોઈ અજાયબ થયા. ગોળી છોડતી સમયે તંબુમાંથી અવાજ થતો હોત તો તે સાંભળી તેમને શક ઉપજ્યો હોત અને તપાસ કરવાને કોઈ તંબુની બહાર ગયા હોત. સર્વ અજાયબીસહ એક બીજાનું મુખ જોતા ઉભા રહ્યા, એટલે ત્યાં પ્રસરેલા ધૂમાડાની તેમનાપર અસર થવા લાગી. જોતજોતામાં તંબુમાના સર્વ માણસોને ચક્કર આવવા લાગ્યા, અને તેઓ બેહોશ થઈ પડયા. માયાવતી અને દારોગાની પણ તેવીજ હાલત થઈ. લીલા થોડીવાર ઝાડપરજ બેસી રહી. તે અરસામાં કોઈ તંબુની બહાર આવ્યું નહીં ત્યારે તેની ખાત્રી થઈ કે, તંબુમાં સર્વ બેહોશ થઈ ગયા હશે. વરસાદનું જોર હજી ચાલુ હતું. તેણે ઝાડપરથી ઉતરી તંબુની પાસે જઈ જમીનપર સુઈને તંબુની કનાત ઉંચી કરી જોયું તો સર્વને બેહોશ પડેલા જોયા. તરતજ કનાત કાપી તેણે તંબુમાં દાખલ થઈ મહામહેનતે માયાવતીને શોધી કહાડી તેના હાથપગમાની બેડીઓ કાપી નાખી અને લખલખો સુંધાડી તેને શુદ્ધિમાં આણી. લીલાને જોતાજ માયાવતી ધીમે અવાજે બોલી—"ખૂબ કરી બહેન! ઠીક આવી પહોચી! હવે દારોગાને છોડવાની કંઈ જરૂર નથી!" આમ કહેતી તે ઉભી થઈ અને લીલાનો હાથ પકડી તંબુની બહાર નીકળી. છાવણીમાથી બે અશ્વ ચોરી લાવવાની લીલાએ પોતાની મરજી જણાવી, પણ માયાવતી તે માટે ખોટી થઈજ નહીં, અને આ તોફાનમાં બંને જણી એક તરફ ઉતાવળે ચાલી નીકળી. છાવણીની બહાર નીકળી તેઓ જીવ લઈને ન્હાસવા લાગી. અંધકારને લીધે તેઓ અથડાતી કુટાતી અને ઠોકરો ખાતી લગભગ બે કલાક સુધી ચાલી, જે બાદ વરસાદ બંધ પડી જઈ આકાશ સ્વચ્છ થઈ ગયું, અને ચંદ્રનો પ્રકાશ પડવા લાગ્યો. આથી

પ્રભાત થતા સુધી વિશ્રામ લીધા વિના ચાલીને તેઓ ઘણે દૂર નીકળી ગઈ રાજમહેલના સુખવૈભવમા રહેલી સકોમળ માયાવતી આમ ઉઘાડે પગે જ ગલમા ચાલવાથી તેના પગમા છાલા પડી આવ્યા

આકાશ વાદળાથી ઘેરાયલુ હોવાથી સૂર્યનો તાપ પડતો નહોતો તેઓ વાતો કરતી ધીમે ધીમે ચાલી જતી હતી તે આખો દિવસ તેમણે ચાલ્યા કીધુ સાજ પડતા તેઓ એક પહાડની તળેટીમા જઈ પહોચી, જ્યા નિર્મળ ઝરો વહેતો હતો અને જ ગલી ફળફુલના કેટલાક ઝાડ પણ હતા ત્યા પહોચતા લીલાએ કહ્યુ—"હવે દુશ્મનોના ડરથી નહાસીને મરવાની જરૂર નથી! આપણે બહુ દૂર નીકળી આવી છઇએ! વળી આપણે આડેઅવળે માર્ગે આવેલ હોવાથી અત્રે નિશ્ચિ ત થઈ વિશ્રામ લઈશુ તો બાધ્સ્તિ નથી! ફળફુલ ખાઇને આપણા આત્માને સતો ષીએ! આ સ્થાન ઠીક છે! આપણા સ્વરૂપ પણ બદલી લઈએ કે, ઓળખાઈ જવાનો ભય ન રહે!" લીલાની આ સલાહ માયાવતીને ઠીક લાગી ઝરામા હાથમુખ ધોઈ સ્વસ્થ થયા બાદ લીલા થોડાક ફળ તોડી લાવી તે તેમણે ખાધા અ ધારૂ થાય તે પહેલા તેમણે પોતાના સ્વરૂપ બદલી નાખ્યા આમ નિશ્ચિ ત થઈ તેઓ બેઠી, એટલે માયાવતી બોલી—"બહેન! હવે નિરાત થઈ! ખરેખર! મે તો જીવનની આશા છોડી હતી! તારી મદદથી જીવતી રહી છુ!"

"બાઈ! આપના સર્વ નોકરો નિમકહરામ થયા, પણ હુ તેવી નથી!" લીલા ભાર દઈને બોલી—"આપને કારાગૃહમાથી છોડાવ્યા નહોતા ત્યાસુધી અનાજનો દાણો પણ મે મુખમા નાખ્યો નથી! આજ સુધી ફળ ખાઇનેજ રહી છુ!"

"બહેન! તારો ઉપકાર જીવિતપર્યંત ભૂલીશ નહીં! તને સગી બહેન સમાન ગણી હુ રહીશ તેવી સ્થિતિમા રાખીશ! આ પ્રાણ તે બચાવ્યા છે તો જીવતી છુ ત્યાસુધી તુ એની માલીક છે!" માયાવતી લીલાને સ્નેહથી ભેટતા બોલી. લીલાએ પોતાની પાસેનો તીલસ્મી તમચો માયાવતીને આપ્યો, જે લઇને થોડીક ગોળીઓ લીલાને પાછી આપતા તે બોલી—"આ ગોળીઓ તારી પાસે રાખ! તમચા વગર પણ એ કામની થઈ પડશે! ગોળી જમીનપર ફેંકીશ તોપણ ફટાકડાની માફક ફુટી એની અસર થશે!"

લીલાએ ગોળીઓ પોતાની પાસે રાખી, અને પૂછ્યુ–"હવે આપણે શું કરીશું અને ક્યા જઈશું?"

"શું કરવુ એ તુ કહે બ્હેન? મારો વિચાર એવો છે કે, જોરાવરસિંહ અને કમલીનીને દુનિયામાથી દૂર કરવા જોઈએ! કીશોરી, કામીની અને કમલાને માલતીએ મારી નાખી, એમા શું વળ્યુ? જોરાવરસિંહ અને કમલીનીને મારી નાખવા માટે એણે એટલી ઝહેમત ઉઠાવી હોત તો અત્યારે હુ તલેસમની રાણી થઈ બેઠી હોત!" માયાવતીએ જણાવ્યુ

"ખરૂ! અરે! સામે પેલો સ્વાર કોણ જાય છે? રામદીન જેવો જણાય છે! પચકલ્યાણુ ઘોડી પણ આપણી અશ્વશાળામાનીજ જણાય છે!" લીલા સામેની તરફ જોતા બોલી

"હા! એ તો મારી સ્વારીનીજ ઘોડી! રામદીનજ છે! એને પકડીએ તો જોરાવરસિંહના સમાચાર મળે!" માયાવતી બોલી ઉઠી, અને તેણે તમચામા ગોળી ભરીને તે સ્વારપર મારી ગોળી ઘોડીની ગરદનપર લાગીને ફુટી આથી ઘોડી ભડકીને ઉછળી પણ ગોળીમાથી નીકળેલા ધૂમાડાની અસર સ્વાર અને ઘોડીપર થતા વાર લાગી નહીં તરતજ સ્વાર બેહોશ થઇ ઘોડીપરથી નીચે પડયો, અને ઘોડી પણ બે કદમ જઇને બેહોશ થઈ પડી તરતજ માયાવતી અને લીલા તેમની પાસે દોડી ગઈ, એટલે લીલાએ કહ્યુ—"પહેલા એના હાથપગ બાધીએ!"

"જરૂર નથી! રામદીન એવો હઠીલો છે કે, પૂછવાથી ખરો ભેદ કદી બતાવશે નહીં! એના ખીસા તથા કપડામા તપાસ કર! જો કંઈ મળે છે!" માયાવતીએ જણાવ્યુ, એટલે લીલા તેના ખીસા તપાસવા લાગી ખીસામા હાથ નાખતા તેના હાથમા હીરાની એક વીંટી અને એક ખુલ્લો પત્ર આવ્યા પત્રમા શું લખ્યુ છે, એ પહેલા જાણવા માટે તેણે પોતાની અઈયારીની થેલીમાથી દીવટ કહાડી પ્રગટાવી, એટલે માયાવતીએ તેના હાથમાથી વીંટી લઈ જોઈ તો તેપર હીરાઓની વચ્ચે "શ્રી જોરાવર" એટલા શબ્દો કોતરેલા જોતાજ તેના રૂવા ખડા થઈ ગયા મનને સ્થિર કરી તે પત્ર વાચવા લાગી, જેમા નીચે મૂજબ લખ્યુ હતુ.—

"વેણીપ્રસાદ જોગ, લખીત ગ જોરાવરસિંહ, જત લખવાનુ જે, આજે કૃષ્ણપક્ષના નામનો અત આવી ગયો છે જેને માટે

એ સ્વરૂપ ધારણ કીધુ હતુ તેને જણાયુ છે કે, જોરાવરસિંહ એજ કૃષ્ણયક્ષ છે આ માણસને અમારી મહોરની વીટી આપી તમારી પાસે મોકલ્યો છે અમારી અ ગૂઠી એની પાસે રહે ત્યાસુધી એની આજ્ઞાને અમારી આજ્ઞા પ્રમાણે સર્વેએ માનવી, એ ધ્યાનમા રાખજો ત્રણસો ઘોડેસ્વાર અને ચાર રથ એની સાથે તાકીદે પીપલીયા ઘાટીમા મોકલી આપજો, અને સાથે ભોજન, વગેરેની સર્વ સામગ્રી મોકલજો કીશોરી, કામીની, લક્ષ્મિદેવી, કમલીની, વગેરેને લઈ અમે પરમદિવસે–રવિવારે સંધ્યાકાળે ત્યા આવી પહોચીશું"

પત્ર વાચતા માયાવતીના ગભરાટનો પાર રહ્યો નહીં પત્ર લીલાના હાથમા આપતા તે બોલી—"જોરાવરસિહજ કૃષ્ણયક્ષ હશે, એવો સ્વપ્ને પણ મને શક ઉપજ્યો નહોતો! હાય! પાછલા બનાવો યાદ કરતા કપારવ છૂટે છે! જોરાવરસિંહે મારી બહુજ માઠી દશા કરી! મને હજી દુ ખ દેવાનો નિશ્ચય કર્યો છે!–"

"ચિ તા નહીં! કૃષ્ણયક્ષનો ભેદ પ્રગટ થયો છે તો આ અ ગૂઠી અને પત્ર આપણને અમૂલ્ય છે!" લીલા ભાર દઈને બોલી—"એમની મદદથી ચાલાક અઈયારોની આખોમા ધૂળ નાખી જોરાવરસિંહ અને તેના સહાયકોને હુ કેવા રીબાવીને મારીશ, તે આપ હવે જોશો! આપના અઈયારોએ જે ન કરી બતાવ્યુ તે હું કરી દેખાડુ તોજ મારૂ નામ લીલા! હવે ચાલો!"

"આ છોકરાને અત્રે આમજ પડયો રહેવા દઈશુ?"

"ના! એ શુદ્ધિમા આવી જમાનીયા અથવા જોરાવરસિંહ પાસે જઈ આપણી બાજી ધૂળ મેળવે! એને જીવતોજ નહીં રાખીએ!" આમ કહી લીલાએ ખ જર કહાડી એકજ ઝટકે રામ દીનનુ માથુ કાપી નાખ્યુ પછી તે ઘોડીની બેહોશી દૂર કરવાના ઉપચાર કરવા લાગી ઘોડીને ચૈતન્ય આવતા તેઓ તેપર સ્વાર થઈ જ ગલ તરફ ચાલી વાતચીત દરમ્યાન માયાવતી બોલી—"ખરેખર! અ ગૂઠી અને પત્ર ઈશ્વરી મદદ સમાન આપણા હાથમા આવ્યા, એ ભવિષ્યના સુખની આશા આપે છે!"

"એમા શ કાજ નથી!" લીલા બોલી—"જોરાવરસિંહ હવે બરોબર સપડાયા છે! આપણે અત્યારે એકલી છઈએ! થોડા સીપાઈ આપણી સાથે હોત તો જોરાવરસિંહ, કીશોરી, લક્ષ્મિ-દેવી, સર્વને સહજમા કેદ પકડી લીધા હોત!"

"હવે એમનુ કાટલુ કહાડી નાખવાની તજવીજ કરજે! બહેન! આ ગૂઠી અને પત્રથી એ કામ સહેલાઈથી પાર પડશે!"

"મેં પણ એજ વિચાર કર્યો છે! આપને કોઈ સલામત સ્થાને પહોચાડયા પછી જમાનીયા જઈ પત્ર દીવાનજીને આપુ!"

"બહેન, હવે રામદીનનુ સ્વરૂપ ધારણ કરી ઘોડીપર સ્વાર થઈ તુ જમાનીયા જા! પત્રમા લખ્યા મૂજબ તુ કહીશ તે દીવાન માનશે, એટલે જોરાવરસિંહના લખ્યા મૂજબ ખોરાકની સામગ્રી લઈ પીપલીયા ઘાટી જાય ત્યારે તેમા તુ સહેલાઈથી ઝેર મેળવી શકીશ! બસ! સંખ્યાબધ દુશ્મનોનુ સાથે કાસળ પતી જશે! પણ સંભાળજે બહેન! જોરાવરસિંહ આજકાલ ચાલાક બની ગયો છે, કદાચ તારો ભેદ જાણી ન જાય!"

"મને એજ ધાસ્તિ લાગે છે! ખાવાપીવામા તે બહુ સંભાળ રાખતા હશે અને પારકાના હાથનુ ભોજન ખાતા નહીં હોય! એમને ઠગવાનુ કામ મુશ્કેલ છે, પણ આ વીંટીની મદદથી હું કેવી ચાલાકીથી એમને સપડાવુ છુ તે પણ જોશો!"

"મને બીજોજ વિચાર આવે છે! તારે બદલે હુજ દીવાનની પાસે જાઉં તો? આપણી પાસે નાણાની તગી છે, એટલે જમાનીયા જાઉ તો યુક્તિથી તીલસ્મી બાગમા જઈ ઝવેરાત અને સોનુ ઉપાડી લાવુ! ત્યાના ખજાનાની મને ખબર છે! આપણી પાસે ધન હશે તો સીપાઈઓનો બદોબસ્ત કરી શકાશે!"

"એ ખરૂ, પણ હુ તમને દીવાન પાસે જવા નહીં દઉં! તમે ત્યા પકડાઈ જાઓ તો હુ કઈ કરી શકીશ નહીં! પૈસાની બાબતમા ચિંતા કરશો નહીં દીવાન પાસેથી રથ તેમજ ખાવા પીવાની સામગ્રી લઈશ ત્યારે થોડુંક ઝવેરાત અને મહોરો પણ રથમા મૂકવાનુ તેને જણાવીશ! વીંટીના પ્રતાપે એ મારૂ કહેલુ નહીં માને? એ ઝવેરાતનો રથ માર્ગમાથીજ ગુમ કરતા શી વાર! મને તીલસ્મી બાગમા ઠેકાણુ બતાવો તો હુ ત્યાથી ઝવેરાત લેતી આવીશ!"

"દીવાન પાસેથી કઈ મેળવવાની આશા થોડી છે! તેની પાસે અમૂક હદ સુધીજ નાણુ રહે છે! ઝવેરાત તો તેની પાસે રહેતુજ નથી! કદાચ હમણા રહેતુ હોય તોપણ જે વસ્તુ તુ માગીશ તે તેની પાસે નહીં હોય તો એને તારાપર વહેમ આવશે,

અને આપણી બાજી ઉંધી વળશે ! હુ તને તીલસ્મી ખજાનાનો માર્ગ બતાવીશ તેમાથી બને તેટલુ લાવજે ! પણ મને કયા રાખી જઈશ?"

"ઉતાવળમા યોગ્ય સ્થાન તો મળશે નહીં, પણ પહાડમાની કોઈ ગુફામા બે દીન ગાળજો, એટલામા હુ કામ કરીને પાછી આવીશ ! જમાનીયા જવામા હવે ઢીલ થશે તો તમામ બાજી ઉંધી વળી જશે ! ઢીલ થવાથી જોરાવરસિંહ કદાચ બીજા માણસને ત્યા મોકલે તો વીંટી અને પત્રનો ભેદ છુપો રહેશે નહીં !"

આમ વાતચીત કરતી તેઓ જ ગલમા મુસાફરી કરવા લાગી

---

# પ્રકરણ ૧૮ મુ.

## ચ ડાળ ચોકડી–નવી બાજી.

બલદેવસિહ અને કલ્યાણસિંહે રત્નપુરપર જ્યારે ચ્હડાઈ કરી ત્યારે તેમની સાથે માલતી અને મોહીની હતી, એ આપણે જાણીએ છીએ વઈતાળ અને સૂરજસિહે માલતીને કેદ પકડી પણ મોહીની રત્નપુરમા બલદેવસિહ સાથે નહોતી ત્યારે તે કયા જતી રહી તે વાચનારને જાણવુ છે?

મોહીની ગયાજી અને રાજગૃહીની રાણી હતી, ત્યારે તેના અમલમા રાજ્યની સત્તા ત્રણ અમલદારોના હાથમા હતી દીવાન અગ્નિદત્ત, સેનાપતિ કુબેરસિંહ અને કેદારમલ કોટવાલ રાજ્યના સુખવૈભવ ભોગવતા હતા, અને એ ત્રણે ઉપર મોહીનીનો વિશ્વાસ હતો તેઓ મોહીનીના આશક હતા, પણ કુબેરસિંહ અને કેદાર મલની એ તૃષ્ણા પૂર્ણ થઈ નહોતી મોહીનીની રાજ્યસત્તાનો અ ત આવ્યો ત્યારે કેદારમલ કોટવાલને ચકોરીએ મોહીનીનુ સ્વરૂપ ધારણ કરીને કેદ કીધો હતો, અને દીવાન અગ્નિદત્ત કેટલાક દિવસો પછી કીશોરીને માટે એક ગુફામા માર્યો ગયો હતો સેનાપતિ કુબેરસિંહે મોહીનીના રાજ્યમા સર્વથી વધુ ધન ભેગુ કર્યું હતુ, અને તે તદન બચી ગયો હતો કેમકે, સમયને અનુસરીને તે પોતાની તમામ માલમીલ્કત લઇને ગયાજીથી નહાસી પોતાની જન્મભૂમી મુરશીદાબાદમા જઈ રહ્યો હતો મોહીનીની હીલચાલપર તે હમેશા નજર રાખતો હતો કેમકે, મોહીનીને

મોહ હજી તેના અ ત કરણમાથી ગયો નહોતો મોહીનીએ ગયા-જીનુ રાજ્ય ગુમાવ્યા છતા 'ભાગ્યું તોએ ભરૂચ' એ કહેવત મૂજબ તેની પાસે પુષ્કળ ધનમાલ હશેજ, એમ ધારી તેમજ તેના સૌંદર્યનો નાશ થયેલો ન હોવાથી કુબેરસિંહ હજી તેને ચહાતો હતો! વળી સમય આવતા તેને મદદ કરવા તેણે ન્હાનું લશ્કર પણ ભેગુ કર્યું હતુ માલતીને વઈતાળે કેદ કીધા બાદ બલદેવ-સિંહ, કલ્યાણસિંહ અને મોહીની રત્નપુરની તળેટીમા જઈ રહ્યા હતા, ત્યારે એક દીને સાજે મોહીની જ ગલમા એકલી ફરતી હતી, તેવામા એક સ્વારે આવી એક પત્ર તેને આપી તાકીદે તેનો જવાબ માગ્યો એ પત્ર કુબેરસિંહનો હતો, જેમા નીચે મૂજબ લખ્યુ હતુ —

વહાલા રાણી મોહીની,

આપની માઠી અવસ્થા થવાથી મને બેહદ દુ ખ ઉપજે છે આપની સ્થિતિ કર્માનુસાર બદલાઈ જવાથી આપ મારાથી ઘણા દૂર થયા છતા મારા હૃદયમ દીરમા આપની મૂર્તિ સ્થાપન કરી નિર તર તેનુ પ્રેમભાવે પૂજન કરૂ છુ। આથી અથાગ ગ્રહેમત ઉઠાવી આપને મદદ કરી રાજ્યગૃહીનુ રાજ્ય મેળવી આપવા જેટલો હુ બળવાન થયો છુ। અગ્નિદત્તપર આપનો સપૂર્ણ વિશ્વાસ હતો! તેને માટે આપે ઘણુ કર્યું છતા તે દગલબાજ અને બેક-દર નીવડયો તે કહેવાની જરૂર નથી। આપ મારી તરફ બેદરકાર હતા છતા આપના પ્રેમપાસમા બ ધાયલો હું તન, મન અને ધનથી આપને મદદ કરવા અને આપને માટે પ્રાણ આપવા તૈયાર છુ। આપને ગમે તો આ માણસ સાથે મારી પાસે આવજો, અથવા મને આપની પાસે તેડાવજો આ પત્ર લાવનાર મારો વિશ્વાસુ અઈયાર છે —આપનો કુબેરસિ હ

આ પત્ર મોહીનીએ ખૂબ ધ્યાનથી વાચ્યો, અને કેટલીક વાર વિચાર કરીને પત્ર લાવનાર માણસને પૂછ્યુ—"કુબેરસિંહ ક્યા છે?"

"અત્રેથી થોડા અ તરપરજ!"

"ત્યારે એ પોતેજ અત્રે શામાટે ન આવ્યા?"

"બલદેવસિંહ સાથે આપને કેવો સંબ ધ છે તે જાણ્યા વિના અત્રે આવવુ સેનાપતિજીને યોગ્ય લાગ્યુ નહીં!"

"બહુ સારૂ ! તમે એને સત્વર મારી પાસે તેડી લાવો ! આવતા કેટલી વાર લાગશે ?"

"અરધો કલાક !" આમ કહી તે સ્વાર ચાલ્યો ગયો. મોહીની તેની રાહ જોતી ત્યા ફરવા લાગી તે ખુશમિજાજમા જણાતી હતી તે કુબેરસિંહના હસ્તાક્ષર ઓળખતી હોવાથી કોઈ દુશ્મનની ચાલાકીની તેને ધાસ્તિ નહોતી સૂર્યાસ્ત થતા પહેલા કુબેરસિંહ પેલા અઈચાર સહિત તેની તરફ આવતો જણાયો ભભકાદાર પોશાક અને રત્નજડિત શીરપેચ પહેરી તેણે ઠાઠ કીધો હતો મોહીની પાસે આવી તેઓ બને અશ્વપરથી નીચે ઉતર્યા, અને કુબેરસિંહે તેને નમન કરી કહ્યુ—"લાંબે સમયે ઈશ્વરકૃપાથી આપના દર્શન થયા ! દાસીઓએ ભડકાવ્યાથી આપ છૂપી રીતે મહેલમાથી નહાસી ગયા તે સમયે આ શુભેચ્છક કુબેરને યાદ ન કીધો તે માટે મને બહુ દુ ખ લાગે છે ! દીવાન અગ્નિદત્તના ભયથી આપે તેમ કર્યુ હશે, પણ પાછળથી તો મને યાદ કરવો હતો !" મોહીનીએ તેનો હાથ પકડી દયામણે મુખે જણાવ્યુ—"મહેલ છોડયા બાદ હુ એવી હેરાન થઈ ગઈ કે, મને કઈ સુઝયુ નહીં ! રાજગૃહીમા રાજા કૃલીનસિંહે પોતાની સત્તા બેસાડયાના ખબર સાભળી મારા હોશજ ઉડી ગયા હતા ! તે પછી મે તજવીજ કરી હોત, પણ ગયાજીમા અગ્નિદત્તની પુત્રી કામીનીએ મારી અવદશા કરી મને નકામી કરી નાખી !" આમ કહી તેણે કાડા વગરનો પોતાનો હાથ બતાવ્યો

"એ આખુ કુટુબજ નિકમહરામ નીવડયુ, પણ ઈશ્વરે અગ્નિદત્તને કેવા કમોતે માર્યો !" કુબેરસિંહે જણાવ્યુ

"માલતીએ એના ખુનની વાત મને જણાવી હતી !" આમ કહી પાછળ જોતા તેણે પૂછ્યુ–"પેલો કોણ આવે છે ?"

"આપના લશ્કરનો માણસ આપને બોલાવવા આવતો હશે !" કુબેરસિંહે જણાવ્યુ—"અરે ! એ તો બીજી તરફ ચાલ્યો ગયો ! આપ અત્રે વિચાર કરતા ઉભાજ રહેશો કે ? હવે કોઇને મળવાનો વિચાર માડી વાળો, અને અત્રે ઉભા રહી વખત ન ગુમાવતા મારા અશ્વપર સ્વાર થઈ મારી સાથે ચાલો ! આપનો આ સેવક કહો તે કરવાને તૈયાર છે ! તમારે કોઈની ખુશામત શા માટે કરવી ? બલદેવસિંહની છાવણીમા આપનો કઈ સામાન હોય તો તે લેવાની પણ જરૂર નથી ! મારે ત્યા કોઈ વાતની ખામી નથી !"

"ચાલો! મારે કોઈની દરકાર નથી!" આમ કહી મોહીની કુબેરસિંહના અશ્વપર ચ્હડી બેઠી અઈયારના અશ્વપર કુબેરસિંહ બેઠો, અને અઈયારને ચાલ્યા આવવાનુ કહી તેઓ રવાના થયા છાવણીમા જઈ પહોચતા બલદેવસિંહ વગેરેથી દૂર નીકળી જવાનું યોગ્ય ધારી તેજ ક્ષણે કુબેરસિંહે પોતાના સીપાઈસહ કુચ કરી અને બે દિવસ મુસાફરી કર્યા બાદ જ ગલમા મુકામ કર્યો દુશ્મનોની હીલચાલ તપાસવાને કુબેરસિંહે પોતાના અઈયારોને રવાના કર્યા તેઓ પાછા ફરે ત્યા સુધી તે જ ગલમાજ રહેવાનો તેમણે નિશ્ચય કર્યો આ જ ગલમા પડાવ નાખ્યાને ત્રીજે દિવસે બપોરે મોહીની પોતાના તબુમા સુખાસનપર આડે પડખે પડી હતી, એટલામા સીપાઈએ આવી ખબર આપી—"કેસરીકુમારનો અઈયાર અજાયબસિંહ આપને મળવા આવેલ છે!" મોહીનીએ તેને પોતાની પાસે તેડી લાવવાની આજ્ઞા કરી તે બેઠી થઈ, એટલામા સીપાઈ અજાયબસિંહને તેની હજુર મૂકી ચાલ્યો ગયો અજાયબસિંહે મોહીનીને નમન કર્યું, અને તેના પૂછવાથી જણાવ્યુ–"આપના ભાઈ કેસરીસિંહજી સાથે અમે આવ્યા છીએ!"

"ભાઈ તો બલદેવગઢ હતા તે?" મોહીનીએ પૂછ્યુ, એટલે અજાયબસિંહે જણાવ્યુ—"બલદેવગઢ ગયા બાદ કુમારશ્રીની તબીયત સુધરી ગઈ, પણ મહારાણીજી વારવાર યાદ આવતા તેમને ત્યા ગમ્યુ નહીં વળી રત્નપુરમા મહારાજશ્રી દુશ્મનોને હાથે માર્યા જવાના સમાચાર સાભળી કુમારશ્રી ઉશ્કેરાઈ જઈ દુશ્મનો ઉપર વેર વાળવા તેમજ કીશોરી આ સર્વ ઉપદ્રવ અને હાડમારીનુ કારણ હોવાથી તેને મારી નાખવાની પ્રતિજ્ઞા લઈ અમો ચાર અઈયારોસહ બલદેવગઢથી નીકળ્યા છે! મહારાજ કુલીનસિંહ સંગે સલાહ કરવાનુ અમે એમને બહુ સમજાવ્યુ, પણ માન્યુ નહીં એટલે અમારે એમની સાથે આવવુ પડયુ!"

"ઠીક! રાજા કુલીનસિંહ અમારા પણ દુશ્મન છે! આપણે સાથે મળીને તેમનાપર વેર વાળીશું!" મોહીનીએ જણાવ્યુ અને પૂછ્યુ—"હુ અત્રે છુ, એ તમે કેવી રીતે જાણ્યુ?"

"અમે આજેજ આ જ ગલમા આવી પહોચ્યા આપના સીપાઈઓને જ ગલમા જોઈ કુમારશ્રીએ મને તપાસ કરવાને

મોકલ્યો તેમની વાતપરથી આપ સેનાપતી કુબેરસિંહસહ અત્રે રહ્યા છો, એ જાણી હુ આપને ખબર આપવાને આવ્યો!"

"સારૂ કર્યું! જાઓ, ભાઈને તેડી લાવો!" મોહીનીએ કહ્યુ, એટલે અજાયબસિંહ રવાના થયો થોડી વારમા કેસરીકુમાર પોતાના અઈયારો રસુલ, કમાલ, રહેમત તથા અજાયબસિંહ સહિત આવી પહોચ્યો ચાર અઈયારો સિવાય તેની સાથે બીજો નોકર નહોતો. ભાઈબહેન એક બીજાને મળીને આન દ પામ્યા મોહીનીએ તેને માટે ભાતભાતના ભોજન પોતાને હાથે તૈયાર કરી તેની સ્વગતા કરી. કેસરીકુમાર આવ્યાથી કુબેરસિંહ નારાજ થયો, પણ ક ઈ બોલી શકયો નહીં બહારથી તો તેણે ખુશાલી બતાવી

વાચનાર! દૈવની ગતી વિચિત્ર છે કેસરીકુમાર, મોહીની અને કુબેરસિંહ જ ગલમા પડાવ નાખી રહ્યા હતા ત્યા માયાવતી અને લીલા એક દીને મધરાતે આવી પહોચી સંખ્યાબ ધ માણ સોનો પડાવ જોઈ માયાવતીને એક સ્થાને ઉભી રાખી લીલા તેમની તપાસ કરવાને ગઈ, તો તેને જણાયુ કે તે છાવણીમા સે કડો માણસો હોવા જોઇએ લૂ ટારાઓની માફક જ ગલમા છુપાઇને તેઓ પડાવ નાખી રહેલા હોવાથી રાજા કુલીનસિંહ કે તેના સાથીઓમાથી કોઇ નહીંજ હોય, એમ તેની ખાત્રી થઈ આથી હિ મત ધરી તે છાવણીમા દાખલ થઈ પહેરો ભરતા સીપાઈઓએ તેને જોઈ, અને એક પહેરેગીરે બૂમ પાડી પૂછ્યુ–
"કોણ છે?"

"એક મુસાફર સ્ત્રી!" લીલાએ જવાબ આપ્યો

"અત્રે શામાટે આવી છે?" સીપાઈએ પૂછ્યુ

"તમારા સરદારને મળવુ છે!" લીલાએ જણાવ્યુ, એટલે સીપાઈએ કહ્યુ—"તારી ઓળખાણ આપે તો તેડી જઇએ!"

"ઓળખાણ આપવામા હરકત નથી, પણ મને લૂ ટનારાઓમાનાજ તમો પણ હો, એવી ધાસ્તિ લાગે છે! હવે મારી પાસે ક ઈ રહ્યું નથી તોપણ—" એટલામા ત્યા બીજા ઘણાક સીપાઈ ભેગા થઈ તેને ઘેરી અનેક સવાલો પૂછવા લાગ્યા તેમના પોશાક તેમજ વાતચીત પરથી લીલાએ જાણી લીધુ કે, તેઓ પોતાના દુશ્મનો તો નથી સીપાઈઓ તેને દુશ્મનની જાસુસ સમજી મોહીની અને કેસરીકુમારના ત બુ પાસે તેડી ગયા તેઓ

વાતચીત કરતા તંબુમા બેઠા હતા સીપાઈઓની ગરબડ સાભળી મોહીની તંબુની બહાર આવી, અને મસાલ મંગાવી તેણે તેનુ મુખ જોયુ, પણ તેણે સ્વરૂપ બદલેલું હોવાથી ઓળખાય તેમ નહોતુ લીલાએ મોહીનીને ઓળખી એટલે રાજી થઈ કહ્યું-"આપ મયાજીના રાણી મોહીનીદેવી છો?"

"ત્યારે તુ કોણ છે?" મોહીનીએ પૂછ્યુ

"જમાનીયાની મહારાણી માયાવતીની અઈયારા છું તેમની સાથે અત્રે આવી છુ!" લીલાએ જણાવ્યુ—"આપ મળ્યા, એ સારૂ થયુ આપને માયાવતીબા મદદગાર થઈ પડશે, તેમ આપ પણ તેમને મદદ કરી શકશો! હાલ માયાવતીબા દુ:ખી થઈ ગયા છે છતા તલેસમના રાણી છે તેમની શક્તિ ઓછી થઈ નથી આપ સાથે મળશો તો ધાર્યું કામ પાર પાડી શકશો!"

"માયાવતી કયા છે? એમને તો રાજા કુલીનસિંહ કેદ કરી વિજયગઢ લઈ ગયા હતા તે?" મોહીનીએ પૂછ્યુ

"એમને કેદમાથી મુક્ત થતા વાર લાગે છે શુ? તલેસમના રાણી કંઈ નામનાજ નહી કહેવાતા હોય!" લીલાએ જણાવ્યુ

"ખરૂ! તે ક્યા છે? ચાલ, હુ તેમને માનસહ અત્રે તેડી લાવવાને આવુ છું!" મોહીનીએ જણાવ્યુ, એટલે લીલા બોલી-"ઓહો! માયાવતીબાનો સત્કાર કરવાને આપ તૈયાર છો તો પછી તે પણ આપને માટે પોતાના પ્રાણ આપશે!" લીલાએ મોહીનીને છાપરે ચ્હડાવી, એટલે તે કેસરીકુમાર, કુબેરસિંહ અને કેટલાક સીપાઈને સાથે લઈને માયાવતીને તેડવા લીલા સંગે ગઈ માયાવતીને આદરમાનસહ છાવણીમા તેડી લાવી તે તેની આગતા-સ્વાગતા કરવા લાગી સ્વસ્થ થઈ તેઓ સર્વ વાત કરતા બેઠા, એટલે મોહીનીએ માયાવતીને કહ્યુ—"કુલીનસિંહના બંધનમાથી આપ મુક્ત થયા, એ માટે આપને હુ મુબારકબાદી આપુ છુ! આપને એમા કંઇ વિશેષ લાગતુ નહીં હોય, પણ અમને તો એથી અજાયબી ઉપજી છે!"

"એ કંઈ મુશ્કેલ કામ નહોતુ!" માયાવતીએ જણાવ્યુ-"એ તો સખી લીલાએ કરી નાખ્યું! આપ સર્વેનો મીલાપ થવાથી મને બેહદ આનંદ થયો છે! બસ! હવે ટુંક સમયમા આપ મયાજીનુ રાજ્ય પાછુ મેળવશો, અને હુ પણ જમાનીયાની રાણી

થઈશ ! આપણે સાથે છીએ, એટલે સર્વ મુશ્કેલીઓનો અંત આણીશું ! મારી ન્હાની બહેન કમલીનીએ આપને કેદ કીધા હતા, એ સમાચાર જાણતાજ મને તેનાપર બહુ ગુસ્સો ઉપજ્યો હતો !"

"અત્રે તો એવી વાત સભળાઈ છે કે આપને કમલીની સાથે કંઈ સગપણ નથી, અને લાક્ષ્મદેવી જાહેરમા આવી છે, જેને રાજા કુલીનસિંહ વિજયગઢ તેડી ગયા છે !" મોહીનીએ કહ્યું, એટલે માયાવતી મુખ મલકાવીને બોલી—"એ ખરૂ છે, પણ હુ તે મારી બહેન તરીકે ઓળખાતી હતી ત્યારની વાત કરૂ છુ ! લક્ષ્મિદેવી રાજા કુલીનસિંહ સાથે નથી તેને તો કીશોરી, કામીની, લીલાવતી અને કમલાની સાથે કોઈ સ્થાનમા છૂપાવી રાખી હતી, અને આવતી કાલે સાજે રાજા જોરાવરસિંહ તેમને જમાનીયા લઈ જનાર છે ! આપણે તેઓ સર્વને માર્ગમાજ પકડી લઈશુ !"

"હે ! આવતી કાલે લુચ્ચી કીશોરીનુ મુખ હુ જોઈશ ?" મોહીની બોલી ઉઠી—"એનાપર મને બહુજ દાઝ છે ! મને કેદ પકડનાર કમલીની પણ સાથે હશે ? ઠીક ! ત્યારે તો સારૂ !"

"બસ ! આવતી કાલે સર્વ તમારા હાથમા સપડાશેજ !" માયાવતીએ ભાર દઈને કહ્યું

"એમને માટે શો બદોબસ્ત કર્યો છે ?" મોહીનીએ પૂછ્યુ

"ઘણીખરી તૈયારી થઈ ગઈ છે ! થોડીક ગોઠવણ બાકી છે તે હવે થઈ રહેશે સર્વ હુ આપને એકાતમા જણાવીશ !" માયાવતીએ જણાવ્યુ મોહીનીએ કેસરીકુમાર અને કુબેરસિંહ તરફ જોયુ, એટલે કેસરીકુમાર બોલી ઉઠયો-"અમે બહાર જઈએ છીએ, પણ માયાવની પાસેથી એક વાતનો ખુલાસો મેળવવા અમે આતુર છીએ ! કીશોરી, વગેરેને માલતીએ કુલીનસિંહની છાવણીમા મારી નાખ્યાના ખબર અમે સાભળ્યા હતા, અને માયાવતીજી એમને કાલે પકડવાનુ કહે છે, એ ભેદ શો છે ?"

"ભેદ જોરાવરસિંહના પત્ર ઉપરથી ખુલી ગયો છે ! એ ત્રણે જીવતી છે ! એમને બદલે માલતીએ કોને મારી નાખી અને એમા રાજા કુલીનસિંહ તરફથી શી ચાલાકી ચલાવવામા આવી, એ વિષે હુ કઈ જાણતી નથી !" માયાવતીએ ખુલાસો કર્યો અને પોતાની પાસેનો જોરાવરસિંહવાળો પત્ર કેસરીકુમારને આપ્યો, જે વાચી સંભળાવ્યા બાદ તે માયાવતીને આપતા તેણે કહ્યું—"પત્ર કયારનો લખેલો

છે, અને તમારા હાથમા કેવી રીતે આવ્યો? એમા અંગૂઠી વિષે લખ્યુ છે તે કયા છે? પત્ર બહુ કામનો છે!"

"પત્ર આજનો લખેલો છે અને આજેજ અ ગૂઠીની સાથે અમારા હાથમા આવ્યો છે!" માયાવતીએ જણાવ્યુ અને અ ગૂઠી પણ સર્વને બતાવી, જે જોયા બાદ કેસરીકુમારે કહ્યું-" મારા અઇ-યારોમાથી કોઈ રામદીનને ઓળખતા નથી એ મુશ્કેલી છે!"

"સખી લીલા રામદીનનુ સ્વરૂપ ધારણ કરી આપણું કામ પાર પાડી શકશે!" માયાવતીએ જણાવ્યુ—"તમારા અઈયારો એની મદદમા રહેશે તો કામ ચાલશે!"

"આપ મોહીની બહેન સાથે વાત કરી લ્યો, પછી આપણે એ વિષે વિચાર કરીશુ!" આમ કહી કેસરીકુમાર કુબેરસિંહસહ ત બુની બહાર ગયો લીલા પણ બહાર ગઈ એકાત થતા માયાવતી બોલી—"મોહીની દેવી! આપણી વચ્ચે સ્નેહ બ ધાયો છે! હવે આપણે સખી તરીકે રહીશું, તેમા માનમરતબો રાખવાની ખટખટ કરશો નહીં! હુ તો હવે તમને બહેનજ કહીશ!"

"મને પણ એમજ ગમે છે બહેન!" મોહીનીએ કહ્યું

"બહેન, આપણુ બ નેની સ્થિતિ સરખી છે!" માયાવતીએ ગ ભીર અવાજે જણાવ્યુ—"તમે વિધવા છો અને હુ પણ વિધવા છુ! હુ જોરાવરસિંહની ખરી સ્ત્રી નથી, એ વાત હવે તો સર્વની જાણમા આવી છે, એટલે તમે પણ સાભળીજ હશે!"

"હા! વળી મે તો સાભળ્યુ કે, જોરાવરસિંહને તમે કેટલાક વર્ષો કેદ રાખ્યો હતો, જ્યાથી કમલીનીએ તેને છોડવ્યો! બહેન, એને જીવતો શામાટે રાખ્યો, મારી નાખ્યો હોત તો સારૂ હતુ!"

"મારી મ્હોટી ભૂલ થઈ! તલેસમના થોડા ભેદ હુ જાણતી નહોતી તે જાણવા મે એને જીવતો રાખ્યો! કારાગૃહમા કષ્ટ સહી તે મને સર્વ ભેદ જણાવશે, એટલે એને મારી નાખીશ, એવો વિચાર હતો, પણ એ વિચારજ મારી પાયમાલીનુ કારણ થઈ પડયો! તે વખતેજ એને મારી નાખ્યો હોત તો મારી આ અવ-દશા થાત નહીં! તલેસમને લીધે કુલીનસિંહ જેવા દસ રાજાઓનો મે એકલીએજ નાશ કરી નાખ્યો હોત! હજી જોરાવરસિંહ મારા પ જામા સપડાય અને એને હુ મારી નાખી શકુ તો તલેસમની રાણી થવામા મને કોઈ અટકાવી શકે તેમ નથી! બહેન, પછી

જોતજોતામા હુ તમને રાજગૃહી અને ગયાજીની રાણી બનાવી દઉં ! આપણ બ ને નવયૌવના વિધવા પુરૂષના પ્રેમની ભુખી છઇએ ! તમે ઇંદ્રજીતકુમારના મોહમા ફસાઈ દુ ખ ભોગવો છો, અને હુ આન દકુમારપર મોહિત થઈ આ દશાએ પહોચી છુ ! આપણ બ નેના ભાગ્યનુ પરિણામ સાથેજ અને એકજ સ્થળે આણવુ જોઈએ, કેમકે બ ને કુમાર હાલ જમાનીયાના તલેસમમાજ છે ! આપણે મળીને કામ કરીશું તો ટુ ક મુદતમા દુશ્મનોનો સહેલાઈથી નાશ કરી મનના માન્યા કુમારો સાથે સુખચેનમા જીવન ગાળીશું ! પણ બહેન, તમારી સાથે બે ક ટક છે તેનો શો વિચાર કીધો ?"

"કોણ ? ભાઈ કેસરીકુમાર અને સેનાપતી કુબેરસિંહ ? એ બ ને માટે તમે ચિ તા કરશો નહીં ! હાલ એમને સાથે રાખી આપણુ કામ કહાડી લઈએ, પછી તમે કહેશો તેમ કરીશુ !"

"બસ ! એ વિષે તમારા વિચાર જાણવાનેજ એકાતમા વાત કરવાનુ મને ઠીક લાગ્યુ ! બહેન, વાત ત્રીજે કાને ન જાય, તેથી મારી સખી લીલાને પણ મે બહાર જવાનુ જણાવ્યુ !"

"બહુ સારૂ કર્યું ! વાત તો વા લઈ જાય ! બહેન, આપણ બ નેના એકજ વિચાર છે, તો આજથી આપણે સ્નેહસાકળે સંધાઈ જી દગી સુધી એકમેકને મદદ કરવાની પ્રતિજ્ઞાથી બ ધાઇશુ !"

વાચનાર ! માયાવતી અને મોહીની પોતપોતાનો સ્વાથ જોતી હતી બ ને લુચ્ચી, સ્વાર્થિ અને દગલબાજ હતી અત્યારે તેમણે અનેક પ્રતિજ્ઞા લીધી પછી કેસરીકુમાર અને કુબેરસિંહને તેમણે પોતાની પાસે તેડાવ્યા લીલા પણ ત્યા આવી, એટલે તેઓ સલાહ કરવા લાગ્યા

"ત્યારે હવે શા નિર્ણયપર આવ્યા ? રાજા જોરાવરસિંહનો પત્ર લઈને જમાનીયા કોણ જશે ?" કેસરીકુમારે પૂછયુ

"તમારી શી સલાહ છે ?" માયાવતીએ તેને પૂછ્યુ

"મારો વિચાર છે કે, લીલા રામદીનના સ્વરૂપમા દીવાન પાસે જાય, અને ત્યાથી પત્રમા લખ્યા મૂજબ સીપાઈ, વગેરે લઈને પીપલીયા વાડી આવી પહોચે ! આપણે સીપાઇઓ સહિત ત્યા પહેલાથી જઈ રહીએ ! લીલાએ જમાનીયાથી પોતાની સાથે આણેલા બસો સ્વારોને કઈ બહાનુ કહાડીને પાછળજ રોકી

રાખવા, એટલે જોરાવરસિંહ, વગેરે ત્યા આવી પહોચતાજ આપણે સર્વેને પકડી લઈ મારી નાખી શકીશું!" કેસરીકુમારે જણાવ્યું

"એ વાત મને ઠીક લાગતી નથી! પત્રમા લખ્યા મૂજબ સીપાઈ પીપલીયા ઘાટી સુધી અવશ્ય જશે! આપણા રામદીનની આજ્ઞાથી સીપાઇઓ પાછળ રહે અને આપણે જોરાવરસિંહ, વગેરેને કેદ કરી લઈએ, તોપણ આપણી ધારણા પાર પડશે નહીં જોરાવરસિંહ કેદ પકડાઈ માર્યો જવાના સમાચાર દીવાનને તરત પહોચી જતા તે સૈન્ય સાથે લડવાને તૈયાર થશે, અને આપણને જમાનીયામા પ્રવેશ કરવા દેશેજ નહીં? વળી બને કુમારો તલેસમમા હોવાથી તેઓ પણ આપણી સાથે લડવા આવશે! આપણે કેટલાકોની સાથે લડયા કરીશું? એ બધી ખટપટથી આપણને કઈ લાભ થશે નહીં!" માયાવતીએ જણાવ્યુ

"ત્યારે શુ કરવુ?" કેસરીકુમારે માયાવતીને પૂછ્યુ

"વારૂ અત્યારે આપની સાથે કેટલા સીપાઈ છે?" માયાવતીએ કુબેરસિંહને પૂછ્યુ

"સાત સો!" કુબેરસિંહે કહ્યુ, એટલે માયાવતીએ મોહીની પ્રત્યે કહ્યુ—"મારી એવી સલાહ છે કે, હુ, તમે, કેસરીકુમાર અને કુબેરસિંહ તલેસમમા દાખલ થઈ જઇએ, અને સીપાઈઓને પણ છૂપી રીતે તીલસ્મી બાગમા લઈ જઈ છૂપાવી રાખીએ! ત્યા એમને સંતાડવાની જગ્યા ઘણી છે, અને બાગની ગોઠવણ એવી છે કે, હુ ત્યા હોઈશ તો ગમે તેવો જોરાવર દુશ્મન મ્હોટી ફોજ લઈને ચ્હડી આવે તોપણ બાગમા પગ મૂકી શકશે નહીં!"

"તમે તલેસમના રાણી, એટલે એ બાગના છૂપા ભેદ જાણો!" મોહીનીએ કહ્યુ, અને પૂછ્યુ—"વારૂ પછી?"

"કીશોરી અને લક્ષ્મિદેવી, વગેરેને લઈ જોરાવરસિંહ જમાનીયા આવશે ત્યારે તે તેમને અવશ્ય એ બાગમા લાવશે! આપણે ત્યા સંતાઈ રહેલા હઈશુ, એટલે જાહેર થઈ સર્વને મારી નાખીશુ! પછી જમાનીયા આપણા હાથમા આવી જશે, અને બને કુમારો પણ આપણા પજામા સપડાઈ જશે!" માયાવતીએ જણાવ્યું

આથી ખુશ થઈ મોહીની બોલી—"ઉપાય તો સારો છે! સર્વ સીપાઈઓને આપણે બાગમા છૂપી રીતે લઈ જઈ શકીશું?"

"એની ગોઠવણ થશે!" માયાવતીએ જણાવ્યુ—"આપણે ચારે સ્વરૂપ બદલી લીધા સાથે જમાનીયા જઈએ લીલા દીવાનને કહેશે કે, રાજાજીએ આપણ ચારેને ખાસ બાગમા રાખવાની આજ્ઞા કરી છે! આથી તે આપણને એ બાગમા પહોચાડી દેશે કેમકે, રામદીન એ બાગમા આવતો જતો હોવાથી અ ગૂઠીને પ્રતાપે દીવાનને તેને માટે વહેમ ઉપજશે નહીં! આપણે બાગમા જઈ પહોચ્યા, એટલે એક ગુપ્ત માર્ગે આપણા સીપાઈઓને બાગની અ દર દાખલ કરી દઈશું! બાગમા આવવાના સુર ગના મુખડા પરની ગુફાની નીશાની સીપાઈઓને હુ દેખાડીશ!"

"ખરેખર! આ ઉપાય ઉત્તમ છે!" મોહીની બોલી ઉઠી

"એથી આપણે અવશ્ય વિજય મેળવીશુજ!" કેસરીકુમારે કહ્યુ

"વળી એમા બહુ ખટપટ નથી! સર્વ કામ સહેલાઇથી પાર પાડી શકાશે!" કુબેરસિંહે ઉમેર્યું છેક પ્રભાત થતા સુધી તેઓ વાત કરતા બેઠા પછી માયાવતી, મોહીની, કેસરીકુમાર અને કુબેરસિંહે સ્વરૂપ બદલી નાખ્યા લીલાએ રામદીનનુ સ્વરૂપ ધારણ કરી લીધુ કેસરીકુમારના અઈયારોને માયાવતીએ ગુફાની નીશાની આપી લશ્કર સહિત ત્યા રાહ જોતા પડાવ નાખી રહેવાનુ જણાવ્યુ પછી તેઓ ઘોડેસ્વાર થઇ જમાનીયા તરફ રવાના થયા

---

## પ્રકરણ ૧૯ મું.

### કોણ ફાવ્યુ?

રામદીન જમાનીયામા આવી પહોચવાની ખબર દીવાનને બપોરે મળતા તેણે તેને પોતાની પાસે તેડાવ્યો. રામદીને તેની હજુરમા જઇ રાજા જોરાવરસિંહનો પત્ર આપી પોતાની પાસેની અ ગૂઠી તેને બતાવી પત્ર વાચતાજ દીવાને કહ્યુ—"મહારાજશ્રીની આજ્ઞા અમે મસ્તકે ચ્હડાવીએ છીએ! રથ અને સીપાઈઓ, વગેરેનો બ દોબસ્ત થઈ જશે! તમે અત્રે રહેશો કે તેમની સાથે જશો?"

"હુ રાજાજીની પાસે જઇશ! મહારાજાશ્રીની આજ્ઞાનુસાર ચાર માણસોને ખાસ બાગમા તેડી જઈ રાખવા છે અને ત્યા

ના ખાવાપીવાની ગોઠવણ કરવી છે !" રામદીને કહ્યુ, એટલે
ને અજાયબ થઈ પૂછ્યુ—"ખાસ બાગમા રાખવા છે ?"

"હાજી !" રામદીને જણાવ્યુ "એમને બહાર બેસાડયા છે !"

"ભલે ! મહારાજશ્રીની આજ્ઞાનુસાર બદોબસ્ત કરો !"

રામદીન દીવાનને નમન કરી ઉઠયો અને પોતાના સાથી
ને તીલસ્મી બાગમા લઈ ગયો અગૂઢીને પ્રતાપે કોઈએ તેને
કાવ્યો નહીં આમ માયાવની પોતાને સ્થાને પહોચી ગઈ

છૂપાઈ રહેવાના સ્થાનોની તેમજ તિલસ્મી દ્વાર બધ કરવા
રેની ખટપટમા પડી તેમને ત્યા રાખીને રામદીન દીવાન પાસે
ા, એટલામા રથ, વગેરે તૈયાર થવાથી સંધ્યાકાળે તે પીપલીયા
ી રવાના થયો, અને બીજે દીને બપોરે ત્યા જઈ પહોચ્યો
ાકાળે રાજા જોરાવરસિંહ, વગેરે ત્યા આવી પહોચનાર હતા,
ખબર રામદીને સીપાઈઓ, વગેરેને જણાવી હવી, એટલે
તેમના આવવાની આતુરતાથી રાહ જોવા લાગ્યા સાજ પડી,
ી થઈ અને તે પણ પસાર થવા લાગી, પણ રાજા જોરાવર-
હ આવ્યા નહીં, ત્યારે આપણા રામદીનને અજાયબી ઉપજી
નેક વિચારોએ તેના મનમા ઉથલપાથલ મચાવી મુકી સીપા-
ા વગેરે સ્વારીમાના માણસોને પણ રાજાજી ન આવવા માટે
જાયબી ઉપજી, અને તેઓ રામદીનને તે વિષે પૂછવા લાગ્યા
જે દીને સંધ્યાકાળે રાજા જોરાવરસિંહ એકલો ઘોડેસ્વાર ત્યા
ાવી પહોચ્યો સઈસ પણ તેની સાથે નહોતો લશ્કરી પોશાક
ડ્રેરી તેણે તેપર તીલસ્મી કવચ પહેર્યું હતુ, અને ઢાલ, તલવાર
ને ખજર, વગેરે હથીયારો સજી તે દમામથી આવ્યો હતો
જાજીને જોતાજ સર્વેએ તેને નમન કર્યું અને આપણા રામદીને
ાગળ વધીને અશ્વની ચાળ પકડી લઈ તેની ગરદન થાપડીને
જાને કહ્યુ—"કાલ સંધ્યાકાળથી આપ મહારાજશ્રીના પધાર-
ની અત્રે રાહ જોઇએ છીએ ! વળી આપ મહારાજશ્રી એકલા
વાર્યા છો એથી અમને બેહદ આશ્ચર્ય ઉપજે છે !" રાજાએ
ાડીવાર રામદીન તરફ એકટસે જોયા બાદ કહ્યુ—"કીશોરી,
ગેરેએ આવવાની ના પાડી એટલે અમે એકલા આવ્યા ! હજી
ત્રેથી જમાનીયા પાછા ફરવાને વિલબ થશે ! હમણા અગત્યના
ામે જઇએ છીએ ! પ્રભાતે અત્રે આવીશુ ત્યા સુધી સર્વ અત્રે રહેજો !"

"અશ્વો માટે એક દીન જેટલોજ દાણો સાથે આણ્યો હતો, અને સીપાઈઓ—" રામદીને જણાવ્યુ તેનુ બોલવુ પૂર્ણ થાય તે પહેલા રાજા બોલી ઉઠયો–"અશ્વોને જ ગલમા ચરાવી લેજો, અને સીપાઇઓ આજની રાત્રી નીભાવી લેશે !" આમ કહી તે ઘોડાને વાળી જે તરફથી આવ્યો હતો તે તરફ ઉતાવળે રવાના થયો રામદીન તેની તરફ જોતો ઉભોજ રહી ગયો તેણે સર્વેને રાજાની આજ્ઞા કહી સંભળાવી અને પોતાના ત બુમા જઈ બેઠો તેના મનમા અનેક વિચારોએ ઉથલપાથલ મચાવી મૂકી

"જોરાવરસિંહનુ કહેવુ સમજાયુ નહીં ! આમ કરવામા તેની શી મતલબ હશે? લક્ષ્મિદેવી, વગેરેને એ શામાટે છોડી આવ્યો હશે ? એમણે સાથે આવવાની ના પાડી હશે ? શુ હવે લક્ષ્મિદેવી રાજાની સાથે રહેશે નહીં ? રાજા એકલો જમાનીયા આવશે તો અમારી જાળમા એને તો ફસાવીશુ, પણ કમલીની, વગેરે બચી જશે ! પણ કરવુ શુ ? રાજા જમાનીયા પહોચતા તેને દીવાન તરફથી ખબર મળશે કે, મે ચાર માણસોને ખાસ બાગમા રાખ્યા છે ત્યારે એ વિષે રાજા મને પૂછતા શો જવાબ આપવો, એનો કઈ વિચાર કર્યો નથી ! આ મ્હોટી મુશ્કેલી ! જમાનીયામા રાજા દીવાનને મળે તે પહેલાજ મારે નહાસી જવુ પડશે ! જબરી ભૂલ થઈ ! દીવાનને જણાવ્યા વગરજ ચારે ખાસ બાગમા ગયા હોત તો સારૂ હતુ ! તેથી પણ બાગના પહેરેગીરોને મુખે રાજાને એ વિષેની ખબર મળત ! તેઓ કોઈ છૂપે રસ્તે બાગમા ગયા હોત તો સારૂ હતુ, પણ જોરાવરસિંહે સર્વ દ્વાર અ દરથી બ ધ કરેલા હોવાથી, એ પણ અસંભવિત હતુ ! બસ ! હવે તો નહાસી ગયા વિના છૂટકોજ નથી ! માયાવતીને આ વાતની ખબર આપવી જોઈએ ! જમાનીયા જઈને માયાવતીને મળ્યા બાદ નહાસી જાઉ ? એ પણ સંભવિત નથી કેમકે, માયાવતી સીપાઈઓને બાગમા દાખલ કરીને પોતાના સાથીઓ સહિત કયાક છૂપાઈ ગઈ હશે બાગના ગુપ્ત ભેદથી હુ અજાણ હોવાથી તેમને શોધી શકીશ નહીં ! અરેરે ! એ સર્વ રાજીખુશીમા સલામત સ્થાને પહોચી ગયા, પણ મારે માથે આ અણધારી આફત આવી પડી ! ફીકર નહીં ! જોરાવરસિંહને જમાનીયા સુધી પહોચાડયા બાદ નહાસી જઈશ ! જોરાવરસિંહને મારી તે જમાનીયામા પોતાની સત્તા બેસાડશે

ત્યારે આવીશ !" આ વિચારોમા રામદીન-લીલાએ આખી રાત જાગૃત અવસ્થામા પસાર કરી.

પ્રભાતે રાજા જોરાવરસિંહ આવી પહોચ્યો ઇંદ્રદેવ અને હમીર તેની સાથે હતા રાજા ઘોડેસ્વાર હતો, અને તે બ ને તેની સાથે વાતો કરતા ચાલ્યા આવતા હતા છાવણીમા આવી પહોચતા રાજાએ પોતાનો અશ્વ હમીરને બેસવાને આપ્યો, અને સીપાઈઓને પણ કુચ માટે તૈયાર થવાની આજ્ઞા કરી. તે અને ઇંદ્રદેવ સાથેજ રથમા બેઠા, અને આ સ્વારી જમનીયા તરફ રવાના થઈ ઘોડેસ્વારો રાજાના રથની આસપાસ ચાલ્યા જતા હતા આપણો રામદીન પ ચકલ્યાણ ઘોડીપર સ્વાર થઈ સર્વની આગળ ચાલતો હતો હમીર પણ પોતાના ઘોડાને આગળ કરી તેની સાથે ચાલવા લાગ્યો રાજા કુલીનસિંહના અઈયારોથી લીલા બહુ ડરતી હોવાથી હમીરને પોતાની સાથે આવતો જોઈ તે ગભરાઇ કેટલેક સુધી ચુપચુપ ચાલ્યા જવા બાદ આખરે તેણે પૂછ્યુ-" આપ રાજાજીના રથ સાથે હતા તે આગળ શામાટે આવ્યા ?"

" તમારી સાથે ચાલવાને ! મારા પરમપ્રિય મિત્ર રામદીનને એકલો મૂકવાનું મને કેમ ગમે વારૂ ?" હમીરે હસીને જણાવ્યુ

" એમ ! રાજાજીએ મને જમાનીયા મોકલ્યો હતો ત્યારે તમે કયા રોકાઈ ગયા હતા ?" લીલાએ પૂછ્યુ

" તમારી સાથેજ હતો ! છૂપો હોવાથી દેખાયો નહીં !" હમીરે જવાબ આપ્યો લીલા ગભરાઈ, પણ ગભરાટ છૂપાવી તેણે પૂછ્યુ—" પરમ દિવસે, કાલે તેમજ આજે પ્રભાતે કયા હતા ?"

"અરે ! હુ તો તમને ન દેખાય તેમ તમારી સાથેજ હતો ! મળસ્કે ચાર વાગે તમારાથી જુદો પડી મહારાજશ્રી પાસે ગયો હતો ! પાછો તમારી સાથેજ ચાલ્યો આવુ છુ, કેમકે મહારાજશ્રીની એવીજ આજ્ઞા છે ! જમાનીયા પહોચ્યા પહેલાજ નહાસી જવાની તમારી ધારણા મહારાજશ્રીને ખબર પડી ગઈ છે !"

" એ ખબર એમને કોણે આપી ?"

" તમારા પરમપ્રિય મિત્ર હમીરેજ વળી !"

" અને તમને કોણે કહી ?"

" તમારા અ ત કરણેજ ! તમે અઈયારી સંપૂર્ણ જાણતા હોત તો તમારૂ હૃદય મજબૂત હોત, પણ હજી કાચા છો ! અરે ! હું

તમને કહેતાજ ભૂલી ગયો કે, જે રાતે માયાવતી મહારાજ કુલીન સિંહની છાવણીમાથી નહાસી ગઈ તેજ રાતે મહારાજ જોરાવરસિંહજીએ એ વાત જાણી હતી ! તમે પણ તમારા ખરા સ્વરૂપમા રાજાજીની હજુરમા ગુપચુપ ચાલો ! ખરા રામદીન આગળ તમે રામદીનનું સ્વરૂપ ધારણ કરીને રહો, એ યોગ્ય નથી ! "

" રામદીન હવે—" લીલા મુખમાથી અચાનક આ શબ્દ નીકળી જતા અટકી ગઈ હમીરની વાતોએ તેને ગભરાવી દીધી પોતાનો પાસો અવળો પડી ગયો, એમ તે સમજી ગઈ હવે પોતે કેદ પકડાઈ જશે, એવી તેની ખાત્રી થઈ તેને લાગ્યુ કે, આગલે દીને રાજા જોરાવરસિંહને તેનાપર વહેમ ગયો હતો, અને ત્યારેજ પોતે નહાસી ગઈ હોત તો સારૂ હતુ હવે નહાસવાનુ પણ અસંભવિત લાગ્યુ, છતા કઈ વિચાર કરીને તે બોલી–"તમે એકાતમા મારી સાથે ચાલો તો એક વાત કહુ ! ઘોડાને આગળ લઈએ ! મારી વાત સાભળી તમને બેહદ આનદ ઉપજશે ! "

" હવે તમારી વાતે મારે સાભળવી નથી, અને તમને છોડવા પણ નથી !" હમીરે જણાવ્યુ—" તમારો ભેદ ખુલ્લો થવાનુ કારણ હુ કમા જણાવુ ? રાજાજીએ દીવાનનો પત્ર આપી રામદીનને જમાનીયા મોકલ્યો ત્યારે તેને મ્હોડે કહ્યુ હતુ કે, પત્રમા બસો સ્વારો લખ્યા છે છતા તેણે માત્ર વીસ સ્વારો સાથે રવિવારને બદલે સોમવારે પીપલીયા ઘાટી આવી પહોચવુ ! હવે ભેદ સમજાયો ? " આમ કહી તેણે લીલાનો હાથ પકડી રાજા આગળ આવવાનુ કહ્યુ તેણે ન માનીને પોતાની ઘોડીને ઉભી રાખી નહીં અને છોડવવાની તજવીજ કરી, તેમા તે ફાવી નહીં એ ચતાણમા હમીરે આચકો મારી તેને જમીનપર પાડી નાખી, અને પોતે ઘોડાપરથી નીચે કુદી જમણો પગ તેની છાતીપર મૂકી ઉભો તરતજ તેને જણાયુ કે રામદીનનુ સ્વરૂપ ધારણ કરનાર એક સ્ત્રી છે ! હમીરનુ આ કાર્ય જોઈ સર્વ સ્વારોએ અશ્વ ઉભા રાખ્યા જોરાવરસિંહનો રથ પણ ઉભો રહ્યો, અને કેટલાક સીપાઈ ઘોડાપરથી કુદી હમીર પાસે દોડી ગયા ઇંદ્રદેવ રથમાથી ઉતરી તેની પાસે ગયો રાજાની આજ્ઞાનુસાર લીલાના હાથપગ બાધી પાણી મ ગાવીને તેનુ મુખ ધોવામા આવતા તેમણે તેને ઓળખી તેને રાજા જોરાવરસિંહ પાસે લઈ જઈ હમીરે સર્વ વાત જણાવી, જે સાભળી

રાજા હસી પડયો અને તેને માટે ઇદ્રદેવ કહે તેમ કરવાનું જણાવ્યું ઇદ્રદેવની આજ્ઞાનુસાર લીલાને એક ખાલી રથમા બેસાડવામા આવી હવે તેઓ ઉતાવળે કુચ કરવા લાગ્યા અને બપોર પછી જમાનીયા જઈ પહોચ્યા ત્યા પહોચતાજ ઇંદ્રદેવ રાજા જોરાવરસિંહને કઈ કહીને તેની રજા લઇ રથમાથી ઉતરી પડી મેદાન તરફ ચાલ્યો ગયો રાજાની સ્વારી ખાસ બાગના દ્વાર આગળ આવીને ઉભી રહી દીવાને સન્માનસહ રાજાને રથમાથી ઉતાર્યો લીલાને તેના તાબામા સોપવામા આવી તે સમયે હમીરના પૂછવાથી તેણે કહ્યું—"લીલાએ ચાર માણસોને ખાસ બાગમા પહોચાડયા છે, તેઓ કોણ હતા તે હુ જાણતો નથી!"

આથી રાજા જોરાવરસિંહ અને હમીરને ખબર પડી કે, ચાર દુશ્મનો ખાસ બાગમા ગયા છે, પણ સાતસો સીપાઈને માયાવતીએ છૂપે રસ્તે બાગમા લઈ જઈ સંતાડી રાખ્યા હતા તે તેઓ જાણતા નહોતા લીલાએ બાગમા રાખેલા માણસોને પકડવા માટે દીવાને રાજાની આજ્ઞા માગી, પણ તેમ કરવાની ના પાડી રાજા જોરાવરસિંહ એકલા હમીરને લઈ ખાસ બાગમા ગયો બાગના બીજા ભાગમા બે વિશાળ કુવા હતા, જેમા હમેશ પાણી રહેવુ હવુ, અને બાગમાના ઝાડને તેમાથી પાણી પહોચવુ હવુ જોરાવરસિંહ અને હમીર છૂપી રીતે ફરતા પૂર્વ તરફના કુવા પાસે જઈ પહોચ્યા તેમા નીચે ઉતરવાને તથા ચ્હડવાને ભીંતમા લોખંડના કડા બેસાડેલા હતા તે પકડીને તેઓ બને નીચે ઉતર્યા કોઈ સ્થાને સંતાઈ રહેલી માયાવતી તેમની હીલચાલ જોતી હતી તેમને બાગમા જોઈ તેના આનંદનો પાર રહ્યો નહીં, કેમકે જોરાવરસિંહ હવે પોતાના પંજામા નક્કી સપડાઈ જશે, એવી તેની ખાત્રી હતી જે સ્થાને તે બેઠી હતી ત્યા તેની સાથે મોહીની, કુબેરસિંહ, કેસરીકુમાર અને ચાર અઇયારો તેમજ વીસ સીપાઈ હતા બાકીના સીપાઈઓને ભોયરામા સંતાડયા હતા વીસ સીપાઈની મદદથી જોરાવરસિંહને પકડવાની માયાવતીની હિંમત ચાલી નહીં, એટલામા તે અને હમીર કુવામા ઉતર્યો માયાવતી તરતજ તીલસ્મી બાગનો દરવાજો બંધ કરી સઘળા સીપાઇને ભોયરામાથી બહાર કહાડીને મોહીની, કેસરીકુમાર, કુબેરસિંહ અને અઈયારો સહિત પેલા કુવા પાસે ગઈ જોરાવરસિંહ અને

હમીર કુવાની બહાર નીકળે તો તેમને પકડીને મારી નાખવાની ધારણાથી તેઓ કુવા આગળ બેઠા ઘણો સમય થયા છતા રાત્રી પડી તોપણુ જોરાવરસિંહ અને હમીર કુવાની બહાર નીકળ્યા નહીં ત્યારે માયાવતીને અજાયબી ઉપજી, અને તેણે નમીને કુવામા જોયા બાદ મોહીનીને કહ્યુ—"બહેન ! કુવામા આજે આપણે ઘણુ પાણી જોયુ હતુ ! અત્યારે એમા પાણીનુ ટીપુ પણ જણાતુ નથી !"

"અરે ! એમ તે હોય ! એમા તો સાતેક પુરૂષ પાણી ભર્યું હતુ ! અધકારને લીધે તમને જણાતુ નહીં હોય !" મોહીનીએ જણાવ્યુ, અને એક ન્હાનો પથ્થર ઉપાડી કુવા પાસે જઈ કહ્યું—"પથ્થર અદર ફેકી જોઈએ !" આમ કહી તેણે નમીને કુવામા પથ્થર નાખ્યો, અને તેનો અવાજ સાભળ્યા બાદ તે બોલી—"ખરેખર ! એમા તો પાણી નથી ! માત્ર કાદવ છે ! એમા પાણી નીકળી જવા તેમજ માણસોની આવજાવ માટે કોઈ સુરગ કે દ્વાર હશે, એ તમે જાણતા નહોતા ?"

"મને તો જોરાવરસિંહે કહ્યુ હતુ કે, આ કુવાની નીચે ભોયરૂ છે, તેમા જાતજાતના તીલસ્મી હથીયારો અને અઈયારીને લગતી અપૂર્વ વસ્તુઓ ભરેલી છે !" માયાવતીએ જણાવ્યુ

"ત્યારે તેમાની કઈ વસ્તુ લેવા તેઓ અદર ગયા હશે !" મોહીનીએ અટકળ કરી અને ઉમેર્યું—"તેઓ ફરી દુનિયા જોઈ ન શકે, એમ આપણે સહેલાઈથી કરી શકીશુ ! બસ ! કુવાને પૂરી નાખીએ, એટલે તમામ પચાતનો અત આવી જશે !"

"એજ ઉત્તમ ઉપાય છે ! સત્વર કુવાને પૂરી નાખીએ !" માયાવતી બોલી ઉઠી તરતજ આજ્ઞા થતા કુબેરસિંહના સીપાઈ બાગમાની જમીન ખોદીને માટી કુવામા નાખવા મડી ગયા પ્રહર રાત વિતતા તેમણે કુવો પૂરી નાખ્યો હવે માયાવતીના મનમાથી જોરાવરસિંહનો ડર દૂર થયો સીપાઈઓને બાગમાજ રહેવાની આજ્ઞા કરી મોહીની, કુબેરસિંહ, કેસરીકુમાર અને અઈયારોને લઈ તે હરખાવી મહેલમા ચાલી ગઈ તેઓ અગાસીમા નિશ્ચિત મને વાત કરતા બેઠા ચાદની ખીલી રહેલી હોવાથી બાગમાની સર્વ વસ્તુઓ સાફ જણાતી હતી સમય સોહામણો હતો. જોરાવરસિંહનુ કાસળ પતી ગયાથી હવે રાજ્યના સેવકોના સબધમા શી રીતે કામ લેવુ તે વિષે તેમની વચ્ચે ચર્ચા ચાલતી હતી

જે અગાસીમા તેઓ બેઠા હતા તેની જમણી તરફ બાગમા બીજો મહેલ હતો, અને તેની પાછળ એક ઉંચી ભીંત હતી જેની પાછળ તલેસમના ત્રીજા ભાગનો બાગ હતો રાત લગભગ બે પ્રહર વીતી ગઈ હતી માયાવતી એ મહેલ તરફ મ્હોડું કરીને બેઠી હતી વાત કરતા માયાવતી એકાએક ચમકીને પેલા મહેલ તરફ હાથ કરી બતાવતા બોલી ઉઠી—"અરે! પેલી અગાસીમા કોઈ જઈ પહોચ્યો છે?"

"ખરેખર! એક માણસ હાથમા ઉઘાડી તલવાર લઈને ફરે છે ખરો!" મોહીનીએ તે તરફ જોતા કહ્યુ

"પણ બુરખાથી મુખ ઢાકેલુ હોવાથી કોણ છે તે ઓળખાતુ નથી!" કેસરીકુમારે કહ્યુ

"આપણી ફોજમાનો કોઈ સીપાઈ કદાચ ઉપર ગયો હશે! આપણી આજ્ઞા વિના એણે એમ કરવુ નહોતુ!" કુબેરસિંહે કહ્યુ

"પણ મારા સિવાય એ મહેલમા કોઇ જઈ શકે તેમ નથી!" માયાવતીએ જણાવ્યુ—"વળી બીજો આવી પહોચ્યો! આ ત્રીજો પણ આવ્યો! શુ છે તે સમજાતુ નથી!"

"કદાચ જોરાવરસિંહ કુવામાથી ત્યા જઈ પહોચ્યા હોય! પણ એ તો બેજ માણસ હતા!" અજયબસિંહે જણાવ્યુ

"આ તો ત્રણ છે! લ્યો! હવે પાચ થયા!" માયાવતી બોલી ઉઠી જોતજોતામા અગાસીમા પચ્ચીસ માણસ થઈ ગયા, જેઓ સર્વના હાથમા તલવારો હતી તે અગાસીમાથી ઉપરને રસ્તેજ માયાવતી, વગેરે હતા ત્યા આવી શકાય તેમ હોવાથી મોહીની, વગેરેને ધાસ્તિ લાગી, અને પોતાના થોડા સીપાઈઓને ઉપર બોલાવી તૈયાર રાખવાનો તેમણે વિચાર કર્યો તરતજ અજાયબસિંહ સીપાઈઓને તેડી લાવવાને નીચે ગયો, પણ પાછો ફરી બોલ્યો—"નીચે જવાના દ્વાર બધ છે! માયાવતીજી દ્વાર ઉઘાડે તો સીપાઈ અત્રે આવી શકે!" આ સાભળી સર્વે ચમકી ગયા સર્વેને પોતાની જીદગી માટે ધાસ્તિ લાગવા માડી માયાવતીના કહેવાથી તેમના હૃદયમા જે આશા બધાઈ હતી તે નાશ પામવા લાગી, અને તેઓ પોતાની ભૂલ માટે પસ્તાવો કરવા લાગ્યા માયાવતી હજી પણ વાતોના તડાકા કે કવામા પછાત પડી નહીં કેમકે ઇંદ્રજીતસિંહ અને આનદસિંહ તલેસમ તોડતા હોવાથી

તેમને લીધેજ દ્વાર બંધ થઇ ગયા હશે, એવું જણાવી તે ઉઠીને નીચે ગઈ પણ દ્વાર ઉઘાડી ન શકવાથી પાછી ઉપર આવી તે પણ હવે મુંઝાઈ ગઈ, અને અજયબીસહ પેલી અગાસીમાં ભેગા થયલા પચ્ચીસ માણસો તરફ જોવા લાગી. થોડીવાર પછી પેલા માણસો ઉપરથીજ કુદતા કુદતા માયાવતી, વગેરે બેઠા હતા તે અગાસી તરફ આવતા જણાયા, એટલે તેઓ પણ પોતપોતાના હથીયાર કહાડી તૈયાર થઈ ગયા. જોતજોતામાં પચ્ચીસે માણસો અગાસીમાં આવી માયાવતી અથવા તેના સાથીઓ તરફ જોયા વગરજ લટકતી ચાલે ચાલતા નીચે ઉતરી ગયા. તેઓ પોતાના કરતા સંખ્યામાં વધારે હોવાથી માયાવતી, વગેરેએ પણ તેમને અટકાવ્યા નહીં, પણ નીચે દ્વાર બંધ હોવાથી તેઓ બહાર જઈ શકશે નહીં એમ તેમને લાગ્યું. પણ થોડીવારમાજ નીચે ગયલા પચ્ચીસે માણસો તો બાગમાં ફરતા જણાયા. તેમને જોતાજ મોહીનીના સીપાઈઓ સાવધ થઈ ગયા, કેટલાક તો તેમને અટકાવવાને તેમની તરફ ધસ્યા, પણ તેઓ તો જોતજોતામાં ઝાડોની ઘટામાં ઘુસી જઈ અદૃશ્ય થઇ ગયા, અને સીપાઇઓ એકબીજાનું મુખ જોતા ઉભાજ રહી ગયા. આ જોઈ મોહીનીએ માયાવતી પ્રત્યે કહ્યું-"બહેન! અત્રે તો જુદોજ રંગ જણાય છે!"

"એ કોણ હતા, અને શામાટે આવ્યા અને આપણી તરફ જોયા વગરજ આ પ્રમાણે ક્યાં અદૃશ્ય થઇ ગયા, એ કંઈ સમજાતું નથી!" માયાવતીએ ગંભીર અવાજે જણાવ્યું.

"તમે તલેસમના રાણી છતાં આ બાગ વિષે કંઈ જાણતા નથી! તમારા મહેલના દ્વાર પણ ઉઘાડી શકતા નથી અને નાહક અમારી જીંદગી જોખમમાં નાખી!" મોહીનીએ કહ્યું.

"અત્યારે હું લાચાર છું પણ મહેલની નીચે ઉતરવાનો લાગ મળે તો પછી હું શું કરૂં છું તે જોશો!" માયાવતી બોલી.

"પારકા માણસો આવજાવ કરી શકે અને તમે અત્રેના રાણી છતાં કંઈ કરી ન શકો, એ થોડી શરમની વાત નથી!" કુબેરસિંહે જણાવ્યું. માયાવતી કંઈ જવાબ આપે તે પહેલા અગાસીની સીડી તરફથી અવાજ સંભળાયો—"તમારા કલ્પાંતપર મને દયા આવે છે, માટે આવો! હું દ્વાર ઉઘાડું છું! નીચે ઉતરી જઈ તમારા પ્રાણ બચાવો!" એ પછી નીચે દ્વાર ઉઘડવાનો અવાજ સંભળાયો.

અગાસીની સીડી આગળ જવાની પણ કોઇની હિંમત ચાલી નહીં, પણ અગાસીમા રહેવાથી પ્રાણ બચે તેમ ન હોવાથી સર્વ કઠણ થઈ નીચે જવા તૈયાર થયા હવે સર્વ દ્વાર ઉઘડી ગયા હતા, એટલે તેઓ ઉતાવળે નીચે ઉતરી ગયા અને માયાવતી એક દીર્ઘ શ્વાસ લઇ બોલી—" હવે ચિંતા નહીં !"

" દરવાજો ઉઘાડનાર કોણ હતો તે જણાયું ?" રત્નુએ પૂછ્યું

" તેણે આપણી સાથે આ ભલાઈ શામાટે કરી ?" રહેમતે પૂછ્યું, એટલે ઉપરથી અવાજ આવ્યો—" દ્વાર ઉઘાડનાર હું છઉં !" આથી સર્વેએ ગભરાઈને ઉપર જોયું એક બુરખાવાળા માણસને અટારીમા ઉભેલો જોઈ કુબેરસિંહે પૂછ્યુ—" તમે કોણ છો ?"

" આ તલેસમનો દારોગો !" બુરખાવાળાએ જવાબ આપ્યો.

" તલેસમનો દારોગો તો રાજા કુશીનસિંહના કારાગૃહમા છે !" માયાવતીએ તેની તરફ જોઈ કહ્યું

" એ તો તમારો દારોગો ! હુ મહારાજશ્રી જોરાવરસિંહજીનો દારોગો છુ. આ બાગ મારા તાબામા છે !" તેણે કહ્યું

" અમે આ બાગમા આવ્યા ત્યારે તમે કયા હતા ?" માયાવતીએ પૂછ્યું

" તમારી સાથે બાગમાજ !" તેણે જવાબ આપ્યો

" ત્યારે અમને અટકાવ્યા કેમ નહીં ?" માયાવતીએ પૂછ્યું, એટલે તેણે હસીને કહ્યું—" અટકાવવાની જરૂર નહોતી ! હું જાણતો હતો કે તમે તમારા પગમા કુહાડી મારવા તૈયાર થયા છો ! તમારી મૂર્ખાઈપર મને હસવુ આવે છે ! અરે ! સીપાઈઓને બાગમા ઘુસાડી તો દીધા, પણ તેઓ સર્વ અત્રે ખાશે શું તેનો કઇ વિચાર કર્યો હતો ? બાગમાના ઝાડના પાદડા અને ઘાસ ખાઇને રહેવાનો વિચાર હોય તોપણ એક દીન ચાલે એટલોજ ખોરાક અત્રેથી મળી શકશે ! બાગમા પગ મૂકતાજ જોરાવરસિંહને મારી નાખશો એમ ધારતા હતા શું ?"

" જોરાવરસિંહને તો અમે મારી નાખ્યા છે !" માયાવતી બોલી ઉઠી—" અમારા સીપાઈ પાસે એક દિવસનો ખોરાક તો છે ! આવતી કાલે અમે બાગની બહાર ચાલ્યા જઈશુંજ !"

"એ મોતીના ચોક મનમા પૂર્યા કરજો ! રાજા જોરાવરસિંહનો વાળે તમારાથી વાકો થશે નહીં, અને હવે બાગની બહાર જવાની પણ આશા રાખશો નહીં !" બુરખાવાળાએ જણાવ્યું

"ત્યારે શું જોરાવરસિંહ કોઈ બીજે રસ્તે બહાર નીકળી ગયા છે ?" માયાવતીએ પૂછ્યુ—"અમે હવે બાગની બહાર જઈ શકીશું નહીં ?"

"હા ! સર્વ દ્વાર મે બ ધ કર્યા છે !" બુરખાવાળાએ જણાવ્યુ—"તમે તલેસમના રાણી હોવાનો દાવો કરો છો, પણ અત્રેના ભેદ જાણતા નથી ! મે મહેલના દ્વાર બ ધ કર્યાથી તમે કેવા લાચાર બની ગયા ! અરે ! તમારી નજર આગળજ અગાસીમાથી પચ્ચીસ માણસો નીચે ઉતરી ગયા ત્યારે તમને તલેસમની રાણી હોવાનુ અભિમાન હતુ તો એમને રોકયા કેમ નહીં ? અમારા મહારાજશ્રીની હિ મત જોઈ ! તમે અત્રે આવ્યા છો એ જાણવા છતા પણ એકલા હમીરને તેડીને બાગમા આવ્યા !"

"અમારા આવ્યાની એમને ક્યાથી ખબર મળી ?" માયાવતીએ પૂછ્યુ આના જવાબમા તેણે હસીને જણાવ્યુ—"બાગમા આવતા પહેલાજ તમારી લીલાને એમણે કેદ કરી છે ! હવે જીવતા આ બાગની બહાર નીકળવાની આશા રાખશો નહીં ! હવે તો મરશો ત્યારે તમો સર્વના શબ બહાર ફે કી દેવરાવીશુ !"

મહેલના કટેરામા તે માણસ ફરતો હતો માયાવતી તેની સાથે વાત કરતી હતી, ત્યારે છૂપી રીતે પોતાના તીલસ્મી તમ ચાને તૈયાર કરતી હતી, પણ રાત્રીના અ ધકારને લીધે કટેરામા ઉભેલો બુરખાવાળો પુરૂષ તે જોઈ શક્યો નહીં પછી તે મોહીની સાથે વાત કરવા લાગ્યો, એટલે લાગ જોઈને માયાવતીએ તમ ચામા ગોળી ભરીને તેની તરફ ફોડી, જે તેની છાતીમા લાગીને ફુટી ગઈ અને બેહોશીનો ધૂમાડો તેના શ્વાસમા જતા તેની અસરથી તે બેહોશ થઈ ઢળી પડયો, એટલે માયાવતી, વગેરે તેની પાસે ધસી ગયા, અને કેસરીકુમાર તેના મુખપરથી બુરખો ખસેડતા ચમકીને બોલી ઉઠયો—"વાહ ! આ તો રાજા જોરાવરસિંહ !"



